

पूज्यपाद ब्रह्मविद्वरिष्ठ महात्मा श्रीमन्नथुरामशर्मा

प्रारब्ध ग. १९१४ना आश्विन सुदि ४

કુમાર પ્રિન્ટરી અમદાવાદ



श्रीविद्यारण्यमुनिविरचित

# ॥ श्रीपंचदशी ॥

તેનું

पूज्यपाद ब्रह्मनिष्ठ महाराज श्रीमन्नथुरामशर्मा-प्रणीत

## ગુજરાતીભાષાંતર

( सपूल, सान्वय, सटीक )

મુમુક્ષુઓને માટે
પોતાના પરલોકગત પતિ શેઠ કલ્યાણજી ચતુર્ભુજ સઘવીના
સ્મરણાર્થે પડતમૂલ્યે આપવા

પ્રકટ કરનાર


ગંગાસ્વરૂપ શ્રીમતી ફૂલકુંવરબાઈ
પોરબંદર-કાઠિયાવાડ
હાલ-મુંબઈ




“ अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ ”

( પંચદશી-તૃપ્તિદીપ-૨૯૭ )

વેદાંતશાસ્ત્ર વિસ્મયરૂપ છે! અતિવિસ્મયરૂપ છે! તેના ઉપદેષ્ટા સદ્ગુરુ અદ્ભુતરૂપ છે! અતિ અદ્ભુતરૂપ છે! તે બંનેથી પ્રાપ્ત થતું જીવબ્રહ્મની એકતાનુ જ્ઞાન અહોરૂપ છે! અતિઅહોરૂપ છે! એ અદ્વૈતજ્ઞાનથી પ્રાપ્ત થતો પરમાનંદ આશ્ચર્યરૂપ છે। પરમાશ્ચર્યરૂપ છે।


प्रथमावृत्ति — प्रति ११००
શકે ૧૮૫૩ · સંવત્ ૧૯૮૭ · ખ્રિસ્તાબ્દ ૧૯૩૧

मूल्य रू० ३-४-०



## श्रीधन्याष्टकम् ॥

तज्ज्ञानं प्रशमकरं यदिंद्रियाणां, तज्ज्ञेयं यदुपनिषत्सु निश्चितार्थं ।
ते धन्या भुवि परमार्थनिश्चितेहाः, शेषास्तु भ्रमनिलये परिभ्रमंति ॥ १ ॥
आदौ विजित्य विषयान्मदमोहरागद्वेषादिशत्रुगणमाहृतयोगराज्याः ।
ज्ञात्वा मतं समनुभूय परात्मविद्याकांतासुखं वनगृहे विचरंति धन्याः ॥ २ ॥
त्यक्त्वा गृहे रतिमधोगतिहेतुभूतामात्मेच्छयोपनिषदर्थरसं पिबंतः ।
वीतस्पृहा विषयभोगपदे विरक्ता, धन्याश्चरंति विजनेषु विरक्तसंगाः ॥ ३ ॥
त्यक्त्वा ममाहमिति बंधकरे पदे द्वे, मानावमानसदृशाः समदर्शिनश्च ।
कर्तारमन्यमवगम्य तदर्पितानि, कुर्वंति कर्मपरिपाकफलानि धन्याः ॥ ४ ॥
त्यक्त्वैषणात्रयमवेक्षितमोक्षमार्गा, भैक्षामृतेन परिकल्पितदेहयात्राः ।
ज्योतिः परात्परतरं परमात्मसंज्ञं, धन्या द्विजा रहसि हृद्यवलोकयंति ॥ ५ ॥
नासन्न सन्न सदसन्न महन्न चाणु, न स्त्रीपुमान्न च नपुंसकमेकबीजम् ।
यैर्ब्रह्म तत्समनुपासितमेकचित्तैर्धन्या विरेजुरितरे भवपाशबद्धाः ॥ ६ ॥
अज्ञानपंकपरिमग्नमपेतसारं, दुःखालयं मरणजन्मजरावसक्तम् ।
संसारबंधनमनित्यमवेक्ष्य धन्या, ज्ञानासिना तदवशीर्य विनिश्चयंति ॥ ७ ॥
शांतैरनन्यमतिभिर्मधुरस्वभावैरेकत्वनिश्चितमनोभिरपेतमोहैः ।
साकं वनेषु विदितात्मपदस्वरूपं, तद्वस्तु सम्यगनिशं विमृशंति धन्याः ॥ ८ ॥

इति श्रीमत्परमहंसपरिव्राजकाचार्यश्रीमच्छंकराचार्यविरचितं धन्याष्टकम् ॥



મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ–અમદાવાદ
મુદ્રક: ગજાનન વિ. પાઠક



શેઠ કલ્યાણજી ચતુર્ભુજ સંઘવી

જન્મ:
સં ૧૯૨૨, જેઠ વદિ ૦))

પરલોકવાસ:
સં ૧૯૮૧, ફાગણ સુદિ ૧૦

ॐ

# પ્રસ્તાવના

આ ગ્રંથનાં પંદર ( પંચદશ ) પ્રકરણો હોવાથી આ ગ્રંથનું પંચદશી એવું નામ આપવામાં આવ્યું છે. આ ગ્રંથનાં પહેલાં ૭ પ્રકરણો શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીનાં રચેલાં છે, અને બાકીનાં નવ પ્રકરણો તેઓશ્રીના પરમગુરુ શ્રીમદ્ભારતીતીર્થસ્વામીનાં રચેલાં છે. શ્રીભારતીતીર્થસ્વામીએ તૃપ્તિદીપ, કૂટસ્થદીપ, ધ્યાનદીપ ને નાટકદીપ તથા બ્રહ્માનંદનાં પાંચ પ્રકરણો પહેલાં રચી રાખ્યાં હશે, અને પછી પ્રત્યક્તત્ત્વવિવેકથી માંડીને ચિત્રદીપસુધીનાં ૭ પ્રકરણો શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીએ રચીને આ પંચદશીગ્રંથને પ્રકટ કર્યો હશે એમ જણાય છે. જીવન્મુક્તિવિવેકગ્રંથ રચાયાપહેલાં બ્રહ્માનંદનામનો ગ્રંથ વિદ્યમાન હતો એમ જીવન્મુક્તિવિવેકગ્રંથના બીજા વાસનાક્ષયનામના પ્રકરણમાં પુત્રવિવેકનો ભાગ બ્રહ્માનંદમાંથી લીધેલો હોવાથી સ્પષ્ટ થાય છે. આ ગ્રંથનાં પહેલાં દશ પ્રકરણો પૃથક્ પૃથક્ ગ્રંથરૂપે રચાયેલ હશે, અને છેલ્લાં પાંચ પ્રકરણો એક ગ્રંથરૂપે રચાયેલ હશે એમ જણાય છે.

આ પંચદશીગ્રંથઉપર પંડિત શ્રીરામકૃષ્ણજીની અને પંડિત શ્રીઅચ્યુતરાયજીની સંસ્કૃત ટીકાઓ છપાઈ બહાર પડેલી છે.

જિજ્ઞાસુને અદ્વૈત બ્રહ્મનો બોધ પ્રાપ્ત કરવામાટે આ ગ્રંથ ઘણો ઉપયોગી થઈ પડે એવો છે. ઉપનિષદો, ભગવદ્ગીતા અને વેદાંતદર્શનનો અગત્યનો સાર આ ગ્રંથમાં આવી જાય છે. જેઓ શ્રદ્ધા, પ્રીતિ અને જાગૃતિ રાખી, તથા યથાશક્તિ વિવેકાદિ સાધનો પ્રાપ્ત કરી આ ગ્રંથનું અધ્યયન કરશે, તેના અંતઃકરણમાંથી ઉત્તરોત્તર દુઃખની નિવૃત્તિ થવા લાગશે, અને ક્રમથી નિજાનંદનો આવિર્ભાવ થવા લાગશે.

આ ગ્રંથના પ્રત્યક્તત્ત્વવિવેકનામના પહેલા પ્રકરણમાં સચ્ચિદાનંદરૂપ અંતરાત્માનો અન્નમયાદિ પાંચ કોશોથી વિવેક કરેલો છે. પંચમહાભૂતનામના બીજા પ્રકરણમાં સચ્ચિદાનંદઘનબ્રહ્મથી આકાશાદિ પાંચ મહાભૂતોનું પૃથક્કરણ કરી બતાવ્યું છે, ને પાંચભૂતો તથા પાંચ ભૂતોનાં સર્વ કાર્યો બ્રહ્મમાં કલ્પિત છે એમ તેમાં પ્રતિપાદન કરવામાં આવ્યું છે. પંચકોશનામના ત્રીજા પ્રકરણમાં અન્નમયાદિ પાંચ કોશોથી ભિન્ન અને તેમાં ગૂઢરૂપે રહેલો જે આત્મા છે તે બ્રહ્મ છે એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. દ્વૈતવિવેકનામના ચોથા પ્રકરણમાં ઈશ્વરરચિત દ્વૈતનો અને જીવરચિત દ્વૈતનો વિભાગ જણાવી જીવરચિત દ્વૈત જીવને બંધન કરનારું છે, ઈશ્વરરચિત દ્વૈત જીવને બંધન કરનારું નથી એમ સમજાવી જિજ્ઞાસુને જીવરચિત દ્વૈતનો ત્યાગ કરવા સૂચવ્યું છે, અને મહાવાક્યવિવેકનામના પાંચમા પ્રકરણમાં પ્રજ્ઞાનં બ્રહ્મ ઇત્યાદિ ચાર મહાવાક્યોમાં નિરૂપણ કરેલ જીવના વાસ્તવિકસ્વરૂપનો બ્રહ્મથી અભેદ છે એમ સમજાવ્યું છે.

ચિત્રદીપનામના છઠ્ઠા પ્રકરણમાં શુદ્ધ વસ્ત્રોઉપર જેમ ચિત્રો કાઢવામાં આવે છે તેમ અસંગ અને પવિત્રતમ બ્રહ્મઉપર માયાએ આ જગતરૂપી ચિત્ર કાઢ્યું છે એમ વિસ્તારથી સમજાવવામાં આવ્યું છે. તૃપ્તિદીપનામના સાતમા પ્રકરણમાં આત્મસ્વરૂપના દૃઢજ્ઞાનથી મુમુક્ષુને નિઃસીમ સંતોષની પ્રાપ્તિ થાય છે એમ વિસ્તારથી સમજાવવામાં આવ્યું છે. તે પ્રકરણમાં ચિદાભાસની ( જીવની ) સાત અવસ્થાઓ પણ સમજાવી છે. કૂટસ્થદીપનામના આઠમા પ્રકરણમાં વ્યાવહારિક જીવથી ભિન્ન તેનું વાસ્તવિકસ્વરૂપ કૂટસ્થ

એટલે અવિકારી આત્મા છે એમ સમજાવી એ કૂટસ્થનો સર્વદા બ્રહ્મથી અભેદ છે એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. ધ્યાનદીપનામના નવમા પ્રકરણમાં સંવાદીભ્રમનું અને વિસંવાદીભ્રમનું સ્વરૂપ કહીને સવાદીભ્રમ ફલના સમયમાં જેમ ઇચ્છિત ફલ આપે છે તેમ નિર્ગુણબ્રહ્મસ્વરૂપની ઉપાસનાથી ઉપાસક જીવ જ્ઞાનદ્વારા મુક્ત થાય છે એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. નાટકદીપનામના દશમા પ્રકરણમાં શરીરમાં રહેલા સાક્ષીને નાટકશાલાના દીવાની ઉપમા આપી સાક્ષી સર્વદા વિકારરહિત છે એમ સમજાવ્યુ છે.

બ્રહ્માનંદમાં યોગાનંદનામના અગીઆરમા પ્રકરણમાં ચિત્તની બ્રહ્મમાં એકાગ્રતારૂપ યોગવડે બ્રહ્માનંદનો અનુભવ થવાનુ જણાવ્યું છે. શોકની નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ બ્રહ્મજ્ઞાનવડે મુમુક્ષુને પ્રાપ્ત થાય છે એમ ઉપનિષદોનાં વચનોવડે સિદ્ધ કરી તે બ્રહ્માનંદ સ્વયંપ્રકાશ છે એમ નિરૂપણ કર્યું છે. સુષુપ્તિમાં જગતના કારણરૂપ બ્રહ્માનંદનો અનુભવ થાય છે અને મન રાગદ્વેષથી રહિત હોય ત્યારે વાસનાનંદનો અનુભવ થાય છે એમ પણ તેમાં જણાવ્યું છે. અહંકારનો સર્વપ્રકારે ત્યાગ થવાથી મુમુક્ષુને બ્રહ્માનંદનો સ્પષ્ટ અનુભવ થાય છે. જે વેલા દ્વૈતની પ્રતીતિ ન હોય, નિદ્રા ન હોય, અને મનોરાજ્ય પણ ન થતાં હોય તે વેલાએ જે આનદનો અનુભવ થાય તે નિજાનદરૂપ બ્રહ્માનંદ છે. યોગાભ્યાસવડે ચિત્તની સ્થૂલતાનો અને ચચલતાનો નાશ કરવાથી મુમુક્ષુને નિજાનદનું ભાન થાય છે એમ તે પ્રકરણમાં જણાવ્યુ છે. આત્માનંદનામના બારમા પ્રકરણમાં આત્મા અત્યતપ્રિય હોવાથી આનંદસ્વરૂપ છે એમ બૃહદારણ્યક–ઉપનિષદ્ના મૈત્રેયીબ્રાહ્મણનાં વચનોનો આશ્રય લઇને સિદ્ધ કરી બતાવ્યુ છે. અન્ય પદાર્થોમા રહેલા પ્રેમનો ત્યાગ કરીને આત્માનું નિરતર અનુસંધાન કરવાથી આત્માનંદનું ભાન થાય છે એમ તે પ્રકરણમાં જણાવ્યું છે. અદ્વૈતાનદનામના તેરમા પ્રકરણમાં અદ્વૈતાનંદરૂપ બ્રહ્મજ આ સર્વ જગતનું વિવર્તોપાદાનકારણ હોવાથી પ્રતીત થતું સર્વ જગત્ વસ્તુતાએ આનદરૂપજ છે. જગત્ મિથ્યા છે, અને આનદજ એક અદ્વિતીય ને સત્ય છે એમ ચિંતન કરી તેમાંજ ચિત્તને સ્થિર કરવાથી મુમુક્ષુને અદ્વૈતાનદનો અનુભવ થાય છે યોગાનદ ચિત્તની એકાગ્રતાવડે પ્રાપ્ત થાય છે, અને આત્માનદ ને અદ્વૈતાનદ આત્મવિચારરૂપ જ્ઞાનવડે પ્રાપ્ત થાય છે એમ તેમાં જણાવ્યુ છે. વિદ્યાનદનામના ચૌદમા પ્રકરણમા બ્રહ્મવિદ્યાવડે આ લોકના ને પરલોકના દુઃખની નિવૃત્તિ અને સર્વપ્રકારના આનદની પ્રાપ્તિ થાય છે એમ જણાવ્યું છે, અને વિષયાનંદનામના પંદરમા પ્રકરણમાં વિષયાનદ બ્રહ્માનદના અશરૂપ છે, તથા વિદ્યાનદ અને વિષયાનંદ એ બને અતઃકરણની વૃત્તિરૂપ છે એમ જણાવ્યુ છે

આ ગ્રથનું અધ્યયન કરનારને અધ્યયન કરવાની અનુકૂલતા થાય એટલા માટે મૂલ શ્લોક આપી તેની નીચે શ્લોકનો અન્વય આપવામાં આવેલ છે. શ્લોકમાંના કોઇ શબ્દનો અર્થ લખવો ન રહી જાય તથા શ્લોકનો અર્થ મુમુક્ષુને સ્પષ્ટ સમજાય એવી પ્રત્યેક શ્લોકની વિવરણરૂપ ટીકા લખવા પ્રયત્ન કર્યો છે. અન્વયમાં આવા [ ] ચતુષ્કોણમાં, જે શબ્દ કે શબ્દો મૂક્યા છે તે શ્લોકનો અર્થ સ્પષ્ટ કરવામાટે શ્લોકમાં નહિ આવેલા હોઇ વધારાના મૂકવામા આવ્યા છે.

પ્રત્યેક પ્રકરણના અતમાં સામાન્ય જિજ્ઞાસુઓને પ્રત્યેક પ્રકરણમા શો ઉપદેશ છે તે સુલભતાથી જાણવામાં આવે તે માટે તથા તેમને મનન કરવામાં ઉપયોગી થાય તે માટે તે તે પ્રકરણનો સાર આપવામા આવ્યો છે. વિષયાનુક્રમણિકામા પ્રત્યેક પ્રકરણમા આવેલા વિષયો પૃષ્ઠાંકસહિત જણાવવામા આવ્યા છે, અને કોઇ શ્લોક જોવો હોય તો તે તુરત મળી આવે એટલા માટે શ્લોકની વર્ણાનુક્રમણિકા આપી છે. ઇતિ શિવમ્

# શ્રીમદ્વિદ્યારણ્યસ્વામીનું જીવનચરિત્ર

આ પંચદશીગ્રંથના કર્તા શ્રીમદ્‌વિદ્યારણ્યસ્વામીનો જન્મ શાલીવાહનશકના ૧૩ મા સૈકાના ઉત્તરાર્ધમાં કર્ણાટકપ્રાંતમાં તુંગભદ્રાનદીના કાંઠાઉપર વિજયનગરનામનું એક નગર હતું ત્યાં થયો હતો અને તેઓશ્રી શાલીવાહનશક ૧૩૧૩સુધી વિદ્યમાન હતા એમ એક તામ્રપત્રઉપરથી જણાય છે. તેઓશ્રીનાં પૂર્વાશ્રમમાં **માધવ**, **માધવાર્ય**, **માધવાચાર્ય** અને **માધવામાત્ય** એવાં નામો હતાં. પછી સંન્યસ્તાશ્રમમાં તેમનું વિદ્યારણ્ય એવું નામ પડ્યુ હતું. તેઓશ્રીનાં માતુશ્રીનું નામ શ્રીમતી અને પિતાનું નામ માયણ હતું. તેઓશ્રીને **સોમનાથ** અથવા **ભોગનાથ**નામના એક ભાઈ હતા. તેઓશ્રીની કૃષ્ણયજુર્વેદની **તૈત્તિરીય-શાખા**, **બોધાયનસૂત્ર**, **ભારદ્વાજગોત્ર** અને **સાયણકુલ** હતાં.

શ્રીમદ્વિદ્યારણ્યસ્વામી તેમના પૂર્વાશ્રમમાં **વિજયનગર**માં રહ્યા હતા, અને ત્યાંના **શ્રીવીરબુક્કણ** અથવા **બુક્કદેવ** રાજાના તથા તેમના પુત્ર **હરિહર** રાજાના મુખ્ય મંત્રી અને કુલગુરુ હતા. તેઓશ્રી બહુ ઉદાર હતા. તેઓશ્રીએ કુચ્ચરનામનું ગામ ચોવીશ વિદ્વાન્ બ્રાહ્મણોને તે ગામનું નામ માધવપુર પાડીને દાનમાં આપ્યું હતું. તેઓશ્રી પોતાના ઉત્તરવયમાં સંન્યસ્તાશ્રમ ગ્રહણ કરી શૃંગેરીમઠના અધિપતિ થયા હતા. તેઓશ્રીના સંન્યસ્તાશ્રમના ગુરુ **શ્રીવિદ્યાતીર્થસ્વામી** હશે, અને તેઓશ્રીના પરમગુરુ **શ્રીભારતીતીર્થસ્વામી** જેમણે આ પંચદશીના તૃપ્તિદીપથી માંડીને નાટકદીપસુધીનાં ચાર પ્રકરણો અને બ્રહ્માનંદનાં પાંચ પ્રકરણો રચેલાં છે તેઓ હશે એમ જણાય છે. તેઓશ્રીએ પંચદશીના પ્રત્યક્‌તત્ત્વવિવેકનામના પહેલા પ્રકરણના મંગલાચરણમાં તથા વિવરણપ્રમેયસંગ્રહના મંગલાચરણમાં **શ્રીશંકરાનંદસ્વામી**નું નામ ગુરુતરીકે દર્શાવેલું છે, પરંતુ શ્રીવિદ્યારણ્યસ્વામીના બીજા કોઇ લેખોમાં તેઓનું નામ જોવામાં આવતું નથી, પણ **શ્રીવિદ્યાતીર્થસ્વામી**નું નામ આરંભના મંગલાચરણમાં તથા સમાપ્તિના મંગલાચરણમાં જોવામાં આવે છે તેથી અનુમાન થાય છે કે **શ્રીવિદ્યાતીર્થસ્વામી** તેમના કર્મના, ઉપાસનાના અને વેદાંતના ગુરુ હશે, કેમકે એ મંગલાચરણમાં શ્રીવિદ્યાતીર્થ-સ્વામીને મહેશ્વરથી અભિન્નરૂપે તેમણે પ્રણામ કર્યા છે, અને એમના નિઃશ્વાસરૂપ વેદ છે, ને તેમણે વેદમાંથી આ સર્વ જગત્ ઉત્પન્ન કર્યું છે, તથા તેઓ ધર્માદિ ચાર પુરુષાર્થને આપનારા છે એમ કહ્યું છે. આમ હોવાથી પ્રત્યક્‌તત્ત્વવિવેકમાં તથા **વિવરણપ્રમેયસંગ્રહ**માં **શ્રીશંકરાનંદ** એવું જે નામ આવે છે તે નામ **શ્રીશંકરાનંદસ્વામી**નું હશે કે કેમ? એ શંકા-વાળું છે, કેમકે શંકર એટલે સુખ કરનાર અને આનંદ એટલે આનંદસ્વરૂપ **મહેશ્વર** એવો પણ શંકરાનંદશબ્દનો અર્થ થઇ શકે, અને તે **મહેશ્વરરૂપ** એવા **શ્રીવિદ્યાતીર્થસ્વામી**ને પણ લાગુ પડી શકે, એટલે એ શ્લોકોવડે મહેશ્વરસ્વરૂપ **શ્રીવિદ્યાતીર્થસ્વામી**નું મંગલાચરણ કરેલું હોવાની શંકા થાય છે, એટલે તેઓશ્રીના વેદાંતના ગુરુ **શ્રીશંકરાનંદસ્વામી** હશે કે કેમ? એ શંકાવાળું જણાય છે.

વળી એક એવી દંતકથા સંભળાય છે કેઃ—**શ્રીશંકરાનંદસ્વામી** મહીસુરરાજ્યમાં આવેલા શૃંગેરીમઠના શંકરાચાર્ય હતા. તેઓશ્રી પોતાના કેટલાક શિષ્યોસાથે બદરીનારાયણની યાત્રા કરવા ગયા હતા, ત્યાંથી પાછા ફરતી વેલા ભગવાન્ ગૌડપાદની ગુફાની પાસે આવી પોતાના શિષ્યોને ગુફાની બહાર રાખી પોતે ગુફામાં જવા નિર્ણય કર્યો, અને પોતાના શિષ્યોને

એટલે અવિકારી આત્મા છે એમ સમજાવી એ કૂટસ્થનો સર્વદા બ્રહ્મથી અભેદ છે એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. ધ્યાનદીપનામના નવમા પ્રકરણમાં સંવાદીભ્રમનું અને વિસંવાદીભ્રમનું સ્વરૂપ કહીને સંવાદીભ્રમ ફલના સમયમાં જેમ ઇચ્છિત ફલ આપે છે તેમ નિર્ગુણબ્રહ્મસ્વરૂપની ઉપાસનાથી ઉપાસક જીવ જ્ઞાનદ્વારા મુક્ત થાય છે એમ નિરૂપણ કરવામાં આવ્યું છે. નાટકદીપનામના દશમા પ્રકરણમાં શરીરમાં રહેલા સાક્ષીને નાટકશાલાના દીવાની ઉપમા આપી સાક્ષી સર્વદા વિકારરહિત છે એમ સમજાવ્યું છે.

બ્રહ્માનંદમાં યોગાનંદનામના અગીઆરમા પ્રકરણમાં ચિત્તની બ્રહ્મમાં એકાગ્રતારૂપ યોગવડે બ્રહ્માનંદનો અનુભવ થવાનું જણાવ્યું છે. શોકની નિવૃત્તિ ને પરમાનંદની પ્રાપ્તિ બ્રહ્મજ્ઞાનવડે મુમુક્ષુને પ્રાપ્ત થાય છે એમ ઉપનિષદોનાં વચનોવડે સિદ્ધ કરી તે બ્રહ્માનંદ સ્વયંપ્રકાશ છે એમ નિરૂપણ કર્યું છે. સુષુપ્તિમાં જગતના કારણરૂપ બ્રહ્માનંદનો અનુભવ થાય છે અને મન રાગદ્વેષથી રહિત હોય ત્યારે વાસનાનંદનો અનુભવ થાય છે એમ પણ તેમાં જણાવ્યું છે. અહંકારનો સર્વપ્રકારે ત્યાગ થવાથી મુમુક્ષુને બ્રહ્માનંદનો સ્પષ્ટ અનુભવ થાય છે. જે વેલા દ્વૈતની પ્રતીતિ ન હોય, નિદ્રા ન હોય, અને મનોરાજ્ય પણ ન થતાં હોય તે વેલાએ જે આનંદનો અનુભવ થાય તે નિજાનંદરૂપ બ્રહ્માનંદ છે. યોગાભ્યાસવડે ચિત્તની સ્થૂલતાનો અને ચચલતાનો નાશ કરવાથી મુમુક્ષુને નિજાનંદનું ભાન થાય છે એમ તે પ્રકરણમાં જણાવ્યું છે. આત્માનંદનામના બારમા પ્રકરણમાં આત્મા અત્યંતપ્રિય હોવાથી આનંદસ્વરૂપ છે એમ બૃહદારણ્યક–ઉપનિષદ્ના મૈત્રેયીબ્રાહ્મણનાં વચનોનો આશ્રય લઇને સિદ્ધ કરી બતાવ્યું છે. અન્ય પદાર્થોમાં રહેલા પ્રેમનો ત્યાગ કરીને આત્માનું નિરંતર અનુસંધાન કરવાથી આત્માનંદનું ભાન થાય છે એમ તે પ્રકરણમાં જણાવ્યું છે. અદ્વૈતાનંદનામના તેરમા પ્રકરણમાં અદ્વૈતાનંદરૂપ બ્રહ્મજ આ સર્વે જગતનું વિવર્તોપાદાનકારણ હોવાથી પ્રતીત થતું સર્વ જગત્ વસ્તુતાએ આનંદરૂપજ છે. જગત્ મિથ્યા છે, અને આનંદજ એક અદ્વિતીય ને સત્ય છે એમ ચિંતન કરી તેમાંજ ચિત્તને સ્થિર કરવાથી મુમુક્ષુને અદ્વૈતાનંદનો અનુભવ થાય છે. યોગાનંદ ચિત્તની એકાગ્રતાવડે પ્રાપ્ત થાય છે, અને આત્માનંદ ને અદ્વૈતાનંદ આત્મવિચારરૂપ જ્ઞાનવડે પ્રાપ્ત થાય છે એમ તેમાં જણાવ્યું છે. વિદ્યાનંદનામના ચૌદમા પ્રકરણમાં બ્રહ્મવિદ્યાવડે આ લોકના ને પરલોકના દુઃખની નિવૃત્તિ અને સર્વપ્રકારના આનંદની પ્રાપ્તિ થાય છે એમ જણાવ્યું છે, અને વિષયાનંદનામના પંદરમા પ્રકરણમાં વિષયાનંદ બ્રહ્માનંદના અંશરૂપ છે, તથા વિદ્યાનંદ અને વિષયાનંદ એ બંને અંતઃકરણની વૃત્તિરૂપ છે એમ જણાવ્યું છે.

આ ગ્રંથનું અધ્યયન કરનારને અધ્યયન કરવાની અનુકૂલતા થાય એટલા માટે મૂલ શ્લોક આપી તેની નીચે શ્લોકનો અન્વય આપવામાં આવેલ છે. શ્લોકમાંના કોઇ શબ્દનો અર્થ લખવો ન રહી જાય તથા શ્લોકનો અર્થ મુમુક્ષુને સ્પષ્ટ સમજાય એવી પ્રત્યેક શ્લોકની વિવરણરૂપ ટીકા લખવા પ્રયત્ન કર્યો છે. અન્વયમાં આવા [ ] ચતુષ્કોણમાં જે શબ્દ કે શબ્દો મૂકયા છે તે શ્લોકનો અર્થ સ્પષ્ટ કરવામાટે શ્લોકમાં નહિ આવેલા હોઇ વધારાના મૂકવામાં આવ્યા છે.

પ્રત્યેક પ્રકરણના અંતમાં સામાન્ય જિજ્ઞાસુઓને પ્રત્યેક પ્રકરણમાં શો ઉપદેશ છે તે સુલભતાથી જાણવામાં આવે તે માટે તથા તેમને મનન કરવામાં ઉપયોગી થાય તે માટે તે તે પ્રકરણનો સાર આપવામાં આવ્યો છે. વિષયાનુક્રમણિકામાં પ્રત્યેક પ્રકરણમાં આવેલા વિષયો પૃષ્ઠાંકસહિત જણાવવામાં આવ્યા છે, અને કોઇ શ્લોક જોવો હોય તો તે તુરત મળી આવે એટલા માટે શ્લોકની વર્ણાનુક્રમણિકા આપી છે. ઇતિ શિવમ્

૧ ઋગ્વેદપર ભાષ્ય, કૃષ્ણયજુર્વેદપર ભાષ્ય, શુક્લયજુર્વેદપર ભાષ્ય, સામવેદપર ભાષ્ય ને અથર્વવેદપર ભાષ્ય.
૨ ચારે વેદનાં ઐતરેય ને શતપથ આદિ અગત્યનાં બ્રાહ્મણોપર ભાષ્યો.
૩ પરાશરસ્મૃતિઉપર પરાશરમાધવનામની નિબંધરૂપ ટીકા.
૪ સૂતસંહિતાપર ટીકા.
૫ કાલમાધવનામે જ્યોતિષ્નો ગ્રંથ-જેમાં કાલસંબંધી નિર્ણય જણાવવામાં આવેલ છે.
૬ માધવનિદાન અથવા નિદાનમાધવનામે વૈદકનો ગ્રંથ જેમાં રોગાદિના નિદાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૭ વ્યવહારમાધવ, જેમાં વ્યવહારને લગતું વર્ણન છે.
૮ આચારમાધવ, જેમાં દ્વિજાદિના આચારનું નિરૂપણ છે.
૯ માધવીયા ધાતુવૃત્તિનામે વ્યાકરણનો ગ્રંથ જેમાં ૨૨૦૦ સંસ્કૃતભાષાના મૂલ ધાતુ અને તેને લગતું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૧૦ શતપ્રશ્નકલ્પલતિકા, જેમાં સો પ્રશ્નોનાં સો ઉત્તરોવડે પંચદ્રાવિડ અને પંચગૌડ બ્રાહ્મણોના ભેદ બતાવવામાં આવ્યા છે.
૧૧ જૈમિનીયન્યાયમાલાવિસ્તાર, જેમાં પૂર્વમીમાંસાનાં અધિકરણોનો વિષય ચર્ચ્યો છે.
૧૨ વ્યાસાધિકરણરત્નમાલા, જેમાં વેદાંતદર્શનનાં ૧૯૨ અધિકરણોમાં જણાવેલા વિષયનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.
૧૩ વિવરણપ્રમેયસંગ્રહ, જેમાં બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના પહેલા પાદનાં ચાર સૂત્રોનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.
૧૪ સર્વદર્શનસંગ્રહ, જેમાં ચાર્વાકથી માંડીને વેદાંતદર્શનસુધીનાં દર્શનોના અભિપ્રાયો જણાવવામાં આવ્યા છે.
૧૫ શ્રીશંકરદિગ્વિજય-જેમાં ભગવાન્ શ્રીશંકરાચાર્યજીના ચરિત્રનું ઉત્તમપ્રકારે વર્ણન કરેલું છે.
૧૬ ઈશાદિ દશ ઉપનિષદોઉપર દીપિકાનામની ટીકાઓ.
૧૭ અનુભૂતિપ્રકાશ—જેમાં ૧૨ ઉપનિષદોના ઉપદેશનું સંક્ષેપમાં નિરૂપણ કરેલું છે.
૧૮ દૃગ્દૃશ્યવિવેક—જેમાં દ્રષ્ટાના અને દૃશ્યના સ્વરૂપનો વિવેક કરવામાં આવ્યો છે.
૧૯ બ્રહ્મગીતા જેમાં શ્રુતિસંમત અદ્વૈતસિદ્ધાંતનું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૨૦ પંચદશીના પ્રત્યક્તત્ત્વવિવેક, પંચમહાભૂતવિવેક, પંચકોશવિવેક, દ્વૈતવિવેક, મહાવાક્યવિવેક અને ચિત્રદીપ એ નામનાં ૭ પ્રકરણો જેમાં ઉત્તમપ્રકારે અદ્વૈતબ્રહ્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે.
૨૧ જીવન્મુક્તિવિવેક, જેમાં પાંચ પ્રકરણો છે, ને તેમાં જીવન્મુક્તિના સદ્ભાવ આદિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.
૨૨ પૂજ્યચરણ શંકરાચાર્યજીકૃત અપરોક્ષાનુભૂતિઉપર ટીકા.
૨૩ શ્રીસૂક્તપર ભાષ્ય.

કહ્યું કે "હું જો અમુક દિવસમાં પાછો ન આવું તો તમે પુનઃ શૃંગેરીમઠમાં જજો, અને તમારામાંથી મુખ્યને શૃંગેરીમઠના આચાર્ય નીમી સ્વધર્મપાલન કરી બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરજો" એમ કહી પોતે ભગવાન્ ગૌડપાદની ગુફામાં પધાર્યા, અને શિષ્યોને ગુફામાંથી બહાર નીકળવાનો જે સમય તેમણે આપ્યો હતો તે સમયસુધી પોતે ગુફામાંથી બહાર આવ્યા નહિ, તેથી શિષ્યો તેઓશ્રીની આજ્ઞાપ્રમાણે તે ગુફા છોડી ક્રમપૂર્વક ચાલતા ચાલતા શૃંગેરીમઠમાં ગયા, અને બહુધા શ્રીવિદ્યાતીર્થસ્વામીને શૃંગેરીમઠના આચાર્ય નીમી તેઓ સ્વધર્મપાલન કરી બ્રહ્મવિદ્યાનો પ્રચાર કરવા મંડ્યા. તે પછી કેટલેક દિવસે શ્રીશંકરાનંદસ્વામી તે ગુફામાંથી બહાર આવ્યા, અને ત્યાં જોયું તો શિષ્યો નહિ હોવાથી તે શિષ્યો શૃંગેરીમઠતરફ ગયા હશે એમ અનુમાન કરી પોતે શૃંગેરીમઠભણી પ્રયાણ કર્યું. માર્ગમાં તેઓશ્રીને શૃંગેરીમઠની ગાદીપર નવા આચાર્ય નીમાઇ ગયા છે એમ સાંભળવામાં આવ્યું, જેથી એક વખતે એક ગાદીઉપર બે આચાર્ય સંભવી શકે નહિ એવો વિચાર કરી પોતે નિઝામના રાજ્યમાં વિચર્યા. ત્યાં નિઝામસરકારે કેટલાંક ગામો તેમના ખર્ચના નિભાવમાટે આપ્યાં. ત્યાં તેઓ નવો મઠ સ્થાપી બ્રહ્મવિદ્યાના ઉપદેશનો પ્રચાર આગળ ચલાવવા મંડ્યા, અને આત્મપુરાણાદિ ગ્રંથો, ઉપનિષદોપર દીપિકાઓ, ભગવદ્ગીતાઉપર ટીકા અને બ્રહ્મસૂત્રઉપર સંક્ષેપટીકા લખ્યાં. તે વેલા શ્રીવિદ્યારણ્યસ્વામીને શ્રીશંકરાનંદસ્વામીના ઉપદેશનો લાભ મળ્યો હોય અને તેઓશ્રી એક પ્રકારે પોતાના પરમગુરુ છે એમ માનીને ઉપર જણાવેલ બંને ગ્રંથોમાં ગુરુતરીકે મંગલાચરણ કર્યું હોય એ પણ સંભવિત છે એમ જણાય છે.

શ્રીવિદ્યારણ્યસ્વામી પ્રતિભાશાલી, અનેક શાસ્ત્રોના જ્ઞાતા, વેદાંતશાસ્ત્રના પૂર્વપક્ષોનું પ્રમાણવડે ને યુક્તિઓવડે નિરાકરણ કરવામાં અતિદક્ષ ને વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા વિષયનું સત્યપણું પ્રતિપાદન કરવામાં અતિનિપુણ હતા એમ તેમના ગ્રંથો વાંચવાથી શાસ્ત્રરસિક વિદ્વાન્ પુરુષોને સ્પષ્ટ સમજાય એમ છે

ઋગાદિ વેદોનાં અને શતપથાદિ બ્રાહ્મણોનાં ભાષ્યો કરવામાં તેઓશ્રીએ ઘણોજ શ્રમ લીધેલો હોવો જોઇએ એમ જણાય છે, નહિ તો એવાં ભાષ્યો જોઇતી સામગ્રીને અભાવે રચી શકાય નહિ. એવું કહેવાય છે કે તેમણે સંન્યસ્તાવસ્થામાં કાશીપુરીમાં રહી ભગવાન્ શ્રીવ્યાસનું આરાધન કરી તેમને પ્રસન્ન કર્યા હતા, અને તેઓશ્રીને પોતાના પૂર્વાશ્રમમાં પોતે રચેલાં ચાર વેદોપરનાં ભાષ્યો તેમને બતાવ્યાં હતાં, ને તેમાં કંઇ દોષ હોય તો તે જણાવવા વિનંતિ કરી હતી. શ્રીવ્યાસભગવાને તે ભાષ્યો જોઇને તે નિર્દોષ છે એમ જણાવી તેમને વિદ્યારણ્ય એવું નામ આપ્યું હતું. જો આમ હોય તો તેઓશ્રીનું સંન્યસ્તદીક્ષાનું નામ બીજું હોવું જોઇએ.

ઉપનિષદોએ ઉપદેશેલો વિષય યુક્તિઓવિના અને યોગ્ય દૃષ્ટાંતોવિના જિજ્ઞાસુઓની બુદ્ધિમા સુસ્થિર થઇ શકે નહિ માટે તેઓશ્રીએ તૈત્તિરીયોપનિષદ્‌ની દીપિકામાં, પંચદશીનાં પ્રથમનાં ૭ પ્રકરણોમાં, અનુભૂતિપ્રકાશમાં, દૃગ્દૃશ્યવિવેકમાં, વિવરણપ્રમેયસંગ્રહમાં ને જીવન્મુક્તિવિવેકમાં વેદાંતસિદ્ધાંતને યુક્તિઓવડે ને દૃષ્ટાંતોવડે સુસ્પષ્ટ કર્યો છે.

શ્રીવિદ્યારણ્યસ્વામી ધુરંધર પંડિત હતા. તેઓશ્રીએ વૈદકશાસ્ત્ર, જ્યોતિષ્શાસ્ત્ર, વ્યાકરણશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને વેદાંતશાસ્ત્રના અનેક ગ્રંથો લખ્યા છે. તેઓશ્રીના રચેલા ગ્રંથોનાં નામો નીચે પ્રમાણે જાણવામાં આવ્યાં છેઃ—

૧ ઋગ્વેદપર ભાષ્ય, કૃષ્ણયજુર્વેદપર ભાષ્ય, શુક્લયજુર્વેદપર ભાષ્ય, સામવેદપર ભાષ્ય ને અથર્વવેદપર ભાષ્ય.

૨ ચારે વેદનાં ઐતરેય ને શતપથ આદિ અગત્યનાં બ્રાહ્મણોપર ભાષ્યો.

૩ પરાશરસ્મૃતિઉપર પરાશરમાધવનામની નિબંધરૂપ ટીકા.

૪ સૂતસંહિતાપર ટીકા.

૫ કાલમાધવનામે જ્યોતિષ્નો ગ્રંથ-જેમાં કાલસંબંધી નિર્ણય જણાવવામાં આવેલ છે.

૬ માધવનિદાન અથવા નિદાનમાધવનામે વૈદકનો ગ્રંથ જેમાં રોગાદિના નિદાનનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

૭ વ્યવહારમાધવ, જેમાં વ્યવહારને લગતું વર્ણન છે.

૮ આચારમાધવ, જેમાં દ્વિજાદિના આચારનું નિરૂપણ છે.

૯ માધવીયા ધાતુવૃત્તિનામે વ્યાકરણનો ગ્રંથ જેમાં ૨૨૦૦ સંસ્કૃતભાષાના મૂલ ધાતુ અને તેને લગતું નિરૂપણ કરવામાં આવ્યું છે.

૧૦ શતપ્રશ્નકલ્પલતિકા, જેમાં સો પ્રશ્નોનાં સો ઉત્તરોવડે પંચદ્રાવિડ અને પંચગૌડ બ્રાહ્મણોના ભેદ બતાવવામાં આવ્યા છે.

૧૧ જૈમિનીયન્યાયમાલાવિસ્તાર, જેમાં પૂર્વમીમાંસાનાં અધિકરણોનો વિષય ચર્ચ્યો છે.

૧૨ વ્યાસાધિકરણરત્નમાલા, જેમાં વેદાંતદર્શનનાં ૧૯૨ અધિકરણોમાં જણાવેલા વિષયનું સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.

૧૩ વિવરણપ્રમેયસંગ્રહ, જેમાં બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના પહેલા પાદનાં ચાર સૂત્રોનું વિસ્તારથી સ્પષ્ટીકરણ કરવામાં આવ્યું છે.

૧૪ સર્વદર્શનસંગ્રહ, જેમાં ચાર્વાકથી માંડીને વેદાંતદર્શનસુધીના દર્શનોના અભિપ્રાયો જણાવવામાં આવ્યા છે.

૧૫ શ્રીશંકરદિગ્વિજય-જેમાં ભગવાન્ શ્રીશંકરાચાર્યજીના ચરિત્રનું ઉત્તમપ્રકારે વર્ણન કરેલું છે.

૧૬ ઈશાદિ દશ ઉપનિષદોઉપર દીપિકાનામની ટીકાઓ.

૧૭ અનુભૂતિપ્રકાશ—જેમાં ૧૨ ઉપનિષદોના ઉપદેશનું સંક્ષેપમાં નિરૂપણ કરેલું છે.

૧૮ દૃગ્દૃશ્યવિવેક—જેમાં દ્રષ્ટાના અને દૃશ્યના સ્વરૂપનો વિવેક કરવામાં આવ્યો છે.

૧૯ બ્રહ્મગીતા જેમા શ્રુતિસંમત અદ્વૈતસિદ્ધાંતનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

૨૦ પંચદશીના પ્રત્યક્તત્ત્વવિવેક, પંચમહાભૂતવિવેક, પંચકોશવિવેક, દ્વૈતવિવેક, મહાવાક્યવિવેક અને ચિત્રદીપ એ નામનાં ૭ પ્રકરણો જેમાં ઉત્તમપ્રકારે અદ્વૈતબ્રહ્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે.

૨૧ જીવન્મુક્તિવિવેક, જેમાં પાંચ પ્રકરણો છે, ને તેમાં જીવન્મુક્તિના સદ્ભાવ આદિનું નિરૂપણ કરવામાં આવ્યું છે.

૨૨ પૂજ્યચરણ શંકરાચાર્યજીકૃત અપરોક્ષાનુભૂતિઉપર ટીકા.

૨૩ શ્રીસૂક્તપર ભાષ્ય.

# પંચદશીની વિષયાનુક્રમણિકા

## ૧ પ્રત્યક્તત્ત્વવિવેક

| વિષય | પૃષ્ઠાંક |
|---|---|
| મંગલાચરણ. સંવિત્ નિત્ય, એક અને સ્વયંપ્રકાશ છે, તેજ આત્મા છે. તે આત્મા પરમાનંદરૂપ છે. ... ... ... ... ... ... | ૧—૭ |
| પ્રતિબંધને લીધે આત્માનંદના પરમાનંદસ્વભાવનું સામાન્યરૂપે ભાન અને વિશેષરૂપે અભાન રહે છે, ને અવિદ્યા એજ પરમાનંદની પ્રતીતિ ન થવામાં પ્રતિબંધ છે. | ૮—૯ |
| ત્રણ ગુણવાળી પ્રકૃતિ, તેના માયા અને અવિદ્યા એવા બે પ્રકાર, માયાની ઉપાધિવાળા ઇશ્વર ને અવિદ્યાની ઉપાધિવાળો જીવ, અવિદ્યાનું અન્ય નામ કારણશરીર, અને કારણશરીરનો અભિમાની પ્રાજ્ઞ છે. ... ... | ૯—૧૦ |
| તમોગુણપ્રધાન પ્રકૃતિમાંથી આકાશાદિ પાંચભૂતો ઉપજે છે, પાંચ ભૂતોના એક એક સત્ત્વગુણના અંશમાંથી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો, ને પાંચ ભૂતોના મળેલા સત્ત્વગુણના અંશમાંથી અંતઃકરણ ઉપજે છે, અને તેના મન ને બુદ્ધિ એવા બે પ્રકાર છે. ... ... ... ... ... ... ... | ૧૧—૧૨ |
| આકાશાદિ પાંચ ભૂતોના એક એક રજોગુણના અંશમાંથી વાણી આદિ પાંચ કર્મેન્દ્રિયો અને પાંચે ભૂતોના મળેલા રજોગુણના અંશમાંથી પાંચ પ્રાણ ઉપજે છે. ને પ્રાણ પાંચ પ્રકારનો છે. ... ... ... ... | ૧૨—૧૩ |
| પાંચ કર્મેન્દ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણ તથા મન ને બુદ્ધિ મળીને સૂક્ષ્મશરીર થાય છે, સૂક્ષ્મશરીરનો અભિમાની તૈજસ કહેવાય છે, અને સમષ્ટિશરીરના અભિમાની હિરણ્યગર્ભ કહેવાય છે. ... ... ... ... | ૧૩—૧૪ |
| સ્થૂલશરીરાદિની ઉત્પત્તિમાટે ભૂતોનું પચીકરણ, તે પચીકૃત ભૂતોમાંથી બ્રહ્માંડ, બ્રહ્માંડમાં લોકો, ને લોકોમાં પ્રાણીઓનાં શરીરાદિ ઉપજે છે, સમષ્ટિસ્થૂલશરીરના અભિમાની વૈશ્વાનર ( વિરાટ્ ) અને વ્યષ્ટિસ્થૂલશરીરનો અભિમાની વિશ્વ કહેવાય છે, વિશ્વના દેવ મનુષ્ય ને પશ્વાદિ પ્રકાર છે, તેઓ કર્મના અને તેના ફલના પ્રવાહમાં તણાય છે. ... ... ... ... ... | ૧૫—૧૭ |
| જીવના પુણ્યકર્મના વિપાકથી શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુનો લાભ થાય છે, ને તેમનો ઉપદેશ પ્રાપ્ત થાય છે. પાંચ કોશોનાં નામ અને તેમનું સ્વરૂપ, અન્વયવ્યતિરેકવડે કોશોનો ને આત્માનો વિવેક, પાંચ કોશથી રહિત આત્મા તે બ્રહ્મરૂપ છે. ... ... ... ... ... ... ... | ૧૭—૨૨ |
| તત્પદનો ને ત્વંપદનો વાચ્યાર્થ તથા લક્ષ્યાર્થ. ... ... | ૨૩—૨૪ |
| મહાવાક્યોથી બ્રહ્મનું ભાગત્યાગલક્ષણાવડે જ્ઞાન થાય છે. ... ... | ૨૪—૨૮ |
| શ્રવણ, મનન, નિદિધ્યાસન અને સમાધિનું લક્ષણ. ... ... | ૨૯—૩૧ |
| સમાધિનું ફલ, ધર્મમેઘસમાધિ, બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન, બ્રહ્મના પરોક્ષજ્ઞાનનું અને અપરોક્ષજ્ઞાનનું ફલ. ... ... ... ... ... ... | ૩૧—૩૩ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| પ્રત્યક્‌તત્ત્વવિવેકનો સાર ... ... ... ... ... | ૩૪—૪૧ |

૨ પંચમહાભૂતવિવેક

| | |
|---|---|
| પ્રારંભની પ્રતિજ્ઞા, આકાશાદિ પાંચ ભૂતોના ગુણો અને તે ગુણોને ગ્રહણ કરનાર ઇંદ્રિયો, ઇંદ્રિયોના ગોલકો, ઇંદ્રિયોનું કાર્યાનુમેયપણું અને તેમની બાહ્ય પ્રવૃત્તિ. ... ... ... ... ... ... | ૪૨—૪૫ |
| કર્મેંદ્રિયો, તેમની ક્રિયાઓ, મન, તેના ત્રણ ગુણો, તેની ત્રણ પ્રકારની પ્રવૃત્તિ અને તેનું ફલ ... ... ... ... ... | ૪૬—૪૮ |
| અહંકાર કર્તા છે, ઇંદ્રિયોનું ભૌતિકપણું, सदेव सोम्य० ઇત્યાદિ શ્રુતિમાના इदं શબ્દનો અર્થ. ... ... ... ... ... ... | ૪૯ |
| સ્વગત આદિ ત્રણ ભેદ અને ગદ્રૂપ બ્રહ્મમાં તેનો અભાવ ને તેના સંબંધમાં યુક્તિ ... ... ... ... ... ... | ૪૯—૫૨ |
| શૂન્યવાદીનો મત અને તેની પરીક્ષા ... ... ... ... | ૫૨—૫૭ |
| આ જગતની ઉત્પત્તિપૂર્વે સત્‌ હતુ એવાં શ્રુતિના વચનોનું નિર્દોષપણું, પ્રલયમાં દ્વૈતનો અભાવ અને દ્વૈતના અભાવમાં પ્રમાણ ને યુક્તિ, સ્વપ્રકાશ સતનું તૂષ્ણીંસ્થિતિમાં ભાન થાય છે, સતની શક્તિ અને તેનું પ્રતિપાદન, તે શક્તિ બ્રહ્મના એક દેશમાં રહે છે, તેમાં પ્રમાણ અને યુક્તિ, શક્તિ કાર્યોની કલ્પના કરે છે, શક્તિનું પહેલું કાર્ય આકાશ છે તેનું પ્રતિપાદન, વાયુ આદિ ચાર ભૂતોનું વિવેચન ... ... ... | ૫૭—૭૯ |
| બ્રહ્માંડ આદિ ભૌતિક પદાર્થોનું વિવેચન, દ્વૈતની અવસ્થાથી અદ્વૈતાનંદનું સુસ્થિરપણું ... ... ... ... ... ... | ૮૦—૮૨ |
| ઉપરના વિષયમાં ભગવદ્‌ગીતાનું પ્રમાણ અને તેનું વ્યાખ્યાન, બ્રહ્માનંદનું બાધરહિતપણું, આ પ્રકરણના જ્ઞાનનું ફળ. ... ... ... ... | ૮૩—૮૫ |
| પંચમહાભૂતવિવેકનો સાર. ... ... ... ... | ૮૬—૯૫ |

૩ પંચકોશવિવેક

| | |
|---|---|
| પંચકોશરૂપ ગુહામાં ગુપ્ત રીતે રહેલા બ્રહ્મના જ્ઞાનનું સાધન, અન્નમયાદિ પાંચકોશનો વિવેક તથા ગુહાશબ્દનો અર્થ ... ... ... | ૯૬ |
| અન્નમયકોશનું, પ્રાણમયકોશનું, મનોમયકોશનું, વિજ્ઞાનમયકોશનું અને આનંદમયકોશનું જડપણું, બિંબસ્વરૂપ આનંદ આત્મા છે, તેના અનુભવના સંબંધમાં શંકા અને તેનું સમાધાન. ... ... ... ... | ૯૭-૧૦૨ |
| આત્માનું સ્વયંપ્રકાશપણું, બ્રહ્મનો નિશ્ચય અને સાક્ષીનું જ્ઞાન તથા આત્માના સદ્‌ભાવના સંબંધમાં વિવાદ સંભવતો નથી ... ... ... | ૧૦૩-૧૦૬ |
| સૃષ્ટિની પૂર્વે અસત્‌ હતુ એમ કહેનારનો બાધ જણાવનારી શ્રુતિ, આત્માનું સ્વરૂપ અને તેનું યુક્તિવડે પ્રતિપાદન ... ... ... ... | ૧૦૭-૧૦૮ |
| આત્મા સર્વના બાધનું અધિષ્ઠાન છે, અને અનાત્મા ત્યજવાયોગ્ય છે ... | ૧૦૯-૧૧૦ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| બ્રહ્મ ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત છે, બ્રહ્મમાં ઈશ્વરપણું ને જીવપણું ઉપાધિથી કલ્પિત છે, સર્વે પદાર્થોમાં ગૂઢરૂપે રહેલી માયા બ્રહ્મના ઉપાધિરૂપ છે, ને તે માયા ચેતનજેવી પ્રતીત થાય છે, માયાવડે બ્રહ્મજ ઈશ્વરરૂપ થાય છે, અને કોશના સંબંધથી બ્રહ્મ જીવરૂપ પ્રતીત થાય છે, તેના સંબંધમાં દૃષ્ટાંત. ... ... ... ... ... ... | ૧૧૧–૧૧૪ |
| ઉપાધિરહિત અવસ્થામાં જીવ અને ઈશ્વર એવા નામનો અભાવ તથા બ્રહ્મજ્ઞાનનું ફલ. ... ... ... ... ... | ૧૧૪–૧૧૫ |
| પંચકોશવિવેકનો સાર. ... ... ... ... ... ... | ૧૧૫–૧૨૦ |
| **૪ દ્વૈતવિવેક** | |
| બંધનું સ્વરૂપ સ્પષ્ટ કરવામાટે દ્વૈતવિવેકની પ્રતિજ્ઞા, આ જગત્ ઈશ્વરકૃત છે એમાં શ્રુતિનાં પ્રમાણ, જીવનું સ્વરૂપ, માયાની બે શક્તિ, ઈશ્વરે રચેલા દ્વૈતની સમાપ્તિ અને જીવે રચેલા દ્વૈતના સંબંધમાં પ્રમાણ. ... ... | ૧૨૧–૧૨૬ |
| ઈશ્વરે આ જગતને સ્વરૂપથી ઉત્પન્ન કર્યું, અને જીવે તેને ભોગ્ય માન્યું તેના સંબંધમાં દૃષ્ટાંત ... ... ... ... ... | ૧૨૬ |
| દ્વૈતનું નિર્માણ કરવાનાં ઈશ્વરનાં અને જીવનાં બે સાધન તથા જીવે કરેલા મનોમયદ્વૈતના સંબંધમાં દૃષ્ટાંત અને તેના સંબંધની યુક્તિઓ. ... ... | ૧૨૭–૧૩૦ |
| બાહ્ય અને મનોમય એવા બે વિષય છે, તેમાં મનોમય વિષય જીવને બંધન કરે છે તેમાં સ્વપ્નનું દૃષ્ટાંત અને બીજાં બે દૃષ્ટાંત ... ... ... | ૧૩૦–૧૩૨ |
| વિજ્ઞાનવાદની શંકા અને તેનું સમાધાન. ... ... ... ... | ૧૩૩ |
| મનોમયદ્વૈતનું યોગવડે નિવારણ થશે એવો પૂર્વપક્ષ અને તેનું સમાધાન, ઈશ્વરે રચિત દ્વૈત વિદ્યમાન છતાં પણ તેને મિથ્યા જાણવાથી બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનો સંભવ છે, ઈશ્વરરચિત દ્વૈતના પ્રકાર, જીવરચિત દ્વૈતના પ્રકાર અને તેનું પ્રતિપાદન ... ... ... ... ... ... | ૧૩૪–૧૩૬ |
| બ્રહ્મબોધક ગ્રંથનો વિચાર કરીને પછી તે ઉત્તમમુમુક્ષુએ ગ્રંથમાંથી આસક્તિનો ત્યાગ કરવો ... ... ... ... ... ... | ૧૩૭–૧૩૮ |
| જીવે રચેલું અશાસ્ત્રીયદ્વૈત ત્યાગ કરવાયોગ્ય છે, તેના સંબંધમાં શંકા ને સમાધાન. ... ... ... ... ... ... ... | ૧૩૯–૧૪૦ |
| બ્રહ્મવેત્તાના યથેષ્ટ આચરણની નિંદા અને ઉપદેશ. ... ... ... | ૧૪૧–૧૪૨ |
| કામાદિના ત્યાગનું સાધન, મનોરાજ્ય પણ ત્યજવાયોગ્ય છે, તેના સંબંધમાં પ્રમાણ ને મનોરાજ્યના ત્યાગનો ઉપાય. ... ... ... ... | ૧૪૨–૧૪૪ |
| વૃત્તિરહિત મન એ પરમપદ છે તેના સંબંધમાં પ્રમાણ. ... ... | ૧૪૫ |
| અભ્યાસવડે વિક્ષેપ પામેલું મન સ્થિર થાય છે, વિક્ષેપરહિત મન એજ બ્રહ્મ છે, તેના સંબંધમાં પ્રમાણ, દ્વૈતના વિવેકથી જીવન્મુક્તપણું પ્રાપ્ત થાય છે. | ૧૪૬–૧૪૭ |
| દ્વૈતવિવેકનો સાર. ... ... ... ... ... ... | ૧૪૭–૧૫૪ |

| વિષય | પૃષ્ઠ |
|---|---|
| **૫ મહાવાક્યવિવેક** | |
| પ્રજ્ઞાનશબ્દનો, બ્રહ્મશબ્દનો અને પ્રજ્ઞાન બ્રહ્મ છે એ વાક્યનો અર્થ ... | ૧૫૫-૧૫૬ |
| અહંશબ્દનો અર્થ, બ્રહ્મશબ્દનો અર્થ અને હું બ્રહ્મ છું એ વાક્યનો અર્થ ... | ૧૫૬ |
| તત્શબ્દનો અર્થ, ત્વંશબ્દનો અર્થ અને તે તું છે એ વાક્યનો અર્થ ... | ૧૫૭ |
| આ શબ્દનો અર્થ, આત્માશબ્દનો અર્થ, બ્રહ્મશબ્દનો અર્થ અને આ આત્મા બ્રહ્મ છે એ વાક્યનો અર્થ ... ... ... .. ... | ૧૫૭-૧૫૮ |
| મહાવાક્યવિવેકનો સાર. ... ... ... ... . | ૧૫૮-૧૫૯ |
| **૬ ચિત્રદીપ** | |
| જેનાપર ચિત્રો કાઢેલા છે એવા વસ્ત્રની ચાર અવસ્થાની પેઠે પરમાત્માની ચાર અવસ્થા, સ્થાવરજંગમ જગત્ એ પરમાત્મામાં ચિત્રરૂપ છે. જીવની કલ્પના અને જીવના સંસારનો આત્મામાં આરોપ ... . ... | ૧૬૦-૧૬૩ |
| જડની કલ્પના, અવિદ્યા, તેની વિદ્યાવડે નિવૃત્તિ, વિદ્યાનું સ્વરૂપ, જીવના જગતના ને પરમાત્માના સ્વરૂપનો સર્વદા વિચાર કરી જીવનો અને જગતનો બાધ કરવાથી પોતાનું આત્મસ્વરૂપ અવશેષ રહે છે, અને જીવભાવનો ને જગત્‌ભાવનો બાધ થાય છે .. ... ... ... ... | ૧૬૩-૧૬૪ |
| પરમાત્માના સત્યપણાનો નિશ્ચય એ પરમાત્માનો અવશેષ ગણાય છે, વિચારથી ઉપજનારું જ્ઞાન બે પ્રકારનું છે, આત્માનું અપરોક્ષજ્ઞાન થવાથી વિચાર સમાપ્ત થાય છે, પરોક્ષજ્ઞાનનું અને અપરોક્ષજ્ઞાનનું સ્વરૂપ, આત્માના સાક્ષાત્કારમાટે આત્માનું વિવેચન, આત્મજ્ઞાનવડે સંસારની નિવૃત્તિ અને ચાર પ્રકારનું ચેતન .. . | ૧૬૪-૧૬૬ |
| જલાકાશ, મેઘાકાશ ને કૂટસ્થનું સ્વરૂપ, કૂટસ્થમાં બુદ્ધિની કલ્પના, બુદ્ધિમાં ચિદાભાસનું ભાન, કૂટસ્થનો અને જીવનો પરસ્પર અધ્યાસ અને મૂલાવિદ્યાનું સ્વરૂપ. . .. | ૧૬૬-૧૬૮ |
| આવરણનું ને વિક્ષેપનું સ્વરૂપ, આત્માને આશરે રહેલી અવિદ્યાના સંબંધમાં પૂર્વપક્ષ અને સમાધાન, કુતર્કનો ત્યાગ કરી સુતર્ક કરવો કૂટસ્થને આશરે અવિદ્યા ને આવરણ રહેલાં છે, તદ્વિષે સુતર્ક ને વિક્ષેપાધ્યાસનું પ્રતિપાદન | ૧૬૯-૧૭૨ |
| ચેતનનો અને જડનો ભેદ, ચિદાભાસને લીધે કૂટસ્થમાં ચેતનનો અને જડનો આરોપ થાય છે, સ્વયંશબ્દ કૂટસ્થનો બોધ કરે છે, અને અહંશબ્દ જીવનો બોધ કરે છે તેમના એકપણાની ભ્રાંતિનું કારણ અવિદ્યા છે, અવિદ્યાની નિવૃત્તિવડે તે બન્નેના એકપણાની નિવૃત્તિ થાય છે, અવિદ્યા નિવૃત્ત થયા છતાં પણ દેહાદિ વિક્ષેપ પ્રારબ્ધકર્મની સમાપ્તિપર્યંત રહે છે તેનું પ્રતિપાદન . ... . ... .. | ૧૭૨-૧૮૦ |
| કૂટસ્થના અને જીવના એકપણાની ભ્રાંતિથી સામાન્ય મનુષ્યોને આત્મસ્વરૂપ સમજાતું નથી, પૂર્વપક્ષીઓ શ્રુતિના વચનોના આભાસો પોતાના પક્ષમાં જોડે છે, ચાર્વાકનો પક્ષ અને તેનું ખંડન ઇંદ્રિયોને આત્મા માનનારનો મત અને તેનું ખંડન, તથા પ્રાણને આત્મા માનનારનો મત અને તેનું ખંડન. | ૧૮૧-૧૮૪ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| મનને આત્મા માનનારનો મત અને તેનું ખંડન, ક્ષણિકવિજ્ઞાનવાદને આત્મા માનનારનો મત અને તેનું ખંડન, શૂન્યને આત્મા માનનારનો મત અને તેનું ખંડન ... ... ... ... ... | ૧૮૫-૧૮૮ |
| આનંદમય આત્મા છે, આત્માના પરિમાણવિષે મતભેદ, આત્મા અણુ છે એવો વાદ, જૈનોનો શરીરજેવડા આત્માનો વાદ અને તેનું ખંડન, આત્મા વ્યાપક ને નિરવયવ છે એવો સિદ્ધાંત. ... ... ... | ૧૮૮-૧૯૨ |
| આત્મા જડ છે તેમાં કર્મકાંડનાં વચનો પ્રમાણ છે તેના સંબંધમાં શંકાસમાધાન, આત્મા જડચેતનરૂપ છે એવું કથન અને તેનું ખંડન, સાંખ્યવાદીનું કથન, ઇશ્વરનાં સંબંધમાં યોગમતનું કથન. ... ... ... | ૧૯૨-૧૯૮ |
| તાર્કિકોએ, પ્રાણોપાસકોએ, વિરાટ્‌ના ઉપાસકોએ, પ્રજાપતિના ઉપાસકોએ, ભાગવતોએ, શૈવોએ અને ગણપતિના ઉપાસકોએ માનેલા ઇશ્વરના સંબંધમાં સિદ્ધાંત અને માયાનું સ્વરૂપ. ... ... ... ... | ૧૯૮-૨૦૬ |
| માયા જડસ્વરૂપવાળી અને મોહસ્વરૂપવાળી છે, માયાનું સામર્થ્ય, માયાનું દુર્ઘટકાર્યકારીપણું, તેનું અશ્રરૂપપણું, માયાપણાનું લક્ષણ જગતનું નિરૂપણ કરવું અશક્ય છે એવું કથન, અને તે સંબંધી શંકાસમાધાન. ... ... ... | ૨૦૬-૨૧૨ |
| જગતનું નિરૂપણ કરતાં અજ્ઞાનનો આશ્રય લેવો પડે છે, જગત્ ઇંદ્રજાલજેવું છે એવું કથન, અને તેમાં પૂર્વનાં તત્ત્વવેત્તાનું વચન. ... ... ... | ૨૧૨-૨૧૪ |
| માયા આ જગતનું બીજ છે એવું પ્રતિપાદન, ઇશ્વર મેધાકારજેવા છે, ઇશ્વરના સર્વજ્ઞપણા આદિકની સિદ્ધિ, ઇશ્વરના જડચેતનનાં કારણપણાનું પ્રતિપાદન. ... ... ... ... ... ... | ૨૧૫-૨૨૮ |
| બ્રહ્મના અને ઇશ્વરના ભેદજ્ઞાનનું સાધન, આનંદમય ઇશ્વર જગત્ રચે છે તેમાં પ્રમાણ, હિરણ્યગર્ભનું સ્વરૂપ અને વિરાટ્‌નું સ્વરૂપ, ઉપાસનાના સંબંધમાં પ્રમાણો અને બ્રહ્મજ્ઞાનવડે મુક્તિ થાય છે એવું કથન. ... ... | ૨૨૯-૨૩૬ |
| બ્રહ્મમાં આ જગત્ સ્વપ્નરૂપ છે, આનંદમય ઇશ્વર ને વિજ્ઞાનમય જીવ એ બંને માયિક છે, અને તેમણે સર્વ કલ્પેલું છે, આ જગત ઇશ્વરકૃત છે, અદ્વિતીય બ્રહ્મસ્વરૂપને નહિ જાણનાર અજ્ઞાની મનુષ્ય માયિક જીવના સંબંધમાં અને માયિક ઇશ્વરના સંબંધમાં વિવાદ કરે છે, તેને લગતા વિવાદ, અજ્ઞાનીઓને મુક્તિ ને સુખનો લાભ થતો નથી. ... ... ... | ૨૩૭-૨૪૦ |
| સાંખ્યનો મત અને યોગનો મત વેદાંતથી ભિન્ન છે, બંધ અને મોક્ષ વાસ્તવિક નથી, કૂટસ્થનો અને બ્રહ્મનો ભેદ કથનમાત્ર છે, અજ્ઞાનીનો તથા જ્ઞાનીનો નિશ્ચય. | ૨૪૦-૨૪૯ |
| અદ્વૈત બ્રહ્મના અનુભવનું પ્રતિપાદન ને ભૂખતરસ આત્માના ધર્મ નથી એવું કથન. | ૨૪૯-૨૫૨ |
| ભ્રાંતિની નિવૃત્તિમાટે વિવેકનો અભ્યાસ કરવો જોઇએ, જગતની અચિંત્ય રચનાના સંબંધમાં અનુભવ, ચેતન અચિંત્ય રચનાવાળું છતાં પણ તે નિત્ય છે એવું જાણ્યા છતાં પણ કેટલાક અવિવેકથી અસંતોષી રહે છે. ... ... | ૨૫૩-૨૫૫ |



॥ ॐ नमः श्रीदक्षिणामूर्तये ॥

श्रीमद्विद्यारण्यस्वामिविरचिता

# पंचदशी

## श्रीनाथशर्मविरचिता भावार्थदीपिकाटीकासहिता ॥

---

### १ तत्त्वविवेक (प्रत्यक्तत्त्वविवेक)

#### ટીકાકારકૃત મંગલ

દોહરો

પ્રત્યક્તત્ત્વવિવેકનો, પ્રીતે કરી વિચાર;
તે સચ્ચિતસુખતત્ત્વને, પ્રીતે ઉરમાં ધાર. ૧

આરંભેલા ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવામાટે અને તેનો અવિચ્છિન્ન સંપ્રદાય ચાલુ રહેવામાટે ગ્રંથના આરંભમાં મંગલાચરણ કરવું એવો શિષ્ટ પુરુષોનો આચાર છે તેને અનુસરીને શ્રીમદ્વિદ્યારણ્યસ્વામી મંગલાચરણ કરે છેઃ-

॥ मंगलाचरणम् ॥

नमः श्रीशंकरानंदगुरुपादांबुजन्मने ।
सविलासमहामोहग्राहग्रासैककर्मणे ॥ १ ॥

अन्वयः—सविलास-महामोह-ग्राहग्रासैककर्मणे श्रीशंकरानंदगुरुपादाम्बुजन्मने नमः ॥

મંગલાચરણ

ભૌતિકો, ભૂતો, અસ્મિતા, રાગ, દ્વેષ ને અભિનિવેશાદિસહિત મૂલાવિદ્યારૂપ મગરનું ભક્ષણ કરવું (બાધ કરવો) એજ જેમનું પ્રધાનકર્મ છે એવાં શ્રીશંકરાનંદગુરુનાં ચરણકમલને મારા પ્રણામ હો.

અવિદ્યાનાં કાર્ય જે દેહાદિ તેમાં હુંપણાની ભ્રાંતિ,દેહાદિને અનુકૂલ જણાનારા પ્રાણિપદાર્થોમાં પ્રીતિ, દેહાદિને પ્રતિકૂલ જણાનારા પ્રાણિપદાર્થોમાં દ્વેષ, દેહાદિના રક્ષણમાં અત્યંત આગ્રહ અર્થાત્ મરણભય, ચિંતાદિ મનોવિકારો, સર્વ ભૂતો અને સર્વ લૌકિક પદાર્થો મૂલાવિદ્યાને આશરે રહેલાં છે. સદ્‌ગુરુ પોતાના શિષ્યને બ્રહ્મતત્ત્વનો ઉપદેશ કરીને તેના હૃદયમાંથી તે મૂલાવિદ્યાના ને તેનાં પૂર્વોક્ત કાર્યોના સત્યપણાની ભ્રાંતિનો ઉચ્છેદ કરે છે.

**શ્રીવિદ્યારણ્યસ્વામીને** વેદાંતશાસ્ત્રનો ઉપદેશ કરનારા **શ્રીશંકરાનંદસ્વામી** હોવાથી તેમને **શ્રીવિદ્યારણ્યસ્વામીએ** આ શ્લોકમાં પ્રણામ કરેલા છે. ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવામાટે આ નમસ્કારરૂપ મંગલ તેમણે કરેલું છે.

આ શ્લોકનો બીજો અર્થ નીચે પ્રમાણે પણ થઇ શકે છેઃ—

કલ્યાણ કરનાર ને આનંદસ્વરૂપવાળા અંતરાત્માથી અભિન્ન પરમાત્મરૂપ સદ્‌ગુરુનાં ચરણકમલને હું પ્રણામ કરું છું, જે ચરણકમલનું મુખ્યકર્મ શિષ્યના હૃદયમાં રહેલ કાર્યોસહિત અવિદ્યાની નિવૃત્તિ કરવી એજ છે. ૧

## ॥ ग्रंथारंभप्रतिज्ञा ॥

**तत्पादाम्बुरुहद्वंद्वसेवानिर्मलचेतसाम् ।**
**सुखबोधाय तत्त्वस्य विवेकोऽयं विधीयते ॥ २ ॥**

**तत्पादाम्बुरुहद्वंद्वसेवानिर्मलचेतसां सुखबोधाय, अयं तत्त्वस्य विवेकः विधीयते ॥**

### ગ્રંથારંભની પ્રતિજ્ઞા

તે સદ્‌ગુરુનાં ચરણકમલની સેવા કરવાવડે જેમનાં અંતઃકરણો રાગદ્વેષાદિ દોષથી રહિત થયેલાં છે તેમને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મતત્ત્વનો સુખપૂર્વક બોધ થવામાટે આ પ્રત્યક્તત્ત્વનો વિવેક એટલે જડસ્વભાવવાળા અન્નમયાદિ પાંચ કોશાદિથી આત્માનું પૃથક્કરણ એ નામનું પ્રકરણ રચવામાં આવે છે. ૨

જાગ્રદવસ્થામાં અનુભવાતા શબ્દાદિ વિષયો ભિન્ન છે, પણ તેઓના જ્ઞાનરૂપ સંવિત્ ભિન્ન નથી એમ કહે છેઃ—

**शब्दस्पर्शादयो वेद्या वैचित्र्याज्जागरे पृथक् ।**
**ततो विभक्ता तत्संविदेकरूप्यान्न भिद्यते ॥ ३ ॥**

**जागरे शब्द–स्पर्शादयः वेद्याः वैचित्र्यात् पृथक् [ संति, ] ततः विभक्ता तत् संवित् ऐकरूप्यात् न भिद्यते ॥**

જાગ્રદવસ્થામાં અનુભવાતા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયો ભિન્ન ભિન્ન સ્વરૂપવાળા હોવાથી તેઓ એકબીજાથી ભિન્ન છે, પણ તેમનાથી ભિન્ન તેમનું જ્ઞાન એકરૂપપણાવાળું હોવાથી ભેદ પામતું નથી.

અંતઃકરણની જાગ્રદવસ્થામાં જે શબ્દાદિ વિષયોનો અનુભવ થાય છે તે શબ્દાદિ વિષયો પરસ્પર ભિન્ન છતાં પણ તે સર્વનું જ્ઞાન ભિન્ન નથી, અર્થાત્ એકરૂપવાળું છે, જેમ શબ્દનું જ્ઞાન, સ્પર્શનું જ્ઞાન ઇત્યાદિ. અંતઃકરણની જે અવસ્થામાં અંતઃકરણ પોતાની વૃત્તિવડે ઇંદ્રિયોદ્વારા બહારના પદાર્થોને જાણે છે તે તેની જાગ્રદવસ્થા કહેવાય છે.

જેમ કોઇ એક પુષ્પને પવનના વા કોઇ ઘનપદાર્થના વેગપૂર્વક લાગવાથી તેમાંથી ઉત્પન્ન થતો જે શબ્દ, તેનો કોમલ આદિ જે સ્પર્શ, તેનું રાતું આદિ જે રૂપ, તેમાં રહેલો જે રસ તથા તેમાં રહેલો જે ગંધ એ પાંચે વિષયો પૃથક્ છતાં પણ તે પુષ્પ એકજ છે તેમ જાગ્રત્‌માં પ્રતીત થતા શબ્દાદિ વિષયો ભિન્ન છતાં પણ તે વિષયોનું ઇંદ્રિયોદ્વારા અંતઃકરણની વૃત્તિને જે જ્ઞાન થાય છે તે જ્ઞાન–જડવૃત્તિરહિત શુદ્ધજ્ઞાન સ્વભાવ–એકજ છે.

જેમ લોટો, ઘડો, ગોળો, ઘર અને મેઘ એ પાંચે ઉપાધિઓ પૃથક્ છતાં પણ તેમાં રહેલું આકાશ એકજ છે તેમ શબ્દાદિ પાંચે વિષયો પૃથક્ છતાં પણ એ પાંચે વિષયોનું ચેતનરૂપ જ્ઞાન પૃથક્ નથી, કિંતુ એકજ છે. ૩

અંતઃકરણની આ જાગ્રદવસ્થાનોજ ન્યાય અંતઃકરણની સ્વપ્નાવસ્થાને પણ લાગુ પડે છે એમ કહે છેઃ—

**तथा स्वप्नेऽत्र वेद्यं तु न स्थिरं जागरे स्थिरम् ।**
**तद्भेदोऽतस्तयोः संविदेकरूपा न भिद्यते ॥ ४ ॥**

**तथा स्वप्ने तु, अत्र वेद्यं न स्थिरं, जागरे स्थिरं, अतः तद्भेदः, तयोः एकरूपा संवित् न भिद्यते ॥**

એજ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં પણ વિષયો પરસ્પર ભિન્ન છે, પણ તેમનું જ્ઞાન એકજ છે. જાગ્રદવસ્થામાં વિષયો સ્થિરજેવા જણાય છે, પણ સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતા વિષયો સ્થિર જણાતા નથી. આ કારણથી સ્વપ્નાવસ્થાનો ને જાગ્રદવસ્થાનો ભેદ છે, તોપણ તે બંને અવસ્થામાં એકરૂપે રહેલું જ્ઞાન ભિન્ન નથી, અર્થાત્ બંને અવસ્થામાં રહેલો જ્ઞાનસ્વભાવ એકજ છે.

જ્યારે ઇંદ્રિયો અંતઃકરણમાં લીન થાય છે ત્યારે જાગ્રદવસ્થામાં કરેલા વિચારોવડે ને કર્મોવડે અંતઃકરણમાં જે સંસ્કારો પડ્યા હોય તેથી તેનું મનોમયજ્ઞાન ઉપજે છે, એવી મનોમયજ્ઞાનવાળી અંતઃકરણની જે અવસ્થા તે સ્વપ્નાવસ્થા કહેવાય છે.

જાગ્રદવસ્થામાં વિષયો સ્થૂલ છે, અને સ્વપ્નાવસ્થામાં વિષયો વાસનામય છે, પણ જાગ્રદવસ્થામાં જેવું તેમનું જ્ઞાન છે તેવુંજ તેમનું જ્ઞાન સ્વપ્નાવસ્થામાં પણ છે, તેથી બંને અવસ્થાના જ્ઞાનમાં ભેદ નથી. ૪

હવે જાગ્રદવસ્થાના જ્ઞાનની સાથે તથા સ્વપ્નાવસ્થાના જ્ઞાનની સાથે સુષુપ્તિ-અવસ્થાના જ્ઞાનનું પણ એકપણું છે એમ સિદ્ધ કરવામાટે પ્રથમ સુષુપ્તિ-અવસ્થામાં સુખના ને અજ્ઞાનના અનુભવરૂપ જ્ઞાન હોય છે એમ જણાવે છે:—

**सुप्तोत्थितस्य सौषुप्ततमोबोधो भवेत्स्मृतिः ।**
**सा चावबुद्धविषयाऽवबुद्धं तत्तदा तमः ॥ ५ ॥**

सुप्तोत्थितस्य सौषुप्ततमोबोधः स्मृतिः भवेत्, च सा अवबुद्धविषया, तत् तमः तदा अवबुद्धं ॥

સુષુપ્તિમાંથી જાગ્રત્ થયેલા મનુષ્યને સુષુપ્તિના અજ્ઞાનનું જે જ્ઞાન થાય છે તે જ્ઞાન સ્મૃતિરૂપ છે, અને તે સ્મૃતિ પૂર્વે અનુભવ કરેલા વિષયના સંબંધવાળી હોય છે તે કારણથી સુષુપ્તિ-અવસ્થામાં તે અજ્ઞાન તે અવસ્થાના અભિમાની જીવના અનુભવમાં આવેલું હતું એમ જણાય છે.

" આજ હું સુખથી સૂતો હતો, અને મને બહારના વિષયનું કાંઇ પણ ભાન નહોતું, " આવી રીતે સુષુપ્તિ-અવસ્થામાંથી જાગેલા મનુષ્યને જે અજ્ઞાનનું ભાન થાય છે તે સ્મૃતિરૂપ હોય છે, અને સ્મૃતિ નિયમપૂર્વક અનુભવ કરેલા વિષયની થાય છે, તેથી સુષુપ્તિ-અવસ્થામાં મનુષ્યને અજ્ઞાનનો અનુભવ થતો હતો એવો નિશ્ચય થાય છે. અનુભવનો વિષય વર્તમાનકાલમાં હોય છે. જાગ્રત્માં તે અજ્ઞાનરૂપ વિષય વિદ્યમાન હોતો નથી, એટલે જાગ્રદવસ્થામાં તે અજ્ઞાનનું સ્મરણ થાય છે એમ કહેવું જોઇએ, અર્થાત્ જાગ્રત્માં સુષુપ્તિવિષે થયેલા અજ્ઞાનના અનુભવની સ્મૃતિ થાય છે. કોઇ પણ વિષયનો પ્રથમ અનુભવ થાય છે, પછી અનુભવવડે તે વિષયના અંતઃકરણમાં સંસ્કારો પડે છે, અને અનુકૂલ સમય આવતાં તે સંસ્કારો સ્મૃતિરૂપ પરિણામને પામે છે, તેથી સુષુપ્તિમાં સુખનો અને અજ્ઞાનનો અનુભવ થાય છે એમ સિદ્ધ થાય છે. ૫

અજ્ઞાનનો અનુભવ અજ્ઞાનરૂપ વિષયથી ભિન્ન છે, પણ જાગ્રત્ના અને સ્વપ્નના અનુભવરૂપ જ્ઞાનથી ભિન્ન નથી એમ નીચેના છઠ્ઠા શ્લોકથી જણાવે છે:—

**स बोधो विषयाद्भिन्नो न बोधात्स्वप्नबोधवत् ।**
**एवं स्थानत्रयेऽप्येका संवित्तद्वद्दिनांतरे ॥ ६ ॥**

सः बोधः विषयात् भिन्नः, स्वप्नबोधवत् बोधात् न [ भिन्नः, ] एवं स्थानत्रये अपि संवित् एका, तद्वत् दिनांतरे ॥

સુષુપ્તિ-અવસ્થામાંના અજ્ઞાનના અનુભવરૂપ જ્ઞાન અજ્ઞાનરૂપ વિષયથી પૃથક્ છે, પણ સ્વપ્નનું જ્ઞાન જેમ જાગ્રત્ના જ્ઞાનથી ભિન્ન નથી તેમ સુષુપ્તિનું જ્ઞાન તે બંને અવસ્થાના જ્ઞાનથી ભિન્ન નથી, કિંતુ એકજ છે. જેવી રીતે એકજ દિવસમાં

થનારી જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનું જ્ઞાન એકજ છે, ભિન્ન નથી, તેવી રીતે બીજા દિવસમાં પણ જાગ્રદાદિ ત્રણે અવસ્થાના વિષયો જુદા જુદા છતાં પણ તે તે વિષયોનું જ્ઞાન એકજ છે, ભિન્ન નથી.

જાગ્રદાદિ ત્રણે અવસ્થાઓ બદલાય છે, પણ તે ત્રણે અવસ્થામાં જ્ઞાન તો એકસ્વભાવવાળુંજ રહે છે. વિષયો બદલાય, અંતઃકરણની અવસ્થાઓ બદલાય, અને રવિવાર આદિ દિવસો પણ બદલાય, છતાં તે ત્રણેને લગતું જ્ઞાન બદલાતું નથી, પણ તે એકસ્વરૂપવાળુંજ રહે છે. ૬

દિવસો બદલાવાથી જેમ જ્ઞાન બદલાતું નથી તેમ માસાદિ બદલાવાથી પણ જ્ઞાન બદલાતું નથી એમ સાતમા શ્લોકથી કહે છેઃ—

**मासाब्दयुगकल्पेषु [1]गतागामिष्वनेकधा ।**
**नोदेति नास्तमेत्येका संविदेषा स्वयंप्रभा ॥ ७ ॥**

[ तथा ] अनेकधा गतागामिषु मासाब्दयुगकल्पेषु [ यतः ] संविद् एका, [ ततः ] न उदेति, अस्तं न एति, एषा स्वयंप्रभा ॥

જેવી રીતે દિવસોના ફેરફારથી તે તે દિવસોના જ્ઞાનમાં ફેરફાર થતો નથી, પણ તેનો અભેદજ રહે છે, તેવી રીતે અનેક રીતે ગયેલા અને હવે પછી આવવાના ચૈત્રાદિ માસ, પ્રભવાદિ વર્ષ, કૃતાદિ યુગ અને પદ્માદિ કલ્પમાં જે જ્ઞાન થયું હતું, ને થશે તેનો પણ અભેદજ છે. જેથી જ્ઞાન એક છે તેથી તે ઉદય પામતું નથી, અને નાશ પણ પામતું નથી. આ જ્ઞાન સ્વયંપ્રકાશ છે.

જે અવેદ્ય ( ઇંદ્રિયઅંતઃકરણનો અવિષય ) હોઇને અપરોક્ષ હોય છે તે સ્વયંપ્રકાશ કહેવાય છે. દીવો જેમ પોતાના સદ્ભાવને જણાવે છે તેમ આ જ્ઞાન પણ પોતાના સદ્ભાવને જણાવે છે. તેનો સદ્ભાવ જણાવનાર બીજી કોઇ પણ વસ્તુ નથી. અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન ભલે ઉત્પત્તિનાશને પામે, પણ અંતઃકરણની વૃત્તિમાં રહેલું શુદ્ધચેતનરૂપ જ્ઞાન ઉત્પત્તિનાશવાળું નથી. વૃત્તિરહિત ચેતનરૂપ જ્ઞાન જો ઉત્પત્તિનાશવાળું માનીએ તો તેનો સાક્ષી માનવો પડે, કેમકે તેના સાક્ષીવિના તે જ્ઞાનનાં ઉત્પત્તિનાશની સિદ્ધિ થઇ શકે નહિ. એ જ્ઞાનનાં ઉત્પત્તિનાશનો કોઇ સાક્ષી નથી માટેજ તે જ્ઞાનને સ્વયંપ્રકાશ કહેલ છે. અંતઃકરણ ને ઇંદ્રિયો જડ હોવાથી તે બંને ચેતનના સાક્ષિરૂપે શોભવી શકે નહિ એ શાસ્ત્રસિદ્ધ વાત છે. ૭

એવી રીતે જ્ઞાનનું નિત્યપણું અને સ્વયંપ્રકાશપણું સિદ્ધ કરવાથી શું સિદ્ધ થાય છે તે નીચેના આઠમા શ્લોકથી જણાવે છેઃ—

[1] અહીં કેટલીક પ્રતમાં गतागम्येषु એવો પણ પાઠ છે, ત્યાં તેનો અર્થ ગયેલા અને હવે પછી આવવયોગ્ય એમ સમજવો.

इयमात्मा परानंदः परप्रेमास्पदं यतः ।
मा न भूवं हि भूयासमिति प्रेमात्मनीक्ष्यते ॥ ८ ॥

इयं आत्मा, यतः परप्रेमास्पदं [ततः] परानन्दः, हि आत्मनि [अहं] मा भूवं [इति] न, [किंतु सदा] भूयासं इति प्रेम ईक्ष्यते ॥

આ નિત્યજ્ઞાન આત્મસ્વરૂપ છે. જેથી આ જ્ઞાનસ્વરૂપ આત્મા પરમપ્રેમનું (ઉપાધિરહિત સ્વાભાવિક સ્નેહનું) સ્થાન છે તેથી તે પરમાનંદરૂપ (નિરતિશયસુખરૂપ) છે, કેમકે આત્મામાં (પોતાના સ્વરૂપમાં) હું ન હોઉં એમ નહિ, પરંતુ હું સર્વદા હોઉંજ એમ-સર્વનો-પ્રેમ-જોવામાં-આવે છે.

જે વસ્તુ નિત્ય અને સ્વયંપ્રકાશ નથી હોતી તે આત્મસ્વરૂપ હોતી નથી, પણ અનાત્મરૂપ હોય છે, જેમકે ઘડો. દુઃખી માણસનો જે પોતાનામાં દ્વેષ જોવામાં આવે છે તે દ્વેષ આત્માના સંબંધવાળો નથી, પણ પ્રતિકૂલ એવી પોતાના દેહની કોઇ પણ પ્રકારની સ્થિતિને લગતો, અથવા કોઇ પણ પ્રકારની બીજી પોતાની વ્યાવહારિક પ્રતિકૂલ સ્થિતિને લગતો હોય છે. સર્વ પ્રાણી પોતાના સદ્ભાવને ઇચ્છે છે, પોતાના અભાવને ગાંડા માણસવિના બીજું કોઇ પણ માણસ ઇચ્છતું નથી એ વાત લોકપ્રસિદ્ધ છે. ૮

હવે તે આત્માનું પરમાનંદપણું નીચેના નવમા શ્લોકથી વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

तत्प्रेमात्मार्थमन्यत्र नैवमन्यार्थमात्मनि ।
अतस्तत्परमं तेन परमानंदतात्मनः ॥ ९ ॥

अन्यत्र [यत्] प्रेम तत् आत्मार्थं एव, आत्मनि अन्यार्थं न, अतः तत् परमं, तेन आत्मनः परमानंदता ॥

પુત્ર, સ્ત્રી અને દ્રવ્યાદિ અન્ય પ્રાણિપદાર્થોપર મનુષ્યોનો જે પ્રેમ પ્રતીત થાય છે તે પ્રેમ આત્માને (પોતાને) માટેજ છે, પણ તે તે પ્રાણિપદાર્થને માટે નથી, અને આત્મામાં જે પ્રેમ પ્રતીત થાય છે તે બીજા કોઇ પ્રાણિપદાર્થને માટે નથી થતો, પણ આત્માને માટેજ થાય છે. આ કારણથી તે પ્રેમ શ્રેષ્ઠ છે. તેવડે આત્માનું પરમાનંદપણું સિદ્ધ થાય છે.

આત્મામાં એટલે પોતાના સ્વરૂપમાં થનારો પ્રેમ સ્વાભાવિક હોવાથી તે પ્રેમ નિરતિશય છે. એવી રીતે આત્માનું નિરતિશયપ્રેમપણું સિદ્ધ થયું.

આત્મા પરમપ્રીતિનો વિષય છે એ અર્થ બૃહદારણ્યક-ઉપનિષદ્‌ના મૈત્રેયી-બ્રાહ્મણમાં કહેલ છે. ત્યાં ભગવાન્ યાજ્ઞવલ્ક્ય પોતાનાં પત્ની મૈત્રેયીને આ પ્રમાણે કહે છેઃ—"आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति" (આત્માને માટેજ સર્વ વહાલું થાય છે.) ૯

ત્રીજા શ્લોકથી માંડી નવમા શ્લોકસુધીમાં જે અર્થ પ્રતિપાદન કર્યો છે તે અર્થ નીચેના દશમા શ્લોકવડે સંક્ષેપમાં કહે છેઃ—

**इत्थं सच्चित्परानंद आत्मा युक्त्या तथाविधम् ।**
**परं ब्रह्म तयोश्चैक्यं श्रुत्यंतेषूपदिश्यते ॥ १० ॥**

इत्थं आत्मा सच्चित्परानंदः युक्त्या [ सिद्धः, ] तथाविधं परं ब्रह्म, च तयोः ऐक्यं श्रुत्यंतेषु उपदिश्यते ॥

એવી રીતે આત્મા સદ્રૂપ, ચિદ્રૂપ અને પરમાનંદરૂપ છે એમ યુક્તિવડે સિદ્ધ કર્યું. તેવુંજ ( સચ્ચિદાનંદસ્વભાવવાળુંજ ) પરબ્રહ્મ છે, અને તે બંનેનું ( આત્માનું અને પરબ્રહ્મનું ) એકપણું ઉપનિષદોમાં કહેલું છે.

ત્રીજા શ્લોકથી માંડીને સાતમા શ્લોકસુધીમાં જ્ઞાનનું નિત્યપણું સિદ્ધ કર્યું છે. આઠમા શ્લોકમાં તે જ્ઞાન આત્મા છે એમ કહી તેનું ચિદ્રૂપપણું સિદ્ધ કર્યું છે, અને તે શ્લોકમાં તે આત્મા નિરતિશયાનંદરૂપ છે એમ પણ જણાવ્યું છે. આત્મા જે ત્વંપદનો લક્ષ્યાર્થ છે તે સચ્ચિદાનંદસ્વરૂપ છે એમ યુક્તિવડે સિદ્ધ કરીને તત્પદના લક્ષ્યાર્થરૂપ પરબ્રહ્મ પણ સચ્ચિદાનંદસ્વરૂપ છે એમ જણાવી તે બંનેનું એકપણું ઉપનિષદોમાં જણાવ્યું છે એમ સિદ્ધ કર્યું. ૧૦

આત્માના પરમાનંદપણામાં સંદેહ કરીને તેનું સમાધાન કરે છેઃ—

**अभाने न परं प्रेम भाने न विषये स्पृहा ।**
**अतो भानेऽप्यभातासौ परमानंदतात्मनः ॥ ११ ॥**

अभाने परं प्रेम न [ स्यात्, ] भाने विषये स्पृहा न, अतः आत्मनः असौ परमानन्दता भाने अपि अभाता ॥

આત્માનું પરમાનંદસ્વરૂપપણું પ્રતીત થાય છે કે નહિ ? જો તેના પરમાનંદપણાનું ભાન થતું નથી એમ તમે કહો તો આત્માઉપર તમે કહેલો પરમપ્રેમ સંભવતો નથી, અને જો આત્માના પરમાનંદપણાનું ભાન થાય છે એમ તમે કહો તો સ્ત્રીપુત્રાદિ બહારનાં સુખનાં સાધનોમાં કિંવા વિષયસુખમાં મનુષ્યને ઇચ્છા ન થવી જોઇએ. તેના ઉત્તરમાં કહેવાનું કે તમારી એ શંકા યોગ્ય નથી, કારણકે આત્માના આ પરમાનંદપણાનું સામાન્યભાન થાય છે, પણ વિશેષરૂપે તેનું ભાન થતું નથી, તેથી આત્માના પરમાનંદપણાનું ભાન અને અભાન એ બન્ને સંભવે છે. ૧૧

એક વસ્તુમાં એક વેલાએ ભાન અને અભાન કેવી રીતે સંભવી શકે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।
भानेऽप्यभानं भानस्य प्रतिबंधेन युज्यते ॥ १२ ॥

अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् [ परमानंदस्य ] भाने अपि अभानं [ भवति, ] भानस्य प्रतिबंधेन [ भाने अपि अभानं ] युज्यते ॥

જેમ વેદનો પાઠ કરનારાના સમૂહમાં પાઠ કરનારા પોતાના પુત્રના અધ્યયનનો શબ્દ વેદશાલાની બહાર રહેલા તેના પિતાને સામાન્યરૂપે સભળાતાં છતાં પણ તે વિશેષરૂપે પ્રતીત થતો નથી,તેમ આત્માના પરમાનંદપણાનું સામાન્યરૂપે ભાન થયા છતાં પણ તેનું વિશેષરૂપે અભાન સંભવી શકે છે, અર્થાત્ આત્માના અસ્પષ્ટ પરમાનંદપણાના ભાનમાં પણ પ્રતિબન્ધને લઇને તેના સ્પષ્ટ પરમાનંદપણાનું અભાન સંભવી શકે છે.

વેદનું અધ્યયન કરનારા બીજા બાલકોના ધ્વનિની સાથે પોતાના પુત્રનો ધ્વનિ પણ થતો હોય છે, તેમાં જેમ આ પોતાના પુત્રનો ધ્વનિ છે એમ દૂર ઊભેલા પિતાને તેનું સ્પષ્ટ ભાન થતું નથી, તેમ કોઇ પણ પ્રસગે મનુષ્યને આનંદનું ભાન થાય ત્યારે તેની સાથે વ્યાવહારિક આનંદની સામગ્રી ઘણી હોવાથી આ આનંદ આત્માનો છે એમ તેનાથી સમજી શકાતું નથી. એવી રીતે આત્માના આનંદનું સામાન્યરૂપે ભાન અને વિશેષરૂપે અભાન સભવી શકે છે. ૧૨

ઉપર જણાવેલા પ્રતિબંધનું સ્વરૂપ નીચેના તેરમા શ્લોકથી કહે છેઃ—

प्रतिबंधोऽस्तिभातीतिव्यवहारार्हवस्तुनि ।
तन्निरस्य विरुद्धस्य तस्योत्पादनमुच्यते ॥ १३ ॥

अस्ति–भाति–इति–व्यवहारार्हवस्तुनि तं निरस्य, तस्य विरुद्धस्य [ यत् ] उत्पादनं, [सः] प्रतिबंधः उच्यते ॥

છે અને પ્રતીત થાય છે એવા વ્યવહારને યોગ્ય વસ્તુમાં તે વસ્તુ છે અને પ્રતીત થાય છે એવા વ્યવહારનું નિરાકરણ કરીને તેનાથી વિરુદ્ધ તે વસ્તુ નથી અને પ્રતીત થતી નથી આવો વ્યવહાર ઉત્પન્ન કરનાર તે પ્રતિબંધ કહેવાય છે.

કોઇ પદાર્થ છે અને પ્રતીત થાય છે આવા વ્યવહારને યોગ્ય છતાં પણ કોઇ વેલા તે પદાર્થ નથી, અને તે પ્રતીત થતો નથી એમ જણાય છે, અને જો તે હોત તો તેનું અસ્તિત્વ જણાત, અને તેનું ભાન થાત, આવો વિપરીત વ્યવહાર ઉપજે છે, આવા વિપરીત વ્યવહારનો જે હેતુ તે પ્રતિબંધ કહેવાય છે. ૧૩

હવે દૃષ્ટાંતમાં અને સિદ્ધાંતમાં પ્રતિબંધનાં જે કારણો છે તે ક્રમપૂર્વક જણાવે છેઃ—

तस्य हेतुः समानाभिहारः पुत्रध्वनिश्रुतौ ।
इहानादिरविद्यैव व्यामोहैकनिबंधनम् ॥ १४ ॥

पुत्रध्वनिश्रुतौ तस्य हेतुः समानाभिहारः, इह व्यामोहैकनिबंधनं अनादिः अविद्या एव [ हेतुः अस्ति ] ॥

પુત્રના વેદપાઠના શબ્દના શ્રવણરૂપ દૃષ્ટાંતમાં પ્રતિબંધનું ( પોતાના પુત્રના શબ્દનું પૃથક્ ભાન ન થવાનું ) કારણ ઘણા વિદ્યાર્થીઓનું એકસાથે ઉચ્ચારણ એ છે. અહીં ( આત્માના પરમાનંદપણાનું સ્પષ્ટ ભાન ન થવામાં ) વિપરીત-જ્ઞાનનું મુખ્યકારણ અનાદિ અવિદ્યાજ છે.

ઘણા વિદ્યાર્થીઓ સાથે બોલવાથી જેમ તેમાના કોઈ એક વિદ્યાર્થીના દૂર રહેલા પિતાને આ મારા પુત્રનો ધ્વનિ છે એમ પોતાના પુત્રનો ધ્વનિ પૃથક્ સંભળાતો નથી, તેમ વિપરીતજ્ઞાન ઉપજાવનારી ઉત્પત્તિરહિત અવિદ્યાને લીધે આત્માના પરમાનંદપણાનું મનુષ્યને ભાન થતું નથી.

અજ્ઞાની મનુષ્યોને અવિદ્યાએ કરેલા આવરણરૂપ પ્રતિબંધથી આત્માના પરમાનંદપણાનું વિશેષપણે ભાન હોતું નથી, માત્ર આત્માના પરમાનંદરૂપનું આવરણ પામેલું સામાન્યભાન હોય છે તેથી ઊંડાણમાં આત્મામાં પરમપ્રેમ છતાં પણ તેમને વિષયની ઇચ્છા થાય છે. જ્ઞાની મનુષ્યોને કોઈ વેલા વ્યવહારમાં પોતાના અંતઃકરણની વૃત્તિ જવાથી પદાર્થાકાર થયેલી અંતઃકરણની વૃત્તિરૂપ પ્રતિબંધ હોવાથી તેમને આત્માના પરમાનંદરૂપપણાનું વિશેષરૂપે ભાન થતું નથી, પણ સામાન્યરૂપે ભાન રહે છે, તેથી આત્મામાં પરમપ્રેમ છતાં પણ તેમને પ્રિય વસ્તુ મેળવવાની ઇચ્છા થાય છે. ૧૪

ઉપર જણાવેલી અવિદ્યાનું સ્વરૂપ પ્રતિપાદન કરવામાટે પ્રથમ તેના મૂલસ્વરૂપભૂત પ્રકૃતિના સ્વરૂપનું પ્રતિપાદન કરે છેઃ—

चिदानंदमयब्रह्मप्रतिबिंबसमन्विता ।
तमोरजःसत्त्वगुणा प्रकृतिर्द्विविधा च सा ॥ १५ ॥

[ या ] चिदानंदमयब्रह्मप्रतिबिंबसमन्विता तमो–रजः–सत्त्वगुणा सा प्रकृतिः, [सा] च [प्रकृतिः] द्विविधा [ भवति ] ॥

જે ચેતનમય અને આનંદમય બ્રહ્મના આભાસથી યુક્ત છે, અને તમોગુણ, રજોગુણ તથા સત્ત્વગુણ આ ત્રણ ગુણોની જે સામ્યાવસ્થા ( સમાનભાવે સ્થિતિ ) છે તે પ્રકૃતિ છે. તે પ્રકૃતિ બે પ્રકારની છે. ૧૫

એ બે પ્રકારની પ્રકૃતિનાં સ્વરૂપ તથા ઈશ્વરનું સ્વરૂપ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

**सत्त्वशुद्ध्यविशुद्धिभ्यां मायाविद्ये च ते मते ।**
**मायाबिंबो वशीकृत्य तां स्यात्सर्वज्ञ ईश्वरः ॥ १६ ॥**

सत्त्वशुद्ध्यविशुद्धिभ्यां ते च मायाविद्ये मते, मायाबिंबः तां वशीकृत्य सर्वज्ञः ईश्वरः स्यात् ॥

સત્ત્વગુણની શુદ્ધિવડે અને સત્ત્વગુણની મલિનતાવડે માયા અને અવિદ્યા એવા પ્રકૃતિના બે પ્રકાર માનેલા છે. તેમાં માયામાં પ્રતિબિંબિત થયેલ બ્રહ્મ તે માયાને પોતાને વશ કરીને સર્વજ્ઞ ઈશ્વર-થાય છે.

રજોગુણથી અને તમોગુણથી સત્ત્વગુણનું મલિન ન થવું તે સત્ત્વગુણની શુદ્ધિ ગણાય છે, અને રજોગુણવડે તથા તમોગુણવડે સત્ત્વગુણનું મલિન થવું તે સત્ત્વગુણની મલિનતા ગણાય છે. એવી રીતે માયા ને અવિદ્યા એ પ્રકૃતિના બે પ્રકાર છે. જેમાં શુદ્ધસત્ત્વગુણનું પ્રધાનપણું હોય છે તે માયા કહેવાય છે, અને જેમાં મલિનસત્ત્વગુણનું પ્રધાનપણું હોય છે તે અવિદ્યા કહેવાય છે. ૧૬

હવે જીવનું સ્વરૂપ આદિ જણાવે છેઃ—

**अविद्यावशगस्त्वन्यस्तद्वैचित्र्यादनेकधा ।**
**सा कारणशरीरं स्यात्प्राज्ञस्तत्राभिमानवान् ॥ १७ ॥**

तु अविद्यावशगः अन्यः [ स्यात्, सः ] तद्वैचित्र्यात् अनेकधा [ भवति, ] सा कारणशरीरं स्यात्, तत्र अभिमानवान् प्राज्ञः [ स्यात् ] ॥

પરંતુ અવિદ્યામાં પ્રતિબિંબિત થયેલો બીજો આત્મા ( બ્રહ્મ ) અવિદ્યાને વશ થઈને જીવનામને ધારણ કરે છે. તે જીવ અવિદ્યાના વિચિત્રપણાને લઈને અનેક પ્રકારનો પ્રતીત થાય છે. અવિદ્યા એ જીવનું કારણશરીર છે. તે કારણશરીરમાં અભિમાન રાખનારો જીવ પ્રાજ્ઞ એવા નામવડે કહેવાય છે.

જીવોનાં શુભાશુભકર્મને લીધે સત્ત્વગુણના મલિનપણાનું પ્રમાણ ન્યૂનાધિક હોવારૂપ અવિદ્યાની વિચિત્રતા છે, તેથી તે અવિદ્યામાં પ્રતિબિંબિત થયેલ આત્મા દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, જલચર ઇત્યાદિ ભેદોવડે અનેક પ્રકારનો પ્રતીત થાય છે. રજોગુણથી અને તમોગુણથી મલિન થયેલ સત્ત્વગુણ અવિદ્યા અથવા કારણશરીર કહેવાય છે. એ અવિદ્યા જીવોના સ્થૂલશરીરના અને સૂક્ષ્મશરીરના કારણરૂપ હોવાથી તે અવિદ્યાને જીવનું કારણશરીર પણ કહેવામાં આવે છે. આત્મજ્ઞાનવડે બાધ પામે છે માટે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણને શરીર કહેવામાં આવે છે. કારણશરીરમાં હુંપણાનું અભિમાન રાખનાર

જીવ પ્રાજ્ઞ એટલે અવિદ્યાસાથે ( જ્ઞાનરહિતસ્વભાવવાળા કારણશરીરની સાથે ) એકપણાની ભ્રાંતિ પામેલો જીવ કહેવાય છે. ૧૭

હવે સૂક્ષ્મશરીરનું નિરૂપણ કરવામાટે પહેલાં સૂક્ષ્મશરીરના કારણભૂત આકાશાદિનું નિરૂપણ કરે છેઃ—

**तमःप्रधानप्रकृतेस्तद्भोगायेश्वराज्ञया ।**

**वियत्पवनतेजोऽम्बुभुवो भूतानि जज्ञिरे ॥ १८ ॥**

**तद्भोगाय तमःप्रधानप्रकृतेः ईश्वराज्ञया वियत्पवनतेजोऽम्बुभुवः भूतानि जज्ञिरे ॥**

તે કારણશરીરના અભિમાની પ્રાજ્ઞનામના જીવના સુખદુઃખની સિદ્ધિમાટે તમોગુણ જેમાં પ્રધાન થયેલો છે એવી પ્રકૃતિથી પરમાત્માની ઇચ્છારૂપ આજ્ઞાવડે આકાશ, વાયુ, તેજ, જલ અને પૃથ્વી આ પાંચ સૂક્ષ્મભૂતો ઉત્પન્ન થયાં.

કારણશરીરવડે જીવ પોતાનાં શુભાશુભકર્મના ફલરૂપ સુખદુઃખનો અનુભવ કરવારૂપ ભોગને પ્રાપ્ત કરી શકે નહિ, માટે તે પ્રાજ્ઞના સુખદુઃખના અનુભવરૂપ ભોગની સિદ્ધિને માટે જેમાં તમોગુણનું પ્રધાનપણું થયેલું છે એવી પ્રકૃતિમાંથી આકાશાદિ પાંચ સૂક્ષ્મભૂતો પૂર્ણકામ પરમાત્માની ઇચ્છાથી ( સંકલ્પથી ) ઉત્પન્ન થાય છે. ૧૮

તે પાંચ સૂક્ષ્મભૂતોમાંના એકેકા સૂક્ષ્મભૂતના સત્ત્વાંશમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયોની ઉત્પત્તિને તથા તેમનાં નામોને જણાવે છેઃ—

**सत्त्वांशैः पंचभिस्तेषां क्रमाद्धीन्द्रियपंचकम् ।**

**श्रोत्रत्वगक्षिरसनघ्राणाख्यमुपजायते ॥ १९ ॥**

**तेषां पंचभिः सत्त्वांशैः क्रमात् श्रोत्रत्वगक्षिरसनघ्राणाख्यं धीन्द्रियपंचकं उपजायते ॥**

તે આકાશાદિ પાંચ સૂક્ષ્મભૂતોમાંના એકેકા સૂક્ષ્મભૂતના સત્ત્વાંશમાંથી ક્રમપૂર્વક શ્રોત્ર, ત્વચા, નેત્ર, રસના અને નાસિકા એ નામની પાંચ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થાય છે.

આકાશના સત્ત્વગુણના અંશમાંથી શબ્દ સાંભળવાનું સાધન જે શ્રોત્ર તે ઉત્પન્ન થાય છે, એ કાનનામના ગોલકમાં રહે છે; વાયુના સત્ત્વગુણના અંશમાંથી સ્પર્શેંદ્રિય થાય છે, તે વિશેષે આખા શરીરના ઉપલ્યા ભાગમાં રહે છે; તેજના સત્ત્વગુણના અંશમાંથી નેત્રેંદ્રિય થાય છે, અને તે નેત્રગોલકમાં રહે છે; જલના સત્ત્વગુણના અંશમાંથી જિહ્વેંદ્રિય થાય છે, ને તે જીભનામના ગોલકમાં રહે છે; અને પૃથ્વીના સત્ત્વગુણના અંશમાંથી નાસિકેંદ્રિય થાય છે, ને તે નાકનામના ગોલકમાં રહે છે. એ શ્રોત્રાદિ ઇંદ્રિયો જીવાત્માના જ્ઞાનના સાધનરૂપ હોવાથી જ્ઞાનેંદ્રિયો કહેવાય છે. એ પાંચે જ્ઞાનેંદ્રિયોમાંથી શ્રોત્રેંદ્રિયનો

વિષય સાંભળવું, સ્પર્શેંદ્રિયનો વિષય કોમલ અથવા કઠણ સ્પર્શ જાણવો, નેત્રેંદ્રિયનો વિષય જોવું, રસનેંદ્રિયનો વિષય સ્વાદ લેવો, ને નાસિકેંદ્રિયનો વિષય ગંધ ગ્રહણ કરવો એ છે. ૧૯

હવે પાંચ સૂક્ષ્મભૂતોના મળેલા સત્ત્વાંશમાંથી થનારા અંતઃકરણને, તેમના વૃત્તિભેદે થનારા ભેદને તથા તેમના સ્વરૂપને જણાવે છેઃ—

**तैरंतःकरणं सर्वैर्वृत्तिभेदेन तद्द्विधा ।**

**मनो विमर्शरूपं स्याद्बुद्धिः स्यान्निश्चयात्मिका ॥ २० ॥**

तैः सर्वैः अंतःकरणं [भवति,] तत् वृत्तिभेदेन द्विधा [अस्ति,] विमर्शरूपं मनः स्यात्, निश्चयात्मिका [तु] बुद्धिः स्यात् ॥

તે સર્વેના (પાંચે સૂક્ષ્મભૂતોના) મળેલા સત્ત્વાંશોમાંથી અંતઃકરણ થાય છે. તે અંતઃકરણ વૃત્તિના ભેદવડે બે પ્રકારનું છે. તેમાં સંશયરૂપ જે વૃત્તિ તે મન કહેવાય છે, અને નિશ્ચયરૂપ જે વૃત્તિ તે બુદ્ધિ કહેવાય છે.

જ્ઞાનેંદ્રિયો અને હવે પછી કહેવામાં આવનારી કર્મેંદ્રિયો એ જીવનાં બાહ્યસાધનરૂપ છે, કેમકે તેવડે જીવાત્મા બહારના પદાર્થોને જાણે છે, અને બહારનાં કર્મો કરે છે. તેની અપેક્ષાએ મન અને બુદ્ધિ એ અંતરનાં સુખદુઃખાદિને જાણવાનું સાધન હોવાથી અંતઃકરણ કહેવાય છે. ચિત્ત અને અહંકાર એ પણ અંતઃકરણના ભેદો છે. તે બનેનો મન અને બુદ્ધિમાં સમાવેશ કરીને અહીં અંતઃકરણના બે પ્રકાર કહ્યા છે. ૨૦

હવે પાંચ સૂક્ષ્મભૂતોમાંના એકેક સૂક્ષ્મભૂતના રજોગુણના અંશવડે થનારી કર્મેંદ્રિયોને તથા તેમના નામોને કહે છે.—

**रजोंऽशैः पंचभिस्तेषां क्रमात्कर्मेंद्रियाणि तु ।**

**वाक्पाणिपादपायूपस्थाभिधानानि जज्ञिरे ॥ २१ ॥**

तेषां पंचभिः रजोंऽशैः तु क्रमात् वाक्पाणिपादपायूपस्थाभिधानानि कर्मेंद्रियाणि जज्ञिरे ॥

તે પાંચ સૂક્ષ્મભૂતોના રજોગુણના અંશોમાંથી ક્રમપૂર્વક વાણી, હાથ, પગ, ગુદા અને ઉપસ્થ એ નામની પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થઈ.

આકાશના રજોગુણના અંશમાંથી બોલવાના સાધનરૂપ વાણીની, વાયુના રજોગુણના અંશમાંથી લેવાદેવાનું કામ કરનાર હાથની, તેજના રજોગુણના અંશમાંથી ચાલવાના સાધનરૂપ પગની, જલના રજોગુણના અંશમાંથી આનંદના સાધનરૂપ ઉપસ્થની અને પૃથ્વીના રજોગુણના અંશમાંથી ગુદાની ઉત્પત્તિ થઈ. વાણી આદિ ઇંદ્રિયો જીવાત્માના કર્મનું સાધન હોવાથી કર્મેંદ્રિયો કહેવાય છે.

વાણી જીભ આદિ સ્થાનમાં રહે છે, હાથ બંને હાથમાં રહે છે, પગ અને પગમાં રહે છે, ઉપસ્થ શિશ્નમાં રહે છે, અને ગુદા ગુદાસ્થાનમાં રહે છે. ૨૧

પાંચે સૂક્ષ્મભૂતોના રજોગુણના મળેલા અંશમાંથી પ્રાણની ઉત્પત્તિને, તેના પ્રકારને અને પાંચે પ્રાણોનાં નામોને નીચેના બાવીશમા શ્લોકવડે કહે છે:–

**तैः सर्वैः सहितैः प्राणो वृत्तिभेदात्स पंचधा ।**
**प्राणोऽपानः समानश्चोदानव्यानौ च ते पुनः ॥ २२ ॥**

तैः सर्वैः सहितैः प्राणः [भवति,] वृत्तिभेदात् सः पंचधा [अस्ति,] प्राणः, अपानः, समानः च पुनः उदानव्यानौ च [इति] ते [पंचप्रकाराः सन्ति] ॥

તે સર્વે (પાંચે) સૂક્ષ્મભૂતોના મળેલા રજોગુણના અંશમાંથી શરીરના જીવનનો નિર્વાહ કરનાર પ્રાણ થાય છે. તે પ્રાણ ભિન્ન ભિન્ન વૃત્તિવડે (ક્રિયાવડે) પાંચ પ્રકારનો થાય છે, તે પાંચ પ્રકારના નામ આ પ્રમાણે છે:–પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન.

શ્વાસોચ્છ્વાસરૂપ ક્રિયાવાળા પ્રાણનું સ્થાન હૃદયમાં છે, તે મુખ અને નાસિકાદ્વારા બહાર જાય છે. તથા અંતર આવે છે, મલમૂત્રનો ત્યાગ કરનાર અપાનનું સ્થાન ગુદા અને ઉપસ્થમા છે, સર્વ શરીરમાં લોહી ફેરવનારા વ્યાનનું સ્થાન શરીરની સર્વ રક્તવહાનાડીઓમાં છે, લોકાંતરગમનની ક્રિયા કરનારા અને શરીરને ધારણ કરવાનુ કામ કરનારા ઉદાનનુ સ્થાન કંઠમાં છે, અને ખાધેલા અન્નજલના ઉપયોગી તથા નિરુપયોગી વિભાગને પૃથક્ કરનારા સમાનનુ સ્થાન નાભિમાં છે. ૨૨

હવે સૂક્ષ્મશરીરના અવયવોને તથા તેના અન્ય નામને કહે છે:—

**बुद्धिकर्मेंद्रियप्राणपंचकैर्मनसा धिया ।**
**शरीरं सप्तदशभिः सूक्ष्मं तल्लिंगमुच्यते ॥ २३ ॥**

बुद्धिकर्मेंद्रियप्राणपंचकैः मनसा धिया [च सह] सप्तदशभिः सूक्ष्मं शरीरं [भवति,] तत् लिंगं उच्यते ॥

પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ આ સત્તર પદાર્થના સમૂહવડે સૂક્ષ્મશરીર થાય છે. તે સૂક્ષ્મશરીર લિંગશરીર પણ કહેવાય છે.

વિશેષે બહારના પદાર્થનુ જ્ઞાન ઉત્પન્ન કરનારી શ્રોત્રાદિ ઇંદ્રિયોને જ્ઞાનેંદ્રિયો કહે છે, અને કર્મ કરનારી વાગાદિ ઇંદ્રિયોને કર્મેંદ્રિયો કહે છે. ૨૩

વ્યષ્ટિસૂક્ષ્મશરીરમાં અભિમાન રાખનારા જીવના અને સમષ્ટિસૂક્ષ્મશરીરમા અભિમાન રાખનારા ઇશ્વરના નામને નીચેના ચોવીશમા શ્લોકવડે કહે છે:–

**प्राज्ञस्तत्राभिमानेन तैजसत्वं प्रपद्यते ।**
**हिरण्यगर्भतामीशस्तयोर्व्यष्टिसमष्टिता ॥ २४ ॥**

तत्र अभिमानेन प्राज्ञः तैजसत्वं प्रपद्यते, ईशः [च] हिरण्यगर्भतां [प्रपद्यते,] तयोः व्यष्टि-समष्टिता [भवति] ॥

તે વ્યષ્ટિસૂક્ષ્મશરીરમાં અભિમાન રાખવાવડે સુષુપ્તિનો અભિમાની જે પ્રાજ્ઞ તે તૈજસપણાને પામે છે, અને સમષ્ટિસૂક્ષ્મશરીરમાં અભિમાન રાખવાવડે પરમાત્મા હિરણ્યગર્ભપણાને પામે છે. તે તૈજસનું અને હિરણ્યગર્ભનું અનુક્રમે વ્યષ્ટિપણું અને સમષ્ટિપણું છે.

અંતઃકરણનો સત્ત્વગુણને લીધે જ્ઞાનસ્વભાવ છે. તે અંતઃકરણ સૂક્ષ્મશરીરમાં પ્રધાન છે તેથી સૂક્ષ્મશરીરમાં હુંપણાનુ અભિમાન રાખનાર જીવને તૈજસ ( જ્ઞાનસ્વભાવવાળો ) કહ્યો છે. સમષ્ટિસૂક્ષ્મશરીરના અભિમાનીને હિરણ્યગર્ભ ( જ્ઞાન જેની અંતર છે તે ) કહેવામાં આવ્યા છે તે પણ તેમના સૂક્ષ્મશરીરમાં સત્ત્વગુણનું પ્રધાનપણું હોવાથી કહેવામાં આવ્યા છે.

એક વસ્તુ વ્યષ્ટિ કહેવાય છે, અને તે વસ્તુનો સમૂહ સમષ્ટિ કહેવાય છે. જેમ વનમાંનુ એક ઝાડ તે વ્યષ્ટિ કહેવાય છે, અને અનેક ઝાડોના સમૂહરૂપ વન તે સમષ્ટિ કહેવાય છે. ૨૪

હિરણ્યગર્ભને સમષ્ટિરૂપ કહેવાનું અને તૈજસને વ્યષ્ટિરૂપ કહેવાનું કારણ નીચેના શ્લોકમા બતાવે છેઃ—

**समष्टिरीशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् ।**
**तदभावात्ततोऽन्ये तु कथ्यंते व्यष्टिसंज्ञया ॥ २५ ॥**

ईशः सर्वेषां स्वात्मतादात्म्यवेदनात् समष्टिः [ भवति, ] ततः [ये] अन्ये [ते] तु तदभावात् व्यष्टिसंज्ञया कथ्यंते ॥

ઇશ્વર ( હિરણ્યગર્ભ ) સર્વ સૂક્ષ્મશરીરની ઉપાધિવાળા તૈજસોને તે હું છું એમ જાણે છે તેથી તે સમષ્ટિરૂપ કહેવાય છે, અને તે હિરણ્યગર્ભથી ભિન્ન બીજા સૂક્ષ્મશરીરના અભિમાની જીવો જે તૈજસ તે તો સર્વ તૈજસોમાં હુંપણાનું અભિમાન કરતા નથી તેથી તેઓ વ્યષ્ટિ એ નામથી કહેવાય છે. ૨૫

તૈજસને સ્થૂલશરીરની પ્રાપ્તિ થયા વિના ભોગની સિદ્ધિ થઇ શકે નહિ, તેથી સ્થૂલશરીરની ઉત્પત્તિ સિદ્ધ કરવામાટે અપંચીકૃત એટલે સૂક્ષ્મ પાંચ ભૂતોના પંચીકરણને કહેવાનો આરંભ કરે છેઃ—

तद्भोगाय पुनर्भोग्यभोगायतनजन्मने ।
पंचीकरोति भगवान्प्रत्येकं वियदादिकम् ॥ २६॥

भगवान् पुनः तद्भोगाय भोग्य-भोगायतन-जन्मने वियदादिकं प्रत्येकं पंचीकरोति ॥

પરમાત્મા પુનઃ તે તૈજસના ભોગમાટે અન્નાદિ ભોગ્યપદાર્થની અને જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્ભિજ્જ એવાં સ્થૂલશરીરોની ઉત્પત્તિમાટે આકાશાદિ પ્રત્યેક અપંચીકૃત ભૂતનું પંચીકરણ કરે છે.

અપંચીકૃત ભૂતો એટલે સૂક્ષ્મભૂતો અતીંદ્રિય છે તેથી તેઓ વ્યવહાર કરવામાં ઉપયોગી થતાં નથી. એ પાંચ ભૂતોનું હવે પછી કહેવાશે તે રીતે મિશ્રણ થવાથી સ્થૂલભૂતો ઉત્પન્ન થાય છે, તેથી પરમાત્માએ અપંચીકૃત ભૂતોને પંચીકૃત કર્યાં એમ કહ્યું છે.

ઓરમાંથી ઉત્પન્ન થનારા મનુષ્યાદિ પ્રાણીઓ જરાયુજ કહેવાય છે, ઈંડાંમાંથી ઉત્પન્ન થનારાં પક્ષી, પેટે ચાલનારા સર્પાદિ અને જલચર અંડજ કહેવાય છે, પરસેવામાંથી ઉત્પન્ન થનારાં જૂ માંકડ આદિ સ્વેદજ કહેવાય છે, અને ભૂમિ ફાડીને ઊગી નીકળનારાં વૃક્ષાદિ ઉદ્ભિજ્જ કહેવાય છે. ૨૬

આકાશાદિ એકેક ભૂતનું પચીકરણ કેવી રીતે થાય છે તે કહે છેઃ—

द्विधा विधाय चैकैकं चतुर्धा प्रथमं पुनः ।
स्वस्वेतरद्वितीयांशैर्योजनात्पंच पंच ते ॥ २७॥

एकैकं द्विधा विधाय, पुनः च प्रथमं चतुर्धा [ विधाय, ] स्वस्वेतरद्वितीयांशैः योजनात् ते पंच पंच [ भवंति ] ॥

આકાશાદિ એક એક ભૂતના સમાન ભાગ કરીને પુનઃ તેમાંના એક એક ભાગના ચાર ચાર ભાગ કરીને પૃથક્ રાખેલા પ્રત્યેક અર્ધભાગમાં તેનાથી ભિન્ન બીજાં ચાર ભૂતોના ચાર ભાગ મેળવવાથી તે પ્રત્યેક ભૂત મિશ્ર થઇને પાંચ પાંચ ભૂતવાળું થાય છે. એવી રીતે પાંચે ભૂતોનું મિશ્રણ થવું તે ભૂતોનું પંચીકરણ થયું એમ કહેવાય છે.

આકાશાદિ પ્રત્યેક ભૂતના બે સમાન ભાગ કરીને પછી તે પ્રત્યેક ભૂતનો અર્ધો અર્ધો ભાગ પૃથક્ રાખી, પ્રત્યેક ભૂતના બાકી રહેલા બીજા અર્ધા ભાગના ચાર ચાર સરખા ભાગ કરીને પોતાનાથી ભિન્ન બીજા ભૂતના અર્ધા અર્ધા ભાગમાં. તે બધે આનાના પ્રમાણમાં ભેળવવાથી પ્રત્યેક પંચીકૃતભૂતમાં અર્ધો ભાગ પોતાનો અને બીજા ચાર ભાગ બીજા ભૂતોમાંથી આવવાથી

પ્રત્યેક ભૂત પંચીકૃત ( પાંચ ભૂતરૂપે થયેલું-સ્થૂલ ) થાય છે. આપણે પૃથ્વી ને જલ આદિ જોઇએ છીએ તે પૃથ્વી આદિનાં પંચીકૃતસ્વરૂપ છે.× ૨૭.

હવે પંચીકૃત ભૂતોથી ઉત્પન્ન થનારાં કાર્યોને તથા સ્થૂલદેહના અભિમાનીને નીચેના દોઢ શ્લોકવડે કહે છેઃ—

**तैरंडस्तत्र भुवनं भोग्यभोगाश्रयोद्भवः ।**
**हिरण्यगर्भः स्थूलेऽस्मिन्देहे वैश्वानरो भवेत् ॥**
**तैजसा विश्वतां याता देवतिर्यङ्नरादयः ॥ २८ ॥**

तैः अण्डः [उत्पद्यते,] तत्र भुवनं, [तस्मिन् च] भोग्य-भोगाश्रयोद्भवः [भवति,] अस्मिन् स्थूले देहे हिरण्यगर्भः वैश्वानरः भवेत्, [तथा] तैजसाः विश्वतां याताः [सन्तः] देवतिर्यङ्नरादयः [भवन्ति] ॥

તે પંચીકૃત પાંચ ભૂતોવડે બ્રહ્માંડની ઉત્પત્તિ થાય છે, બ્રહ્માંડમાં ચૌદ ભુવનો ઉત્પન્ન થાય છે, અને તે ચૌદ ભુવનોમાં ભોગ્ય પદાર્થોની અને શરીરોની ઉત્પત્તિ થાય છે. હિરણ્યગર્ભ આ સમષ્ટિસ્થૂલશરીરમાં વૈશ્વાનર (વિરાટ્) થાય છે, અને તૈજસો વિશ્વપણાને પામે છે. તે વિશ્વપણાને પામેલા જીવોના દેવ, પશુ આદિ તિર્યક્ અને મનુષ્ય આદિ અનેક પ્રકાર હોય છે.

ભૂર્લોક, ભુવર્લોક, સ્વર્લોક મહર્લોક, જનોલોક, તપોલોક અને સત્યલોક એ ઉપરના સાત લોક અને અતલ, વિતલ, સુતલ, તલાતલ, મહાતલ, રસાતલ અને પાતાલ એ સાત અધોલોક મળીને ચૌદ ભુવનો કહેવાય છે. બ્રહ્માંડની અંતર એ ચૌદ ભુવનો છે. ઉપર જણાવેલાં ભુવનોમાં તે તે ભુવનને યોગ્ય વિવિધ અન્નાદિ ભોગ્ય પદાર્થો અને તે તે ભુવનને યોગ્ય વિવિધ શરીરો પૂર્વોક્ત પંચીકૃત ભૂતોમાંથી ઉપજે છે. સમષ્ટિસૂક્ષ્મશરીરના અભિમાની હિરણ્યગર્ભ સમષ્ટિસ્થૂલશરીરના અભિમાનવડે વિરાટ્ કહેવાય છે. સમષ્ટિસ્થૂલશરીરમાં

× મૂલમાં "द्विधा विधाय चैकैकं"—એમ કહ્યું છે તેમાં બે સમ અર્ધા ભાગ કરવા કે બે વિષમ અર્ધા ભાગ કરવા એવું કાંઇ કહ્યું નથી તેથી તે શ્લોકના ઉત્તરાર્ધનો નીચે પ્રમાણે પણ અર્થ થઇ શકેઃ—

એક એક ભૂતના બે વિષમ એટલે ૨૧/૨૫ (એકવીશ પચીશાંશ) અને ૪/૨૫ (ચાર પચીશાંશ) એવા વિભાગ કરીને પછી પ્રત્યેક ભૂતના જે ૪/૨૫ છે, તેના પુનઃ ૧/૨૫ ૧/૨૫ એમ ચાર વિભાગ કરવા. એ ચાર વિભાગ પોતાથી ભિન્ન બીજાં ભૂતોના ૨૧/૨૫ ૨૧/૨૫ ભાગોમાં મેળવવા, એટલે પ્રત્યેક ભૂતનો ૨૧/૨૫ ભાગ અને પોતાથી ભિન્ન બીજાં ચાર ભૂતોમાંથી આવેલા ૪/૨૫ મળીને તેમનું પંચીકરણ થાય છે. જેમ દૂધ અને છાશ એ બંને પાતળા પ્રવાહી પદાર્થો ભળવાથી દહીંનામનો ઘાટો પદાર્થ થાય છે તેમ અપંચીકૃત ભૂતો સૂક્ષ્મ છતાં તેમનું પંચીકરણ થવાથી પ્રત્યેક ભૂત સ્થૂલસ્વરૂપવાળું થાય છે.

હુંપણાનું અભિમાન રાખનાર વૈશ્વાનર વા વિરાટ્ કહેવાય છે, અને વ્યષ્ટિ-સ્થૂલશરીરમાં હુંપણાનું અભિમાન રાખનાર જીવ વિશ્વ કહેવાય છે. વ્યષ્ટિ-સૂક્ષ્મશરીરનો અભિમાની તૈજસ કહેવાતો હતો તે હવે વ્યષ્ટિસ્થૂલશરીર-ના અભિમાનવડે વિશ્વ કહેવાય છે. દેવ, પશુ ને મનુષ્ય આદિ વિશ્વના પેટા ભેદ છે. ૨૮

સ્થૂલશરીરના અભિમાની વિશ્વોને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન ન હોવાથી તેઓ સંસારમાં ભ્રમણ કરે છે એમ નીચેના બે શ્લોકોવડે જણાવે છેઃ–

ते पराग्दर्शिनः प्रत्यक्तत्त्वबोधविवर्जिताः ।
कुर्वते कर्म भोगाय कर्म कर्तुं च भुंजते ॥ २९ ॥
नद्यां कीटा इवावर्तादावर्तांतरमाशु ते ।
व्रजंतो जन्मनो जन्म लभंते नैव निर्वृतिम् ॥ ३० ॥

ते पराकूदर्शिनः [ सन्ति, अतः ] प्रत्यकूतत्त्वबोधविवर्जिताः [ च भवन्ति, ] भोगाय कर्म कुर्वते, कर्म कर्तुं च भुंजते ॥ नद्यां आवर्तात् आवर्तान्तरं आशु [ व्रजन्तः ] कीटाः इव जन्मनः जन्म व्रजन्तः ते निर्वृतिं नैव लभंते ॥

તે સ્થૂલશરીરના અભિમાની વિશ્વનામના સર્વ દેવાદિ જીવો શબ્દાદિ બહારના વિષયોનોજ અનુભવ કરનારા હોય છે, તેથી તેઓ અંતરાત્માના જ્ઞાનથી અત્યંત રહિત હોય છે. તેઓ સુખાદિનો અનુભવ કરવામાટે તે તે શરીરને ઉચિત કર્મો કરે છે, અને પુનઃ કર્મ કરવામાટે દેવાદિ શરીરોવડે તેના ફલો ભોગવે છે. વળી તેવાં ફલો ભોગવવાને માટે પુનઃ કર્મો કરે છે.

સ્વર્ગના સુખરૂપ ભોગને માટે યજ્ઞાદિક કર્મ કરે છે, અને યજ્ઞાદિક કર્મ કરવામાટે આગળ કરેલાં કર્મોનાં સુખાદિક ફલોને ભોગવે છે. ૨૯

કોઇ વેગવાળી નદીમાં એક વમળમાંથી બીજા વમળમાં ઊતાવળે તણાતા કીડાની પેઠે એક જન્મમાંથી બીજા જન્મમાં જનારા વિશ્વનામના તે દેવાદિ જીવો કદીપણ સુખને પામતા નથીજ, પણ વારંવાર જન્મ પામવાથી ત્રિવિધતાપનો અનુભવ કર્યા કરે છે.

નદીના પ્રવાહમાં તણાતો કીડો જેમ એક વમળમાંથી બીજા વમળમાં જઇને દુઃખનોજ અનુભવ કર્યા કરે છે, પણ સુખને પ્રાપ્ત થતો નથી, તેમ કર્મો કરવામાટે સંસારના ભોગો ભોગવનારો અને સંસારના ભોગો ભોગવવા-માટે કર્મો કરનારો જીવ પણ જન્મમરણની પરંપરામાં તણાઇને દુઃખનોજ અનુભવ કર્યા કરે છે, ક્યારેય સ્થાયી શાંતિસુખનો અનુભવ કરતો નથી. ૩૦

સંસારની નિવૃત્તિ થવાનું સાધન કહેવામાટે કીડાના દૃષ્ટાંતને તથા જીવના સિદ્ધાંતને નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

**सत्कर्मपरिपाकात्ते करुणानिधिनोद्धृताः ।**
**प्राप्य तीरतरुच्छायां विश्राम्यंति यथासुखम् ॥ ३१ ॥**
**उपदेशमवाप्यैवमाचार्यात्तत्त्वदर्शिनः ।**
**पंचकोशविवेकेन लभंते निर्वृतिं पराम् ॥ ३२ ॥**

[ यथा ] सत्कर्मपरिपाकात् करुणानिधिना उद्धृताः ते तीरतरुच्छायां प्राप्य यथासुखं विश्राम्यन्ति, एवं तत्त्वदर्शिनः आचार्यात् उपदेशं अवाप्य, पंचकोशविवेकेन परां निर्वृतिं लभन्ते ॥

જેવી રીતે તે કીડાના પૂર્વના પુણ્યનો વિપાક થવાથી કોઇ દયાના ભંડારરૂપ પુરુષે તે નદીમાંથી બહાર કાઢેલો તે કીડો નદીના કાંઠાપર ઝાડની છાયાને પામીને ઘણું સુખ થાય તેવી રીતે વિશ્રાંતિ લે છે, તેવી રીતે જીવના પુણ્યકર્મનો ઉદય થવાથી આત્મતત્ત્વના અનુભવી સદ્ગુરુપાસેથી આત્મસ્વરૂપનો ઉપદેશ–આત્મસ્વરૂપનું નિરૂપણ કરનારાં વેદાંતનાં તત્ત્વમસ્યાદિ મહાવાક્યોનો બોધ–પ્રાપ્ત કરીને અન્નમયાદિ પાંચ કોશોથી આત્માનો વિવેક કરવાવડે તે જીવ પરમાનંદને પ્રાપ્ત થાય છે. ૩૧–૩૨

અન્નમયાદિ પાંચ કોશોનાં નામ અને તે કોશોવડે આચ્છાદન પામેલા જીવનું સંસારભ્રમણ કહે છેઃ—

**अन्नं प्राणो मनो बुद्धिरानंदश्चेति पंच ते ।**
**कोशास्तैरावृतः स्वात्मा विस्मृत्या संसृतिं व्रजेत् ॥ ३३ ॥**

अन्नं, प्राणः, मनः, बुद्धिः च आनन्दः इति ते पंच कोशाः [ सन्ति, ] तैः आवृतः स्वात्मा विस्मृत्या संसृतिं व्रजेत् ॥

અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ નામના તે પાંચ કોશો છે. તે પાંચ કોશોવડે ઢંકાયેલો પોતાનો આત્મા પોતાના સ્વરૂપની વિસ્મૃતિવડે ઉંચનીચ શરીરની પ્રાપ્તિરૂપ અથવા જન્મમરણની પરંપરારૂપ સંસારમાં ભ્રમણ કરે છે.

જેમ રેશમનો કીડો પોતાના શરીરમાંથી તાંતણો કાઢીને તેમાં પોતે બંધન પામી દુઃખનો અનુભવ કરે છે, તેમ જીવ અન્નમયાદિ પાંચ કોશોથી ઢંકાઇને એટલે તેમાં આત્મપણાની ભ્રાંતિ કરીને પોતાના અખંડાનંદસ્વરૂપનું વિસ્મરણ કરી સંસારમાં ભ્રમણ કરે છે.

ક્રિયાશક્તિવાળો પ્રાણમયકોશ કાર્યરૂપ છે, ઇચ્છાશક્તિવાળો મનોમયકોશ કરણરૂપ છે, જ્ઞાનશક્તિવાળો વિજ્ઞાનમયકોશ કર્તૃરૂપ છે, અને કારણશરીરરૂપ આનંદમયકોશ ભોક્તૃરૂપ છે. ૩૩

હવે નીચેના અઢી શ્લોકોવડે પાંચ કોશોના સ્વરૂપને કહે છે, અને પછી છત્રીશમાના અર્ધા શ્લોકવડે આત્મા તે તે કોશોની સાથે એકપણાની ભ્રાંતિથી તે તેરૂપે થયાજેવો જણાય છે એમ કહે છેઃ—

स्यात्पंचीकृतभूतोत्थो देहः स्थूलोऽन्नसंज्ञकः ।
लिंगे तु राजसैः प्राणैः प्राणः कर्मेंद्रियैः सह ॥ ३४ ॥
सात्त्विकैर्धींद्रियैः साकं विमर्शात्मा मनोमयः ।
तैरेव साकं विज्ञानमयो धीर्निश्चयात्मिका ॥ ३५ ॥
कारणे सत्त्वमानंदमयो मोदादिवृत्तिभिः ।
तत्तत्कोशैस्तु तादात्म्यादात्मा तत्तन्मयो भवेत् ॥ ३६ ॥

पंचीकृतभूतोत्थः स्थूलः देहः अन्नसंज्ञकः स्यात्, लिंगे तु कर्मेंद्रियैः सह राजसैः प्राणैः प्राणः [स्यात्] ॥ विमर्शात्मा सात्त्विकैः धींद्रियैः साकं मनोमयः [स्यात्,] निश्चयात्मिका धीः तैः एव साकं विज्ञानमयः [भवति] ॥ कारणे [यत्] सत्त्वं [अस्ति तत्] मोदादिवृत्तिभिः आनंदमयः [स्यात्,] आत्मा तु तत्तत्कोशैः [सह] तादात्म्यात् तत्तन्मयः भवेत् ॥

પંચીકૃત પાંચ ભૂતોમાંથી ઉપજેલું સ્થૂલશરીર અન્નમયનામનો કોશ કહેવાય છે, અને સૂક્ષ્મશરીરમાંની વાણી આદિ પાંચ કર્મેંદ્રિયોસહિત રજોગુણમાંથી ઉપજેલા પાંચ પ્રાણો મળીને પ્રાણમયકોશ થાય છે, અર્થાત્ પ્રાણાદિ પાંચ પ્રાણો અને પાંચ કર્મેંદ્રિયો મળીને પ્રાણમયકોશ થાય છે. ૩૪

સંશયસ્વભાવવાળું મન સત્ત્વગુણમાંથી ઉપજેલી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો-સાથે મળીને મનોમયકોશ થાય છે, અર્થાત્ મન અને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને મનોમયકોશ થાય છે. નિશ્ચયસ્વભાવવાળી બુદ્ધિ અને સત્ત્વગુણમાંથી ઉપજેલી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ થાય છે. ૩૫

કારણશરીરરૂપ અવિદ્યાના અંશમાં જે મલિનસત્ત્વગુણ છે તે પ્રિય, મોદ અને પ્રમોદરૂપ વૃત્તિઓસહિત આનંદમયકોશ થાય છે. આત્મા (અંતરાત્મા) તે તે અન્નમયાદિ કોશોની સાથે એકપણાની ભ્રાંતિથી તે તેરૂપ થયેલો જણાય છે, એટલે સ્થૂલશરીર હું છું, પ્રાણ હું છું, મન હું છું, બુદ્ધિ હું છું, અને અજ્ઞાનનો અંશ (કારણશરીર) હું છું એમ આત્મા માનવા લાગે છે.

કોશોના અસત્‌પણાવડે, જડપણાવડે, દુઃખરૂપપણાવડે અને દ્વૈતયુક્તપણાવડે આત્માનું સદ્‌રૂપ, ચેતનરૂપ, સુખરૂપ અને અદ્વયરૂપ ઢંકાયેલાજેવું થાય છે. એ કોશરૂપ ઢાંકણનો જ્યારે આત્માના સાક્ષાત્કારવડે બાધ કરાય છે ત્યારે આત્માનું સદ્રૂપપણું ઇત્યાદિ સ્પષ્ટ પ્રતીત થાય છે.

પ્રિયવસ્તુનું દર્શન થવાથી મનુષ્યને જે સુખ થાય છે તે પ્રિય કહેવાય છે, પ્રિયવસ્તુની પ્રાપ્તિ થવાથી જે સુખ થાય છે તે મોદ કહેવાય છે, અને પ્રિયવસ્તુનો ઉપભોગ થવાથી જે સુખ થાય છે તે પ્રમોદ કહેવાય છે. ૩૬

તે પાંચ કોશોથી અંતરાત્મા ભિન્ન છે એવો વિવેક કરવાથી અંતરાત્મા પોતાના પરબ્રહ્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે એમ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

**अन्वयव्यतिरेकाभ्यां पंचकोशविवेकतः ।**

**स्वात्मानं तत उद्धृत्य परं ब्रह्म प्रपद्यते ॥ ३७ ॥**

अन्वय–व्यतिरेकाभ्यां पञ्चकोशविवेकतः स्वात्मानं ततः उद्धृत्य परं ब्रह्म प्रपद्यते ॥

અન્વય અને વ્યતિરેકવડે અન્નમયાદિ પાંચ કોશોને પ્રત્યગાત્માથી પૃથક્ કરવાથી અર્થાત્ તે પ્રત્યગાત્માને તે કોશોથી અન્વયવ્યતિરેકવડે તથા શાસ્ત્રપ્રમાણ અને યુક્તિવડે પૃથક જાણવાથી કોશોની સાથેની આત્માના એકપણાની ભ્રાંતિ દૂર થતાં મુમુક્ષુ મનુષ્ય પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે, અર્થાત્ તે પરબ્રહ્મરૂપ થાય છે. ૩૭

હવે નીચેના શ્લોકમાં અન્વય અને વ્યતિરેકનું સ્વરૂપ જણાવે છેઃ—

**अभाने स्थूलदेहस्य स्वप्ने यद्भानमात्मनः ।**

**सोऽन्वयो व्यतिरेकस्तद्भानेऽन्यानवभासनम् ॥ ३८ ॥**

स्वप्ने स्थूलदेहस्य अभाने आत्मनः यत् भानं सः अन्वयः, तद्भाने [ यत् ] अन्यानवभासनं [ सः ] व्यतिरेकः ॥

સ્વપ્નાવસ્થામાં સ્થૂલદેહનું (અન્નમયકોશનું) ભાન નહિ છતાં આત્માનું જે ભાન રહે છે તે અન્વય કહેવાય છે, અને તે વેલા આત્માનું ભાન હોવા છતાં પણ સ્થૂલદેહનું ( અન્નમયકોશનું ) ભાન નથી હોતું તે વ્યતિરેક કહેવાય છે.

મનુષ્યને સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થાય છે તે વેલા તેને પોતાના સ્થૂલશરીરનું ભાન હોતું નથી, પણ હું છું એવું પોતાના આત્માનું ભાન હોય છે તે અન્વય અથવા આત્માની અનુવૃત્તિ કહેવાય છે, અને હું છું એવું આત્માનું ભાન છતાં પણ જે સ્થૂલશરીરનું અભાન થાય છે તે વ્યતિરેક એટલે સ્થૂલશરીરની વ્યાવૃત્તિ કહેવાય છે. ૩૮

હવે સૂક્ષ્મશરીર (લિંગશરીર) આત્મા નથી એવું જ્ઞાન કરાવનાર અન્વયવ્યતિરેક જણાવે છેઃ—

**लिंगाभाने[1] सुषुप्तौ स्यादात्मनो भानमन्वयः ।**
**व्यतिरेकस्तु तद्भाने लिंगस्याभानमुच्यते ॥ ३९ ॥**

सुषुप्तौ लिंगाभाने आत्मनः भानं अन्वयः स्यात्, तद्भाने तु लिंगस्य अभानं व्यतिरेकः उच्यते ॥

અંતઃકરણની સુષુપ્તિનામની ત્રીજી અવસ્થામાં સૂક્ષ્મશરીરનું ભાન નહિ છતાં જે આત્માનું ભાન હોય છે તે અન્વય અથવા આત્માની અનુવૃત્તિ કહેવાય છે, અને હું છું એવું આત્માનું ભાન છતાં જે સૂક્ષ્મશરીરના ભાનનો અભાવ હોય છે તે વ્યતિરેક એટલે સૂક્ષ્મશરીરની વ્યાવૃત્તિ કહેવાય છે.

સુષુપ્તિ–અવસ્થામાં આત્માનો એટલે હુંપણાના અવ્યક્તભાવનો સદ્ભાવ હોય છે તેથીજ જાગ્યા પછી "આજ હું સુખથી સૂતો હતો, અને મને કાંઈ ભાન નહોતું," એમ જાગનાર મનુષ્ય પ્રસંગ આવતાં અન્ય મનુષ્યને કહે છે. સુષુપ્તિ–અવસ્થામાં સૂક્ષ્મશરીરનું ભાન હોતું નથી એ શાસ્ત્રથી અને મનુષ્યોના અનુભવથી સિદ્ધ છે. ૩૯

ઉપરના શ્લોકમાં પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમયકોશનું નિરૂપણ નહિ કરતાં તેને બદલે સૂક્ષ્મશરીરનું નિરૂપણ કરવાનું કારણ કહે છેઃ—

**तद्विवेकाद्विविक्ताः स्युः कोशाः प्राणमनोधियः ।**
**ते हि तत्र गुणावस्थाभेदमात्रात्पृथक्कृताः ॥ ४० ॥**

तद्विवेकात् प्राणमनोधियः कोशाः विविक्ताः स्युः, हि ते तत्र गुणावस्थाभेदमात्रात् पृथक्कृताः ॥

સૂક્ષ્મશરીરનું આત્માથી પૃથકપણાવડે નિરૂપણ કરવાથી પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય એ નામના ત્રણ કોશો આત્માથી પૃથક્ કરાયેલા થાય છે, કારણકે તે કોશો એક સૂક્ષ્મશરીરમાં માત્ર સત્ત્વગુણ અને રજોગુણની અવસ્થાના ભેદથી પૃથક્ કરાયેલા છે.

પ્રાણમયકોશમાં રજોગુણ વિશેષ છે, મનોમયકોશમાં સત્ત્વગુણ અને રજોગુણ લગભગ સમપ્રમાણમાં છે, અને વિજ્ઞાનમયકોશમાં સત્ત્વગુણ પ્રધાન અને રજોગુણ ગૌણ છે. એવી રીતે ગુણની અવસ્થાના ભેદથી સૂક્ષ્મશરીરમાં ત્રણ કોશોનું કથન કરેલું છે. ૪૦

---

૧ કેટલીક પ્રતોમાં **लिंगाभावे** આવો પણ પાઠ છે, ત્યાં તેનો અર્થ સૂક્ષ્મશરીરના અભાવમાં એમ સમજવો.

હવે આત્માથી કારણશરીરને પૃથક્ કરવાનું સાધન જણાવે છેઃ—

**सुषुप्त्यभाने भानं तु समाधावात्मनोऽन्वयः ।**
**व्यतिरेकस्त्वात्मभाने सुषुप्त्यनवभासनम् ॥ ४१ ॥**

समाधौ सुषुप्त्यभाने आत्मनः तु [ यत् ] भानं [ सः ] अन्वयः, आत्मभाने सुषुप्त्यनवभासनं तु व्यतिरेकः [ स्यात् ] ॥

સમાધિનામની અંતઃકરણની અવસ્થામાં સુષુપ્તિ–અવસ્થામાં રહેલા કારણ શરીરનું ભાન ન છતાં તે વેલા જે આત્માનું ભાન હોય છે તે આત્માનો અન્વય એટલે અનુવૃત્તિ કહેવાય છે, અને તે વેલા આત્માનું ભાન છતાં પણ સુષુપ્તિ-અવસ્થામાં રહેલા કારણશરીરનું ભાન હોતું નથી આ આત્માથી કારણશરીરનો વ્યતિરેક એટલે કારણશરીરની વ્યાવૃત્તિ કહેવાય છે.

આત્મસ્વરૂપમાં અંતઃકરણની એકાગ્રતા તે અંતઃકરણની સમાધિસ્થિતિ કહેવાય છે. એ સમાધિદશામાં કારણશરીરનું ભાન હોતું નથી, માત્ર આત્માનુંજ ભાન હોય છે તે આત્માનો અન્વય કહેવાય છે. તે વેલા આત્માનું ભાન છતાં પણ કારણશરીરનું ભાન હોતું નથી તે કારણશરીરનો વ્યતિરેક કહેવાય છે.

અન્નમયાદિ કોશો પરસ્પર ભિન્ન હોવા છતાં આત્મા એ પાંચે કોશોમાં રહેનારો હોવાથી વ્યાવૃત્ત એટલે અભાવવાળો થતો નથી. જેમ માળાના મણકામાં દોરો પરોવાઇને રહે છે તેમ પાંચે કોશોમાં એ આત્મા વ્યાપીને રહે છે. ૪૧

એવી રીતે ત્રણ શરીરથી પૃથક્ જાણેલો આત્મા પરબ્રહ્મરૂપ થાય છે એમ નીચેના બેંતાળીશમા શ્લોકવડે જણાવે છેઃ—

**यथा मुंजादिषीकैवमात्मा युक्त्या समुद्धृतः ।**
**शरीरत्रितयाद्धीरैः परं ब्रह्मैव जायते ॥ ४२ ॥**

यथा मुंजात् इषीका, एवं धीरैः युक्त्या शरीरत्रितयात् समुद्धृतः आत्मा परं ब्रह्म एव जायते ॥

જેવી રીતે મુંજનામના ઘાસમાંથી તેમાં રહેલી શલાકા (સાડ) યુક્તિવડે ( પાંદડાંને પૃથક્ કરીને ) બહાર કાઢવામાં આવે છે તેવી રીતે બુદ્ધિનું વિષયોથી રક્ષણ કરનાર મુમુક્ષુપુરુષોએ ઉપર જણાવેલી અન્વય અને વ્યતિરેકરૂપ યુક્તિવડે ત્રણ શરીરથી પૃથક્ કરેલો પોતાનો આત્મા પર-બ્રહ્મરૂપ થાય છે.

ત્રણ શરીરથી પૃથક્ જાણેલો આત્મા જેમ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ હોય છે તેમજ બ્રહ્મ પણ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ હોવાથી આત્મા બ્રહ્મરૂપજ થાય છે એમ જણાવ્યું છે. ૪૨

જીવાત્માની અને પરમાત્માની યુક્તિવડે સિદ્ધ કરેલી એકતા વેદાંતનાં મહાવાક્યોવડે સિદ્ધ કરે છેઃ—

**परापरात्मनोरेवं युक्त्या संभावितैकता ।**
**तत्त्वमस्यादिवाक्यैः सा भागत्यागेन लक्ष्यते ॥ ४३ ॥**

एवं परापरात्मनोः एकता युक्त्या संभाविता, सा तत्त्वमस्यादिवाक्यैः भागत्यागेन लक्ष्यते ॥

એવી રીતે પરમાત્માનું અને જીવાત્માનું એકપણું યુક્તિવડે સિદ્ધ કરી બતાવ્યું. હવે તે એકપણું **'तत्त्वमसि'** (આ જગતનું વિવર્તઉપાદાનકારણ જે બ્રહ્મ છે તે તું છે) આદિ ઉપનિષદોનાં વાક્યોવડે ભાગત્યાગલક્ષણાવડે (જહદજહલ્લક્ષણાવૃત્તિવડે) કહેવાય છે.

**'तत्त्वमसि'**માંના त्वं (તું) એ પદનો અર્થ જીવાત્મા થાય છે, અને तत् (તે) એ પદનો અર્થ પરમાત્મા થાય છે. તે બેનું એકપણું તે બંનેના સચ્ચિદાનંદાદિ લક્ષણના સમપણાવડે સિદ્ધ કરી બતાવ્યું, હવે **'तत्त्वमसि'** આદિ મહાવાક્યોવડે જીવાત્માના અને પરમાત્માના સ્વરૂપમાં રહેલા વિરોધી ભાગના ત્યાગવડે એટલે ભાગત્યાગલક્ષણાવડે તેમનું એકપણું કહેવાય છે. ૪૩

વાક્યના અર્થનું જ્ઞાન થવામાટે વાક્યમાંનાં પદોના અર્થનું જ્ઞાન થવું જોઈએ, તે વિના વાક્યનો અર્થ સ્પષ્ટ જાણી શકાય નહિ, માટે **'तत्त्वमसि'** એ મહાવાક્યમાં રહેલા **तत्**પદનો વાચ્યાર્થ નીચેના ચુમાળીશમા શ્લોકવડે જણાવે છેઃ—

**जगतो यदुपादानं मायामादाय तामसीम् ।**
**निमित्तं शुद्धसत्त्वां तामुच्यते ब्रह्म तद्गिरा ॥ ४४ ॥**

यत् ब्रह्म तामसीं मायां आदाय जगतः उपादानं [ भवति, च ] तां शुद्धसत्त्वां [ आदाय ] निमित्त [ भवति, ] तत् गिरा उच्यते ॥

જે સચ્ચિદાનંદસ્વભાવવાળું બ્રહ્મ તમોગુણપ્રધાન પ્રકૃતિને પોતાના ઉપાધિરૂપે સ્વીકારીને આ જગતનું ઉપાદાનકારણ થાય છે, અને જે સચ્ચિદાનંદસ્વભાવવાળું બ્રહ્મ શુદ્ધસત્ત્વગુણપ્રધાન પ્રકૃતિને પોતાના ઉપાધિરૂપે સ્વીકારીને આ જગતનું નિમિત્તકારણ થાય છે તે બ્રહ્મ મહાવાક્યમાંના **तत्** એ શબ્દવડે કહેવાય છે, અર્થાત્ તે બ્રહ્મ મહાવાક્યમાંના **तत्**પદનો વાચ્યાર્થ છે. ૪૪

હવે ત્વંપદના વાચ્યાર્થને જણાવે છેઃ—

**यदा मलिनसत्त्वां तां कामकर्मादिदूषिताम् ।**
**आदत्ते तत्परं ब्रह्म त्वंपदेन तदोच्यते ॥ ४५ ॥**

तत् [ एव ] परं ब्रह्म यदा तां कामकर्मादिदूषितां मलिनसत्त्वां आदत्ते, तदा त्वंपदेन उच्यते ॥

તેજ પરબ્રહ્મ જે અવસ્થામાં કામ ( વિષયોની તૃષ્ણા ) અને કર્મ ( વિષયોની તૃષ્ણા પૂરી કરવામાટે થતી પ્રવૃત્તિ ) આદિથી દોષવાળી થયેલી મલિનસત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિને (અવિદ્યાને) પોતાના ઉપાધિરૂપે સ્વીકારે છે તે અવસ્થા પામેલા તે પરબ્રહ્મને ત્વંપદવડે કહેવામાં આવે છે, અર્થાત્ મલિનસત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી અવિદ્યાને પોતાના ઉપાધિરૂપે સ્વીકારે છે ત્યારે તે બ્રહ્મ ત્વંપદના વાચ્યાર્થરૂપે કહેવાય છે. ૪૫

ઉપર જણાવેલા 'तत्त्वमसि' એ મહાવાક્યનો અર્થ કહે છે:—

**त्रितयीमपि तां मुक्त्वा परस्परविरोधिनीम् ।**
**अखंडं सच्चिदानंदं महावाक्येन लक्ष्यते ॥ ४६ ॥**

त्रितयीं अपि परस्परविरोधिनीं तां मुक्त्वा अखंडं सच्चिदानंदं महावाक्येन लक्ष्यते ॥

તમોગુણપ્રધાનપ્રકૃતિ, શુદ્ધસત્ત્વગુણપ્રધાનપ્રકૃતિ અને મલિનસત્ત્વગુણપ્રધાનપ્રકૃતિ એવી પરસ્પર વિરોધવાળી ત્રણ પ્રકારની તે પ્રકૃતિનો ત્યાગ કરીને અપરિચ્છિન્ન અને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ 'तत्त्वमसि' મહાવાક્યવડે ભાગત્યાગલક્ષણાથી જાણવામાં આવે છે. ૪૬

લક્ષણાવડે મહાવાક્યનો અર્થ કરવામાં જે પ્રમાણ છે તે નીચેના બે શ્લોકોવડે જણાવે છે:—

**सोऽयमित्यादिवाक्येषु विरोधात्तदिदंतयोः ।**
**त्यागेन भागयोरेक आश्रयो लक्ष्यते यथा ॥ ४७ ॥**
**मायाविद्ये विहायैवमुपाधी परजीवयोः ।**
**अखंडं सच्चिदानंदं परं ब्रह्मैव लक्ष्यते ॥ ४८ ॥**

'सः अयं' इत्यादिवाक्येषु तदिदंतयोः विरोधात् भागयोः त्यागेन एकः आश्रयः यथा लक्ष्यते, एवं परजीवयोः उपाधी मायाविद्ये विहाय अखंडं सच्चिदानंदं परं ब्रह्म एव लक्ष्यते ॥

" તે આ દેવદત્ત છે " ઇત્યાદિ વાક્યોમાં " તે " આ અંશનો અને " આ " એ અંશનો પરસ્પર વિરોધ હોવાથી એ બંને પદોમાંના વિરોધી ભાગનો ત્યાગ કરવાવડે જેમ તેના આશ્રયરૂપ જે " દેવદત્ત " તેનું જ્ઞાન થાય છે એવીજ રીતે ઈશ્વરના ઉપાધિરૂપ માયાનો અને જીવના ઉપાધિરૂપ

અવિદ્યાનો ત્યાગ કરવાથી અપરિચ્છિન્ન, સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ તથા શ્રેષ્ઠરૂપ જે બ્રહ્મ તેનું ભાગત્યાગલક્ષણાવડે જ્ઞાન થાય છે.

લક્ષણા ત્રણ પ્રકારની છે. જહત્લક્ષણા, અજહત્લક્ષણા અને જહદજહત્લક્ષણા અથવા ભાગત્યાગલક્ષણા. જે લક્ષણામાં વાચ્યાર્થનો ત્યાગ થઇને તેના સંબંધવાળા અર્થનું ગ્રહણ કરવામાં આવે છે તે લક્ષણા જહત્લક્ષણા કહેવાય છે, જેમ "ગંગામાં અમારો નેસ છે" એમાં ગંગાપદનો શક્યાર્થ જે ગંગાનો પ્રવાહ તેનો ત્યાગ કરીને પ્રવાહથી સંયોગસંબંધવાળું જે તીર તેનું ગ્રહણ કરવામાં આવે છે. જે લક્ષણામાં વાચ્યાર્થને રાખીને તેના સંબંધવાળી કોઇ વસ્તુને ગ્રહણ કરવામાં આવે છે તે લક્ષણા અજહત્લક્ષણા કહેવાય છે, જેમ "રાતો દોડે છે" એમાં "રાતો" એ ગુણ હોવાથી તે એકલો દોડી શકે નહિ, એટલે તેની સાથે ઘોડો, બળદ કે કૂતરો લેવો પડે છે, અને તે વાક્યનો રાતો ઘોડો, રાતો બળદ કે રાતો કૂતરો દોડે છે એવો અર્થ કરવામાં આવે છે. જે લક્ષણામાં વિરોધી અંશનો ત્યાગ કરીને અવિરોધી અંશનું ગ્રહણ કરવામાં આવે છે તે લક્ષણાને ભાગત્યાગલક્ષણા અથવા જહત્અજહત્લક્ષણા કહેવામાં આવે છે. જેમ "તે આ દેવદત્ત છે" એ વાક્યમાંના "તે" શબ્દવડે ભૂતકાલ, દૂરદેશ અને અમુકપ્રકારની શરીરસ્થિતિનું ભાન થાય છે, અને "આ" શબ્દવડે વર્તમાનકાલ, સમીપદેશ અને બીજા પ્રકારની શરીરસ્થિતિનું ભાન થાય છે. "તે" અને "આ" એ બંને પદમાં રહેલા ભૂતકાલ અને વર્તમાનકાલ, દૂરદેશ અને સમીપદેશ તથા ગૃહસ્થસ્થિતિ અને પરમહંસસ્થિતિનો પરસ્પર વિરોધ છે. તે વિરોધનો ત્યાગ કરીને દેવદત્તના પિંડનુ ગ્રહણ ભાગત્યાગલક્ષણાવડે થાય છે. જ્યા વાચ્યાર્થ એટલે શક્યાર્થ સંભવી શકે નહિ ત્યાં લક્ષ્યાર્થનું ગ્રહણ લક્ષણાવડે કરવામાં આવે છે. '**તત્ત્વમસિ**' આદિ મહાવાક્યોમાં વાચ્યાર્થ સંભવી શકે નહિ, તેથી ભાગત્યાગલક્ષણાવડે તેના લક્ષ્યાર્થનું ગ્રહણ કરવામા આવે છે. એ લક્ષણાવડે પરમાત્મામાં રહેલ માયા અને માયાના ધર્મોનો ત્યાગ કરવામાં આવે છે, અને જીવમાં રહેલ અવિદ્યા ને અવિદ્યાના ધર્મોનો ત્યાગ કરવામાં આવે છે. એવી રીતે માયાનો ને માયાના ધર્મોનો અને અવિદ્યાનો ને અવિદ્યાના ધર્મોનો ત્યાગ કરવાથી ઈશ્વરજીવમાં સચ્ચિદાનંદાદિસ્વભાવવાળું જે બ્રહ્મ રહે છે તેના એકપણાનું જ્ઞાન થાય છે. ૪૭-૪૮

મહાવાક્યના લક્ષ્યાર્થરૂપ બ્રહ્મને જો સવિકલ્પ માનીએ તો તેમાં દોષ આવે છે, અને જો તેને નિર્વિકલ્પ માનીએ તો તેમાં પણ દોષ આવે છે એમ પૂર્વપક્ષી નીચેના શ્લોકવડે કહે છેઃ—

सविकल्पस्य लक्ष्यत्वे लक्ष्यस्य स्यादवस्तुता ।
निर्विकल्पस्य लक्ष्यत्वं न दृष्टं न च संभवि ॥ ४९ ॥

सविकल्पस्य लक्ष्यत्वे लक्ष्यस्य अवस्तुता स्यात्, निर्विकल्पस्य लक्ष्यत्वं न दृष्टं, न च संभवि ॥

જો સવિકલ્પનુ લક્ષ્યપણું માનવામા આવે તો લક્ષ્યરૂપ બ્રહ્મનું મિથ્યાપણું થાય, અને નિર્વિકલ્પનું લક્ષ્યપણું તો જોયુ નથી, ને સંભવી પણ શકતું નથી.

નામ, રૂપ અને જાતિ આદિથી યુક્ત વસ્તુને સવિકલ્પ એટલે વિકલ્પોવાળી કહેવામા આવે છે. જો મહાવાક્યો લક્ષણાવડે સવિકલ્પ વસ્તુને જણાવતા હોય તો લક્ષ્યરૂપ બ્રહ્મનુ તે નામાદિ વિકલ્પયુક્ત હોવાથી મિથ્યાપણુ સિદ્ધ થશે, અને બ્રહ્મને મિથ્યા કહેવુ એ શ્રુતિસ્મૃતિથી વિરુદ્ધ છે; અને નિર્વિકલ્પનું એટલે નામ, રૂપ ને જાતિ આદિથી રહિત વસ્તુનુ લક્ષ્યપણું વ્યવહારમા કોઇ સ્થલે જોવામાં આવતું નથી, ને તે કોઇ સ્થલે સંભવી પણુ શકતું નથી. વળી લક્ષ્યપણારૂપ વિકલ્પવાળા પદાર્થનુ નિર્વિકલ્પપણુ કહેવામા વ્યાઘાતદોષ આવે છે. કહેનાર પોતે પોતાના બોલવાવડે પોતાને જૂઠો પાડે ત્યાં વ્યાઘાતદોષ પ્રાપ્ત થાય છે, જેમ કોઇ માણુસ કોઇ અન્ય માણુસને કહે કે "મારે તમને ઘણું કહેવું છે, પણ મારા મોઢામા જીભ નહિ હોવાથી હુ કાંઇ કહી શકતો નથી." ૪૯

એ પૂર્વપક્ષનુ સમાધાન કરવામાટે સિદ્ધાંતી વિકલ્પ કરીને પૂર્વપક્ષ કરનારના મનમા દોષ જણાવે છેઃ—

विकल्पो निर्विकल्पस्य सविकल्पस्य वा भवेत् ।
आद्ये व्याहतिरन्यत्रानवस्थात्माश्रयादयः ॥ ५० ॥

[ यः त्वत्कृतः ] विकल्पः [ सः ] निर्विकल्पस्य वा सविकल्पस्य भवेत् ? आद्ये व्याहतिः, अन्यत्र अनवस्थात्माश्रयादयः ॥

તમે જે આ વિકલ્પ કર્યો તે નિર્વિકલ્પનો છે, અથવા સવિકલ્પનો છે ? તે કહો. જો તમે કહો કે મેં નિર્વિકલ્પનો વિકલ્પ કર્યો છે, તો તેમા વ્યાઘાતદોષ આવે છે, અને જો તમે એમ કહો કે મેં સવિકલ્પનો વિકલ્પ કર્યો છે, તો તેમા અનવસ્થા અને આત્માશ્રયાદિ દોષો આવે છે.

મહાવાક્યવડે જણાતું બ્રહ્મ સવિકલ્પ છે કે નિર્વિકલ્પ છે આવો જે તમે વિકલ્પ કર્યો તે તમારો વિકલ્પ સવિકલ્પબ્રહ્મસબંધી છે કે નિર્વિકલ્પબ્રહ્મસંબધી છે તે કહો. જો તમે કહો કે નિર્વિકલ્પબ્રહ્મસબંધી મારો વિકલ્પ છે

તો જે બ્રહ્મમાં વિકલ્પનો સદ્ભાવજ નથી તેમાં વિકલ્પ શી રીતે હોઈ શકે? અર્થાત્ જો તમે નિર્વિકલ્પબ્રહ્મસંબંધી વિકલ્પ કહો તો તેમાં વ્યાઘાતદોષની પ્રાપ્તિ થાય છે. જો તમે કહો કે મેં જે વિકલ્પ કહ્યો તે સવિકલ્પબ્રહ્મસંબંધી કહ્યો છે, તો તેમાં આત્માશ્રય, અન્યોન્યાશ્રય, ચક્રિકા અને અનવસ્થા એ નામના ચાર દોષો આવે છે.

તમે જે સવિકલ્પનો વિકલ્પ કહ્યો તે તમારો વિકલ્પ કોને આશરે રહે છે? જો તમે તે વિકલ્પ પોતાને આશરે રહ્યો છે એમ કહો તો આત્માશ્રયદોષની પ્રાપ્તિ થાય છે. પોતે પોતાને આશરે રહે તે આત્માશ્રયદોષ કહેવાય છે. કોઇ પોતે પોતાને આશરે રહી શકે નહિ, તેને આશ્રય આપનાર કોઇ બીજો હોવો જોઇએ. જો તમે એમ કહો કે એ પ્રથમનો વિકલ્પ બીજા વિકલ્પને આશરે રહ્યો છે, અને તે બીજો વિકલ્પ પહેલા વિકલ્પને આશરે રહ્યો છે, તો તેમાં અન્યોન્યાશ્રયદોષની પ્રાપ્તિ થાય છે. એકબીજાની સિદ્ધિમાં એકબીજાની અપેક્ષા રહે તે અન્યોન્યાશ્રયદોષ કહેવાય છે. એમાં કયો વિકલ્પ કયા વિકલ્પને આશરે રહ્યો છે તે નક્કી થઇ શકતું નથી. જો તમે એમ કહો કે પહેલો વિકલ્પ બીજા વિકલ્પને આશરે રહ્યો છે, બીજો વિકલ્પ ત્રીજા વિકલ્પને આશરે રહ્યો છે, અને ત્રીજો વિકલ્પ પહેલા વિકલ્પને આશરે રહ્યો છે, તો તેમાં ચક્રિકાદોષની પ્રાપ્તિ થાય છે. વિકલ્પના આશ્રયોનું ચક્રની (ગાડાના પૈડાની) પેઠે ફરવું તે ચક્રિકાદોષ કહેવાય છે. એમાં પણ કયો વિકલ્પ કયા વિકલ્પને આશરે રહ્યો છે તે નક્કી થઇ શકતું નથી, અને જો એમ કહેવામાં આવે કે પહેલો વિકલ્પ બીજા વિકલ્પને આશરે રહ્યો છે, બીજો વિકલ્પ ત્રીજા વિકલ્પને આશરે રહ્યો છે, ત્રીજો વિકલ્પ ચોથા વિકલ્પને આશરે રહ્યો છે, અને ચોથો વિકલ્પ પાંચમા વિકલ્પને આશરે રહ્યો છે એમ વિકલ્પના આશ્રયોની ધારા ચલાવવામા આવે તો અનવસ્થાદોષની પ્રાપ્તિ થાય છે. જેમાં છેલ્લા વિકલ્પનો નિર્ણય કોઇ પણ પ્રકારે ન થઇ શકે તે અનવસ્થાદોષ કહેવાય છે. આવી રીતે સવિકલ્પનો વિકલ્પ પણ સંભવી શકતો નથી. ૫૦

આવી રીતના દોષો એકલા બ્રહ્મના વિકલ્પિતપણાપરજ આવતા નથી, કિંતુ નીચેના શ્લોકમાં કહેવાય છે તે ઠેકાણે પણ આવાજ વિકલ્પપૂર્વક દોષોની પ્રવૃત્તિ થાય છેઃ—

इदं गुणक्रियाजातिद्रव्यसंबंधवस्तुषु ।
समं तेन स्वरूपस्य सर्वमेतदितीष्यताम् ॥ ५१ ॥

इदं गुण-क्रिया-जाति-द्रव्य-संबंध-वस्तुषु समं [अस्ति,] तेन एतत् सर्वं स्वरूपस्य इति इष्यताम् ॥

આ દોષો ગુણ, ક્રિયા, જાતિ, દ્રવ્ય અને સંબંધ આ વસ્તુઓમાં પણ સમાન છે, તેથી આ સર્વ ગુણાદિ ધર્મો વસ્તુના સ્વરૂપનાજ છે એમ સમજવું.

બ્રહ્મના વિકલ્પિતપણાઉપર આવનારા એ સર્વ દોષો ગુણાદિ વસ્તુઓમાં એકસરખાજ પ્રવૃત્ત થાય છે, જેમકે ગુણ સગુણમાં રહે છે કે નિર્ગુણમાં ? જો ગુણ નિર્ગુણમાં રહે છે એમ કહેવામાં આવે તો વ્યાઘાતદોષની પ્રાપ્તિ થાય છે, અને જો ગુણ ગુણમા એટલે ગુણને આશરે રહે છે એમ કહેવામાં આવે તો આત્માશ્રયાદિદોષની પ્રાપ્તિ થાય છે. ક્રિયા નિષ્ક્રિયમા રહે છે કે સક્રિયમાં રહે છે ? જો નિષ્ક્રિયમાં ક્રિયા રહે છે એમ કહેવામાં આવે તો વ્યાઘાતદોષની પ્રાપ્તિ થાય છે, ને ક્રિયા ક્રિયાને આશરે રહે છે એમ કહેવામાં આવે તો આત્માશ્રયાદિદોષની પ્રાપ્તિ થાય છે આ પ્રમાણે જાતિ, દ્રવ્ય અને સંબંધમાં પણ સમજવું. એ ગુણાદિક સર્વ વસ્તુના સ્વરૂપમાંજ રહે છે એમ માનવું જોઇએ, તેમને વસ્તુના સ્વરૂપથી પૃથક્ કહેવાય નહિ. ૫૧

પૂર્વોક્ત વિકલ્પાદિ સર્વ આત્મામાં કલ્પિત છે એમ જણાવે છેઃ—

**विकल्पतदभावाभ्यामसंस्पृष्टात्मवस्तुनि ।**
**विकल्पितत्वलक्ष्यत्वसंबंधाद्यास्तु कल्पिताः ॥ ५२ ॥**

विकल्प-तदभावाभ्यां असंपृष्टात्मवस्तुनि विकल्पितत्व-लक्ष्यत्व-संबंधाद्याः तु कल्पिताः ॥

વિકલ્પથી અને વિકલ્પના અભાવથી સ્પર્શ નહિ પામેલ આત્મરૂપ પદાર્થમાં વિકલ્પિતપણું, લક્ષ્યપણુ અને સબંધાદિ સર્વે કલ્પિત છે.

શુદ્ધ આત્મામાં વિકલ્પ અને વિકલ્પનો અભાવ એ બેમાંનું કાંઇ નથી. તે બંને મન અને વાણીના વિષય થનારા પદાર્થોમાં હોય છે. આગળ જે નિર્વિકલ્પ ને લક્ષ્ય ઇત્યાદિ શબ્દો વાપર્યા છે તે આત્માનું સ્વરૂપ સમજાવવા-માટે કેવલ કલ્પેલા છે એમ સમજવું. વિકલ્પ પોતાવડે આત્માને વિષય કરે એ વિકલ્પિતપણું ને લક્ષણાવૃત્તિવડે આત્માને વિષય કરે એ લક્ષ્યપણું. સંયોગ અને સમવાય એ બંને સંબંધ છે. બે વસ્તુનું મળવું થાય તે સંયોગ કહેવાય છે. સાથે રહેનારામા સમવાયસંબંધ હોય છે, જેમ ઉપાદાનકારણ અને કાર્ય, ક્રિયા અને ક્રિયાવાન્ ઇત્યાદિ. સબંધાદિમાના આદિ શબ્દવડે કરીને દ્રવ્ય ને ગુણ ઇત્યાદિ પદાર્થનું ગ્રહણ કરવુ. દીપમાં જેમ રૂપુ કલ્પિત છે તેમ વિકલ્પિતપણું ઇત્યાદિ આત્મામાં કલ્પિત છે. ૫૨

હવે નીચેના શ્લોકમાં વેદાંતશાસ્ત્રના શ્રવણનું અને મનનનું સ્વરૂપ કહે છે:—

**इत्थं वाक्यैस्तदर्थानुसंधानं श्रवणं भवेत् ।**
**युक्त्या संभावितत्वानुसंधानं मननं तु तत् ॥ ५३ ॥**

इत्थं वाक्यैः तदर्थानुसंधानं श्रवणं भवेत्, [ तथा ] युक्त्या तु [ यत् ] संभावितत्वानुसंधानं तत् मननं [ भवेत् ] ॥

આવી રીતે વેદાંતનાં મહાવાક્યોવડે તે મહાવાક્યોના જીવબ્રહ્મના એકપણારૂપ અર્થનું વારંવાર ચિંતન કરવું તે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કહેવાય છે, અને દ્વૈતની બાધક તથા અદ્વૈતની સાધક યુક્તિઓવડે વેદાંતમાં કહેલું અદ્વૈતબ્રહ્મ સંભવવાળું છે આવું ચિંતન કરીને નિશ્ચય કરવો તે વેદાંતશાસ્ત્રનું મનન કહેવાય છે. ૫૩

હવે નિદિધ્યાસનનું સ્વરૂપ કહે છે:—

**ताभ्यां निर्विचिकित्सेऽर्थे चेतसः स्थापितस्य यत् ।**
**एकतानत्वमेतद्धि निदिध्यासनमुच्यते ॥ ५४ ॥**

ताभ्यां निर्विचिकित्से अर्थे स्थापितस्य चेतसः यत् एकतानत्वं एतत् हि निदिध्यासनं उच्यते ॥

વેદાંતશાસ્ત્રના શ્રવણવડે અને વેદાંતશાસ્ત્રના મનનવડે નક્કી થયેલા વિષયરૂપ આત્મામાં સ્થિર કરેલા અંતઃકરણની જે તેલની ધારાની પેઠે એકાગ્રતા આજ આત્માનું નિદિધ્યાસન કહેવાય છે.

વેદાંતશાસ્ત્રના શ્રવણ અને મનનવડે નિશ્ચય કરેલા આત્મસ્વરૂપમાં પછી કોઇ પણ પ્રકારનો સંશય રહેતો નથી. એવા સંશયરહિત જણાયેલા આત્મામાં અંતઃકરણની વૃત્તિનો પ્રવાહ ચલાવવો તેને વેદાંતશાસ્ત્રમાં નિદિધ્યાસન કહે છે, અને યોગશાસ્ત્રમાં તેને આત્માનું ધ્યાન કહે છે. ૫૪

તે નિદિધ્યાસનના પરિપાકને સમાધિ કહે છે એમ નીચેના શ્લોકથી જણાવે છે:—

**ध्यातृध्याने परित्यज्य क्रमाद्ध्येयैकगोचरम् ।**
**निवातदीपवच्चित्तं समाधिरभिधीयते ॥ ५५ ॥**

[ यदा ] चित्तं ध्यातृध्याने क्रमात् परित्यज्य निवातदीपवत् ध्येयैकगोचरं [ भवति तदा ] समाधिः अभिधीयते ॥

જ્યારે અંતઃકરણ ધ્યાતાનો (ધ્યાન કરનારનો) અને ધ્યાનનો (અંતઃકરણની ધ્યેયાકાર થયેલી વૃત્તિનો ) ક્રમપૂર્વક પરિત્યાગ કરીને વાયુવિનાના સ્થાનમાં

રહેલા દીવાની પેઠે માત્ર ધ્યેયરૂપેજ થઇને રહે છે ત્યારે અંતઃકરણની તે સ્થિતિને સમાધિ કહેવામાં આવે છે.

નિદિધ્યાસનમાં ( આત્મધ્યાનમાં ) ધ્યાતા, ધ્યાન અને ધ્યેય એવી ત્રિપુટી પ્રતીત્ થાય છે. નિદિધ્યાસનનો પરિપાક થતાં ધ્યાતાનો અને ધ્યાનનો ક્રમથી લય થઇને એક ધ્યેયનેજ વિષય કરનાર અંતઃકરણની વૃત્તિ રહે છે. અંતઃકરણની એવી સ્થિતિને સમાધિ કહેવામાં આવે છે. સમાધિવેલાએ ગતિવાળા વાયુવિનાના સ્થાનમાં રહેલો દીવો જેમ સ્થિર હોય છે તેમ અંતઃકરણ સ્થિર હોય છે. ૫૫

સમાધિદશામાં અંતઃકરણની વૃત્તિનું હોવાપણું અનુમાનવડે જણાય છે એમ નીચેના શ્લોકવડે કહે છેઃ—

**वृत्तयस्तु तदानीमज्ञाता अप्यात्मगोचराः ।**
**स्मरणादनुमीयन्ते व्युत्थितस्य समुत्थितात् ॥ ५६ ॥**

आत्मगोचराः वृत्तयः तु तदानीं अज्ञाताः अपि व्युत्थितस्य समुत्थितात् स्मरणात् अनुमीयंते ॥

માત્ર આત્માને વિષય કરનારી વૃત્તિઓ સમાધિના સમયમાં જોકે સમાધિ કરનાર પુરુષના જાણવામાં આવતી નથી તોપણ સમાધિમાંથી જાગ્રત્ થયેલા પુરુષને હું આટલો સમય સમાધિમાં બેઠો હતો આવા પ્રકારનું સ્મરણ થાય છે તે સ્મરણપરથી આત્માકારવૃત્તિઓના સદ્ભાવનું અનુમાન થાય છે. સમાધિમાંથી ઊઠેલા મનુષ્યને વૃત્તિઓના સદ્ભાવનું સ્મરણ થાય છે તેથી જણાય છે કે સમાધિકાલે વૃત્તિઓ આત્માને વિષય કરતી હતી. ૫૬

સમાધિદશામાં આત્માકારે થયા કરતી સૂક્ષ્મવૃત્તિઓનો પ્રવાહ કયા કારણથી ચાલુ રહે છે તે નીચેના શ્લોકથી જણાવે છેઃ—

**वृत्तीनामनुवृत्तिस्तु प्रयत्नात्प्रथमादपि ।**
**अदृष्टासकृदभ्याससंस्कारसचिवाद्भवेत् ॥ ५७ ॥**

वृत्तीनां अनुवृत्तिः तु अदृष्टासकृदभ्याससंस्कारसचिवात् प्रथमात् अपि प्रयत्नात् भवेत् ॥

આત્મરૂપ ધ્યેયને ( ધ્યાનના વિષયને ) વિષય કરનારી વૃત્તિઓની અનુવૃત્તિ ( આત્માકારવૃત્તિઓનો પ્રવાહ ) તો પુણ્યકર્મવડે ( અભિમાન અને ફલેચ્છાવિના કરવામાં આવેલાં પુણ્યકર્મવડે ) પ્રાપ્ત કરેલા પુણ્યસંસ્કાર તથા વારંવાર કરેલા સમાધિના અભ્યાસના સંસ્કાર એ બંનેનું જેને સાહાય્ય છે એવા સમાધિની પૂર્વે કરેલા પ્રયત્નથીજ થાય છે. ૫૭

એ સમાધિનું નિરૂપણ શ્રીકૃષ્ણભગવાને અર્જુનપ્રતિ કરેલું છે એમ નીચેના શ્લોકવડે કહે છેઃ—

**यथा दीपो निवातस्थ इत्यादिभिरनेकधा ।**
**भगवानिममेवार्थमर्जुनाय न्यरूपयत् ॥ ५८ ॥**

"यथा दीपो निवातस्थः" इत्यादिभिः भगवान् इमं एव अर्थं अर्जुनाय अनेकधा न्यरूपयत् ॥

"જેવી રીતે ગતિવાળા વાયુથી રહિત સ્થાનમાં રહેલો દીવો" ઇત્યાદિ વચનોવડે શ્રીકૃષ્ણભગવાને આજ સમાધિરૂપ અર્થને અર્જુનપ્રતિ અનેક રીતે ભગવદ્ગીતામાં નિરૂપણ કરેલો છે. ૫૮

આ સમાધિના પેટા ફલને નીચેના શ્લોકથી જણાવે છેઃ—

**अनादाविह संसारे संचिताः कर्मकोटयः ।**
**अनेन विलयं यांति शुद्धो धर्मो विवर्धते ॥ ५९ ॥**

इह अनादौ संसारे संचिताः कर्मकोटयः अनेन [ समाधिना ] विलयं यांति, [ च ] शुद्धः धर्मः विवर्धते ॥

આ અનાદિકાલથી ચાલ્યા આવતા સંસારમાં સંપાદન કરેલા કરોડો શુભાશુભકર્મોના સંસ્કારો આ સમાધિવડે વિલીન થઇ જાય છે, અને આત્મસાક્ષાત્કારના સાધનરૂપ શુદ્ધધર્મની વૃદ્ધિ થાય છે.

આત્માના સાક્ષાત્કારવડે કર્મોનો ક્ષય થાય છે એમાં "*क्षीयंते चास्य कर्माणि*" (આ જ્ઞાનીનાં કર્મો નાશ પામે છે) એ શ્રુતિરૂપ અને "*ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुतेऽर्जुन*" (હે અર્જુન! જ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરે છે) એ સ્મૃતિરૂપ વચનો પ્રમાણ છે.

જ્ઞાન થયા પછી બ્રહ્મજ્ઞાનીવડે કરવામાં આવતાં કર્મ જેને ક્રિયમાણ અથવા આગામિકર્મ કહેવામાં આવે છે તે ક્રિયમાણ શુભાશુભકર્મો આત્માના અકર્તાપણાના અને અભોક્તાપણાના જ્ઞાનથી બ્રહ્મજ્ઞાનીના આત્માને સ્પર્શ કરી શકતાં નથી, એટલે કે તેવાં કર્મોનો તેમને અસ્પર્શ થાય છે. તેઓ પોતાને ફલ આપવા તત્પર થયેલાં પ્રારબ્ધકર્મનો ભોગવડે ક્ષય કરે છે, અને વર્તમાનજન્મમાં ફલ આપવાને અસમર્થ એવાં જે તેમનાં સંચિતકર્મો તેમનો બ્રહ્મજ્ઞાનથી નાશ થાય છે. ૫૯

યોગીઓ આ સમાધિને ધર્મમેઘસમાધિ એવું નામ આપે છે એમ જણાવે છેઃ—

धर्ममेघमिमं प्राहुः समाधिं योगवित्तमाः ।
वर्षत्येष यतो धर्मामृतधाराः सहस्रशः ॥ ६० ॥

यतः एषः धर्मामृतधाराः सहस्रशः वर्षति, [ ततः ] योगवित्तमाः इमं समाधिं धर्ममेघं प्राहुः ॥

જેથી આ સમાધિ ધર્મરૂપ (આત્માકારવૃત્તિના પ્રવાહરૂપ) અમૃતની હજારો ધારાઓની વૃષ્ટિ કરે છે તેથી સર્વોત્તમ યોગીઓ એટલે બ્રહ્મના દૃઢ-સાક્ષાત્કારવાળા પુરુષો આ સમાધિને ધર્મમેઘ એવું નામ આપે છે. ૬૦

હવે સમાધિના મુખ્ય ફલનું નીચેના બે શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

अमुना वासनाजाले निःशेषं प्रविलापिते ।
समूलोन्मूलिते पुण्यपापाख्ये कर्मसंचये ॥ ६१ ॥
वाक्यमप्रतिबद्धं सत्प्राक्परोक्षावभासिते ।
करामलकवद्बोधमपरोक्षं प्रसूयते ॥ ६२ ॥

अमुना [ समाधिना ] वासनाजाले निःशेषं प्रविलापिते [ सति, ] पुण्यपापाख्ये कर्मसंचये समूलोन्मूलिते [ सति, ] वाक्यं अप्रतिबद्धं सत् प्राक् परोक्षावभासिते [ तत्त्वे ] करामलकवत् अपरोक्षं बोधं प्रसूयते ॥

આ સમાધિવડે દૃશ્યની સ્થૂલવાસનાનો સમૂહ તથા અહંતા, મમતા ને કર્તાપણું ઇત્યાદિ સૂક્ષ્મવાસનાનો સમૂહ બાકી ન રહે એવી રીતે નાશ પામી જવાથી અને પુણ્ય તથા પાપ એ નામનાં કર્મોનો સમૂહ અજ્ઞાનરૂપ મૂલસહિત નીકળી જવાથી તત્ત્વમસિ આદિ ઉપનિષદનાં મહાવાક્યો પ્રતિબંધ-વિનાનાં થઇને પૂર્વે પરોક્ષપણે જાણેલા આત્મસ્વરૂપનું હવે હાથમાં રાખેલા આમળાની પેઠે અથવા હાથમાં રાખેલા નિર્મલ જલની પેઠે આત્માના સાક્ષાત્કારરૂપ જ્ઞાન ઉપજાવે છે.

કરામલકવતના બે અર્થ થાય છેઃ—કર + આમલક + વત્ = હાથમાં રાખેલા આમળાની પેઠે, અથવા કર + અમલ + ક + વત્ = હાથમાં રાખેલા નિર્મલ જલની પેઠે. ૬૧–૬૨

નીચેના શ્લોકમાં આત્માના પરોક્ષજ્ઞાનનું ફલ કહે છેઃ—

परोक्षं ब्रह्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।
बुद्धिपूर्वकृतं पापं कृत्स्नं दहति वह्निवत् ॥ ६३ ॥

देशिकपूर्वकं शाब्दं परोक्षं ब्रह्मविज्ञानं बुद्धिपूर्वकृतं कृत्स्नं पापं वह्निवत् दहति ॥

પોતાના સદ્‌ગુરુપાસેથી પ્રાપ્ત થયેલ "તે બ્રહ્મ તું છે" ઇત્યાદિ વેદાંતવાક્યથી ઉપજેલું પરોક્ષ બ્રહ્મવિજ્ઞાન બુદ્ધિપૂર્વક કરેલાં સર્વ પાપને અગ્નિની પેઠે ( અગ્નિ જેમ લાકડાને બાળી નાંખે છે તેમ ) બાળી નાંખે છે.

પોતાના સદ્‌ગુરુપાસેથી પ્રાપ્ત થયેલું પરોક્ષ બ્રહ્મવિજ્ઞાન બુદ્ધિપૂર્વક કરેલા સમગ્ર પાપને બાળી નાંખે છે, પણ અજ્ઞાનને બાળતું નથી, તેથી પાપસંસ્કારો નાશ પામી ગયા છતાં પણ પાપસંસ્કારોના મૂલરૂપ અજ્ઞાન તથા કર્તાપણાનું અભિમાન અવશેષ રહે છે તેથી તે પુરુષ કૃતાર્થ થતો નથી. ૬૩

હવે અપરોક્ષજ્ઞાનના ફલને કહે છેઃ—

**अपरोक्षात्मविज्ञानं शाब्दं देशिकपूर्वकम् ।**
**संसारकारणाज्ञानतमसश्चंडभास्करः ॥ ६४ ॥**

देशिकपूर्वकं शाब्दं अपरोक्षात्मविज्ञानं संसारकारणाज्ञानतमसः चंडभास्करः [ अस्ति ] ॥

પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા तत्त्वमसि ( તે બ્રહ્મ તું છે, ) આદિ મહાવાક્યરૂપ શબ્દથી ઉત્પન્ન થયેલું અપરોક્ષ આત્મવિજ્ઞાન એટલે સંશય-વિપર્યયરહિત આત્માનો સુદૃઢ અનુભવ સંસારના કારણરૂપ જે અજ્ઞાન તે અજ્ઞાનરૂપ અંધારાનો અત્યંત તેજસ્વી મધ્યાહ્નનો સૂર્ય છે.

જીવને સંસારનું કારણ આત્મસ્વરૂપનું અજ્ઞાન છે. એ અજ્ઞાન અંધારા-જેવું છે. અંધારાનો જેમ પ્રકાશથી વિનાશ થાય છે તેમ સંસારના કારણરૂપ અજ્ઞાનનો પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા મહાવાક્યોના ઉપદેશથી ઉપજ-નારા આત્માના દૃઢસાક્ષાત્કારવડે વિનાશ થાય છે. ૬૪

આ પ્રકરણમાં કરેલા ઉપદેશવડે પુરુષને જે ફલ થાય છે તે કહે છેઃ—

**इत्थं तत्त्वविवेकं विधाय विधिवन्मनः समाधाय ।**
**विगलितसंसृतिबंधः प्राप्नोति परं पदं नरो न चिरात् ॥६५॥**

नरः इत्थं तत्त्वविवेकं विधाय,[ तस्मिन् ] विधिवत् मनः समाधाय,विगलित-संसृतिबंधः [ सन् ] परं पदं न चिरात् प्राप्नोति ॥

इति श्रीमद्विद्यारण्यमुनिविरचितायां पंचदश्यां तत्त्वविवेकः (प्रत्यक्तत्त्वविवेकः) ॥१॥

મનુષ્ય ઉપર જણાવેલી રીતે આત્મસ્વરૂપનો અન્નમયાદિ પાંચ કોશોથી વિવેક કરીને અને એ બ્રહ્મથી અભિન્ન આત્મસ્વરૂપમાં વેદાંતશાસ્ત્રમાં કહેલી રીતિપ્રમાણે પોતાના મનને સુસ્થિર કરીને તેના અપરોક્ષજ્ઞાનવડે જેનો સંસારરૂપ બંધ અત્યંત ગળી ગયો છે ( બાધ પામી ગયો છે ) એવો થઈને પરમપદરૂપ ( પરમાનંદરૂપ ) બ્રહ્મને અલ્પ સમયમાં પ્રાપ્ત થાય છે.

,પરમપદ એટલે મોક્ષ. મનુષ્યને તે નિત્યપ્રાપ્ત હોવાથી તેને પ્રાપ્ત કરવા-યોગ્ય વસ્તુ કહી શકાય નહિ, છતાં અહીં ' મોક્ષ પામે છે ' એમ જે મૂલમાં કહ્યું છે તે નિત્યપ્રાપ્તની પ્રાપ્તિરૂપ હોવાથી ગૌણપણે કહ્યુ છે એમ સમજવું. અજ્ઞાનકાલમાં પોતાનું સ્વરૂપ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ છે એમ સમજાતું નહોતું, પણ અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી હવે હુ સચ્ચિદાનંદરૂપ છું એમ જ્ઞાનીને સમજાય છે તેથી ગૌણપણે પરમપદની પ્રાપ્તિ કહી છે. ૬૫

એ પ્રમાણે **શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિ**વિરચિત પંચદશીના તત્ત્વવિવેક(પ્રત્યક્-તત્ત્વવિવેક)નામના પહેલા પ્રકરણની **શ્રીમન્નાથશર્મ**વિરચિત ભાવાર્થદીપિકા-નામની ટીકા પૂરી થઇ. ૧

**તત્ત્વવિવેકનો અથવા પ્રત્યક્તત્ત્વવિવેકનો સાર**

આ પ્રકરણમાં અન્નમયાદિ પાંચ કોશોથી અંતરાત્માનું પૃથક્પણું જણાવેલું હોવાથી આ પ્રકરણને તત્ત્વવિવેક અથવા પ્રત્યક્તત્ત્વવિવેક કહેવામાં આવે છે.

૧ અંતઃકરણની જે અવસ્થામાં શ્રોત્રાદિ ઇંદ્રિયોદ્વારા બહારના શબ્દાદિ વિષયોનું અંતઃકરણને જ્ઞાન થાય છે તે અવસ્થાને અંતઃકરણની જાગ્રદવસ્થા કહેવામાં આવે છે. તે અવસ્થામાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયો પરસ્પર ભિન્ન છે, કેમકે તેઓનું સ્વરૂપ એકબીજાથી વિલક્ષણ છે, પણ એ પાંચે વિષયોનું જ્ઞાન એક જ્ઞાનસ્વભાવવાળું હોવાથી ભિન્ન નથી. જેમ શબ્દનું જ્ઞાન, સ્પર્શનું જ્ઞાન, રૂપનું જ્ઞાન ઇત્યાદિ. એ પાંચે વિષયોનાં જ્ઞાનોમાં જ્ઞાન એ વસ્તુ એકજ પ્રકારની છે. સર્વ વિષયોને પ્રકાશનારા ચેતનરૂપ સંવિતને અહીં જ્ઞાન કહેલ છે.

૨ અંતઃકરણની જે અવસ્થામાં શરીરની અંતર્ હિતાનામની નાડીમાં વાસનામય પદાર્થોનું જ્ઞાન અંતઃકરણને થાય છે તે અવસ્થાને અંતઃકરણની સ્વપ્નાવસ્થા કહેવામાં આવે છે. તે અવસ્થામાં પણ શબ્દાદિ વિષયો ભિન્ન છે, પરતુ તેમનું જ્ઞાન ભિન્ન નથી. જાગ્રદવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં વિષયોનું ભિન્નપણુ અને જ્ઞાનનું એકપણું છતાં પણ જાગ્રદવસ્થાને અને સ્વપ્નાવસ્થાને નીચેના કારણથી ભિન્ન ગણવામાં આવે છે:—

જાગ્રદવસ્થામાં પ્રતીત થતા વિષયો સ્થિરજેવા જણાય છે, અને સ્વપ્ના-વસ્થામાં પ્રતીત થતા વિષયો સ્થિરજેવા જણાતા નથી. જાગ્રદવસ્થામાં પ્રતીત થયેલા પદાર્થો બીજે દિવસે દેખાય છે, પણ સ્વપ્નાવસ્થામાં પ્રતીત થયેલા પદાર્થો બીજા દિવસના સ્વપ્નમાં કે જાગ્રતમાં દેખાતા નથી. એ પ્રમાણે સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતા પદાર્થોનું અસ્થિરપણું છે.

૩ અંતઃકરણની જે અવસ્થામાં બહારના સ્થૂલપદાર્થોનું કે શરીરની અંતરના વાસનામય પદાર્થોનું અંતઃકરણને જ્ઞાન થતું નથી, પણ અંતઃકરણ અજ્ઞાનમાં લીન થઇ ગયેલું હોય છે તેવી અંતઃકરણની અવસ્થાને સુષુપ્તિ-અવસ્થા કહેવામાં

આવે છે. એ અવસ્થામાં જીવાત્માને અજ્ઞાનનો અને સુખનો અનુભવ થાય છે તેથીજ સુષુપ્તિમાંથી જાગેલો પુરુષ "મને કાંઇ ભાન નહોતું, હું સુખથી સૂતો હતો" એવો પોતાનો અનુભવ અન્યને જણાવે છે. સુષુપ્તિમાંથી જાગેલો પુરુષ સુષુપ્તિ–અવસ્થાનો પોતાનો જે અનુભવ બીજાને કહે છે તે પોતાના સ્મૃતિજ્ઞાનવડે કહે છે, અર્થાત્ સુષુપ્તિ–અવસ્થામાં પોતાને જે અનુભવ થયો હતો તે સંભારીને અન્યને કહે છે. સ્મૃતિ અનુભવેલા વિષયની થાય છે એ વાત બહુ પ્રસિદ્ધ છે. સુષુપ્તિ–અવસ્થાનો તે અનુભવ પોતાના વિષયરૂપ અજ્ઞાનથી ભિન્ન છે, પણ જાગ્રદવસ્થાના ને સ્વપ્નાવસ્થાના અનુભવથી તે અનુભવ (જ્ઞાન) ભિન્ન નથી. એવી રીતે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાનું જ્ઞાન તેમના વિષયો ભિન્ન છતાં પણ એકજ છે. એકજ દિવસમાં થનારી ત્રણ અવસ્થાઓના વિષયો ભિન્ન છતાં એ અવસ્થાઓનું જ્ઞાન જેમ એકજ છે તેમ વ્યતીત થયેલા ને ભવિષ્યમાં આવવાના દિવસોનું, માસોનું, વર્ષોનું, યુગોનું અને કલ્પોનું જ્ઞાન પણ એકજ છે. વૃત્તિજ્ઞાન અનિત્ય છતાં પણ નિરુપાધિક જ્ઞાન ઉત્પત્તિનાશવિનાનું એટલે નિત્ય રહેનારું છે. પદાર્થની ઉત્પત્તિ ને નાશ તેના સાક્ષીવિના સિદ્ધ થઇ શકે નહિ. પૂર્વોક્ત જ્ઞાનની ઉત્પત્તિનો ને નાશનો કોઇ સાક્ષી નથી તેથી તે જ્ઞાન નિત્ય છે એમ સિદ્ધ થાય છે. એ જ્ઞાન ઇંદ્રિયો ને અંતઃકરણના વિષયરૂપ નહિ છતાં પણ તેનાં સદ્ભાવમાં કાંઇ શંકા રહેતી નથી, તેથી તે જ્ઞાન સ્વયંપ્રકાશ કહેવાય છે.

એ પ્રમાણે જે જ્ઞાન એક, નિત્ય અને સ્વયંપ્રકાશરૂપે સિદ્ધ થયુ તેજ જ્ઞાન=આત્મા કહેવાય છે. એ આત્મા પરમપ્રેમનું સ્થાન હોવાથી તે નિરવધિ-સુખરૂપ છે. પોતાનો અભાવ કોઇને પ્રિય નથી, પણ સર્વને પોતાનું અસ્તિત્વ પ્રિય છે તેથી આત્મા પરમપ્રેમનું સ્થાન છે એમ નક્કી થાય છે. જે પરમપ્રેમનું સ્થાન ન હોય તે પરમાનંદસ્વરૂપ ન હોય. કોઇ પ્રતિકૂલ પ્રસંગે મનુષ્ય પોતાનો દ્વેષ કરે છે ત્યાં પણ તે પોતાના આત્માનો દ્વેષ કરતો નથી, પણ દેહાદિ જે પોતાને પ્રતિકૂલ હોય તેનોજ દ્વેષ કરે છે. મનુષ્યને જ્યાં જ્યાં પ્રીતિ થાય છે ત્યાં ત્યાં તે પ્રીતિ આત્માને માટેજ જણાય છે, તેથી જેને માટે બીજા પ્રાણિપદાર્થપર પ્રીતિ જણાય છે તે આત્મા, પ્રીતિના વિષયભૂત અન્ય પ્રાણિ-પદાર્થના કરતાં વધારે પ્રીતિનું સ્થાન છે. એ પ્રમાણે નિરતિશયપ્રીતિના સ્થાનરૂપ આત્મા નિઃસીમ આનંદરૂપ છે એમ સિદ્ધ થાય છે.

ઉપર જણાવેલી રીતે આત્મા સદ્રૂપ, જ્ઞાનરૂપ અને આનંદરૂપ છે એમ યુક્તિવડે સિદ્ધ થાય છે. "सत्यं ज्ञानमनंतं ब्रह्म" અને "विज्ञानमानंदं ब्रह्म" ઇત્યાદિ શ્રુતિઓમાં પરબ્રહ્મને પણ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ કહેલ છે તેથી આત્માનો અને પરબ્રહ્મનો અભેદ સિદ્ધ થાય છે. "तत्त्वमसि"

મહાવાક્યમાંના ત્વંપદનો અર્થ આત્મા સચ્ચિદાનંદરૂપ છે, અને તત્પદના અર્થરૂપ પરબ્રહ્મ પણ સચ્ચિદાનંદરૂપ છે. એવી રીતે શ્રુતિઓમાં આત્માનું અને પરબ્રહ્મનું અખંડએકરસપણું જણાવેલું હોવાથી યુક્તિવડે સિદ્ધ થનારી વાત વેદાંતનાં વચનોવડે પણ સિદ્ધ થાય છે.

વાદી પૂર્વપક્ષ કરે છેઃ—"આત્માના પરમાનંદપણાનો અનુભવ થાય છે કે નહિ? જો તેના પરમાનંદપણાનો અનુભવ ન થતો હોય તો તેમાં નિરતિશયપ્રેમ છે એમ કહી શકાય નહિ, કેમકે કોઈ વિષય, સુખના સાધનરૂપ છે એમ સમજ્યા વિના તેમાં પ્રેમ પ્રકટતો નથી. જો તમે કહો કે આત્માના પરમાનંદરૂપપણાનો અનુભવ થાય છે, તો મનુષ્યને જે ક્ષણિક અને પરાધીન શબ્દાદિ વિષયોમાં અને શબ્દાદિ વિષયોથી ઉપજતા ક્ષણિક અને પરાધીન સુખમાં ઇચ્છા થાય છે તે સંભવી શકે નહિ. નિરવધિસુખનો અનુભવ થયા પછી અલ્પસુખનાં સાધનોમાં અને અલ્પસુખમાં કોને ઇચ્છા થાય? કોઇને ન થાય. આમ હોવાથી આત્માનું પરમાનંદરૂપપણું સંભવી શકતું નથી."

સિદ્ધાંતી તેનું સમાધાન કરે છેઃ—"આત્માના પરમાનંદરૂપપણાનો અનુભવ થાય છે એમ કહેવામાં દોષ આવે છે, અને આત્માના પરમાનંદરૂપપણાનો અનુભવ થતો નથી એમ કહેવામાં પણ દોષ આવે છે, તેથી આ પ્રમાણે નિર્ણય થાય છેઃ—વ્યવહારકાલે આત્માનું પરમાનંદરૂપપણું સામાન્યરીતે અનુભવમાં આવે છે, પણ તે વિશેષરૂપે અનુભવમાં આવતું નથી, આમ માનવાથી આત્મામાં પ્રેમ અને શબ્દાદિ વિષયોની ઇચ્છા એ બંને સંભવી શકે છે. એકજ પદાર્થનું એકસમયમાં ભાન અને એકસમયમાં અભાન પ્રતિબંધના*સદ્ભાવથી સંભવી શકે છે. વેદનો પાઠ કરનારા ઘણા વિદ્યાર્થીઓ સાથે ઊતાવળા સ્વરે પાઠ કરતા હોય તેમાં તે વિદ્યાર્થીઓમાંના એક વિદ્યાર્થીના પિતા કે જે વેદશાલાની બહાર હોય તેમને જેમ પોતાના પુત્રના પૃથક્ ઉચ્ચારનું સ્પષ્ટજ્ઞાન થતું નથી, પણ સામાન્યજ્ઞાન થાય છે તેમ અહીં પણ સંભવી શકે છે."

* "છે અને જોવાય છે" એવા વ્યવહારને યોગ્ય કોઇ વસ્તુમાં તે નથી અને પ્રતીત થતી નથી આવો જે વિરુદ્ધ વ્યવહાર ઉત્પન્ન થવો તે પ્રતિબંધ કહેવાય છે. જ્યાં પોતાના પુત્રનો ધ્વનિ પિતાને પૃથક પ્રતીત થતો નથી ત્યાં તેમ થવામાં ઘણા વિદ્યાર્થીઓના એકસામટા ઉચ્ચારનો ધ્વનિ કારણ છે, અને અહીં—આત્માના પરમાનંદરૂપપણાનું સ્પષ્ટ ભાન ન થવામાં—વિપરીતજ્ઞાનનું મુખ્યકારણ અનાદિ અવિદ્યા છે, અર્થાત્ અનાદિ અવિદ્યાને લઇને આત્માના પરમાનંદરૂપપણાનો મનુષ્યને સ્પષ્ટ અનુભવ થઇ શકતો નથી.

૧. સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણની સમભાવવાળી અવસ્થા કે જે

ચિદાનંદરૂપ બ્રહ્મના પ્રતિબિંબવાળી હોય છે તે મૂલપ્રકૃતિ છે. તે મૂલપ્રકૃતિ બે પ્રકારની થાય છે, માયા અને અવિદ્યા. માયા શુદ્ધસત્ત્વગુણવાળી હોય છે, અને અવિદ્યા મલિનસત્ત્વગુણવાળી એટલે રજોગુણ અને તમોગુણથી દબાયેલા સત્ત્વગુણવાળી હોય છે. માયામાં પ્રતિબિંબિત થયેલું ચેતન ઈશ્વર કહેવાય છે, અને તે માયાને વશ રાખીને વર્તે છે. તે સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઇત્યાદિ શુભ-ગુણયુક્ત હોય છે. અવિદ્યામાં પ્રતિબિંબિત થયેલું ચેતન જીવ કહેવાય છે, અને તે અવિદ્યાને વશ વર્તનાર હોય છે. મલિનસત્ત્વગુણના મલિન-પણાની ન્યૂનાધિકતાને લીધે અવિદ્યા ભિન્ન ભિન્ન સ્વરૂપવાળી થાય છે તેથી જીવોના દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, કીટ, જલચર ઇત્યાદિ અનેક ભેદ થાય છે મલિનસત્ત્વગુણ અથવા અવિદ્યાનો અંશ એજ જીવનું કારણશરીર કહેવાય છે જીવોના સૂક્ષ્મ અને સ્થૂલ શરીરના હેતુરૂપ હોવાથી તે અવિદ્યાના અંશને કારણ શરીર એવું નામ આપ્યું છે. એ ત્રણમાંનાં કારણ ને સૂક્ષ્મ એ બે શરીરો, જ્ઞાન-વડે બાધ પામનારાં હોવાથી અને સ્થૂલશરીર પ્રારબ્ધકર્મની સમાપ્તિએ નાશ પામનારું હોવાથી એ ત્રણેને શરીર કહેવામાં આવે છે. (કારણશરીરમાં અભિમાન રાખનારો જીવ પ્રાજ્ઞ કહેવાય છે.) માયા ને અવિદ્યાથી ભિન્ન, જગતના કારણ-રૂપ એક તમોગુણપ્રધાન પ્રકૃતિ છે. જ્યારે પ્રત્યેકોશ કર્મો, ફલ દેવાને તત્પર થાય છે ત્યારે કર્મફલપ્રદાતા ઈશ્વરની વિજ્ઞાનમયકોશ આત્માના સંકલ્પથી ) એ તમોગુણપ્રધાન પ્રકૃતિમાંથી આકાશત્ત્વગુણ છે તેજ જલ અને પૃથ્વી આ પાંચ અપંચીકૃત( સૂક્ષ્મ )ભૂતો ઉત્પન્ન મયકોશ કહેવાય છે તેનું અને આ જગતનું ઉપાદાનકારણ તમોગુણપ્રધાનપ્રકૃતિ જેવો થઇ ગયેલો નિમિત્તકારણ પરમાત્માનો સંકલ્પ છે. પ્રકૃતિ સત્ત્વાદિ ત્રણ ગુણવાળી. કોશોથી તેનાં કાર્યો જે આકાશાદિ તે પણ સત્ત્વાદિ ત્રણ ગુણવાળાં હોય છે. આકાશાદિ પાંચ ભૂતોમાં રહેલા પાંચ સત્ત્વગુણના અંશમાંથી ક્રમપૂર્વક શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો ઉપજે છે, અને એ પાંચ ભૂતોના એકત્ર થયેલા સત્ત્વગુણના અંશમાંથી અંતઃકરણ ઉપજે છે. એ અંતઃકરણની મન અને બુદ્ધિ એ બે વૃત્તિઓ છે. તેમાં સંશયરૂપ વૃત્તિને મન અને નિશ્ચયરૂપ વૃત્તિને બુદ્ધિ કહેવામાં આવે છે.

આકાશાદિ પાંચ ભૂતોના રજોગુણના પાંચ અંશોથી ક્રમપૂર્વક વાગાદિ પાંચ કર્મેંદ્રિયો ઉત્પન્ન થાય છે અને આકાશાદિ પાંચેના મળેલા રજોગુણના અંશ-માંથી પ્રાણ ઉત્પન્ન થાય છે. તે પ્રાણ વૃત્તિભેદથી પ્રાણાદિ પાંચ પ્રકારનો થાય છે. પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ એ સત્તર તત્ત્વોનું સૂક્ષ્મશરીર થાય છે. એ સૂક્ષ્મશરીરને લિંગશરીર પણ કહેવામાં આવે છે. કારણશરીરનો અભિમાની જે પ્રાજ્ઞ તે જ્યારે સૂક્ષ્મશરીરમાં અભિમાન રાખનારો થાય છે ત્યારે તે તૈજસ કહેવાય છે. સૂક્ષ્મશરીરમાં પ્રકાશધર્મવાળા

વિશ્વનામના જીવો જન્મમરણની પરંપરામાં વહન કરતા કરતા દુઃખ ભોગવે છે, સાચા સુખનો લાભ મેળવી શકતા નથી. નદીના પ્રવાહમાં તણાતા કીડાના પૂર્વજન્મના પુણ્યનો વિપાક થવાથી જેમ તે કોઇ દયાલુ પુરુષની દૃષ્ટિએ પડે છે, અને તે દયાલુ પુરુષ તેને નદીના પ્રવાહમાંથી બહાર કાઢી તે નદીના તીરપરના કોઇ ઘાટી છાયાવાળા વૃક્ષની છાયામાં તેને મૂકે છે તેથી તે કીડો સુખી થાય છે તેમ મનુષ્યના પૂર્વજન્મના પુણ્યનો વિપાક થવાથી પ્રત્યગભિન્ન બ્રહ્મને ને વેદાંતશાસ્ત્રને જાણનારા આચાર્યની દૃષ્ટિએ તે મનુષ્ય પડવાથી તે મનુષ્યને તે કૃપાલુ આચાર્ય અન્નમયાદિ પાંચ કોશોથી ભિન્ન આત્મસ્વરૂપનો ઉપદેશ કરે છે. જે ઉપદેશવડે તે આત્માને જાણીને પરમસુખી થાય છે. ×

— અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય ને આનંદમય એ પાંચ આત્માના સચ્ચિદાનંદાદિ સ્વભાવને ઢાકનાર હોવાથી કોશ એટલે આત્માનાં ઢાંકણ કહેવાય છે. એ પાચ કોશોથી ઢંકાયેલો આત્મા પોતાના વાસ્તવિકસ્વરૂપને ભૂલીને જન્મમરણરૂપ સંસારમાં ભટક્યા કરે છે. (1) પંચીકૃત પાંચ ભૂતોમાંથી થયેલું સ્થૂલશરીર (2) અન્નમયકોશ કહેવાય છે. (3) સૂક્ષ્મશરીરમાં પ્રાણમય, મનોમય ને વિજ્ઞાનમય એ ત્રણ કોશો છે. (4) પાંચ પ્રાણો અને પાંચ કર્મેંદ્રિયો મળીને પ્રાણમયકોશ થાય છે, (5) મન અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને મનોમયકોશ થાય છે, અને (6) વિજ્ઞાનરૂપ બુદ્ધિ અને પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ થાય છે. (7) કારણશરીરરૂપ અવિદ્યાના અંશમાં જે મલિનસત્ત્વગુણ છે તેજ પ્રિય, મોદ અને પ્રમોદ એ ત્રણ પ્રકારના સુખવાળો આનંદમયકોશ કહેવાય છે. એ પાંચ કોશોમાં અભિમાન રાખવાથી જીવ તે તે કોશજેવો થઇ ગયેલો પ્રતીત થાય છે. અન્વય અને વ્યતિરેકવડે તે અન્નમયાદિ પાંચ કોશોથી અંતરાત્મા ભિન્ન છે એવો નિશ્ચય કરીને તેનો સચ્ચિદાનંદાદિ સ્વભાવને જાણી શકાય છે, ને એમ જાણવાથી આત્મા બ્રહ્મરૂપ છે એવો નિશ્ચય થાય છે.

(1) સ્વપ્નાવસ્થામાં સ્થૂલશરીરનું ભાન હોતું નથી, પણ આત્માનું ભાન હોય છે આ આત્માનો અન્વય, (અનુવૃત્તિ,) અને તે વેલા આત્માનું ભાન છતા પણ સ્થૂલશરીરનું ભાન હોતું નથી તે સ્થૂલશરીરનો વ્યતિરેક ( વ્યાવૃત્તિ ) કહેવાય છે. (2) સુષુપ્તિ-અવસ્થામાં સાક્ષિરૂપે રહેલા આત્માનું ભાન હોય છે આ આત્માનો અન્વય, અને તે વેલા સૂક્ષ્મશરીરનું ભાન હોતું નથી આ સૂક્ષ્મશરીરનો વ્યતિરેક કહેવાય છે. (3) સમાધિ-અવસ્થામાં આત્માનું ભાન હોય છે આ આત્માનો અન્વય, અને તે વેલા કારણશરીરનું ભાન હોતું નથી આ કારણશરીરનો વ્યતિરેક કહેવાય છે. જેમ મુંજની સળીમાંથી પાંદડાંને દૂર કરવારૂપ યુક્તિવડે તે સળીમાંથી રાડાને બહાર કાઢવામાં આવે છે તેમ મુમુક્ષુ મનુષ્ય અન્વયવ્યતિરેકરૂપ યુક્તિવડે પોતાના આત્માને સ્થૂલાદિ ત્રણ શરીરથી ભિન્ન જાણે છે.

તેથી તે પોતાના આત્માને પરબ્રહ્મરૂપે અનુભવે છે. આત્મામાં અને બ્રહ્મમાં સચ્ચિદાનંદરૂપતા એક પ્રકારની છે.

આ જગત્‌નું ઉપાદાનકારણ અને નિમિત્તકારણ જે માયાને વશ રાખનારો ઈશ્વર તે તત્ત્વમસિ એ મહાવાક્યમાંના તત્પદના વાચ્યાર્થરૂપ છે, ને અવિદ્યાને વશ વર્તનારો જીવ એ મહાવાક્યમાંના ત્વંપદના વાચ્યાર્થરૂપ છે. તત્પદના વાચ્યાર્થ ઈશ્વરમાં જે માયા ને માયાના ધર્મો છે, તેને દૂર કરવાથી અને ત્વંપદના વાચ્યાર્થરૂપ જીવમાં જે અવિદ્યા ને અવિદ્યાના ધર્મો છે તેને દૂર કરવાથી એ બંનેમાં જે અખંડ એકરસ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ રહે છે તે અખંડ એકરસ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું વેદાંતનાં તત્ત્વમસિ આદિ મહાવાક્યોવડે ભાગત્યાગલક્ષણાથી જ્ઞાન થાય છે. જેમ "તે આ દેવદત્ત છે" એ વાક્યમાં દેશ, કાલ અને સ્થિતિની વિલક્ષણતાને મૂકી દઈને માત્ર દેવદત્તના પિંડનું ગ્રહણ કરાય છે તેમ ઈશ્વરમાં રહેલા માયા અને માયાના ધર્મોને અને જીવમાં રહેલા અવિદ્યા અને અવિદ્યાના ધર્મોને મૂકી દઈને એ બંનેમાં રહેલા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને મહાવાક્યોવડે ઓળખવામાં આવે છે.

મહાવાક્યોવડે ભાગત્યાગલક્ષણાથી જાણવામાં આવતું લક્ષ્યરૂપ બ્રહ્મ સવિકલ્પ કહેવાય નહિ, કેમકે એમ માનવાથી બ્રહ્મનું અસત્યપણું સિદ્ધ થાય, અને જો તેને નિર્વિકલ્પ માનીએ તો તેનુ લક્ષ્યપણું સંભવી શકતું નથી એવો પૂર્વપક્ષી આક્ષેપ કરે તો તેનું સમાધાન નીચે પ્રમાણે સમજવું:-

"તમે જે વિકલ્પ કહો છો તે વિકલ્પ સવિકલ્પનો છે કે નિર્વિકલ્પનો છે? જો તમે સવિકલ્પનો વિકલ્પ માનો તો તે વિકલ્પ કોને આશરે રહેલો છે? જો તે વિકલ્પ પોતાને આશરે રહ્યો છે એમ તમે કહો તો તમારા તે કથનમાં આત્માશ્રયાદિ દોષો આવે છે, અને જો તમે નિર્વિકલ્પનો વિકલ્પ કહો તો તેમાં વ્યાઘાતદોષ આવે છે તેથી આવો પૂર્વપક્ષ કરવો ઉચિત નથી. જેમ ગુણ અને ક્રિયાદિમાં ગુણ ગુણવાળો છે કે ગુણરહિત છે? ને ક્રિયા ક્રિયાવાળી છે કે ક્રિયારહિત છે એવો વિકલ્પ કરાતો નથી તેમ સવિકલ્પપણું ને લક્ષ્યપણું ઇત્યાદિ બ્રહ્મમાં કલ્પિત હોવાથી તેમાં પણ આવો વિકલ્પ કરવો ઉચિત નથી."

(૧) વેદાંતનાં જીવબ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરનારાં વાક્યોને શ્રદ્ધાપ્રીતિથી સાંભળવાં તે વેદાંતનુ શ્રવણ કહેવાય છે, એકાંતસ્થાને બેસી શ્રદ્ધાપ્રીતિથી જીવબ્રહ્મના અભેદનો વિચાર કરવો તે વેદાંતનું મનન કહેવાય છે, અને એકાંતમાં બેસી સ્વસ્થમને બ્રહ્મનો વિચાર કરવો વા બ્રહ્મનું ધ્યાન કરવું તે વેદાંતનું નિદિધ્યાસન કહેવાય છે. નિદિધ્યાસનનો પરિપાક તે સમાધિ કહેવાય છે. સમાધિદશામાં ધ્યાતા અને ધ્યાનનું સ્વરૂપ શિથિલ થઈ એક ધ્યેયનીજ સ્ફૂર્તિ

હોય છે. એ વેળા ગતિવાળા વાયુથી રહિત સ્થાનમાં રહેલા દીવાની પેઠે અંતઃકરણ બ્રહ્મમાં નિશ્ચલ થયેલું હોય છે. એ સમાધિમાંથી જાગ્રત્ થયા પછી તે પુરુષને, મારું ચિત્ત, આટલો સમય બ્રહ્મમાં સુસ્થિર થયું હતું એવું સ્મરણ થાય છે તેથી તે વેળા પોતાના આત્માકાર થયેલા અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચાલતો હતો એવું આત્માકારવૃત્તિઓના સદ્ભાવનું અનુમાન થાય છે. સમાધિસ્થિતિમાં અંતઃકરણની આત્માકારવૃત્તિઓનો પ્રવાહ ચલાવવાનો પ્રયત્ન જીવ કરી શકે નહિ, પણ તે આત્માકારવૃત્તિઓનો પ્રવાહ સમાધિમાટે કરેલા પૂર્વના પ્રયત્નથી, નિષ્કામકર્મથી તથા સમાધિના અભ્યાસથી ઉપજેલા પુણ્યસંસ્કારથી સમાધિમાં અંતઃકરણની વૃત્તિઓ આત્માકાર થયા કરે છે આ વાર્તા શ્રીકૃષ્ણભગવાને ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયમાં પણ કહી છે એ સમાધિવડે અનેક જન્મોમાં એકત્ર કરેલા પુણ્યપાપના સંસ્કારો નાશ પામે છે, અને આત્મસાક્ષાત્કારના હેતુરૂપ શુદ્ધધર્મ વૃદ્ધિ પામે છે. યોગીઓ પૂર્વોક્ત નિર્વિકલ્પસમાધિને ધર્મમેઘસમાધિ એવું નામ આપે છે, કેમકે તે સમાધિ આત્માકારવૃત્તિઓના પ્રવાહરૂપ ધર્મામૃતની ધારાઓનો વરસાદ વર્ષાવે છે. એ સમાધિવડે અહંતા, મમતા, કર્તાપણું ને ભોક્તાપણું ઇત્યાદિ દૃશ્યની સર્વ વાસનાઓ નાશ પામે છે, અને શુભાશુભકર્મના સંસ્કારોનો ઉચ્છેદ થઇ જાય છે, તેથી **तत्त्वमसि** આદિ મહાવાક્યોનો અર્થનું જ્ઞાન પ્રતિબંધના અભાવે સ્પષ્ટપણે થઇ જાય છે.

બ્રહ્મવેત્તા ગુરુને મુખેથી, મહાવાક્યવડે થયેલું, બ્રહ્મનું પરોક્ષજ્ઞાન, બુદ્ધિપૂર્વક કરેલાં સર્વ પાપોને બાળી નાખે છે, અને બ્રહ્મવેત્તા ગુરુના મુખથી મહાવાક્યદ્વારા ઉત્પન્ન થયેલું આત્માથી અભિન્ન બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન, મધ્યાહ્નના પ્રકાશવાળા સૂર્યની પેઠે સંસારના કારણભૂત અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરે છે

ઉપર જણાવેલી રીતે યુક્તિથી ઓળખેલ આત્માને અન્નમયાદિ પાંચ કોશોથી પૃથક્ કરવાથી અને તેમાં ગુરુએ અને શાસ્ત્રે કહેલી રીતે મનને સ્થિર કરવાથી પુરુષ સંસારરૂપ બંધથી શીઘ્ર મોકળો થાય છે.

એ પ્રમાણે **શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત** પંચદશીના તત્ત્વવિવેકનામના ( પ્રત્યક્તત્ત્વવિવેકનામના ) પ્રથમ પ્રકરણનો **શ્રીમન્નાથશર્મવિરચિત** સાર પૂરો થયો. १



ॐ

# २ पंचमहाभूतविवेक ॥

## ટીકાકારકૃત મંગલ

દોહરો

પંચમહાભૂતોથકી, આત્મા પૃથક્ કરાય;
તો એવા સુવિવેકથી, જીવ કૃતારથ થાય. ૧

"सदेव सोम्येदमग्र आसीत्" ( હે પ્રિયદર્શન ! આ જગત્ સૃષ્ટિની પૂર્વે સદ્રૂપજ હતું, ) આ શ્રીછાંદોગ્યોપનિષદ્‌ની શ્રુતિમાં આ જગત્‌નું કારણ જે સદ્રૂપ બ્રહ્મ કહ્યું છે તે બ્રહ્મ મનુષ્યના મન અને વાણીના વિષયરૂપ થતું નથી તેથી ભૌતિકપદાર્થોની પેઠે તેનું જ્ઞાન મનુષ્યને થઇ શકતું નથી, માટે આકાશાદિ પંચમહાભૂત જે માયાદ્વારા બ્રહ્મના વિવર્તકાર્યરૂપ છે તેના વિવેકદ્વારા બ્રહ્મનું સ્વરૂપ સમજાવવામાટે શ્રીવિદ્યારણ્યસ્વામી પંચમહાભૂતના વિવેકનું નિરૂપણ કરવાની પ્રતિજ્ઞા કરે છે. આ પંચમહાભૂતવિવેકનામના પ્રકરણમાં પંચમહાભૂતથી બ્રહ્મનું પૃથક્‌પણું નિરૂપણ કર્યું છે તેથી આ પ્રકરણનું નામ પંચમહાભૂતવિવેક રાખવામાં આવ્યું છે.

મંગલાચરણ કર્યા પછી ગ્રંથની પ્રતિજ્ઞા કરવી એવો શિષ્ટાચાર છે, પણ અહીં "સત્ ને અદ્વૈત" એ શબ્દવડે મંગલાચરણ થઇ ગયાનું માની પૃથક્ મંગલાચરણ નહિ કરતાં ગ્રંથારંભની પ્રતિજ્ઞા કરી છે.

**सदद्वैतं श्रुतं यत्तत्पंचभूतविवेकतः ।**
**बोद्धुं शक्यं ततो भूतपंचकं प्रविविच्यते ॥ १ ॥**

यत् सत् अद्वैतं श्रुतं, तत् पंचभूतविवेकतः बोद्धुं शक्यं, ततः भूतपंचकं प्रविविच्यते ॥

જે સદ્રૂપ અને અદ્વૈતરૂપ બ્રહ્મ છાંદોગ્ય-ઉપનિષદ્‌માં સાંભળ્યું છે, તે પંચમહાભૂતના વિવેકથી ( બ્રહ્મથી પૃથક્‌પણાના જ્ઞાનથી ) જાણવાને શક્ય છે, તેથી આ પ્રકરણમાં પંચમહાભૂતનું સારી રીતે વિવેચન કરાય છે.

જેમ સુષુપ્તિ-અવસ્થામાં આત્મામાં કલ્પિત અવિદ્યા છે, છતાં તે સુષુપ્તિવાળાની દૃષ્ટિથી, અન્ય મનુષ્યની દૃષ્ટિથી અને પ્રત્યક્ષાદિ પ્રમાણથી આત્માથી પૃથક્ જણાતી નથી તેથી આત્મા અદ્વિતીય મનાય છે, તેમ પ્રલયકાલમાં બ્રહ્મમાં કલ્પિતરૂપે રહેલી માયા બ્રહ્મથી પૃથક્ જણાય નહિ તેથી સૃષ્ટિની પૂર્વે તેને (બ્રહ્મને) આશરે રહેલી કલ્પિત માયા વિદ્યમાન છતાં પણ બ્રહ્મ અદ્વૈતસ્વરૂપે હોય છે એમ સ્વીકારાય છે. ૧

આકાશાદિ પંચમહાભૂતોનો તેમના ગુણોવડે કેવી રીતે ભેદ થાય છે તે જણાવવામાટે પહેલાં પંચમહાભૂતોના ગુણોને નીચેના શ્લોકવડે કહે છેઃ—

शब्दस्पर्शौ रूपरसौ गंधो भूतगुणा इमे ।
एकद्वित्रिचतुःपंच गुणा व्योमादिषु क्रमात् ॥ २ ॥

शब्दस्पर्शौ, रूपरसौ [च] गंधः इमे भूतगुणाः [सन्ति,] व्योमादिषु क्रमात् एकद्वित्रिचतुःपंच गुणाः [वर्तते] ॥

શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ આકાશાદિ પાંચ ભૂતોના પાંચ ગુણો છે. તે આકાશાદિ ભૂતોમાં ક્રમપૂર્વક એક, બે, ત્રણ, ચાર અને પાંચ ગુણો રહે છે, અર્થાત્ આકાશમાં એક શબ્દગુણ, વાયુમાં શબ્દ અને સ્પર્શ એ બે ગુણ, તેજમાં શબ્દ, સ્પર્શ અને રૂપ એ ત્રણ ગુણ, જલમાં શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ એ ચાર ગુણ અને પૃથ્વીમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ગુણ રહે છે. ૨

તે ગુણોનું વિશેષ નિરૂપણ નીચેના સાડા ત્રણ શ્લોકોમાં કરે છેઃ–

प्रतिध्वनिर्वियच्छब्दो वायौ वीसीति शब्दनम् ।
अनुष्णाशीतसंस्पर्शो वह्नौ भुगुभुगुध्वनिः ॥ ३ ॥
उष्णः स्पर्शः प्रभारूपं जले बुलुबुलुध्वनिः ।
शीतः स्पर्शः शुक्लरूपं रसो माधुर्यमीरितम् ॥ ४ ॥
भूमौ कडकडाशब्दः काठिन्यं स्पर्श इष्यते ।
नीलादिकं चित्ररूपं मधुराम्लादिको रसः ॥
सुरभीतरगंधौ द्वौ गुणाः सम्यग्विवेचिताः ॥ ५ ॥

वियच्छब्दः प्रतिध्वनिः, वायौ वीसीति शब्दनं, [च] अनुष्णाशीतसंस्पर्शः, वह्नौ भुगुभुगुध्वनिः । उष्णस्पर्शः [च] प्रभारूपं, जले बुलुबुलुध्वनिः, शीतः स्पर्शः, शुक्लरूपं, रसः माधुर्यं ईरितम् । भूमौ कडकडाशब्दः, काठिन्यं स्पर्शः, नीलादिकं चित्ररूपं, मधुराम्लादिकः रसः, सुरभीतरगंधौ द्वौ इष्यते, [ इति ] गुणाः सम्यक् विवेचिताः ॥

આકાશમાં પ્રતિધ્વનિરૂપ ( પડઘારૂપ ) શબ્દગુણ રહે છે, વાયુમાં વી સિ અથવા વી સિ એવો શબ્દ અને ઉષ્ણ નહિ અને શીત નહિ એવો સ્પર્શ એવા બે ગુણો રહે છે, અગ્નિમાં ભુક ભુક એવો શબ્દ, ઉષ્ણ સ્પર્શ અને

પ્રકાશ એ રૂપ આ ત્રણ ગુણો રહે છે, જલમાં બુલ્ બુલ્ એવો શબ્દ, શીત (ઠંડો) સ્પર્શ, ધોળું રૂપ અને મધુરપણુ એ રસ એ ચાર ગુણો રહે છે, તથા પૃથ્વીમાં કડ્ કડ્ એવો શબ્દ, કઠણપણારૂપ સ્પર્શ, ધોળા પીળા આદિ છ પ્રકારનાં રૂપ, મીઠો ઇત્યાદિ છ પ્રકારના રસ અને સુગધ તથા દુર્ગંધ એ બે પ્રકારના ગંધ આ પાંચ ગુણો રહે છે. એવી રીતે એ પાચ ગુણોનું સારી રીતે વિવેચન કર્યું.

મોટા દેવળમાં જોરથી બોલવાથી એ બોલવાનો જે પુનઃશબ્દ સાંભળવામાં આવે છે તે પ્રતિધ્વનિ કહેવાય છે, એ પ્રતિધ્વનિરૂપ શબ્દ આકાશનો ગુણ છે. વાયુ જ્યારે અત્યંત વેગથી વાય છે ત્યારે તેનો વી સિ કે બી સિ એવો જે શબ્દ સાંભળવામાં આવે છે તે શબ્દ વાયુમાં રહેલા પોતાના કારણરૂપ આકાશનો ગુણ છે. રૂપ, રસ અને ગંધ એ ગુણોનાં સ્વરૂપે પ્રસિદ્ધ છે. કારણરૂપ ભૂતોના ગુણો પોતાના કાર્યરૂપ ભૂતોમાં આવવાથી ઉત્તર ઉત્તર ભૂતોમાં ગુણોની વૃદ્ધિ થતી જાય છે. વી સિ અથવા બી સિ, બુલ્ બુલ્ અને ભુક્ ભુક્ એ અનુકરણ જણાવનારા શબ્દો છે. ૩–૪–૫

એ પાચ ભૂતોના પાંચ ગુણો પાંચ જ્ઞાનેંદ્રિયોવડે જાણવામાં આવે છે, માટે છઠ્ઠા શ્લોકમાં પાચ જ્ઞાનેંદ્રિયોનાં નામો કહે છેઃ—

**श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा घ्राणं चेंद्रियपंचकम् ॥ ६ ॥**

श्रोत्रं त्वक्चक्षुषी जिह्वा च घ्राणं इंद्रियपंचकम् ॥

શ્રવણ, ત્વક, નેત્ર, જીભ અને નાસિકા એ ઇદ્રિયપચક એટલે પાંચ જ્ઞાનેંદ્રિયો છે. ૬

તે પાચ જ્ઞાનેંદ્રિયોનાં ગોલકો અને તેમની ભિન્ન ભિન્ન ક્રિયાઓ જણાવે છેઃ—

**कर्णादिगोलकस्थं तच्छब्दादिग्राहकं क्रमात् ।**
**सौक्ष्म्यात्कार्यानुमेयं तत्प्रायो धावेद्बहिर्मुखम् ॥ ७ ॥**

तत् कर्णादिगोलकस्थं क्रमात् शब्दादिग्राहकं [अस्ति,] तत् सौक्ष्म्यात् कार्यानुमेयं, प्रायः बहिर्मुखं धावेत् ॥

તે શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો અનુક્રમે કાન, સર્વ શરીરમાં રહેલી ચામડી, આંખ, જીભ અને નાકમા રહે છે. તે શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયો ક્રમથી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગધ એ પાંચ વિષયોને ગ્રહણ કરે છે. તે શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયો સૂક્ષ્મપણાને લીધે પ્રત્યક્ષપ્રમાણથી જાણવામાં આવતી નથી, પણ માત્ર તેમના પોતાના શબ્દાદિ વિષયગ્રહણરૂપ કાર્યથી તેમના સદ્ભાવનું અનુમાન કરવામાં આવે છે, તે જ્ઞાનેંદ્રિયો બહુધા બાહ્યવેગવાળી થઈને પોતપોતાના બાહ્યવિષયભણી દોરે છે.

આપણને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ વિષયોનું જે જ્ઞાન થાય છે તે કોઇ કરણદ્વારા (સાધનદ્વારા) થવું જોઇએ, કરણવિના શબ્દાદિ વિષયોનું જ્ઞાન થઇ શકે નહિ, તેથી શબ્દજ્ઞાનના કરણરૂપ શ્રોત્રેંદ્રિયનું, સ્પર્શજ્ઞાનના કરણરૂપ સ્પર્શેંદ્રિયનું, (ત્વગિંદ્રિયનું,) રૂપજ્ઞાનના કરણરૂપ નેત્રેંદ્રિયનું, રસજ્ઞાનના કરણરૂપ રસનેંદ્રિયનું અને ગંધજ્ઞાનના કરણરૂપ નાસિકેંદ્રિયનું આપણને અનુમાનવડે જ્ઞાન થાય છે. એ પાંચ જ્ઞાનેંદ્રિયો અપંચીકૃત પંચમહાભૂતના કાર્યરૂપ છે તેથી તેઓ અતિસૂક્ષ્મ છે, માટે તેનું પ્રત્યક્ષજ્ઞાન સંભવી શકે નહિ. ૭

સાતમા શ્લોકના ચોથા ચરણમાં પ્રાયઃ (બહુધા) એમ કહીને "ઇંદ્રિયો બહુધા બહિર્મુખ થઇને દોડે છે" એમ કહ્યું છે તેથી ક્યારેક તે અંતરનાં વિષયોને પણ જાણી શકે છે એમ અર્થથી જણાય છે. તે વાત હવે નીચેના બે શ્લોકથી સ્પષ્ટ કરે છેઃ—

**कदाचित्पिहिते कर्णे श्रूयते शब्द आंतरः ।**
**प्राणवायौ जाठराग्नौ जलपानेऽन्नभक्षणे ॥ ८ ॥**
**व्यज्यंते ह्यांतराः स्पर्शा मीलने चांतरं तमः ।**
**उद्गारे रसगंधौ चेत्यक्षाणामांतरग्रहः ॥ ९ ॥**

कदाचित् कर्णे पिहिते प्राणवायौ [च] जाठराग्नौ [विद्यमानः] आंतरः शब्दः श्रूयते, जलपाने हि अन्नभक्षणे आंतराः स्पर्शाः व्यज्यंते, च [नेत्रयोः] मीलने आंतरं तमः [प्रतीयते,] च उद्गारे रसगंधौ [अनुभूयेते] इति अक्षाणां आंतरग्रहः [अस्ति] ॥

ક્યારેક કાનને આંગળીઓવડે કે બીજા કોઇ સાધનવડે બંધ કરવામાં આવે છે ત્યારે પ્રાણવાયુમાં અને જઠરાગ્નિમાં રહેલો સ્થૂલદેહની અંતરનો શબ્દ સાંભળવામાં આવે છે, ઠંડું કે ઊનું પાણી પીવાથી અને ઠંડા કે ઊના અન્નનું ભક્ષણ કરવાથી શરીરની અંતરના સ્પર્શો જાણવામાં આવે છે, આંખો મીંચવાથી શરીરની અંતરના અંધકારનું જ્ઞાન થાય છે, અને ઓડકાર આવવાથી શરીરની અંતરના રસનું ને ગંધનું જ્ઞાન થાય છે. એ પ્રમાણે શ્રોત્રાદિ ઇંદ્રિયોને શરીરની અંતરના વિષયોનો અનુભવ થાય છે. ૮–૯

વાણી આદિ પાંચ કર્મેંદ્રિયોનો સદ્ભાવ જણાવતાપહેલાં તેમની ક્રિયાઓને નીચેના શ્લોકથી કહે છેઃ—

**पंचोक्त्यादानगमनविसर्गानंदकाः क्रियाः ।**
**कृषिवाणिज्यसेवाद्याः पंचस्वंतर्भवंति हि ॥ १० ॥**

उत्त्यादानगमनविसर्गानंदकाः हि पंच क्रियाः, कृषिवाणिज्यसेवाद्याः पंचसु अंतर्भवंति ॥

બોલવું, લેવું, એક ઠેકાણેથી બીજે ઠેકાણે જવું, મલનો ત્યાગ કરવો, અને સ્પર્શસુખનો અનુભવ કરવો આ બહુ પ્રસિદ્ધ પાંચ ક્રિયાઓ છે. ખેતી, વ્યાપાર અને સેવા આદિ બીજી ક્રિયાઓ ઉપર જણાવેલી પાંચ ક્રિયાઓની અંતર આવી જાય છે.

બોલવું આદિ પાંચ ક્રિયાઓ વાણી આદિ પાંચ કર્મેંદ્રિયોની છે. બીજી બધી ક્રિયાઓ એ પાંચ ક્રિયાઓની અંતર આવી જાય છે. કર્મેંદ્રિયોનો સદ્ભાવ પણ તેમનાં કાર્યોવડે અનુમાનપ્રમાણથી જાણવામાં આવે છે. ૧૦

એ પાંચ કર્મેંદ્રિયોનાં નામોને અને તેમનાં ગોલકોને કહે છેઃ—

**वाक्पाणिपादपायूपस्थैरक्षैस्तत्क्रियाजनिः ।**
**मुखादिगोलकेष्वास्ते तत्कर्मेंद्रियपंचकम् ॥ ११ ॥**

वाक्पाणिपादपायूपस्थैः अक्षैः तत्क्रियाजनिः [भवति,] तत् कर्मेंद्रियपंचकं मुखादिगोलकेषु आस्ते ॥

વાણી, હાથ, પગ, શિશ્ન અને ગુદા એ પાંચ કર્મેંદ્રિયોવડે ઉપર જણાવેલી પાંચ ક્રિયાઓ ઉત્પન્ન થાય છે. તે પાંચ કર્મેંદ્રિયો અનુક્રમે મુખ, હાથ, પગ, ઉપસ્થ અને ગુદાસ્થાનમાં રહે છે. ૧૧

પાંચ જ્ઞાનેંદ્રિયોને અને પાંચ કર્મેંદ્રિયોને પ્રેરણા કરનાર મનનું સ્થાન અને તેનું કર્મ નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

**मनो दशेंद्रियाध्यक्षं हृत्पद्मगोलके स्थितम् ।**
**तच्चांतःकरणं बाह्येष्वस्वातंत्र्याद्विनेंद्रियैः ॥ १२ ॥**

दशेंद्रियाध्यक्षं मनः हृत्पद्मगोलके स्थितम्, च इंद्रियैः विना बाह्येषु अस्वातंत्र्यात् तत् अंतःकरणं ॥

મન એ પૂર્વોક્ત દશ ઇંદ્રિયોનું અધ્યક્ષ એટલે પ્રેરક છે. એ મન હૃદયકમલરૂપી સ્થાનમાં રહેલું છે. તે મન ઇંદ્રિયોના સાહાય્યવિના બહારના વિષયોમાં સ્વતંત્ર ન હોવાથી તેને અંતઃકરણ એટલે અંતર–ઇંદ્રિય કહે છે.

મનની પ્રેરણાવિના અથવા સાહાય્યવિના ઇંદ્રિયોની પોતપોતાના વિષયો-તરફ પ્રવૃત્તિ થઇ શકતી નથી, માટે મનને ઇંદ્રિયોના સ્વામિરૂપે કહેલ છે. એ મન બે પાંસળીઓ ભેળી થાય છે તેની પાછળના અવકાશમાં (હૃત્પદ્મમાં) પ્રધાનપણે રહે છે. એ મન ઇંદ્રિયોના સાહાય્યવિના બહારના વિષયોનું જ્ઞાન સ્વતંત્રપણે મેળવી શકતું નથી, અને અંતરનાં સુખદુઃખાદિનું જ્ઞાન સ્વતંત્રપણે મેળવી શકે છે તેથી તેને અંતઃકરણ કહેવામાં આવે છે.

વેદાંતસિદ્ધાંતપ્રમાણે મન આખા શરીરમાં રહેલું છે, માત્ર હૃદયમાંજ તે રહેલું નથી, પણ હૃદયસ્થાનમાં તેની પ્રધાનપણે સ્થિતિ છે તેથી મનનું હૃત્પદ્મ એ સ્થાન કહ્યું છે. ૧૨

મનને ઇંદ્રિયોનો સ્વામી કહેવાના કારણનું અને ગુણોવડે તેમાં થતી વિક્રિયાનું વર્ણન કરે છેઃ—

**अक्षेष्वर्थार्पितेष्वेतद्गुणदोषविचारकम् ।**
**सत्त्वं रजस्तमश्चास्य गुणा विक्रियते हि तैः ॥ १३ ॥**

अक्षेषु अर्थार्पितेषु एतत् [मनः] गुणदोषविचारकं [भवति,] अस्य सत्त्वं रजः च तमः गुणाः [सन्ति,] हि तैः [ तत् ] विक्रियते ॥

ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં જોડાય છે ત્યારે આ મન તે વિષયોમાં રહેલા ગુણદોષનો વિચાર કરનારું થાય છે તેથી પણ તે ઇંદ્રિયોના સ્વામિરૂપે ગણાય છે. આ મનના સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એવા ત્રણ ગુણો છે, ને તે ગુણોવડે એ મન વિકાર પામે છે.

વિષયોમાં રહેલા ગુણદોષોને શ્રોત્રાદિ ઇંદ્રિયો જાણી શકતી નથી. તેમનામાં માત્ર વિષયોનું જ્ઞાન મેળવવાનુંજ સામર્થ્ય છે. ત્યારે વિષયોના શુભપણાને અને અશુભપણાને કોણ જાણે છે? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે કે વિષયોમાં રહેલા ગુણદોષોનો વિચાર કરનારું મન છે, તે મન સત્ત્વાદિ ત્રણ ગુણવાળું છે, કેમકે તે ગુણના યોગવડે ક્યારેક તે વૈરાગ્યવાળું, ક્યારેક કામક્રોધાદિવાળું ને ક્યારેક આલસ્યપ્રમાદાદિવાળું જણાય છે. ૧૩

સત્ત્વાદિ ગુણોવડે થનારાં મનનાં કાર્યોને નીચેના ચૌદમા શ્લોકમાં વર્ણવે છેઃ—

**वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः सत्त्वसंभवाः ।**
**कामक्रोधौ लोभयत्नावित्याद्याः रजसोत्थिताः ॥**
**आलस्यभ्रांतितंद्राद्या विकारास्तमसोत्थिताः ॥ १४ ॥**

वैराग्यं क्षांतिः औदार्यं इत्याद्याः सत्त्वसंभवाः, कामक्रोधौ लोभयत्नौ इत्याद्याः रजसा उत्थिताः, [ तथा ] आलस्यभ्रांतितंद्राद्याः विकाराः तमसा उत्थिताः ॥

વૈરાગ્ય, ક્ષમા અને ઉદારતા ઇત્યાદિ સત્ત્વગુણમાંથી ઉપજેલાં કાર્યો છે, કામ, ક્રોધ, લોભ અને પ્રયત્ન આદિ રજોગુણમાંથી ઉપજેલાં કાર્યો છે, અને આલસ્ય, ભ્રાંતિ અને તંદ્રા ઇત્યાદિ તમોગુણમાંથી ઉપજેલાં કાર્યો છે,

વિવેકાદિ ચાર જ્ઞાનના સાધનો, અમાનીપણુ ઇત્યાદિ જ્ઞાનના વીશ સાધનો તથા છવીશ પ્રકારની અભયાદિ દૈવીસંપત્તિ એ પણ સત્ત્વગુણનાં કાર્યરૂપ છે.

ગર્વ, હાસ્ય, અહંતા, મમતા અને કોઇ પણ કામમા પ્રવૃત્તિ એ પણ રજોગુણના કાર્યો છે, અને પદાર્થનુ અજ્ઞાન, પ્રાપ્ત કામમા અપ્રવૃત્તિ, કૃપણપણું, અસત્ય, બીજાને પીડા કરવી, કલહ, ચિન્તા, દીનતા ને ભય આ પણ તમોગુણના કાર્યો છે ૧૪

એ ત્રણ ગુણોવડે થનારા પરિણામોને જણાવે છે –

**सात्त्विकैः पुण्यनिष्पत्तिः पापोत्पत्तिश्च राजसैः ।**
**तामसैर्नोभयं किंतु वृथायुःक्षपणं भवेत् ॥ १५ ॥**

सात्त्विकैः पुण्यनिष्पत्तिः, च राजसैः पापोत्पत्तिः [ भवति, तु ] तामसैः उभयं [ अपि ] न [ भवति, ] किंतु वृथा आयुःक्षपण भवेत् ॥

સત્ત્વગુણના વૈરાગ્યાદિ કાર્યોવડે પુણ્યની પ્રાપ્તિ થાય છે, રજોગુણના કાર્યોરૂપ કામાદિવડે પાપની ઉત્પત્તિ થાય છે, અને તમોગુણના કાર્યોરૂપ આલસ્ય આદિવડે પુણ્ય કે પાપ એ બેમાનુ કાઇ પણ મનુષ્યને પ્રાપ્ત થતુ નથી, કિંતુ આયુષ્યનો વૃથા ક્ષય થાય છે ૧૫

હવે અત કરણનો અને ઇંદ્રિયોનો નિયામક કોણ છે તે નીચેના અર્ધો શ્લોકવડે જણાવે છે —

**अत्राहंप्रत्ययी कर्तेत्येवं लोके व्यवस्थितिः ॥ १६ ॥**

अत्र अहमत्ययी कर्ता [हि] लोके इति एव व्यवस्थितिः [अस्ति] ॥

આ અત કરણાદિમા હું એવુ અભિમાન રાખનારો જે જીવાત્મા છે તે સર્વમા મુખ્ય હોવાથી કર્તા એટલે તેમનો સ્વામી ગણાય છે, કેમકે લોકમા આવી વ્યવસ્થા જોવામા આવે છે ૧૬

હવે સ્થૂલપદાર્થનું અને સૂક્ષ્મપદાર્થનુ ભૌતિકપણું કેવી રીતે જાણવામા આવે છે તે જણાવે છે —

**स्पष्टशब्दादियुक्तेषु भौतिकत्वमतिस्फुटम् ।**
**अक्षादावपि तच्छास्त्रयुक्तिभ्यामवधार्यताम् ॥ १७ ॥**

स्पष्टशब्दादियुक्तेषु [ वस्तुषु ] भौतिकत्वं अतिस्फुटं [ दृश्यते ] तत् अक्षादौ अपि शास्त्रयुक्तिभ्या अवधार्यताम् ॥

પ્રતીત થનારા શબ્દાદિ ગુણોથી યુક્ત ઘટાદિ પદાર્થોમાં ભૌતિકપણું અતિસ્પષ્ટ જણાય છે. ઇંદ્રિયાદિમાં તે ભૌતિકપણું મુમુક્ષુએ શાસ્ત્ર અને યુક્તિ-વડે નક્કી કરવું.

ભૌતિકપણું એટલે ભૂતોનું કાર્યપણું. ઘટાદિક ભૌતિક પદાર્થો શબ્દસ્પર્શ ઇત્યાદિ પાંચ ગુણોવાળા હોય છે તેથી તેઓનું ભૌતિકપણું મનુષ્યને સ્પષ્ટરીતે જાણવામાં આવે છે, પણ કર્મેંદ્રિયો, જ્ઞાનેંદ્રિયો, અંતઃકરણ અને પ્રાણનું ભૌતિક-પણું પ્રત્યક્ષપ્રમાણથી મનુષ્યોને જાણવામાં આવતું નથી, તે માત્ર શાસ્ત્ર અને યુક્તિવડે જાણવામાં આવે છે. મન અન્નના કાર્યરૂપ છે, અને પ્રાણ જલના કાર્યરૂપ છે એમ છાંદોગ્યઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકમાં કહ્યું છે. એ શ્રુતિથી મન અને પ્રાણનું ભૌતિકપણું સિદ્ધ થાય છે. બુદ્ધિ અને જ્ઞાનેંદ્રિયોનો મનમાં સમાવેશ થાય છે, અને કર્મેંદ્રિયોનો પ્રાણમાં સમાવેશ થાય છે એમ સમજવું. જેમ માટીવિના ઘડાની સિદ્ધિ થાય નહિ તેમ કારણરૂપ પાંચ ભૂતોના સદ્‌ભાવવિના કાર્યરૂપ ઇંદ્રિયો, અંતઃકરણ ને પ્રાણનો સદ્‌ભાવ સિદ્ધ થાય નહિ એ યુક્તિવડે ઇંદ્રિયો, અંતઃકરણ અને પ્રાણનું ભૌતિકપણું જાણવામાં આવે છે. ૧૭

"सदेव सोम्येदमग्र आसीत्" (હે પ્રિયદર્શન શ્વેતકેતો! આ જગત્ ઉત્પત્તિની પૂર્વે સદ્રૂપજ હતું,) આ શ્રુતિમાં જે इदं (આ) શબ્દ છે તેનો અર્થ નીચેના શ્લોકમાં જણાવે છે:—

**एकादशेंद्रियैर्युक्त्या शास्त्रेणाप्यवगम्यते ।**
**यावत्किंचिद्भवेदेतदिदंशब्दोदितं जगत् ॥ १८ ॥**

एकादशेंद्रियैः युक्त्या शास्त्रेण अपि यावत् किंचित् जगत् अवगम्यते एतत् इदंशब्दोदितं भवेत् ॥

મન, પાંચ કર્મેંદ્રિયો અને પાંચ જ્ઞાનેંદ્રિયો એ અગિયાર ઇંદ્રિયોવડે, અનુમાનાદિરૂપ યુક્તિવડે અને વેદાદિ શાસ્ત્રવડે જેટલું જગત્ આપણા જાણવા-માં આવે છે તે સર્વ જગત્ શ્રુતિમાંના इदं (આ) એ શબ્દવડે કહેલું છે, અર્થાત્ પ્રત્યક્ષપ્રમાણવડે, અનુમાન આદિ પ્રમાણવડે અને શબ્દપ્રમાણવડે જે કાંઇ જગત્ મનુષ્યાદિના જાણવામાં આવે છે તે સર્વ છાંદોગ્યશ્રુતિમાંના 'આ' શબ્દવડે કહેલ છે. ૧૮

ઉપર જણાવેલી શ્રુતિને નીચેના શ્લોકમાં અર્થથી કહે છેઃ—

**इदं सर्वं पुरा सृष्टेरेकमेवाद्वितीयकम् ।**
**सदेवासीन्नामरूपे नास्तामित्यारुणेर्वचः ॥ १९ ॥**

सृष्टेः पुरा इदं सर्वं एकं एव अद्वितीयकं सत् एव आसीत्, नामरूपे न आस्ताम् इति आरुणेः वचः [ अस्ति ] ॥

આ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે આ નામરૂપાત્મક સર્વ જગત્ એકજ અ-દ્વિતીય ને સદ્રૂપજ હતું, એ વેલા નામરૂપ નહોતાં એમ છાંદોગ્યઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકમાં અરુણિના પુત્ર ભગવાન્ ઉદ્દાલકનું પોતાના પુત્ર શ્વેતકેતુપ્રતિ વચન છે. ૧૯

ઉપરના શ્લોકમાં જે 'એક', 'એવ' અને 'અદ્વિતીય' એ ત્રણ શબ્દો આવેલા છે એ ત્રણ શબ્દોવડે બ્રહ્મમાં લોકવિષે જોવામાં આવતા ત્રણ પ્રકારના ભેદો નથી એમ જણાવવું છે માટે પ્રથમ લૌકિક ત્રણ ભેદનું નિરૂપણ કરે છેઃ—

**वृक्षस्य स्वगतो भेदः पत्रपुष्पफलादिभिः ।**
**वृक्षांतरात्सजातीयो विजातीयः शिलादितः ॥ २० ॥**

वृक्षस्य पत्रपुष्पफलादिभिः स्वगतः भेदः, वृक्षांतरात् सजातीयः [ भेदः, ] शिलादितः विजातीयः [ भेदः अस्ति ] ॥

ઝાડનો પોતાનાં પાંદડાં, ફૂલો અને ફલો આદિથી જે ભેદ છે તે સ્વગત ( પોતામાં રહેલો ) ભેદ કહેવાય છે, તે ઝાડનો બીજી જાતનાં ઝાડોથી જે ભેદ છે તે સજાતીયભેદ કહેવાય છે, અને તે ઝાડનો ઝાડની જાતિથી ભિન્ન જે પથ્થર ને માટી ઇત્યાદિ પદાર્થોથી ભેદ છે તે વિજાતીયભેદ કહેવાય છે. એવી રીતે જડપદાર્થોમાં સ્વગત, સજાતીય અને વિજાતીય એવા ત્રણ ભેદો હોય છે. ૨૦

એ ત્રણ પ્રકારના ભેદો સદ્રૂપ બ્રહ્મમાં નથી એમ નીચેના શ્લોકવડે નિરૂપણ કરે છેઃ—

**तथा सद्वस्तुनो भेदत्रयं प्राप्तं निवार्यते ।**
**ऐक्यावधारणद्वैतप्रतिषेधैस्त्रिभिः क्रमात् ॥ २१ ॥**

तथा सद्वस्तुनः प्राप्तं भेदत्रयं ऐक्यावधारणद्वैतप्रतिषेधैः त्रिभिः [ शब्दैः ] क्रमात् निवार्यते ॥

એવી રીતે સદ્વસ્તુરૂપ બ્રહ્મમાં અજ્ઞાનથી પ્રાપ્ત થનારા ત્રણ લૌકિક ભેદોનું એકપણું, નિશ્ચય અને દ્વૈતનું નિરાકરણ એ ત્રણ શબ્દોવડે ક્રમપૂર્વક નિવારણ કરાય છે.

"एकमेवाद्वितीयं" એ શ્રુતિમાંના एकं એ શબ્દવડે બ્રહ્મનું એકપણું એટલે સ્વગતભેદરહિતપણું, एव એ શબ્દવડે એકપણાનો નિશ્ચય એટલે સજાતીયભેદરહિતપણું અને अद्वितीयं એ શબ્દવડે બ્રહ્મથી ભિન્ન બીજી વસ્તુનો

નિષેધ એટલે વિજાતીયભેદરહિતપણું જણાવ્યું છે. એવી રીતે બ્રહ્મમાં ત્રણ પ્રકારના લૌકિક ભેદો નથી એમ સિદ્ધ કર્યું. ૨૧

સદ્રૂપ બ્રહ્મ નિરવયવ હોવાથી તેમાં સ્વગતભેદ સંભવી શકતો નથી એમ જણાવે છેઃ—

**सतो नावयवाः शंक्यास्तदंशस्यानिरूपणात् ।**
**नामरूपे न तस्यांशौ तयोरद्याप्यनुद्भवात् ॥२२॥**

सदंशस्य अनिरूपणात् सतः अवयवाः न शंक्याः, अद्यापि तयोः अनुद्भवात् नामरूपे तस्य अंशौ न ॥

સદ્રૂપ બ્રહ્મના અંશની કોઇ પણ પ્રમાણોવડે સિદ્ધિ થતી નથી તેથી તે બ્રહ્મમાં અવયવો છે એવી શંકા કરવી યોગ્ય નથી. આ સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વે વર્તમાનમાં પ્રતીત થતાં નામરૂપની ઉત્પત્તિ નહિ થયેલી હોવાથી નામ અને રૂપ એ બ્રહ્મના અંશો છે એમ કહી શકાય નહિ. સત્, ચિત્ અને આનંદ આદિ સદ્રૂપ બ્રહ્મના અવયવો નથી, પણ સદ્રૂપ બ્રહ્મના સ્વભાવ છે. ૨૨

જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે નામરૂપનો અભાવ શાથી હોય છે તે નીચેના શ્લોકથી કહે છેઃ—

**नामरूपोद्भवस्यैव सृष्टित्वात्सृष्टितः पुरा ।**
**न तयोरुद्भवस्तस्मान्निरंशं सद्यथा वियत् ॥ २३ ॥**

नामरूपोद्भवस्य एव सृष्टित्वात् सृष्टितः पुरा तयोः उद्भवः न, तस्मात् यथा वियत् तथा सत् निरंशं [ अस्ति ] ॥

નામરૂપની ઉત્પત્તિનુંજ સૃષ્ટિપણું હોવાથી અર્થાત્ નામરૂપની ઉત્પત્તિ થવી એજ જગત્ હોવાથી જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે નામરૂપની ઉત્પત્તિ હોતી નથી તેથી જેમ આકાશ નિરવયવ છે તેમ સદ્રૂપ બ્રહ્મ પણ નિરવયવજ છે.

સદ્રૂપ બ્રહ્મ સ્વગતભેદરહિત છે, અવયવરહિત હોવાથી, જે જે વસ્તુ અવયવરહિત હોય છે તે તે વસ્તુ સ્વગતભેદરહિત હોય છે, જેમ આકાશ. એ અનુમાનપ્રમાણવડે બ્રહ્મનું સ્વગતભેદરહિતપણું સિદ્ધ થાય છે. ૨૩

આગળ કહેલી શ્રુતિમાંના एव (જ) એ શબ્દવડે બ્રહ્મના સજાતીયભેદનું નિવારણ કરાય છે એમ જણાવે છેઃ—

**सदंतरं सजातीयं न वैलक्षण्यवर्जनात् ।**
**नामरूपोपाधिभेदं विना नैव सतो भिदा ॥ २४ ॥**

वैलक्षण्यवर्जनात् सदंतरं सजातीयं न, नामरूपोपाधिभेदं विना सतः भिदा न एव ॥

સદ્રૂપ બ્રહ્મમાં વિલક્ષણપણાના અભાવથી સદ્રૂપ બ્રહ્મથી ભિન્ન તેના જેવું બીજું કાંઇ નથી. નામ તથા રૂપ આ ઉપાધિના ભેદવિના સદ્રૂપ બ્રહ્મનો ભેદ કદીપણ સંભવી શકતો નથીજ.

જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે સદ્રૂપ બ્રહ્મથી ભિન્ન બીજી કોઇ પણ વિલક્ષણ વસ્તુ ન હોવાથી બ્રહ્મમાં સજાતીયભેદ સંભવી શકે નહિ. વર્તમાનમાં એ બ્રહ્મમાં નામરૂપ ઉપાધિવડે જે ભેદો પ્રતીત થાય છે તે ભેદો ઉપાધિવડે પ્રતીત થતા હોવાથી કલ્પિત છે, સત્ય નથી, તેથી તે ભેદો બ્રહ્મમાં સજાતીયભેદ ઉપજાવી શકે નહિ. જેમ ઘટાદિ ઉપાધિવડે આકાશમાં સજાતીયભેદ સંભવી શકતો નથી, તેમ નામરૂપના પૃથક્‌પણાવડે બ્રહ્મમાં સજાતીયભેદ સંભવી શકે નહિ. ૨૪

બ્રહ્મમાં વિજાતીયભેદ પણ સંભવી શકતો નથી એમ કહે છેઃ—

**विजातीयमसत्तत्तु न खल्वस्तीति गम्यते ।**
**नास्यातः प्रतियोगित्वं विजातीयाद्भिदा कुतः ॥ २५ ॥**

विजातीयं असत् तत् तु अस्ति इति खलु न गम्यते, अतः अस्य प्रतियोगित्वं न, [ ततः ] विजातीयात् भिदा कुतः ? ॥

સત્‌થી વિજાતીય જે અસત્ તે તો છે એમ કદીપણ 'જણાતું નથી, આથી આનું પ્રતિયોગીપણું થઇ શકતું નથી, તો પછી તે વિજાતીયથી સત્‌નો ભેદ કેવી રીતે થઇ શકે ? નજ થઇ શકે.

સત્‌થી વિપરીત તો અસત્ એટલે શૂન્ય છે. તે અભાવરૂપ હોવાથી છે એમ કહી શકાય નહિ. અભાવ વિદ્યમાન પદાર્થનો વિરોધી થઇ શકે નહિ, તેથી નામરૂપાત્મક અસત્ પદાર્થ સદ્રૂપ બ્રહ્મમાં વિજાતીયભેદ ઉપજાવી શકે નહિ. ૨૫

સૃષ્ટિની પૂર્વે સદ્રૂપ બ્રહ્મ હતું એમ સિદ્ધ થયું. હવે એ વિષયમાં શૂન્યવાદીઓનો " સૃષ્ટિની પૂર્વે અસત્ હતું " એવો મત છે એમ જણાવે છેઃ-

**एकमेवाद्वितीयं सत्सिद्धमत्र तु केचन ।**
**विह्वला असदेवेदं पुरासीदित्यवर्णयन् ॥ २६ ॥**

सत् एकं एव अद्वितीयं सिद्धं, अत्र तु केचन विह्वलाः इदं पुरा असत् एव आसीत् इति अवर्णयन् ॥

એવી રીતે સદ્રૂપ બ્રહ્મ સ્વગત, સજાતીય અને વિજાતીય આ ત્રણ ભેદથી રહિત છે એમ શ્રુતિ, યુક્તિ અને વિદ્વાનોના અનુભવથી સિદ્ધ થયું, પણ અહીં કોઇ શૂન્યવાદીઓ ( અસદ્‌રૂપ શૂન્યજ પરમતત્ત્વ છે એમ માનનારા માધ્યમિક બૌદ્ધો ) શ્રુતિઓના આશ્રયને અભાવે વ્યાકુલ થઇને "આ જગત્ પૂર્વે અસતજ હતું" એમ નિરૂપણ કરે છે. ૨૬

શૂન્યવાદીઓના વ્યાકુલપણાને દૃષ્ટાંત આપીને સમજાવે છે:--

**मग्नस्याब्धौ यथाक्षाणि विह्वलानि तथास्य धीः ।**
**अखंडैकरसं श्रुत्वा निष्प्रचारा बिभेत्यतः ॥ २७ ॥**

अब्धौ मग्नस्य अक्षाणि यथा विह्वलानि [भवंति,] तथा अस्य धीः अखंडैकरसं श्रुत्वा निष्प्रचारा [ सती ] अतः बिभेति ॥

સાગરમાં ડુબેલા મનુષ્યની ઇંદ્રિયો જેમ 'વ્યાકુલ' થાય છે તેમ આ શૂન્યવાદીઓની બુદ્ધિ બ્રહ્મ અખંડ ને એકરસ છે એવું સાંભળીને ગતિવિનાની થઇને આ બ્રહ્મરૂપ વસ્તુથી બીએ છે.

શૂન્યવાદીની બુદ્ધિને અખંડ અને એકરસ બ્રહ્મ સમજી શકાતું નથી તેથી તેની બુદ્ધિ બ્રહ્મનું એવું સ્વરૂપ સાંભળી કુંઠિત થઇ જાય છે, અને બ્રહ્મતત્ત્વ નહિ સમજાવાથી તેને પ્રતિકૂલ માની તેની બુદ્ધિને ભય ઉત્પન્ન થાય છે. ૨૭

ભગવાન્ ગૌડપાદાચાર્ય પણ સાકારબ્રહ્મમાં નિષ્ઠા રાખનારાઓમાટે પણ એમજ કહે છે એમ જણાવે છે:—

**गौडाचार्या निर्विकल्पे समाधावन्ययोगिनाम् ।**
**साकारब्रह्मनिष्ठानामत्यंतं भयमूचिरे ॥ २८ ॥**

गौडाचार्याः निर्विकल्पे समाधौ साकारब्रह्मनिष्ठानां अन्ययोगिनां अत्यंतं भयं ऊचिरे ॥

ભગવાન્ ગૌડપાદાચાર્યે (શ્રીમચ્છંકરાચાર્યજીના પરમગુરુએ) સાકારબ્રહ્મમાં સત્યપણાની બુદ્ધિ રાખનારા બીજા 'ઉપાસકોને આ નિર્વિકલ્પસમાધિથી અત્યંત ભય થાય છે એમ કહ્યું છે. ૨૮

ભગવાન્ ગૌડપાદાચાર્યે માંડૂક્યોપનિષદ્ઉપર જે કારિકાઓ રચી છે તેમાંની નીચેની કારિકા લઇને ઉપર કહેલો અર્થ એ કારિકામાં જણાવ્યો છે એમ અર્થથી કહે છે:—

**अस्पर्शयोगो नामैष दुर्दर्शः सर्वयोगिभिः ।**
**योगिनो बिभ्यति ह्यस्मादभये भयदर्शिनः ॥ २९ ॥**

अस्पर्शयोगः नाम एषः [योगः] सर्वयोगिभिः दुर्दर्शः, हि अभये भयदर्शिनः योगिनः अस्मात् बिभ्यति ॥

અસ્પર્શયોગ આ નામનો જે નિર્વિકલ્પસમાધિ છે તે આ સમાધિ સાકાર-બ્રહ્મનું ધ્યાન કરનારા સર્વ યોગીઓને પ્રાપ્ત ન થઇ શકે એવો છે, કારણકે

ભયરહિત આ બ્રહ્મમાં ભય જોનારા તે યોગીઓ ભયની કલ્પના કરીને આ નિર્વિકલ્પસમાધિથી ભય પામે છે. ૨૯

પૂજ્યચરણ શ્રીશંકરાચાર્યજીએ પણ એમજ કહ્યુ છે એમ જણાવે છેઃ—

**भगवत्पूज्यपादाश्च शुष्कतर्कपटूनमून् ॥**
**आहुर्माध्यमिकान्भ्रांतानचिंत्येऽस्मिन्सदात्मनि ॥ ३० ॥**

च भगवत्पूज्यपादाः अमून् शुष्कतर्कपटून् माध्यमिकान् अस्मिन् अचिंत्ये सदात्मनि भ्रांतान् आहुः ॥

વળી ભગવાન્ શ્રીશંકરાચાર્યજીએ પણ સૂકા (શ્રુતિસ્મૃતિના આધારવિનાના) તર્કો કરવામાં અતિચતુર એવા આ માધ્યમિકોને (શૂન્યવાદીઓને) આ અચિંત્ય સદ્રૂપ આત્મામા તેઓ ભ્રાંતિ પામેલા છે એમ કહેલુ છે. ૩૦

વાર્તિકકારનો એટલે સુરેશ્વરાચાર્યનો પણ એવોજ અભિપ્રાય છે એમ તેમના નીચેના વાર્તિકથી (શ્લોકથી) જણાવે છેઃ—

**अनादृत्य श्रुतिं मौर्ख्यादिमे बौद्धास्तमस्विनः ।**
**आपेदिरे निरात्मत्वमनुमानैकचक्षुषः ॥ ३१ ॥**

इमे तमस्विनः बौद्धाः मौर्ख्यात् श्रुतिं अनादृत्य अनुमानैकचक्षुषः निरात्मत्वम् आपेदिरे ॥

આ અજ્ઞાની બૌદ્ધો (બુદ્ધમતને અનુસરનારાઓ) મૂર્ખપણાથી વેદવચનનો અનાદર કરીને માત્ર અનુમાનપ્રમાણને માનનારા થઇ આત્મરહિતપણાને (શૂન્યપણાને) પ્રાપ્ત થયા છે, અર્થાત્ એક શૂન્યજ સત્ય છે એમ માનવા લાગ્યા છે. ૩૧

શૂન્યવાદીને પ્રશ્ન કરીને તેના મતનુ અસત્યપણુ જણાવે છેઃ—

**शून्यमासीदिति ब्रूषे सद्योगं वा सदात्मताम् ।**
**शून्यस्य न तु तद्युक्तमुभयं व्याहतत्वतः ॥ ३२ ॥**

[ हे माध्यमिक ! ] 'शून्यं आसीत्' इति सद्योगं ब्रूषे, वा सदात्मतां ? व्याहतत्वतः तत् उभयं तु शून्यस्य न युक्तम् ॥

હે શૂન્યવાદી ! "જગતની પૂર્વે શૂન્ય હતું" આ વાક્યવડે તું શૂન્યને સતના સંબંધવાળું કહે છે ? કે તેના સદ્રૂપપણાને કહે છે ? વ્યાઘાતદોષ આવવાથી શૂન્યમાં તે બંને પક્ષ સંભવતા નથી.

શૂન્ય (અભાવ) અને સત્ (ભાવ) વિપરીત હોવાથી શૂન્ય સતના

સંબંધવાળું સંભવી શકે નહિ, અને શૂન્ય ને સત્ વિપરીતરૂપ હોવાથી શૂન્ય સદ્રૂપ પણ ઘટી શકે નહિ, તેથી "સૃષ્ટિની પૂર્વે અસત્ હતું" એમ કહી શકાય નહિ. ૩૨

એ વ્યાઘાતદોષ કેવી રીતે આવે છે તે નીચેના શ્લોકથી દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

न युक्तस्तमसा सूर्यो नापि चासौ तमोमयः ।
सच्छून्ययोर्विरोधित्वाच्छून्यमासीत्कथं वद ॥ ३३ ॥

सूर्यः तमसा युक्तः न, च असौ तमोमयः अपि न, सच्छून्ययोः (सत्शून्ययोः) विरोधित्वात् शून्यं आसीत् [ इति ] कथं ? वद ॥

'સૂર્ય અંધકારથી યુક્ત હોતો નથી, તેમ આ સૂર્ય અંધકારરૂપ પણ હોતો નથી, તો પછી સદ્રૂપ બ્રહ્મ અને શૂન્ય એ બંનેનું સૂર્ય અને અંધકારની પેઠે વિરોધીપણું હોવાથી "સૃષ્ટિની પૂર્વે શૂન્ય હતું" એમ કેમ સભવી શકે? તે કહે. ૩૩

"જો સદ્રૂપ બ્રહ્મમાં શૂન્યનો સદ્ભાવ ન ઘટે, તો તમારા નિર્વિકલ્પ બ્રહ્મમાં આકાશાદિનું અસ્તિત્વ કેવી રીતે સંભવી શકે?" એમ જો વાદી કહે તો તેના સમાધાનમાં કહે છેઃ—

वियदादेर्नामरूपे मायया सुविकल्पिते ।
शून्यस्य नामरूपे च तथा चेज्जीव्यतां चिरम् ॥ ३४ ॥

वियदादेः नामरूपे मायया सुविकल्पिते, शून्यस्य नामरूपे च तथा [ इति ] चेत् चिरं जीव्यताम् ॥

આકાશાદિ ભૂતોનાં નામ અને રૂપ બ્રહ્મમાં માયાવડે સારી રીતે કલ્પેલાં છે, જો તમે શૂન્યનાં નામ અને રૂપ પણ તેવાજ માનતા હો, અર્થાત્ બ્રહ્મમાં માયાવડે કલ્પિત માનતા હો, તો તમે લાંબો વખત (સો વર્ષ) જીવતા રહો, અર્થાત્ તમારુ માનવું તમારા સિદ્ધાંતરૂપ નહિ રહેતાં અમારા સિદ્ધાંતને અનુકૂલ થયું, એટલે અમે તમને આશીર્વાદ આપીએ છીએ. ૩૪

શૂન્યના નામરૂપની પેઠે સદ્રૂપ બ્રહ્મનાં નામરૂપ કલ્પિત નથી એમ શંકાસમાધાનપૂર્વક જણાવે છેઃ—

सतोऽपि नामरूपे द्वे कल्पिते चेत्तदा वद ।
कुत्रेति निरधिष्ठानो न भ्रमः क्वचिदीक्ष्यते ॥ ३५ ॥

सतः अपि नामरूपे द्वे कल्पिते इति चेत्, तदा कुत्र ? [ इति ] वद, [ यतः निरधिष्ठानः भ्रमः क्वचित् न ईक्ष्यते ॥

સદ્રૂપ બ્રહ્મનાં નામ અને રૂપ એ બંને પણ કલ્પિત છે એમ જો તમે કહો તો તે બંને કયા અધિષ્ઠાનમાં કલ્પિત છે તે કહો, કેમકે કોઇ પણ સ્થલે અધિષ્ઠાનવિના ભ્રાંતિ જોવામાં આવતી નથી.

સદ્વસ્તુનાં નામરૂપ જો કલ્પિત હોય તો તે સદ્વસ્તુમાં કલ્પિત છે? વા અસદ્વસ્તુમાં કલ્પિત છે? કે આ જગત્‌માં કલ્પિત છે? તેમાં જો સદ્વસ્તુમાં તેનાં નામરૂપ કલ્પિત છે એમ તમે કહો તો એક વસ્તુમાં બીજી વસ્તુની કલ્પના થાય છે, પણ તેની તે વસ્તુની કલ્પના તેમાં થતી નથી, જેમ છીપમાં રૂપાની કલ્પના થાય છે, પણ છીપમાં છીપની કલ્પના થતી નથી. અસત્‌માં પણ નામરૂપની કલ્પના સંભવી શકે નહિ, કેમકે અસત્ અભાવરૂપ હોવાથી તે નામરૂપનું અધિષ્ઠાન થઇ શકે નહિ. જગત્ પણ નામરૂપનું અધિષ્ઠાન થઇ શકે નહિ, કેમકે સદ્રૂપ બ્રહ્મમાંથી ઉપજેલું જગત્ સદ્રૂપ બ્રહ્મનાં નામ અને રૂપની કલ્પનાનું અધિષ્ઠાન સંભવી શકે નહિ. ભ્રાંતિ અધિષ્ઠાનવિના થઇ શકતી નથી એ વાત શાસ્ત્રમાં ને લોકમાં પ્રસિદ્ધ છે. એવી રીતે સદ્રૂપ બ્રહ્મ શૂન્યની પેઠે કલ્પિત નથી એમ સિદ્ધ કર્યું. ૩૫

"શૂન્ય હતું" એ કથનમાં તમે વ્યાઘાતદોષ કહ્યો તેવી રીતે "સત્ હતું" એ કથનમાં પણ દોષ આવે છે એવી વાદીની શંકા લઇને તેનું સમાધાન કરે છેઃ-

**सदासीदिति शब्दार्थभेदे वैगुण्यमापतेत् ।**
**अभेदे पुनरुक्तिः स्यान्मैवं लोके तथेक्षणात् ॥ ३६ ॥**

**'सत् आसीत्' इति शब्दार्थभेदे [ सति ] वैगुण्यम् आपतेत्, अभेदे पुनरुक्तिः स्यात्, एवं मा, लोके तथा ईक्षणात् ॥**

"સત્ હતું" આ બે શબ્દોના ભિન્ન ભિન્ન અર્થ છે કે તેનો એકજ અર્થ થાય છે? જો તેના ભિન્ન ભિન્ન અર્થ થતા હોય તો તેમાં વિગુણપણાનો દોષ પ્રાપ્ત થાય છે, અર્થાત્ દ્વૈત થવાથી એટલે બે સત્તાનો સદ્ભાવ થવાથી અદ્વૈતની હાનિ થાય છે, અને "સત્ હતું" આ બે શબ્દોનો એકજ અર્થ થાય છે એમ જો તમે કહો તો એવા એકજ અર્થના વાચક બે શબ્દો આવવાથી તેમાં પુનરુક્તિનામનો દોષ પ્રાપ્ત થાય છે, એમ જો તમે કહો તો વ્યવહારમાં તેવાં વાક્યો બોલાતાં સાંભળવામાં આવે છે તેથી તમે કહો છો તે દોષ પ્રાપ્ત થતો નથી. ૩૬

લોકમાં એવા જે પ્રયોગ થાય છે તેમાંથી નીચેના શ્લોકમાં થોડાક પ્રયોગ બતાવે છેઃ-

कर्तव्यं कुरुते वाक्यं ब्रूते धार्यस्य धारणम् ।
इत्यादिवासनाविष्टं प्रत्यासीत्सादितीरणम् ॥ ३७ ॥

कर्तव्यं कुरुते, वाक्यं ब्रूते, धार्यस्य धारणम् इत्यादिवासनाविष्टं प्रति सत् आसीत् इति ईरणम् ॥

કર્તવ્ય કરે છે, વાક્ય બોલે છે, અને ધારણ કરવાયોગ્ય પદાર્થનું ધારણ કરે છે ઇત્યાદિ વાક્યોના સંસ્કારવાળા શ્વેતકેતુને ઉદ્દેશીને "સત્ હતું" એમ ભગવાન્ ઉદ્દાલકે કહ્યું છે, તેથી "સત્ હતું" એ પ્રયોગમાં દ્વૈતની પ્રાપ્તિરૂપ અને પુનરુક્તિરૂપ દોષ આવતા નથી. ૩૭

અદ્વૈતરૂપ બ્રહ્મમાં ભૂતકાલનો અભાવ છતાં "सदेव सोम्येदमग्र आसीत्" એ શ્રુતિમાં अग्रे એટલે ઉત્પત્તિની પૂર્વે એમ કેમ કહ્યું છે? એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

कालाभावे पुरेत्युक्तिः कालवासनया युतम् ।
शिष्यं प्रत्येव तेनात्र द्वितीयं न हि शंक्यते ॥ ३८ ॥

कालाभावे पुरा इति उक्तिः कालवासनयायुतं शिष्यं प्रति एव, तेन अत्र द्वितीयं न हि शंक्यते ॥

બ્રહ્મમાં ભૂત, વર્તમાન ને ભવિષ્યરૂપ કાલનો અભાવ છતાં પણ "સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વે" એમ જે ભૂતકાલનું કથન છે તે કાલની વાસનાવાળા શ્વેતકેતુરૂપ શિષ્યને ઉદ્દેશીનેજ છે, તે કારણથી એટલે કાલના અસત્યપણાથી એ નમાં દ્વૈતની શંકા કરવી ઉચિત નથી. ૩૮

અદ્વૈતસિદ્ધાંતમાં દ્વૈતને અભાવે શંકાસમાધાન સંભવતાં નથી એમ કહે છેઃ—

चोद्यं वा परिहारो वा क्रियतां द्वैतभाषया ।
अद्वैतभाषया चोद्यं नास्ति नापि तदुत्तरम् ॥ ३९ ॥

चोद्यं वा परिहारः वा द्वैतभाषया क्रियताम्, अद्वैतभाषया चोद्यं न अस्ति, तदुत्तरम् अपि न [अस्ति] ॥

એકજ અદ્વિતીય બ્રહ્મ છે એવા અદ્વૈતસિદ્ધાંતમાં શંકા કરવી અને તેનું સમાધાન કરવું એ દ્વૈતની ભાષાવડે કરાય છે. અદ્વૈતની ભાષાવડે શંકા કરાતી નથી. અને તેનું ઉત્તર પણ અપાતું નથી, અર્થાત્ દ્વૈતવાળી વ્યવહારદશામાં શંકાસમાધાન ઘટે છે, અદ્વૈતવાળી પરમાર્થદશામાં શંકાસમાધાન ઘટતાં નથી.

અદ્વૈતતત્ત્વ સમજવાને માટે શિષ્ય લૌકિકભાષાનો આશ્રય કરીને પ્રશ્ન પૂછે છે, અને તેમના સદ્ગુરુ પણ લૌકિકભાષાનો આશ્રય કરીને તેમને ઉત્તર આપે છે. મન અને વાણીના અવિષયભૂત એકજ અદ્વિતીય બ્રહ્મમાં પ્રશ્ન પૂછનાર અને ઉત્તર દેનાર ન હોવાથી ત્યાં પ્રશ્ન કે ઉત્તર એ બેમાંનું એક પણ ઘટી શકતું નથી.

અજ્ઞાની મનુષ્યની દૃષ્ટિવડે કલ્પિત દ્વૈતને વિષય કરનારી જે ભાષા તે દ્વૈતભાષા કહેવાય છે, અને સર્વ દ્વૈતના નિષેધદ્વારા સર્વ ધર્મથી રહિત બ્રહ્મસ્વરૂપનો બોધ કરનારી જે ભાષા તે અદ્વૈતભાષા કહેવાય છે. ૩૯

વસ્તુતાએ દ્વૈતનો અભાવ છે એમ નીચેનું યોગવાસિષ્ઠનું વચન લઇને કહે છેઃ—

**तदा स्तिमितगंभीरं न तेजो न तमस्ततम् ।**
**अनाख्यमनभिव्यक्तं सत्किंचिदवशिष्यते ॥ ४० ॥**

तदा स्तिमितगंभीरं, न तेजः, न तमः, ततं, अनाख्यं, अनभिव्यक्तं [एवंविधं] किंचित् सत् अवशिष्यते ॥

પ્રલયકાલે અક્રિય, મનવડે પણ ચિંતવી ન શકાય એવું, તેજોરૂપ નહિ એટલે પ્રકાશથી વિલક્ષણ, અંધકારરૂપ નહિ એટલે અંધકારથી વિલક્ષણ, (આવરણ કરવાના સ્વભાવવિનાનું,) વાણીથી ન કહી શકાય એવું અને નેત્રાદિ ઇંદ્રિયોનો વિષય ન થઇ શકે એવું કાંઇક સદ્રૂપ (અભાવથી વિલક્ષણસ્વરૂપવાળું) અવશેષ રહે છે. ૪૦

"પૃથ્વી આદિ ચાર ભૂતો ભલે અસત્ હો, પણ આકાશ કે જે નિત્ય અને વ્યાપક છે તે કેવી રીતે અસત્ હોઇ શકે ?" એવી તાર્કિકો શંકા કરે છેઃ-

**ननु भूम्यादिकं मा भूत्परमाण्वंतनाशतः ।**
**कथं ते वियतोऽसत्त्वं बुद्धिमारोहतीति चेत् ॥ ४१ ॥**

ननु, भूम्यादिकं परमाण्वंतनाशतः मा भूत्, [किंतु] वियतः असत्त्वं ते बुद्धिं कथं आरोहति ? इति चेत्—॥

પૃથ્વી, જલ, તેજ અને વાયુ આ ચાર ભૂતો પરમાણુપર્યંત નાશ પામનારાં હોવાથી તે ભલે ન હોય, અર્થાત્ ભલે મિથ્યા હોય, પણ પરમાણુરૂપ અંતવિનાના આકાશનું મિથ્યાપણું તમારી બુદ્ધિમાં કેવી રીતે આરૂઢ થાય છે ? એમ જો તમે પૂછતા હો તો-૪૧

તેનું સમાધાન સાંભળોઃ-

अत्यंतं निर्जगद्व्योम यथा ते बुद्धिमाश्रितम् ।
तथैव सन्निराकाशं कुतो नाश्रयते मतिम् ॥ ४२ ॥

यथा अत्यंतं निर्जगद्व्योम ते बुद्धिं आश्रितं, तथा एव निराकाशं सत् [ते] मतिं कुतः न आश्रयते ? ॥

સર્વ જગત્નો નાશ થયા પછી રહેનારા–જગત્થી અત્યંતરહિત–આકાશનો આશ્રય જેમ તમારી બુદ્ધિ કરે છે તેમજ આકાશથી રહિત સદ્રૂપ બ્રહ્મનો આશ્રય તમારી બુદ્ધિ કેમ કરી શકતી નથી? અર્થાત્ તમારી બુદ્ધિ જગત્રહિત આકાશનું ગ્રહણ કરી શકે છે, તો પછી આકાશનો લય થયા પછી રહેનારા સત્નું ગ્રહણ તમારી બુદ્ધિ કેમ કરી શકતી નથી? ૪૨

તેના સંબંધમા તાર્કિકનો પૂર્વપક્ષ અને તેનુ સમાધાન નીચેના શ્લોકમાં વર્ણવે છેઃ–

निर्जगद्व्योम दृष्टं चेत्प्रकाशतमसी विना ।
क दृष्टं किं च ते पक्षे न प्रत्यक्षं वियत्खलु ॥ ४३ ॥

निर्जगद्व्योम दृष्टं चेत्, प्रकाशतमसी विना क दृष्टं ? किं च ते पक्षे वियत् प्रत्यक्षं न खलु ॥

જગત્વિનાનું આકાશ જોવામા આવે છે એમ જો તમે કહો તો પ્રકાશવિના અને અંધારાવિના તે ક્યાં જોવામાં આવે છે? અર્થાત્ પ્રકાશ અને અંધારું જોવામાં આવે છે, પણ આકાશ જોવામાં આવતું નથી. વળી આકાશમાં સ્પર્શ અને રૂપ એ ગુણનો અભાવ હોવાથી તમારા પક્ષમાં આકાશનુ પ્રત્યક્ષજ્ઞાન થાય છે એમ માનેલુ નથી એ વાત વિદ્વાનોમા પ્રસિદ્ધ છે. ૪૩

આકાશની પેઠે સદ્રૂપ બ્રહ્મ અપ્રત્યક્ષ નથી એમ નીચેના શ્લોકથી કહે છેઃ–

सद्वस्तु शुद्धं त्वस्माभिर्निश्चितैरनुभूयते ।
तूष्णींस्थितौ न शून्यत्वं शून्यबुद्धेश्च वर्जनात् ॥ ४४ ॥

तूष्णींस्थितौ अस्माभिः निश्चितैः शुद्धं सद्वस्तु अनुभूयते, च शून्यबुद्धेः वर्जनात् शून्यत्वं तु न [अनुभूयते] ॥

જ્યારે ઇંદ્રિયોનો અને અંતઃકરણનો બાહ્યાભ્યંતર વ્યાપાર બંધ થયો હોય તે સ્થિતિમાં અમારા જેવા બ્રહ્માનુભવી પુરુષોવડે તે અદ્વિતીય નિરુપાધિક સદ્રૂપ બ્રહ્મનો અનુભવ કરાય છે. તે અવસ્થામાં શૂન્યના જ્ઞાનનો અભાવ હોવાથી શૂન્યપણાનો અનુભવ સંભવતો નથી.

આત્માનો સત્સ્વભાવ અજ્ઞાની અને જ્ઞાની બંનેને જણાય છે, પણ આત્માનો ચિત્ અને આનંદ એ સ્વભાવ માત્ર જ્ઞાનીનેજ જણાય છે. ૪૪

" જેમ ઇંદ્રિયોનો અને અંતઃકરણનો બાહ્યાભ્યંતર વ્યાપાર જે વેલા બંધ થયો હોય તે વેલા શૂન્યનો અનુભવ થતો નથી તેમ સત્નો અનુભવ પણ થતો નથી " એવી શંકા કરીને તેનું સમાધાન દર્શાવે છેઃ—

सद्बुद्धिरपि चेन्नास्ति मास्त्वस्य स्वप्रभत्वतः ।
निर्मनस्कत्वसाक्षित्वात्सन्मात्रं सुगमं नृणाम् ॥ ४५ ॥

[तत्र] सद्बुद्धिः अपि नास्ति [इति] चेत्, अस्य स्वप्रभत्वतः मा अस्तु, निर्मनस्कत्वसाक्षित्वात् सन्मात्रं नृणां सुगमम् ॥

અંતઃકરણનો ને ઇંદ્રિયોનો બાહ્યાભ્યંતર વ્યાપાર શાંત થયો હોય તે વેલા સતનું જ્ઞાન પણ થતું નથી એમ જો તમે કહો તો આ સદ્રૂપ આત્માના સ્વપ્રકાશપણાથી તે સ્થિતિમાં આ સત્ છે એવું આત્માનું જ્ઞાન ભલે ન થાઓ, પણ તે સદ્રૂપ આત્મા મનના વ્યાપારરહિતપણાનો સાક્ષી હોવાથી તે શુદ્ધ સદ્વસ્તુનો સદ્ભાવ જ્ઞાની મનુષ્યોને જાણવો સુલભ છે. ૪૫

જેમ મન આદિની બાહ્યાભ્યંતર વ્યાપારરહિત અવસ્થામાં સાક્ષીનું ભાન થાય છે તેમ આ જગતની ઉત્પત્તિની પૂર્વે સદ્વસ્તુરૂપ જે બ્રહ્મ હતું તેનું પણ જ્ઞાન થાય છે એમ જણાવે છે—

मनोजृंभणराहित्ये यथा साक्षी निराकुलः ।
मायाजृंभणतः पूर्वं सत्तथैव निराकुलम् ॥ ४६ ॥

मनोजृंभणराहित्ये साक्षी यथा निराकुलः, तथा एव मायाजृंभणतः पूर्वं सत् निराकुलम् ॥

જેમ મનની વૃત્તિની ઉત્પત્તિ ન થઇ હોય તે સ્થિતિમાં સાક્ષી એટલે આત્મા સર્વ વિક્ષેપથી રહિત હોય છે તેમજ માયાનો વિકાસ થયા પહેલાં એટલે જગતની ઉત્પત્તિની પૂર્વે સદ્રૂપ બ્રહ્મ સ્વસ્વરૂપમાં સ્થિત એટલે વિક્ષેપથી અત્યંતરહિત–અત્યંત શાંત–હોય છે ૪૬

નીચેના શ્લોકમાં માયાનાં લક્ષણ કહે છેઃ—

निस्तत्त्वा कार्यगम्याऽस्य शक्तिर्मायाग्निशक्तिवत् ।
न हि शक्तिः कचित्कैश्चिद्बुध्यते कार्यतः पुरा ॥ ४७ ॥

अग्निशक्तिवत् निस्तत्त्वा कार्यगम्या अस्य शक्तिः माया, कार्यतः पुरा कैश्चित् कचित् शक्तिः न बुद्ध्यते हि ॥

અગ્નિની શક્તિની પેઠે અધિષ્ઠાનથી પૃથક્‌સત્તાવિનાની, અને પોતાના કાર્યઉપરથી જ્ઞાત થનારી એવી જે આ સદ્રૂપ બ્રહ્મની શક્તિ તેજ માયા છે. કાર્યરૂપે બ્હાર પડ્યા પહેલાં શક્તિ કોઇથી ક્યારે પણ જાણવામાં આવતી નથીજ.

અગ્નિની બાળવા વગેરે રૂપ શક્તિની સત્તા જેમ અગ્નિથી પૃથક્ પ્રતીત થતી નથી, અને ફરફોલા આદિ કાર્યવડે જેમ તે અગ્નિની શક્તિ જાણવામાં આવે છે તેમ સદ્રૂપ બ્રહ્મની શક્તિ સદ્રૂપ બ્રહ્મથી પૃથક્‌સત્તાવાળી પ્રતીત થતી નથી, અને આકાશાદિ કાર્યોપરથી તેની સત્તાનું ભાન થાય છે. એ આકાશાદિ કાર્યોને ઉપજાવનારી જે શક્તિ તેજ માયા કહેવાય છે. એ માયા સત્ અને અસત્‌થી વિલક્ષણસ્વભાવવાળી છે. એ માયાનામની શક્તિને સંસારની ઉત્પત્તિ થયા પહેલાં કોઇ પણ માણસ કદીપણ જાણી શકતો નથીજ.

વેદાંતશાસ્ત્રમાં સ્વતંત્રતત્ત્વરૂપે માયાની ગણના થતી નથી તેથી તે નિસ્તત્ત્વા એટલે સ્વતંત્રસ્વરૂપવિનાની કહેવાય છે. માયાનું આકાશાદિ કાર્ય જોવાથી તેના સદ્‌ભાવનો નિશ્ચય થાય છે. જેમ ચુંબકમાં લોઢાને આકર્ષણ કરવાની શક્તિ રહેલી છે તે જ્યારે લોઢાને આકર્ષણ કરે ત્યારે જાણવામાં આવે છે તેમ બ્રહ્મમાં રહેલી માયાનામની શક્તિ આકાશાદિ પ્રપંચને જોવાથી જાણવામાં આવે છે એટલામાટે તેને કાર્યગમ્યા કહી છે. ૪૭

એ માયા સ્વતઃસત્તાવાળી નથી એમ જણાવે છેઃ—

**न सद्वस्तु सतः शक्तिर्न हि वह्नेः स्वशक्तिता ।**
**सद्विलक्षणतायां तु शक्तेः किं तत्त्वमुच्यताम् ॥ ४८ ॥**

सतः शक्तिः सद्वस्तु न, हि वह्नेः स्वशक्तिता न, तु सद्विलक्षणतायां शक्तेः किं तत्त्वं ? उच्यताम् ॥

સદ્રૂપ બ્રહ્મની શક્તિ સદ્રૂપ બ્રહ્મ નથી, કેમકે અગ્નિનું સ્વશક્તિપણું નથી. જો સદ્રૂપ બ્રહ્મની શક્તિ સદ્રૂપ બ્રહ્મથી વિલક્ષણ હોય તો તેનું સ્વરૂપ શું છે? તે કહો.

સદ્રૂપ બ્રહ્મની શક્તિ સત્ય છે કે અસત્ય છે? જો તમે કહો કે તે સત્ય છે તો તે તમારું કહેવું સંભવતું નથી, કેમકે જો તે સત્યરૂપ હોય તો તેનો સદ્રૂપ બ્રહ્મથી અભેદ થઇ જાય, એટલે શક્તિવાળું અને શક્તિ એવો ભેદ રહે નહિ. જો તમે તેને અસત્ય કહો તો તેનાથી આકાશાદિ પ્રપંચ ઉપજી શકે નહિ. જેમ અગ્નિની શક્તિનું અગ્નિપણું નથી તેમ બ્રહ્મની શક્તિનું બ્રહ્મપણું પણ નથી. ૪૮

માયાનું અભાવપણું સંભવતું નથી, પણ તે અભાવપણાથી અને ભાવપણાથી રહિત છે એમ જણાવે છેઃ—

शून्यत्वमिति चेच्छून्यं मायाकार्यमितीरितम् ।
न शून्यं नापि सद्यादृक्तादृक्तत्त्वमिहेष्यताम् ॥ ४९ ॥

शून्यत्वं इति चेत्, शून्यं मायाकार्यं इति ईरितम्, [तस्मात्] शून्यं न, सत् अपि न, [इति] यादृक् तादृक् तत्त्वं इह इष्यताम् ॥

શૂન્યપણું એ માયાનું સ્વરૂપ છે એમ જો તમે કહો તો " શૂન્ય માયાનું કાર્ય છે " એમ પૂર્વે કહેલામાં આવ્યું છે, તેથી માયા શૂન્યરૂપ નથી, અને સત્યરૂપ પણ નથી. એવી રીતે એ બંનેથી ભિન્ન જેવું કહી શકાય તેવું માયાનું સ્વરૂપ અહીં અંગીકાર કરવું જોઇએ, અર્થાત્ તે માયા સદસદ્રૂપે કહી શકાય એવી નથી. ૪૯

માયાના સત્અસત્થી વિલક્ષણપણાના સંબંધમાં શ્રુતિનું પ્રમાણ કહે છેઃ—

नासदासीन्नो सदासीत्तदानीं किंत्वभूत्तमः ।
सद्योगात्तमसः सत्त्वं न स्वतस्तन्निषेधनात् ॥ ५० ॥

तदानीं असत् न आसीत्, सत् [अपि] नो आसीत्, किंतु तमः अभूत्, तमसः सत्त्वं सद्योगात्, तन्निषेधनात् स्वतः न ॥

તે વેલા એટલે પ્રલયકાલે અસત્ એટલે શૂન્ય નહોતું, અને સત્ એટલે કોઇ પ્રકટરૂપ પણ નહોતું, પરંતુ અંધારાના જેવું જગતના કારણરૂપ માત્ર અજ્ઞાનજ હતું. તે અજ્ઞાનનું સત્યપણું સદ્રૂપ બ્રહ્મના આશ્રયથીજ મનાય છે. શ્રુતિસ્મૃતિમાં તેના સ્વતઃસદ્ભાવનો નિષેધ કરેલો હોવાથી તેનું સ્વતંત્રપણું નથી.

અહીં અજ્ઞાનશબ્દવડે જગતના કારણરૂપ માયા કહી છે. તે માયા બ્રહ્મની સત્તાવડે સત્તાવાળી છે, પોતાની સત્તાથી સત્તાવાળી નથી. ૫૦

એ શક્તિ બ્રહ્મમાં દ્વૈતભાવ ઉપજાવી શકતી નથી એમ જણાવે છેઃ—

अत एव द्वितीयत्वं शून्यवन्न हि गण्यते ।
न लोके चैत्रतच्छक्त्योर्जीवितं लिख्यते पृथक् ॥ ५१ ॥

अत एव [तस्याः शक्तेः] शून्यवत् द्वितीयत्वं न गण्यते हि, लोके चैत्रतच्छक्त्योः जीवितं पृथक् न लिख्यते ॥

આ કારણથીજ શૂન્યની પેઠે તે શક્તિનું દ્વિતીયપણું ગણવામાં આવતું નથી. લોકવ્યવહારમાં ચૈત્રનામના માણસનો અને તેની શક્તિનો પગાર જૂદો જૂદો લખવામાં આવતો નથી, તેથી પણ સિદ્ધ થાય છે કે શક્તિવાળાથી શક્તિ પૃથક્ નથી.

જેમ શૂન્ય સત્તારહિત હોવાથી તેની કદી કોઇ ઠેકાણે સ્વતંત્ર ગણના થતી નથી તેજ પ્રમાણે સ્વતઃસત્તારહિત શક્તિની પણ શક્તિવાળાથી પૃથક્ ગણના કરવામાં આવતી નથી. જેમ ચૈત્રનામના માણસનો પગાર દશ રૂપીઆ અને તેની શક્તિનો પગાર તેના પગારથી ભિન્ન પંદર રૂપીઆ એમ કદી કોઇ પણ ઠેકાણે ગણના થતી નથી. આ ઉપરથી શક્તિ પોતાની સત્તાથી શૂન્ય અને બ્રહ્મને આશ્રરે રહેલી છે એમ નક્કી થાય છે. ૫૧

કોઇ મનુષ્યમાં વધારે શક્તિ હોય તેથી તેના પગારમાં વધારો થાય ત્યાં શક્તિવડે તેનો પગાર વધતો નથી, પણ શક્તિના કાર્યવડે તેનો પગાર વધે છે તેથી શક્તિવાળાથી શક્તિની પૃથક્ ગણના થતી નથી એમ કહે છેઃ—

**शक्त्याधिक्ये जीवितं चेद्वर्धते तत्र वृद्धिकृत् ।**
**न शक्तिः किंतु तत्कार्यं युद्धकृष्यादिकं तथा ॥ ५२॥**

शक्त्याधिक्ये जीवितं वर्धते चेत्, तत्र शक्तिः वृद्धिकृत् न, किंतु युद्धकृष्यादिकं तत्कार्यं [एव] तथा ॥

શક્તિના અધિકપણામાં મનુષ્યની આજીવિકા વધે છે એમ જો તમે કહો તો ત્યાં તે શક્તિ આજીવિકાનો વધારો કરતી નથી, પરંતુ શક્તિના કાર્યરૂપ જે યુદ્ધ અને ખેતી આદિ તે તેની આજીવિકામાં વધારો કરનાર થાય છે.

માણસમાં રહેલા સામર્થ્યથી તેની આજીવિકામાં વધારો થતો નથી, પણ જો તે પોતામાં રહેલા સામર્થ્યવડે કાર્ય કરી બતાવે તો તેની આજીવિકામાં વધારો થાય છે, એટલે મનુષ્યની શક્તિ મનુષ્યથી કેવલ પૃથક્ ગણવી એ યોગ્ય નથી. ૫૨

શક્તિની શક્તિવાળાથી પૃથક ગણના થતી નથી તેથી, અને શક્તિનું કાર્ય જે આકાશાદિ તે જગતની ઉત્પત્તિની પૂર્વે હોય નહિ તેથી, તે શક્તિવડે બ્રહ્મમાં દ્વૈતની પ્રાપ્તિ થતી નથી એમ જણાવે છેઃ—

**सर्वथा शक्तिमात्रस्य न पृथग्गणना क्वचित् ।**
**शक्तिकार्यं तु नैवास्ति द्वितीयं शंक्यते कथम् ॥ ५३ ॥**

सर्वथा शक्तिमात्रस्य पृथक् गणना क्वचित् न, शक्तिकार्यं तु नास्ति एव, द्वितीयं कथं शंक्यते ? ॥

સર્વપ્રકારે એટલે લૌકિકવ્યવહારમાં કે શાસ્ત્રીયવ્યવહારમાં માત્ર એકલી શક્તિની પૃથક્ ગણના કદીપણ થતી નથી. વળી પ્રલયના સમયમાં શક્તિનું કાર્ય જે આકાશાદિ પ્રપંચ તે હોતો નથીજ, તો પછી બ્રહ્મમાં દ્વૈતની

શંકા કેવી રીતે સંભવી શકે ? અર્થાત્ બ્રહ્મની શક્તિનો બ્રહ્મથી પૃથક્ સદ્ભાવ સિદ્ધ ન થવાથી અને પ્રલયકાલે માયાના કાર્યરૂપ આકાશાદિ જગતનો સદ્ભાવ ન હોવાથી શક્તિવડે કે શક્તિનાં કાર્યોવડે બ્રહ્મમાં દ્વૈતપણું સંભવતું નથી. ૫૩

બ્રહ્મને આશરે રહેલી એ શક્તિ બ્રહ્મના એકદેશમાં રહેલી છે એમ કહે છેઃ—

न कृत्स्नब्रह्मवृत्तिः सा शक्तिः किंत्वेकदेशभाक् ।
घटशक्तिर्यथा भूमौ स्निग्धमृद्येव वर्तते ॥ ५४ ॥

सा शक्तिः कृत्स्नब्रह्मवृत्तिः न [वर्तते] किंतु यथा भूमौ स्निग्धमृदि एव घटशक्तिः वर्तते [तथा] एकदेशभाक् ॥

બ્રહ્મની તે શક્તિ સર્વ બ્રહ્મમા વ્યાપીને રહેનારી નથી, કિંતુ જેમ પૃથ્વીમાં ચીકણી (પલાળેલી) માટીમાંજ ઘડો થવાની શક્તિ રહે છે તેમ તે શક્તિ બ્રહ્મના કોઇ કલ્પિત ભાગમાં રહે છે.

શક્તિરૂપ માયા જો બ્રહ્મના સર્વ પ્રદેશમાં રહે તો જ્ઞાનીને પ્રાપ્ત થનારા શુદ્ધબ્રહ્મનો અભાવ થવાથી મોક્ષની અસિદ્ધિ થાય, અને જો બ્રહ્મના વાસ્તવિક એક ભાગમાં તેને સ્વીકારવામાં આવે તો નિરવયવ બ્રહ્મને સાવયવ કહેવારૂપ દોષ આવે, તેથી શક્તિરૂપ માયાને બ્રહ્મના એક કલ્પિત દેશમાં માનવામાં આવે છે એમ કહ્યું છે. ૫૪

માયાનું બ્રહ્મના એકદેશમાં રહેવાપણું શ્રુતિમા પણ કહ્યું છે એમ જણાવે છેઃ—

पादोऽस्य सर्वा भूतानि त्रिपादस्ति स्वयंप्रभः ।
इत्येकदेशवृत्तित्वं मायाया वदति श्रुतिः ॥ ५५ ॥

सर्वा भूतानि अस्य पादः, स्वयंप्रभः त्रिपात् अस्ति, इति मायायाः एकदेशवृत्तित्वं श्रुतिः वदति ॥

આ સર્વ ભૂતો તે બ્રહ્મના એક કલ્પિતભાગરૂપ છે, અને સ્વયંપ્રકાશ બ્રહ્મ ત્રણ પાદમા અવશેષ રહે છે, અર્થાત્ તેના ત્રણ પાદ શુદ્ધ અવસ્થામાં હોય છે. આવી રીતે માયાનું બ્રહ્મના એકદેશમાં રહેવાપણું શ્રુતિ કહે છે.

આ સર્વ જગત્ બ્રહ્મના કોઇ એક કલ્પિતભાગમાંજ આરોપાયુ છે, સ્વયંપ્રકાશ બ્રહ્મનો બાકીનો સઘળો ભાગ 'સ્વસ્વરૂપમાંજ સ્થિત છે' એમ શ્રુતિમાં માયા બ્રહ્મના બહુ થોડા ભાગમાંજ કલ્પિતપણે રહી છે એમ કહ્યું છે. ૫૫

ભગવદ્ગીતારૂપ સ્મૃતિમાં પણ માયાનું એકદેશપણું—બ્રહ્મના એકદેશમાં રહેવાપણું—જણાવ્યું છે એમ કહે છે:—

विष्टभ्याहमिदं कृत्स्नमेकांशेन स्थितो जगत् ।
इति कृष्णोऽर्जुनायाह जगतस्त्वेकदेशताम् ॥ ५६ ॥

अहं इदं कृत्स्नं जगत् एकांशेन विष्टभ्य स्थितः इति जगतः एकदेशतां कृष्णः तु अर्जुनाय आह ॥

હું આ સર્વ જગત્‌ને મારા એકદેશવડે વ્યાપીને રહ્યો છું. અર્થાત્ આ સમગ્ર જગત્ મારા એકદેશમાં રહ્યું છે એમ શ્રીકૃષ્ણભગવાને જગત્‌ના એકદેશપણાને એટલે બ્રહ્મના એક ભાગમાં રહેવાપણાને અર્જુનપ્રતિ કહ્યું છે. ૫૬

માયારહિત બ્રહ્મના સદ્ભાવમાં ભગવતી શ્રુતિનું અને ભગવાન્ સૂત્રકારના વચનનું પ્રમાણ આપે છે.—

स भूमिं विश्वतो वृत्वा ह्यत्यतिष्ठद्दशांगुलम् ।
विकारावर्ति चात्रास्ति श्रुतिसूत्रकृतोर्वचः ॥ ५७ ॥

भूमिं विश्वतः वृत्वा सः दशांगुलं अत्यतिष्ठत् हि, च विकारावर्ति [इति] श्रुतिसूत्रकृतोः वचः अत्र [प्रमाणं] अस्ति ॥

આ ભૂમિને એટલે માયાસહિત માયાના કાર્યોને સર્વબાજુથી વ્યાપીને તે પરમાત્મા દશ આંગળ ઉપર ( માયા ને માયાના કાર્યોથી બહાર ) રહેલા છે, અર્થાત્ પોતાના શુદ્ધસ્વરૂપવડે જગત્‌ના કરતાં તેઓ ઘણાજ વ્યાપક છે, અને કાર્યમાંજ ન રહેનારા પણ તેનાથી બહાર પણ રહેનારા પરમાત્મા છે એમ આના સંબંધમાં શ્રુતિનું અને વેદાંતસૂત્રોના કર્તા શ્રીવ્યાસભગવાનનું વચન પ્રમાણરૂપ છે.

" विकारावर्ति च तथाहि स्थितिमाह " એ વેદાન્તદર્શનના ચોથા અધ્યાયના ચોથા પાદનું ૧૯ મું સૂત્ર છે, તેમાં જણાવ્યું છે કે કાર્યરૂપ જગત્‌માં નહિ રહેનારું એવું પરમાત્માનું શુદ્ધ સ્વરૂપ પણ છે, કેમકે શ્રુતિમાં તે પ્રમાણે કહેલું છે ૫૭

" બ્રહ્મના એકદેશમાં જો માયા તથા તેનું કાર્ય જગત્ રહેલાં હોય તો પછી બ્રહ્મને નિરવયવ કેમ કહેવાય ? " એવી શંકા થાય તો તેનું સમાધાન કહે છે:—

निरंशेऽप्यंशमारोप्य कृत्स्नेंऽशे वेति पृच्छतः ।
तद्भाषयोत्तरं ब्रूते श्रुतिः श्रोतृहितैषिणी ॥ ५८ ॥

निरंशे अपि अंशं आरोप्य [इदं] कृत्स्ने वा अंशे ? इति पृच्छतः श्रोतृहितैषिणी श्रुतिः तद्भाषया उत्तरं ब्रूते ॥

અવયવરહિત બ્રહ્મમાં પણ અવયવનો આરોપ કરીને "આ જગત્ સર્વ બ્રહ્મમાં રહે છે ? કે તેના એક ભાગમાં રહે છે ?" આમ પૂછનાર મનુષ્યને ઉદ્દેશીને સાંભળનારનું હિત ઇચ્છનારી શ્રુતિ પૂછનારના ભાવને અનુસરીને ઉત્તર આપે છે, અર્થાત્ પરમાત્માનું નિરવયવપણું વાસ્તવિક છે, અને સાવયવપણું વ્યાવહારિક વા કાલ્પનિક છે એમ કહે છે.

માયા અઘટિતઘટના કરવામાં ચતુર હોવાથી નિરવયવ ને અસંગ બ્રહ્મમાં પોતાનો અને પોતાનાં કાર્યોનો સદ્ભાવ સિદ્ધ કરે છે. ૫૮

જે પ્રયોજનમાટે બ્રહ્મમાં માયાનો સદ્ભાવ જણાવ્યો છે તે પ્રયોજન કહે છેઃ—

सत्तत्त्वमाश्रिता शक्तिः कल्पयेत्सति विक्रियाः ।
वर्णा भित्तिगता भित्तौ चित्रं नानाविधं यथा ॥ ५९ ॥

यथा भित्तिगताः वर्णाः भित्तौ नानाविधं चित्रं [ कल्पयन्ति, तथा ] सत्तत्त्वं आश्रिता शक्तिः सति विक्रियाः कल्पयेत् ॥

જેમ ભીંતઉપર રહેલા રંગો ભીંતઉપર અનેક પ્રકારનાં ચિત્રાની કલ્પના કરાવે છે તેમ સદ્રૂપ બ્રહ્મનો આશ્રય કરીને રહેનારી માયારૂપ આ શક્તિ સદ્રૂપ બ્રહ્મમા અનેક પ્રકારનાં કાર્યોની કલ્પના કરાવે છે.

જેમ રંગની ઉપાધિવડે ભીંતઉપર પ્રતીત થતાં ચિત્રા ભીંતથી ભિન્ન નથી તેમ માયાની ઉપાધિવડે બ્રહ્મમાં પ્રતીત થતું આ જગત્ બ્રહ્મથી ભિન્ન નથી. ૫૯

માયારૂપ ઉપાધિથી બ્રહ્મમાં પહેલું જે કાર્ય પ્રતીત થાય છે તે કાર્ય કહે છેઃ-

आद्यो विकार आकाशः सोऽवकाशस्वरूपवान् ।
आकाशोऽस्तीति सत्तत्त्वमाकाशेऽप्यनुगच्छति ॥ ६० ॥

आद्यः विकारः आकाशः, सः अवकाशस्वरूपवान्, आकाशः अस्ति इति सत्तत्त्वं आकाशे अपि अनुगच्छति ॥

બ્રહ્મમાં પોતાને આશરે રહેલી માયાવડે પહેલું પ્રતીત થતું કાર્ય આકાશ છે. તે અવકાશસ્વરૂપવાળું એટલે અવકાશ આપવાના સ્વભાવવાળું છે. આકાશ છે એમ જે લોકમાં કહેવાય છે તે આકાશમાં સદ્રૂપ બ્રહ્મની અનુવૃત્તિ થવાથી કહેવાય છે. આકાશની સ્વતઃસત્તા નથી.

અવકાશસ્વરૂપવાળા આકાશમાં તેના સદ્ભાવની જે પ્રતીતિ થાય છે તે તેમાં સદ્રૂપ બ્રહ્મની અનુવૃત્તિ થવાથી થાય છે. વિવર્તઉપાદાનકારણરૂપ જે બ્રહ્મ તેનો 'છે' એવો સ્વભાવ માયાદ્વારા આકાશમાં આવવાથી આકાશની સત્તાની સિદ્ધિ થાય છે. આકાશ પોતાની સત્તાથી રહિત છે, બ્રહ્મની સત્તાથી તે સત્તાવાળું થયેલું જણાય છે. ૬૦

સત્નો એક સ્વભાવ છે, અને આકાશના બે સ્વભાવ છે એમ જણાવે છે:-

**एकस्वभावं सत्तत्त्वमाकाशो द्विस्वभावकः ।**

**नावकाशः सति व्योम्नि स चैषोऽपि द्वयं स्थितम् ॥ ६१ ॥**

सत्तत्त्वं एकस्वभावं, आकाशः द्विस्वभावकः, सति अवकाशः न, व्योम्नि [तु] सः च एषः अपि [इति] द्वयं स्थितम् ॥

સત્તસ્વરૂપ બ્રહ્મનો સત્તારૂપ એકજ સ્વભાવ છે, અને આકાશ બે સ્વભાવવાળું (સત્સ્વભાવવાળું ને અવકાશસ્વભાવવાળું) છે. સદ્રૂપ અસંગ બ્રહ્મમાં આકાશનો અવકાશસ્વભાવ નથી, પણ આકાશમાં બ્રહ્મનો સત્સ્વભાવ અને પોતાનો અવકાશ-સ્વભાવ એમ બે સ્વભાવો રહેલા છે. ૬૧

આકાશના બે ગુણ (સ્વભાવ) કહીને એ વાત પુનઃ કહે છે:—

**यद्वा प्रतिध्वनिर्व्योम्नो गुणो नासौ सतीक्ष्यते ।**

**व्योम्नि द्वौ सद्ध्वनी तेन सदेकं द्विगुणं वियत् ॥ ६२ ॥**

यद्वा प्रतिध्वनिः व्योम्नः गुणः, असौ सति न ईक्ष्यते, व्योम्नि [तु] सद्ध्वनी द्वौ, तेन सत् एकं, वियत् द्विगुणम् ॥

અથવા પ્રતિધ્વનિ (પડઘો) આ આકાશનો ગુણ છે. આ પ્રતિધ્વનિ સદ્રૂપ બ્રહ્મમાં જોવામાં આવતો નથી, પણ આકાશમાં તો સત્તા અને પ્રતિધ્વનિ એ બે ગુણો જણાય છે તેથી સત્ એક ગુણવાળું અને આકાશ બે ગુણવાળું છે એમ સિદ્ધ થયું. ૬૨

"સદ્રૂપ બ્રહ્મનું આકાશ કાર્ય છે એમ તમે કહો છો, પણ તાર્કિકોના મતમાં અને લોકમાં આકાશની સત્તા (નિત્યપણું) છે એમ બોલાય છે તો તેનું કેમ સમજવું?" એવી શંકાના સમાધાનમાં ગ્રંથકાર નીચે પ્રમાણે કહે છે:—

**या शक्तिः कल्पयेद्व्योम सा सद्व्योम्नोरभिन्नताम् ।**

**आपाद्य धर्मधर्मित्वं व्यत्ययेनावकल्पयेत् ॥ ६३ ॥**

या शक्तिः व्योम कल्पयेत्, सा [ प्रथमतः ] सद्व्योम्नोः अभिन्नतां आपाद्य, व्यत्ययेन धर्मधर्मित्वं अवकल्पयेत् ॥

જે માયારૂપ શક્તિ સદ્રૂપ બ્રહ્મમાં આકાશની કલ્પના કરાવે છે તે માયારૂપ શક્તિ પ્રથમ સદ્રૂપ બ્રહ્મ અને આકાશનું અભિન્નપણું કલ્પીને પછી વિપરીતપણાવડે તે બેના ધર્મની અને ધર્મીપણાની કલ્પના કરાવે છે.

વાસ્તવિકરીતે સતનો કલ્પિત ધર્મ આકાશ છે એવો વ્યવહાર થવો જોઇએ, પણ અઘટિતઘટના કરવામાં ચતુર એવી માયા પરસ્પર વિરુદ્ધ-સ્વભાવવાળા સદ્રૂપ બ્રહ્મ અને આકાશ એમના એકપણાની ભ્રાંતિ ઉપજાવીને પછી " સદ્રૂપ બ્રહ્મનો કલ્પિત ધર્મ આકાશ છે " એવા ઉચિત વ્યવહારને ઠેકાણે " સત્તા એ આકાશનો ધર્મ છે " એવો ઊલટો વ્યવહાર કરાવે છે, અર્થાત્ " બ્રહ્મના સદ્ભાવથી આકાશની સત્તા છે " એવો વ્યવહાર થવો જોઇએ, પણ તેને બદલે " આકાશ છે ( સદ્રૂપ છે ) " એવો ઊલટો વ્યવહાર ચાલે છે. વસ્તુતાએ સત્ ધર્મી છે, અને આકાશ તેનો કલ્પિત ધર્મ છે, છતાં માયાના બલથી આકાશ એ ધર્મી અને સત્ એ તેનો ધર્મ હોય એમ જણાય છે. ૬૩

માયાના સામર્થ્યવડે ઉપર જણાવેલું વિપરીતપણું પ્રતીત થાય છે એમ કહે છેઃ—

**सतो व्योमत्वमापन्नं व्योम्नः सत्तां तु लौकिकाः ।**
**तार्किकाश्चावगच्छंति मायाया उचितं हि तत् ॥ ६४ ॥**

[मायया] सतः व्योमत्वं आपन्नं, तु लौकिकाः तार्किकाः च व्योम्नः सत्तां अवगच्छंति, तत् मायायाः उचितं हि ॥

માયાવડે સદ્રૂપ બ્રહ્મને આકાશપણાની પ્રાપ્તિ થઇ છે, પરંતુ શાસ્ત્રસંસ્કાર-વિનાનાં માણસો અને ન્યાયવૈશેષિકમતવાળા આકાશની સત્તા એમ જાણે છે, તે ઊલટું દર્શન કરાવવું તે માયાને ઉચિતજ છે.

આકાશ સદ્રૂપ બ્રહ્મનું કલ્પિત કાર્ય છે, પણ સદ્રૂપ બ્રહ્મ કલ્પિત આકાશનું કાર્ય નથી, છતાં માયાના બલથી સત્ એટલે ' છે ' એ આકાશનું કાર્ય હોય એમ અજ્ઞાની મનુષ્યોને ભ્રાંતિ થાય છે. ૬૪

માયાવડે મનુષ્યોને ઊલટું ભાન થાય છે એ વાત સર્વ લોકમાં પ્રસિદ્ધ છે એમ જણાવે છેઃ—

**यद्यथा वर्तते तस्य तथात्वं भाति मानतः ।**
**अन्यथात्वं भ्रमेणेति न्यायोऽयं सार्वलौकिकः ॥ ६५ ॥**

यत् यथा वर्तते तस्य तथात्वं मानतः भाति, अन्यथात्वं [तु] भ्रमेण, इति अयं न्यायः सार्वलौकिकः ॥

જે વસ્તુ જેવી હોય છે તે વસ્તુનું તેવાપણું (તે રૂપપણું) પ્રત્યક્ષાદિ પ્રમાણથી પ્રતીત થાય છે, પણ તેનું બીજાપણું તો ભ્રાંતિવડે પ્રતીત થાય છે આવો આ ન્યાય સર્વ લોકમાં પ્રસિદ્ધ છે.

દોરડી આદિ વસ્તુ જેવી હોય તેવી પ્રત્યક્ષાદિ પ્રમાણથી જણાય છે, પણ તેનું સર્પાદિરૂપે ભાન મનુષ્યને ભ્રાંતિવડે થાય છે. આકાશની સત્તાનું જે ભાન મનુષ્યોને થાય છે તે પણ ભ્રાંતિવડે થાય છે આ યુક્તિસિદ્ધ વાત સર્વ મનુષ્યોમાં પ્રસિદ્ધ છે. ૬૫

હવે આ ભ્રાંતિની નિવૃત્તિનો ઉપાય કહે છેઃ—

**एवं श्रुतिविचारात्प्राग्यथा यद्वस्तु भासते ।**
**विचारेण विपर्येति ततस्तच्चिंत्यतां वियत् ॥ ६६ ॥**

एवं श्रुतिविचारात् प्राक् यत् वस्तु यथा भासते, [तत्] विचारेण विपर्येति, ततः तत् वियत् चिंत्यताम् ॥

એવી રીતે વેદવચનના વિચારની પૂર્વે જે વસ્તુ એટલે બ્રહ્મરૂપ વસ્તુ જેવી (આકાશના ધર્મરૂપે) પ્રતીત થાય છે તે વસ્તુ વેદવિચાર કર્યા પછી તેવી ભાસતી નથી, પણ વિપરીતરૂપે (બ્રહ્મ ધર્મી ને આકાશ તેનો ધર્મ એવી રીતે) પ્રતીત થાય છે, તેથી તે આકાશના સંબંધમાં વેદવચનવડે વિચાર કરવો. વેદવચનોનો વિચાર કરવાથી આકાશનો ધર્મ બ્રહ્મ નથી, પણ આકાશ બ્રહ્મનો કલ્પિત ધર્મ છે એમ સ્પષ્ટ સમજાશે ૬૬

વેદવચનોનો વિચાર કેવી રીતે કરવો તે જણાવે છેઃ—

**भिन्ने वियत्सती शब्दभेदाद्बुद्धेश्च भेदतः ।**
**वाय्वादिष्वनुवृत्तं सन्न तु व्योमेति भेदधीः ॥ ६७ ॥**

शब्दभेदात् च बुद्धेः भेदतः वियत्सती भिन्ने, वाय्वादिषु सत् अनुवृत्तं, तु व्योम न इति भेदधीः ॥

શબ્દના ભેદથી અને જ્ઞાનના ભેદથી આકાશ અને સદ્રૂપ બ્રહ્મ ભિન્ન છે, કેમકે સદ્રૂપ બ્રહ્મ વાયુ, તેજ, જલ અને પૃથ્વી આદિમાં પરોવાઇને રહેલું છે, પણ આકાશ તો તેઓમાં પરોવાઇને રહેલ નથી. આવી રીતે આકાશનું અને સદ્રૂપ બ્રહ્મનું ભેદજ્ઞાન થાય છે.

આકાશ ને સત્ એમ તે બન્નેના વાચકરૂપ શબ્દનો ભેદ છે, એ બે શબ્દો

પર્યાયરૂપ નથી, તેથી આકાશ અને સદ્રૂપ બ્રહ્મ ભિન્ન વસ્તુ છે. વળી આકાશ અને સદ્રૂપ બ્રહ્મ એ બંનેનું તેના વાચકશબ્દવડે થનારું જ્ઞાન પણ ભિન્ન છે, એક નથી. વાયુ છે, તેજ છે એવી રીતે આકાશપછીનાં કાર્યોમાં સત્ પરોવાઈને રહેલું જણાય છે, પણ વાયુ આકાશ છે, તેજ આકાશ છે એમ આકાશ તેઓમા પરોવાઇને રહેલું પ્રતીત થતું નથી. એવી રીતે મનુષ્યને આકાશના અને બ્રહ્મના ભેદનું જ્ઞાન થાય છે.

આકાશના ને સત્‌ના જ્ઞાનમાં વૃત્તિજ્ઞાનનો ભેદ છે, પણ વૃત્તિનિરપેક્ષ શુદ્ધબ્રહ્મના જ્ઞાનનો ભેદ નથી એમ સમજવું. ૬૭

સદ્રૂપ બ્રહ્મ ધર્મી છે, અને આકાશ તેનો કલ્પિત ધર્મ છે. એ આકાશને સત્‌થી પૃથક્ કરીએ તો તેની સ્વતંત્રસત્તા સંભવી શકતી નથી એમ કહે છે:—

**सद्वस्त्वधिकवृत्तित्वाद्धर्मि व्योम्नस्तु धर्मता ।**
**धिया सतः पृथक्कारे ब्रूहि व्योम किमात्मकम् ॥ ६८ ॥**

सद्वस्तु अधिकवृत्तित्वात् धर्मि, व्योम्नः तु धर्मता, धिया सतः पृथक्कारे [सति] व्योम किमात्मकं ब्रूहि ? ॥

સદ્વસ્તુરૂપ બ્રહ્મ અધિક સ્થલે વ્યાપીને રહેનાર હોવાથી (સર્વવ્યાપક હોવાથી) ધર્મી ગણાય છે, અને બ્રહ્મના બહુજ થોડા ભાગમાં રહેવાથી આકાશનું કલ્પિતધર્મપણું મનાય છે. હવે વિવેકવડે આકાશથી સદ્રૂપ બ્રહ્મને પૃથક્ કરવાથી આકાશ કેવા સ્વરૂપવાળું રહે છે તે કહો, અર્થાત્ આકાશને સદ્રૂપ બ્રહ્મથી પૃથક્ કરવાથી તે અસત્ એટલે અભાવરૂપ થાય છે.

રૂપરસાદિ ગુણવાળી વસ્તુ ધર્મી કહેવાય છે, અને તે વસ્તુમાં રહેલો ગુણ ધર્મ કહેવાય છે. બ્રહ્મ નિર્ગુણ હોવાથી ધર્મી હોઇ શકે નહિ, અને આકાશ તેનો ધર્મ હોઇ શકે નહિ, પણ લૌકિકદૃષ્ટિએ બ્રહ્મને ધર્મી અને આકાશને તેનો ધર્મ કહ્યો છે. આકાશમાંથી જો સત્તાસ્વભાવ કાઢી લઇએ તો આકાશ સ્વતંત્રસત્તાવાળું રહી શકે નહિ. ૬૮

"આકાશ એ બ્રહ્મનું પહેલું કાર્ય છે, ને અવકાશ એ તેનું સ્વરૂપ છે એમ તમે પહેલાં કહ્યું છે, અને હવે તમે તે અસત્ છે એમ કેમ કહો છો?" એવી જો તમે શંકા કરો તો તેનું સમાધાન સાંભળો:—

**अवकाशात्मकं तच्चेदसत्तदिति चिंत्यताम् ।**
**भिन्नं सतोऽसच्च नेति वक्षि चेद्व्याहतिस्तव ॥ ६९ ॥**

तत् अवकाशात्मकं चेत्, तत् असत् इति चिंत्यताम्, च सतः भिन्नं असत् न इति चेत् वक्षि तव व्याहतिः [स्यात्] ॥

આકાશ અવકાશસ્વરૂપવાળું છે એમ જો તમે કહો તો તે આકાશ અસત્ છે એમ સમજો. સદ્રૂપ બ્રહ્મથી પૃથક્ છતાં પણ તે અસત્ નથી એમ જો તમે કહો તો તમારું તે કહેવું વ્યાઘાતદોષવાળું થશે.

આકાશ બ્રહ્મની પેઠે પારમાર્થિકસત્ નથી, પણ તેને વ્યાવહારિકસત્ માનવામાં આવે છે. પારમાર્થિકરીતે આકાશ અસત્ (સત્થી વિલક્ષણ) છે. ૬૯

"આકાશ જો અસત્ હોય તો તે પ્રતીત કેમ થાય છે?" એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**भातीति चेद्भातु नाम भूषणं मायिकस्य तत् ।**

**यदसद्भासमानं तन्मिथ्या स्वप्नगजादिवत् ॥ ७० ॥**

भाति इति चेद् भातु नाम, तत् मायिकस्य भूषणं, यत् असत् [सत्] भासमानं तत् स्वप्नगजादिवत् मिथ्या ॥

આકાશ પ્રતીત થાય છે એમ જો તમે કહો તો ભલે તે પ્રતીત થાઓ, કેમકે ન હોઇને પ્રતીત થવું તે માયિકપદાર્થની શોભા છે. જે અસત્ય છતાં પ્રતીત થાય તે સ્વપ્નાવસ્થામાં પ્રતીત થતા હાથી આદિની પેઠે મિથ્યાજ હોય છે. ૭૦

"સદ્રૂપ બ્રહ્મ અને આકાશ સાથે પ્રતીત થાય છે, છતાં તેમનો ભેદ કેવી રીતે હોઇ શકે?" એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**जातिव्यक्ती देहिदेहौ गुणद्रव्ये यथा पृथक् ।**

**वियत्सतोस्तथैवास्तु पार्थक्यं कोऽत्र विस्मयः ॥ ७१ ॥**

जाति-व्यक्ती देहि-देहौ गुण-द्रव्ये यथा पृथक् तथा एव वियत्सतोः पार्थक्यं अस्तु, अत्र विस्मयः कः ? ॥

જાતિ અને વ્યક્તિ, દેહવાળો (જીવાત્મા) અને દેહ તથા ગુણ અને દ્રવ્ય જેમ ભિન્ન છે તેમજ આકાશ અને સત્નું પૃથક્પણું હો, આમાં આશ્ચર્ય શું છે?

બ્રાહ્મણપણું તે જાતિ કહેવાય છે, અને તે જાતિવાળો જે બ્રાહ્મણ તે વ્યક્તિ કહેવાય છે, દેહનો સ્વામી જીવાત્મા અને દેહ તથા પૃથ્વી આદિ દ્રવ્ય અને તેના ગંધાદિ ગુણ તે જેમ ભેળાં રહે છે, છતાં તાર્કિકો જેમ તેનો ભેદ માને છે તેમ આકાશ અને સદ્રૂપ બ્રહ્મ ભેળાંજેવાં પ્રતીત થાય છે, છતાં પણ તેનો ભેદ છે એમ સમજવું.

સદ્રૂપ બ્રહ્મમાં આકાશ કલ્પિત હોવાથી બ્રહ્મથી આકાશનો વાસ્તવિક ભેદ સંભવે નહિ, તોપણ વ્યાવહારિકરીતે પ્રતીત થતા આકાશને મિથ્યા જાણ્યા વિના સદ્રૂપ બ્રહ્મનો ને આકાશનો અભેદ સંભવે નહિ, તેથી અહીં સત્થી આકાશના ભેદની કલ્પના કરી છે એમ જાણવું. ૭૧

"એ બેનો ભેદ હશે, પણ તે અમારી બુદ્ધિમાં આવતો નથી" એવી વાદીની શંકા અને તેનું સિદ્ધાન્તીતરફનું ઉત્તર નીચેના શ્લોકમાં કહેવાય છેઃ—

बुद्धोऽपि भेदो नो चित्ते निरूढिं याति चेत्तदा ।
अनैकाग्र्यात्संशयाद्वा रूढ्यभावोऽस्य ते वद ॥ ७२ ॥

भेदः बुद्धः अपि चित्ते निरूढिं नो याति चेत्, तदा ते अस्य रूढ्यभावः अनैकाग्र्यात् वा संशयात् ? वद ॥

"તે બંનેનો (સત્‌નો ને આકાશનો) ભેદ જાણ્યા છતાં પણ તે અમારા અંતઃકરણમાં આરૂઢ થઈ શકતો નથી" એમ જો તમે કહો તો તે ભેદ તમારા અંતઃકરણમાં આરૂઢ ન થવાનું કારણ શું તમારા અંતઃકરણની એકાગ્રતાનો અભાવ છે? અથવા શું તમારા અંતઃકરણમાં હજી તે વિષે કાંઈ સંશય રહ્યો છે? તે કહો. ૭૨

તે બન્ને દોષની નિવૃત્તિના સાધન જણાવે છેઃ—

अप्रमत्तो भव ध्यानादाद्येऽन्यस्मिन्विवेचनम् ।
कुरु प्रमाणयुक्तिभ्यां ततो रूढतमो भवेत् ॥ ७३ ॥

आद्ये ध्यानात् अप्रमत्तो भव, अन्यस्मिन् प्रमाणयुक्तिभ्यां विवेचनं कुरु, ततः रूढतम भवेत् ॥

પ્રથમમાં (અંતઃકરણની એકાગ્રતાના અભાવરૂપ દોષ હોય તો તેને દૂર કરવામાટે) ધ્યાનથી સાવધાન અંતઃકરણવાળા થાઓ, અને બીજામાં (સંશય-નામનો દોષ હોય તો તેને દૂર કરવામાટે) શ્રુતિરૂપ પ્રમાણવડે અને અનુ-માનાદિ યુક્તિવડે સદ્રૂપ બ્રહ્મનું અને આકાશનું પૃથક્‌પણું નક્કી કરો, એટલે તેનો ભેદ તમારા અંતઃકરણમાં અત્યંત આરૂઢ થશે ૭૩

અંતઃકરણમાં તે બન્નેનો ભેદ આરૂઢ થવાથી થનારું ફલ કહે છેઃ—

ध्यानान्मानाद्युक्तितोऽपि रूढे भेदे वियत्सतोः ।
न कदाचिद्वियत्सत्यं सद्वस्तु छिद्रवन्न च ॥ ७४ ॥

ध्यानात् मानात् युक्तितः अपि वियत्सतोः भेदे रूढे [सति] वियत् कदाचित् सत्यं न, च सद्वस्तु छिद्रवत् न ॥

ધ્યાનથી, શ્રુતિરૂપ પ્રમાણથી અને અનુમાનાદિરૂપ યુક્તિથી સત્‌નો અને આકાશનો ભેદ સુદૃઢ સમજાયા પછી તમને કોઈ પણ વેલાએ આકાશ સત્ય પ્રતીત થશે નહિ, અને સદ્રૂપ બ્રહ્મ અવકાશવાળું પ્રતીત થશે નહિ.

સત્‌ના અને આકાશના પૃથક્‌પણાનું ચિંતન કરવાથી, "એકજ અદ્વિતીય બ્રહ્મ છે" એ શ્રુતિનો વિચાર કરવાથી, અને સદ્રૂપ ધર્મી અધિકદેશમાં રહે છે, ને તેના કલ્પિત ધર્મરૂપ કાર્ય આકાશ અલ્પદેશમાં રહે છે એવી યુક્તિથી જ્યારે સદ્રૂપ બ્રહ્મના અને આકાશના યથાર્થ સ્વરૂપનું ભાન થાય છે ત્યારે આકાશ સત્ય છે, અને સદ્રૂપ બ્રહ્મ અવકાશવાળું છે એવી ભ્રાંતિ કદીપણ ઉપજશે નહિ. ૭૪

આકાશનો અને સદ્રૂપ બ્રહ્મનો વિવેક થવાથી થનારા ફલને કહે છે:—

**ज्ञस्य भाति सदा व्योम निस्तत्त्वोल्लेखपूर्वकम् ।**
**सद्वस्त्वपि विभात्यस्य निश्छिद्रत्वपुरःसरम् ॥ ७५ ॥**

ज्ञस्य व्योम सदा निस्तत्त्वोल्लेखपूर्वकं भाति, अस्य सद्वस्तु अपि निश्छिद्रत्वपुरःसरं विभाति ॥

બ્રહ્મના અને આકાશના સ્વરૂપને જાણનારા પુરુષને આકાશ સર્વદા વાસ્તવિકસ્વરૂપરહિત પ્રતીત થાય છે, અને સદ્રૂપ બ્રહ્મ પણ એમને અવકાશથી રહિત પ્રતીત થાય છે. ૭૫

આકાશને સત્ય માનનારા અને બ્રહ્મને નહિ જાણનારા મનુષ્યને જોઇ જ્ઞાનીને આશ્ચર્ય થાય છે એમ કહે છે:—

**वासनायां प्रवृद्धायां वियत्सत्यत्ववादिनम् ।**
**सन्मात्राबोधयुक्तं च दृष्ट्वा विस्मयते बुधः ॥ ७६ ॥**

वासनायां प्रवृद्धायां बुधः वियत्सत्यत्ववादिनं च सन्मात्राबोधयुक्तं दृष्ट्वा विस्मयते ॥

આકાશ મિથ્યા છે, અને સદ્રૂપ બ્રહ્મ સત્ય છે એવા વિચારથી ઉપજેલી તેમના ભેદજ્ઞાનની વાસના અત્યંત દૃઢ થવાથી તે જ્ઞાની પુરુષ આકાશનું સત્યપણું કહેનારા તથા સદ્રૂપ બ્રહ્મના અજ્ઞાનવાળા પુરુષને જોઇને આશ્ચર્ય પામે છે. ૭૬

આકાશના મિથ્યાપણાની પેઠે વાયુ આદિનું પણ મિથ્યાપણું વિચારવું એમ જણાવે છે:—

**एवमाकाशमिथ्यात्वे सत्सत्यत्वे च भासिते ।**
**न्यायेनानेन वाय्वादेः सद्वस्तु प्रविविच्यताम् ॥ ७७ ॥**

एवं आकाशमिथ्यात्वे च सत्सत्यत्वे वासिते [ सति ] अनेन न्यायेन वाय्वादेः सद्वस्तु प्रविविच्यताम् ॥

એવી રીતે આકાશના મિથ્યાપણાની અને સદ્રૂપ બ્રહ્મના સત્યપણાની વાસના દૃઢ થવાથી આ યુક્તિવડે ( ઉપર જણાવેલી યુક્તિવડે ) વાયુ, તેજ અને જલ આદિ બીજા પદાર્થોથી સદ્રૂપ બ્રહ્મનું પૃથક્પણું કરવું. એમ કરવાથી બ્રહ્મના સત્યપણાનો અને વાયુ આદિ ભૂતોના ને ભૌતિકોના મિથ્યાપણાનો નિશ્ચય થશે. ૭૭

વાયુ સદ્રૂપ બ્રહ્મમાં કેવી રીતે કલ્પાયો છે તે જણાવે છેઃ—

**सद्वस्तुन्येकदेशस्था माया तत्रैकदेशगम् ।**
**वियत्तत्राप्येकदेशगतो वायुः प्रकल्पितः ॥ ७८ ॥**

सद्वस्तुनि एकदेशस्था माया [ कल्पिता ] तत्र एकदेशगं वियत्, तत्र अपि एकदेशगतः वायुः प्रकल्पितः ॥

સદ્રૂપ બ્રહ્મના કલ્પિત એકદેશમાં માયા કલ્પાયેલી છે, તે વસ્તુને આશરે રહેલ માયાના એક કલ્પિત દેશમાં આકાશની કલ્પના થયેલી છે, અને તે કલ્પિત આકાશના કલ્પિત એકદેશમાં વાયુ કલ્પાયેલો છે.

સદ્રૂપ બ્રહ્મ વાયુનું સાક્ષાત્ કારણ નથી, પણ પરંપરાવડે કારણ છે, તેથી વાયુ આદિથી સદ્રૂપ બ્રહ્મનું પૃથક્કરણ કરવું નિરર્થક નથી. ૭૮

હવે વાયુમાં રહેલા ધર્મો નીચેના શ્લોકવડે જણાવે છેઃ—

**शोषस्पर्शौ गतिर्वेगो वायुधर्मा इमे मताः ।**
**त्रयः स्वभावाः सन्मायाव्योम्नां ये तेऽपि वायुगाः ॥ ७९ ॥**

शोषस्पर्शौ गतिः वेगः इमे वायुधर्माः मताः, सन्मायाव्योम्नां ये त्रयः स्वभावाः ते अपि वायुगाः [ सन्ति ] ॥

સૂકવવું, સ્પર્શ, ધીમું વહન ને ઉતાવળું વહન આ વાયુના ધર્મો શાસ્ત્રકારોએ માનેલા છે. સદ્રૂપ બ્રહ્મ, માયા અને આકાશ એમના જે ત્રણ ગુણો છે તે પણ વાયુમા પ્રતીત થાય છે. ૭૯

સદ્રૂપ બ્રહ્મ, માયા અને આકાશ એમના કયા ત્રણ ગુણો વાયુમાં પ્રતીત થાય છે તે કહે છેઃ—

**वायुरस्तीति सद्भावः सतो वायौ पृथक्कृते ।**
**निस्तत्त्वरूपता मायास्वभावो व्योमगो ध्वनिः ॥ ८० ॥**

वायुः अस्ति इति सद्भावः, वायौ सतः पृथक्कृते निस्तत्त्वरूपता मायास्वभावः, व्योमगः ध्वनिः ॥

વાયુ છે એવો વાયુમાં સદ્રૂપ બ્રહ્મનો સ્વભાવ છે, વાયુને સદ્રૂપ બ્રહ્મથી પૃથક્ કરવાથી વાયુનું જે મિથ્યાપણું જણાય છે તે તેમાં માયાનો સ્વભાવ છે, અને આકાશમાં રહેલો ધ્વનિ આ આકાશનો ગુણ વાયુમાં છે. એવી રીતે વાયુમાં સદ્રૂપ બ્રહ્માદિના ત્રણ ગુણો રહેલા છે. ૮૦

" વાયુ આદિમાં સદ્રૂપ બ્રહ્મની અનુવૃત્તિ થાય છે, પણ આકાશની અનુવૃત્તિ થતી નથી એમ તમે પૂર્વે કહ્યું છે, અને હવે આકાશની અનુવૃત્તિ થાય છે એમ તમે કહો છો તે કેવી રીતે સંભવે ? " એવી પૂર્વપક્ષીની શંકા નીચેના શ્લોકથી દર્શાવે છેઃ—

सतोऽनुवृत्तिः सर्वत्र व्योम्नो नेति पुरेरितम् ।
व्योमानुवृत्तिरधुना कथं न व्याहतं वचः ॥ ८१ ॥

सतः अनुवृत्तिः सर्वत्र [ भवति, ] व्योम्नः न इति पुरा ईरितम्, अधुना व्योमानुवृत्तिः [ उच्यते अतः तव ] वचः कथं व्याहतं न ? ॥

સદ્રૂપ બ્રહ્મની અનુવૃત્તિ ( ઓતપ્રોત થઈને રહેવુ ) સર્વત્ર થાય છે, પણ આકાશની અનુવૃત્તિ થતી નથી એમ આગળ આ પ્રકરણના ૬૭મા શ્લોકમાં તમે કહ્યું છે, અને હમણાં વાયુમાં આકાશની અનુવૃત્તિ થાય છે એમ કહો છો તેથી તમારા કહેવામાં વ્યાઘાતદોષ કેમ આવતો નથી ? તે કહો. ૮૧

ઉપર જણાવેલી શંકાનું સમાધાન કહે છેઃ—

छिद्रानुवृत्तिर्नेतीति पूर्वोक्तिरधुना त्वियम् ।
शब्दानुवृत्तिरेवोक्ता वचसो व्याहतिः कुतः ॥ ८२ ॥

छिद्रानुवृत्तिः न इति पूर्वोक्तिः, अधुना तु इयं शब्दानुवृत्तिः एव उक्ता, इति वचसः व्याहतिः कुतः ? ॥

વાયુ આદિમાં આકાશના અવકાશધર્મની અનુવૃત્તિ થતી નથી એમ પૂર્વે કહ્યું હતું, અને હમણાં તો આકાશના શબ્દધર્મની અનુવૃત્તિ વાયુમાં કહેલી છે, એમ હોવાથી વચનનો વ્યાઘાત કેવી રીતે થઇ શકે ?

અમે આગળ આકાશના અવકાશધર્મની અનુવૃત્તિ થતી નથી એમ કહ્યું છે, અને હમણાં આકાશના શબ્દધર્મની અનુવૃત્તિ કહેલી છે, તેથી અમારા કહેવામાં કોઇ પણ પ્રકારનો વિરોધ આવતો નથી. ૮૨

પૂર્વપક્ષી અન્ય પ્રકારની શંકા કરે છેઃ—

ननु सद्वस्तुपार्थक्यादसत्त्वं चेत्तदा कथम् ।
अव्यक्तमायावैषम्यादमायामयतापि नो ॥ ८३ ॥

ननु, सद्वस्तुपार्थक्यात् [ वायोः ] असत्त्वं चेत्, तदा अव्यक्तमायावैषम्यात् अमायामयता अपि कथं नो ? ॥

શંકાઃ–જો સદ્વસ્તુનું વાયુથી પૃથક્પણું હોવાથી તેનું અસત્પણું સિદ્ધ થતું હોય તો અવ્યક્તરૂપ માયાથી વાયુનું વિપરીતસ્વભાવવાળાપણું હોવાથી તે વાયુનું અમાયામયપણું કેમ નહિ ?

સદ્રૂપ બ્રહ્મથી વાયુ અત્યંત વિલક્ષણ હોવાથી તેનું જો અસત્પણું સિદ્ધ થતું હોય તો નામરૂપાદિથી અપ્રકટ માયાથી નામરૂપવડે પ્રકટ એવો વાયુ વિલક્ષણ છે તેથી એ વાયુનું અમાયામયપણું એટલે સત્યપણું કેમ સિદ્ધ ન થાય ? અર્થાત્ તમારે મતે વાયુનું સદ્રૂપપણું સિદ્ધ થવું જોઇએ. ૮૩

ઉપરની શંકાનું સમાધાન કરે છેઃ—

निस्तत्त्वरूपतैवात्र मायात्वस्य प्रयोजिका ।
सा शक्तिकार्ययोस्तुल्या व्यक्ताव्यक्तत्वभेदिनोः ॥ ८४ ॥

अत्र निस्तत्त्वरूपता एव मायात्वस्य प्रयोजिका, सा [तु] व्यक्ताव्यक्तत्वभेदिनोः शक्तिकार्ययोः तुल्या ॥

ચાલતા પ્રસંગમાં મિથ્યાસ્વરૂપપણું એજ માયાપણાનું નિમિત્ત છે, અને તે મિથ્યાસ્વરૂપપણું અપ્રકટ અને પ્રકટ એવા ભેદથી યુક્ત માયા અને તેનું કાર્ય એ બંનેમાં સરખુંજ છે, તેથી વાયુ ભલે પ્રકટ હોય તોપણ તેના મિથ્યાપણામાં બાધ આવતો નથી. ૮૪

" જો શક્તિમાં અને તેના કાર્યમાં મિથ્યાસ્વરૂપપણું એ ધર્મ સમાનજ હોય તો પછી તેમાં અવ્યક્ત (ઇંદ્રિયોથી ન જણાય તે) અને વ્યક્ત (ઇંદ્રિયોથી જણાય તે) એવો ભેદ શા કારણથી રાખવામાં આવે છે ?". એવી શંકા થાય તો તેનુ સમાધાન કહે છેઃ—

सदसत्त्वविवेकस्य प्रस्तुतत्वात्स चिंत्यताम् ।
असतोऽवांतरो भेद आस्तां तच्चिंतयात्र किम् ॥ ८५ ॥

सदसत्त्वविवेकस्य प्रस्तुतत्वात् सः [ एव ] चिंत्यताम्, असतः अवांतरः भेदः आस्ताम्, अत्र तत्चिंतया किम् ?

સત્પણાના અને અસત્પણાના વિવેકનો આરંભ કરેલો હોવાથી તેનોજ

વિચાર કરવો યોગ્ય છે. મિથ્યાના ન્યૂનાધિક સમય રહેવારૂપ, ન્યૂનાધિક વ્યાપકપણારૂપ તથા ન્યૂનાધિક ધર્મવાળાપણારૂપ પેટા ભેદનો વિચાર રહેવા દેવો. ચાલતા પ્રસંગમાં તેનો વિચાર કરવાવડે શો લાભ છે? અર્થાત્ તેનો ચાલતા પ્રસંગમાં કાંઇ ઉપયોગ નથી. ૮૫

વાયુને મિથ્યા ગણી તેને સદ્રૂપ બ્રહ્મથી પૃથક્ કરવો એમ કહે છેઃ–

**सद्वस्तु ब्रह्म शिष्टोंऽशो वायुर्मिथ्या यथा वियत् ।**
**वासयित्वा चिरं वायोर्मिथ्यात्वं मरुतं त्यजेत् ॥ ८६ ॥**

सद्वस्तु ब्रह्म, यथा वियत् [ तथा ] शिष्टः अंशः वायुः मिथ्या, [ एवं ] वायोः मिथ्यात्वं चिरं वासयित्वा मरुतं त्यजेत् ॥

વાયુમાં રહેલો જે સદ્રૂપ ભાગ તે બ્રહ્મ છે, અને જેમ સત્થી ભિન્ન આકાશ મિથ્યા છે તેમ સદ્વસ્તુ દૂર કરતાં બાકી રહેલો ભાગ જે વાયુ તે મિથ્યા છે. એવી રીતે લાંબા કાલસુધી વાયુના મિથ્યાપણાની ભાવના કરીને વાયુનો સદ્રૂપ બ્રહ્મમાંથી ત્યાગ કરવો, અર્થાત્ તેના સદ્રૂપપણાની ભાવના દૂર કરવી. ૮૬

વાયુના એકભાગમાં રહેલા તેજને પણ એવી રીતે વિચારવું એમ જણાવે છેઃ—

**चिंतयेद्वह्निमप्येवं मरुतो न्यूनवर्तिनम् ।**
**ब्रह्मांडावरणेष्वेषा न्यूनाधिकविचारणा ॥ ८७ ॥**

मरुतः न्यूनवर्तिनं वह्निं अपि एवं चिंतयेत्, एषा न्यूनाधिकविचारणा ब्रह्मांडावरणेषु [ अस्ति ] ॥

વાયુના ન્યૂનભાગમાં રહેનારા અગ્નિતત્ત્વવિષે પણ આવુંજ ચિંતન કરવું. આ ન્યૂનદેશમાં રહેવાપણાનો અને અધિકદેશમાં રહેવાપણાનો વિચાર બ્રહ્માંડનાં આવરણોમાં છે, અર્થાત્ એમના ન્યૂનાધિક ભાગવાળી સ્થિતિ આપણા જોવામાં આવતી નથી. ૮૭

વાયુના કેટલામા ભાગમાં અગ્નિતત્ત્વ કલ્પિત છે તે નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

**वायोर्दशांशतो न्यूनो वह्निर्वायौ प्रकल्पितः ।**
**पुराणोक्तं तारतम्यं दशांशैर्भूतपंचके ॥ ८८ ॥**

वह्निः वायौ वायोः दशांशतः न्यूनः प्रकल्पितः, भूतपंचके [ इदं ] दशांशैः तारतम्यं पुराणोक्तम् ॥

અગ્નિતત્ત્વ વાયુતત્ત્વમાં વાયુના દશમા ભાગમાં કલ્પાયેલ છે. આકાશાદિ પાંચ ભૂતોના સંબંધમાં આ દશમા ભાગથી ન્યૂનાધિકપણું પુરાણોમાં કહેલું છે, અમે તે કલ્પી કાઢેલું નથી. ૮૮

નીચેના શ્લોકમાં અગ્નિતત્ત્વનું સ્વરૂપ કહે છે:—

**वह्निरुष्णः प्रकाशात्मा पूर्वानुगतिरत्र च ।**
**अस्ति वह्निः स निस्तत्त्वः शब्दवान्स्पर्शवानपि ॥ ८९ ॥**

वह्निः उष्णः [ च ] प्रकाशात्मा, अत्र च पूर्वानुगतिः [ अपि भवति, ] वह्निः अस्ति, सः निस्तत्त्वः, शब्दवान् स्पर्शवान् अपि ॥

અગ્નિતત્ત્વ ઉષ્ણ અને પ્રકાશસ્વરૂપવાળું છે, અને આ અગ્નિતત્ત્વમાં પૂર્વનાં સદ્રૂપ બ્રહ્મ આદિની અનુવૃત્તિ પણ થાય છે. અગ્નિ છે એવું ભાન સતની અનુવૃત્તિથી થાય છે. તે મિથ્યા છે, શબ્દવાળું છે, અને સ્પર્શવાળું પણ છે આવું ભાન માયા, આકાશ અને વાયુની અનુવૃત્તિથી થાય છે. ૮૯

એ અગ્નિતત્ત્વને પણ સદ્રૂપ બ્રહ્મથી પૃથક ચિંતવવું એમ કહે છે:—

**सन्मायाव्योमवाय्वंशैर्युक्तस्याग्नेर्निजो गुणः ।**
**रूपं तत्र सतः सर्वमन्यद्बुद्ध्या विविच्यताम् ॥ ९० ॥**

सन्मायाव्योमवाय्वंशैः युक्तस्य अग्नेः निजः गुणः रूपं, तत्र [ अपि ] सतः अन्यत् सर्वं बुद्ध्या विविच्यताम् ॥

સદ્રૂપ બ્રહ્મ, માયા, આકાશ અને વાયુના અંશવડે યુક્ત અગ્નિતત્ત્વનો પોતાનો ગુણ રૂપ છે. આ અગ્નિતત્ત્વનું પણ સદ્રૂપ બ્રહ્મથી ભિન્ન રહેલા અન્ય સર્વના વિવેકવડે પૃથકકરણ કરવું, અર્થાત્ સદ્રૂપ બ્રહ્મથી ભિન્ન સર્વ મિથ્યા છે એમ અગ્નિનું પણ મિથ્યાપણું જાણવું. ૯૦

અગ્નિના દશમા ભાગમાં જલતત્ત્વ કલ્પાયેલ છે એમ જણાવે છે:—

**सतो विवेचिते वह्नौ मिथ्यात्वे सति वासिते ।**
**आपो दशांशतो न्यूनाः कल्पिता इति चिंतयेत् ॥ ९१ ॥**

[ एवं ] सतः वह्नौ विवेचिते [ च तस्य ] मिथ्यात्वे वासिते सति [ तत्र ] दशांशतः न्यूनाः आपः कल्पिताः इति चिंतयेत् ॥

એવી રીતે સદ્રૂપ બ્રહ્મથી અગ્નિને પૃથક્ કર્યા પછી ને તેના મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય કર્યા પછી તે અગ્નિતત્ત્વમાં દશમા ભાગથી ન્યૂન જલતત્ત્વ કલ્પેલું છે એવું ચિંતન કરવું. ૯૧

હવે જલતત્ત્વમાં આવેલા કારણના ધર્મો અને જલતત્ત્વનો ધર્મ કહે છેઃ–

संत्यापोऽमूः शून्यतत्त्वाः सशब्दस्पर्शसंयुताः ।
रूपवत्योऽन्यधर्मानुवृत्त्या स्वीयो रसो गुणः ॥ ९२ ॥

अन्यधर्मानुवृत्त्या आपः सन्ति, अमूः शून्यतत्त्वाः सशब्दस्पर्शसंयुताः [ च ] रूपवत्यः, स्वीयः रसः गुणः ॥

સદ્રૂપ બ્રહ્મ આદિ અન્ય તત્ત્વોના ધર્મની અનુવૃત્તિવડે જલ છે, તે શૂન્યરૂપ છે, તે શબ્દવાળું છે, તે સ્પર્શવાળું છે, અને તે રૂપવાળું છે એમ જણાય છે, તેનો એટલે જલતત્ત્વનો પોતાનો ગુણ રસ છે. ૯૨

તે જલતત્ત્વના દશમા ભાગમાં પૃથ્વીતત્ત્વ કલ્પિત છે એમ જણાવે છેઃ—

सतो विवेचितास्वप्सु तन्मिथ्यात्वे च वासिते ।
भूमिर्दशांशतो न्यूना कल्पिताप्स्विति चिंतयेत् ॥ ९३ ॥

सतः अप्सु विवेचितासु, च तन्मिथ्यात्वे वासिते अप्सु दशांशत न्यूना भूमिः कल्पिता इति चिंतयेत् ॥

સદ્રૂપ બ્રહ્મથી જલને પૃથક્ કર્યાં પછી અને તેના મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય કર્યાં પછી જલમાં તેનાથી ન્યૂન દશમે ભાગે પૃથ્વી કલ્પાયેલી છે એમ વિચારવું.

બ્રહ્માંડની આસપાસ દશગણુ પૃથ્વીતત્ત્વ વીંટાઇને રહેલુ છે, પૃથ્વીની આસપાસ દશગણું જલતત્ત્વ વીંટાઇને રહેલું છે, તેની આસપાસ દશગણું અગ્નિતત્ત્વ વીંટાઇને રહેલુ છે, તેની આસપાસ દશગણો વાયુ વીંટાઇને રહેલો છે, તેની આસપાસ આકાશ દશગણુ વીંટાઇને રહેલુ છે, તેની આસપાસ માયા દશગણી વીંટાઇને રહેલી છે, અને તેની આસપાસ સદ્રૂપ બ્રહ્મ અનંતગણું વ્યાપીને રહેલું છે. ઉપર જણાવેલા પૃથ્વી આદિ પાંચે તત્ત્વો સદ્રૂપ બ્રહ્મમાં કલ્પિત છે. ૯૩

પૃથ્વીમાં રહેલા કારણના ધર્મોને અને પૃથ્વીના પોતાના ધર્મને જણાવે છેઃ—

अस्ति भूस्तत्त्वशून्याऽस्यां शब्दस्पर्शौ सरूपकौ ।
रसश्च परतो गंधो नैजः सत्ता विविच्यताम् ॥ ९४ ॥

भूः अस्ति, [ सा ] तत्त्वशून्या, अस्यां सरूपकौ शब्दस्पर्शौ च रसः परतः, गंधः नैजः, [ ततः ] सत्ता विविच्यताम् ॥

પૃથ્વીમાં પૃથ્વી છે આ ધર્મ સદ્રૂપ બ્રહ્મમાંથી આવેલો છે, તે પૃથ્વી મિથ્યા છે આવો ધર્મ માયામાંથી આવેલો છે, તેમાં રૂપસહિત શબ્દ અને સ્પર્શ તથા રસ આ ધર્મો બીજામાંથી એટલે અનુક્રમે તેજ, આકાશ, વાયુ અને જલમાંથી આવેલા છે, અને ગંધ આ પોતાનો ( પૃથ્વીનો ) ધર્મ છે. તે સર્વથી સદ્રૂપ બ્રહ્મનું પૃથક્પણું વિચારવું. ૯૪

પૃથ્વીના મિથ્યાપણાને અને તે પૃથ્વીના દશમા ભાગમાં બ્રહ્માંડ રહેલુ છે તેને જણાવે છે.—

पृथक्कृतायां सत्तायां भूमिर्मिथ्याऽवशिष्यते ।
भूमेर्दशांशतो न्यूनं ब्रह्मांडं भूमिमध्यगम् ॥ ९५ ॥

सत्तायां पृथक्कृतायां मिथ्या भूमिः अवशिष्यते, भूमिमध्यगं भूमेः दशांशतः न्यूनं ब्रह्मांडं ॥

પૃથ્વીમાં રહેલા સર્વ ધર્મોને સદ્રૂપ બ્રહ્મથી પૃથક્ કરવાથી મિથ્યા એવી પૃથ્વી બાકી રહે છે. પૃથ્વીના મધ્યભાગમાં પૃથ્વીથી દશમે ભાગે ન્યૂન બ્રહ્માંડ રહેલુ છે. ૯૫

બ્રહ્માંડમાં રહેલા પદાર્થોને જણાવે છેઃ—

ब्रह्मांडमध्ये तिष्ठंति भुवनानि चतुर्दश ।
भुवनेषु वसंत्येषु प्राणिदेहा यथायथम् ॥ ९६ ॥

ब्रह्मांडमध्ये चतुर्दश भुवनानि तिष्ठंति, एषु भुवनेषु प्राणिदेहाः यथायथं वसंति ॥

બ્રહ્માંડમાં ભૂર્લોકાદિ સાત ઉપરના લોકો અને અતલાદિ સાત નીચેના લોકો મળીને કુલ ચૌદ લોકો રહેલા છે. આ ચૌદ લોકોમાં પ્રાણીઓનાં શરીરો જેવી રીતે ઘટે તેવી રીતે એટલે તે તે લોકોને અનુકૂલ આવે એવી રીતે રહે છે. ૯૬

બ્રહ્માંડાદિકથી સદ્રૂપ બ્રહ્મનું પૃથક્પણું કરવાથી અવશેષ શું રહે છે તે જણાવે છેઃ—

ब्रह्मांडलोकदेहेषु सद्वस्तुनि पृथक्कृते ।
असतोऽण्डादयो भान्तु तद्भानेपीह का क्षतिः ॥ ९७ ॥

ब्रह्मांडलोकदेहेषु सद्वस्तुनि पृथक्कृते असतः अंडादयः भांतु, तद्भाने अपि इह का क्षतिः ? ॥

બ્રહ્માંડ, ચૌદ લોકો, અને જરાયુજ, સ્વેદજ, અંડજ ને ઉદ્ભિજ્જ આ ચાર પ્રકારનાં શરીરો એ સર્વથી ત્રણે કાલમાં રહેનાર સદ્રૂપ બ્રહ્મને પૃથક્

કર્યા પછી મિથ્યા એવાં બ્રહ્માંડાદિ ભલે પ્રતીત થાઓ, તેમના પ્રતીત થવાથી સદ્રૂપ વસ્તુમાં શી હાનિ છે ? અર્થાત્ તેમાં કાંઇ પણ હાનિ નથી. ૯૭

ઉપર જણાવેલી વાતને વધારે સ્પષ્ટ કરે છેઃ—

**भूतभौतिकमायानामसत्त्वेऽत्यंतवासिते ।**

**सद्वस्त्वद्वैतमित्येषा धीर्विपर्येति न क्वचित् ॥ ९८ ॥**

भूत-भौतिक-मायानां असत्त्वे अत्यंतवासिते सद्वस्तु अद्वैतं इति एषा धीः क्वचित् [ अपि ] न विपर्येति ॥

પાંચ ભૂતો, પાંચ ભૂતોના કાર્યરૂપ બ્રહ્માંડાદિક ભૌતિક પદાર્થો અને માયાનું ( પ્રકૃતિનું ) મિથ્યાપણું અત્યંત દૃઢ કરવાથી સદ્રૂપ બ્રહ્મ દ્વૈતથી રહિત છે એવો આ નિશ્ચય ક્યારેય બદલાતો નથી. ૯૮

જો બ્રહ્માંડાદિને મિથ્યા માનીએ તો પછી પ્રાણીઓના વ્યવહારનો લોપ થવાનો પ્રસંગ આવશે એવી શંકા થાય તો તેનું સમાધાન કહે છેઃ—

**सदद्वैतात्पृथग्भूते द्वैते भूम्यादिरूपिणि ।**

**तत्तदर्थक्रिया लोके यथा दृष्टा तथैव सा ॥ ९९ ॥**

भूम्यादिरूपिणि द्वैते सदद्वैतात् पृथग्भूते लोके तत्तदर्थक्रिया यथा दृष्टा तथा एव सा ॥

ભૂમિ આદિ રૂપવાળા ( પાંચ ભૂતો અને તેમનાં સઘળાં કાર્યારૂપ ) દ્વૈતને સદ્રૂપ અદ્વૈતથી પૃથક્ કર્યાં પછી લોકવ્યવહારમાં તે તે પદાર્થના સંબંધથી થનારાં કાર્યો જેવાં પૂર્વે થતાં હતાં તેવાં આગળ પણ થશે, તેથી વ્યવહારના લોપનો પ્રસંગ પ્રાપ્ત નહિ થાય, કેમકે ભૂમિ આદિના કલ્પિત સ્વરૂપનો નાશ થતો નથી, માત્ર તેના મિથ્યાપણાનો નિશ્ચય એટલે બાધ થાય છે, તેથી પૂર્વની પેઠે તેના સંબંધનો વ્યવહાર ચાલી શકે છે. ૯૯

સાંખ્યાદિના મતને માનનારાઓ કલ્પિત દ્વૈતનું જે રીતે નિરૂપણ કરતા હોય તે રીતે ભલે કરે, તેમના મતનું ખંડન કરવાની અમારે અગત્ય નથી એમ કહે છેઃ—

**सांख्यकाणादबौद्धाद्यैर्जगद्भेदो यथा यथा ।**

**उत्प्रेक्ष्यतेऽनेकयुक्त्या भवत्वेष तथा तथा ॥ १०० ॥**

सांख्यकाणादबौद्धाद्यैः अनेकयुक्त्या जगद्भेदः यथा यथा उत्प्रेक्ष्यते एषः तथा तथा [ एव ] भवतु ॥

સાંખ્યશાસ્ત્રને માનનારા, વૈશેષિકશાસ્ત્રને માનનારા અને બુદ્ધાદિના મતને માનનારાઓ અનેક યુક્તિવડે જગતનો ભેદ જેવો જેવો કલ્પતા હોય આ ભેદ તેવો ને તેવો ભલે હોય. એ વ્યાવહારિક ભેદ કલ્પિત હોવાથી અમારે કલ્પિતના ખંડનમાં પ્રવૃત્તિ કરવી ઉચિત નથી. ૧૦૦

તે વાદીઓ જેમ અમારા અદ્વૈતસિદ્ધાંતની અવગણના કરે છે તેમ અમે પણ દ્વૈતવાદીઓના સિદ્ધાંતની મુમુક્ષુઓના હિતાર્થે અવગણના કરીએ તો તેમાં અમારી કાંઇ હાનિ થતી નથી એમ જણાવે છેઃ—

अवज्ञातं सदद्वैतं निःशंकैरन्यवादिभिः ।
एवं का क्षतिरस्माकं तद्द्वैतमवजानताम् ॥ १०१ ॥

[ तैः ] निःशंकैः अन्यवादिभिः सदद्वैतं अवज्ञातं, एवं तद्द्वैतं अवजानतां अस्माकं का क्षतिः ? ॥

તે પોતાને શંકારહિત માનનારા સાંખ્યાદિ બીજા વાદીઓએ શ્રુતિથી અને વિદ્વાનોના અનુભવથી સિદ્ધ અદ્વૈતરૂપ સદ્વસ્તુની જેવી રીતે અવગણના કરી છે એવી રીતે તેમના કલ્પિત દ્વૈતની અવગણના કરનારા અમારી શી હાનિ છે? અર્થાત્ કલ્પિતને કલ્પિત કહેવામાં અમારી કોઇ પણ પ્રકારની હાનિ થતી નથી. ૧૦૧

હવે દ્વૈતની અવગણના કરવાથી થનારું ફલ કહે છેઃ—

द्वैतावज्ञा सुस्थिता चेदद्वैते धीः स्थिरा भवेत् ।
स्थैर्ये तस्याः पुमानेष जीवन्मुक्त इतीर्यते ॥ १०२ ॥

द्वैतावज्ञा सुस्थिता चेत् [ तर्हि ] अद्वैते धीः स्थिरा भवेत्, तस्याः स्थैर्ये एषः पुमान् जीवन्मुक्तः इति ईर्यते ॥

જે કલ્પિત દ્વૈતની દ્વૈત અસત્, તુચ્છ અને બાધન કરનાર છે એવી અવગણના જિજ્ઞાસુના મનમાં સુસ્થિર થાય તો અદ્વૈતરૂપ બ્રહ્મમાં તેની બુદ્ધિ સ્થિર થાય છે, અને અદ્વૈતરૂપ બ્રહ્મમાં તે બુદ્ધિની સ્થિરતા થવાથી આ પુરુષ જીવન્મુક્ત ( જીવતાં છતાંજ દેહાદિ બંધનથી મોકળા થયેલા ) એમ કહેવાય છે.

પોતાના શરીરની અને દૃશ્ય જગતની બાહ્યદૃષ્ટિએ પ્રતીતિ થયા છતાં પોતાના અંતઃકરણની અદ્વૈત બ્રહ્મમાં જે સ્થિતિ થવી તે જીવન્મુક્તિ કહેવાય છે. એવી જીવન્મુક્તિ જેને પ્રાપ્ત થઇ હોય તે મહાપુરુષ જીવન્મુક્ત કહેવાય છે. ૧૦૨

એ જીવન્મુક્તપણું અંતકાલે પ્રાપ્ત થાય તોપણ પુરુષ :પરમાનંદરૂપ બ્રહ્મને પામે છે એમ નીચેના ભગવદ્ગીતાના શ્લોકવડે જણાવે છેઃ—

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥ १०३ ॥

पार्थ ! एषा ब्राह्मी स्थितिः, एनां प्राप्य [ कश्चित् ] न विमुह्यति, अंतकाले अपि अस्यां स्थित्वा ब्रह्मनिर्वाणं ऋच्छति ॥

હે અર્જુન ! આ બ્રહ્મ અને આત્માના એકપણારૂપ સ્થિતિ છે. એ સ્થિતિને પામીને કોઇ પણ પુરુષ મોહને વશ થતો નથી. અંતકાલે જો આ સ્થિતિ પ્રાપ્ત થઇ હોય તોપણ તેને પરમાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે, અર્થાત્ તે વિદેહમુક્ત થાય છે. સ્થૂલ અને સૂક્ષ્મ સંસારની પ્રતીતિથી રહિત અદ્વૈત બ્રહ્મમાં આત્માની સ્થિતિ થવી તે વિદેહમુક્તિ કહેવાય છે, અને એવી વિદેહમુક્તિ જેમને પ્રાપ્ત થઇ હોય તેઓ વિદેહમુક્ત કહેવાય છે. ૧૦૩

ઉપર કહેલા અંતકાલશબ્દનો અર્થ નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

सदद्वैतेऽनृतद्वैते यदन्योऽन्यैक्यवीक्षणम् ।
तस्यान्तकालस्तद्भेदबुद्धिरेव न चेतरः ॥ १०४ ॥

सदद्वैते [ च ] अनृतद्वैते यत् अन्योन्यैक्यवीक्षणं तस्य अंतकालः तद्भेदबुद्धिः एव, च [ कश्चित् ] इतरः न ॥

સદ્રૂપ અદ્વૈત અને મિથ્યારૂપ દ્વૈત તેમનુ જે એકપણાનુ દર્શન તેનો અંતકાલ એટલે તે બનેના ભેદનો નિશ્ચયજ છે, પણ બીજો કોઇ અર્થ નથી, અર્થાત્ અંતકાલનો અર્થ લોકપ્રસિદ્ધ મરણ થતો નથી. ૧૦૪

જો અતકાલશબ્દનો અર્થ મરણ એવો કરવામા આવે તોપણ સિદ્ધાંતને કાંઇ હાનિ પહોંચતી નથી એમ જણાવે છેઃ—

यद्वांतकालः प्राणस्य वियोगोऽस्तु प्रसिद्धितः ।
तस्मिन्कालेऽपि न भ्रांतेर्गतायाः पुनरागमः ॥ १०५ ॥

यद्वा प्रसिद्धितः प्राणस्य वियोगः अंतकालः अस्तु, तस्मिन् काले अपि गतायाः भ्रांतेः पुनरागमः न ॥

અથવા લોકમાં પ્રસિદ્ધિ હોવાથી પ્રાણનો સ્થૂલશરીરથી વિયોગ આ અંતકાલશબ્દનો અર્થ હો. તે કાલમાં એટલે મરણસમયમાં પણ નિવૃત્ત થયેલી ભ્રાંતિનું પુનરાગમન થતું નથી. ૧૦૫

એ વિષયને વધારે સ્પષ્ટ કરે છેઃ—

नीरोग उपविष्टो वा रुग्णो वा विलुठन्भुवि ।
मूर्च्छितो वा त्यजत्वेष प्राणान्भ्रान्तिर्न सर्वथा ॥ १०६ ॥

एषः नीरोगः उपविष्टः, वा रुग्णः भुवि विलुठन् वा, मूर्च्छितः वा प्राणान् त्यजतु, भ्रांतिः सर्वथा न ॥

આ બ્રહ્મવેત્તા રોગરહિત હોઇને બેઠાં બેઠાં, અથવા રોગયુક્ત હોઇને ભૂમિઉપર આળોટતાં આળોટતાં, કિંવા મૂર્છા પામીને પ્રાણોને ત્યજે, પણ તેને દેહાદિમાં આત્માની અને જગતમાં સત્યપણાની ભ્રાંતિ કોઇ પણ પ્રકારે થતી નથી. બ્રહ્મવેત્તાનું શરીર ગમે તે દેશમાં, ગમે તે કાલમાં અને અંતઃકરણાદિની ગમે તેવી સ્થિતિમાં પડે તોપણ તેમને હુ શરીરાદિ છું, હું જન્મ-મરણાદિ ધર્મવાળો છું, હુ જીવ છું, આ જગત્ સત્ય છે, અને મારો બ્રહ્મથી વાસ્તવિકભેદ છે એવી ભ્રાંતિ થતી નથી. ૧૦૬

દૃઢ થયેલું આત્મજ્ઞાન કોઇ પણ નિમિત્તથી નાશ પામતું નથી એમ જણાવે છેઃ—

दिने दिने स्वप्नसुप्त्योरधीते विस्मृतेऽप्ययम् ।
परेद्युर्नानधीतः स्यात्तद्वद्विद्या न नश्यति ॥ १०७ ॥

दिने दिने स्वप्नसुप्त्योः अधीते विस्मृते अपि अयं परेद्युः अनधीतः न स्यात्, तद्वत् विद्या न नश्यति ॥

જેમ પ્રત્યેક દિવસે સ્વપ્નાવસ્થામાં અને સુષુપ્તિ—અવસ્થામાં ભણેલું ભૂલી ગયા છતાં પણ આ પુરુષ બીજે દિવસે વિનાભણેલો થઇ જતો નથી, તેમ જ્ઞાનીના શરીરના ત્યાગપૂર્વે સન્નિપાતને લીધે વા મૂર્છાને લીધે તેમનું વિસ્મૃત થયેલુ બ્રહ્મજ્ઞાન નાશ પામતું નથી, પણ ઊંડાણમાં સંસ્કારરૂપે તેનું સ્મરણ બન્યું રહે છે, અને તે જ્ઞાનીને તેનુ ફલ જે વિદેહમુક્તિ તે પણ થાય છે.

હું સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છુ આવી અતઃકરણની સુદૃઢ વૃત્તિ વિદ્યા અથવા બ્રહ્મનિષ્ઠા કહેવાય છે. નિદિધ્યાસનના પરિપાકથી મોક્ષસાધકના હૃદયમાં એક ક્ષણમાં તે વિદ્યા ઉદય પામે છે, બીજા ક્ષણમાં તે સ્થિત થઇ અવિદ્યાનો ને તેનાં કાર્યોનો બાધ કરવા લાગે છે, અને ત્રીજા ક્ષણમાં અવિદ્યાનો ને તેનાં કાર્યોનો બાધ કરી નાંખે છે. તે વેલા અવિદ્યાનો ને તેનાં કાર્યોનો બાધ કરનારું વૃત્તિજ્ઞાન પણ બાધ પામી જાય છે. વિદ્યાવડે નિવૃત્ત થયેલી એ અવિદ્યા અનાદિ હોવાથી પુનઃ ઉદય પામતી નથી.

બ્રહ્મજ્ઞાનીના અંતઃકરણની મરણકાલે સંનિપાતજેવી કે મૂર્છાજેવી સ્થિતિ જણાય તો તે કાલે પણ તેમના અંતઃકરણમાં બ્રહ્મવિદ્યાના સંસ્કાર હોવાથી તે સંસ્કારોનો સૂક્ષ્મરીતે ઉદય થઇ તેમને વિદેહકૈવલ્યની પ્રાપ્તિ કરાવે છે. ૧૦૭

વેદાંતપ્રમાણથી ઉપજેલું જ્ઞાન કોઇ પણ કારણથી નાશ પામતું નથી એમ જણાવે છેઃ—

**प्रमाणोत्पादिता विद्या प्रमाणं प्रबलं विना ।**
**न नश्यति न वेदान्तात्प्रबलं मानमीक्ष्यते ॥ १०८ ॥**

प्रमाणोत्पादिता विद्या प्रबलं प्रमाणं विना न नश्यति, वेदांतात् प्रबलं मानं न ईक्ष्यते ॥

શ્રુતિરૂપ પ્રમાણથી ઉત્પન્ન થયેલું આત્મજ્ઞાન શ્રુતિરૂપ પ્રમાણના કરતાં વધારે બલવાન્ પ્રમાણવિના નાશ પામતું નથી; પરંતુ શ્રુતિરૂપ વેદાંતના પ્રમાણના કરતાં અન્ય કોઇ વધારે બલવાન પ્રમાણ અહીં જોવામાં આવતું નથી. શ્રુતિજ સર્વથી અધિક બલવાન્ પ્રમાણરૂપ છે. ૧૦૮

પંચમહાભૂતવિવેકનામના બીજા પ્રકરણના ઉપદેશનું અનુસરણ કરવાથી થનારા ફલને કહી હવે તે પ્રકરણની સમાપ્તિ કરે છેઃ—

**तस्माद्वेदांतसंसिद्धं सदद्वैतं न बाध्यते ।**
**अंतकालेऽप्यतो भूतविवेकान्निर्वृतिः स्थिता ॥ १०९ ॥**

इति श्रीमद्विद्यारण्यमुनिविरचितायां पंचदश्यां पंचमहाभूतविवेकः ॥ २ ॥

अन्वयः—तस्मात् वेदांतसंसिद्धं अद्वैतं सत् अंतकाले अपि न बाध्यते, अतः भूतविवेकात् निर्वृतिः स्थिता ॥

ઉપર જણાવેલા કારણથી વેદાંતશાસ્ત્રદ્વારા સંપૂર્ણ સિદ્ધ થયેલું અદ્વૈતરૂપ સદ્બ્રહ્મ મરણકાલમાં પણ બાધ પામતું નથી, અર્થાત્ તે અસત્ય છે એવું ભાન થતું નથી. આ કારણથી પંચમહાભૂતના વિવેકથી મુમુક્ષુને પરમાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ અવશ્ય થાય છે. ૧૦૯

એ પ્રમાણે **શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત** પંચદશીના પંચમહાભૂતવિવેકનામના બીજા પ્રકરણની **શ્રીમન્નાથશર્મવિરચિત** ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઇ. ૨

## પંચમહાભૂતવિવેકનો સાર

એકજ, અદ્વિતીય, સદ્રૂપ બ્રહ્મ, આ જગત્‌નું કારણ છે એમ શ્રીછાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકમાં કહ્યું છે. તે અતિસૂક્ષ્મ હોવાથી કોઇ પ્રકારના અવલંબનવિના જાણી શકાતું નથી, તેથી આકાશાદિ પંચમહાભૂતનું તેનાથી વિવેચન કરીને તેનું જ્ઞાન સંપાદન કરાય છે. આ કારણથી આ પ્રકરણમાં પંચમહાભૂતનું સદ્રૂપ બ્રહ્મથી પૃથક્‌કરણ કરવામાં આવે છે. તમોગુણ જેમાં પ્રધાન છે એવી પ્રકૃતિમાંથી ઈશ્વરના સંકલ્પવડે, આકાશાદિ પાંચ મહાભૂતો ક્રમપૂર્વક ઉપજ્યાં. તે આકાશાદિના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પાંચ ક્રમપૂર્વક ગુણો છે. આકાશમાં શબ્દ, વાયુમાં શબ્દસ્પર્શ, અગ્નિમાં શબ્દ સ્પર્શ અને રૂપ, જલમાં શબ્દ સ્પર્શ રૂપ અને રસ તથા પૃથ્વીમાં શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધ એ પાંચ ગુણો રહે છે.

આકાશાદિ પાંચ ભૂતોના સત્ત્વગુણના અંશમાંથી ક્રમપૂર્વક શ્રવણાદિ જ્ઞાનેંદ્રિયો ઉત્પન્ન થઇ છે. તે શ્રોત્રાદિ ઇંદ્રિયો ક્રમપૂર્વક કાન, સર્વ શરીરનો ઉપરનો ભાગ, આંખો, જીભ અને નાક આ ગોલકોમાં રહે છે, અને પોતપોતાના શબ્દસ્પર્શાદિ વિષયોને ગ્રહણ કરે છે. તે જ્ઞાનેંદ્રિયો જેમ બહારના વિષયને ગ્રહણ કરે છે તેમ કેટલીક વાર શરીરની અંતરના વિષયને પણ ગ્રહણ કરે છે. વાણી, હાથ, પગ, ઉપસ્થ અને ગુદા એ પાંચ કર્મેંદ્રિયો મુખ હાથ આદિ ગોલકોમાં રહે છે. એ કર્મેંદ્રિયો પાંચ ભૂતોના રજોગુણના અંશમાંથી ઉત્પન્ન થાય છે. વ્યવહારમાંનાં સર્વ જ્ઞાનોનો અને ક્રિયાઓનો પાંચ જ્ઞાનેંદ્રિયોનાં પાંચ જ્ઞાનોમાં ને પાંચ કર્મેંદ્રિયોની પાંચ ક્રિયાઓમાં સમાવેશ થાય છે. જ્ઞાનેંદ્રિયો ને કર્મેંદ્રિયો સૂક્ષ્મભૂતોના કાર્યરૂપ હોવાથી તેનું પ્રત્યક્ષપ્રમાણથી જ્ઞાન થતું નથી, માત્ર તેમનાં કાર્યો ઉપરથી તેમના સદ્ભાવનું અનુમાન થાય છે. મન પૂર્વોક્ત જ્ઞાનેંદ્રિયોનું ને કર્મેંદ્રિયોનું પ્રેરક છે, અને તે હૃત્પદ્મમાં રહે છે. તે શ્રોત્રાદિ જ્ઞાનેંદ્રિયોના સાહાય્યવિના, શબ્દાદિ વિષયોને ગ્રહણ કરી શકતું નથી, અને વાગાદિ કર્મેંદ્રિયોના સાહાય્યવિના બહારની ક્રિયા કરી શકતું નથી. એ મન શબ્દાદિ વિષયોના ગુણદોષનો વિચાર કરનારું છે. એ મનમાં સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એવા ત્રણ ગુણો રહેલા છે. સત્ત્વગુણને લીધે મનમાં વિરાગ, ક્ષમા, ઉદારતા અને શાંતિ આદિ ગુણો ઉત્પન્ન થાય છે. રજોગુણને લીધે તેમાં કામ, ક્રોધ, લોભ અને કોઇ કામનો આરંભ (પ્રયત્ન) ઉત્પન્ન થાય છે, અને તમોગુણને લીધે તેમાં આળસ, ભ્રમ અને તંદ્રા આદિ દોષો ઉપજે છે. વિરાગાદિ સત્ત્વગુણના ધર્મોવડે પુણ્યની ઉત્પત્તિ થાય છે, કામાદિ રજોગુણના ધર્મોવડે

પાપની ઉત્પત્તિ થાય છે, અને આલસ્યાદિ તમોગુણના ધર્મોવડે પુણ્યપાપની ઉત્પત્તિ ન થતાં આયુષ્ય નકામું વ્યતીત થાય છે. અંતઃકરણ ને ઇંદ્રિયાદિનો સ્વામી જીવ છે.

ઉપર જણાવેલી રીતે આ વિશ્વની સ્થિતિ થઇ છે. આ વિશ્વ પંચમહાભૂતોના કાર્યરૂપ છે. સ્થૂલ પદાર્થોમાં ભૂતોના શબ્દાદિ ગુણો સ્પષ્ટ અનુભવાય છે તેથી તેઓ ભૂતોના કાર્યરૂપ છે એમ સમજાય છે. ઇંદ્રિયોનું ને અંતઃકરણનું ભૂતકાર્યપણું શાસ્ત્રનાં વચનોથી અને અનુમાનપ્રમાણથી જાણવામાં આવે છે.

"सदेव सोम्येदमग्र आसीत्" એ શ્રુતિમાંના इदं આ શબ્દનો અર્થ સ્થાવરજંગમ જગત્ એવો થાય છે, અર્થાત્ પ્રત્યક્ષ, અનુમાન અને શબ્દાદિપ્રમાણથી જાણવામાં આવનારું સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ જગત્ એવો થાય છે. આ જગત્ ઉત્પત્તિની અગાઉ એકજ અદ્વિતીય સદ્રૂપ હતું. તે વેલા નામ અને રૂપ નહોતાં એમ ભગવાન્ ઉદ્દાલકનું વચન છે. એ વચનમાં एकं, एव ને अद्वितीय એવાં જે ત્રણ પદો છે તે સદ્રૂપ બ્રહ્મનાં વિશેષણો છે. તે ત્રણ વિશેષણોવડે સદ્રૂપ બ્રહ્મમાં સ્વગત, સજાતીય અને વિજાતીય એ ત્રણ ભેદો જે જડ વસ્તુઓમાં જણાય છે તે તેમાં નથી એમ જણાવ્યું છે. અવયવીનો અવયવોથી જે ભેદ તે સ્વગતભેદ છે, વૃક્ષોને પોતાનાં પાંદડાં, ફૂલો ને ફ્ળોથી જે ભેદ છે તે સ્વગતભેદ છે. એક જાતિના બે પદાર્થોનો જે પરસ્પર ભેદ તે સજાતીયભેદ કહેવાય છે. આંબાનો જે લીંબડા આદિ વૃક્ષોથી ભેદ છે તે સજાતીયભેદ છે. બીજી જાતિના પદાર્થથી કોઇ વસ્તુનો જે ભેદ તે વિજાતીયભેદ કહેવાય છે, આંબાના વૃક્ષનો જે પાષાણાદિથી ભેદ તે વિજાતીયભેદ છે. સદ્રૂપ બ્રહ્મ આકાશના જેવું નિરવયવ હોવાથી તેમાં સ્વગતભેદ સંભવી શકે નહિ. નામ અને રૂપ એ કલ્પિત હોવાથી તે તેના અવયવ કહેવાય નહિ, વળી તે જગતની ઉત્પત્તિની પૂર્વે હોતા પણ નથી. સદ્રૂપ બ્રહ્મ એકજ હોવાથી તેમાં સજાતીયભેદ સંભવી શકે નહિ. સજાતીયભેદ બે કે અધિક વસ્તુ હોય ત્યારે તેમાં સંભવી શકે, એકજ વસ્તુમાં સજાતીયભેદ સંભવી શકે નહિ. સદ્રૂપ બ્રહ્મમાં વિજાતીયભેદ પણ સંભવી શકતો નથી. સતથી કેવલ વિલક્ષણસ્વભાવવાળું જે અસત્ તે અસતનો સદ્ભાવ ન હોવાથી બ્રહ્મમાં વિજાતીયભેદ ઉપજાવી શકે નહિ. માયા ને માયાનાં કાર્યો સતથી વિલક્ષણ હોવાથી તેઓ બ્રહ્મમાં વિજાતીય ભેદ ઉપજાવી શકે નહિ.

કેટલાક વાદીઓ ઉત્પત્તિની પૂર્વે આ જગત અસદ્રૂપ હતું એમ કહે છે. તેઓની બુદ્ધિ આ જગતના કારણનો વિચાર કરતાં વિહ્વલ થઇ જાય છે તેથી તેઓ જગતના સદ્રૂપ કારણને જાણી શકતા નથી. આકારવાળી વસ્તુઓમાં તેમની બુદ્ધિ ગતિ-ફેરી શકે છે, પણ નિરાકાર વસ્તુમાં પ્રવેશ કરતાં

તેમની બુદ્ધિ ગતિ કરી શકતી નથી, તેથી તેમની બુદ્ધિ બીએ છે. ભગવાન્ ગૌડપાદાચાર્યે માંડૂક્યોપનિષદ્‌ની કારિકામાં તેમને માટે આવા ભાવનું કહ્યું છેઃ–"સાકારબ્રહ્મમાં નિષ્ઠા રાખનારા યોગીઓને નિર્વિકલ્પ બ્રહ્મમાં કરવામાં આવતી સમાધિમાં બહુ બીક લાગે છે. સર્વ પ્રકારના ભયથી રહિત આ સમાધિમાં તેમને ભયનાં કારણો પ્રતીત થાય છે." "શ્રુતિ અને સ્મૃતિના આધારવિનાના તર્ક કરવામાં બહુ કુશલ એવા શૂન્યવાદીઓને–બુદ્ધમતને અનુસરનારાઓને–આ સદ્રૂપ અને અચિંત્ય આત્મામાં ભ્રાંતિ ઉત્પન્ન થઇ છે. માત્ર અનુમાનપ્રમાણ માનનારા આ મૂઢબુદ્ધિવાળા બુદ્ધમતને અનુસરનારાઓ અજ્ઞાનવડે વેદવચનોનો નિરાદર કરીને શૂન્યપણાને પ્રાપ્ત થયા છે" એમ ભગવાન્ શંકરાચાર્યે કહ્યું છે.

સૂક્ષ્મદૃષ્ટિએ વિચાર કરીએ તો શૂન્યવાદ યુક્તિરહિત પ્રતીત થાય છે. તેમણે માનેલું શૂન્ય સતની સાથે સંબંધવાળું હતું ? અથવા શું તે શૂન્ય સદ્રૂપજ હતું ? તેમાં પહેલો પક્ષ સંભવતો નથી. શૂન્ય અને સત્ એકબીજાથી વિરોધવાળાં હોવાથી તે બંનેનો સંબંધ સંભવી શકે નહિ, એટલે શૂન્ય સત્‌ની સાથે સંબંધવાળું હતું એમ કહેવાય નહિ. બીજો પક્ષ પણ સંભવી શકતો નથી. શૂન્યને સદ્રૂપ કહી શકાય નહિ, કેમકે અસતને સત્ કહેવાથી વ્યાઘાતદોષની પ્રાપ્તિ થાય છે. સૂર્યને જેમ અંધારાથી યુક્ત કહેવાય નહિ, તેમ શૂન્યને સતના સંબંધવાળું કહેવાય નહિ, અને સૂર્યને જેમ અંધકારરૂપ કહેવાય નહિ તેમ શૂન્યને સદ્રૂપ પણ કહેવાય નહિ.

નામરૂપથી રહિત સદ્રૂપ બ્રહ્મમાં આકાશાદિનાં નામરૂપ કલ્પિત છે.તેથી અદ્વૈતરૂપ સત્ સૃષ્ટિકાલે પણ જેમનું તેમ રહે છે. તમે જો શૂન્યનાં નામરૂપ કલ્પિત માનતા હો તો તેમાં અમને કોઇ પણ પ્રકારની હાનિ નથી, કેમકે એવા કલ્પિત શૂન્યથી અદ્વૈત બ્રહ્મનું નિરાકરણ થતું નથી.

સદ્રૂપ બ્રહ્મમાં શૂન્યના નામરૂપની પેઠે સદ્રૂપ બ્રહ્મનાં નામરૂપ પણ કલ્પિત છે એમ જો તમે કહો તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે સદ્રૂપ બ્રહ્મનાં નામરૂપ જો કલ્પિત હોય તો, તેનું કોઇ અધિષ્ઠાન માનવું જોઇએ, કેમકે અધિષ્ઠાનવિના ભ્રાંતિ થતી નથી. સદ્રૂપ બ્રહ્મનાં નામરૂપનુ અધિષ્ઠાન સદ્રૂપ બ્રહ્મ સંભવી શકે નહિ, તેનુ કોઇ બીજું અધિષ્ઠાન માનવું જોઇએ. જેમ સાપની ભ્રાંતિ સાપમાં થતી નથી, પણ દોરડીમાં થાય છે, તેમ અહીં સદ્રૂપ બ્રહ્મના નામરૂપની ભ્રાંતિ અન્યમાં થવી જોઇએ, પણ એવો બીજો કોઇ પણ પદાર્થ વિદ્યમાન નથી. સદ્રૂપ બ્રહ્મનાં નામરૂપ અસતમાં કલ્પિત છે એમ કહી શકાય નહિ, કેમકે અસતનો પોતાનોજ અભાવ છે તે બીજાનુ અધિષ્ઠાન શી રીતે થઇ શકે ? પ્રતીત થતું જગત્ પણ સદ્રૂપ બ્રહ્મના નામરૂપનું અધિષ્ઠાન

થઇ શકે નહિ, કેમકે આ જગત્ સદ્રૂપ બ્રહ્મથી ઉત્પન્ન થનારું છે તેથી તે સદ્રૂપ બ્રહ્મના નામરૂપનું અધિષ્ઠાન કેમ થઇ શકે ?

પૂર્વપક્ષઃ—જગતની ઉત્પત્તિની પૂર્વે સત્ હતું, આમાં સત્ અને હતું એ બે શબ્દોનો અર્થ ભિન્ન છે કે એકજ છે ? જો તમે સતશબ્દનો અર્થ ભિન્ન અને હતું એ શબ્દનો અર્થ ભિન્ન કહો તો, તમારા અદ્વૈતસિદ્ધાંતની હાનિ થાય છે, કેમકે એક સત્ અને તેની સત્તા એમ દ્વૈતભાવ થાય છે. જો તમે કહો કે સત્ અને હતું આ બે શબ્દોનો એકજ અર્થ થાય છે તો તેમાં પુનરુક્તિદોષ આવે છે, અર્થાત્ સતશબ્દવડે કહેલો અર્થ હતું એ શબ્દવડે કહેવાય છે.

સમાધાનઃ—તમારો પૂર્વપક્ષ સંભવતો નથી, કેમકે લોકમાં, કર્તવ્ય કરે છે, વાક્ય બોલે છે, ધારણ કરવાયોગ્યને ધારણ કરે છે ઇત્યાદિ ઘણા પ્રયોગો ઉપરના પ્રયોગના જેવા સાંભળવામાં આવે છે. લોકમાં થતા આવા પ્રયોગોને અનુસરીને શ્રુતિમાં સત્ હતું એમ કહ્યું છે.

બ્રહ્મમાં ભૂત, વર્તમાન અને ભવિષ્ય એવા ત્રણ કાલનો સદ્ભાવ નહિ, છતાં એ ત્રણ કાલને માનનારા શિષ્યને સમજાવવામાટે શ્રુતિમાં અગ્રે (જગતની ઉત્પત્તિની પૂર્વે) એવા શબ્દનો પ્રયોગ કર્યો છે. અદ્વૈતવાદમાં પૂર્વપક્ષ અને ઉત્તર દ્વૈતભાષાવડે થાય છે. અદ્વૈતભાષાવડે પૂર્વપક્ષ અને ઉત્તર સંભવી શકતાં નથી, કેમકે ત્યાં પૂર્વપક્ષ કરનાર અને ઉત્તર આપનાર એવા પ્રકારનું દ્વૈત નથી. "જ્ઞાનવડે થનારા પ્રલયકાલે, અત્યંત અક્રિય, મનના અવિષયભૂત, તેજથી વિલક્ષણ, અંધકારથી વિલક્ષણ, વ્યાપક, વાણીવડે ન કહી શકાય એવું, જ્ઞાનેંદ્રિયોના અવિષયભૂત અને અભાવથી વિલક્ષણસ્વભાવવાળું સદ્રૂપ કોઇક તત્ત્વ દ્વૈતનો બાધ થયા પછી, તેના અધિષ્ઠાનરૂપે, અવશેષ રહે છે" એમ પ્રલયકાલે દ્વૈતનો અભાવ યોગવાસિષ્ઠમાં કહેલો છે.

તાર્કિકની શંકાઃ—પૃથ્વી, જલ, તેજ અને વાયુ એ ચાર ભૂતો પરમાણુથી ઉપજે છે તેથી પ્રલયકાલે ઉત્પત્તિથી ઊલટા ક્રમે પરમાણુસુધી તેમનો નાશ થાય છે તેથી તેમને તમે અસત્ કહો એ યોગ્ય છે, પણ આકાશ કે જે નિત્ય અને વ્યાપક તેનું અસત્પણું શી રીતે સ્વીકારી શકાય ?

સમાધાનઃ—જેમ પ્રલયકાલે સ્થૂલસૂક્ષ્મ પદાર્થોથી રહિત આકાશ બાકી રહે છે એમ તમારી બુદ્ધિને સમજાય છે તેમ પ્રલયકાલે માયાના કાર્યરૂ આકાશનો નાશ થયા પછી કેવલ સદ્રૂપ બ્રહ્મ બાકી રહે છે એમ અમને સમજાય છે. તમે પણ જો વિચાર કરશો તો તમને પણ તેમ સમજાશે. સ્થૂલસૂક્ષ્મ પદાર્થથી રહિત આકાશ અમને દેખાય છે એમ જો તમે કહો તો તે તમારું કહેવું તમારા સિદ્ધાંતથી વિરુદ્ધ છે, કેમકે તમારા સિદ્ધાંતમાં આકાશને

પ્રત્યક્ષ માનવામાં આવતું નથી, અને પ્રકાશ તથા અંધકારથી રહિત બીજું કોઇ આકાશ મનુષ્યોના દેખવામાં આવતું નથી, તથા તમે પણ પ્રકાશ અને અંધકારરહિત આકાશ ક્યાં જોયું છે ?

જો તમે કહો કે આકાશની પેઠે સદ્રૂપ બ્રહ્મ પણ જોવામાં આવતું નથી તો તે તમારું કહેવું સમજવિનાનું છે, કેમકે સદ્રૂપ બ્રહ્મ સર્વને અનુભવસિદ્ધ છે. વિદ્વાનોને ઇંદ્રિયઅંતઃકરણની મૌનસ્થિતિવેલા એટલે કે ઇંદ્રિયઅંતઃકરણની અંતર્મુખસ્થિતિવેલા, સદ્રૂપ બ્રહ્મનો અનુભવ થાય છે. તે મૌનસ્થિતિમાં શૂન્યનો અનુભવ ન થવાથી, શૂન્યનો અનુભવ થાય છે એમ તમારાથી કહી શકાય નહિ, કેમકે તે વેલા શૂન્યનો અનુભવ થતો નથી, પણ જગતના અધિષ્ઠાનરૂપ સૂક્ષ્મતમ બ્રહ્મનો અનુભવ, અંતઃકરણની સૂક્ષ્મવૃત્તિવડે થાય છે. સદ્રૂપ બ્રહ્મ, અનુભવનો વિષયરૂપ ભલે ન થાઓ, પણ મૌનસ્થિતિમાં તે, અંતઃકરણાદિમાં પ્રકાશરૂપે હોય છે. બ્રહ્મ સ્વયંપ્રકાશ હોવાથી તેને પ્રકાશવા-માટે અન્ય પ્રકાશકની અપેક્ષા નથી, વૃત્તિરહિત થયેલા મનને તે પ્રકાશે છે. નામરૂપાત્મક જગતથી રહિત, સદ્રૂપ બ્રહ્મ જ્ઞાનીઓને નિરાવરણરૂપે સ્પષ્ટ પ્રતીત થાય છે.

મન, વૃત્તિરૂપે પરિણામ ન પામી, સ્થિર હોય ત્યારે, જેમ સાક્ષી વ્યાકુલતાથી રહિત શાંત હોય છે તેમ માયાનું આકાશાદિ પરિણામ થયાપૂર્વે સદ્રૂપ બ્રહ્મ પણ સર્વ જગતથી રહિત એટલે શાંત હોય છે.

અગ્નિની શક્તિના જેવી, સદ્રૂપ બ્રહ્મની જે શક્તિ એટલે આકાશાદિ કાર્યોને ઉપજાવવાનું સૂક્ષ્મ બલ તે માયા કહેવાય છે. તે માયા બ્રહ્મથી ભિન્નસ્વરૂપે પ્રતીત થઈ શકતી નથી, તેનાં આકાશાદિ કાર્યોપરથી તેનું અનુમાન થાય છે. અગ્નિમાં રહેલી શક્તિ જેમ અગ્નિનો સ્પર્શ કરવાં ફરફોલો થવાથી જાણવામાં આવે છે તેમ બ્રહ્મને આશરે રહેલી શક્તિ તેનાં આકાશાદિ કાર્યોથી અનુમાનવડે જાણવામાં આવે છે. શક્તિ, શક્તથી, પૃથક્ છતાં, પણ પૃથક્ પ્રતીત થતી નથી. અગ્નિ જેમ, અગ્નિની શક્તિ નથી તેમ સદ્રૂપ બ્રહ્મ, સદ્રૂપ બ્રહ્મની શક્તિ નથી. એ માયા-શક્તિ સત્ અને અસતથી વિલક્ષણ છે, અર્થાત્ તેનાં કાર્યોવડે વર્તમાનકાલમાં પ્રતીત થનારી અને બ્રહ્મના જ્ઞાનવડે બાધ પામનારી ( મિથ્યા સિદ્ધ થનારી ) છે. શ્રુતિમાં તમ એટલે અજ્ઞાનનો વા માયાનો જે સદ્ભાવ કહ્યો છે તે સદ્ભાવ, સદ્રૂપ બ્રહ્મને આધારે તેની સત્તા છે, તેથી કહ્યો છે. એ માયાની સ્વતંત્રસત્તા ન હોવાથી, બ્રહ્મથી ભિન્નતત્ત્વરૂપે તેને ગણવામાં આવતી નથી. લોકમાં મનુષ્યની અને તેની શક્તિની પૃથક્ જીવિકા આપવામાં આવતી નથી. કોઇ મનુષ્યને જ્યાં વધારે જીવિકા આપવામાં આવે છે ત્યાં તે વધારે જીવિકા તેની શક્તિની નહિ પણ તેનાં ખેતી

શુદ્ધ ઇત્યાદિ શક્તિનાં કાર્યોની હોય છે. જેમ માયાવડે બ્રહ્મમાં દ્વૈતવાળાપણું થતું નથી તેમ આકાશાદિ માયાનાં કાર્યોવડે પણ બ્રહ્મમાં દ્વૈતવાળાપણું થતું નથી, કેમકે માયાનાં કાર્યો જગતની ઉત્પત્તિની પૂર્વે હોતાં નથી.

તે માયા સર્વ બ્રહ્મમાં રહેતી નથી, પણ ઘટાદિ વાસણોને ઉત્પન્ન કરનારી શક્તિ, જેમ માટીના એકદેશરૂપ ચીકણી ભીની માટીમાં રહે છે તેમ તે માયા બ્રહ્મના એકભાગમાં રહે છે તેથી મુક્ત પુરુષોને પ્રાપ્ત થવા-યોગ્ય શુદ્ધ બ્રહ્મનો અભાવ થતો નથી. શ્રુતિમાં "સર્વ ભૂતો અને ભૌતિકો બ્રહ્મના એકદેશમાંજ રહ્યા છે" એમ કહ્યુ છે, અને ભગવદ્‌ગીતારૂપ સ્મૃતિમાં "હુ મારા એકઅંશવડે આ સમગ્રને વ્યાપીને રહુ છુ" એમ કહ્યુ છે, અને બ્રહ્મસૂત્રમાં પણ "માયા ને માયાનાં કાર્યો બ્રહ્મના એકદેશમાં રહે છે" એમ જણાવ્યુ છે તેથી માયા બ્રહ્મના એકદેશમા રહેલી છે એમ સિદ્ધ થાય છે, અને માયા-રહિત બ્રહ્મનો સદ્ભાવ પણ સિદ્ધ થાય છે. બ્રહ્મનો એ અંશ કલ્પિત સમજવો, કેમકે નિરવયવ બ્રહ્મમા વાસ્તવિક અંશ સભવે નહિ. માયા સર્વ બ્રહ્મમાં રહે છે કે તેના એકદેશમા રહે છે? એવો શિષ્યનો પ્રશ્ન થતા તેનુ હિત ઇચ્છનારી શ્રુતિએ તે સમજી શકે એવી ભાષામા માયા બ્રહ્મના એક કલ્પિત ભાગમાં રહે છે એમ કહ્યુ છે.

જેમ ભીંતઉપરના રગો ભીંતઉપર વિવિધ ચિત્રોની કલ્પના કરાવે છે તેમ સદ્‌બ્રહ્મને આશરે રહીને માયા સદ્રૂપ બ્રહ્મમા આકાશાદિ વિવિધ કાર્યોની કલ્પના કરાવે છે. માયાનામની શક્તિનુ પહેલુ કાર્ય અવકાશધર્મવાળું આકાશ છે. આકાશમા તેના વિવર્તકારણરૂપ બ્રહ્મનો સદ્ભાવ હોવાથી "આકાશ છે" એમ કહેવાય છે. સદ્રૂપ બ્રહ્મ, સત (છે) એવા એક સ્વભાવવાળુ છે, અને આકાશ સત્ (છે) અને અવકાશ એવા બે સ્વભાવવાળુ છે. જેમ અવકાશધર્મવાળું આકાશ છે તેમ પ્રતિધ્વનિ પણ આકાશનો સ્વભાવ અથવા ગુણ છે. એ પ્રતિધ્વનિ બ્રહ્મમા પ્રતીત થતો નથી, અને આકાશમાં હોવાપણુ અને પ્રતિધ્વનિ એ બંને પ્રતીત થાય છે. આકાશ, સદ્રૂપ બ્રહ્મનુ, કલ્પિત કાર્ય, છતાં, આકાશ છે એવા વ્યવહારમાં જાણે સદ્રૂપ બ્રહ્મ આકાશનુ કાર્ય હોય એમ પ્રતીત થાય છે એ વિપરીત કલ્પના કરાવનારી માયાના બલથી પ્રતીત થાય છે. જે વસ્તુ જેવી હોય તે વસ્તુનું તેવું ભાન થાય એ યથાર્થજ્ઞાન કહેવાય છે, અને તેનું વિપરીતજ્ઞાન થાય એ ભ્રાંતિજ્ઞાન કહેવાય છે. વેદવચનોના અર્થનો વિચાર કર્યા પહેલાં, સદ્રૂપ બ્રહ્મ આકાશાદિ કાર્યોરૂપે પ્રતીત થાય છે, પણ જ્યારે વેદવચનોના અર્થનો યથાર્થ વિચાર કરવામાં આવે છે ત્યારે આકાશાદિ સર્વ કલ્પિત કાર્યો દૂર થઇ એક બ્રહ્મજ અવશેષ રહે છે. સદ્રૂપ બ્રહ્મ અને આકાશ એ બને ભિન્ન પદાર્થો છે.

આકાશના કાર્ય વાયુમાં અને વાયુના કાર્ય અગ્નિ ઇત્યાદિમાં સદ્રૂપ બ્રહ્મની અનુવૃત્તિ થાય છે, પણ સદ્રૂપ બ્રહ્મમા આકાશની અનુવૃત્તિ થતી નથી, તેથી આકાશ અને સદ્રૂપ બ્રહ્મ ભિન્ન છે એમ જણાય છે. સદ્રૂપ બ્રહ્મ પોતામાં કલ્પાતાં સર્વ કાર્યોમાં અનુગત થાય છે, તેથી તે ધર્મી કહેવાય છે, અને આકાશ તેનો ધર્મ મનાય છે. આકાશની સત્તા સદ્રૂપ બ્રહ્મની સત્તાવડે પ્રતીત થાય છે, પણ સદ્રૂપ બ્રહ્મથી તેને પૃથક્ કરીએ તો તે મિથ્યા ઠરે છે. આકાશ જેમ કલ્પિત પ્રતીત થાય છે તેમ તેનો ધર્મ અવકાશ પણ કલ્પિતજ છે. સદ્રૂપ બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુ સદ્રૂપ નથી. આકાશ અસત્ છતાં કેમ પ્રતીત થાય છે ? એમ જો તમે શંકા કરો તો અમે કહીએ છીએ કે ન હોય છતાં પ્રતીત થવું એ માયિક પદાર્થોની શોભા છે. જે વસ્તુ વાસ્તવિક રીતે ન હોય છતાં પ્રતીત થાય તે વસ્તુ સ્વપ્નમાં પ્રતીત થયેલા હાથી ઘોડા ઇત્યાદિની પેઠે મિથ્યાજ હોય છે.

“ આકાશ અને સત્ સાથે પ્રતીત થાય છે તેથી તેમનો ભેદ માનવો ઉચિત નથી ” એવી શંકા કરવી નહિ, કેમકે જાતિ અને વ્યક્તિ, જીવાત્મા અને શરીર, દ્રવ્ય અને ગુણ એ સાથે પ્રતીત થાય છે, છતાં તેમનો ભેદ માનવામાં આવે છે તેમ આકાશ અને સત્ સાથે પ્રતીત થાય છે, છતાં તેનો ભેદ માનવામાં આવે એમાં કાંઇ આશ્ચર્ય નથી. આકાશનો અને સદ્રૂપ બ્રહ્મનો ભેદ સમજાયા છતાં પણ જો મનમાં તેનો દૃઢ નિશ્ચય ન થતો હોય તો તેનો દૃઢ નિશ્ચય શાથી થતો નથી તેનો મનુષ્યે વિચાર કરવો જોઇએ. તે દૃઢ નિશ્ચય ચિત્તની એકાગ્રતાના અભાવથી થઇ શકતો નથી ? કે સંશયથી થઇ શકતો નથી ? જો ચિત્તની એકાગ્રતાના અભાવથી તેમના ભેદનો નિશ્ચય ન થતો હોય તો તેણે ધ્યાનવડે તેમના ભેદના નિશ્ચયને દૃઢ કરવો જોઇએ, અને જો સંશય રહેતો હોય તો તેને શ્રુતિ અને યુક્તિવડે સદ્રૂપ બ્રહ્મનું અને આકાશનું પૃથક્કરણ કરી દૂર કરવો જોઇએ. આમ કરવાથી તે બંનેનો ભેદ નક્કી થશે. સદ્રૂપ બ્રહ્મનું અને આકાશનું ધ્યાન કરવાથી કે શ્રુતિ અને યુક્તિવડે તેનો વિચાર કરવાથી, સદ્રૂપ બ્રહ્મનો અને આકાશનો ભેદ નક્કી થતાં આકાશ સદ્રૂપ છે, અને સદ્રૂપ બ્રહ્મ અવકાશવાળું છે એ ભ્રાંતિ દૂર થશે. બ્રહ્મવેત્તાઓને આકાશ પારમાર્થિકસત્તાથી રહિત ભાસે છે, અને સદ્રૂપ બ્રહ્મ અવકાશથી રહિત ભાસે છે. સદ્વસ્તુના સત્યપણાનું અને આકાશના મિથ્યાપણાનું ચિંતન કરવાથી તેમના ભેદની વાસના દૃઢ થતાં આકાશ સદ્રૂપ છે એમ કહેનારા અને સદ્વસ્તુને નહિ જાણનારા મનુષ્યને જોઇ, બ્રહ્મવેત્તાને એમનું અજ્ઞાનપણું જણાતાં આશ્ચર્ય ઉપજે છે. જેમ આકાશથી સદ્રૂપ બ્રહ્મનું પૃથક્કરણ કર્યું તેમ વાયુ આદિથી પણ સદ્રૂપ બ્રહ્મનું પૃથક્કરણ કરવું. સદ્રૂપ બ્રહ્મના

એકદેશમાં માયાનામની શક્તિ કલ્પાઇ છે. માયાના એકદેશમાં (દશમા ભાગમાં) આકાશ અને આકાશના દશમા ભાગમાં વાયુ કલ્પાયેલો છે એવી કલ્પના કરવી. બ્રહ્મ સર્વનું કારણ હોવાથી તેનો પાંચ ભૂતો અને ભૌતિક પદાર્થોમાં પરંપરાવડે સંબંધ છે તેથી તે સર્વનું સદ્રૂપ બ્રહ્મથી, પૃથક્કરણ કરવું જોઇએ. વાયુમાં ભીનાને સુકવવું, સ્પર્શ, સામાન્યવેગ અને વિશેષવેગ એ પોતાના ધર્મો રહેલા છે, અને તેમાં હોવાપણું એ સદ્રૂપ બ્રહ્મનો, મિથ્યાપણું એ માયાનો અને પ્રતિધ્વનિ એ આકાશનો ધર્મ આવેલ છે. વિવેકબુદ્ધિવડે વાયુનું સદ્રૂપ બ્રહ્મથી વિવેચન-કરીએ તો પછી વાયુની સ્વતંત્રસત્તા રહેતી નથી.

સદ્રૂપ બ્રહ્મની આકાશાદિ સર્વ કાર્યોમાં અનુવૃત્તિ થાય છે, અને આકાશની વાયુ આદિમાં અનુવૃત્તિ થતી નથી એમ તમે પૂર્વે કહ્યું છે, છતાં હવે તમે કહો છો કે આકાશની પણ વાયુમાં અનુવૃત્તિ થાય છે તો તેમાં તમારા પૂર્વના કથનની સાથે તમારા પાછળના કથનનો વિરોધ આવે છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કેઃ—આકાશના અવકાશધર્મની વાયુ આદિમાં અનુવૃત્તિ થતી નથી એમ અમે પૂર્વે કહ્યુ છે, અને હવે આકાશના શબ્દભાગના ધર્મની અનુવૃત્તિ થાય છે એમ કહીએ છીએ તેથી અમારા આગળપાછળના કથનમાં વિરોધ આવતો નથી. વાયુ સદ્રૂપ બ્રહ્મથી ભિન્ન છે તેથી તે અસત્ છે એમ તમે કહ્યું તો અવ્યક્ત એવી માયાથી આ વાયુ વિપરીતલક્ષણવાળો એટલે વ્યક્ત છે તેથી તે વાયુને અમાયામય એટલે સત્ય કહેવો જોઇએ એમ જો તમે કહો તો તેના સમાધાનમાં કહેવાનું કેઃ—અવ્યક્તપણું એ માયામયપણાનું લક્ષણ નથી, પણ મિથ્યાસ્વરૂપપણું એ માયામયપણામાં નિમિત્ત છે, અને તે નિમિત્ત/માયારૂપ શક્તિ અને તેના વાયુ આદિ કાર્યોમાં, એકસરખુંજ રહેલું છે, તેથી અવ્યક્ત અને વ્યક્ત એવો કારણ અને કાર્ય એવો પેટા ભેદ છતાં તેમના મિથ્યાપણામાં કોઇ પણ પ્રકારનો વિરોધ આવતો નથી. વળી અહીં સદ્રૂપ બ્રહ્મનું અને તેના કલ્પિત કાર્યરૂપ અસતનું વિવેચન ચાલે છે માટે તેનોજ વિચાર કરવો જોઇએ, અસતના પેટા ભેદનો વિચાર ચાલતા પ્રસંગમાં ઉપયોગી ન હોવાથી, તે અહીં ન કરવો જોઇએ. વાયુમાં જે સદ્રૂપ ભાગ છે તે સદ્રૂપ બ્રહ્મનું સ્વરૂપ છે. તે સદ્રૂપ બ્રહ્મને પૃથક્ કરીએ, તો વાયુનો બાકી રહેલો અંશ વાસ્તવિક સ્વરૂપથી રહિત હોવાથી આકાશપ્રમાણે મિથ્યાજ સિદ્ધ થાય છે. એવી રીતે વાયુના મિથ્યાપણાનો નિશ્ચય કરીને, તેમાં રહેલી સત્યપણાની ભ્રાંતિ દૂર કરવી. વાયુના દશમા ભાગમાં અગ્નિ કલ્પિત છે. બ્રહ્માંડની ઉપર જે ભૂતોનાં આવરણો છે તે સર્વનું ન્યૂનાધિકપ્રમાણ પુરાણમાં કહેલું છે.

અગ્નિતત્ત્વ ઉષ્ણ અને પ્રકાશ એ બે ધર્મવાળું છે. તેમાં હોવાપણું, મિથ્યાપણું, શબ્દ અને સ્પર્શ એવા જે ધર્મો પ્રતીત થાય છે તે ક્રમપૂર્વક સદ્રૂપ

બ્રહ્મ, માયા, આકાશ અને વાયુ એમની અનુવૃત્તિથી પ્રતીત થાય છે. રૂપ એ અગ્નિનો પોતાનો ધર્મ છે, અને બીજા ધર્મો કારણમાંથી આવેલા છે. અગ્નિનું સદ્રૂપ બ્રહ્મથી પૃથક્કરણ કરવાથી અગ્નિ મિથ્યા છે એવો નિશ્ચય થાય છે. અગ્નિના દશમા ભાગમાં જલની કલ્પના કરી છે. જલમાં હોવાપણું, મિથ્યાપણું, શબ્દ, સ્પર્શ અને રૂપ આ પાંચ ધર્મો પોતાનાં કારણોમાંથી અનુવૃત્ત થયેલા છે, અને રસ એ જલનો પોતાનો ગુણ છે. જલનું સતથી પૃથક્કરણ કરવાથી તે જલ મિથ્યા છે એવો નિશ્ચય થાય છે. જલના દશમા ભાગમાં ભૂમિની કલ્પના કરવામા આવી છે. તેમાં હોવાપણું, મિથ્યાપણું, શબ્દ, સ્પર્શ, રૂપ અને રસ આ ધર્મો તેનાં કારણોમાંથી અનુવૃત્ત થયેલા છે. ભૂમિનો પોતાનો ધર્મ ગંધ છે. પૃથ્વીનું સદ્રૂપ બ્રહ્મથી પૃથક્કરણ કરવાથી તેનું મિથ્યાપણું નિશ્ચિત થાય છે. ભૂમિના દશમા ભાગમા બ્રહ્માંડ કલ્પાયેલું છે, બ્રહ્માંડમા ભૂરાદિ ચૌદ ભુવનો કલ્પાયેલાં છે, ને એ ભુવનોમા જરાયુજાદિ ચાર પ્રકારના પ્રાણીઓના શરીરો કલ્પાયેલાં છે. એ સર્વનું સદ્રૂપ બ્રહ્મથી વિવેચન કરવાથી તેમનુ મિથ્યાપણું સિદ્ધ થાય છે. મિથ્યારૂપે નક્કી કરેલાં બ્રહ્માડાદિ ભલે પ્રતીત થાય. તેથી સદ્રૂપ બ્રહ્મને કાંઇ હાનિ થતી નથી. માયા, પાંચ ભૂતો અને ભૌતિક પદાર્થો મિથ્યા છે એવો દૃઢ નિશ્ચય મનમા થવાથી સદ્રૂપ બ્રહ્મ એક અને અદ્વિતીય છે એ નિર્ણય કદીપણ દૂર થતો નથી. ભૂતો અને ભૌતિકો મિથ્યાજ છે એમ જાણ્યા છતાં પણ તેના સ્વરૂપનો નાશ ન થવાથી જ્ઞાનીનો વ્યવહાર ચાલે છે, તેનો લોપ થતો નથી સંસાર કલ્પિત હોવાથી સાખ્યાદિ શાસ્ત્રકારો પોતપોતાની યુક્તિઓવડે સાંસારિક ભેદોની કલ્પના તેમની ઇચ્છાપ્રમાણે કરે તેથી પારમાર્થિકસત્તાવાળા અદ્વૈતરૂપ બ્રહ્મને તે ભેદોની કાંઈ અસર થતી નથી, એટલે તેમણે માનેલા ભેદોનુ ખંડન કરવાની અમને આવશ્યકતા નથી. ભેદવાદીઓ શ્રુતિ, સ્મૃતિ અને જ્ઞાનીઓના અનુભવથી વિરુદ્ધ અદ્વિતીય બ્રહ્મની અવગણના કરે છે તો પછી અમે શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ અને જ્ઞાનીઓના અનુભવનો આશ્રય લઇ ભેદવાદની અવગણના કરીએ તે કાંઇ અયોગ્ય નથી. દ્વૈતની અવગણના દૃઢ થવાથી મુમુક્ષુની મતિ સ્થિર થઇને, અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થતા, તે જીવન્મુક્ત થાય છે. જીવન્મુક્ત થયા પછી પ્રારબ્ધકર્મની સમાપ્તિએ તે વિદેહમુક્તિ પામે છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણભગવાને બ્રહ્મજ્ઞાનનો મહિમા આ પ્રમાણે કહ્યો છેઃ—"કામનારહિત પુરુષને પ્રાપ્ત થનારી જે સ્થિતિ છે, તે બ્રહ્મનિષ્ઠાવાળી સ્થિતિ છે. એવી સ્થિતિને પામીને, જ્ઞાની, દેહમાં "આત્માની બુદ્ધિ" અને સંસારમાં "સત્યપણાની બુદ્ધિ" કરવારૂપે મોહને પામતા નથી.. એ સ્થિતિ અંતકાલે પ્રાપ્ત થાય તોપણ તે પરમાનંદરૂપ બ્રહ્મને પામે છે." અહીં અંતકાલનો અર્થ સત્યરૂપ

અદ્વૈત અને મિથ્યારૂપ દ્વૈત એ બેના એકપણાની ભ્રાંતિનો નાશ અર્થાત્ એ બેના ભેદનું જ્ઞાન એવો થાય છે. અથવા અંતકાલ શબ્દનો અર્થ લૌકિક રીતે સ્થૂલશરીરથી પ્રાણનો વિયોગ એમ માનીએ તોપણ અડચણ નથી. તે સમયમાં પણ જડચેતનના એકપણાની નાશ પામેલી ભ્રાંતિનો તેમના મનમાં પુનઃ ઉદય થતો નથી. જ્ઞાની મનુષ્યનું શરીર લોકોની દૃષ્ટિએ ઇચ્છવાયોગ્ય સ્થિતિમાં અથવા નહિ ઇચ્છવાયોગ્ય સ્થિતિમાં અને કોઇ પવિત્ર સ્થલમાં અથવા કોઇ અપવિત્ર સ્થલમાં પડે તોપણ તેમનાવિદેહકૈવલ્યમાં કાંઇ હાનિ પહોંચતી નથી. મરણકાલે તેમને સંનિપાત કે મૂર્છા થાય તોપણ જેમ પ્રાપ્ત કરેલું શાસ્ત્રજ્ઞાન સ્વપ્ન અને સુષુપ્તિમાં તેનું વિસ્મરણ થયા છતાં પણ બીજે દિવસે તેનું સ્મરણ થાય છે તેમ મરણકાલે તેમને સંનિપાત કે મૂર્છા થવાથી થોડો સમય બ્રહ્મતત્ત્વનું વિસ્મરણ થાય તોપણ છેવટ તેનું સ્મરણ થઇ આવે છે, અર્થાત્ પ્રાપ્ત થયેલા બ્રહ્મજ્ઞાનનો નાશ થતો નથી. વેદાંતરૂપ પ્રમાણથી ઉપજેલું જ્ઞાન, તેનાથી વધારે બલવાન પ્રમાણના અભાવે, બાધ પામતું નથી, અને વેદાંતથી બીજું કોઇ પ્રબલ પ્રમાણ જોવામાં આવતું નથી, તેથી વેદાંતરૂપ પ્રમાણથી સિદ્ધ થયેલું અદ્વૈતજ્ઞાન અંતકાલે સુસ્થિર રહે છે. સદ્રૂપ બ્રહ્મથી પાંચ મહાભૂતોનો વિવેક કરવાથી મનુષ્યને પરમાનંદરૂપ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે.

એ પ્રમાણે **શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિ**વિરચિત પંચદશીના પંચમહાભૂતવિવેકનામના બીજા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મ**વિરચિત સાર સંપૂર્ણ થયો. ૨





# ३ पंचकोशविवेक ॥

## ટીકાકારકૃત મંગલ

### દોહરો

પંચકોશવિવેકથી, આતમ-અનુભવ થાય;
આત્માના અનુભવવડે, ત્રિવિધ તાપ વિલાય. ૧

શ્રીમદ્વિદ્યારણ્યસ્વામી કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીય-ઉપનિષદ્‌ના તાત્પર્યના નિરૂપણરૂપ પંચકોશવિવેકનામના પંચદશીના ત્રીજા પ્રકરણનું શ્લોકના પૂર્વાર્ધમાં આવેલા બ્રહ્મશબ્દવડે મંગલાચરણ કરી, પછી ફલસહિત આ પ્રકરણનો વિષય જણાવી પ્રકરણના આરંભની પ્રતિજ્ઞા કરે છેઃ—

गुहाहितं ब्रह्म यत्तत्पंचकोशविवेकतः ।
बोद्धुं शक्यं ततः कोशपंचकं प्रविविच्यते ॥ १ ॥

अन्वयः—यत् गुहाहितं ब्रह्म, तत् पंचकोशविवेकतः बोद्धुं शक्यं, ततः कोशपंचकं प्रविविच्यते ॥

જે પચકોશરૂપ ગુફામાં ગુપ્ત રહેલ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ છે તે અન્નમય આદિ પાંચ કોશના વિવેચનથી જાણવાને શક્ય છે, તેથી અન્નમયાદિ પાંચ કોશોનુ આ પ્રકરણમાં ઉત્તમ પ્રકારે વિવેચન કરાય છે.

यो वेद निहितं गुहायाम् ( જે પુરુષ વિજ્ઞાનમયકોશરૂપ ગુફામાં સત્તા-સ્ફુરણરૂપે રહેલા બ્રહ્મને જાણે છે ) એ શ્રુતિમાં બ્રહ્મને વિજ્ઞાનમયકોશથી ઉપલક્ષિત અન્નમય આદિ પાંચ કોશમાં રહેલું કહ્યું છે. ૧

તૈત્તિરીયશ્રુતિમાં ગુહા એ શબ્દવડે કયો અર્થ કહેવાને ઇચ્છિત છે તે ગ્રંથકાર જણાવે છેઃ—

देहादभ्यंतरः प्राणः प्राणादभ्यंतर मनः ।
ततः कर्ता ततो भोक्ता गुहा सेयं परंपरा ॥ २ ॥

देहात् प्राणः अभ्यंतरः, प्राणात् मनः अभ्यंतरं, ततः कर्ता, ततः भोक्ता [च इति या ] इयं परंपरा सा गुहा ॥

અન્નમયકોશરૂપ સ્થૂલશરીરથી પ્રાણ એટલે પ્રાણમયકોશ સર્વભણીથી અંતર છે. તે પ્રાણમયકોશથી મન એટલે મનોમયકોશ સર્વભણીથી અંતર છે. તેનાથી એટલે મનોમયકોશથી કર્તા એટલે વિજ્ઞાનમયકોશ અંતર છે. તે વિજ્ઞાનમયકોશથી ભોક્તા એટલે આનંદમયકોશ અંતર છે. એવી જે આ કોશની પરંપરા ( ક્રમપૂર્વક હાર ) તે ગુહા ( ગુફા ) છે, અર્થાત્ તેને ઉપરની શ્રુતિમાં ગુફા કહી છે. ૨

નીચેના શ્લોકમાં અન્નમયકોશનું સ્વરૂપ અને તેનું જડપણું જણાવે છેઃ—

**पितृभुक्तान्नजाद्वीर्याज्जातोऽन्नेनैव वर्धते ।**
**देहः सोऽन्नमयो नात्मा प्राक्चोर्ध्वं तदभावतः ॥ ३ ॥**

[यः] पितृभुक्तान्नजात् वीर्यात् जातः [च] अन्नेन एव वर्धते, सः अन्नमयः देहः आत्मा न, प्राक् च ऊर्ध्वं तदभावतः ॥

જે પિતાએ તથા માતાએ ખાધેલા અન્નના પરિણામરૂપ શુક્રથી ઉત્પન્ન થયેલો છે, અને જે કોઇ પણ પ્રકારના અન્નવડેજ વધે છે તે સ્થૂલદેહ અન્નમયકોશ છે. તે અન્નમયકોશ આત્મા નથી, કેમકે શરીરની ઉત્પત્તિની પૂર્વે અને તેના નાશની પછી તેનો અભાવ હોય છે.

મનુષ્યાદિ પ્રાણીઓ પોતપોતાને ઉચિત એવું જે અન્ન ખાય છે તેનું ક્રમપૂર્વક રસ, રુધિર, માંસ, મેદ, હાડકાં, મજ્જા અને શુક્ર( વીર્ય )રૂપે પરિણામ થાય છે. પિતાએ ખાધેલા અન્નમાંથી તેના શરીરમાં વીર્ય ઉત્પન્ન થાય છે, અને માતાએ ખાધેલા અન્નમાંથી તેના શરીરમાં શોણિતનામનું એક પ્રકારનું વીર્ય ઉત્પન્ન થાય છે. પછી બાલક દૂધ વગેરેનો આહાર લઇ મોટું થાય છે. ભવિષ્યમાં ઉત્પન્ન થનારા જીવનો અન્નદ્વારા પિતાની સાથે પહેલો સંયોગ થાય છે માટે પિતાએ ખાધેલા અન્નમાંથી એમ કહ્યું છે.

આત્મા ચેતનસ્વરૂપવાળો ને નિત્ય છે, અને સ્થૂલશરીર જડસ્વભાવવાળું ને અનિત્ય છે માટે સ્થૂલશરીર આત્મા નથી. ૩

સ્થૂલશરીરને જો આત્મા માનવામાં આવે તો તેમા નહિ કરેલા કર્મના ફલની પ્રાપ્તિ અને કરેલા કર્મના ફલનો વિનાશ એ નામના બે દોષની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છેઃ—

**पूर्वजन्मन्यसन्नेतज्जन्म संपादयेत्कथम् ।**
**भाविजन्मन्यसत्कर्म न भुंजीतेह संचितम् ॥ ४ ॥**

[सः] पूर्वजन्मनि असन् एतत् जन्म कथं संपादयेत् ? [तथा] भाविजन्मनि असन् [ सः ] इह संचितं कर्म न भुंजीत ॥

સ્થૂલશરીરરૂપ જે આત્મા પૂર્વજન્મમાં નહોતો તે સ્થૂલશરીરરૂપ આત્મા આ જન્મ કેવી રીતે પ્રાપ્ત કરી શકે? અને ભવિષ્યના જન્મમાં નહિ હોનારો તે આ જન્મમાં સંગ્રહ કરી રાખેલાં કર્મોનું ફલ આગળ ભોગવશે નહિ. એવી રીતે સ્થૂલશરીરરૂપ અન્નમયકોશને આત્મા માનવાથી નહિ કરેલા કર્મનાં ફલની પ્રાપ્તિ અને કરેલા કર્મનો ફલભોગવિના વિનાશ એ બે દોષ પ્રાપ્ત થાય છે.

સ્થૂલશરીરથી ભિન્ન આત્મા ન માનીએ તો તેનાં પૂર્વશુભાશુભકર્મનો અભાવ હોવાથી વર્તમાનજન્મમાં પ્રાણીઓની સ્થિતિઓની જે વિલક્ષણતા જોવામાં આવે છે તેનું યથાયોગ્ય સમાધાન થઇ શકતું નથી, અને આઘાત તથા પ્રત્યાઘાતની પેઠે કર્મ ને તેનું ફલ બરાબર અને સામસામાં હોવાં જોઇએ આવો નિયમ છે. આ નિયમના ભંગરૂપ દોષ વર્તમાનશરીરની સાથે આત્માનો નાશ માનવાથી પ્રાપ્ત થાય છે. ઉપર જણાવેલા અકૃતાભ્યાગમ ને કૃતવિપ્રણાશ એ બે દોષની નિવૃત્તિમાટે સ્થૂલશરીરથી આત્મા ભિન્ન છે એમજ માનવું જોઇએ. ૪

હવે પ્રાણમયકોશનું સ્વરૂપ તથા એ પ્રાણમયકોશ આત્મા નથી એમ જણાવે છેઃ—

पूर्णो देहे बलं यच्छन्नक्षाणां यः प्रवर्तकः ।
वायुः प्राणमयो नासावात्मा चैतन्यवर्जनात् ॥ ५ ॥

यः वायुः देहे पूर्णः, बलं यच्छन् अक्षाणां प्रवर्तकः, असौ प्राणमयः चैतन्यवर्जनात् आत्मा न ॥

જે વાયુ સ્થૂલશરીરમાં સર્વત્ર વ્યાપીને રહેલો છે, અને જે વ્યાનરૂપથી બલ આપતો છતો જ્ઞાનેંદ્રિયોની અને કર્મેંદ્રિયોની પ્રવૃત્તિ કરાવનારો થાય છે તે પ્રાણમયકોશ છે. આ પ્રાણમયકોશ જ્ઞાનસ્વભાવથી રહિત હોવાથી આત્મા નથી.

પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એ સ્થૂલશરીરમાં રહેલા પાંચ પ્રાણો અને વાગાદિ પાંચ કર્મેંદ્રિયો મળીને પ્રાણમયકોશ થાય છે એમ સમજવું આ કોશમાં પ્રાણ મુખ્ય હોવાથી આ કોશનું નામ પ્રાણમય કહ્યું છે. ૫

મનોમયકોશનું સ્વરૂપ અને તે મનોમયકોશ આત્મા નથી એમ જણાવે છેઃ-

अहंतां ममतां देहे गेहादौ च करोति यः ।
कामाद्यवस्थया भ्रांतो नासावात्मा मनोमयः ॥ ६ ॥

यः देहे अहंतां च गेहादौ ममतां करोति असौ कामाद्यवस्थया भ्रांतः मनोमयः आत्मा न ॥

જે મનોમયકોશ સ્થૂલશરીરમાં અહતા અને પોતાના માનેલા ઘર આદિમાં મમતા કરે છે તે કામ ક્રોધ આદિ અવસ્થાવડે ભ્રાંતિ પામેલો મનોમયકોશ આત્મા નથી.

મન અને શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો મળીને મનોમયકોશ થાય છે. આ કોશમાં મનનુ પ્રધાનપણું હોવાથી તેને મનોમયકોશ કહ્યો છે. તે મનોમયકોશ કામક્રોધાદિ વિકાર પામનારો હોવાથી સ્થિરરૂપે રહેનારો નથી માટે સર્વદા એકરૂપે રહેનાર જે આત્મા તે રૂપ તે નથી. ૬

હવે કર્તાપણાના નામવાળા વિજ્ઞાનમયકોશનુ સ્વરૂપ અને તેનુ આત્માથી પૃથક્પણું જણાવે છે:—

लीना सुप्तौ वपुर्बोधे व्याप्नुयादानखाग्रगा ।
चिच्छायोपेतधीर्नात्मा विज्ञानमयशब्दभाक् ॥ ७ ॥

*[या] चिच्छायोपेतधीः सुप्तौ लीना [सती च] बोधे आनखाग्रगा [सती] वपुः व्याप्नुयात् [सा] विज्ञानमयशब्दभाक् [धीः] आत्मा न ॥*

જે ચેતનના આભાસવાળી બુદ્ધિ સુષુપ્તિ–અવસ્થામા પોતાના ઉપાદાન-કારણરૂપ અજ્ઞાનમા લીન થઈને રહે છે, અને જાગ્રદવસ્થામા પગના નખથી માંડીને માથાપર્યંત ફેલાઇ આખા શરીરમા વ્યાપીને રહે છે, તે વિજ્ઞાનમય-શબ્દવડે કહેવાતી બુદ્ધિ આત્મા નથી.

બુદ્ધિ અને શ્રોત્રાદિ પાચ જ્ઞાનેંદ્રિયો મળીને વિજ્ઞાનમયકોશ થાય છે. આ કોશમાં વિજ્ઞાન એટલે બુદ્ધિનુ પ્રધાનપણુ હોવાથી આ કોશને વિજ્ઞાન-મયકોશ કહ્યો છે. બુદ્ધિ નિર્મલ હોવાથી તેમા ચેતનનુ સંક્રમણ થાય છે તેથી તેને ચેતનના આભાસવાળી કહી છે. બુદ્ધિ સુષુપ્તિ–અવસ્થામા પોતાના કારણ અજ્ઞાનના અંશમા લીન થાય છે, અને મનુષ્યાદિના જાગ્રતના કર્મો ફલ દેવાને તત્પર થાય ત્યારે તે આખા શરીરમા વ્યાપીને રહે છે. આવી રીતે તે બુદ્ધિ, સ્થૂલશરીરમા આવિર્ભાવ પામનારી ને તિરોભાવ પામનારી હોવાથી આવિર્ભાવતિરોભાવથી રહિત આત્મસ્વરૂપ નથી. ૭

મન અને બુદ્ધિ એ બને અત:કરણરૂપ છતા તે બનેને પૃથક્ શામાટે કહ્યાં છે તે જણાવે છે:—

कर्तृत्वकरणत्वाभ्यां विक्रियेतांतरिंद्रियम् ।
विज्ञानमनसी अन्तर्बहिश्चैते परस्परम् ॥ ८ ॥

अंतरिंद्रियं कर्तृत्वकरणत्वाभ्यां विक्रियेत, च एते विज्ञानमनसी परस्परं अंतर्बहिः [ वर्तेते ] ॥

એ અંતઃકરણ કર્તાપણાવડે અને કરણપણાવડે વિકાર પામે છે તેથી તે બંને ક્રમથી બુદ્ધિરૂપ અને મનરૂપ કહેવાય છે, અને તે બંને એકબીજાની અપેક્ષાએ અંતર અને બહાર રહે છે.

બુદ્ધિ અને મન એ બંને દશ બાહ્યેંદ્રિયોની અપેક્ષાએ અંતરિંદ્રિય હોવાથી અંતઃકરણ કહેવાય છે. બુદ્ધિ કર્તાપણારૂપે અને મન કરણપણારૂપે (સાધન-પણારૂપે) પરિણામ પામે છે. બુદ્ધિની અપેક્ષાએ મન બહાર છે, અને મનની અપેક્ષાએ બુદ્ધિ અંતર છે તેથી વિજ્ઞાનમયકોશને અને મનોમયકોશને પૃથક્ માનેલા છે. ૮

હવે ભોક્તા એવા નામવાળા આનંદમયકોશનું સ્વરૂપ કહે છેઃ—

**काचिदंतर्मुखावृत्तिरानंदप्रतिबिंबभाक् ।**
**पुण्यभोगे भोगशान्तौ निद्रारूपेण लीयते ॥ ९ ॥**

पुण्यभोगे काचित् वृत्तिः अंतर्मुखा [सती] आनंदप्रतिबिंबभाक् [भवति, सा] भोगशांतौ निद्रारूपेण लीयते ॥

પુણ્યકર્મના ફલનો ભોગ કરવાના સમયમાં અંતઃકરણની કોઇ વૃત્તિ અંતર્મુખ (આત્માભિમુખ) થઇને આત્માના આનંદના પ્રતિબિંબને ગ્રહણ કરનારી થાય છે. અંતઃકરણની તે વૃત્તિ પુણ્યકર્મના ફલનો ભોગ પૂરો થયે નિદ્રારૂપે લય પામે છે. આત્માનંદનો અનુભવ કરનારી તે વૃત્તિ આનંદમય-કોશ કહેવાય છે. ૯

ઉપર જણાવેલો આનંદમયકોશ આત્મા નથી એમ કારણસહિત જણાવે છેઃ—

**कादाचित्कत्वतो नात्मा स्यादानंदमयोऽप्ययम् ।**
**बिंबभूतो य आनंद आत्माऽसौ सर्वदा स्थितेः ॥ १० ॥**

कादाचित्कत्वतः अयं आनंदमयः अपि आत्मा न स्यात्, [किंतु] बिंबभूतः यः आनंदः असौ सर्वदा स्थितेः आत्मा [अस्ति] ॥

ક્યારેક પ્રતીત થનાર હોવાથી આ આનંદમયકોશ પણ આત્મા નથી, પરંતુ બિંબરૂપ જે આનંદ છે આ સર્વદા સ્થિત હોવાથી આત્મા છે.

આનંદમયકોશ નિત્ય રહેનારો નથી, પણ ક્યારેક પ્રતીત થનારો છે, અને આત્મા તો નિત્ય રહેનારો છે, માટે આનંદમયકોશ આત્માથી ભિન્ન અને કલ્પિત છે. ૧૦

જો અન્નમય આદિ પાંચ કોશમાંથી કોઈ એકને આત્મા ન માનીએ તો પછી બીજો કોઇ આત્મા અનુભવમાં આવતો નથી તેથી શૂન્યવાદની પ્રાપ્તિ થશે એમ વાદી શંકા કરે છેઃ—

ननु देहमुपक्रम्य निद्रानंदांतवस्तुषु ।
मा भूदात्मत्वमन्यस्तु न कश्चिदनुभूयते ॥ ११ ॥

ननु देहं उपक्रम्य निद्रानंदांतवस्तुषु आत्मत्वं मा भूत्, अन्यः तु कश्चित् न अनुभूयते ॥

શંકાઃ—સ્થૂલદેહથી માંડીને સુષુપ્તિ—અવસ્થામાં પ્રતીત થતા આનંદમય-કોશપર્યંત જે કોશો છે તેમાં ભલે આત્મપણું ન હો, પરંતુ તે પાંચ કોશથી ભિન્ન બીજો કોઈ આત્મા અનુભવમાં આવતો નથી. આમ હોવાથી અન્નમય આદિ પાંચ કોશોથી આત્મા ભિન્ન છે એ તમારું કહેવું સિદ્ધ થતું નથી, તેથી પાંચ કોશોના અભાવરૂપ શૂન્ય આત્મા છે એમ તમારી ઇચ્છા ન હોય તોપણ સિદ્ધ થયુ. ૧૧

ઉપર જણાવેલી શંકાનુ સમાધાન કરે છેઃ—

बाढं निद्रादयः सर्वेऽनुभूयंते न चेतरः ।
तथाप्येतेऽनुभूयंते येन तं को निवारयेत् ॥ १२ ॥

बाढं, निद्रादयः सर्वे अनुभूयंते. इतरः च न [अनुभूयते,] तथापि एते येन अनुभूयंते तं कः निवारयेत् ? ॥

**સમાધાનઃ**—તમારુ કહેવું એક પ્રકારે ઠીક છે, આનંદમય આદિ બધા કોશોનો અનુભવ થાય છે, અને તેનાથી ભિન્ન બીજો કોઇ અનુભવમાં આવતો નથી, તોપણુ આ આનંદમય આદિ કોશો જે આત્માવડે અનુભવવામાં આવે છે તે આત્માનુ નિવારણુ કોણુ કરી શકે ? કોઈ ન કરી શકે.

અનુભવના વિષયથી અનુભવ કરનારને પૃથક્ માનવો જોઈએ. ઉપર જણાવેલા અન્નમય આદિ પાંચ કોશો અનુભવના વિષયરૂપ થાય છે તેથી એ પાંચ કોશોનો અનુભવ કરનાર આત્માને એ પાંચ કોશોથી ભિન્ન માનવો જોઇએ. એવી રીતે અનુભવ કરનાર આત્માનો સદ્ભાવ સિદ્ધ થવાથી પાંચ કોશોના અભાવરૂપ શૂન્ય આત્મા છે એમ સિદ્ધ થતું નથી. ૧૨

એ આત્મા અનુભવના વિષયરૂપ નથી, પણુ અનુભવસ્વરૂપ છે એમ જણાવે છેઃ—

स्वयमेवानुभूतित्वाद्विद्यते नानुभाव्यता ।
ज्ञातृज्ञानांतराभावादज्ञेयो न त्वसत्तया ॥ १३ ॥

स्वयं एव अनुभूतित्वात् [ अस्य ] अनुभाव्यता न विद्यते, ज्ञातृज्ञानांतराभावात् [ अयं ] अज्ञेयः, तु असत्तया न ॥

એ આત્માનું પોતાથીજ (સ્વભાવથીજ) અનુભવસ્વરૂપપણું હોવાથી તેનું બીજા કોઇના અનુભવના વિષયરૂપપણું નથી. બીજા જ્ઞાતાનો ને બીજા જ્ઞાનનો (જ્ઞાનના સાધનરૂપ મનનો) અભાવ હોવાથી આ આત્મા જ્ઞાનનો (અનુભવનો) અવિષય છે, પણ પોતાના અભાવવડે તે જ્ઞાનનો અવિષય નથી.

"विज्ञातारमरे केन विजानीयात्?" (અરે મૈત્રેયી! સર્વને જાણનાર આત્માને મનુષ્ય કયા કરણવડે જાણે?) એ શ્રુતિથી આત્માનો કોઇ જ્ઞાતા નથી એમ સિદ્ધ થાય છે. આત્માનો કોઇ જ્ઞાતા માનવામાં આવે તો તેથી આત્માશ્રયાદિ દોષોની પ્રાપ્તિ થાય છે. તે આત્મા સ્વયંપ્રકાશ હોવાથી તેને પોતાના સાક્ષાત્કારમાં બીજા પ્રકાશની (જ્ઞાનની) અગત્ય રહેતી નથી તેથી તેને અજ્ઞેય એટલે ઇંદ્રિયમનના જ્ઞાનના અવિષયભૂત કહ્યો છે. ૧૩

અનુભવસ્વરૂપવાળો આત્મા અનુભવનો વિષય થઇ શકતો નથી એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

**माधुर्यादिस्वभावानामन्यत्र स्वगुणार्पिणाम् ।**
**स्वस्मिंस्तदर्पणापेक्षा नो न चास्त्यन्यदर्पकम् ॥ १४ ॥**

अन्यत्र स्वगुणार्पिणां माधुर्यादिस्वभावानां स्वस्मिन् तदर्पणापेक्षा नो [विद्यते,] च अन्यत् अर्पकं न अस्ति ॥

બીજા પદાર્થોને પોતાના ગુણનું અર્પણ કરનાર મધુરપણા આદિ સ્વભાવવાળા સાકર આદિ પદાર્થોને પોતામાં એ ગુણ (સ્વભાવ) અર્પણ કરનારા કોઇ બીજા પદાર્થની અપેક્ષા રહેતી નથી, અને તેને બીજો કોઇ પદાર્થ મધુરપણું આદિ આપનાર પણ નથી.

જેવી રીતે સાકર ઇત્યાદિ ગળ્યા પદાર્થોમાં અને ખાટાખારા આદિ રસવાળા પદાર્થોમાં જે મધુરપણું આદિ છે તે પોતપોતાના સ્વભાવથીજ છે, તેને મધુરપણું આદિ આપનાર બીજા કોઇ પણ પદાર્થની અપેક્ષા રહેતી નથી, તેવી રીતે આત્મા જ્ઞાનસ્વભાવવાળો હોવાથી તેને બીજાના જ્ઞાનના સાહાય્યની અપેક્ષા રહેતી નથી. ૧૪

ઉપર કહેલી વાતને વધારે સ્પષ્ટ કરે છેઃ—

**अर्पकांतरराहित्येऽप्यस्त्येषां तत्स्वभावता ।**
**मा भूत्तथानुभाव्यत्वं बोधात्मा तु न हीयते ॥ १५ ॥**

अर्पकांतरराहित्ये अपि एषां [यथा] तत्स्वभावता अस्ति, तथा [अस्य] अनुभाव्यत्वं मा भूत्, तु बोधात्मा न हीयते ॥

મધુરતા આદિ ગુણ અર્પણ કરનાર બીજા પદાર્થના રહિતપણામાં પણ આ સાકર આદિનું જેમ તે સ્વભાવવાળાપણું છે તેમ આ આત્માનું અનુભવના વિષયરૂપપણું ભલે ન હો, પરંતુ જ્ઞાનસ્વભાવવાળો આત્મા અભાવરૂપને પામતો નથી, અર્થાત્ એ અનુભવરૂપ આત્મા સર્વદા સ્વતઃસિદ્ધજ છે. ૧૫

આત્માના સ્વયંપ્રકાશપણા આદિમાં શ્રુતિઓનાં પ્રમાણ આપે છેઃ—

**स्वयं ज्योतिर्भवत्येष पुरोऽस्माद्भासतेऽखिलात् ।**
**तमेव भान्तमन्वेति तद्भासा भास्यते जगत् ॥ १६ ॥**

एषः स्वयंज्योतिः भवति, [अयं] अस्मात् अखिलात् पुरः भासते, तं एव भान्तं [ सर्वं ] अन्वेति, तद्भासा जगत् भास्यते ॥

"अत्रायं पुरुषः स्वयंज्योतिर्भवति" (અહીં આ પુરુષ સ્વયંપ્રકાશ હોય છે ) એ બૃહદારણ્યક–ઉપનિષદ્‌ની, "अस्मात् सर्वस्मात् पुरतः विभाति" ( આ સર્વથી પ્રથમ તે પ્રકાશે છે ) એ નૃસિંહપૂર્વતાપનીય–ઉપનિષદ્‌ની અને "तमेव भान्तमनुभाति सर्वं, तस्य भासा सर्वमिदं विभाति" (તેના પ્રકાશ્યા પછીજ આ સર્વ પ્રકાશે છે, તેના પ્રકાશવડે આ સર્વ પ્રકાશે છે,) એ મુંડક–ઉપનિષદ્‌ની તથા બીજી શ્રુતિઓમા આત્માનું સ્વયંપ્રકાશપણું જણાવ્યું છે.

જાગ્રદવસ્થામા સૂર્યાદિ બહારની જ્યોતિઓ, નેત્રાદિ ઇંદ્રિયો અને અંતઃ-કરણરૂપ અંતરની જ્યોતિ એ પદાર્થોને પ્રકાશનારી સામગ્રી વિદ્યમાન હોવાથી આત્મા સ્વયપ્રકાશ છે એમ મનુષ્યથી સ્પષ્ટ સમજી શકાતું નથી, અને સુષુપ્તિમાં અજ્ઞાનને તથા સુખને પ્રકાશનારો આત્મા સ્વયંપ્રકાશ છે એમ અનુ-માનવડે સૂક્ષ્મબુદ્ધિવાળાથી સમજી શકાય છે, પણ સામાન્યબુદ્ધિવાળાથી આત્માનું તે સ્વયપ્રકાશપણું સમજી શકાતું નથી, પરતુ સ્વપ્નાવસ્થામાં સૂર્યાદિ જ્યોતિઓ અને નેત્રાદિ ઇંદ્રિયો જે પદાર્થોને પ્રકાશનારા છે તેનો અભાવ હોવાથી એ વેલા પ્રતીત થનારા પ્રાતિભાસિક પ્રપંચને સ્વયંપ્રકાશ આત્મા પ્રકાશે છે તેથી આત્માનું સ્વયપ્રકાશપણું સ્વપ્નાવસ્થામા મનુષ્યથી સ્પષ્ટ સમજી શકાય છે. ૧૬

"येनेदं सर्वं विजानाति तं केन विजानीयात् ?" ( જે આત્માના સદ્-ભાવવડે આ સર્વ દશ્યને મનુષ્ય સારી રીતે જાણે છે તે આત્માને કયા કરણવડે મનુષ્ય જાણી શકે ? ) એ બૃહદારણ્યક–ઉપનિષદ્‌ની શ્રુતિને અર્થથી નીચેના શ્લોકવડે કહે છેઃ—

**येनेदं जानते सर्वं तत्केनान्येन जानताम् ।**
**विज्ञातारं केन विद्याच्छक्तं वेद्ये तु साधनम् ॥ १७ ॥**

येन इदं सर्वं जानते तत् केन अन्येन जानताम्? विज्ञातारं केन विद्यात्? तु साधनं वेद्ये शक्तम् ॥

જે જ્ઞાનસ્વભાવવાળા આત્માવડે આ સર્વ દૃશ્યને મનુષ્ય જાણે છે, એ આત્માને કયા બીજા અન્ય જડ પદાર્થવડે મનુષ્ય જાણી શકે? સર્વ દૃશ્યને પ્રકાશનાર આત્માને કયા જડ કરણવડે મનુષ્ય જાણે? પદાર્થના જ્ઞાનનું કરણ (સાધન) જે મન તે આત્માથી ભિન્ન જાણવાયોગ્ય વિષયના જ્ઞાનમાં સાધનરૂપ છે, જ્ઞાનસ્વભાવવાળા આત્માને જાણવાને તે સમર્થ નથી.

સ્વયપ્રકાશ આત્મા સર્વ દૃશ્ય પ્રાણિપદાર્થને પ્રકાશે છે. તે આત્મા કોઇ પણ જડ પદાર્થવડે પ્રકાશાવાને યોગ્ય નથી. એ આત્માને મન આદિ કોઇ પણ કરણવડે જાણી શકાતો નથી. પ્રાણિપદાર્થને જાણવાનું સાધન જે મન તે તો પોતાના વિષયભૂત જડ પ્રાણિપદાર્થને પ્રકાશવાના બલવાળું છે, પણ પોતાને પ્રકાશનાર જે આત્મા તેને પ્રકાશવાના બલવાળું નથી. १७

"स वेत्ति वेद्यं न च तस्यास्ति वेत्ता" (તે આત્મા જાણવાયોગ્યને જાણે છે, અને તેનો અન્ય જાણનાર નથી,) એ શ્વેતાશ્વતર-ઉપનિષદ્‌ની તથા "अन्यदेव तद्विदितादथो अविदितादधि" (તે આત્મા જાણેલાથી ભિન્નજ છે, અને નહિ જાણેલાની પણ ઉપર છે,) આ કેનોપનિષદ્‌ની શ્રુતિને અર્થથી નીચેના શ્લોકમાં કહે છેઃ—

स वेत्ति वेद्यं तत्सर्वं नान्यस्तस्यास्ति वेदिता ।
विदिताविदिताभ्यां तत्पृथग्बोधस्वरूपकम् ॥ १८ ॥

सः तत् सर्वं वेद्यं वेत्ति, तस्य वेदिता अन्यः न अस्ति, तत् बोधस्वरूपकं विदिताविदिताभ्यां पृथक् ॥

તે આત્મા તે સર્વ દૃશ્યરૂપ વિષયને જાણે છે, પરંતુ તે આત્માને જાણનારો બીજો કોઇ પદાર્થ નથી. તે આત્માથી અભિન્ન બ્રહ્મ જ્ઞાનસ્વરૂપ અને ઘટાદિથી માંડીને મહત્તત્ત્વસુધીના જાણેલા જડ પદાર્થોથી તથા અવિદ્યા આદિ નહિ જાણેલા જડ પદાર્થોથી ભિન્ન છે. १८

જો વાદી કહે કે જડ પદાર્થથી ભિન્નસ્વભાવવાળા આત્માનો મનુષ્યને અનુભવ થતો નથી તો તેના સમાધાનમાં ગ્રંથકાર કહે છેઃ—

बोधेऽप्यनुभवो यस्य न कथंचन जायते ।
तं कथं बोधयेच्छास्त्रं लोष्टं नरसमाकृतिम् ॥ १९ ॥

यस्य बोधे अपि अनुभवः कथचन न जायते, तं नरसमाकृतिं लोष्टं शास्त्रं कथं बोधयेत्? ॥

જેને ઘટપટાદિ પદાર્થોનું જ્ઞાન થયા છતાં પણ તે જ્ઞાનનો સાક્ષાત્કાર કોઈ પણ પ્રકારે થતો નથી, એવા એ મનુષ્યના જેવી આકૃતિવાળા માટીના ઢેફાને શાસ્ત્ર કેવી રીતે ઉપદેશ કરે ? અર્થાત્ એવો મનુષ્ય શાસ્ત્રના ઉપદેશને પાત્ર નથી.

જેના સદ્ભાવથી મનુષ્યને અન્ય જડ પદાર્થનું જ્ઞાન થાય છે તે ચેતન-સ્વભાવવાળા આત્માનું જ્ઞાન મને થતું નથી એમ કહેવું એ કહેનાર મનુષ્યની મૂર્ખતા છે. ૧૯

"મને જ્ઞાનનો અનુભવ થતો નથી" એમ કહેવામાં વ્યાઘાતદોષ આવે છે એમ જણાવે છે:—

जिह्वा मेऽस्ति न वेत्युक्तिर्लज्जायै केवलं यथा ।
न बुध्यते मया बोधो बोद्धव्य इति तादृशी ॥ २० ॥

"मे जिह्वा अस्ति न वा" इति उक्तिः यथा केवलं लज्जायै. [ तथा ] मया बोधः न बुध्यते [ इतः परं ] बोद्धव्यः इति [ उक्तिः अपि ] तादृशी ॥

"મને જીભ છે, અથવા નથી ?" આ કથન જેમ તે બોલનાર મનુષ્યને કેવલ શરમને માટેજ થાય છે તેમ "મને ઘટાદિને જણાવનારો અનુભવ જાણવામાં આવતો નથી, આનાથી પર કોઇ જાણવાયોગ્ય છે" આવી રીતનું કથન પણ એવું એટલે બોલનારને શરમ ઉપજાવનારુંજ છે.

જેમ જીભવિના મનુષ્યથી બોલી શકાતું નથી તેમ બધા વ્યવહારમાં હેતુભૂત આત્માના જ્ઞાનવિના કોઇ પણ પ્રકારનો વ્યવહાર સંભવી શકતો નથી, તેથી પ્રત્યેક પ્રાણીને જાણે અજાણે સર્વ જડ પદાર્થને પ્રકાશનારા આત્માનું જ્ઞાન હોય છે એમ માનવું જોઇએ.

મનુષ્યના અંતઃકરણની વૃત્તિ ઘટાદિ પદાર્થના અધિષ્ઠાનરૂપ ચેતનને આવરણભંગ કરીને પ્રતીત કરાવનારી હોવાથી અંતઃકરણની તે વૃત્તિ બોધ-શબ્દનો (જ્ઞાનશબ્દનો) ગૌણ અર્થ થાય છે, અને ઘટાદિ વિષયથી તથા અંતઃકરણની વૃત્તિથી રહિત શુદ્ધ ચેતન એ બોધશબ્દનો (જ્ઞાનશબ્દનો) મુખ્ય અર્થ થાય છે. ૨૦

એ અનુભવરૂપ આત્મા બ્રહ્મ છે એમ જણાવ્યું, હવે તે બ્રહ્મનું સ્વરૂપ કહે છે :—

यस्मिन्यस्मिन्नस्ति लोके बोधस्तत्तदुपेक्षणे ।
यद्बोधमात्रं तद्ब्रह्मेत्येवं धीर्ब्रह्मनिश्चयः ॥ २१ ॥

लोके यस्मिन् यस्मिन् बोधः अस्ति, तत्तदुपेक्षणे यत् बोधमात्रं तत् ब्रह्म इति एवं [ विधा या ] धीः [ सः ] ब्रह्मनिश्चयः ॥

લોકમાં મનુષ્યને જે જે પ્રાણિપદાર્થનું જ્ઞાન થયેલું હોય તે તે પ્રાણિ-પદાર્થની ઉપેક્ષા કરવાથી ( તેનો સદ્‌ભાવ નથી એમ માનવાથી ) જે કેવલ જ્ઞાન અવશેષ રહે છે તે બ્રહ્મ છે એવા પ્રકારનો જે નિશ્ચય તે બ્રહ્મનો નિશ્ચય કહેવાય છે.

જ્ઞાનના વિષયભૂત જડ પદાર્થ અને જડ પદાર્થને આકારે થયેલી અંતઃકરણની જડવૃત્તિ એ બેને દૂર કરતાં જડ પદાર્થને અને વૃત્તિને પ્રકાશનારું જે ઉપાધિરહિત ચેતન છે તે બ્રહ્મ છે એવી રીતનો નિશ્ચય કરવો તે બ્રહ્મજ્ઞાન છે. ૨૧

અન્નમય આદિ પાંચ કોશો જડ છે, તેનો પરિત્યાગ કરવાથી સાક્ષિરૂપ આત્મા અવશેષ રહે છે એમ જણાવે છેઃ—

**पंचकोशपरित्यागे साक्षिबोधावशेषतः ।**

**स्वस्वरूपं स एव स्याच्छून्यत्वं तस्य दुर्घटम् ॥ २२ ॥**

पंचकोशपरित्यागे साक्षिबोधावशेषतः सः एव स्वस्वरूपं स्यात्, तस्य शून्यत्वं [ तु ] दुर्घटम् ॥

અન્નમય આદિ પાંચ કોશનો પરિત્યાગ કરવાથી એટલે વિવેકબુદ્ધિવડે તેના જડપણાનો નિશ્ચય કરી આત્માથી પૃથક્ કરવાથી સાક્ષિરૂપ ચેતન બાકી રહે છે, તે સાક્ષિરૂપ ચેતનજ પોતાનું સ્વરૂપ છે. તે સાક્ષીનું શૂન્યપણું તો ન ઘટી શકે એવું છે. જે સાક્ષિરૂપ ચેતનના સદ્‌ભાવથી પાંચ કોશોનું મિથ્યાપણું અને સાક્ષીથી પૃથક્પણું નક્કી કરાય છે તે પાંચ કોશોનું મિથ્યાપણું અને પોતાનાથી પૃથક્પણું નક્કી કરનારો સાક્ષી શૂન્યરૂપ ન હોવો જોઇએ, પણ સદ્‌ભાવવાળોજ હોવો જોઇએ, કેમકે શૂન્ય એટલે અભાવ પોતાથી અન્યના પૃથક્પણાનો અને શૂન્યપણાનો નિશ્ચય શી રીતે કરી શકે ? ૨૨

પોતાનો એટલે આત્માનો અભાવ સંભવતો નથી એમ કહે છેઃ—

**अस्ति तावत्स्वयं नाम विवादाविषयत्वतः ।**

**स्वस्मिन्नपि विवादश्चेत्प्रतिवाद्यत्र को भवेत् ? ॥ २३ ॥**

विवादाविषयत्वतः स्वयं नाम अस्ति तावत्, स्वस्मिन् अपि विवादः [ स्यात् ] चेत् अत्र प्रतिवादी कः भवेत् ? ॥

પોતાનો સદ્‌ભાવ વિવાદના વિષયરૂપ નહિ હોવાથી પોતે એવો કોઇ પદાર્થ છેજ. જો પોતાના સંબંધમાં પણ હું છું કે નથી એવો વિવાદ હોય તો પછી આ વિવાદમાં પ્રતિવાદી એટલે અમારો પૂર્વપક્ષી કોણ થશે ? અર્થાત્ અમારા સામો પૂર્વપક્ષ કરનારો કોઇ નહિ રહે. હું નથી એમ માનનારો કોઈનો પૂર્વપક્ષી થઇ શકે નહિ. ૨૩




પોતાનો સદ્ભાવ નહિ માનનારો કોઇ પણ મનુષ્ય કોઇ વાદીમાં પ્રતિવાદી થઇ શકતો નથી એમ જણાવે છેઃ—

स्वासत्त्वं तु न कस्मैचिद्रोचते विभ्रमं विना ॥
अत एव श्रुतिर्बाधं ब्रूते चासत्त्ववादिनः ॥ २४ ॥

विभ्रमं विना स्वासत्त्वं तु कस्मैचित् न रोचते, अतः एव च श्रुतिः असत्त्ववादिनः बाधं ब्रूते ॥

અંતઃકરણની ભ્રાંતિવિના પોતાનું અસતપણું કોઇને પણ ગમતું નથી, આ કારણથીજ તૈત્તિરીયશ્રુતિ અસત્પણું કહેનારાના મિથ્યાપણાને કહે છે, અર્થાત્ જે આત્માથી અભિન્ન બ્રહ્મને અસત્ માને છે તે પોતેજ અસત્ થાય છે. ૨૪

પૂર્વોક્ત શ્રુતિવચનને અર્થથી કહે છેઃ—

असद्ब्रह्मेति चेद्वेद स्वयमेव भवेदसत् ।
अतोऽस्य मा भूद्वेद्यत्वं स्वसत्त्वं त्वभ्युपेयताम् ॥ २५ ॥

ब्रह्म असत् इति वेद चेत्, स्वयं एव असत् भवेत्, अतः अस्य वेद्यत्वं मा भूत्, तु स्वसत्त्वं अभ्युपेयताम् ॥

બ્રહ્મ અભાવરૂપ છે એમ જો કોઇ જાણે છે તો તે પોતેજ અભાવરૂપ થાય છે. આ કારણથીજ આ બ્રહ્મનું જ્ઞાનના વિષયરૂપપણું ભલે ન હો, પરંતુ બ્રહ્મનો પોતાનો સદ્ભાવ તો સ્વીકારવો જોઇએ.

પંચકોશનો બાધ કર્યા પછી તેમના અધિષ્ઠાનરૂપે જે ચેતન અવશેષ રહે છે તે ભલે જ્ઞાનનો વિષય ન થતું હોય તોપણ તે જ્ઞાનસ્વરૂપે વિદ્યમાનજ હોય છે એમ માનવું જોઇએ. ૨૫

તે આત્માનું સ્વરૂપ કેવું છે એમ જાણવાની ઇચ્છા થાય તો તેનું સમાધાન કરવા આત્માનું સ્વરૂપ કહે છેઃ—

कीदृक्तर्हीति चेत्पृच्छेदीदृक्ता नास्ति तत्र हि ।
यदनीदृगताहक्च तत्स्वरूपं विनिश्चिनु ॥ २६ ॥

कीदृक् तर्हि ? इति पृच्छेत् चेत् तत्र ईदृक्ता नास्ति, हि यत् अनीदृक् च अतादृक् तत् स्वरूपं [ इति ] विनिश्चिनु ॥

ત્યારે તે આત્મા કેવા પ્રકારનો છે ? એમ જો તમે પૂછો તો અમે કહીએ છીએ કે તે આત્માના સ્વરૂપમાં આવા પ્રકારપણું નથીજ. જે આવા પ્રકારનો નહિ, અને તેવા પ્રકારનો પણ નહિ, તે આત્માનું સ્વરૂપ છે એમ દૃઢ નિશ્ચય કરો.

જો આત્માને તે આવા પ્રકારનો એમ કહે તો તે જ્ઞાનનો વિષય થઇ

જડરૂપપણાને પામે, અને જો આવા પ્રકારનો નહિ એમ કહે તો શૂન્યપણાની ભ્રાંતિ ઉત્પન્ન થાય, તેથી આત્મસ્વરૂપને આવા પ્રકારનું પણ નહિ, અને તેવા પ્રકારનું પણ નહિ, એટલે નિર્વિશેષ (નામરૂપાદિ સર્વ પ્રકારના વિશેષોથી રહિત) એમ કહ્યુ છે. ૨૬

આત્મસ્વરૂપ આવા પ્રકારનુ નથી, અને તેવા પ્રકારનું નથી, એમ કહ્યું તેમાં આવા પ્રકારનું અને તેવા પ્રકારનું એ બે શબ્દો આવેલા છે તે બંને શબ્દોના અર્થ કહે છેઃ—

**अक्षाणां विषयस्त्वीदृक्परोक्षस्तादृगुच्यते ।**

**विषयी नाक्षविषयः स्वत्वान्नास्य परोक्षता ॥ २७ ॥**

[ यः ] अक्षाणां विषयः [ सः ] तु ईदृक्, परोक्षः तादृक् उच्यते, विषयी अक्षविषयः न, अस्य स्वत्वात् परोक्षता [ अपि ] न ॥

જે વસ્તુ ઇંદ્રિયોના વિષયરૂપ હોય છે તેને આવા પ્રકારની અને જે વસ્તુ ઇંદ્રિયોના અવિષયરૂપ હોય છે તેને તેવા પ્રકારની એમ કહેવામાં આવે છે. આ આત્મા ઇંદ્રિયાદિ સર્વ દૃશ્યને પ્રકાશનારો હોવાથી તે ઇંદ્રિયોના વિષયરૂપ થતો નથી, અને આના સ્વપણાથી આનું પરોક્ષપણું પણ નથી.

નેત્રાદિ ઇંદ્રિયોવડે જણાનારા પદાર્થો આવા પ્રકારના એમ કહેવાય છે; અને ધર્માદિ પરોક્ષ વિષયો તેવા પ્રકારના એમ કહેવાય છે. સાક્ષિરૂપ આત્મા ઇંદ્રિયોના જ્ઞાનના વિષયરૂપ ન હોવાથી તે આવા પ્રકારનો એમ કહેવાતો નથી, અને તે પોતાનુંજ સ્વરૂપ હોવાથી તેનું પરોક્ષપણું પણ નથી, તેથી તેને તેવા પ્રકારનો એમ પણ કહેવાતો નથી, અર્થાત્ તે આત્મા વાણી આદિ ઇંદ્રિયોના વિષયભૂત નથી. ૨૭

એ આત્મા સ્વયંપ્રકાશ અને સત્યાદિ સ્વરૂપવાળો છે એમ કહે છેઃ—

**अवेद्योऽप्यपरोक्षोऽतः स्वप्रकाशो भवत्ययम् ।**

**सत्यं ज्ञानमनंतं चेत्यस्तीह ब्रह्मलक्षणम् ॥ २८ ॥**

अयं [ आत्मा ] अवेद्यः अपि अपरोक्षः, अतः स्वप्रकाशः भवति, सत्यं ज्ञानं अनंतं च इति ब्रह्मलक्षणं इह अस्ति ॥

આ આત્મા ઇંદ્રિયજન્ય જ્ઞાનનો વિષય નહિ છતાં પણ પોતાના અનુભવવડે સિદ્ધ છે, આથી આ આત્મા સ્વયંપ્રકાશ છે. ત્રણે કાલમાં રહેનાર, જેનો જ્ઞાનસ્વભાવ કોઇ પણ સમયે લોપ પામતો નથી એવું, અને દેશ કાલ તથા વસ્તુના વિભાગવિનાનું આવું શ્રુતિમાં કહેલુ બ્રહ્મનું જે લક્ષણ છે તે આત્મામાં પણ છે, અર્થાત્ બ્રહ્મની પેઠે આ આત્મા પણ સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ છે.

જેમ ઇંદ્રિયોના અવિષયભૂત સુખદુઃખાદિનો સદ્‌ભાવ મનુષ્યને સ્વાનુભવથી જણાય છે તેમ હું છું એમ આત્માનો સદ્‌ભાવ પણ મનુષ્યને સ્વાનુભવથી જણાય છે, એટલે આત્મા સ્વયંપ્રકાશરૂપ છે એમ નક્કી થાય છે. તે આત્મામાં તૈત્તિરીયશ્રુતિમાં કહેલાં બ્રહ્મનાં સત્ય, જ્ઞાન અને અનંત એ લક્ષણો પણ સંભવી શકે છે. ૨૮

આત્માના સત્યપણાની સિદ્ધિ કરવામાટે સત્યપણાનું લક્ષણ કહે છેઃ—

**सत्यत्वं बाधराहित्यं जगद्बाधैकसाक्षिणः ।**
**बाधः किंसाक्षिको ब्रूहि न त्वसाक्षिक इष्यते ॥ २९ ॥**

सत्यत्वं [ नाम ] बाधराहित्यं, [यदि] जगद्‌बाधैकसाक्षिणः बाधः [तर्हि सः] किंसाक्षिकः ? ब्रूहि, तु [सः] असाक्षिकः न इष्यते ॥

સત્યપણું એટલે મિથ્યાથી રહિતપણું. જો જગતના બાધના મુખ્યસાક્ષીનો બાધ થતો હોય તો તે બાધ કયા સાક્ષીવાળો છે ? તે કહે. એ બાધ સાક્ષીવિનાનો તો અંગીકાર કરવામાં આવતો નથી.

સુષુપ્તિ, મૂર્છા, સમાધિ અને પ્રલયમા થનારા જગતના અભાવને પ્રકાશનારું ચેતન તે વેલા વિદ્યમાન હોય છે, પણ એ ચેતનના અભાવને પ્રકાશનારી કોઇ પણ વસ્તુ કયારેય હોતી નથી, તેથી એ આત્મા ત્રણે કાલમાં સદ્રૂપ છે એમ નક્કી થાય છે. જો ચેતનરૂપ આત્માનો બાધ માનવામાં આવે તો તેનો કોઇ સાક્ષી સિદ્ધ થતો નથી, અને સાક્ષીવિના તેનો બાધ સ્વીકારી શકાય નહિ, એટલે તેનો કોઇ પણ કાલે બાધ થઇ શકતો નથી, તેથી તે સદ્રૂપ છે એમ સિદ્ધ થાય છે. ૨૯

ઉપરના વિષયને દૃષ્ટાંતવડે સમજાવે છેઃ—

**अपनीतेषु मूर्तेषु ह्यमूर्तं शिष्यते वियत् ।**
**शक्येषु बाधितेष्वंते शिष्यते यत्तदेव तत् ॥ ३० ॥**

मूर्तेषु अपनीतेषु हि अमूर्तं वियत् शिष्यते, [ एवं ] शक्येषु बाधितेषु अंते यत् शिष्यते तत् एव तत् ॥

જેમ ઘરમાંથી આકારવાળા સર્વ પદાર્થો બહાર કાઢ્યા પછી નિરાકાર આકાશ બાકી રહે છે તેમ મિથ્યા નક્કી કરી શકાય એવાં શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ અને પ્રાણાદિને મિથ્યા ઠરાવ્યા પછી છેવટ જે બાકી રહે છે તેજ તે એટલે આત્મસ્વરૂપ છે.

જેમ ઘરમાંથી આકારવાળા સર્વ પદાર્થો બહાર કાઢી શકાય છે, પણ

નિરાકાર અને વ્યાપક આકાશ બહાર કાઢી શકાતું નથી, તેમ આત્માથી ભિન્ન દેહાદિ જડ પદાર્થો શાસ્ત્રના કથનવડે ને યુક્તિવડે આત્મામાંથી મિથ્યા ઠરાવીને તેનો બાધ (મિથ્યાપણાનો નિશ્ચય) કરી શકાય છે. એ બધાને મિથ્યા સમજી તેમને પોતાનાથી દૂર કરનાર સચ્ચિદાનંદ આત્મા શેષ રહે છે, તેનો કોઇથી બાધ કરી શકાતો નથી. ૩૦

સર્વનો બાધ કર્યા પછી કાંઇ બાકી રહેતું નથી એમ ન કહેવું,' પણ આત્મા બાકી રહે છે એમ સમજવું જોઇએ એમ જણાવે છે :—

सर्वबाधे न किंचिच्चेद्यन्न किंचित्तदेव तत् ।
भाषा एवात्र भिद्यंते निर्बाधं तावदस्ति हि ॥ ३१ ॥

सर्वबाधे किंचित् न [ विद्यते इति ] चेत्, यत् न किंचित् तत् एव तत्, अत्र भाषाः एव भिद्यंते, निर्बाधं तावत् अस्ति हि ॥

સર્વનો બાધ કર્યા પછી કાંઇ પણ રહેતું નથી એમ જો તમે કહો તો તમારી દૃષ્ટિએ જે કાંઇ નથી તેજ અમારી દૃષ્ટિએ વાસ્તવિક તત્ત્વ એટલે આત્મા છે. આ બોલવામાં માત્ર શબ્દનોજ ફેર છે, અર્થાત્ જેને તમે न किंचित्' (કાંઇ નહિ) કહો છો તેને અમે આત્મતત્ત્વ કહીએ છીએ. નિષેધરહિત તત્ત્વ તો અવશ્ય રહેજ છે.

સર્વ જડ દ્રવ્યનો નિષેધ કરનારો સાક્ષી નિષેધ કરવાયોગ્ય સર્વ દેહાદિનો નિષેધ કરીને અવશેષ રહે છે. જે દેહાદિનું સ્વરૂપ જાણનાર અને એમનો નિષેધ કરનાર હોય તે શૂન્યરૂપ હોઇ શકે નહિ, કિંતુ ચેતનરૂપજ હોવો જોઇએ. ૩૧

શ્રુતિમાં પણ આવોજ ઉપદેશ કર્યો છે એમ જણાવે છે:—

अत एव श्रुतिर्बाध्यं बाधित्वा शेषयत्यदः ।
स एष नेति नेत्यात्मेत्यतद्व्यावृत्तिरूपतः ॥ ३२ ॥

अतः एव " स एष नेति नेति आत्मा " इति श्रुतिः अतद्व्यावृत्तिरूपतः बाध्यं बाधित्वा अदः शेषयति ॥

સાક્ષીનો નિષેધ થઇ શકે એમ નથી આથીજ "स एष नेति नेति आत्मा" (તે આ આત્મા પૃથ્વી આદિ ત્રણ સાકાર ભૂતરૂપ નથી, અને આ આત્મા વાયુ આદિ બે નિરાકાર ભૂતરૂપ નથી,) આ શ્રુતિ આત્માથી ભિન્ન જડપદાર્થના નિષેધવડે નિષેધ કરવાયોગ્ય જડ વસ્તુઓનો નિષેધ કરીને આ આત્માને બાકી રાખે છે. ૩૨

નિષેધ કરવાયોગ્ય અને નિષેધ નહિ કરવાયોગ્ય એ બેને પૃથક્ કરીને જણાવે છે:—

इदं रूपं तु यद्यावत्तत्यक्तुं शक्यतेऽखिलम् ।
अशक्यो ह्यनिदंरूपः स आत्मा बाधवर्जितः ॥ ३३ ॥

यत् यावत् तु इदं रूपं तत् अखिलं त्यक्तुं शक्यते, अनिदंरूपः [ त्यक्तुं ] अशक्यः, हि [ यः ] बाधवर्जितः सः आत्मा ॥

પ્રત્યક્ષાદિ પ્રમાણથી જણાનારું જેટલું કાંઇ આ દૃશ્ય છે તે સર્વ નિષેધ કરવાને શક્ય છે, અર્થાત્ તેનો નિષેધ કરી શકાય છે, પણ જે સાક્ષી હોવાથી આ એવે રૂપે જણાતો નથી તે નિષેધ કરવાને શક્ય નથીજ. એવી રીતે જે નિષેધ્યથી રહિત સર્વનો સાક્ષી છે તેજ આત્મા છે, અહંકારાદિ દૃશ્ય આત્મા નથી. ૩૩

આત્માથી અભિન્ન બ્રહ્મનું સત્યપણું અને જ્ઞાનપણું શાસ્ત્રસિદ્ધ છે એમ જણાવે છેઃ—

सिद्धं ब्रह्मणि सत्यत्वं ज्ञानत्वं तु पुरेरितम् ।
स्वयमेवानुभूतित्वादित्यादिवचनैः स्फुटम् ॥ ३४ ॥

ब्रह्मणि सत्यत्वं सिद्धं, ज्ञानत्वं तु " स्वयमेवानुभूतित्वात् " इत्यादिवचनैः पुरा स्फुटं ईरितम् ॥

આત્માથી અભિન્ન બ્રહ્મમાં સત્યપણું સિદ્ધ કરી બતાવ્યું. તેનું જ્ઞાનસ્વરૂપપણું તો આગળ " स्वयमेवानुभूतित्वात् " (પોતાનુંજ અનુભવસ્વરૂપપણું હોવાથી ) ઇત્યાદિ વચનોવડે સ્પષ્ટરીતે કહી બતાવ્યું છે. ૩૪

એવી રીતે આત્માનું સત્યસ્વરૂપપણું અને જ્ઞાનસ્વરૂપપણું કહીને હવે આત્માથી અભિન્ન બ્રહ્મનું અનંતપણું જણાવે છેઃ—

न व्यापित्वाद्देशतोऽन्तो नित्यत्वान्नापि कालतः ।
न वस्तुतोऽपि सार्वात्म्यादानंत्यं ब्रह्मणि त्रिधा ॥ ३५ ॥

[ ब्रह्मणः ] व्यापित्वात् देशतः अंतः न, [ तस्य ] नित्यत्वात् कालतः अपि [अंतः] न, सार्वात्म्यात् वस्तुतः अपि [अंतः] न, [अतः] ब्रह्मणि त्रिधा आनंत्यम् ॥

બ્રહ્મના વ્યાપકપણાથી તેનો દેશથી પરિચ્છેદ ( વિભાગ ) નથી, તે બ્રહ્મના ત્રણે કાલમાં રહેવાપણાથી તેનો સમયથી પણ વિભાગ નથી, અને તે સર્વના આત્મસ્વરૂપ હોવાથી વસ્તુવડે પણ તેનો વિભાગ થતો નથી. આ કારણથી આત્માથી અભિન્ન બ્રહ્મમાં ત્રણ પ્રકારનું અનંતપણું છે.

બ્રહ્મ સર્વ સ્થલમાં હોવાથી તે કોઈ પણ દેશમાં નથી એમ કહી શકાય

નહિ, એટલે દેશવડે તેની મર્યાદા બાંધી શકાતી નથી, તે ભૂત, વર્તમાન અને ભવિષ્ય આ ત્રણે કાલમાં રહેનાર હોવાથી કાલવડે પણ તેની મર્યાદા બાંધી શકાતી નથી, અને તે સર્વ વસ્તુઓનું વાસ્તવિક સ્વરૂપ હોવાથી તેનાથી ભિન્ન બીજી વસ્તુને અભાવે કોઇ પણ દૃશ્ય કે અદૃશ્ય વસ્તુવડે તેની મર્યાદા બાંધી શકાતી નથી. જડ વસ્તુ ઉત્પત્તિવાળી હોવાથી તેનો દેશ, કાલ અને વસ્તુવડે વિભાગ થાય છે, પણ બ્રહ્મ તેથી વિપરીત હોવાથી તેનો દેશ, કાલ કે વસ્તુવડે વિભાગ થઇ શકતો નથી. ૩૫

બ્રહ્મનું પરિચ્છેદરહિતપણું યુક્તિથી સિદ્ધ કરે છેઃ—

**देशकालान्यवस्तूनां कल्पितत्वाच्च मायया ।**
**न देशादिकृतोऽन्तोऽस्ति ब्रह्मानन्त्यं स्फुटं ततः ॥ ३६ ॥**

देशकालान्यवस्तूनां च मायया कल्पितत्वात् [ ब्रह्मणि ] देशादिकृतः अंतः न अस्ति, ततः ब्रह्मानन्त्यं स्फुटम् ॥

દેશ, કાલ અને અન્ય વસ્તુઓનું માયાવડે કલ્પિતપણું હોવાથી બ્રહ્મસ્વરૂપમાં દેશ, કાલ અને વસ્તુએ કરેલો પરિચ્છેદ થઇ શકતો નથી, તે કારણથી બ્રહ્મનું અનંતપણું ( પરિચ્છેદરહિતપણું ) સ્પષ્ટ છે.

પાત્રીશમા શ્લોકમાં " आकाशवत्सर्वगतः " (આકાશની પેઠે સર્વવ્યાપક) એ શ્રુતિવડે બ્રહ્મનુ સર્વવ્યાપકપણું જણાવ્યુ છે, " नित्यो नित्यानाम् " ( આકાશાદિ નિત્ય પદાર્થોના પણ નિત્યસ્વરૂપ) એ શ્રુતિવડે બ્રહ્મનું ત્રિકાલાબાધ્યપણું જણાવ્યુ છે, અને " इदं सर्वं यदयमात्मा " ( જે આ સર્વ છે તે આ આત્મા છે ) એ શ્રુતિવડે બ્રહ્મનું વસ્તુના પરિચ્છેદથી રહિતપણું બતાવ્યુ છે.

માયાવીએ પ્રતીત કરાવેલા ગધર્વનગર આદિકથી જેમ આકાશનો પરિચ્છેદ થતો નથી તેમ માયાવડે કલ્પિત દેશાદિકવડે બ્રહ્મનો વાસ્તવિક પરિચ્છેદ થતો નથી બ્રહ્મ અને આત્મા એક હોવાથી બ્રહ્મનુ અનતપણુ કહ્યુ તેથી આત્માનુ અનતપણું પણ સિદ્ધ કરી બતાવ્યુ. ૩૬

જેમ દેશ, કાલ અને વસ્તુવડે બ્રહ્મમા પરિચ્છેદ થતો નથી તેમ ઇશ્વરપણાવડે અને જીવપણાવડે પણ બ્રહ્મમા પરિચ્છેદ થતો નથી એમ જણાવે છે :—

**सत्यं ज्ञानमनंतं यद्ब्रह्म तद्वस्तु तस्य तत् ।**
**ईश्वरत्वं च जीवत्वमुपाधिद्वयकल्पितम् ॥ ३७ ॥**

यत् सत्यं ज्ञानं अनंतं ब्रह्म तत् एव वस्तु, तस्य यत् ईश्वरत्व जीवत्वं च तत् उपाधिद्वयकल्पितम् ॥

જે સત્યરૂપ જ્ઞાનરૂપ અને સર્વ પ્રકારના પરિચ્છેદથી રહિત બ્રહ્મ છે તેજ વાસ્તવિક પદાર્થ છે, અને તેનું જે ઇશ્વરપણું ને જીવપણું વ્યવહારમાં પ્રતીત થાય છે તે માયા અને અવિદ્યા એ બે ઉપાધિવડે કલ્પિત છે, તેથી તે બંને બ્રહ્મમાં પરિચ્છેદ ઉપજાવી શકે નહિ. ૩૭

બ્રહ્મમાં ઇશ્વરપણું પ્રતીત કરાવનારી ઉપાધિનું સ્વરૂપ કહે છેઃ—

**शक्तिरस्त्यैश्वरी काचित् सर्ववस्तुनियामिका ।**
**आनंदमयमारभ्य गूढा सर्वेषु वस्तुषु ॥ ३८ ॥**

ऐश्वरी काचित् सर्ववस्तुनियामिका शक्तिः अस्ति, [सा] आनंदमयं आरभ्य सर्वेषु वस्तुषु गूढा ॥

ઇશ્વરને આશરે વર્તનારી કોઇ કહી ન શકાય એવી પૃથિવી આદિ સર્વ વસ્તુઓને નિયમમાં રાખનારી શક્તિ છે. તે શક્તિ આનંદમયકોશથી માંડીને સર્વે પદાર્થોમાં ગૂઢરીતે રહે છે. ૩૮

જો એ માયાશક્તિનો સદ્ભાવ ન માનીએ તો નીચે જણાવ્યાપ્રમાણે વસ્તુઓના ધર્મ નિયમવાળા રહી શકે નહિ એમ જણાવે છેઃ—

**वस्तुधर्मा नियम्येरञ्छक्त्या नैव यदा तदा ।**
**अन्योऽन्यधर्मसांकर्याद्विप्लवेत जगत्खलु ॥ ३९ ॥**

यदा शक्त्या वस्तुधर्माः न एव नियम्येरन् तदा अन्योऽन्यधर्मसांकर्यात् जगत् खलु विप्लवेत ॥

જો માયાનામની શક્તિવડે પદાર્થોના ધર્મો નિયમમાં રાખવામાં નજ આવે તો પદાર્થોના ધર્મોનું એકબીજાની સાથે મિશ્રપણું થવાથી જગત્ અવશ્ય નાશજ પામે.

પૃથ્વી આદિમાં જે કઠણપણું આદિ ધર્મો રહે છે તે તેના ઊંડાણમાં રહેલી માયાનામની શક્તિના સામર્થ્યથી રહે છે. એ માયાનામની શક્તિ જો પદાર્થોના ઊંડાણમાં ન હોય તો પદાર્થોમાં જે પોતપોતાના ધર્મો જોવામાં આવે છે તે નજ આવે, અને જગત્નો વ્યવહાર પણ નજ ચાલે. ૩૯

એ શક્તિ જડ છતાં પણ પદાર્થોને કેવી રીતે નિયમમાં રાખી શકે છે તે જણાવે છેઃ—

**चिच्छायावेशतः शक्तिश्चेतनेव विभाति सा ।**
**तच्छक्त्युपाधिसंयोगाद्ब्रह्मैवेश्वरतां व्रजेत् ॥ ४० ॥**

चिच्छायावेशतः सा शक्तिः चेतना इव विभाति, तत्शक्त्युपाधिसंयोगात् ब्रह्म एव ईश्वरतां व्रजेत् ॥

તે માયાનામની શક્તિમાં ચેતનના આભાસનો પ્રવેશ થવાથી તે શક્તિ ચેતનના જેવી જણાય છે. તે શક્તિરૂપ ઉપાધિના સંયોગથી નિર્ગુણબ્રહ્મજ ઇશ્વરપણાને પામે છે, અર્થાત્ બ્રહ્મમાં ઇશ્વર એવું નામ આરોપવામાં આવે છે.

માયા પોતે જડ છતાં પણ જ્યારે તેમાં ચેતનનું સંક્રમણ થાય છે ત્યારે તે ચેતનના જેવી ભાસે છે, અને પછી તે પદાર્થોને નિયમમાં રાખવાનું કામ કરે છે. જેમ લોઢાના ગોળામાં અગ્નિનો પ્રવેશ થવાથી તે લોઢાનો ગોળો બાળે છે તેમ માયામાં ચેતનના ધર્મો આવવાથી તે સર્વ પદાર્થોને નિયમમાં રાખવાના બલવાળી થાય છે. ૪૦

પાંચ કોશના સંગથી બ્રહ્મમાં જીવભાવ આરોપાય છે એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

**कोशोपाधिविवक्षायां याति ब्रह्मैव जीवताम् ।**
**पिता पितामहश्चैव पुत्रपौत्रौ यथा प्रति ॥ ४१ ॥**

यथा [ एकः ] एव [पुरुषः] पुत्रपौत्रौ प्रति पिता च पितामहः [भवति, एवं] कोशोपाधिविवक्षायां ब्रह्म एव जीवतां याति ॥

જેવી રીતે એકજ પુરુષ પુત્રની અપેક્ષાએ પિતા અને પૌત્રની અપેક્ષાએ પિતામહ થાય છે, તેવી રીતે અન્નમય આદિ પાંચ કોશો કહેવાની ઇચ્છા હોય ત્યારે બ્રહ્મજ જીવપણાને પામે છે, અર્થાત્ કોશરૂપ ઉપાધિસહિત બ્રહ્મને કહેવાને ઇચ્છીએ ત્યારે તે બ્રહ્મને જીવ એવું નામ આપવામાં આવે છે. ૪૧

વાસ્તવિકરીતે બ્રહ્મમા જીવભાવ કે ઇશ્વરભાવ નથી એમ દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ—

**पुत्रादेरविवक्षायां न पिता न पितामहः ।**
**तद्वन्नेशो नापि जीवः शक्तिकोशाविवक्षणे ॥ ४२ ॥**

[ यथा ] पुत्रादेः अविवक्षायां पिता न, पितामहः [ अपि ] न, तद्वत् शक्तिकोशाविवक्षणे ईशः न, जीवः अपि न ॥

જેવી રીતે પુત્રપૌત્રને કહેવાની ઇચ્છા ન હોય ત્યારે કોઇ મનુષ્ય પિતા નથી, અને પિતામહ (બાપનો બાપ) પણ નથી, તેવી રીતે માયા અને અન્નમય આદિ કોશ કહેવાને ઇચ્છિત ન હોય ત્યારે ઈશ્વર નથી, અને જીવ

પણ નથી, અર્થાત્ માયાવડે બ્રહ્મમાં ઈશ્વરભાવનો આરોપ થાય છે, અને પંચકોશવડે બ્રહ્મમાં જીવભાવનો આરોપ થાય છે. એ ઈશ્વર અને જીવ વાસ્તવિક નથી, પણ વ્યાવહારિક છે, તેમનું વાસ્તવિક સ્વરૂપ તો બ્રહ્મજ છે. ૪૨

હવે પંચકોશવિવેકનું ફલ કહી આ પ્રકરણ સમાપ્ત કરે છેઃ—

**य एवं ब्रह्म वेदैष ब्रह्मैव भवति स्वयम्।**
**ब्रह्मणो नास्ति जन्मातः पुनरेष न जायते ॥ ४३ ॥**

इति श्रीमद्विद्यारण्यमुनिविरचितायां पंचदश्यां पंचकोशविवेकः ॥ ३ ॥

अन्वयः–यः एवं ब्रह्म वेद एषः स्वयं ब्रह्म एव भवति, ब्रह्मणः जन्म न अस्ति, अतः एषः पुनः न जायते ॥

જે અધિકારી મનુષ્ય, ઉપર કહેલી રીતે, પંચકોશથી ભિન્ન બ્રહ્મને જાણે છે, એ પુરુષ પોતે, પોતાનો કલ્પિત જીવભાવ, દૂર થવાથી બ્રહ્મજ થાય છે. બ્રહ્મને જન્મ નથી આથી આ પુરુષ પણ પુનઃ જન્મ પામતો નથી.

“ब्रह्मविद् ब्रह्मैव भवति” (બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે,) એ શ્રુતિમાં બ્રહ્મને જાણનાર બ્રહ્મજ થાય છે એમ કહ્યું છે, અને “न जायते म्रियते वा” (તે જ્ઞાની જન્મ પામતો નથી, અને મરતો નથી,) એ શ્રુતિમાં બ્રહ્મને જાણનાર બ્રહ્મને પામે છે, અને તેને જન્મમરણની પીડા રહેતી નથી એમ જણાવ્યુ છે તેથી ઉપર જણાવેલી વાત શ્રુતિસિદ્ધ છે.

કર્ણ પોતે કૌંતેય છતાં પણ જેમ તેને ભ્રાંતિથી હું રાધેય છું એમ જણાયુ હતું તેમ મનુષ્યાદિને સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં હુ જીવ છું એવી ભ્રાંતિ થઈ છે. જેમ શ્રીસૂર્યના ઉપદેશથી કર્ણનો રાધેયભાવ દૂર થઇ તેના મનમાં કૌંતેયભાવ ઉદય પામ્યો હતો તેમ શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુના ઉપદેશથી મુમુક્ષુનો જીવભાવ દૂર થઇ તેના અંતઃકરણમાં બ્રહ્મભાવનો ઉદય થાય છે. ૪૩

એ પ્રમાણે **શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત** પંચદશીના પંચકોશવિવેકનામના પ્રકરણની **શ્રીમન્નાથશર્મ**વિરચિત ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઈ.૩

## પંચકોશવિવેકનો સાર

કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયોપનિષદ્‌માં અન્નમયાદિ પાંચ કોશરૂપ ગુફાની અંતર બ્રહ્મ ગુપ્તરીતે રહેલું છે એમ જણાવ્યુ છે. અન્નમયાદિ પાંચ કોશોનો આત્માથી અભિન્ન બ્રહ્મથી વિવેક કરવાથી તે બ્રહ્મ જાણવામા આવે છે, તેથી અન્નમય આદિ પાંચ કોશોથી આત્માનુ પૃથક્કરણ કરવામાટે આ પંચકોશવિવેકનામના પ્રકરણનો આરંભ કરવામાં આવ્યો છે. અન્નમયકોશની <u>અંતર</u> પ્રાણમયકોશ, પ્રાણમયકોશની અંતર મનોમયકોશ, મનોમયકોશની અંતર વિજ્ઞાનમયકોશ અને વિજ્ઞાનમયકોશની અંતર આનંદમયકોશ છે. એ પાંચ

કોશોમાંના વિજ્ઞાનમયકોશને કર્તા કહેવામાં આવે છે, અને આનંદમયકોશને ભોક્તા કહેવામાં આવે છે.

માતાએ અને પિતાએ ખાધેલા અન્નમાંથી રસાદિ ધાતુઓદ્વારા વીર્ય ઉત્પન્ન થાય છે, અને તે વીર્યવડે મનુષ્યના સ્થૂલશરીરની ઉત્પત્તિ થાય છે. જન્મ્યા પછી તે શરીર દૂધ આદિ ખાવાના પદાર્થથી વધે છે, અને અન્નના કારણરૂપ જે પૃથ્વી તેમાં અંતે નાશ પામે છે. આથી અન્નના વિકારરૂપ હોવાથી સ્થૂલશરીરને અન્નમયકોશ કહેવામાં આવે છે. એ સ્થૂલશરીર જડ હોવાથી અને ઉત્પત્તિનાશવાળું હોવાથી આત્મા નથી. જો સ્થૂલશરીરને આત્મા માનીએ તો નહિ કરેલા કર્મના ફલની પ્રાપ્તિરૂપ અને કરેલા કર્મના ફલના નાશરૂપ દોષ આવે છે, માટે સ્થૂલશરીરને આત્મા માની શકાય નહિ. જો વર્તમાનજન્મના હેતુભૂત પૂર્વનાં કર્મો અને તે કર્મ કરનારો દેહથી ભિન્ન જીવ ન હોય તો વર્તમાનજન્મની પ્રાપ્તિ શી રીતે થાય? અને આ જન્મમાં જે જે કર્મો કરવામાં આવે, તે ભવિષ્યમાં તેના ફલ ભોગવનારો શરીરથી ભિન્ન જીવ જો ન હોય તો તે કર્મો, ફલ આપ્યાવિનાજ નાશ પામ્યાં એમ માનવું પડે. એવી રીતે શરીરને, આત્મા માનવાથી ઉપર જણાવેલા બંને દોષો પ્રાપ્ત થાય છે. પૂર્વજન્મમાં વિદ્યમાન આત્મા, પોતાના પુણ્યપાપપ્રમાણે, વર્તમાનશરીર પ્રાપ્ત કરે છે, અને હવે પછીના જન્મમાં રહેનારો તે આત્મા, વર્તમાનદેહવડે કરેલા પુણ્યપાપનું ફલ ભોગવે છે, તેથી આત્મા સ્થૂલદેહથી ભિન્ન અને નિત્ય છે એમ માનવું જોઈએ. જે પગના નખોથી માંડીને માથાની શિખાસુધી આખા શરીરમા વ્યાપીને રહે છે, વ્યાનરૂપવડે જે શરીરને સામર્થ્ય આપે છે, તથા જે નેત્રાદિ ઇંદ્રિયોને પોતપોતાના વિષયોભણી જવાની પ્રેરણા કરે છે તે શરીરમા રહેલો પ્રાણવાયુ, પાંચ કર્મેંદ્રિયોસહિત, પ્રાણમયકોશ કહેવાય છે. તે પ્રાણમયકોશ ક્રિયાવાળો ને જડ હોવાથી આત્મા નથી. શરીરમાં હુંપણાનું અભિમાન કરનારો અને શરીરના સબંધવાળા ઘર આદિમાં મારાપણારૂપ મમતા કરનારો તથા કામ, ક્રોધ ને લોભ આદિ વિકારોવડે ભમનારો જે મન અને પાંચ જ્ઞાનેંદ્રિયોસહિત મનોમયકોશ છે તે વિકારી અને જડ હોવાથી આત્મા નથી. ચેતનના સક્રમણવાળી બુદ્ધિ, સુષુપ્તિ-અવસ્થામા અજ્ઞાનના અંશમાં લીન થઈને જાગ્રદવસ્થામાં સર્વ શરીરને વ્યાપી રહે છે તેને પાંચ જ્ઞાનેંદ્રિયોસહિત વિજ્ઞાનમયકોશ કહેવામાં આવે છે. એ વિજ્ઞાનમયકોશ નાશ અને ઉત્પત્તિવાળો હોવાથી આત્મા નથી. એ વિજ્ઞાનમયકોશને કર્તા એવું નામ આપવામા આવે છે અંતઃકરણનો જે બુદ્ધિરૂપ વિભાગ છે તે કર્તારૂપ છે, અને મનોરૂપ વિભાગ છે તે કરણરૂપ છે. વિજ્ઞાન અથવા બુદ્ધિ અંતર રહેલી છે, અને મન તેની અપેક્ષાએ બહાર રહેલુ છે. આનંદમયકોશને ભોક્તા માનવામાં આવે છે. અંતઃકરણની

વૃત્તિ જ્યારે આત્માભિમુખ થાય છે ત્યારે આત્માના આનંદસ્વભાવનું તેમાં પ્રતિબિંબ પડે છે. પુણ્યકર્મના ફલરૂપ સુખનો ભોગ જ્યારે સમાપ્ત થાય છે ત્યારે અંતઃકરણની તે વૃત્તિ નિદ્રારૂપે લય પામે છે. આત્માભિમુખ થયેલી ને સુખનો અનુભવ કરનારી અંતઃકરણની તે વૃત્તિ વા મલિનસત્વ આનંદમયકોશ કહેવાય છે. આ આનંદમયકોશ વીજળીના જેવો ક્ષણિક હોવાથી તે આત્મા નથી. અન્નમયથી માંડીને આનંદમયસુધીના પાંચે કોશો જડ છે, પણ તે પાંચે કોશોના અધિષ્ઠાનભૂત આત્મા જડ નથી. પ્રિય, મોદ અને પ્રમોદ એ નામની વૃત્તિઓ જેમાં રહી છે એવો જે આનંદમયકોશ છે તેના બિંબભૂત જે નિત્યાનંદ છે તેજ આત્મા છે. પ્રાણીઓને પ્રસંગોપાત્ત જે સુખનો અનુભવ થાય છે તે સુખનો અનુભવ આ આનંદસ્વરૂપ આત્માના પ્રતિબિંબથી થાય છે. આકાશ આદિ પાંચ ભૂતો અને અન્નમય આદિ પાંચ કોશો અનિત્ય અને જડ છે.

શંકાઃ—અન્નમય આદિ પાચ કોશો જો આત્મા નથી, તો બીજો કયો આત્મા છે ? જો બીજો કોઈ આત્મા જણાતો નથી તો શું હવે શૂન્યને આત્મા માનવો ?

**સમાધાન**ઃ—અન્નમય આદિ પાચ કોશોનો અનુભવ થાય છે, પણ તેનાથી ભિન્ન રહેલા આત્માનો અનુભવ થતો નથી એ તમારુ કહેવું સત્ય છે, પરતુ જેનાવડે આ સર્વનો અનુભવ એટલે જ્ઞાન થાય છે તે આત્મા છે. તેનો અભાવ સ્વીકારી શકાય નહિ, માટે પાચ કોશથી ભિન્ન ચૈતન્યસ્વભાવવાળો આત્મા છે. આત્મા અનુભવના વિષયરૂપ નથી, પણ અનુભવરૂપ છે, એટલે તે સર્વ જડને પ્રકાશે છે, પણ પોતે કોઇ જડવડે પ્રકાશમા આવતો નથી. આત્માથી ભિન્ન જ્ઞાતાના અભાવથી આત્મા ઘટાદિ પદાર્થની પેઠે જ્ઞાનનો વિષય થતો નથી. જેમ સાકર ને ગોળ ઇત્યાદિ મધુરતાવાળા પદાર્થમાં મધુરતા સ્વભાવથીજ રહી છે તેને મધુરતા આપનાર બીજો કોઇ પદાર્થ નથી, તેમ આત્મામા જ્ઞાન સ્વભાવથીજ રહેલુ છે, તેને જ્ઞાન આપનાર બીજુ કોઇ નથી. આત્મા અન્યને પ્રકાશનારો અને બીજા કોઇવડે પ્રકાશમા નહિ આવનારો હોવાથી શ્રુતિમા તેને સ્વયપ્રકાશ કહેલો છે. જ્ઞાનસ્વભાવવાળા આત્માના સદ્ભાવથી અન્નમયકોશથી માડીને આનંદમયકોશસુધીના પાંચ કોશોના સદ્ભાવનો અનુભવ થાય છે આવા સર્વપ્રકાશક અનુભવરૂપ આત્માનો "મને" અનુભવ થતો નથી એમ કહેનાર માણસ મૂઢજ હોવો જોઇએ. જેમ કોઇ માણસ "મારા મોઢામાં જીભ નથી" એમ કહે તે વચન વ્યાઘાતદોષવાળું થાય છે તેમ હુ અનુભવને જાણતો નથી એમ કહેવું એ પણ વ્યાઘાતદોષવાળું છે.

મનુષ્યને જે જે પદાર્થનું જ્ઞાન થાય છે તે તે પદાર્થને અને તે તે પદાર્થને આકારે થયેલી અંતઃકરણની વૃત્તિને દૂર કરવાથી જે અનુભવરૂપ જ્ઞાન અવશેષ રહે છે તેજ બ્રહ્મ છે, આવો નિશ્ચય કરવો એ બ્રહ્મનો નિશ્ચય કહેવાય છે.

જેમ ઘટાદિ વિષયોની અને ઘટાદિને આકારે થયેલી અંતઃકરણની વૃત્તિઓની ઉપેક્ષા કરવાથી નિરુપાધિક બ્રહ્મનું જ્ઞાન થાય છે તેમ અન્નમય આદિ પાંચ કોશો અનાત્મા છે એવી વિવેકબુદ્ધિવડે તેમનો પરિત્યાગ કરવાથી સાક્ષીનું જ્ઞાનસ્વરૂપ બાકી રહે છે. તે સાક્ષી શૂન્યરૂપ નથી. જે અન્નમય આદિને પોતાથી પૃથક્ કરીને મિથ્યારૂપ જાણે તે શૂન્યરૂપ એટલે અભાવરૂપ કેવી રીતે હોઇ શકે ? પ્રતિવાદી જો પાંચ કોશોના સાક્ષિરૂપ આત્માને અભાવરૂપ માને તો તે પોતે અભાવરૂપ થવાથી અમારો પ્રતિવાદી થઇ શકશે નહિ. બ્રહ્મને જે ભાવરૂપ માને છે તે પોતેજ ભાવરૂપ થાય છે એમ તૈત્તિરીય-ઉપનિષદ્‌માં કહ્યું છે. સર્વને પોતાનો સદ્‌ભાવ રુચે છે. ગાંડા માણસવિના બીજા કોઇ મનુષ્યને પોતાનો અભાવ રુચતો નથી. આત્મા અનુભવનો વિષય નથી, પણ તે અનુભવરૂપ હોવાથી તેનો સદ્‌ભાવ અવશ્ય માનવો જોઇએ.

તે આત્મા આવા પ્રકારનો છે એમ કહી શકાતું નથી, કેમકે તે નેત્રાદિ ઇંદ્રિયોવડે પ્રત્યક્ષ જાણવામાં આવતો નથી. જે વસ્તુ પરોક્ષ હોય છે તેજ તેવા પ્રકારની એમ કહેવાય છે. આત્મા ધર્માદિકની પેઠે પરોક્ષ નથી, પણ પોતાનુંજ સ્વરૂપ હોવાથી સર્વદા પ્રત્યક્ષ છે. તેથી તેને તેવા પ્રકારનો એમ કહી શકાતું નથી. એ આત્મા [illegible] છતાં પણ, તેના સ્વ-પ્રકાશપણાને લઇને તેના [illegible] નથી. તૈત્તિરીયશ્રુતિમાં બ્રહ્મને સત્યરૂપ, જ્ઞાનરૂપ અને [illegible] જેનાં તે લક્ષણો આત્મામાં પણ વિદ્યમાન છે. જેનું મિથ્યાપણું [illegible] અસત્ય કહેવાય છે. ત્રણે કાલમાં જે વિદ્યમાન રહે છે તે [illegible]. સ્થૂલસૂક્ષ્મશરીરરૂપ જગત્ સુષુપ્તિ, સમાધિ અને મૂર્છામાં [illegible] નથી તેથી તે અસત્ય કહેવાય છે, પણ જગતના મિથ્યાપણાને [illegible] સાક્ષી તે તે કાલે વિદ્યમાન રહે છે તેથી તે સત્યરૂપ કહેવાય છે. ઘરમાંથી આકારવાળા સર્વ પદાર્થો બહાર કાઢી નાંખતાં તેમાં એક આકાશ બાકી રહે છે, આકાશને ઘરમાંથી બહાર કાઢી શકાતું નથી, તે પ્રમાણે આત્મામાં કલ્પિતરીતે રહેલા બાધ કરવાયોગ્ય સર્વનો બાધ કરતાં છેવટે દેહેંદ્રિયાદિ સર્વ પદાર્થનો બાધ કરનારો આત્મા બાકી રહે છે. એ સાક્ષીનો બાધ કોઇ પણ પદાર્થ કરી શકતો નથી. બૃહદારણ્યકઉપનિષદ્‌માં "નેતિ નેતિ" (પૃથ્વી, જલ ને તેજ આ આકારવાળાં ભૂતો બ્રહ્મ નથી, અને વાયુ ને આકાશ આ આકારવિનાનાં ભૂતો પણ બ્રહ્મ નથી,) એ શ્રુતિવડે પાંચ ભૂતોથી વિલક્ષણસ્વભાવવાળો પદાર્થ, જે બ્રહ્મ

તે ભૂતોનો બાધ કરતાં અવશેષ રહે છે એમ કહેલું છે. કોશોનો અને ભૂતોનો બાધ કરતાં, કાંઇ બાકી રહેતું નથી, એમ જે તું કહે છે તે તારું કહેલું અમને પ્રતિકૂલ જણાતું નથી, કેમકે જેને તું કાંઇ નહિ એમ કહે છે તેનેજ અમે આત્મા અથવા બ્રહ્મ કહીએ છીએ. માત્ર તારા કહેવામાં અને અમારા કહેવામાં શબ્દોનોજ ભેદ છે, વસ્તુનો ભેદ નથી.

આત્મા પોતાનું સ્વરૂપ હોવાથી તેનો કોઇ પણ રીતે નિષેધ કરી શકાય નહિ, પોતાથી જે ભિન્ન હોય તેનોજ નિષેધ કરી શકાય. શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ ને પ્રાણ એ સર્વનો નિષેધ કરતાં જે નિષેધના અવધિભૂત તત્ત્વ રહે છે તેજ બાધરહિત-આત્મા છે. એવી રીતે બ્રહ્મમાં રહેલું સત્યપણું આત્મામાં પણ છે એમ નક્કી કર્યું. આત્મામાં જ્ઞાનસ્વભાવ રહ્યો છે એ આ પ્રકરણના તેરમા શ્લોકમાં જણાવ્યું છે. હવે બ્રહ્મમાં રહેલું અનંતપણું વિચારાય છે. બ્રહ્મ સર્વસ્થલે સ્થિત હોવાથી તેનો દેશવડે વિભાગ થતો નથી. જે પદાર્થ એક સ્થલમાં હોય ને બીજે સ્થલે ન હોય તેનો દેશથી વિભાગ થાય છે પણ બ્રહ્મ સર્વસ્થલે વ્યાપી રહેલું હોવાથી તેનો દેશવડે વિભાગ થઇ શકતો નથી. બ્રહ્મ ત્રણે કાલમાં રહેનાર હોવાથી તેનો કાલવડે વિભાગ થઇ શકતો નથી. જે વસ્તુ એક સમયમાં હોય ને બીજા સમયમાં ન હોય તેનો કાલવડે વિભાગ થઇ શકે છે. જે વસ્તુ પરિચ્છિન્ન હોઇને બીજાથી ભેદ પામે તે વસ્તુનો અન્ય વસ્તુથી વિભાગ થાય છે. બ્રહ્મ સર્વ વસ્તુઓનું વાસ્તવિક સ્વરૂપ હોવાથી કોઇ પણ વસ્તુથી તે વિભાગ પામતું નથી. એવી રીતે બ્રહ્મ દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત છે એમ સિદ્ધ થાય છે. બ્રહ્મનો અને આત્માનો ઉપનિષદ્‌માં અભેદ કહેલો છે તેથી આત્મામાં પણ ત્રણે પ્રકારે વિભાગ નથી એમ સિદ્ધ થાય છે. દેશ, કાલ અને વસ્તુ માયાવડે કલ્પિત છે તેથી તે બ્રહ્મમાં વિભાગ ઉપજાવી શકે નહિ. જેમ કોઇ ઐંદ્રજાલિકે ઉપજાવેલા ગંધર્વનગર આદિવડે આકાશનો વિભાગ થતો નથી તેમ માયારૂપ ઐંદ્રજાલિકે ઉપજાવેલા દેશ, કાલ અને વસ્તુવડે બ્રહ્મમાં પરિચ્છેદ થતો નથી. જેમ દેશકાલાદિવડે બ્રહ્મમાં પરિચ્છેદ થતો નથી તેમ જીવ અને ઈશ્વરવડે પણ બ્રહ્મમાં પરિચ્છેદ થતો નથી, કેમકે જીવપણું ને ઈશ્વરપણું બ્રહ્મમાં અવિદ્યાવડે અને માયાવડે કલ્પિત છે. પૃથિવી આદિ સર્વ પદાર્થોને નિયમમાં રાખનારી ઈશ્વરની માયાનામની શક્તિ છે તે આનંદમયકોશથી માંડીને બ્રહ્માંડપર્યંતના સર્વ પદાર્થોમાં ગૂઢરૂપે-સૂક્ષ્મતરરૂપે-રહેલી છે. તે સૂક્ષ્મતર હોવાથી અન્ય સ્થૂલ પદાર્થોની પેઠે પ્રતીત થતી નથી. એ માયાનો સદ્ભાવ ન માનીએ તો પૃથ્વીનું કઠણપણું, જલનું પ્રવાહીપણું, અગ્નિનું ઉષ્ણપણું અને વાયુનું સ્ફુરવાપણું ઇત્યાદિ પદાર્થોના ધર્મો જે વ્યવસ્થિત જોવામાં આવે છે

તે વ્યવસ્થિત જોવામાં ન આવે. એ માયા જડ છતાં તેમાં ચૈતન્યનું સંક્રમણ થવાથી તે ચેતનવાળી પ્રતીત થાય છે, અને તેવડે તે પદાર્થોને નિયમમાં રાખી શકે છે. એ માયાના સદ્ભાવથી બ્રહ્મમાં ઈશ્વરભાવનો આરોપ થાય છે. અન્નમય આદિ પાંચ કોશો જીવના ઉપાધિરૂપ છે. તે ઉપાધિવડે બ્રહ્મ જીવભાવને પામે છે. જેમ એક મનુષ્ય પોતાના પુત્રની અપેક્ષાએ પિતા અને પોતાના પૌત્રની અપેક્ષાએ પિતામહ થાય છે તેમ એકજ બ્રહ્મ પાંચ કોશરૂપ ઉપાધિથી જીવભાવને પામે છે, અને માયારૂપ ઉપાધિથી ઈશ્વરભાવને પામે છે. જેમ પુત્ર અને પૌત્રની અપેક્ષાવિના તે મનુષ્ય પિતા કે પિતામહ કહેવાતો નથી તેમ પાંચ કોશરૂપ ઉપાધિવિના અને માયારૂપ ઉપાધિવિના બ્રહ્મમાં જીવ અને ઇશ્વર એવાં નામ આરોપી શકાતાં નથી, પણ તે બ્રહ્મ જેમનું તેમજ કહેવાય છે. જે મુમુક્ષુ મનુષ્ય પાંચ કોશના વિવેકવડે બ્રહ્મને આત્મપણાવડે અનુભવે છે તે મનુષ્ય પોતે બ્રહ્મજ થાય છે, ને બ્રહ્મ અજન્મા છે તેથી તે મનુષ્ય પણ પુનર્જન્મ પામતો નથી.

એ પ્રમાણે **શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિ**વિરચિત પંચદશીના પંચકોશવિવેક-નામના ત્રીજા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મ**વિરચિત સાર પૂરો થયો. ૩





# ૪ દ્વૈતવિવેક ॥

## ટીકાકારકૃત મંગલ

દોહરો

દ્વૈતતણા સુવિવેકથી, જીવદ્વૈત દૂર થાય;
જીવદ્વૈત નિવૃત્ત થતાં, બ્રહ્મસ્વરૂપ પમાય. ૧

ગ્રંથકાર આ પ્રકરણના આરંભમાં ઈશ્વરના સ્મરણરૂપ મંગલ કરીને આ દ્વૈતવિવેક રચવાની પ્રતિજ્ઞા કરે છે:—

**ईश्वरेणापि जीवेन सृष्टं द्वैतं विविच्यते ।**
**विवेके सति जीवेन हेयो बंधः स्फुटीभवेत् ॥ १ ॥**

अन्वयः–ईश्वरेण जीवेन अपि सृष्टं द्वैतं विविच्यते, [ अस्य ] विवेके सति जीवेन हेयः बंधः स्फुटीभवेत् ॥

ઈશ્વરે અને જીવે પણ રચેલું દ્વૈત પૃથક્ કરીને કહેવાય છે. આ બંને દ્વૈતનો વિવેક થવાથી જીવને પરિત્યાગ કરવાયોગ્ય જે બંધ છે તેનું સ્વરૂપ સ્પષ્ટ થાય છે.

કેટલુંક દ્વૈત માયારૂપ ઉપાધિવાળા ઈશ્વરે ઉપજાવ્યું છે, અને કેટલુંક દ્વૈત અવિદ્યાના અંશરૂપ ઉપાધિવાળા જીવે ઉપજાવેલું છે. તેમાંથી ઈશ્વરે ઉપજાવેલું દ્વૈત કયું અને જીવે ઉપજાવેલું દ્વૈત કયુ તેનું બંને દ્વૈતને પૃથક્ પાડીને આ પ્રકરણમાં નિરૂપણ થશે. તે બંને પ્રકારના દ્વૈતનું ભિન્નપણાવડે જ્ઞાન થવાથી જીવને બંધન કરનારું દ્વૈત કયું તે જાણવામાં આવશે, અને તેથી પરિત્યાગ કરવાયોગ્ય બંધનું તેને સ્પષ્ટજ્ઞાન થશે. ૧

ઈશ્વર આ જગત્ ઉપજાવે છે એમ શ્રીકૃષ્ણયજુર્વેદની શ્વેતાશ્વતરશાખાવાળા કહે છે એમ જણાવે છે:—

**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।**
**स मायी सृजतीत्याहुः श्वेताश्वतरशाखिनः ॥ २ ॥**

मायां तु प्रकृतिं विद्यात्, [ तथा ] मायिनं तु महेश्वरं [ विद्यात्, ] सः मायी सृजति इति श्वेताश्वतरशाखिनः आहुः ॥

જિજ્ઞાસુ પુરુષ માયાને તો આ જગતનું ઉપાદાનકારણ જાણે, અને માયાના સ્વામીને તો મહેશ્વર એટલે માયાના નિયામક જાણે. તે માયાના સ્વામી મહેશ્વર આ જગત્ ઉત્પન્ન કરે છે એમ શ્વેતાશ્વતરશાખાવાળા કહે છે. ૨

ઋગ્વેદની ઐતરેય-ઉપનિષદ્‌માં પણ પરમાત્મા આ જગત્ ઉપજાવે છે એમ કહ્યું છે એમ જણાવે છેઃ—

आत्मा वा इदमग्रेऽभूत् स ईक्षत सृजा इति ।
संकल्पेनासृजल्लोकान्स एतानिति वह्वृचाः ॥ ३ ॥

अग्रे इदं आत्मा वै अभूत्, [ अहं ] सृजै इति सः ईक्षत, सः एतान् लोकान् संकल्पेन असृजत् इति वह्वृचाः [आहुः] ॥

આ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે આ સર્વ જગત્ આત્માજ (પરમાત્મરૂપજ) હતું, જ્યારે જીવોનાં કર્મો ફલ દેવાને તત્પર થયાં ત્યારે તેમણે "હવે હું આ જગત્ ઉપજાવું" આવો સંકલ્પ કર્યો. પછી તેમણે આ સર્વ લોકોને સંકલ્પવડે રચ્યા એમ ઋગ્વેદનું અધ્યયન કરનારા વિદ્વાનો કહે છે. ૩

તૈત્તિરીયશ્રુતિમાં પણ આ જગતનું કારણ ઈશ્વર છે એમ જણાવ્યું છે એમ નીચેના બે શ્લોકથી કહે છેઃ—

खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहाः क्रमादमी ।
संभूता ब्रह्मणस्तस्मादेतस्मादात्मनोऽखिलाः ॥ ४ ॥

बहु स्यामहमेवातः प्रजायेयेति कामतः ।
तपस्तप्त्वाऽसृजत्सर्वं जगदित्याह तित्तिरिः ॥ ५ ॥

अमी अखिलाः खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहाः तस्मात् एतस्मात् आत्मनः ब्रह्मणः क्रमात् संभूताः ॥ अहं एव वहु स्याम्, अतः प्रजायेय इति कामतः तपः तप्त्वा सर्वं जगत् असृजत् इति तित्तिरिः आह ॥

આ સર્વ એટલે આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, ઔષધી, અન્ન અને શરીરાદિક પદાર્થ તે આ આત્મસ્વરૂપ બ્રહ્મમાંથી ક્રમપૂર્વક ઉપજ્યાં. ૪

"હું બહુરૂપ થાઉં, અધિકપણે ઉત્પન્ન થાઉં," આવી ઇચ્છાથી વિચારરૂપ તપ કરીને તેમણે પોતાની માયાવડે આ સર્વ જગત્ રચ્યું એમ તિત્તિરિ (કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયશાખા પ્રવર્તાવનાર) કહે છે. ૫

છાંદોગ્ય-ઉપનિષદ્‌માં પણ પરમાત્મા આ જગતના કર્તા છે એમ કહ્યું છે એમ જણાવે છેઃ-

इदमग्रे सदेवासीद्‌बहुत्वाय तदैक्षत ।
तेजोऽबन्नांडजादीनि ससर्जेति च सामगाः ॥ ६ ॥

इदं अग्रे सत् एव आसीत्, तत् बहुत्वाय ऐक्षत, तेजोऽबन्नांडजादीनि च ससर्ज इति सामगाः [आहुः] ॥

આ સર્વ જગત્ તેની ઉત્પત્તિની પૂર્વે સદ્રૂપજ (બ્રહ્મરૂપજ) હતું. તે બ્રહ્મે "હું બહુપણાને પામું, અર્થાત્ બહુરૂપ થાઉં," એવો વિચાર કર્યો. પછી તેમણે તેજ, જલ, પૃથ્વી અને અંડજ આદિ શરીરો ઉત્પન્ન કર્યાં, એમ **સામવેદનું** ગાન કરનારા કહે છે, અર્થાત્ સામવેદની **છાંદોગ્ય**–ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકમાં એ પ્રમાણે કહે છે. ૬

**અથર્વવેદની** મુંડક–ઉપનિષદ્‌માં પણ આ જગત્‌ની ઉત્પત્તિ ઈશ્વરથી-જ થાય છે એમ જણાવ્યું છેઃ—

विस्फुलिंगा यथा वह्नेर्जायंतेऽक्षरतस्तथा ।
विविधाश्चिज्जडा भावा इत्याथर्वणिका श्रुतिः ॥ ७ ॥

यथा वह्नेः विस्फुलिंगाः जायंते, तथा अक्षरत विविधाः चिज्जडाः भावाः [जायंते] इति आथर्वणिका श्रुतिः [आह] ॥

જેવી રીતે અગ્નિમાંથી તણખા ઉત્પન્ન થાય છે તેવી રીતે અક્ષરરૂપ પરમાત્મામાંથી બહુ પ્રકારના જીવરૂપ અને જડરૂપ પદાર્થો ઉત્પન્ન થાય છે એમ અથર્વવેદની મુંડકશ્રુતિ કહે છે. ૭

બૃહદારણ્યક–ઉપનિષદ્‌માં પણ પરમાત્મામાંથી નામરૂપવાળું જગત્ ઉત્પન્ન થાય છે એમ જણાવ્યું છે એમ નીચેના બે શ્લોકથી કહે છેઃ—

जगदव्याकृतं पूर्वमासीद्व्याक्रियताधुना ।
दृश्याभ्यां नामरूपाभ्यां विराडादिषु ते स्फुटे ॥ ८ ॥
विराण्मनुर्नरो गावः खराश्वाजावयस्तथा ।
पिपीलिकावधि द्वंद्वमिति वाजसनेयिनः ॥ ९ ॥

पूर्वं जगत् अव्याकृतं आसीत्, अधुना दृश्याभ्यां नामरूपाभ्यां व्याक्रियत, ते विराडादिषु स्फुटे [वर्तेते]॥ विराट् मनुः नरः गावः खराश्वाजावयः तथा पिपीलिकावधि द्वंद्वं [असृजत] इति वाजसनेयिनः [आहुः] ॥

પૂર્વે જે જગત્ નામરૂપથી રહિત હતું તે જગત્ પરમેશ્વરે હમણાં દૃશ્ય એવાં નામરૂપવડે પ્રકટ કર્યું. તે નામ અને રૂપ વિરાટ્ આદિમાં સ્પષ્ટ જણાય

છે, તે કેવી રીતે જણાય છે તે કહે છેઃ-વિરાટ્, મનુ, મનુષ્ય, ગાયો, ખર, અશ્વ, બકરી, ઘેટી તથા કીડીસુધીના સર્વે મોટાનાનાં પ્રાણીઓનાં જોડાં તે પરમાત્માએ ઉત્પન્ન કર્યાં એમ શુકલયજુર્વેદનું અધ્યયન કરનારા બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં કહે છે. ૮—૯

બ્રહ્મ જીવરૂપે પ્રાણીઓનાં શરીરોમાં પ્રવેશ પામેલ છે એમ કહે છેઃ—

**कृत्वा रूपांतरं जैवं देहे प्राविशदीश्वरः ।**

**इति ताः श्रुतयः प्राहुः जीवत्वं प्राणधारणात् ॥ १० ॥**

जैवं रूपांतरं कृत्वा ईश्वरः देहे प्राविशत् इति ताः श्रुतयः प्राहुः, प्राणधारणात् [तस्य] जीवत्वम् ॥

જીવસંબંધી પોતાનું બીજું વિકારી રૂપ કરીને ઈશ્વર પ્રાણીઓના શરીરમાં પ્રવેશ કરતા હવા, એ પ્રમાણે તે શ્રુતિઓ કહે છે. પ્રાણોને ધારણ કરવાથી તે બ્રહ્મનું જીવપણું કહેવાય છે. ૧૦

હવે નીચેના શ્લોકવડે જીવનું સ્વરૂપ કહે છેઃ—

**चैतन्यं यदधिष्ठानं लिंगदेहश्च यः पुनः ।**

**चिच्छाया लिंगदेहस्था तत्संघो जीव उच्यते ॥ ११ ॥**

यत् अधिष्ठानं चैतन्यं, च यः पुनः लिंगदेहः, [च या] लिंगदेहस्था चिच्छाया तत्संघः जीवः [इति] उच्यते ॥

સૂક્ષ્મશરીરની કલ્પનાનું જે અધિષ્ઠાનચેતન અને જે સૂક્ષ્મશરીર તથા સૂક્ષ્મશરીરમાં રહેલો જે ચેતનનો આભાસ આ ત્રણેનો જે સમૂહ તે જીવ એવા નામવડે કહેવાય છે.

અગ્નિની સમીપ રહેલા લોઢાના ગોળામાં જેમ અગ્નિનો પ્રવેશ થાય છે તેમ સમીપ રહેલા સૂક્ષ્મશરીરમાં ચેતનના સ્વભાવો પ્રવેશ કરે છે. ચેતનના સ્વભાવોનું જે સૂક્ષ્મશરીરમાં સંક્રમણ થાય છે તેને આભાસ કહે છે. ૧૧

હવે તે જીવને મોહ પમાડનારી શક્તિને જણાવે છેઃ—

**माहेश्वरी तु माया या तस्या निर्माणशक्तिवत् ।**

**विद्यते मोहशक्तिश्च तं जीवं मोहयत्यसौ ॥ १२ ॥**

या तु माहेश्वरी माया, तस्याः निर्माणशक्तिवत् मोहशक्तिः च विद्यते, असौ तं जीवं मोहयति ॥

વળી જે મહેશ્વરની માયા છે તેની જગતને ઉપજાવનારી શક્તિની પેઠે

જીવને ભ્રાંતિ ઉપજાવનારી શક્તિ પણ છે. આ ભ્રાંતિ ઉપજાવનારી શક્તિ જીવને ભ્રાંતિને વશ કરે છે, અર્થાત્ તેના સચ્ચિદાનંદસ્વરૂપને ભૂલાવે છે. ૧૨

તે શક્તિવડે જીવની જે સ્થિતિ થાય છે તેને અને ઇશ્વરે રચેલા દ્વૈતના કથનની સમાપ્તિને જણાવે છેઃ—

**मोहादनीशतां प्राप्य मग्नो वपुषि शोचति ।**
**ईशसृष्टमिदं द्वैतं सर्वमुक्तं समासतः ॥ १३ ॥**

मोहात् अनीशतां प्राप्य वपुषि मग्नः [ सन् ] शोचति, इदं ईशसृष्टं सर्वं द्वैतं समासतः उक्तम् ॥

તે ભ્રાંતિરૂપ મોહથી પરતંત્રપણાને ( પ્રિયની પ્રાપ્તિના અને અપ્રિયની નિવૃત્તિ કરવાના સામર્થ્યના અભાવને ) પામીને સ્થૂલશરીરમાં ડુબી ગયા-જેવો થઈને ( તે શરીરની સાથે એકપણાની ભ્રાંતિને પામીને ) પોતાને દુઃખી માની ખેદ કરે છે. આ ઇશ્વરે રચેલુ સર્વ દ્વૈત ટુકામાં કહ્યું. ૧૩

જીવે દ્વૈતને ઉત્પન્ન કર્યું છે તેમાં શ્રુતિનું પ્રમાણ બતાવે છેઃ—

**सप्तान्नब्राह्मणे द्वैतं जीवसृष्टं प्रपंचितम् ।**
**अन्नानि सप्त ज्ञानेन कर्मणाऽजनयत्पिता ॥ १४ ॥**

पिता सप्त अन्नानि ज्ञानेन कर्मणा अजनयत् [इति] सप्तान्नब्राह्मणे जीवसृष्टं द्वैतं प्रपंचितम् ॥

પુણ્યપાપરૂપ સંસ્કારોવડે જગતને ઉપજાવીને લોકોનુ પાલન કરનાર જે સમષ્ટિ જીવ તેણે શુભાશુભચિંતન અને શુભાશુભકર્મવડે હવે પછી કહેવાશે તે સાત અન્નો ઉત્પન્ન કર્યા. આવી રીતે બૃહદારણ્યક-ઉપનિષદ્‌ના સપ્તાન્નબ્રાહ્મણમાં જીવે રચેલું દ્વૈત સારી રીતે વર્ણવેલુ છે. ૧૪

તે સાત અન્નોનો ઉપયોગ જણાવે છેઃ—

**मर्त्यान्नमेकं देवान्ने द्वे पश्वन्नं चतुर्थकम् ।**
**अन्यत्त्रितयमात्मार्थमन्नानां विनियोजनम् ॥ १५ ॥**

मर्त्यान्नं एकं, देवान्ने द्वे, पश्वन्नं चतुर्थकम्, आत्मार्थं अन्यत् त्रितयं [ इति ] अन्नानां विनियोजनम् ॥

મરણધર્મવાળા મનુષ્યોમાટે એક અન્ન, દેવોને માટે બે અન્ન, ચોથું અન્ન પશુઓમાટે અને પોતાને માટે બીજા ત્રણ અન્ન આ પ્રમાણે જીવે કલ્પેલાં સાત અન્નોનો ઉપયોગ શ્રુતિમાં જણાવ્યો છે. ૧૫

હવે તે સાત અન્નોનું સ્વરૂપ કહે છેઃ—

व्रीह्यादिकं दर्शपूर्णमासौ क्षीरं तथा मनः।
वाक्प्राणाश्चेति सप्तत्वमन्नानामवगम्यताम् ॥ १६ ॥

व्रीह्यादिकं, दर्शपूर्णमासौ, क्षीरं तथा मनः वाक् च प्राणाः इति अन्नानां सप्तत्वं अवगम्यताम् ॥

ડાંગર ને ઘઉં આદિ મનુષ્યોનું અન્ન, અમાસે અને પૂર્ણિમાએ થનારી ઇષ્ટિ એ બે દેવોનાં અન્ન, પશુઓનું દૂધ એ ચોથું અન્ન તથા મન, વાણી અને પ્રાણો એ ત્રણ જીવનાં પોતાનાં અન્ન છે. આવી રીતે અન્નોનું સાતપણું જાણવું. આ સાત અન્નમાં સર્વ દ્વૈત આવી જાય છે. ૧૬

ઉપરના અન્નો પરમેશ્વરે બનાવેલાં છે, છતાં તેમાં જીવનું બનાવનારપણું કેવી રીતે સંભવે તે કહે છેઃ—

ईशेन यद्यप्येतानि निर्मितानि स्वरूपतः।
तथापि ज्ञानकर्मभ्यां जीवोऽकार्षीत्तदन्नताम् ॥ १७ ॥

यद्यपि ईशेन एतानि स्वरूपतः निर्मितानि, तथापि जीवः ज्ञानकर्मभ्यां तदन्नतां अकार्षीत् ॥

જોકે પરમેશ્વરે મનુષ્યોને જણાતા પદાર્થસ્વરૂપથી એ સર્વ અન્નોને ઉપજાવેલા છે, તોપણ જીવે શુભાશુભચિંતન અને શુભાશુભકર્મવડે તેમનું અન્નપણું ( પોતાના ભોગનું સાધનપણું ) કર્યું છે.

પરમાત્માદિનું ધ્યાન એ શુભચિંતન કહેવાય છે, અને પરસ્ત્રી આદિનું ધ્યાન એ અશુભચિંતન કહેવાય છે. યજ્ઞાદિક શુભકર્મ કહેવાય છે, અને હિંસાદિ નિષિદ્ધકર્મ કહેવાય છે. ૧૭

આ જગત્ ઈશ્વરનું કાર્ય અને જીવનું ભોગ્ય છે એમ દૃષ્ટાંતસહિત જણાવે છેઃ—

ईशकार्यं जीवभोग्यं जगद्द्वाभ्यां समन्वितम्।
पितृजन्या भर्तृभोग्या यथा योषित्तथेष्यताम् ॥ १८ ॥

यथा योषित् पितृजन्या भर्तृभोग्या तथा जगत् ईशकार्यं जीवभोग्यं [ इति ] द्वाभ्यां समन्वितं [इति] इष्यताम् ॥

જેવી રીતે સ્ત્રી પોતાના પિતાવડે ઉત્પન્ન થનારી અને પોતાના પતિવડે ભોગવવાયોગ્ય હોય છે તેવી રીતે આ જગત્ પરમેશ્વરના કાર્યરૂપ અને જીવના ભોગ્યરૂપ એમ બેવડે સંબંધ પામેલું છે એમ જાણવું. ૧૮

ઈશ્વરના આ જગતની ઉત્પત્તિના સાધનને તથા જીવના ભોગના સાધનને કહે છેઃ—

**मायावृत्त्यात्मको हीशसंकल्पः साधनं जनौ ।**
**मनोवृत्त्यात्मको जीवसंकल्पो भोगसाधनम् ॥ १९ ॥**

मायावृत्त्यात्मकः ईशसंकल्पः जनौ साधनं हि, [च] मनोवृत्त्यात्मकः जीवसंकल्पः भोगसाधनम् ॥

માયાની વૃત્તિરૂપ ઈશ્વરનો સંકલ્પ આ જગતની ઉત્પત્તિમાં સાધન છે, અને મનની વૃત્તિરૂપ જીવનો સંકલ્પ ભોગ્ય પદાર્થોના ભોગનુ સાધન છે. ૧૯

પરમેશ્વરની રચેલી એક પ્રકારની વસ્તુમાં જીવોને વિવિધ ભોગ કેવી રીતે થાય છે તે કહે છેઃ—

**ईशनिर्मितमण्यादौ वस्तुन्येकविधे स्थिते ।**
**भोक्तृधीवृत्तिनानात्वात्तद्भोगो बहुधेष्यते ॥ २० ॥**

ईशनिर्मितमण्यादौ वस्तुनि एकविधे स्थिते भोक्तृधीवृत्तिनानात्वात् तद्भोगः बहुधा इष्यते ॥

પરમેશ્વરે ઉપજાવેલ મણિ આદિ વસ્તુ એક પ્રકારની છતાં ભોક્તા જીવની બુદ્ધિના અનેકપણાથી તે વસ્તુનો સુખદુઃખાદિ અનેક પ્રકારનો ભોગ થાય છે. ૨૦

ભોક્તા જીવ એકજ વસ્તુમાં કેવી અનેક પ્રકારની કલ્પના કરે છે તે જણાવે છેઃ—

**हृष्यत्येको मणिं लब्ध्वा क्रुध्यत्यन्यो ह्यलाभतः ।**
**पश्यत्येव विरक्तोऽत्र न हृष्यति न कुप्यति ॥ २१ ॥**

एकः मणिं लब्ध्वा हृष्यति, अन्यः हि अलाभतः क्रुध्यति, अत्र विरक्तः पश्यति एव, न हृष्यति, न कुप्यति ॥

મણિની ઈચ્છાવાળો એક મનુષ્ય મણિને મેળવીને હર્ષ પામે છે, બીજો તેવો મનુષ્ય તેની પ્રાપ્તિ ન થવાથી ક્રોધ કરે છે, અને આ મણિમાં ઈચ્છા-વિનાનો વિરાગી મનુષ્ય હર્ષને પામતો નથી, અને ક્રોધ પણ કરતો નથી. ૨૧

એ મણિના જીવે ઉપજાવેલા આકારો કહે છેઃ—

**प्रियोऽप्रिय उपेक्ष्यश्चेत्याकारा मणिगास्त्रयः ।**
**सृष्टा जीवैरीशसृष्टं रूपं साधारणं त्रिषु ॥ २२ ॥**

प्रियः अप्रियः च उपेक्ष्यः इति मणिगाः त्रयः आकाराः जीवैः सृष्टाः, त्रिषु साधारणं रूपं [तु] ईशसृष्टं ॥

પ્રિય, અપ્રિય ને ઉપેક્ષા કરવાયોગ્ય આ મણિમાં રહેલા ત્રણ આકારો જીવે ઉપજાવ્યા છે. એ ત્રણે આકારોમાં મણિનું જે સામાન્યરૂપ છે તે ઈશ્વરે ઉપજાવેલું છે.

રાગદ્વેષરહિત અંતઃકરણની વૃત્તિનો જે વિષય તે ઉપેક્ષા કરવાયોગ્ય ગણાય છે. ૨૨

વળી એક બીજું દૃષ્ટાંત આપીને જીવે કલ્પેલા આકારોને વધારે સ્પષ્ટ કરે છેઃ—

भार्या स्नुषा ननान्दा च याता मातेत्यनेकधा ।
प्रतियोगिधिया योषिद्भिद्यते न स्वरूपतः ॥ २३ ॥

भार्या, स्नुषा, ननान्दा, याता च माता इति प्रतियोगिधिया योषित् अनेकधा भिद्यते, स्वरूपतः न ॥

સ્ત્રી, દીકરાની વહુ, નણંદ, દેરાણી અને માતા એવી રીતે એકજ સ્ત્રી સામા મનુષ્યની બુદ્ધિવડે (પતિ, સસરો ને ભાઈની વહુ ઇત્યાદિની બુદ્ધિવડે) અનેક પ્રકારે ભેદ પામે છે, પણ તેના શરીરના આકારથી તે ભેદ પામતી નથી. ૨૩

જોનારાનાં જ્ઞાન ભેદ પામે છે, પણ સ્ત્રીના આકારમાં કાંઇ ભેદ જોવામાં આવતો નથી એમ પૂર્વપક્ષી શંકા કરે છેઃ—

ननु ज्ञानानि भिद्यंतामाकारस्तु न भिद्यते ।
योषिद्वपुष्यतिशयो न दृष्टो जीवनिर्मितः ॥ २४ ॥

ननु, ज्ञानानि भिद्यंतां, आकारः तु न भिद्यते. [यतः] योषिद्वपुषि जीवनिर्मितः अतिशयः न दृष्टः ॥

શંકાઃ—જોનારાના મનમાં ઉપજેલાં જ્ઞાનો ભલે ભેદ પામો, પણ પ્રતીત થતો સ્ત્રીનો આકાર ભેદ પામતો નથી. આથી સ્ત્રીના શરીરમાં જીવે ઉપજાવેલો કાંઇ ફેરફાર જોવામાં આવતો નથી. ૨૪

જ્ઞાનનો ફેરફાર જ્ઞેયના ફેરફારવિના સંભવી શકે નહિ, તેથી જ્ઞેયના આકારમાં પણ ફેરફાર માનવો જોઇએ એમ સમાધાન કરે છેઃ—

मैवं मांसमयी योषित् काचिदन्या मनोमयी ।
मांसमय्या अभेदेऽपि भिद्यते हि मनोमयी ॥ २५ ॥

मा एवं [ यतः एका ] मांसमयी योषित्, [ च ] काचित् अन्या मनोमयी, मांसमय्याः अभेदे अपि मनोमयी भिद्यते हि ॥

**સમાધાન:**—એમ ન કહો. માંસાદિની બનેલી સ્ત્રી કોઈ બીજી છે, અને મનોમયી એટલે મનુષ્યનાં મને કલ્પેલી સ્ત્રી કોઈ બીજી છે. માંસાદિની બનેલી સ્ત્રીના અભેદમાં (એક આકારમાં) પણ મનોમયી સ્ત્રી ભેદ પામે છેજ, અર્થાત્ સ્ત્રીનો બાહ્ય આકાર એક પ્રકારનો રહેવા છતાં પણ જેનારાએ-એ પોતપોતાના સગપણ આદિને અનુસાર મનમાં કલ્પેલા આકાર ભિન્ન ભિન્ન હોય છે. २५

ભ્રાંતિ આદિમાં બહારના પદાર્થો ન હોવાથી ભલે તે પદાર્થો મનોમય હોય, પણ પ્રમાણથી જણાનારા જાગ્રતના પદાર્થો મનોમય સંભવે નહિ એવી શંકા २६ મા શ્લોકથી ઉપજાવી २७ મા શ્લોકવડે સિદ્ધાંતી તેનું સમાધાન કરે છે:—

भ्रांतिस्वप्नमनोराज्यस्मृतिष्वस्तु मनोमयम् ।
जाग्रन्मानेन मेयस्य न मनोमयतेति चेत् ॥ २६ ॥
बाढं माने तु मेयेन योगात्स्याद्विषयाकृतिः ।
भाष्यवार्तिककाराभ्यामयमर्थ उदीरितः ॥ २७ ॥

भ्रांतिस्वप्नमनोराज्यस्मृतिषु मनोमयं अस्तु, [ किंतु ] जाग्रन्मानेन मेयस्य मनोमयता न इति चेत्, बाढं, तु माने विषयाकृतिः [ तस्य ] मेयेन योगात् स्यात्, भाष्यवार्तिककाराभ्यां अयं [एव] अर्थः उदीरितः ॥

ભ્રાંતિ, સ્વપ્ન, મનોરાજ્ય અને સ્મૃતિમાં ભલે મનોમય વસ્તુ હો, પણ જાગ્રદવસ્થામાં પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જાણવામાં આવતી વસ્તુઓનું મનોમય-પણું નથી એમ જો તમે કહો તો ઠીક, જાગ્રત્માં ભલે બહારના વિષય હોય, પણ તે વેલા અંતઃકરણની વૃત્તિમાં જે વિષયનો આકાર ઉપજે છે તે તો તેનો વિષયની સાથે સંબંધ થવાથી ઉપજે છે. એવી રીતે જાગ્રતના પદાર્થના કરતાં જેનારના મને કલ્પેલો પદાર્થ ભિન્ન હોય છે એમ નક્કી થાય છે. ભગવાન્ ભાષ્યકારે અને શ્રીવાર્તિકકારે આજ અર્થ કહેલો છે. २६-२७

તેના સંબંધમાં ભગવાન ભાષ્યકારનું વચન નીચે આપવામાં આવે છે:—

मूषासिक्तं यथा ताम्रं तन्निभं जायते तथा ।
रूपादीन्व्याप्नुवच्चित्तं तन्निभं दृश्यते ध्रुवम् ॥ २८ ॥

यथा मूषासिक्तं ताम्रं तन्निभं जायते, तथा रूपादीन् व्याप्नुवत् चित्तं ध्रुवं तन्निभं दृश्यते ॥

જેવી રીતે બીબામાં નાંખેલો તાંબાનો ગાળેલો રસ બીબાના જેવા આકારવાળો થાય છે તેવી રીતે રૂપાદિ વિષયોને વ્યાપનારૂં અંતઃકરણ નક્કી તેના જેવું પ્રતીત થાય છે. ૨૮

અંતઃકરણ તાંબા આદિ ધાતુઓના રસની પેઠે પદાર્થના આકારવાળું થતું હોય એમ જણાતું નથી, તો પછી તે વિષયોને વ્યાપે છતાં પણ તે તે વિષયોને આકારે કેવી રીતે થાય ? એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**व्यंजको वा यथाऽऽलोको व्यंग्यस्याकारतामियात् ।**
**सर्वार्थव्यंजकत्वाद्धीरर्थाकारा प्रदृश्यते ॥ २९ ॥**

यथा वा व्यंजकः आलोकः व्यंग्यस्य आकारतां इयात्, [तथा] धीः सर्वार्थव्यंजकत्वात् अर्थाकारा प्रदृश्यते ॥

અથવા જેમ વસ્તુને પ્રકાશનારો પ્રકાશ પ્રકાશવાયોગ્ય પદાર્થના આકારપણાને પામે છે તેમ બુદ્ધિ એટલે અંતઃકરણ ઇંદ્રિયોદ્વારા બહારના સર્વ પદાર્થોને પ્રકાશનારૂં હોવાથી પદાર્થના આકારવાળું પ્રતીત થાય છે. ૨૯

હવે તે સંબંધમાં શ્રીવાર્તિકકારનું વચન જણાવે છેઃ—

**मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेयमेति तत् ।**
**मेयाभिसंगतं तच्च मेयाभत्वं प्रपद्यते ॥ ३० ॥**

मातुः मानाभिनिष्पत्तिः [भवति,] निष्पन्नं तत् मेयं एति, तत् च मेयाभिसंगतं मेयाभत्वं प्रपद्यते ॥

પ્રમાતાથી ( ચિદાભાસયુક્ત અંતઃકરણથી ) ચિદાભાસવાળી અંતઃકરણની વૃત્તિ ઉપજે છે, અને ઉપજેલી અંતઃકરણની તે વૃત્તિ ઘટાદિ વિષયને પ્રાપ્ત થાય છે, તથા અંતઃકરણની તે વૃત્તિ ઘટાદિ વિષયની સાથે સંબંધ પામીને ઘટાદિ જેવા રૂપને પ્રાપ્ત થાય છે. ૩૦

ચિત્ત વિષયાકાર થાય છે એમ સિદ્ધ થવાથી વિષયો બે છે એમ સિદ્ધ થાય છે એમ જણાવે છેઃ—

**सत्येवं विषयौ द्वौ स्तो घटौ मृण्मयधीमयौ ।**
**मृण्मयो मानमेयः स्यात्साक्षिभास्यस्तु धीमयः ॥ ३१ ॥**

एवं सति विषयौ द्वौ स्तः, घटौ मृण्मयधीमयौ [वर्तेते,] मृण्मयः [घटः] मानमेयः स्यात्, धीमयः तु साक्षिभास्यः ॥

ચિત્ત ઘટાદિ વિષયને આકારે થાય છે એમ નક્કી થવાથી વિષય બે પ્રકારનો થાય છે એમ નક્કી થયું. એક ઘડો માટીનો બનેલો અને બીજો બુદ્ધિએ કલ્પેલો. તેમાં માટીનો બનેલો ઘડો પ્રત્યક્ષપ્રમાણનો વિષય થાય છે, અને બુદ્ધિએ કલ્પેલો ઘડો તો સાક્ષીના વિષયરૂપ થાય છે.

અંતઃકરણ, ચિદાભાસ ને અંતઃકરણનું અધિષ્ઠાન ચેતન પ્રમાતા કહેવાય છે. ચિદાભાસવાળી અંતઃકરણની વૃત્તિ પ્રમાણ કહેવાય છે. પ્રમાણના વિષય ઘટાદિ પ્રમેય કહેવાય છે. પ્રમાણવડે ઉપજતું જ્ઞાન પ્રમિતિ અથવા પ્રમા કહેવાય છે. પ્રમા અથવા જ્ઞાન બે પ્રકારનાં છે. એક ચેતનરૂપ જ્ઞાન ને બીજું અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાન. અંતઃકરણ અને તેની વૃત્તિઓ ચેતનરૂપ જ્ઞાનવડે પ્રકાશે છે, અને બીજા પદાર્થો બહુધા અંતઃકરણની વૃત્તિરૂપ જ્ઞાનવડે જણાય છે. ૩૧

બે પ્રકારના પદાર્થમાંથી બુદ્ધિએ કલ્પેલો પદાર્થ જીવને બંધન કરનાર હોવાથી તે ત્યાજ્ય છે એમ જણાવે છે:—

**अन्वयव्यतिरेकाभ्यां धीमयो जीवबंधकृत् ।**
**सत्यस्मिन्सुखदुःखे स्तस्तस्मिन्नसति न द्वयम् ॥ ३२ ॥**

अन्वयव्यतिरेकाभ्यां धीमयः [ विषयः ] जीवबंधकृत् [अस्ति, यतः] अस्मिन् संति सुखदुःखे स्तः, तस्मिन् [ तु ] असति द्वयं [ अपि ] न ॥

અન્વય અને વ્યતિરેકનામની યુક્તિવડે બુદ્ધિએ કલ્પેલો વિષય જીવને બંધન કરનારો છે એવો નિશ્ચય થાય છે, કેમકે આ બુદ્ધિએ કલ્પેલા વિષયના હોવાથી જીવને સુખદુઃખ થાય છે, અને બુદ્ધિએ કલ્પેલો વિષય ન હોય તો સુખ કે દુઃખ એ બેમાંનું કાંઇ થતું નથી.

અંતઃકરણે કલ્પેલો પદાર્થ હોવાથી જીવને સુખદુઃખ થાય છે એ અન્વયનામની યુક્તિ છે, અને અંતઃકરણે કલ્પેલો પદાર્થ ન હોય તો જીવને સુખદુઃખ થતું નથી એ વ્યતિરેકનામની યુક્તિ છે. એ યુક્તિવડે અંતઃકરણે કલ્પેલું દ્વૈત જીવે કલ્પેલુ ગણાય છે, અને તે જીવને બંધન કરે છે. ૩૨

બાહ્યપદાર્થ હોવાથી જીવને સુખદુઃખ થાય છે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે.—

**असत्यपि च बाह्यार्थे स्वप्नादौ बध्यते नरः ।**
**समाधिसुप्तिमूर्च्छासु सत्यप्यस्मिन्न बध्यते ॥ ३३ ॥**

बाह्यार्थे असति अपि च स्वप्नादौ नरः बध्यते, [ तथा ] अस्मिन् सति अपि समाधि-सुप्ति-मूर्च्छासु न बध्यते ॥

સ્ત્રી અને સિંહાદિ બહારના પદાર્થો નહિ છતાં પણ સ્વપ્નમાં, મનોરાજ્યમાં અને સ્મૃતિકાલમાં મનુષ્ય સુખદુઃખના અનુભવરૂપ બંધનને પામે છે, અને સ્ત્રીસિંહાદિ બહારના અનુકૂલપ્રતિકૂલ પ્રાણિપદાર્થો હોય તોપણ સમાધિમાં, સુષુપ્તિમાં અને મૂર્છામાં મનુષ્ય સુખદુઃખના અનુભવરૂપ બંધનને પામતો નથી. એવી રીતે બહારના પદાર્થો જીવને સુખદુઃખના અનુભવરૂપ બંધન કરતા નથી, પણ મનોમય પદાર્થો જીવને સુખદુઃખના અનુભવરૂપ બંધન કરે છે એમ સિદ્ધ થયું. ૩૩

મને કલ્પેલો વિષય મનુષ્યને સુખદુઃખ આપનારો થાય છે એમ દૃષ્ટાંત આપીને નીચેના બે શ્લોકવડે સિદ્ધ કરે છેઃ—

दूरदेशं गते पुत्रे जीवत्येवात्र तत्पिता ।
विप्रलंभकवाक्येन मृतं मत्वा प्ररोदिति ॥ ३४ ॥
मृतेऽपि तस्मिन्वार्तायामश्रुतायां न रोदिति ।
अतः सर्वस्य जीवस्य बंधकृन्मानसं जगत् ॥ ३५ ॥

दूरदेशं गते पुत्रे जीवति एव, अत्र तत्पिता विप्रलंभकवाक्येन [तं] मृतं मत्वा प्ररोदिति ॥ तस्मिन् मृते अपि वार्तायां अश्रुतायां न रोदिति, अतः सर्वस्य जीवस्य मानसं जगत् बंधकृत् [अस्ति इति सिद्धम्] ॥

દૂરદેશમાં ગયેલો પુત્ર ત્યાં જીવતો હોય છતાં અહીં તેનો પિતા કોઇ ઠગ મનુષ્યના તે મરણ પામ્યો એવા વાક્યવડે તેને મુએલો માનીને અત્યંત રુદન કરે છે; અને તે પુત્ર ત્યાં મરણ પામ્યા છતાં પણ તેના મરણના સમાચાર નહિ સાંભળવાથી તે રોતો નથી, પણ આનંદમાં રહે છે. આથી સર્વ જીવોને પોતપોતાના મને કલ્પેલું જગત્ સુખદુઃખના અનુભવરૂપ બંધન કરનારું છે.

જો બહારનું જગત્ સુખદુઃખ આપનારું હોત તો પરદેશમાં પોતાનો પુત્ર જીવતો છતાં ઠગ પુરુષના તે મરણ પામ્યો છે એવા વચનથી તે રુદન ન કરત, અને પરદેશમાં પોતાનો પુત્ર મરી ગયેલો છે છતાં તેના મરણના સમાચાર ન સાંભળવાથી તે રોતો નથી, પણ પ્રસન્ન રહે છે. આવા ઘણા દાખલાવડે મનોમયજગત્ મનુષ્યને બંધન કરનારું છે એમ સિદ્ધ કરી શકાય છે. ૩૪–૩૫

મનોમયજગત્ બંધન કરનારું છે એમ માનવાથી બૌદ્ધોએ માનેલા વિજ્ઞાનવાદનો અમારા મતમાં સ્વીકાર થતો નથી એમ જણાવે છેઃ—

विज्ञानवादो वाह्यार्थवैयर्थ्यात्स्यादिहेति चेत् ।
न हृद्याकारमाधातुं वाह्यस्यापेक्षितत्वतः ॥ ३६ ॥

वाह्यार्थवैयर्थ्यात् इह विज्ञानवादः स्यात् इति चेत्, हृदि आकारं आधातुं वाह्यस्य अपेक्षितत्वतः न ॥

બહારના પદાર્થોનું વ્યર્થપણું માનવાથી વેદાંતસિદ્ધાંતમાં વિજ્ઞાનવાદ પ્રાપ્ત થશે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે અંતઃકરણમાં આકાર ઉપજાવવામાટે બહારના પદાર્થની અગત્ય હોવાથી સિદ્ધાંતમાં વિજ્ઞાનવાદની પ્રાપ્તિ થતી નથી.

અંતઃકરણમાં બહારના પદાર્થનો આકાર ઉપજાવવાને માટે અમે બહારના પદાર્થનો સ્વીકાર કરીએ છીએ, અને વિજ્ઞાનવાદીઓ માત્ર બુદ્ધિનેજ માને છે, બહારના પદાર્થને માનતા નથી, એટલે અમારા મતમાં બૌદ્ધોના વિજ્ઞાનવાદની પ્રાપ્તિ થતી નથી. ૩૬

બહારના પદાર્થવિના પણ પૂર્વપૂર્વના મનોમયવિષયના સસ્કારોવડે ઉત્તરોત્તરના મનોમયપદાર્થ ઉત્પન્ન થવા સંભવી શકે છે એમ જો શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

वैयर्थ्यमस्तु वा वाह्यं न वारयितुमीश्महे ।
प्रयोजनमपेक्षन्ते न मानानीति हि स्थितिः ॥ ३७ ॥

वा वैयर्थ्यं अस्तु, [वयं] वाह्यं वारयितुं न ईश्महे, मानानि प्रयोजनं न अपेक्षंते इति हि स्थितिः ॥

અથવા બહારના વિષયોનુ ભલે વ્યર્થપણુ હો. અમે બહારના વિષયોનુ વિજ્ઞાનવાદીની પેઠે નિવારણ કરવાને સમર્થ નથી. પ્રત્યક્ષાદિ પ્રમાણો પ્રયોજન એટલે ઉપયોગની અપેક્ષા કરતા નથી. આવી વાસ્તવિક સ્થિતિ છે.

બહારના વિષયો જીવને બંધન કરનારા ન હોવાથી અમે તેને વ્યર્થ માનીએ છીએ, પણ વિજ્ઞાનવાદી તો બુદ્ધિથી ભિન્ન તેમને સ્વીકારતા નથી, એટલે અમારા સિદ્ધાંતમાં વિજ્ઞાનવાદીના સિદ્ધાંતથી ભેદ છે. વિષયની સિદ્ધિ પ્રમાણુને અધીન હોય છે, પ્રયોજનને અધીન હોતી નથી. પ્રમાણુવડે કોઈ વિષય સિદ્ધ થયો તો પછી તે ભલે ઉપયોગરહિત હોય તોપણ તેના અસ્તિત્વનો વિવેકીવડે અસ્વીકાર કરાતો નથી. અમે બહારના પદાર્થને પ્રમાણુના વિષયભૂત માનીને તેને જીવના બંધનમાં નિરુપયોગી માનીએ છીએ.

પ્રત્યક્ષાદિ પ્રમાણુવડે સિદ્ધ થનારી બહારની વસ્તુઓનો પ્રયોજનના

રહિતપણાવડે અભાવ માનવો ઉચિત નથી. પ્રત્યક્ષપ્રમાણવડે જણાતાં માર્ગમાં પડેલાં તણખલાં આદિ પદાર્થોનું પ્રયોજન નહિ છતાં પણ જેમ તેનો અભાવ સ્વીકારાતો નથી તેમ બહારની વસ્તુઓ ભલે પ્રયોજનરહિત હોય તોપણ તેથી તેનો અભાવ સ્વીકારવો એ ઉચિત ગણાય નહિ. ૩૭

મનોમયદ્વૈતની મનના નિરોધવડે-નિગ્રહવડે-નિવૃત્તિ થશે, તો પછી બ્રહ્મજ્ઞાનને બંધનું નિવર્તક માનવું એ યોગ્ય નથી એમ વાદી શંકા કરે છેઃ—

**बंधश्चेन्मानसं द्वैतं तन्निरोधेन शाम्यति ।**
**अभ्यस्येद्योगमेवातो ब्रह्मज्ञानेन किं वद ॥ ३८ ॥**

मानसं द्वैतं बंधः [ इति ] चेत्, तत् धीरोधेन शाम्यति, अतः योगं एव अभ्यस्येत्, ब्रह्मज्ञानेन किं वद ? ॥

જો મનોમયદ્વૈત જીવના બંધરૂપ છે એમ તમે કહો છો તો તે અંતઃકરણના નિરોધવડે નિવૃત્ત થશે. આમ હોવાથી યોગનો અભ્યાસ કરવો ઉચિત છે. બ્રહ્મજ્ઞાનવડે શું ફલ થવાનું છે તે કહો ? ૩૮

ઉપરની શંકાનું સમાધાન કરે છેઃ—

**तात्कालिकद्वैतशांतावप्यागामिजनिक्षयः ।**
**ब्रह्मज्ञानं विना न स्यादिति वेदांतडिंडिमः ॥ ३९ ॥**

तात्कालिकद्वैतशांतौ अपि ब्रह्मज्ञानं विना आगामिजनिक्षयः न स्यात् इति वेदांतडिंडिमः ॥

અંતઃકરણની વૃત્તિઓના નિરોધરૂપ યોગવડે તેટલો સમય દ્વૈતની નિવૃત્તિ થયા છતાં પણ બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના ભવિષ્યમાં ઉત્પન્ન થનારા દ્વૈતની નિવૃત્તિ થતી નથી એવો વેદાંતનો ઢંઢેરો-પોકારીને કહેલું-છે.

જ્યાંસુધી ચિત્ત વૃત્તિરહિત રહે ત્યાંસુધી દ્વૈતની પ્રતીતિ ન થવાથી તેને બંધની પ્રતીતિ થતી નથી, પણ જ્યારે તે વૃત્તિરૂપ પરિણામને ઉપજાવે છે ત્યારે બ્રહ્મજ્ઞાનને અભાવે તેને દ્વૈતમાં સત્યપણાનું ભાન થાય છે તેથી તેને સુખદુઃખના અનુભવરૂપ બંધ થાય છે. બ્રહ્મજ્ઞાનવડે દ્વૈતનો બાધ થાય છે, એટલે બાધ પામેલું દ્વૈત મનુષ્યને બંધન ઉપજાવવા સમર્થ થતું નથી, અને તેથી તેને પુનર્જન્મની પ્રાપ્તિ થતી નથી.

" तमेव विदित्वाऽतिमृत्युमेति " ( તે બ્રહ્મનેજ જાણીને મનુષ્ય મૃત્યુનું ઉલ્લંઘન કરે છે ) ઇત્યાદિ શ્રુતિઓ બ્રહ્મજ્ઞાનવડેજ જન્મમરણરૂપ સંસારની નિવૃત્તિ કહે છે. ૩૯

બહારના દ્વૈતની નિવૃત્તિ કર્યા વિના અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી એમ જો કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

**अनिवृत्तेऽपीशसृष्टे द्वैते तस्य मृषात्मताम्।**
**बुद्ध्वा ब्रह्माद्वयं बोद्धुं शक्यं वस्त्वैक्यवादिनः ॥ ४० ॥**

ईशसृष्टे द्वैते अनिवृत्ते अपि वस्त्वैक्यवादिनः तस्य मृषात्मतां बुद्ध्वा अद्वयं ब्रह्म बोद्धुं शक्यम् ॥

પરમેશ્વરે ઉપજાવેલું દ્વૈત નિવૃત્ત નહિ થયા છતાં પણ બ્રહ્મરૂપ વસ્તુના એકપણાનું કથન કરનારા જ્ઞાનીને તે દ્વૈતના મિથ્યાપણાને જાણીને અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થવું શક્ય છે.

બહારનું દ્વૈત વિદ્યમાન હોય તોપણ વેદાંતશાસ્ત્રના અને સદ્‌ગુરુના ઉપદેશથી બ્રહ્મથી ભિન્ન તે દ્વૈતનો સદ્‌ભાવ નથી એમ જાણનાર જ્ઞાનીને અખંડ એકરસ અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન થઈ શકે છે, એટલે બહારના દ્વૈતની નિવૃત્તિ એ બ્રહ્મજ્ઞાનનો હેતુ નથી. ૪૦

અદ્વૈત બ્રહ્મને જાણવામાટે માત્ર દ્વૈતની નિવૃત્તિનીજ અપેક્ષા નથી, પણ દ્વૈત મિથ્યા છે, અને બ્રહ્મ સત્ય છે એવા જ્ઞાનની અપેક્ષા છે એમ જણાવે છેઃ—

**प्रलये तन्निवृत्तौ तु गुरुशास्त्राद्यभावतः।**
**विरोधिद्वैताभावेऽपि न शक्यं बोद्धुमद्वयम् ॥ ४१ ॥**

प्रलये तन्निवृत्तौ तु विरोधिद्वैताभावे अपि गुरुशास्त्राद्यभावतः अद्वयं बोद्धुं न शक्यम् ॥

પ્રલયકાલમાં દ્વૈતની નિવૃત્તિ થવાથી જોકે વિરોધિદ્વૈતનો અભાવ થયેલો હોય છે તોપણ સદ્‌ગુરુ અને વેદાંતશાસ્ત્ર આદિ જ્ઞાનનાં સાધનોનો તે વેલા અભાવ હોવાથી મનુષ્યને અદ્વિતીય બ્રહ્મનું જ્ઞાન થવુ શક્ય નથી. ૪૧

બહારનું દ્વૈત વિદ્યમાન છતાં પણ અદ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થઇ શકે છે એમ જણાવે છેઃ—

**अबाधकं साधकं च द्वैतमीश्वरनिर्मितम्।**
**अपनेतुमशक्यं चेत्यास्तां तद्द्विष्यते कुतः ॥ ४२ ॥**

ईश्वरनिर्मितं द्वैतं अबाधकं साधकं च, अपनेतुं अशक्यं च, इति [ हेतोः ] तत् आस्तां, कुतः द्विष्यते ? ॥

પરમેશ્વરે ઉત્પન્ન કરેલું દ્વૈત અદ્વૈત બ્રહ્મના જ્ઞાનનો બાધ કરનારું નથી, પણ અદ્વૈત બ્રહ્મના જ્ઞાનની સિદ્ધિ કરનારું છે. વળી પરમેશ્વરે ઉત્પન્ન કરેલું તે દ્વૈત મનુષ્યવડે નિવૃત્ત કરવાને શક્ય નથી. આ કારણથી તે દ્વૈત ભલે રહો, તેનો તમે દ્વેષ શામાટે કરો છો ?

પરમેશ્વરે નિર્માણ કરેલું દ્વૈત બ્રહ્મસાક્ષાત્કારમાં બંધન કરતું નથી, પણ ઊલટું દ્વૈત મિથ્યા છે એવું જ્ઞાન થવાથી અદ્વૈતજ્ઞાન થવામાં ઉપકાર થાય છે. વળી સદ્‌ગુરુ અને વેદાંતશાસ્ત્રાદિરૂપ દ્વૈત બ્રહ્મસાક્ષાત્કારનાં સાધનો છે તેથી તે બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં ઉપકાર કરે છે, અને આકાશાદિરૂપ દ્વૈત મનુષ્યથી દૂર કરી શકાય એમ પણ નથી તેથી ભલે તે રહે, એનો દ્વેષ કરવો એ નિરર્થક છે.

જેમ દર્પણમાં દેખાતું મુખનું પ્રતિબિંબ બિંબરૂપ મુખનો બાધ કરનારું થતું નથી, અને જેમ સૂર્યના કિરણમાં જણાતું મૃગજલ સૂર્યના કિરણનો બાધ કરનારુ થતું નથી તેમ પરમેશ્વરરચિત દ્વૈત પણ અદ્વૈત બ્રહ્મના જ્ઞાનમાં બાધ કરનારું થતું નથી. ૪૨

જીવે કરેલું દ્વૈત શાસ્ત્રીય અને અશાસ્ત્રીય એવા બે વિભાગવાળું છે, તેમાં શાસ્ત્રીય દ્વૈત બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યાંસુધી ગ્રહણ કરવાયોગ્ય છે એમ જણાવે છેઃ—

**जीवद्वैतं तु शास्त्रीयमशास्त्रीयमिति द्विधा ।**
**उपाददीत शास्त्रीयमातत्त्वस्यावबोधनात् ॥ ४३ ॥**

जीवद्वैतं तु शास्त्रीयं अशास्त्रीयं इति द्विधा [अस्ति,] आतत्त्वस्य अवबोधनात् शास्त्रीयं उपाददीत ॥

જીવે કલ્પેલું દ્વૈત શાસ્ત્રને અનુસરનારું અને શાસ્ત્રથી વિપરીત એમ બે પ્રકારનું છે. તેમાં શાસ્ત્રને અનુસરનારું દ્વૈત જ્યાંસુધી બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર થાય ત્યાંસુધી મુમુક્ષુએ સ્વીકારવાયોગ્ય છે. ૪૩

જીવે કલ્પેલું શાસ્ત્રીયદ્વૈત કયું તે જણાવે છેઃ—

**आत्मब्रह्मविचाराख्यं शास्त्रीयं मानसं जगत् ।**
**बुद्धे तत्त्वे तच्च हेयमिति श्रुत्यनुशासनम् ॥ ४४ ॥**

[ यत् ] आत्मब्रह्मविचाराख्यं [ तत् ] शास्त्रीयं मानसं जगत्, तत् च तत्त्वे बुद्धे [ सति ] हेयम् इति श्रुत्यनुशासनम् ॥

આત્માથી અભિન્ન બ્રહ્મના વિચારનામનું જીવે કરેલું જે શ્રવણાદિક છે તે શાસ્ત્રને અનુસરનારું મનોમય જગત્ છે. તે શાસ્ત્રને અનુસરનારું મનોમય દ્વૈત આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થાય ત્યારે ત્યાગ કરવાયોગ્ય છે, ત્યાંસુધી ત્યાગ કરવાયોગ્ય નથી, એમ ઉપનિષદોનો ઉપદેશ છે.

બ્રહ્મતત્ત્વનો દૃઢ બોધ થાય ત્યાંસુધી વેદાંતનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન મુમુક્ષુને કર્તવ્યરૂપે ગણાય છે, પછી તેમણે શ્રવણ, મનન અને નિદિધ્યાસન કરવાં કે નહિ એ ઐચ્છિક છે. ૪૪

બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થયા પછી શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાનું વિધાન અમૃતબિંદુ-ઉપનિષદ્‌ની શ્રુતિ આ પ્રમાણે કરે છે:—

**शास्त्राण्यधीत्य मेधावी अभ्यस्य च पुनः पुनः ।**

**परमं ब्रह्म विज्ञाय उल्कावत्तान्यथोत्सृजेत् ॥ ४५ ॥**

मेधावी शास्त्राणि अधीत्य, च पुनः पुनः अभ्यस्य, परमं ब्रह्म विज्ञाय, अथ तानि उल्कावत् उत्सृजेत् ॥

ગ્રંથના અર્થને અંતઃકરણમાં ધારણ કરનાર બુદ્ધિમાન્ પુરુષ ઉપનિષદ્ આદિ શાસ્ત્રોનું અધ્યયન કરીને તથા પુનઃ પુનઃ તેમની આવૃત્તિ કરીને પછી પરમ બ્રહ્મને અપરોક્ષ જાણીને પશ્ચાત્ તેમનો ઉપયોગ ન હોવાથી અધબળેલાં લાકડાંની પેઠે પરિત્યાગ કરે.

જેમ પ્રવાસી મનુષ્ય રસોઇ થઇ રહ્યા પછી અધબળેલાં લાકડાં ત્યજી દે છે તેમ મુમુક્ષુ પુરુષ બ્રહ્મને જાણીને શાસ્ત્રમાં રહેલી આસક્તિનો પરિત્યાગ કરે, પણ બ્રહ્માનુભવ થયા પૂર્વે તેનો ત્યાગ ન કરે, કેમકે બ્રહ્માનુભવ કરવો એજ વેદાંતશાસ્ત્રના અધ્યયનનું મુખ્ય પ્રયોજન છે. ૪૫

બ્રહ્મબિંદુ-ઉપનિષદ્‌માં પણ એમજ કહ્યું છે એમ જણાવે છે:—

**ग्रंथमभ्यस्य मेधावी ज्ञानविज्ञानतत्परः ।**

**पलालमिव धान्यार्थी त्यजेद्‌ ग्रंथमशेषतः ॥ ४६ ॥**

मेधावी ज्ञानविज्ञानतत्परः [ सन ] ग्रंथं अभ्यस्य, धान्यार्थी पलालं इव ग्रंथं अशेषतः त्यजेत् ॥

ગ્રંથના અર્થને પોતાના અંતઃકરણમાં ધારણ કરનાર પુરુષે શાસ્ત્રજ્ઞાનમાં અને અપરોક્ષજ્ઞાનમાં તત્પર થઇને અને ઉપનિષદાદિ ગ્રંથનો અભ્યાસ કરીને પછી ધાન્યની ( ચોખાની ) ઇચ્છાવાળો મનુષ્ય જેમ પરાળનો ત્યાગ કરે છે તેમ તેણે તે ગ્રંથનો નિઃશેષ ત્યાગ કરવો.

જ્ઞાનમાં એટલે સદ્ગુરુથી અને વેદાંતશાસ્ત્રથી પ્રાપ્ત થયેલા જગતના મિથ્યાપણાના નિશ્ચયપૂર્વક બ્રહ્મના અને આત્માના એકપણાના નિશ્ચયમાં. અપરોક્ષજ્ઞાનમાં એટલે નિદિધ્યાસનવડે ઉત્પન્ન થયેલા દૃઢ બ્રહ્માનુભવમાં. ૪૬

બૃહદારણ્યક-ઉપનિષદ્માં પણ એ સંબંધમાં નીચેના ભાવનું કહ્યું છેઃ—

**तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।**
**नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥ ४७ ॥**

धीरः ब्राह्मणः तं एव विज्ञाय प्रज्ञां कुर्वीत, बहून् शब्दान् न अनुध्यायात्, हि तत् वाचः विग्लापनं ॥

વિષયોથી પોતાની બુદ્ધિનું રક્ષણ કરનારો બ્રાહ્મણ ( ઉત્તમ મુમુક્ષુ ) એ અદ્વિતીય આત્માનો અદૃઢ સાક્ષાત્કાર કરીને તેનું વારંવાર ચિંતન કરે. ઘણા શબ્દોનું ઉચ્ચારણ અને ચિંતન ન કરે, કેમકે તે શબ્દોનું ઉચ્ચારણ અને ચિંતન મનને અને વાણીને શ્રમ આપનારું છે. ૪૭

મુંડક-ઉપનિષદ્માં તથા કઠવલ્લીમાં પણ તેના સંબંધમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

**तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुंचथ ।**
**यच्छेद्वाङ्मनसी प्राज्ञ इत्याद्याः श्रुतयः स्फुटाः ॥ ४८ ॥**

तं एव एकं विजानीथ, हि अन्याः वाचः विमुंचथ, प्राज्ञः वाक् मनसि यच्छेत् इत्याद्याः श्रुतयः स्फुटाः ॥

તે એક આત્માનેજ જાણ, અને બીજી વાણીઓનો ત્યાગ કર. મુમુક્ષુ વાણીનો મનમાં નિરોધ કરે, ઇત્યાદિ ઘણી શ્રુતિઓ આ વાતને સ્પષ્ટ રીતે કહે છે.

વાણીનો મનમાં નિરોધ કરે, એવા ભાવની કઠોપનિષદ્ની શ્રુતિનો ભાવ આ પ્રમાણે છેઃ—મુમુક્ષુ પ્રથમ પોતાની ઇંદ્રિયોના વ્યાપાર બંધ કરી માત્ર મનને વ્યાપારવાળું રહેવા દે, પછી મનને વ્યાપારથી રહિત કરી હું અમુક છું એવા વિશેષ અહંકારને વ્યાપારવાળો રહેવા દે, પછી તે વિશેષ અહંકારનો હું છું એવા સામાન્ય અહંકારમાં લય કરે, અને પછી તે સામાન્ય અહંકારનો શાંત—આત્મરૂપ બ્રહ્મમાં લય કરે. ૪૮

આત્માનું દૃઢ પરોક્ષજ્ઞાન થયા પછી વેદાંતશાસ્ત્રના શ્રવણમનનરૂપ શાસ્ત્રીય દ્વૈતનો મુમુક્ષુએ ત્યાગ કરવો એમ ઉપર જણાવેલી શ્રુતિઓ કહે છે.

હવે અશાસ્ત્રીય દ્વૈતના પેટા ભેદ કહે છેઃ—

**अशास्त्रीयमपि द्वैतं तीव्रं मंदमिति द्विधा।**
**कामक्रोधादिकं तीव्रं मनोराज्यं तथेतरत् ॥ ४९ ॥**

अशास्त्रीयं द्वैतं अपि तीव्रं [च] मंदं इति द्विधा [ अस्ति, ] कामक्रोधादिकं तीव्रं तथा मनोराज्यं इतरत् ॥

સ્વાભાવિક અથવા શાસ્ત્રે નિષેધ કરેલું અશાસ્ત્રીય દ્વૈત પણ તીવ્ર અને મંદ એવા ભેદથી બે પ્રકારનું છે. તેમાં કામક્રોધાદિક તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત છે, અને મનોરાજ્ય એ બીજું એટલે મંદ અશાસ્ત્રીય દ્વૈત છે.

જીવે કલ્પેલું અશાસ્ત્રીય દ્વૈત તીવ્ર અને મંદ એમ બે પ્રકારનું છે. જેનું પરિણામ ઊતાવળે થાય તે તીવ્ર કહેવાય છે, અને જેનું પરિણામ કેટલોક સમય ગયા પછી થાય તે મંદ કહેવાય છે. કામક્રોધાદિ અશાસ્ત્રીય દ્વૈતનું અપ્રિય પરિણામ ઊતાવળે થાય છે તેથી તેને તીવ્ર કહેલું છે, અને મનમાં અશુભ વિચારો કર્યા કરવા એ જીવકૃત મંદ અશાસ્ત્રીય દ્વૈત છે, અને તેનું અપ્રિય પરિણામ કેટલોક સમય વીત્યા પછી થવા સંભવ છે. ૪૯

આ બંને પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત મુમુક્ષુએ આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે આત્મજ્ઞાનની પૂર્વે ત્યજવાયોગ્ય છે એમ જણાવે છેઃ—

**उभयं तत्त्वबोधात्प्राङ्निवार्यं बोधसिद्धये ।**
**शमः समाहितत्वं च साधनेषु श्रुतं यतः ॥ ५० ॥**

यतः शमः समाहितत्वं च साधनेषु श्रुतं [ ततः ] बोधसिद्धये तत्त्वबोधात् प्राक् उभयं निवार्यम् ॥

જેથી મનનો નિગ્રહ અને ચિત્તની એકાગ્રતા એ આત્મજ્ઞાનનાં સાધનો શ્રુતિમાં સાંભળ્યાં છે તેથી આત્મજ્ઞાનની પ્રાપ્તિમાટે આત્મજ્ઞાનની પૂર્વે તે બંને એટલે તીવ્ર અને મંદ અશાસ્ત્રીય દ્વૈત દૂર કરવાયોગ્ય છે.

" शांतो दांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत् " (મુમુક્ષુ મનોનિગ્રહવાળો, ઇંદ્રિયનિગ્રહવાળો સકામકર્મ નહિ કરનાર, માનાપમાનાદિને સમાન ગણનારો અને ચિત્તની એકાગ્રતાવાળો થઇ પોતાના વિવેકવાળા અંતઃકરણમાંજ પોતાના આત્માને જુએ. ) એ શ્રુતિમાં મનોનિગ્રહને અને ચિત્તના એકાગ્રપણાને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધનો કહ્યાં છે. ૫૦

આત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન થયા પછી પણ જીવન્મુક્તિની સિદ્ધિમાટે તે બંને પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત જ્ઞાનીએ ત્યજવાયોગ્ય છે એમ જણાવે છેઃ-

बोधादूर्ध्वं च तद्धेयं जीवन्मुक्तिप्रसिद्धये ।
कामादिक्लेशबंधेन युक्तस्य न हि मुक्तता ॥ ५१ ॥

बोधात् ऊर्ध्वं च जीवन्मुक्तिप्रसिद्धये तत् हेयं, [यतः] कामादिक्लेशबंधेन युक्तस्य मुक्तता न हि ॥

આત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન થયા પછી પણ જીવન્મુક્તિની દૃઢ સિદ્ધિ થવામાટે તે બંને પ્રકારનું અશાસ્ત્રીય દ્વૈત જ્ઞાનીએ ત્યજવાયોગ્ય છે, કેમકે કામક્રોધાદિ ક્લેશરૂપ બંધથી યુક્ત મનુષ્યને જીવન્મુક્તપણું કદીપણ પ્રાપ્ત થતું નથી. ૫૧

જ્ઞાનીને જ્ઞાનવડે વિદેહમુક્તિ મળે એટલે બસ છે, અલ્પસમય રહેનારી જીવન્મુક્તિનો તેમને શો ઉપયોગ છે ? એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ-

जीवन्मुक्तिरियं मा भूज्जन्माभावे त्वहं कृती ।
तर्हि जन्मापि तेऽस्त्वेव स्वर्गमात्रात्कृती भवान् ॥ ५२ ॥

इयं जीवन्मुक्तिः मा भूत् , जन्माभावे तु अहं कृती [इति चेत्] तर्हि ते जन्म अपि अस्तु एव, स्वर्गमात्रात् भवान् कृती ॥

આ જીવન્મુક્તિ મને ભલે ન હો, હું તો જન્મના અભાવરૂપ વિદેહ-મુક્તિવડે કૃતાર્થ થઇશ એમ જો તમે કહો તો તમને પુનર્જન્મ પણ હો. એમાં તમને તમારા માનવા પ્રમાણે કાંઇ હાનિ નથી, કેમકે તમે માત્ર સ્વર્ગની પ્રાપ્તિથી પણ કૃતાર્થ થશો.

તત્વજ્ઞાન થયા પછી પણ કામાદિકના ત્યાગથી આ લોકનાં સુખ ભોગવી શકાશે નહિ એવા ભયથી તમે જીવન્મુક્તિના વિલક્ષણ આનંદને ઇચ્છતા નથી, તો તમે સ્વર્ગના સુખની તૃષ્ણાનો કેવી રીતે ત્યાગ કરી શકશો ? અને જો સ્વર્ગના સુખની તૃષ્ણાનો ત્યાગ નહિ કરી શકો તો તમને પુનર્જન્મની પ્રાપ્તિ થશે, અને વિદેહમુક્તિ નહિ મળે. જે મનુષ્ય આ લોકનાં સુખોનો ત્યાગ ન કરી શકે તે સ્વર્ગનાં દિવ્યસુખોનો ત્યાગ કેવી રીતે કરી શકે ? અને વિદેહ-મુક્તિ પણ કેવી રીતે મેળવી શકે ? ૫૨

જો સ્વર્ગના સુખમાં તમને દોષદર્શન થતું હોય તો તમારે આ લોકનાં સુખમાં અવશ્ય દોષદર્શન કરવું જોઇએ એવા ભાવનું જણાવે છેઃ—

क्षयातिशयदोषेण स्वर्गो हेयो यदा तदा ।
स्वयं दोषतमात्मायं कामादिः किं न हीयते ॥ ५३ ॥

क्षयातिशयदोषेण स्वर्गः हेयः [ इति ] यदा तदा अयं स्वयं दोषतमात्मा कामादिः न हीयते किं ? ॥

ક્ષય અને અતિશય આ બે દોષવડે સ્વર્ગ ત્યજવાયોગ્ય છે એમ જો તમે કહો તો આ પોતે અત્યંત દોષસ્વરૂપવાળા કામાદિ ત્યજવાયોગ્ય નથી શું ? અવશ્ય તે ત્યજવાયોગ્ય છે.

પુણ્યકર્મના સંસ્કાર નિવૃત્ત થવાથી સ્વર્ગમાંથી મનુષ્યનું પતન થાય છે, તેથી સ્વર્ગના સુખમાં ક્ષયનામનો દોષ રહેલો છે, અને સ્વર્ગમાં વધારે પુણ્યશાલી દેવોને વધારે સુખ મળે છે, એટલે તેમાં એક દેવના કરતાં બીજા દેવને વધારે સુખ હોવારૂપ અતિશયનામનો દોષ રહેલો છે. એ અતિશયદોષને લીધે થોડા સુખવાળા દેવને અતિશયસુખવાળા દેવને જોઇને તેની ઇર્ષ્યા થાય છે. જો સ્વર્ગનાં દિવ્યસુખો ઉપરના બે દોષોને લઇને ત્યજવાયોગ્ય છે તો પછી દોષથી ભરપૂર એવા આ કામાદિ ત્યજવાયોગ્ય ગણાય એમાં શું આશ્ચર્ય ? ૫૩

પરમતત્ત્વને જાણીને કામાદિનો નિઃશેષ ત્યાગ કરવાની આવશ્યકતા જણાવે છેઃ—

**तत्त्वं बुद्ध्वापि कामादीन्निःशेषं न जहासि चेत् ।**

**यथेष्टाचरणं ते स्यात्कर्मशास्त्रातिलंघिनः ॥ ५४ ॥**

तत्त्वं बुद्ध्वा अपि कामादीन् निःशेषं न जहासि चेत्, कर्मशास्त्रातिलंघिनः ते यथेष्टाचरणं स्यात् ॥

પરમતત્ત્વરૂપ બ્રહ્મને જાણીને પણ જો તું કામાદિનો ( દૃશ્યની તૃષ્ણા આદિનો ) સંપૂર્ણ ત્યાગ નહિ કરે તો વિધિનિષેધનો ઉલ્લંઘન કરનારા તારું યથેષ્ટાચરણ એટલે કામવાદ, કામભક્ષણ અને કામચારરૂપ દોષવાળું આચરણ થશે.

શાસ્ત્રનો વિચાર કર્યા વિના ઇચ્છાપ્રમાણે બોલવું તે કામવાદ, વિધિનિષેધનો વિચાર કર્યા વિના ઇચ્છા થાય તે ખાવુંપીવું તે કામભક્ષણ, અને શાસ્ત્રાજ્ઞાનો વિચાર કર્યા વિના ઇચ્છામાં આવે તેમ વર્તવું તે કામચાર કહેવાય છે. પરમતત્ત્વને જાણ્યા પછી જ્ઞાનીમાં પામરના જેવું યથેષ્ટાચરણ સંભવે નહિ.

વિદ્વાને પ્રારબ્ધકર્મનું બાનું બતાવીને શમદમાદિરૂપ પ્રયત્નની શિથિલતા રાખી જીવન્મુક્તિના વિલક્ષણ આનંદના વિરોધી જે કામક્રોધાદિક છે તેને વશ થવું ઉચિત નથી. મંદ અને મધ્યમ પ્રારબ્ધનો ક્ષય કરવા તેમણે પ્રયત્નશીલ રહેવું જોઇએ. ૫૪

યથેષ્ટાચરણમાં રહેલો દોષ વાર્તિકકારનો શ્લોક લઇને જણાવે છેઃ—

**बुद्धाद्वैतसतत्त्वस्य यथेष्टाचरणं यदि ।**

**शुनां तत्त्वदृशां चैव को भेदोऽशुचिभक्षणे ॥ ५५ ॥**

बुद्धाद्वैतसतत्त्वस्य यदि यथेष्टाचरणं [ स्यात्, तर्हि ] शुनां च तत्त्वदृशां अशुचिभक्षणे एव कः भेदः ? ॥

રહસ્યસહિત અદ્વૈત બ્રહ્મને જાણનારનું જો યથેષ્ટાચરણ થાય તો પછી કૂતરાનો અને પરમતત્ત્વને જાણનારનો અપવિત્ર પદાર્થના ભક્ષણમાં પણ શો ભેદ રહે ? અર્થાત્ કૂતરાં જેમ અપવિત્ર પદાર્થનું ભક્ષણ કરે છે તેમ બ્રહ્મજ્ઞાની પણ અપવિત્ર પદાર્થનું ભક્ષણ કરવા લાગશે, એટલે બ્રહ્મજ્ઞાનીમાં અને શ્વાનમાં કાંઇ પણ ભેદ નહિ રહે. ૫૫

યથેષ્ટાચરણ દુઃખમાં વૃદ્ધિ કરનારું થાય છે એમ કહે છેઃ—

बोधात्पुरा मनोमात्रदोषात्क्लिश्नास्यथाधुना ।
अशेषलोकनिंदा चेत्यहो ते बोधवैभवम् ॥ ५६ ॥

बोधात् पुरा मनोमात्रदोषात् क्लिश्नासि, अथ अधुना अशेषलोकनिंदा च, ते बोधवैभवं अहो ! ॥

બ્રહ્મજ્ઞાન થયા પૂર્વે તું માત્ર કામક્રોધાદિ મનના દોષોથી ક્લેશનો અનુભવ કરતો હતો, અને હવે તો તારે સમગ્ર લોકોની નિંદા સહન કરવી પડશે. આ તારા બોધનો મહિમા આશ્ચર્યકારક છે ! આવી રીતે બ્રહ્મજ્ઞાન થયા પછી તારે ઊલટું વધારે કષ્ટ ભોગવવું પડે એવી સ્થિતિ પ્રાપ્ત થઇ. એ જ્ઞાનનો મહિમા ન કહેવાય, પણ અજ્ઞાનનોજ મહિમા કહેવાય. ૫૬

તમે જો જ્ઞાની હો તો તમારે આ પ્રમાણે વર્તવું જોઇએ એમ જણાવે છેઃ—

विड्वराहादितुल्यत्वं मा कांक्षीस्तत्त्वविद् भवान् ।
सर्वधीदोषसंत्यागाल्लोकैः पूज्यस्व देववत् ॥ ५७ ॥

भवान् तत्त्ववित् [ अस्ति, अतः त्वं ] विड्वराहादितुल्यत्वं मा कांक्षीः, [ किंतु ] सर्वधीदोषसंत्यागात् लोकैः देववत् पूज्यस्व ॥

જો તમે તત્ત્વવેત્તા છો તો વિષ્ઠા ખાનારાં ભૂંડ આદિના સમાનપણાની ઇચ્છા તમે ન કરો, પરન્તુ બુદ્ધિમાં રહેલા સર્વ દોષોનો ત્યાગ કરીને લોકો-વડે મહેશ્વરાદિ દેવની પેઠે પૂજાઓ. ૫૭

હવે કામાદિ દોષોના ત્યાગનું સાધન બતાવે છેઃ—

काम्यादिदोषदृष्ट्याद्याः कामादित्यागहेतवः ।
प्रसिद्धा मोक्षशास्त्रेषु तानन्विष्य सुखी भव ॥ ५८ ॥



काम्यादिदोषदृष्ट्याद्याः कामादित्यागहेतवः मोक्षशास्त्रेषु प्रसिद्धाः [ अतः ] तान् अन्विष्य सुखी भव ॥

સ્ત્રી આદિ ભોગ્ય પદાર્થોમાં અને ક્રોધમાં દોષદૃષ્ટિ કરવી ઇત્યાદિ કામાદિના ત્યાગનાં સાધનો છે. આ સાધનો મોક્ષનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે, તેથી તે સાધનોનો સારી રીતે શોધ કરીને તથા તેનું અનુસરણ કરીને તમે સુખી થાઓ.

સ્ત્રી આદિ વિષયમાં અનિત્યપણું, કુત્સિતપણું, સાતિશયપણું અને પરિતાપકપણું આદિ દોષો રહેલા છે, ક્રોધમાં દાહ ઉપજાવવા આદિ અનેક દોષો રહેલા છે, અને લોભ સર્વે પાપનું મૂલ છે. એ સર્વ દોષો યોગવાસિષ્ઠ આદિ ગ્રંથોમાં વિસ્તારથી વર્ણવેલા છે. ૫૮

હવે મનોરાજ્યમાં રહેલો દોષ બતાવે છેઃ—

त्यज्यतामेष कामादिर्मनोराज्ये तु का क्षतिः ।
अशेषदोषबीजत्वात्क्षतिर्भगवतेरिता ॥ ५९ ॥

एषः कामादिः त्यज्यतां, तु मनोराज्ये का क्षतिः ? [ तस्य ] अशेषदोषबीजत्वात् भगवता क्षतिः ईरिता ॥

આ કામાદિ દોષનો ભલે ત્યાગ કરશો, પરંતુ મનોરાજ્યમાં શી હાનિ રહેલી છે ? એમ જો તમે પૂછો તો મનોરાજ્યમાં સર્વે દોષનું કારણપણું હોવાથી શ્રીકૃષ્ણભગવાને ભગવદ્‌ગીતામાં મનોરાજ્યમાં હાનિ કહેલી છે, અર્થાત્ મનોરાજ્યથી જે હાનિ થાય છે તેની પરંપરા વર્ણવી છે, માટે મનોરાજ્ય પણ ત્યજવાયોગ્ય છે. ૫૯

મનોરાજ્યવડે થનારી હાનિની પરંપરા શ્રીકૃષ્ણભગવાન્‌નાં વચનો લઈને વર્ણવે છેઃ—

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ ६० ॥

विषयान् ध्यायतः पुंसः तेषु संगः उपजायते, संगात् कामः संजायते, कामात् क्रोधः अभिजायते ॥

વિષયોનું ધ્યાન કરનારા પુરુષની તે વિષયોમાં ગાઢી પ્રીતિ ઉપજે છે, એ ગાઢી પ્રીતિથી વિષયતૃષ્ણા બલવાળી થાય છે, ને વિષયતૃષ્ણા બલવાળી થવાથી જો તે વિષયની પ્રાપ્તિ ન થાય તો ક્રોધની ઉત્પત્તિ થાય છે, અને

એ ક્રોધથી અવિવેક આદિ ઉત્પન્ન થઇ પુરુષ કોઇ પણ પ્રકારનો પુરુષાર્થ સિદ્ધ કરવાની યોગ્યતાવાળો રહેતો નથી. ૬૦

એ મનોરાજ્યના ત્યાગનું સાધન કહે છેઃ—

**शक्यं जेतुं मनोराज्यं निर्विकल्पसमाधितः ।**
**सुसंपादः क्रमात्सोऽपि सविकल्पसमाधिना ॥ ६१ ॥**

[ इदं ] मनोराज्यं निर्विकल्पसमाधितः जेतुं शक्यम्, सः अपि सविकल्पसमाधिना क्रमात् सुसंपादः ॥

એ મનોરાજ્ય યોગશાસ્ત્રમાં જણાવેલા અસંપ્રજ્ઞાતસમાધિથી જિતવાને શક્ય છે, અર્થાત્ જિતી શકાય છે, ને તે અસંપ્રજ્ઞાતસમાધિ સંપ્રજ્ઞાતસમાધિવડે ક્રમથી સારી રીતે સંપાદન કરી શકાય છે.

અંતઃકરણને વૃત્તિરહિત રાખવું એ અસંપ્રજ્ઞાતસમાધિ કહેવાય છે, અને અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ધ્યેયને આકારે કર્યા કરવો એ સંપ્રજ્ઞાતસમાધિ કહેવાય છે. જેમને તે વિષે જાણવાની ઇચ્છા થાય તેમણે પાતંજલયોગદર્શન આદિ ગ્રંથો જોવા. ૬૧

ઉત્તમ અધિકારી નીચે જણાવેલા સાધનથી પણ મનોરાજ્યની નિવૃત્તિ કરી શકે છે એમ જણાવે છેઃ—

**बुद्धतत्त्वेन धीदोषशून्येनैकांतवासिना ।**
**दीर्घं प्रणवमुच्चार्य मनोराज्यं विजीयते ॥ ६२ ॥**

बुद्धतत्त्वेन धीदोषशून्येन एकांतवासिना दीर्घं प्रणवं उच्चार्य मनोराज्यं विजीयते ॥

જેમણે પરમતત્ત્વને જાણ્યુ છે, જેઓ બુદ્ધિના કામાદિ દોષોથી રહિત છે, અને જેઓ એકાંતમાં રહેનારા છે એવા પુરુષોવડે દીર્ઘ ૐકારનો ઉચ્ચાર કરીને મનોરાજ્યપર વિજય મેળવી શકાય છે.

છ, બાર, કે અઢાર માત્રાસુધી ૐકારનું ઉચ્ચારણ કરવું તે ૐકારનો દીર્ઘ ઉચ્ચાર કહેવાય છે. એક લઘુ અક્ષર બોલતાં અથવા ચપટી વગાડતાં જેટલો સમય જાય તેટલા સમયને માત્રા કહે છે.

એકાંતવાસવડે વાણીને, શ્રોત્રને અને નેત્રને અનાયાસે વશ કરી શકાય છે, અને એ ત્રણ વશ થવાથી મન પણ વશ થવા લાગે છે. ૬૨

મનોરાજ્યનો જય કરવાથી થનારું ફલ કહે છેઃ—

जिते तस्मिन्वृत्तिशून्यं मनस्तिष्ठति मूकवत् ।
एतत्पदं वसिष्ठेन रामाय बहुधेरितम् ॥ ६३ ॥

तस्मिन् जिते [सति] मनः मूकवत् वृत्तिशून्यं तिष्ठति, वसिष्ठेन रामाय एतत् पदं बहुधा ईरितम् ॥

તે મનોરાજ્યનો જય કરવાથી મન મૂંગા માણસની પેઠે વૃત્તિથી રહિત એટલે શાંત થઇને રહે છે. શ્રીવસિષ્ઠમુનિએ શ્રીરામચંદ્રજીપ્રતિ અંતઃકરણની આ સંકલ્પરહિત સ્થિતિ કે જે પરમપુરુષાર્થરૂપ છે તેને બહુ પ્રકારે કહેલી છે. ૬૩

શ્રીવસિષ્ઠમુનિના વચનનું અવતરણ કરીને એ વાત નીચેના બે શ્લોકવડે કહે છેઃ—

दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनम् ।
संपन्नं चेत्तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ॥ ६४ ॥
विचारितमलं शास्त्रं चिरमुद्ग्राहितं मिथः ।
संत्यक्तवासनान्मौनादृते नास्त्युत्तमं पदम् ॥ ६५ ॥

दृश्यं नास्ति इति बोधेन मनसः दृश्यमार्जनं संपन्नं चेत्, तत् परा निर्वाणनिर्वृतिः उत्पन्ना ॥ शास्त्रं अलं विचारितं, [च] मिथः चिरं उद्ग्राहितं, [तेन] संत्यक्तवासनात् मौनात् ऋते उत्तमं पदं न अस्ति [इति निश्चितं] ॥

બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું દૃશ્ય નથી એવા જ્ઞાનવડે જો મનથી દૃશ્યનું નિરાકરણ પ્રાપ્ત કર્યું તો ઉત્કૃષ્ટ આનંદરૂપ મોક્ષસુખ અંતઃકરણમાં ઉત્પન્ન થયું એમ જાણવું.

એકજ અદ્વિતીય બ્રહ્મ છે. તે બ્રહ્મમાં તેનાથી ભિન્ન બીજું કાંઈ પણ દૃશ્ય છે નહિ આવા વિચારવડે બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા દૃશ્યનો બાધ કરવો તે દૃશ્યનું નિરાકરણ કરવું કહેવાય છે. ૬૪

બ્રહ્મસ્વરૂપનો ઉપદેશ કરનારાં શાસ્ત્રોનો સંપૂર્ણ વિચાર કરવાથી અને પોતાના ગુરુબંધુઓસાથે પરસ્પર લાંબા સમયસુધી તેની ચર્ચા કરવાથી, દૃશ્ય વિષયોની વાસનાનો સારી રીતે ત્યાગ કરવાથી અને મૌનરૂપ તૂષ્ણીંભાવથી ભિન્ન બીજું કાંઇ ઉત્તમ પદ નથી એવો નિશ્ચય થયો, અર્થાત્ વાસનારહિત મૌનસ્થિતિ એજ બ્રહ્મનું સ્વરૂપ છે એમ સમજવું. ૬૫

વૃત્તિરહિત કરેલા મનમાં વિક્ષેપ ઉપજે તો તે વિક્ષેપને દૂર કરવાનું સાધન કહે છેઃ—

विक्षिप्यते कदाचिद्धीः कर्मणा भोगदायिना ।
पुनः समाहिता सा स्यात्तदैवाभ्यासपाटवात् ॥ ६६ ॥

भोगदायिना कर्मणा कदाचित् धीः विक्षिप्यते [ किंतु ] अभ्यासपाटवात् सा पुनः तदा एव समाहिता स्यात् ॥

સુખદુઃખના અનુભવરૂપ ભોગ દેનારા પ્રારબ્ધકર્મવડે બુદ્ધિ ક્યારેક વિક્ષેપ પામે છે, પછી વૃત્તિનિરોધરૂપ અભ્યાસની દઢતાથી પુનઃ તે બુદ્ધિ ત્યારેજ એકાગ્ર થઇ જાય છે. ૬૬

જેમનું અંતઃકરણ સર્વદા વિક્ષેપરહિત છે તેઓ તો બ્રહ્મસ્વરૂપજ છે એમ કહે છે:—

विक्षेपो यस्य नास्त्यस्य ब्रह्मवित्त्वं न मन्यते ।
ब्रह्मैवायमिति प्राहुः मुनयः पारदर्शिनः ॥ ६७ ॥

यस्य विक्षेपः न अस्ति, अस्य ब्रह्मवित्त्वं न मन्यते [ तु ] अयं ब्रह्म एव इति पारदर्शिनः मुनयः प्राहुः ॥

જેમના અંતઃકરણમાં વિક્ષેપ ઉત્પન્ન થતો નથી, આમનું માત્ર બ્રહ્મવેત્તાપણું પંડિત પુરુષ માનતા નથી, કિંતુ આ બ્રહ્મજ છે એમ વેદાંતનો પાર પામેલા અથવા સંસારના પારરૂપ બ્રહ્મને જોનારા સૂક્ષ્મદર્શી પુરુષો કહે છે.

રાહુનું માથું જેમ રાહુથી ભિન્ન નથી તેમ બ્રહ્મવેત્તા પુરુષ વસ્તુતાએ બ્રહ્મથી ભિન્ન નથી, છતાં વ્યવહારની સિદ્ધિને માટે એ બ્રહ્મસ્વરૂપ થયેલાને બ્રહ્મવેત્તા કહેવામાં આવે છે. ૬૭

એ વાતને યોગવાસિષ્ઠના નીચેના વચનવડે સ્પષ્ટ કરે છે:

दर्शनादर्शने हित्वा स्वयं केवलरूपतः ।
यस्तिष्ठति स तु ब्रह्मन् ब्रह्म न ब्रह्मवित्स्वयम् ॥ ६८ ॥

ब्रह्मन् ! दर्शनादर्शने हित्वा यः स्वयं केवलरूपतः तिष्ठति, स तु स्वयं ब्रह्म न ब्रह्मवित् ॥

હે બ્રાહ્મણ ! હું બ્રહ્મને જાણું છું એવા અભિમાનરૂપ જ્ઞાનનો અને હું બ્રહ્મને જાણતો નથી એવા બ્રહ્મના અજ્ઞાનનો ત્યાગ કરીને જે પોતે અસંગ બ્રહ્મસ્વરૂપે રહે છે તે તો પોતેજ બ્રહ્મસ્વરૂપ છે, માત્ર [illegible] નથી. ૬૮

એવી રીતે દ્વૈતનું નિરૂપણ કરીને હવે નીચેના [illegible] સ[illegible] કરે છે:—

जीवन्मुक्तेः परा काष्ठा जीवद्वैतविवर्जनात्।
लभ्यतेऽसावतोऽत्रेदमीशद्वैताद्विवेचितम् ॥ ६९ ॥

इति श्रीमद्विद्यारण्यमुनिविरचितायां पंचदश्यां द्वैतविवेकः ॥ ४॥

अन्वयः—असौ जीवन्मुक्तेः परा काष्ठा जीवद्वैतविवर्जनात् लभ्यते, अतः अत्र इदं ईशद्वैतात् विवेचितम् ॥

આ સર્વ વિક્ષેપથી રહિત જીવન્મુક્તિની છેલ્લી સીમા જીવે કરેલા મનોમય દ્વૈતનો પરિત્યાગ કરવાથી મુમુક્ષુને પ્રાપ્ત થાય છે. આથી આ પ્રકરણમાં આ જીવકલ્પિત દ્વૈત ઇશ્વરે કરેલા દ્વૈતથી પૃથક્ કરીને જણાવ્યું છે. ૬૯.

એ પ્રમાણે શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશીના દ્વૈતવિવેકનામના ચોથા પ્રકરણની શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઈ.૪

---

# દ્વૈતવિવેકનો સાર

આ પ્રકરણમાં ઇશ્વિરે ઉપજાવેલા દ્વૈતને તથા જીવે કલ્પેલા મનોમય દ્વૈતને પૃથક્ કરીને કહેવાશે, તેથી મુમુક્ષુએ ત્યાગ કરવાયોગ્ય દ્વૈત કયું છે તે તેના સમજવામાં આવશે. માયાની ઉપાધિવાળો ઇશ્વિર અંતર્યામી કહેવાય છે. તેમની માયાનામની શક્તિથી જીવોના પાંચ કોશો ઉત્પન્ન થાય છે. અન્નમય આદિ પાંચ કોશો જીવના ઉપાધિરૂપ છે. ઇશ્વિરે રચેલા દ્વૈતનો અને જીવે કલ્પેલા દ્વૈતનો વિભાગ સારી રીતે જાણવાથી જીવને બંધના હેતુભૂત ત્યજવાયોગ્ય દ્વૈતનો નિશ્ચય થાય છે. જીવ પોતાનાં પૂર્વજન્મનાં શુભાશુભકર્મોવડે પોતાને પ્રતીત થતા જગતનુ કારણ થાય છે એમ કેટલાક કહે છે, પણ તે કથન શ્રુતિવિરુદ્ધ છે. માયા આ સર્વ જગતનુ ઉપાદાનકારણ છે, અને તે માયાને વશ રાખનારા પરમાત્મા છે. તે માયાના સ્વામી પરમાત્માજ આ જગતને ઉપજાવે છે એમ શ્વેતાશ્વતર-ઉપનિષદ્‌મા કહ્યુ છે. આ જગતની ઉત્પત્તિની પૂર્વે એક પરમાત્માજ હતા તેમણે, જીવોનાં કર્મોનું ફલ દેવાને તત્પર થયાં ત્યારે હુ જગતને ઉત્પન્ન કરુ, એવો સંકલ્પ કર્યો, અને પોતાના સંકલ્પવડે આ સર્વ લોકોને ઉત્પન્ન કર્યા એમ ઐતરેય-ઉપનિષદ્‌માં જણાવ્યુ છે. સત્યરૂપ, જ્ઞાનરૂપ અને આનંદરૂપ પરમાત્માથી આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી, ઔષધી, અન્ન અને શરીર ઇત્યાદિ સર્વ ભૂતો અને ભૌતિકપદાર્થો ક્રમપૂર્વક ઉત્પન્ન થયાં. "હું અનેકરૂપે થાઉં, અધિકપણે ઉત્પન્ન થાઉં" આવી ઇચ્છાવડે સંકલ્પરૂપ તપ કરીને તે પરમાત્માએ આ સર્વ જગત્ ઉત્પન્ન કર્યું એમ તૈત્તિરીય-ઉપનિષદ્‌માં નિરૂપણ કર્યું છે.

આ જગત્ ઉત્પત્તિની પૂર્વે એક અદ્વૈત સદ્રૂપ બ્રહ્મજ હતું. તેણે " હું બહુરૂપ થાઉ " એવો સંકલ્પ કર્યો. પછી તેજ, જલ, અન્ન અને અંડજ આદિ શરીરો ઉત્પન્ન કર્યાં એમ છાંદોગ્ય-ઉપનિષદ્‌માં જણાવ્યું છે. અગ્નિમાંથી જેમ તણખા ઊડે છે તેમ અવિનાશી પરમાત્મામાંથી ઘણા પ્રકારના સ્થાવરજંગમ પદાર્થો ઉપજે છે એમ મુંડક-ઉપનિષદ્‌માં જણાવ્યું છે. આ જગત ઉત્પત્તિની પૂર્વે અવ્યાકૃત એટલે નામરૂપથી અપ્રકટ પરમાત્મરૂપ હતું. તે પરમાત્માજ હવે દૃશ્ય નામરૂપવડે પ્રકટ થયેલા છે. ઈશ્વરમાંથી બ્રહ્માથી માંડીને શુંળડાસુધીના સર્વ સ્થાવરજંગમ પદાર્થો અર્થાત્ વિરાટ્, મનુ, મનુષ્ય, ગાય ને ઘોડા ઇત્યાદિ નામરૂપો પ્રકટ થયાં એમ બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં જણાવ્યુ છે. ઉપરનાં સર્વ શ્રુતિવચનોવડે પરમાત્માજ આ જગત્‌ના કર્તા છે એમ નક્કી થાય છે.

તે પરમાત્મા જીવના સંબંધવાળું પોતાનું અન્યરૂપ કરીને સર્વ શરીરોમાં પ્રવેશ પામ્યા. જીવધાતુનો અર્થ પ્રાણોને ધારણ કરનાર એવો થાય છે. તે જીવ ઇંદ્રિયો, અંતઃકરણ અને પ્રાણો એ સર્વનો નિયંતા થઇને તેને પ્રેરણા કરે છે. સૂક્ષ્મશરીરની કલ્પનાનું અધિષ્ઠાન ચૈતન્ય, તે ચૈતન્યમાં કલ્પાયેલું સૂક્ષ્મશરીર અને તે સૂક્ષ્મશરીરમાં આવેલા ચેતનના સ્વભાવો આ ત્રણ મળીને જીવ કહેવાય છે. સૂક્ષ્મશરીર, ચૈતન્ય, અને ચૈતન્યનાં સ્વભાવો=

પરમાત્માની માયાનામની શક્તિમાં આ જગતને ઉપજાવવાના સામર્થ્ય-પ્રમાણે અવિવેક ઉપજાવવાનુ સામર્થ્ય પણ છે. અવિવેક ઉપજાવનારી માયાની તે શક્તિ, જીવને અવિવેકવાળો કરે છે તેથી તે જીવ પોતાના જ્ઞાન અને આનંદ આદિ સ્વરૂપને ભૂલી જાય છે, એટલે તે પ્રિય પદાર્થની પ્રાપ્તિ કરવા અને અપ્રિય પદાર્થનો ત્યાગ કરવા સમર્થ થતો નથી. અવિવેકને વશ થયેલો તે જીવ હું સ્થૂલશરીર છુ એમ માને છે, અને હું સુખી, હું દુઃખી, હું કર્તા, હું ભોક્તા, [illegible] છે. એવી રીતે પરમાત્માએ ઉત્પન્ન કરેલુ સર્વ દ્વૈત ટુંકામાં કહ્યું.

શુક્લયજુર્વેદના શતપથબ્રાહ્મણની બૃહદારણ્યક-ઉપનિષદ્‌ના પહેલા અધ્યાયમાં સપ્તાન્નનામનું બ્રાહ્મણ છે. તે સપ્તાન્નબ્રાહ્મણમાં આવા ભાવનું કહ્યુ છેઃ—પોતાના શુભાશુભકર્મના સંસ્કારવડે જગતને ઉત્પન્ન કરીને સર્વ લોકનુ પાલન કરનારો જે જીવ તે પિતા કહેવાય છે. તેણે શુભાશુભચિંતનવડે અને શુભાશુભકર્મવડે ભોગનાં સાત સાધનો ઉત્પન્ન કર્યાં. એમાં ડાંગર આદિ ૧મનુષ્યનું અન્ન, ૨અમાસની અને ૩પૂનમની ઇષ્ટિ એ બે ઇષ્ટિરૂપ દેવોનું અન્ન, ૪દૂધ એ પશુનું અન્ન અને ૫મન, ૬વાણી ને ૭પ્રાણ એ ત્રણ જીવાત્માનાં અન્ન આ પ્રમાણે સાત અન્નોના નામ અને તેમનો ઉપયોગ શ્રુતિમાં કહ્યો છે. અન્નનો અર્થ ભોગના સાધનો એવો થાય છે.

ઉપર જણાવેલાં સાત ભોગનાં સાધનો જોકે ઈશ્વિરે રચેલાં છે, તોપણ જીવે પોતાના શુભાશુભચિંતનવડે અને શુભાશુભકર્મવડે તેઓમાં ભોગ્યપણાની કલ્પના કરી છે. એમ હોવાથી પરમાત્મા આ જગત્‌ના કર્તા અને જીવો પોતાના માનેલા પ્રાણિપદાર્થોના ભોક્તા મનાય છે. જેવી રીતે એકજ સ્ત્રી તેના પિતાની દીકરી અને તેના ધણીની પત્ની ગણાય છે તેવી રીતે આ જગત્ પરમાત્માનું કાર્ય અને જીવનું ભોગ્ય મનાય છે. માયાની વૃત્તિરૂપ પરમાત્માનો સંકલ્પ આ જગત્‌ની ઉત્પત્તિનું સાધન છે, અને અંતઃકરણની વૃત્તિરૂપ જીવનો સંકલ્પ, જગતમાંના પદાર્થોના ભોગનું સાધન છે. ઈશ્વિરે રચેલા પ્રાણિપદાર્થો જેમના તેમ વિદ્યમાન રહ્યા છતાં જીવો તેમાં પોતપોતાના અંતઃકરણની ભાવનાપ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારનો આરોપ કરે છે. જેમ ઈશ્વિરરચિત મણિ એક પ્રકારનો છતાં તે મણિ જેને પ્રાપ્ત થાય છે તેને તેથી આનંદ થાય છે, બીજાને ઇચ્છા છતાં તેની પ્રાપ્તિ ન થવાથી ખેદ કે ક્રોધ થાય છે, અને વિરાગયુક્ત અંતઃકરણવાળા ત્રીજા પુરુષને તેમાં ઉદાસીનભાવ રહે છે. એવી રીતે એકજ મણિના સંબંધમાં મનુષ્યને પોતાના અંતઃકરણની સ્થિતિને અનુસરીને આનંદ, ખેદ કે ઉદાસીનતા થાય છે. એકજ પ્રાણિપદાર્થમાં મનુષ્યને પોતાના અંતઃકરણની ભાવનાનુસાર ભિન્ન ભિન્ન ભાવો પ્રકટે છે એ વાત એકજ સ્ત્રીમા પતિને પત્નીનો ભાવ, તેના સસરાને દીકરાની વહુનો ભાવ, તેના પિતાને દીકરીનો ભાવ, તેના ભાઈની સ્ત્રીને નણંદનો ભાવ, તેની જેઠાણીને દેરાણીનો ભાવ અને તેનાં છોકરાંને માનો ભાવ સ્ફુરે છે એ દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે. એક સ્ત્રીમાં ભલે જૂદા જૂદા મનુષ્યોને જૂદો જૂદો ભાવ સ્ફુરતો હોય, પણ તેના શરીરમાં કાંઈ ફરક પડતો નથી એમ જો તમે કહો તો તેના ઉત્તરમાં કહેવાનું કે જ્ઞેયના વિલક્ષણપણાવિના તેના જ્ઞાનનું વિલક્ષણપણું થાય નહિ આવો નિયમ છે. પદાર્થોની વિલક્ષણતાને લઈને વિલક્ષણ જ્ઞાન થાય છે એ લોકપ્રસિદ્ધ વાત છે. સ્ત્રી આદિ જે પદાર્થ જોવામાં આવે છે તેના બે પ્રકારના આકાર હોય છે, એક ઈશ્વિરરચિત બાહ્યદૃષ્ટિથી પ્રતીત થતો આકાર અને બીજો જોનારની દૃષ્ટિએ પોતાના મનવડે કલ્પેલો આકાર. ભ્રાંતિ, સ્વપ્ન, મનોરાજ્ય અને સ્મૃતિમા બહારના પદાર્થો નથી હોતા તેથી તે વેળા મનોમય આકારો સંભવી શકે છે, પણ જાગ્રદવસ્થામા બહારના પદાર્થો પ્રત્યક્ષાદિ પ્રમાણવડે જણાય છે તેથી જાગ્રદવસ્થામાં બાહ્યપદાર્થથી ભિન્ન મનોમય પદાર્થ માનવો યોગ્ય નથી એમ જો તમે શંકા કરો તો તેના સમાધાનમાં કહેવાનું કેઃ-અંતઃકરણની વૃત્તિનો નેત્રાદિ ઇંદ્રિયદ્વારા બહારના પદાર્થની સાથે સંબંધ થવાથી અંતઃકરણ તે પદાર્થને આકારે થાય છે. ભગવાન ભાષ્યકાર શ્રીશંકરાચાર્યજીએ તથા વાર્તિકકાર શ્રીસુરેશ્વરાચાર્યજીએ અનુક્રમે પોતાના

ઉપદેશસાહસ્રીનામના ગ્રંથમાં તથા વાર્તિકમાં એ પ્રમાણે સ્પષ્ટ જણાવેલું છે. ભગવાન્ ભાષ્યકાર કહે છે કેઃ–જેમ અગ્નિઉપર તાંબા આદિ ધાતુને રાખી, તેનો પ્રવાહી રસ કરી, બીબામાં નાંખવાથી તે ધાતુનો બીબાપ્રમાણે આકાર થાય છે તેમ ચિત્તપદાર્થના સંયોગથી પદાર્થનો આકારે થાય છે. વળી જેમ સાકાર વસ્તુને પ્રકાશનારો સૂર્યાદિનો પ્રકાશ, તે તે પદાર્થને આકારે થયેલો, જણાય છે તેમ સર્વ પદાર્થોને પ્રકાશનારું અંતઃકરણ પદાર્થને આકારે થાય છે. એવી રીતે બાહ્યપદાર્થથી ભિન્ન બીજો મનોમય પદાર્થ માનવો જોઇએ. શ્રીવાર્તિકકાર પણ તેના સંબંધમાં આવા ભાવનું કહે છેઃ—જીવરૂપ પ્રમાતામાંથી "ચિદાભાસસહિત અંતઃકરણની વૃત્તિરૂપ" પ્રમાણ ઉત્પન્ન થઇને તે બહારના ઘટાદિ પદાર્થની પાસે જાય છે, અને પછી તેજ આભાસયુક્ત અંતઃકરણની વૃત્તિરૂપ પ્રમાણ ઘટાદિ પદાર્થનો આકારે થાય છે. એવી રીતે હોવાથી માટી આદિનો બનેલો ઘટાદિ પદાર્થ, અને અંતઃકરણની ઘટાદિ પદાર્થને આકારે થયેલી વૃત્તિરૂપ બીજો પદાર્થ એમ બે પ્રકારના પદાર્થ થયા. બહારના ઘટાદિ પદાર્થને અંતઃકરણની વૃત્તિ ગ્રહણ કરે છે, ને અતઃકરણ જે પદાર્થને આકારે થયુ છે તેને ચિદાભાસ પ્રકાશે છે, અને અંતઃકરણે ગ્રહણ કરેલા મનોમય પદાર્થને અંતઃકરણનો સાક્ષી પ્રકાશે છે. ઈશ્વરકૃત દ્વૈત, જીવને બંધન કરનારું નથી, પણ જીવે કલ્પેલુ મનોમય દ્વૈત, જીવને બંધન કરનારું છે એમ અન્વયવડે અને વ્યતિરેકવડે જોતાં જણાય છે. જે વેલા મનોમય દ્વૈત હોય છે તે વેલા મનુષ્યને સુખદુઃખ થાય છે, અને જે વેલા મનોમય દ્વૈત હોતું નથી તે વેલા તેને સુખદુઃખ થતું નથી. સ્વપ્નાવસ્થામાં ને મનોરાજ્યમાં બહારના અનુકૂલ કે પ્રતિકૂલ પદાર્થ નહિ છતાં પણ મનુષ્યને સુખદુઃખનો અનુભવ થાય છે, અને સુષુપ્તિ તથા સમાધિમા બહારના પદાર્થ છતાં પણ મનુષ્યને સુખદુઃખનો અનુભવ થતો નથી. તેથી સિદ્ધ થાય છે કે મનોમયપદાર્થજ મનુષ્યાદિને સુખદુઃખનો અનુભવ કરાવનારા છે. બહારના પદાર્થ સુખદુઃખનો અનુભવ કરાવનારા નથી. જેમ કોઇ મનુષ્યનો પુત્ર દૂરદેશમાં ગયો હોય ત્યાં તે પ્રસન્નતાપૂર્વક જીવતો હોય, છતાં પણ કોઇ ઠગ માણસ તેના પિતાને કહે કે તમારો પુત્ર બહુ દુઃખી થઇને મરણ પામ્યો, એ સાંભળી તેનો પિતા તે ઠગનાં વચનને સાચાં માનીને પોતાનો પુત્ર મરી ગયો છે એમ ધારી રુદન કરવા લાગે છે, અને જો પરદેશમાં તેનો પુત્ર મરણ પામ્યો હોય, પણ જ્યાંસુધી તેના પિતાના જાણવામાં તેના મરણની વાત ન આવી હોય ત્યાંસુધી તે પ્રસન્ન રહે છે. એ દષ્ટાંતઉપરથી જણાય છે કે મનોમય-જો પદાર્થના નાશથી જીવને દુઃખનો અનુભવ થાય છે, અને મનોમયપદાર્થના સદ્ભાવથી જીવને દુઃખનો અનુભવ થતો નથી. બહારના પદાર્થો મનુષ્યને

સુખદુઃખ ઉપજાવવા સમર્થ થતા નથી, પણ મનોમય પદાર્થો જીવને સુખદુઃખ ઉપજાવનારા છે એમ કહેવાથી અમારા સિદ્ધાંતમાં બૌદ્ધોના વિજ્ઞાનવાદની પ્રાપ્તિ થતી નથી, કેમકે અમે બહારના પદાર્થોનો સદ્ભાવ માનીએ છીએ, અને ક્ષણિકવિજ્ઞાનવાદીઓ બુદ્ધિથી ભિન્ન બહારના પદાર્થો માનતા નથી. પ્રત્યક્ષાદિ પ્રમાણુથી જાણવામાં આવતા બાહ્યપદાર્થો જોનારના અંતઃકરણની વૃત્તિને પોતાને આકારે કરે છે, એટલે બાહ્યપદાર્થ સદ્ભાવવાળા છે, પણ તે જીવને બંધન કરનારા નથી એમ અમારું કહેવું છે.

જીવકૃત મનોમયદ્વૈત જો બંધન કરનારું હોય તો મનનો યોગાભ્યાસવડે નિરોધ કરવાથી બંધની નિવૃત્તિ થશે, માટે મનુષ્યે મનની વૃત્તિનો નિરોધ કરવારૂપ યોગનો અભ્યાસ કરવો જોઇએ, બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરવાની કાંઇ અગત્ય નથી એમ જો તમે કહો તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે મનને વૃત્તિરહિત કરવાથી મનની વૃત્તિરહિત સ્થિતિ રહે ત્યાંસુધી દ્વૈતની શાંતિ થાય છે, પણ મન જ્યારે વૃત્તિરૂપ પરિણામને પામે છે ત્યારે પાછી દ્વૈતની પ્રતીતિ થઇને બંધનો અનુભવ થાય છે; કિંતુ અખંડ એકરસ બ્રહ્મનું જ્ઞાન થવાથી તો સદાને માટે બંધની નિવૃત્તિ થાય છે. જ્યાંસુધી ઇશ્વરે રચેલું દ્વૈત વિદ્યમાન હોય ત્યાંસુધી બ્રહ્મજ્ઞાન થઇ શકે નહિ એમ તમારાથી કહેવાય નહિ; કેમકે ઇશ્વરકૃત દ્વૈત વિદ્યમાન છતાં પણ તે મિથ્યા છે એવું દૃઢ જ્ઞાન થાય તો મુમુક્ષુને અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન થઇ શકે છે. માત્ર બહારનું દ્વૈત ન હોય એટલેજ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે છે એમ કહી શકાય નહિ, કેમકે પ્રલયકાલમાં સર્વ દ્વૈતની નિવૃત્તિ થયા છતાં પણ (અદ્વૈતનો વિરોધ કરનાર દ્વૈતનો અભાવ થયા છતાં પણ) તે વેલા સદ્ગુરુ અને વેદાંતશાસ્ત્ર આદિ બ્રહ્મજ્ઞાનનાં સાધનોનો અભાવ હોવાથી અદ્વૈત બ્રહ્મનું જ્ઞાન જીવને થઇ શકતું નથી. કેટલીક વેલા ઇશ્વરકૃત દ્વૈત, અદ્વૈત બ્રહ્મજ્ઞાનનું વિરોધી ન થતાં ઉલટું અદ્વૈત બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં ઉપકાર કરનાર થાય છે, જેમકે સદ્ગુરુ, વેદાંતશાસ્ત્ર, અનુકૂલ દેશ અને અનુકૂલ કાલ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમાં ઉપયોગી થાય છે. ઇશ્વરે નિર્માણ કરેલું દ્વૈત, પારમાર્થિકદૃષ્ટિએ મિથ્યા હોવાથી, અદ્વૈત બ્રહ્મના જ્ઞાનમાં તે વિરોધ કરતું નથી, અને તે દ્વૈત મનુષ્યથી વ્યાવહારિકદૃષ્ટિએ નિવારણ કરી શકાય એવું પણ નથી, માટે ઇશ્વરકૃત દ્વૈતનો નકામો દ્વેષ કરવો હિતકર નથી. જીવનું રચેલું દ્વૈત બે પ્રકારનું છે, શાસ્ત્રીય અને અશાસ્ત્રીય. તેમાંનું વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ રૂપ શાસ્ત્રીયદ્વૈત જ્યાંસુધી બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થાય ત્યાંસુધી ગ્રહણ કરવાયોગ્ય છે, અને બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થયા પછી તેનો ત્યાગ કરવો જોઇએ એમ શ્રુતિઓ કહે છે. અમૃતબિંદુ-ઉપનિષદ્‌માં તેના સંબંધમાં આ પ્રમાણે કહ્યું છેઃ—"વેદાંતશાસ્ત્રનું અધ્યયન

કરીને તથા તેનો વારંવાર અભ્યાસ કરીને પછી બ્રહ્મનો સાક્ષાત્કાર કરી, પાક સિદ્ધ થયા પછી જેમ અધબળેલાં લાકડાંનો ત્યાગ કરવામાં આવે છે તેમ, શાસ્ત્રોમાં રહેલી વાસનાનો મુમુક્ષુએ ત્યાગ કરવો." બ્રહ્મબિંદુ-ઉપનિષદ્‌માં તેના સંબંધમાં આવી રીતે કહ્યું છેઃ—"જેવી રીતે ખેડુત અનાજને ગ્રહણ કરીને પરાળનો ત્યાગ કરે છે તેવી રીતે શાસ્ત્રોક્ત જ્ઞાન મેળવવા અને બ્રહ્માનુભવ મેળવવા પ્રવૃત્ત થયેલા વિવેકી પુરુષે, ગ્રંથનો અભ્યાસ કરી, બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી, ગ્રંથમાં રહેલી આસક્તિનો, સંપૂર્ણ રીતે ત્યાગ કરવો." વળી બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં તેના સંબંધમાં આવા ભાવનું કહ્યું છેઃ—"વેદાંતશાસ્ત્રના શ્રવણમનનદ્વારા આત્માનું પરોક્ષજ્ઞાન સંપાદન કરી પછી બ્રહ્મધ્યાન કે બ્રહ્મવિચાર કરવાં. ઘણાં શાસ્ત્રોનું અધ્યયન કે ચિંતન ન કરવું, કેમકે તેથી વાણીને અને મનને ક્લેશ થાય છે." મુંડક-ઉપનિષદ્‌માં પણ 'એક આત્માને જાણો. વાણીનો અન્ય સર્વ વ્યવહાર ત્યજી દો" એમ કહ્યું છે, અને કઠોપનિષદ્‌માં "વાણીનો, મનમાં નિરોધ કરવો" એમ કહેલું છે. એવી રીતે ઉપનિષદો આત્માથી અભિન્ન બ્રહ્મનું દૃઢ જ્ઞાન થયા પછી જીવકૃત, મનોમય શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાનું કહે છે.

જીવકૃત અશાસ્ત્રીય દ્વૈત બે પ્રકારનું છે, તીવ્ર અને મંદ. કામ, ક્રોધ અને લોભ આદિ તીવ્ર અશાસ્ત્રીય દ્વૈત છે, અને મનોરાજ્ય એ મંદ અશાસ્ત્રીય દ્વૈત છે. બ્રહ્મના સાક્ષાત્કારમાટે તે બંને પ્રકારનાં અશાસ્ત્રીય દ્વૈત મુમુક્ષુએ ત્યજી દેવાં જોઇએ, કેમકે શ્રુતિમાં બ્રહ્મજ્ઞાનનાં સાધનોમાં મનોનિગ્રહને તથા ઇંદ્રિયનિગ્રહાદિને સાધનરૂપે ગણાવ્યાં છે. બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી જીવન્મુક્તિની પ્રાપ્તિ કરવામાટે તથા તેનું રક્ષણ કરવામાટે તે બંને પ્રકારનાં અશાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ સેવવો જોઇએ, કેમકે કામક્રોધાદિથી પરાભવ પામેલો પુરુષ, જીવન્મુક્તિનો-લાભ મેળવી શકે નહિ. જો કોઇ વાદી કહે કેઃ—"મને જીવન્મુક્તિની અગત્ય નથી, જ્ઞાનવડે મને વિદેહમુક્તિ થશે એટલે હું સંતોષ માનીશ," તો તેને કહેવાનું કેઃ—"જો તું અહીંના ભોગની લાલસાથી દૃશ્ય વિષયોની લાલસાનો ત્યાગ નહિ કરી શકે, તો તારું અંતઃકરણ સ્વર્ગના વિષયોની લાલસા છોડી શકશે નહિ, એટલે તને વિદેહમુક્તિ ન થતાં તારી ઇચ્છા નહિ હોય તોપણ તને પુનર્જન્મ થશે, કેમકે રાગયુક્ત અંતઃકરણવાળાને વિદેહમુક્તિ સંભવતી નથી." જો તે વાદી કહે કેઃ—"સ્વર્ગનું સુખ ક્ષણિક છે, અને ન્યૂનાધિકતાવાળું છે, તેથી એવા સુખવાળો "સ્વર્ગલોક—ત્યજવાયોગ્ય" છે, એટલે મને તેમાં રાગ નહિ થાય." તો તેને કહેવાનું કેઃ—"અત્યંત દોષવાળા આ કામક્રોધાદિને તું ત્યજવાને સમર્થ થતો નથી તો પછી સ્વર્ગના સુખની લાલસાનો તું કેવી રીતે ત્યાગ કરી શકીશ? જે સામાન્ય કામ ન

કરી શકે તે મોટું કામ શી રીતે કરી શકે? જો બ્રહ્મતત્ત્વને જાણીને તું કામક્રોધાદિનો સંપૂર્ણ ત્યાગ નહિ કરે, અને હું મોટો બ્રહ્મવેત્તા છું એવા અભિમાનવડે વિધિનિષેધનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોનું ઉલ્લંઘન કરીને કામાદિને વશ રહીશ, તો તું ઇચ્છાપ્રમાણે ખાવાપીવામાં, ઇચ્છાપ્રમાણે બોલવામાં અને ઇચ્છાપ્રમાણે હરવાફરવામાં પ્રવત્તિ કરનારો થઇશ, અને તેથી તને સુખને સ્થાને દુઃખનો અનુભવ થશે." શ્રીવાર્તિકકારે એવા શુષ્કજ્ઞાનીઓને ઉદ્દેશીને આના ભાવનું કહ્યું છેઃ-"જેને અદ્વૈત બ્રહ્મનું રહસ્યસહિત જ્ઞાન થયું હોય તે જો ઇચ્છાપ્રમાણે પ્રવૃત્તિ કરવા લાગે તો તે મલિન પદાર્થોના ભક્ષણમાં પણ પ્રવૃત્તિ કરશે, ત્યારે બ્રહ્મજ્ઞાનીમાં અને મલિન પદાર્થોનું ભક્ષણ કરનાર કૂતરામાં શો ફેર રહેશે?" વળી એવી યથેષ્ટ પ્રવૃત્તિથી આવી હાનિ થાય છેઃ-"બ્રહ્મજ્ઞાન થયા પૂર્વે તું કામક્રોધાદિ મનના વેગોવડે દુઃખી થતો હતો, પણ બ્રહ્મજ્ઞાન થયા પછી તે દુઃખઉપરાંત લોકોની નિંદા સહન કરવાનું દુઃખ તને વધશે; જે બ્રહ્મજ્ઞાન દુઃખની નિવૃત્તિ કરનારું છે તે બ્રહ્મજ્ઞાન જો દુઃખની વૃદ્ધિ કરે તો તેવા બ્રહ્મજ્ઞાનનો મહિમા વિચિત્ર પ્રકારનોજ કહેવાય! જો તું બ્રહ્મવેત્તા હોય તો મલનું ભક્ષણ કરનારાં ગામડાનાં ભુંડ આદિની ઉપમાને ન પામ, પણ બુદ્ધિના સર્વ દોષોનો ત્યાગ કરીને લોકોમાં સાત્ત્વિક દેવોની પેઠે સત્કાર પામનારો થા." કામાદિ દોષોના ત્યાગનું સાધન યોગવાસિષ્ઠ આદિ મોક્ષનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં વર્ણવેલું છે. શબ્દાદિ વિષયોમાં દોષદર્શન કરવું, ને શબ્દાદિ વિષયોમાં રહેલા દોષોનું સ્મરણ જાગ્રત રાખવું, એ કામાદિ દોષનો ત્યાગ કરવાનું સાધન છે, માટે મુમુક્ષુએ તે સાધનનો આશ્રય કરીને સુખી થવું જોઇએ. જેમ કામક્રોધાદિ "તીવ્ર અશાસ્ત્રીય" દ્વૈત અપકાર કરે છે તેમ 'મનોરાજ્યરૂપ મંદ અશાસ્ત્રીય' દ્વૈત પણ પરંપરાવડે અપકાર કરનારું થાય છે. એ વાત ભગવદ્ગીતામાં "વિષયોનું ધ્યાન કરનાર પુરુષને વિષયોમાં ઘાટી પ્રીતિ થાય છે, અને પરિણામે તે અધોગતિને પામે છે" એવાં વચનોવડે કહી છે. અસંપ્રજ્ઞાતયોગવડે મનને જિતી શકાય છે. તે અસંપ્રજ્ઞાતયોગ યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન ને સમાધિ આ અષ્ટાંગયોગવડે સુખપૂર્વક પ્રાપ્ત કરી શકાય છે. વિક્ષેપરહિત અંતઃકરણવાળાને જો મનોરાજ્યનો જય કરવો હોય તો તે આ પ્રમાણે થઇ શકે છે એમ શાસ્ત્ર કહે છેઃ-"જેમને બ્રહ્મનું જ્ઞાન થયું છે, જેઓ કામક્રોધાદિ અંતઃકરણના દોષોથી રહિત છે, અને જેમને એકાન્તસ્થાનમાં રહેવાનો સ્વભાવ છે એવા પુરુષો થઇ શકે તેટલો પ્રણવનો લાંબો ઉચ્ચાર કર્યા કરવાથી મનોરાજ્યને જિતી શકે છે. મનોરાજ્યની નિવૃત્તિ થવાથી અંતઃકરણ, વૃત્તિઓથી રહિત, થઇ મૂંગાની પેઠે, સર્વ પ્રવૃત્તિથી રહિત થાય છે." અંતઃકરણની આવી

સ્થિતિ એ જીવન્મુક્તિ છે એમ યોગવાસિષ્ઠમાં જણાવેલું છે. ત્યાં જણાવ્યું છે કેઃ—"પ્રતીત થતું સર્વ દૃશ્ય મિથ્યા છે આવા જ્ઞાનવડે મનને સર્વ દૃશ્યથી મોકળું કરવાથી તેને જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે પરમાનંદરૂપ મોક્ષની પ્રાપ્તિ છે. વેદાંતશાસ્ત્રનો સંપૂર્ણ રીતે વિચાર કરવાથી અને ઉત્તમ જિજ્ઞાસુઓની સાથે લાંબા સમયસુધી શાસ્ત્રસિદ્ધાંતની ચર્ચા કરવાથી સર્વ દૃશ્યની વાસનારહિત અને વૃત્તિરહિત મનની વિક્ષેપરહિત જે સ્થિતિ થાય છે તેજ ઉત્તમ પદ એટલે મોક્ષ છે એવો નિશ્ચય થાય છે."

પ્રારબ્ધકર્મથી અંતઃકરણમાં વિક્ષેપ ઉપજે તો અંતઃકરણને વૃત્તિરહિત કરવાનો દૃઢ પ્રયત્ન કરવાથી પુનઃ અંતઃકરણ વિક્ષેપરહિત થાય છે. જેમના અંતઃકરણમાં વિક્ષેપ ઉત્પન્ન થતો નથી તેમને બ્રહ્મવેત્તા નહિ, પણ બ્રહ્મજ કહેવા જોઇએ એમ વેદાંતશાસ્ત્રનો પાર પામેલા પુરુષો કહે છે. યોગવાસિષ્ઠમાં કહ્યું છે કેઃ—"હું બ્રહ્મને જાણું છું, અને હું બ્રહ્મને જાણતો નથી, આવા બે પ્રકારના વ્યવહારનો ત્યાગ કરીને જે અદ્વૈત બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે તે પોતે બ્રહ્મસ્વરૂપજ છે, પણ માત્ર બ્રહ્મવેત્તા નથી."

જીવે કરેલા મનોમય અશાસ્ત્રીય અને શાસ્ત્રીય દ્વૈતનો ત્યાગ કરવાથી મુમુક્ષુને જીવન્મુક્તિની અંતિમ સીમા પ્રાપ્ત થાય છે.

ઇતિ **શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત** પચદશીના દ્વૈતવિવેકનામના ચોથા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મ**વિરચિત સાર પૂરો થયો. ૪

ॐ

સ્થિતિ એ જીવન્મુક્તિ છે એમ યોગવાસિષ્ઠમાં જણાવેલું છે. ત્યાં જણાવ્યું છે કેઃ—“પ્રતીત થતું સર્વ દૃશ્ય મિથ્યા છે આવા જ્ઞાનવડે મનને સર્વ દૃશ્યથી મોકળું કરવાથી તેને જે સ્થિતિ પ્રાપ્ત થાય છે તે પરમાનંદરૂપ મોક્ષની પ્રાપ્તિ છે. વેદાંતશાસ્ત્રનો સંપૂર્ણ રીતે વિચાર કરવાથી અને ઉત્તમ જિજ્ઞાસુઓ-ની સાથે લાંબા સમયસુધી શાસ્ત્રસિદ્ધાંતની ચર્ચા કરવાથી સર્વ દૃશ્યની વાસનારહિત અને વૃત્તિરહિત મનની વિક્ષેપરહિત જે સ્થિતિ થાય છે તેજ ઉત્તમ પદ એટલે મોક્ષ છે એવો નિશ્ચય થાય છે.”

પ્રારબ્ધકર્મથી અંતઃકરણમાં વિક્ષેપ ઉપજે તો અંતઃકરણને વૃત્તિરહિત કરવાનો દૃઢ પ્રયત્ન કરવાથી પુનઃ અંતઃકરણ વિક્ષેપરહિત થાય છે. જેમના અંતઃકરણમાં વિક્ષેપ ઉત્પન્ન થતો નથી તેમને બ્રહ્મવેત્તા નહિ, પણ બ્રહ્મજ કહેવા જોઇએ એમ વેદાંતશાસ્ત્રનો પાર પામેલા પુરુષો કહે છે. યોગવાસિષ્ઠમાં કહ્યું છે કેઃ—“હું બ્રહ્મને જાણું છું, અને હું બ્રહ્મને જાણતો નથી, આવા બે પ્રકારના વ્યવહારનો ત્યાગ કરીને જે આ બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે ; બ્રહ્મસ્વરૂપજ છે, પણ માત્ર બ્રહ્મવેત્તા (

એ બ્રહ્મ ગૂઢરૂપે રહેલું છે. ઉપર જણાવેલું પ્રજ્ઞાન એટલે સાક્ષિચૈતન્ય તે બ્રહ્મ એટલે સર્વના સાક્ષિસ્વરૂપ છે. મારામાં પણ પ્રજ્ઞાન રહેલું છે. અન્ય ઠેકાણે રહેલું પ્રજ્ઞાન જેમ બ્રહ્મ છે તેમ મારામાં રહેલું પ્રજ્ઞાન પણ બ્રહ્મજ છે.

બૃહદારણ્યક–ઉપનિષદ્‌માં अहं ब्रह्मास्मि એ મહાવાક્ય છે. તેમાં अहं-શબ્દનો અર્થ સ્થૂલસૂક્ષ્મશરીરનો સાક્ષી આત્મા એવો થાય છે. ब्रह्मશબ્દનો અર્થ દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત સચ્ચિદાનંદસ્વભાવવાળુ બ્રહ્મ એવો થાય છે, અને अस्मिનો અર્થ છું એવો થાય છે. આખા મહાવાક્યનો અર્થ સાક્ષિરૂપ હું સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ છું એવો થાય છે.

સામવેદની છાંદોગ્ય-ઉપનિષદ્‌માં तत्त्वमसि આ મહાવાક્ય છે. તેમાંના तत्‌શબ્દનો અર્થ સજાતીય, વિજાતીય અને સ્વગતભેદથી રહિત તથા નામરૂપથી રહિત બ્રહ્મ એવો થાય છે. સૃષ્ટિની પૂર્વે તે બ્રહ્મ જેવું હતું તેવુંજ ઉપાધિનો બાધ કરીએ તો વર્તમાનમાં જણાય છે. વેદાંતનાં શ્રવણમનનાદિકનું સેવન કરી વેદાંતનાં મહાવાક્યોના અર્થનો નિર્ણય કરનાર વિવેકાદિ સાધનસંપન્ન જીવનું જે સાક્ષિસ્વરૂપ તે મહાવાકયમાંના त्वं એ શબ્દવડે કહેવાય છે. મહાવાકયમાંના असि એ શબ્દવડે 'છે' એવા અર્થનો બોધ થાય છે. તે આખા મહાવાકયનો અર્થ આ જગતની પૂર્વે જે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ હતું તેજ બ્રહ્મ તું છે એવો થાય છે.

यथा पटः धौतः, घट्टितः, लांछितः च रंजितः [ भवति, ] तथा आत्मा चित्, अंतर्यामी, सूत्रात्मा च विराट् [ इति ] ईर्यते ॥

જેવી રીતે વસ્ત્ર ધોયેલું, ખેળ મેળવેલું, આળખેલું અને રંગેલું એમ ચાર સ્થિતિવાળું હોય છે તેવી રીતે બ્રહ્મ શુદ્ધચેતન, અંતર્યામી, સૂત્રાત્મા અને વિરાટ્ આવી ચાર સ્થિતિવાળું કહેવાય છે. ૨

દૃષ્ટાંતરૂપ લુગડાની ચાર અવસ્થાઓનું સ્વરૂપ કહે છેઃ—

**स्वतः शुभ्रोऽत्र धौतः स्याद्घट्टितोऽन्नविलेपनात् ।**
**मष्याकारैर्लांछितः स्याद्रंजितो वर्णपूरणात् ॥ ३ ॥**

*अत्र स्वतः शुभ्रः धौतः स्यात्, अन्नविलेपनात् घट्टितः, मष्याकारैः लांछितः* स्यात्, [ च ] वर्णपूरणात् रंजितः ॥

અહીં એટલે ચીતરેલા લુગડાની ચાર અવસ્થામાં પોતાથી ઉજ્જવલસ્વરૂપ (વસ્ત્રની ખેળવિનાની સ્થિતિ) તે તેની પહેલી ધૌતાવસ્થા છે, અન્નના લોટની ખેળ મેળવવાથી તે લુગડાની જે અવસ્થા થાય છે તે તેની બીજી ઘટ્ટિતાવસ્થા કહેવાય છે, શ્યાહીવડે ચિત્રના આકારો આળેખવાથી તે લુગડાની જે સ્થિતિ થાય છે તે તેની ત્રીજી આળેખણીવાળી સ્થિતિ કહેવાય છે, અને તે આળેખણી કરેલા ભાગમાં યથાયોગ્ય રંગ પૂરવાથી તેની જે સ્થિતિ થાય છે તે ચોથી રંગેલી સ્થિતિ કહેવાય છે. ૩

હવે સિદ્ધાંતરૂપ બ્રહ્મની ચાર અવસ્થાઓ જણાવે છેઃ—

**स्वतश्चिदंतर्यामी तु मायावी सूक्ष्मसृष्टितः ।**
**सूत्रात्मा स्थूलसृष्ट्यैव विराडित्युच्यते परः ॥ ४ ॥**

परः एव स्वतः चित्, मायावी तु अंतर्यामी, सूक्ष्मसृष्टितः सूत्रात्मा [ तथा ] स्थूलसृष्ट्या विराट् इति उच्यते ॥

પરબ્રહ્મજ પોતાથી માયા ને માયાનાં કાર્યરહિત શુદ્ધચેતનરૂપ છે તે તેમની પહેલી અવસ્થા છે, માયાના સંયોગથી તો તેઓ અંતર્યામીનામની બીજી સ્થિતિને પામેલા જણાય છે, સૂક્ષ્મસૃષ્ટિની સાથે એટલે અપંચીકૃત પંચમહાભૂતો અને તેમનાં કાર્ય પ્રાણ, અંતઃકરણ અને ઇંદ્રિયોસાથે સંબંધ પામવાથી તેઓ સૂત્રાત્મા એ નામની ત્રીજી સ્થિતિને પામેલા જણાય છે, અને સ્થૂલસૃષ્ટિની સાથે એટલે પંચીકૃત પાંચ ભૂતો અને તેમનાં કાર્યોની સાથે સંબંધ પામવાથી તેઓ ચોથી સ્થિતિવાળા વિરાટ્ એવા નામથી કહેવાય છે. ૪

વસ્ત્રોમાંનાં ચિત્રોની પેઠે બ્રહ્મને આશરે જે ચિત્રો રહેલાં છે તે જણાવે છેઃ—

ब्रह्माद्याः स्तंबपर्यंताः प्राणिनोऽत्र जडा अपि ।
उत्तमाधमभावेन वर्तंते पटचित्रवत् ॥ ५ ॥

अत्र पटचित्रवत् ब्रह्माद्याः स्तंबपर्यंताः प्राणिनः जडाः अपि उत्तमाधमभावेन वर्तंते ॥

વસ્ત્રમાંનાં ચિત્રોની પેઠે અધિષ્ઠાનરૂપ બ્રહ્મને આશરે શ્રીબ્રહ્માથી માંડીને ઘાસના ગુણડાપર્યંતનાં પ્રાણીઓ અને પર્વત આદિ જડપદાર્થો પણ શ્રેષ્ઠ અને કનિષ્ઠભાવવડે રહેલાં છે તે બ્રહ્મામાં ચિત્રરૂપ છે. ૫

શ્રીબ્રહ્માથી માંડીને ઘાસના ગુંબડાસુધીનું જગત્ બ્રહ્મમાં કલ્પિત છે. તેમાં ચેતનના જેવા ચિદાભાસો પણ કલ્પિત છે એમ નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

चित्रार्पितमनुष्याणां वस्त्राभासाः पृथक् पृथक् ।
चित्राधारेण वस्त्रेण सदृशा इव कल्पिताः ॥ ६ ॥
पृथक् पृथक् चिदाभासाश्चैतन्याध्यस्तदेहिनाम् ।
कल्प्यंते जीवनामानो बहुधा संसरंत्यमी ॥ ७ ॥

[ यथा ] चित्रार्पितमनुष्याणां वस्त्राभासाः चित्राधारेण वस्त्रेण सदृशाः इव पृथक् पृथक् कल्पिताः, [ एवं ] चैतन्याध्यस्तदेहिनां जीवनामानः चिदाभासाः पृथक् पृथक् कल्प्यंते, अमी बहुधा संसरन्ति ॥

જેમ ચિત્રમાં આળખેલા મનુષ્યોના વસ્ત્રાભાસો ( તે ટાઢતડકાનું નિવારણ નહિ કરનાર હોવાથી કથનમાત્ર વસ્ત્રો ) ચિત્રના આધારભૂત વસ્ત્રના જેવાજ ભિન્ન ભિન્ન કલ્પેલા છે તેમ બ્રહ્મમાં કલ્પેલા દેવાદિ શરીરધારીઓના જીવનામના ચેતનના આભાસો ભિન્ન ભિન્ન કલ્પાય છે. આ જીવો પોતપોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે ભિન્ન ભિન્ન શરીરો ધારણ કરીને જન્મમરણના ફેરા ફર્યા કરે છે. ૬–૭

અજ્ઞાનીઓ જીવમાં રહેલા જન્મમરણરૂપ સંસારને ચેતનમાં એટલે બ્રહ્મમાં રહેલો માને છે એમ કહે છેઃ—

वस्त्राभासस्थितान्वर्णान्यद्वदाधारवस्त्रगान् ।
वदंत्यज्ञास्तथा जीवसंसारं चिद्गतं विदुः ॥ ८ ॥

यद्वत् अज्ञाः वस्त्राभासस्थितान् वर्णान् आधारवस्त्रगान् वदंति, तथा [ ते ] जीवसंसारं चिद्गतं विदुः ॥

જેવી રીતે અજ્ઞાની મનુષ્યો વસ્ત્રાભાસમાં ( ચિત્રમાં કલ્પેલાં વસ્ત્રોમાં ) રહેલા રંગોને આધારભૂત વસ્ત્રમાં રહેલા છે એમ કહે છે તેવી રીતે તે અજ્ઞાનીઓ ચિદાભાસરૂપ જીવમાં રહેલા જન્મમરણરૂપ સંસારને ચેતનમાં એટલે બ્રહ્મમાં રહેલો માને છે. ૮

જડ પદાર્થોમાં ચિદાભાસની કલ્પના કરાતી નથી એમ દૃષ્ટાંત આપીને નીચેના શ્લોકથી સમજાવે છેઃ—

चित्रस्थपर्वतादीनां वस्त्राभासो न लिख्यते ।
सृष्टिस्थमृत्तिकादीनां चिदाभासस्तथा न हि ॥ ९ ॥

[ यथा ] चित्रस्थपर्वतादीनां वस्त्राभासः न लिख्यते तथा हि सृष्टिस्थमृत्तिकादीनां चिदाभासः न [ लिख्यते ] ॥

જેવી રીતે ચિત્રમાંના પર્વતાદિ પદાર્થોને વસ્ત્રોનો દેખાવ કરવામાં આવતો નથી તેવીજ રીતે જગત્‌માં રહેલ માટી આદિ જડપદાર્થોમાં ચેતનનો આભાસ કલ્પવામાં આવતો નથી. ૯

હવે આત્મજ્ઞાનરૂપ વિદ્યાવડે નિવૃત્ત થવાયોગ્ય અવિદ્યાનું સ્વરૂપ કહે છેઃ-

संसारः परमार्थोऽयं संलग्नः स्वात्मवस्तुनि ।
इति भ्रांतिरविद्या स्याद्विद्ययैषा निवर्तते ॥ १० ॥

अयं संसारः परमार्थः [ च ] स्वात्मवस्तुनि संलग्नः इति भ्रांतिः अविद्या स्यात्, एषा विद्यया निवर्तते ॥

આ સંસાર સત્યરૂપ છે, અને તે ચૈતન્યસ્વભાવવાળા આત્મામાં સારી રીતે જોડાયેલો છે, આવી ભ્રાંતિ અવિદ્યા કહેવાય છે. આ અવિદ્યા ( ભ્રાંતિ ) આત્મજ્ઞાનરૂપ વિદ્યાવડે નિવૃત્ત થાય છે. ૧૦

હવે આત્મજ્ઞાનરૂપ વિદ્યાનું સ્વરૂપ અને તેની પ્રાપ્તિનું સાધન કહે છેઃ-

आत्माभासस्य जीवस्य संसारो नात्मवस्तुनः ।
इति बोधो भवेद्विद्या लभ्यतेऽसौ विचारणात् ॥ ११ ॥

आत्माभासस्य जीवस्य संसारः, आत्मवस्तुनः न इति बोधः विद्या भवेत्, असौ विचारणात् लभ्यते ॥

ચેતનના આભાસરૂપ જીવનો સંસાર છે, પણ ચેતનરૂપ આત્માનો સંસાર નથી આવું જ્ઞાન વિદ્યા છે, અને આ વિદ્યા આત્મવિચારથી પ્રાપ્ત થાય છે. ૧૧

કેવી રીતના વિચારવડે તે આત્મવિદ્યા પ્રાપ્ત થાય છે તે જણાવે છેઃ-

આત્મતત્ત્વના સાક્ષાત્કારનું સાધન આત્મતત્ત્વનો વિવેક છે. ગ્રંથકાર જિજ્ઞાસુના હિતમાટે એ આત્મતત્ત્વના વિવેકનું નિરૂપણ પ્રારંભે છેઃ—

**तत्साक्षात्कारसिद्ध्यर्थमात्मतत्त्वं विविच्यते ।**
**येनायं सर्वसंसारात्सद्य एव विमुच्यते ॥ १७ ॥**

येन अयं सर्वसंसारात् सद्यः एव विमुच्यते, तत्साक्षात्कार–सिद्ध्यर्थं आत्मतत्त्वं विविच्यते ॥

જે આત્મસાક્ષાત્કારવડે આ મુમુક્ષુ સર્વ સંસારથી શીઘ્રજ અત્યંત મોકળો થઈ જાય છે તે આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિમાટે આત્મસ્વરૂપનો વિવેક ( તેનું જડથી પૃથક્કરણ ) કરાય છે. ૧૭

વ્યવહારકાલમાં ઉપાધિવડે ચૈતન્યના ચાર ભેદ જણાય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ-

**कूटस्थो ब्रह्म जीवेशावित्येवं चिच्चतुर्विधा ।**
**घटाकाशमहाकाशौ जलाकाशाभ्रखे यथा ॥ १८ ॥**

यथा घटाकाश–महाकाशौ जलाकाशाभ्रखे [तथा] कूटस्थः ब्रह्म जीवेशौ इति एवं चित् चतुर्विधा ॥

જેમ ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશ એ આકાશના ચાર ભેદ ઉપાધિવડે જણાય છે તેમ કૂટસ્થ, બ્રહ્મ, જીવ અને ઈશ્વર આ ચૈતન્યના ચાર પ્રકાર પણ ઉપાધિવડે પ્રતીત થાય છે. ૧૮

પાણીથી ભરેલા ઘડાએ જેટલું આકાશ રોકેલું હોય તે ઘટાકાશ કહેવાય છે, અને બ્રહ્માંડની અંતર અને બહાર રહેલું આકાશ મહાકાશ કહેવાય છે. એ બે આકાશ પ્રસિદ્ધ હોવાથી તેમનાં સ્વરૂપ નહિ જણાવતાં જલાકાશ અને મેઘાકાશમાંથી પ્રથમ જલાકાશનું સ્વરૂપ જણાવે છેઃ-

**घटावच्छिन्नखे नीरं यत्तत्र प्रतिबिंबितः ।**
**साभ्रनक्षत्र आकाशो जलाकाश उदीर्यते ॥ १९ ॥**

घटावच्छिन्नखे यत् नीरं तत्र प्रतिबिंबितः [यः] साभ्रनक्षत्रः आकाशः [सः] जलाकाशः उदीर्यते ॥

ઘડાએ રોકેલા આકાશમાં જે પાણી છે તેમાં પ્રતિબિંબિત થયેલ જે વાદળાં ને નક્ષત્રસહિત આકાશ છે તે જલાકાશ કહેવાય છે. ૧૯

હવે મેઘાકાશનું સ્વરૂપ કહે છેઃ-

महाकाशस्य मध्ये यन्मेघमंडलमीक्ष्यते ।
प्रतिबिंबतया तत्र मेघाकाशो जले स्थितः ॥ २० ॥

महाकाशस्य मध्ये यत् मेघमंडलं ईक्ष्यते, तत्र जले प्रतिबिंबतया स्थितः मेघाकाशः ॥

મહાકાશને વિષે જે મેઘમંડલ ( વાદળાંઓનો સમૂહ ) જોવામાં આવે છે તેમાંના જલમાં પ્રતિબિંબપણાવડે રહેલ જે આકાશ છે તે મેઘાકાશ કહેવાય છે.૨૦

વાદળામાં જલ [redacted] એમ આપણે પ્રત્યક્ષ જોઇ શકતા નથી ત્યારે તેમાં આકાશનું પ્રતિબિંબ થાય છે એમ કેમ માની શકાય ? એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

मेघांशरूपमुदकं तुषाराकारसंस्थितम् ।
तत्र खप्रतिबिंबोऽयं नीरत्वादनुमीयते ॥ २१ ॥

मेघांशरूपं उदकं तुषाराकारसंस्थितं, तत्र नीरत्वात् अयं खप्रतिबिंबः अनुमीयते ॥

મેઘના અવયવરૂપ જલ મેઘમાં જલકણોને આકારે રહેલું હોય છે. તેના જલપણાથી તેમાં આકાશનું પ્રતિબિંબ હોવાનું અનુમાન કરવામાં આવે છે.

વાદળામાં રહેલું જલ પૃથ્વીઉપર રહેલા મનુષ્યને પ્રત્યક્ષ જોવામાં આવતું નથી, તોપણ વાદળાના વરસાદરૂપ કાર્યવડે વાદળામાં વરસાદના ઉપાદાનકારણરૂપ જલ સૂક્ષ્મ–અવયવોવડે રહેલુ છે એમ અનુમાન થાય છે, અને તે સૂક્ષ્મઅવયવો જલરૂપ હોવાથી તેમાં આકાશના પ્રતિબિંબનું અનુમાન થાય છે. ૨૧

એવી રીતે ચાર પ્રકારના આકાશના સ્વરૂપને કહીને હવે કૂટસ્થનું સ્વરૂપ કહે છેઃ—

अधिष्टानतया देहद्वयावच्छिन्नचेतनः ।
कूटवन्निर्विकारेण स्थितः कूटस्थ उच्यते ॥ २२ ॥

[ यः ] अधिष्टानतया देहद्वयावच्छिन्नचेतनः कूटवत् निर्विकारेण स्थितः [ सः ] कूटस्थः उच्यते ॥

જે અધિષ્ઠાનપણાવડે સ્થૂલશરીરથી અને સૂક્ષ્મશરીરથી પરિચ્છેદ પામેલું ચેતન છે તે સોનીની એરણની પેઠે નિર્વિકારરૂપે રહેવાથી કૂટસ્થ કહેવાય છે.

સ્થૂલશરીરે અને સૂક્ષ્મશરીરે રોકેલું તે બંનેના અધિષ્ઠાનરૂપ જે ચેતન

છે તે સોનીની વા લુહારની એરણની પેઠે સર્વદા નિર્વિકારરૂપે રહે છે, તેથી તે કૂટસ્થ કહેવાય છે કૂટ એટલે સોનીની વા લુહારની એરણ તે એરણ-ઉપર ઘણા ઘાટ ઘડાય છે, છતા તે પોતે જેમ વિકાર પામતી નથી તેમ કર્માનુસાર જીવ ભિન્ન ભિન્ન શરીર ધારણ કરે તોપણ તેના આધારભૂત આત્મા એકરૂપે રહે છે, પણ ભિન્ન ભિન્ન શરીરરૂપે થતો નથી ૨૨

હવે જીવનુ સ્વરૂપ કહે છે –

**कूटस्थे कल्पिता बुद्धिस्तत्र चित्प्रतिबिंबकः ।**

**प्राणानां धारणाज्जीवः संसारेण स युज्यते ॥ २३ ॥**

कूटस्थे बुद्धि कल्पिता, तत्र चित्प्रतिबिंबकः प्राणाना धारणात् जीव , स [ एव ] ससारेण युज्यते ॥

કૂટસ્થમા બુદ્ધિ કલ્પાયેલી છે, તે બુદ્ધિમા પડેલુ જે ચેતનનુ પ્રતિબિંબ હોય છે તે પ્રતિબિંબ સર્વ ઇદ્રિયોને ધારણ કરનાર હોવાથી જીવ કહેવાય છે તેજ જીવ સસારની સાથે જોડાય છે કૂટસ્થ ( શુદ્ધ આત્મા ) જન્મમરણરૂપ સસારની સાથે જોડાતો નથી ૨૩

જીવથી ભિન્ન કૂટસ્થની શામાટે પ્રતીતિ થતી નથી તે જણાવે છે –

**जलव्योम्ना घटाकाशो यथा सर्वस्तिरोहितः।**

**तथा जीवेन कूटस्थः सोऽन्योन्याध्यास उच्यते ॥ २४ ॥**

यथा जलव्योम्ना सर्व घटाकाशः तिरोहित, तथा जीवेन कूटस्थः [तिरोहितः,] सः अन्योन्याध्यास उच्यते ॥

જેમ જલાકાશવડે સર્વ ઘટાકાશ ઢકાઇ ગયેલુ હોય છે તેમ જીવવડે કૂટસ્થ ઢકાઈ ગયેલો હોય છે તે પરસ્પરની ભ્રાતિ કહેવાય છે ૨૪

પરસ્પરની ભ્રાતિ એટલે કૂટસ્થનો સદ્રૂપસ્વભાવ જીવમા પ્રતીત થવો, અને જીવના સુખદુ ખાદિ ધર્મો કૂટસ્થમા પ્રતીત થવા તે એ પરસ્પરની ભ્રાતિ અથવા અન્યોન્યાધ્યાસ જીવનુ ને કૂટસ્થનુ વાસ્તવિક સ્વરૂપ નહિ જાણવાથી થાય છે ૨૪

હવે તે અન્યોન્યાધ્યાસના કારણરૂપ મૂલાવિદ્યાનુ સ્વરૂપ કહે છે –

**अयं जीवो न कूटस्थं विविनक्ति कदाचन ।**

**अनादिरविवेकोऽयं मूलाऽविद्येति गम्यताम् ॥ २५ ॥**

अय जीव कूटस्थ कदाचन न विविनक्ति, अय अनादि· अविवेक मूला अविद्या इति गम्यताम् ॥

આ ચિદાભાસરૂપ જીવ પોતાના અધિષ્ઠાનરૂપ કૂટસ્થને કદીપણ પોતાનાથી ભિન્ન જાણતો નથી. આ આદિરહિત અવિવેક મૂલાવિદ્યા ( જીવના વાસ્તવિક સ્વરૂપનું-જીવમાં અનાદિકાલથી રહેલું કૂટસ્થના સ્વરૂપનું-અજ્ઞાન ) છે એમ જાણવું. ૨૫

હવે અવિદ્યાના બે પ્રકાર જણાવે છેઃ—

**विक्षेपावृतिरूपाभ्यां द्विधाऽविद्या व्यवस्थिता ।**

**न भाति नास्ति कूटस्थ इत्यापादनमावृतिः ॥ २६ ॥**

विक्षेपावृतिरूपाभ्यां अविद्या द्विधा व्यवस्थिता, कूटस्थः न अस्ति न भाति इति आपादनं आवृतिः ॥

વિક્ષેપરૂપવડે અને આવરણરૂપવડે અવિદ્યા બે પ્રકારે વિભાગ પામીને રહી છે. કૂટસ્થ નથી, અને કૂટસ્થ પ્રતીત થતો નથી આવી રીતની જે સમજણ તે આવરણ કહેવાય છે.

આવરણ થયા પછી વિક્ષેપ થાય છે, માટે વિક્ષેપનું સ્વરૂપ પહેલું નહિ કહેતાં આવરણનું સ્વરૂપ પહેલુ કહ્યું છે. ૨૬

હવે અવિદ્યાનો અને આવરણનો સદ્ભાવ યુક્તિવડે પ્રતિપાદન કરે છેઃ-

**अज्ञानी विदुषा पृष्टः कूटस्थं न प्रबुध्यते ।**

**न भाति नास्ति कूटस्थ इति बुद्ध्वा वदत्यपि ॥ २७ ॥**

विदुषा पृष्टः अज्ञानी कूटस्थं न प्रबुध्यते, कूटस्थः न अस्ति न भाति इति बुद्ध्वा वदति अपि ॥

" તમે કૂટસ્થને જાણો છો ? " એમ જેને વિદ્વાને પૂછેલું છે એવો અજ્ઞાની પોતે કૂટસ્થને જાણતો નથી એમ જણાવે છે. કૂટસ્થ નથી, અને કૂટસ્થ પ્રતીત થતો નથી એમ જાણીને તે પ્રમાણે તે બોલે પણ છે.

કોઇ આત્માને જાણનારા વિદ્વાનવડે કોઇ અજ્ઞાનીને પ્રશ્ન કરાય કે " તમે અવિકારી આત્મસ્વરૂપ કૂટસ્થને જાણો છો ? " તો તે અજ્ઞાની કૂટસ્થને જાણતો નથી તેથી " હું કૂટસ્થને જાણતો નથી " એમ પોતાના અંતઃકરણમાં રહેલા અજ્ઞાનનો અનુભવ કરીને કહે છે. આ અજ્ઞાનીને થતો અવિદ્યાનો અનુભવ છે, અને કૂટસ્થ નથી, અને તે ન હોવાથી પ્રતીત પણ થતો નથી એમ જાણીને તે બોલે પણ છે, તેજ પોતાને થતો આવરણનો અનુભવ તે જણાવે છે. એવી રીતે અવિદ્યાનો સદ્ભાવ અને આવરણનો સદ્ભાવ સિદ્ધ થાય છે. ૨૭

આત્મા સ્વયપ્રકાશ છે તેથી તેમા તેનાથી વિપરીતસ્વભાવવાળી અવિદ્યા સંભવી શકે નહિ, અને અવિદ્યાવિના આવરણ પણ સંભવી શકે નહિ, તથા આવરણને અભાવે વિક્ષેપ પણ સંભવી શકે નહિ, એવી શકા અને તેનુ સમાધાન નીચેના શ્લોકમા જણાવે છે —

**स्वप्रकाशे कुतोऽविद्या तां विना कथमावृतिः ।**
**इत्यादितर्कजालानि स्वानुभूतिर्ग्रसत्यसौ ॥ २८ ॥**

स्वप्रकाशे अविद्या कुतः ? तां विना आवृति कथं ? इत्यादितर्कजालानि असौ स्वानुभूतिः ग्रसति ॥

સ્વયપ્રકાશ આત્મામા અધારાજેવી અવિદ્યા ક્યાથી સભવે ? અને તે અવિદ્યાવિના આવરણ પણ કેવી રીતે સભવી શકે ? ઇત્યાદિ કુતર્કોના સમૂહને આ ઉપર જણાવેલો અજ્ઞાનીઓનો અનુભવ ગળી જાય છે. ૨૮

"પ્રકાશમા અધારૂં કેવી રીતે રહી શકે ?" આ તર્કવડે અજ્ઞાનીનો અનુભવ મિથ્યા ઠરે છે, માટે તે સાચો અનુભવ નથી, અને તેથી આત્મતત્ત્વનો નિશ્ચય કરી શકાતો નથી એમ જો તાર્કિક કહે તો તેના સમાધાનમા ગ્રથકાર કહે છે·—

**स्वानुभूतावविश्वासे तर्कस्याप्यनवस्थितेः ।**
**कथं वा तार्किकंमन्यस्तत्त्वनिश्चयमाप्नुयात् ॥ २९ ॥**

स्वानुभूतौ अविश्वासे, तर्कस्य अपि अनवस्थिते, तार्किकंमन्य कथं वा तत्त्वनिश्चय आप्नुयात् ? ॥

પોતાના અનુભવમા અવિશ્વાસ હોવાથી અને તર્કની પણ સ્થિરતા ન હોવાથી પોતાને તાર્કિક માનનારો મનુષ્ય આત્મતત્ત્વના નિશ્ચયને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? નજ થઈ શકે.

અનુભવ એ શ્રેષ્ઠ પ્રમાણ છે, તેને નહિ સ્વીકારવાથી અને કેવલ તર્કનો આશ્રય લેવાથી કોઇ પણ વાતનો નિર્ણય થઇ શકતો નથી, કેમકે તર્ક તેનાથી ચઢીઆતા બીજા તર્કથી બાધ પામનારો હોવાથી તર્કવડે કોઇ પણ વાતનો અતિમ નિશ્ચય થઈ શકતો નથી, તેથી એવા કુતર્કને અનુસરનારાને આત્મજ્ઞાન થઇ શકતુ નથી લાકડામા પ્રકાશસ્વભાવવાળો અગ્નિ વિદ્યમાન છતા પણ તે પ્રકાશ જેમ અધકારને દૂર કરતો નથી તેમ સ્વયપ્રકાશ આત્મા અજ્ઞાનીના અંતઃકરણમા રહેલા આત્માના અજ્ઞાનને દૂર કરતો નથી. ૨૯

જો આત્મતત્ત્વના નિશ્ચયને માટે તર્ક કરવાની અગત્ય હોય તો તે તર્ક અનુભવને અનુસરીને કરવો, અનુભવથી વિરુદ્ધ તર્ક ન કરવો એમ કહે છેઃ-

बुद्ध्यारोहाय तर्कश्चेदपेक्षेत तथा सति ।
स्वानुभूत्यनुसारेण तर्क्यतां मा कुतर्क्यताम् ॥ ३० ॥

बुद्ध्यारोहाय तर्कः अपेक्षेत चेत् तथा सति स्वानुभूत्यनुसारेण तर्क्यताम्, मा कुतर्क्यताम् ॥

આત્મતત્ત્વને બુદ્ધિમાં સુસ્થિર કરવામાટે તર્કની અપેક્ષા છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તમે પોતાના અનુભવને અનુસરીને તર્ક કરો, પણ અનુભવથી વિરુદ્ધ કુતર્ક ન કરો. ૩૦

અનુભવને અનુસરીને કેવો તર્ક કરવો જોઇએ તે કહે છેઃ—

स्वानुभूतिरविद्यायामावृतौ च प्रदर्शिता ।
अतः कूटस्थचैतन्यमविरोधीति तर्क्यताम् ॥ ३१ ॥

अविद्यायां आवृतौ च स्वानुभूतिः प्रदर्शिता, अतः कूटस्थचैतन्यं अविरोधि इति तर्क्यताम् ॥

અવિદ્યામાં અને આવરણમાં અજ્ઞાનીનો પોતાનો અનુભવ આગળ જણાવ્યો છે, આ કારણથી કૂટસ્થચૈતન્ય અવિદ્યાનું અને આવરણનું અવિરોધી છે એવો તર્ક મુમુક્ષુએ કરવો જોઇએ. ૩૧

કૂટસ્થચૈતન્ય અવિદ્યાનું અને આવરણનું વિરોધી નથી, પણ જડચેતનનો વિવેક તેનો વિરોધી છે એમ જણાવે છેઃ—

तच्चेद्विरोधि केनेयमावृतिर्ह्यनुभूयताम् ।
विवेकस्तु विरोध्यस्यास्तत्त्वज्ञानिनि दृश्यताम् ॥ ३२ ॥

तत् विरोधि चेत् [ तर्हि ] इयं आवृतिः केन हि अनुभूयताम् ? [ अतः ] विवेकः तु अस्याः विरोधि, [ सः ] तत्त्वज्ञानिनि दृश्यताम् ॥

જો કૂટસ્થચૈતન્ય અવિદ્યાનું અને આવરણનું વિરોધી હોય તો આ અજ્ઞાનનો અને આવરણનો અનુભવ કોનાવડે અનુભવાય ? આથી આત્મવિદ્યાવડે ઉપજેલો આત્માના અને અનાત્માના પૃથક્કરણરૂપ વિવેક તો આ અવિદ્યાનો અને આવરણનો વિરોધી છે, તે વિવેક આત્મતત્ત્વને જાણનારામાં જુઓ.

જો અવિકારી સામાન્યચૈતન્ય, અજ્ઞાનનું અને આવરણનું વિરોધી હોય તો અજ્ઞાનની અને આવરણની સિદ્ધિજ થઇ શકે નહિ, પણ અજ્ઞાનીના અનુભવવડે અજ્ઞાનની અને આવરણની સિદ્ધિ થાય છે, તેથી અવિકારી સામાન્યચૈતન્ય, અજ્ઞાનનું અને આવરણનું વિરોધી નથી એમ નિશ્ચય થાય

છે. આત્મવિચારવડે જેમને આત્માનો સાક્ષાત્કાર થયો છે એવા પુરુષના અંતઃકરણમાં રહેલો વિવેક અજ્ઞાનનો અને આવરણનો વિરોધી છે એમ આત્મજ્ઞાનીઓના અનુભવઉપરથી નક્કી થાય છે. ૩૨

હવે વિક્ષેપરૂપ ભ્રાંતિનું નિરૂપણ કરે છેઃ—

**अविद्यावृतकूटस्थे देहद्वययुता चितिः ।**
**शुक्तौ रूप्यवदध्यस्ता विक्षेपाध्यास एव हि ॥ ३३ ॥**

अविद्यावृतकूटस्थे देहद्वययुता चितिः शुक्तौ रूप्यवत् अध्यस्ता, [ सः ] एव हि विक्षेपाध्यासः ॥

અજ્ઞાનવડે ઢંકાયેલા કૂટસ્થમાં, સૂક્ષ્મશરીર અને સ્થૂલશરીર એ બે શરીરથી યુક્ત ચિદાભાસ ( જીવ ), છીપમાં રૂપાની પેઠે, આરોપિત છે, તેજ વિક્ષેપરૂપ ભ્રાંતિ અથવા વિક્ષેપાધ્યાસ કહેવાય છે. ૩૩

છીપમાં થતી રૂપાની ભ્રાંતિનું અને કૂટસ્થમાં થતી જીવની ભ્રાંતિનું સરખાપણું દેખાડે છેઃ—

**इदमंशश्च सत्यत्वं शुक्तिगं रूप्य ईक्ष्यते ।**
**स्वयंत्वं वस्तुता चैवं विक्षेपे वीक्ष्यतेऽन्यगम् ॥ ३४ ॥**

[ यथा ] शुक्तिगं इदमंशः च सत्यत्वं रूप्ये ईक्ष्यते, एवं अन्यगं स्वयंत्वं वस्तुता च विक्षेपे वीक्ष्यते ॥

જેવી રીતે છીપમાં રહેલો આ અંશ અને સત્યપણું રૂપામાં જોવામાં આવે છે તેવી રીતે કૂટસ્થમાં રહેલુ સ્વયંપણું અને સત્યપણું વિક્ષેપરૂપ જીવમાં જોવામાં આવે છે.

જેમ વસ્તુતાએ " આ રૂપુ " એમાં રહેલો " આ " અંશ અને "સત્યપણું" છીપમાં રહેલ છે, છતાં ભ્રાંતિકાલે તે બંને રૂપામાં પ્રતીત થાય છે, તેમ સ્વયંપણું અને સત્યપણું વસ્તુતાએ કૂટસ્થમા રહ્યાં છે, છતાં ભ્રાંતિકાલે તે બંને જીવમાં જોવામાં આવે છે. ૩૪

ભ્રાંતિકાલે વસ્તુનું વિશેષસ્વરૂપ ઢંકાઇ જાય છે એમ જણાવે છેઃ—

**नीलपृष्ठत्रिकोणत्वं यथा शुक्तौ तिरोहितम् ।**
**असंगानंदताद्येवं कूटस्थेऽपि तिरोहितम् ॥ ३५ ॥**

यथा नीलपृष्ठत्रिकोणत्वं शुक्तौ तिरोहितम् एवं असंगानंदतादि कूटस्थे अपि तिरोहितम् ॥

જેમ છીપની નીચેનો આસમાની ભાગ અને ત્રિકોણપણું ભ્રાંતિકાલે છીપમાં તિરોધાન પામેલાં છે તેમ અસંગપણું ને આનંદપણું ઇત્યાદિ ભ્રાંતિકાલે કૂટસ્થમાં પણ તિરોધાન પામેલાં છે.

જેમ જ્યારે છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે ત્યારે છીપમાં જે નીચેનો આસમાની રંગને મળતો ભાગ હોય છે તે અને છીપનો જે ત્રિકોણ આકાર હોય છે તે લુપ્ત થયાજેવાં થઇ જાય છે તેમ જ્યારે કૂટસ્થમાં જીવની ભ્રાંતિ થાય છે ત્યારે કૂટસ્થમાં રહેલ અસંગપણું, આનંદપણું ને વિભુપણું આદિ સ્વભાવો કૂટસ્થમાં લુપ્ત થયાજેવા થઇ જાય છે, અર્થાત્ પ્રતીત થતા નથી. ૩૫

ભ્રાંતિકાલે અધિષ્ઠાનને સ્થાને કલ્પિતનું નામ આરોપાય છે એમ જણાવે છેઃ—

**आरोपितस्य दृष्टांते रूप्यं नाम यथा तथा ।**
**कूटस्थाध्यस्तविक्षेपनामाहमिति निश्चयः ॥ ३६ ॥**

यथा दृष्टांते आरोपितस्य रूप्यं नाम [भवति] तथा कूटस्थाध्यस्तविक्षेपनामा अहं इति निश्चयः ॥

જેમ છીપના અને રૂપાના દૃષ્ટાંતમાં, આરોપિત પદાર્થનું રૂપું એવું નામ થાય છે તેમ કૂટસ્થના અને જીવના સિદ્ધાંતમાં કૂટસ્થમાં આરોપેલા પદાર્થરૂપ વિક્ષેપનું હું એવું નામ થાય છે આવો નિશ્ચય છે.

દૃષ્ટાંતમાં ભ્રાંતિકાલે જેમ છીપને સ્થલે રૂપું એવું નામ થાય છે તેમ સિદ્ધાંતમાં કૂટસ્થને સ્થલે હું (ચિદાભાસની સાથે સંબંધ રાખનાર હું એવો ભાવ) એવું નામ થાય છે. ૩૬

જેમ છીપને જોનાર મનુષ્ય, આ એ અંશવડે છીપને જોતો છતો ભ્રાંતિથી આ રૂપું છે એમ માને છે તેમ કૂટસ્થ પોતાને જોતો છતો હું જીવ છું એમ ભ્રાંતિથી માને છે એમ જણાવે છેઃ—

**इदमंशं स्वतः पश्यन् रूप्यमित्यभिमन्यते ।**
**तथा स्वं च स्वतः पश्यन्नहमित्यभिमन्यते ॥ ३७ ॥**

[यथा] स्वतः इदं अंश पश्यन् रूप्यं इति अभिमन्यते, तथा स्वतः स्वं च पश्यन् अहं इति अभिमन्यते ॥

જેમ ભ્રાંતિકાલે પોતેજ (આ) એ અંશવડે છીપને જોતો છતો આ રૂપું

છે એવો નિશ્ચય કરે છે તેમ ભ્રાંતિકાલે કૂટસ્થ પોતે પોતાના કૂટસ્થસ્વરૂપને જોતો છતો હું જીવ છું એવો નિશ્ચય કરે છે. ૩૭

સ્વપણું અને અહંપણું એ બંને એક અર્થનાં વાચક હોવાથી દૃષ્ટાંતમાં અને સિદ્ધાંતમાં સમપણું કેવી રીતે છે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છેઃ—

इदंत्वरूप्यते भिन्ने स्वत्वाहंते तथेष्यताम् ।
सामान्यं च विशेषश्च ह्युभयत्रापि गम्यते ॥ ३८ ॥

[यथा] इदंत्वरूप्यते भिन्ने तथा स्वत्वाहंते इष्यताम्, हि सामान्यं च विशेषः च उभयत्र अपि गम्यते ॥

જેમ આપણું અને રૂપાપણું ભિન્ન છે તેમ સ્વપણું અને હુંપણું ભિન્ન છે એમ સમજવું, કેમકે સામાન્ય અને વિશેષ બંને સ્થલેજ જણાય છે.

જેમ રૂપાની ભ્રાંતિ થાય છે ત્યાં છીપમાં ને રૂપામાં આ એ અંશ સામાન્ય છે, અને રૂપું એ અંશ વિશેષ છે, તેમ વિક્ષેપરૂપ અધ્યાસમાં સ્વયં એ અંશ સામાન્ય છે, અને હું એ અંશ વિશેષ છે. સામાન્ય અંશ અધિષ્ઠાન અને કલ્પિત બંનેમાં રહેલો હોય છે, અને વિશેષ અંશ કલ્પિતમાં રહેલો હોય છે. આવી રીતે સ્વપણામાં અને અહંપણામાં ભેદ છે તેથી દૃષ્ટાંતમાં અને સિદ્ધાંતમાં સમપણું છે, વિષમપણું નથી. ૩૮

સ્વય એ સામાન્ય અંશ છે એમ ઉદાહરણ આપીને જણાવે છેઃ—

देवदत्तः स्वयं गच्छेत्त्वं वीक्षस्व स्वयं तथा ।
अहं स्वयं न शक्नोमीत्येवं लोके प्रयुज्यते ॥ ३९ ॥

देवदत्तः स्वयं गच्छेत्, तथा त्वं स्वयं वीक्षस्व, अहं स्वयं न शक्नोमि इति एवं लोके प्रयुज्यते ॥

દેવદત્ત સ્વયં (પોતે) જાય, તથા તું સ્વયં (પોતે) જો, હું સ્વયં (પોતે) જોઇ શકતો નથી, એ પ્રમાણે લોકમાં સ્વયંશબ્દનો તે, તું અને હું એ ત્રણે ઠેકાણે પ્રયોગ થાય છે, એટલે સ્વયંશબ્દ ત્રણે પુરુષમાં સરખી રીતે પ્રવૃત્ત થાય છે. ૩૯

ઇદંશબ્દની પેઠે સ્વયંશબ્દનો સર્વ પ્રાણિપદાર્થની સાથે સંબંધ થઇ શકે છે તેથી તેનું સામાન્યરૂપ છે એમ જણાવે છેઃ—

इदं रूप्यमिदं वस्त्रमिति यद्वदिदं तथा ।
असौ त्वमहमित्येषु स्वयमित्यभिमन्यते ॥ ४० ॥

इदं रूपं इदं वस्त्रं इति यद्वत् इद [सामान्यं,] तथा असौ त्वं अहं इति एषु स्वयं इति अभिमन्यंते ॥

આ રૂપું, આ વસ્ત્ર એ પ્રમાણે સર્વ વસ્તુઓમાં જેમ ઇદં (આ) એ શબ્દનો પ્રયોગ થાય છે તેમ આ, તું ને હું ઇત્યાદિ સ્થલે સ્વયંશબ્દનો પ્રયોગ થાય છે તેથી તે બંનેનું સામાન્યરૂપપણું છે. ૪૦

હુંપણું અને સ્વયંપણું ભિન્ન હોય તેથી તેનો કૂટસ્થમાં શો ઉપયોગ થાય છે એવો પ્રશ્ન ઊપાડી ઉત્તરાર્ધથી તેનું સમાધાન કરે છેઃ—

अहंत्वाद्भिद्यतां स्वत्वं कूटस्थे तेन किं तव ।
स्वयंशब्दार्थ एवैष कूटस्थ इति मे भवेत् ॥ ४१ ॥

अहंत्वात् स्वत्वं भिद्यतां, तेन कूटस्थे तव किं [भवेत् ?] स्वयंशब्दार्थः एव एषः कूटस्थः इति मे भवेत् ॥

હુંપણાથી સ્વપણું ભલે ભેદ પામે, તે ભેદવડે કૂટસ્થમાં (અવિકારી આત્મામાં) તમને શો લાભ થાય છે ? સ્વયશબ્દનો જે અર્થ છે તેજ આ કૂટસ્થ (અવિકારી આત્મા) છે એમ મારું કહેવું સિદ્ધ થાય છે. ૪૧

સ્વપણું એ અન્યપણાનું માત્ર નિવારણ કરે છે, પણ કૂટસ્થનો બોધ કરતું નથી એવી વાદીની શંકા લઇ તેનું સમાધાન કરે છેઃ—

अन्यत्ववारकं स्वत्वमिति चेदन्यवारणम् ।
कूटस्थस्यात्मतां वक्तुरिष्टमेव हि तद्भवेत् ॥ ४२ ॥

स्वत्वं अन्यत्ववारकं इति चेत् कूटस्थस्य आत्मतां वक्तुः तत् अन्यवारणं इष्टं एव हि भवेत् ॥

સ્વપણું માત્ર અન્યપણાનું નિવારણ કરે છે એમ જો તમે કહો તો તેના સમાધાનમાં અમે કહીએ છીએ કે કૂટસ્થનું આત્મપણું કહેનારાને તે અન્યપણાનું નિવારણ ઇષ્ટજ છે.

સ્વપણાવડે અન્યનું નિવારણ થાય એટલે આત્માથી ભિન્ન અન્યનો સદ્ભાવ ન રહે, તેથી અન્યના નિવારણવડે કૂટસ્થરૂપ આત્માની સિદ્ધિ થાય છે તેથી સ્વપણું અન્યનું નિવારક થાય તે અમને અમારો સિદ્ધાંત સિદ્ધ કરવામાં ઉપકારક થાય છે. ૪૨

સ્વયં અને આત્મા એક અર્થના વાચક છે તેથી સ્વપણું અને આત્મપણું બીજાનું નિવારણ કરનાર થાય છે એમ જણાવે છેઃ—

**स्वयमात्मेति पर्यायौ तेन लोके तयोः सह।**
**प्रयोगो नास्त्यतः स्वत्वमात्मत्वं चान्यवारकम् ॥ ४३ ॥**

स्वयं आत्मा इति पर्यायौ, तेन लोके तयोः सह प्रयोगः न अस्ति, अतः स्वत्वं आत्मत्वं च अन्यवारकम् ॥

સ્વયં (પોતે) અને આત્મા (જીવનું વાસ્તવિક સ્વરૂપ કૂટસ્થ) આ બે શબ્દ એક અર્થના વાચક છે તે કારણથી તે બંનેનો લોકમાં સાથે પ્રયોગ થતો નથી. આ કારણથી સ્વપણું અને આત્મપણું એ બંને બીજાનું નિવારણ કરનારાં છે. ૪૩

લોકમાં ઘટપટાદિ જડપદાર્થોમાં સ્વયંશબ્દનો પ્રયોગ થાય છે તેથી સ્વયંપણું અને આત્મપણું એ બેની એકતા સંભવી શકતી નથી એવી પૂર્વપક્ષીની શંકા ગ્રહણ કરીને સિદ્ધાંતી તેનું સમાધાન કરે છેઃ—

**घटः स्वयं न जानातीत्येवं स्वत्वं घटादिषु ।**
**अचेतनेषु दृष्टं चेद्दृश्यतामात्मसत्त्वतः ॥ ४४ ॥**

घटः स्वयं न जानाति इति एवं घटादिषु अचेतनेषु स्वत्वं दृष्टं चेत्, आत्मसत्त्वतः दृश्यताम् ॥

ઘડો પોતે જાણતો નથી એવી રીતે ઘટાદિ જડપદાર્થોમાં પણ પોતાપણાનો પ્રયોગ જોવામાં આવે છે એમ જો તમે કહો તો તે જડ પદાર્થોમાં અધિષ્ઠાનરૂપ આત્માની સત્તા હોવાથી તે જડપદાર્થોમાં પણ ભલે પોતાપણું એ શબ્દનો પ્રયોગ થાય, તેથી અમારા સિદ્ધાંતમાં કોઇ પણ પ્રકારે હાનિ પહોંચતી નથી. ૪૪

એ ઘટાદિક જડપદાર્થોમાં પણ આત્મા રહેલો છે તો પછી આ ચેતન અને આ જડ એવો ભેદ શા કારણથી થાય છે એવી જો તમે શંકા કરો તો તેનું સમાધાન સાંભળોઃ—

**चेतनाचेतनभिदा कूटस्थात्मकृता न हि ।**
**किं तु बुद्धिकृताभासकृतैवेत्यवगम्यताम् ॥ ४५ ॥**

चेतनाचेतनभिदा कूटस्थात्मकृता न हि, किं तु बुद्धिकृताभासकृता एव इति अवगम्यताम् ॥

લોકમાં ચેતન અને જડનો જે ભેદ કહેવાય છે તે ભેદ કૂટસ્થરૂપ આત્માએ કરેલો નથીજ; પરંતુ તે ભેદ બુદ્ધિમાં પડેલા ચેતનના આભાસે

જ કરેલો છે એમ જાણવું, અર્થાત્ જે પદાર્થમાં બુદ્ધિ અને ચિદાભાસ હોય તે પદાર્થ ચેતન કહેવાય છે, અને જે પદાર્થમાં બુદ્ધિ અને ચિદાભાસ ન હોય તે પદાર્થ જડ કહેવાય છે. એવી રીતે ચિદાભાસના સદ્ભાવવડે પ્રાણીઓ ચેતન અને ચિદાભાસના અસદ્ભાવવડે ઘટાદિ જડ કહેવાય છે એમ જાણવું. ૪૫

ચેતન અને જડ એ બંને કૂટસ્થરૂપ આત્મામાં ભ્રમવડે કલ્પાયેલ છે એમ જણાવે છેઃ—

**यथा चेतन आभासः कूटस्थे भ्रांतिकल्पितः ।**
**अचेतनो घटादिश्च तथा तत्रैव कल्पितः ॥ ४६ ॥**

यथा चेतनः आभासः कूटस्थे भ्रांतिकल्पितः, तथा च अचेतनः घटादिः तत्र एव कल्पितः ॥

જેમ ચેતનરૂપ ચિદાભાસ કૂટસ્થરૂપ આત્મામાં ભ્રમથી કલ્પાયેલો છે તેમજ જડ ઘટાદિ પદાર્થ પણ ત્યાંજ એટલે કૂટસ્થમાજ ભ્રમવડે કલ્પાયેલો છે. ૪૬

જો સ્વપણાને અને આત્મપણાને એક માનવામાં આવે તો પછી તેપણા ઇત્યાદિને પણ આત્મપણાની પ્રાપ્તિ થશે એવી વાદીની શકા લઈ સિદ્ધાંતી તેનું નીચેના બે શ્લોકવડે સમાધાન કરે છેઃ—

**तत्तेदंते अपि स्वत्वमिव त्वमहमादिषु ।**
**सर्वत्रानुगते तेन तयोरप्यात्मतेति चेत् ॥ ४७ ॥**
**ते आत्मत्वेऽप्यनुगते तत्तेदंते ततस्तयोः ।**
**आत्मत्वं नैव संभाव्यं सम्यक्त्वादेर्यथा तथा ॥ ४८॥**

स्वत्वं इव त्वमहमादिषु सर्वत्र तत्तेदंते अपि अनुगते, तेन तयोः अपि आत्मता इति चेत्, ते तत्तेदंते आत्मत्वे अनुगते अपि, ततः यथा सम्यक्त्वादेः तथा तयोः आत्मत्वं न संभाव्यं एव ॥

સ્વપણાની પેઠે તું હું ઇત્યાદિ સર્વસ્થલે તેપણું અને આપણું એ પણ સંબધ પામીને રહ્યાં છે તે કારણવડે તે બનેનુ પણ આત્મપણું છે એમ જો તમે કહો તો તેનું સમાધાન સાંભળો.

તે તેપણું અને આપણુ આત્મપણામા સંબધ પામીને રહેલાં છે તોપણુ જેમ સમ્યક્પણા આદિનું આત્મપણું સ્વીકારવામાં આવતું નથી તેમ તે બનેનું આત્મપણું સંભાવના કરવાયોગ્ય નથીજ.

સ્વપણું માત્ર આત્મામાંજ રહે છે, અને તેપણ તથા આપણું આત્મામાં

અને અનાત્મામાં પણ રહે છે, તેથી જેમ સારાપણાનું અને નઠારાપણાનું આત્મપણું સ્વીકારવામાં આવતું નથી તેમ તેપણાનુ અને આપણાનું પણ આત્મપણુ સ્વીકારવામાં આવતું નથી. ૪૭–૪૮

તેપણું અને આપણું ઇત્યાદિ એકબીજાનાં વિરોધી છે એમ લોકવ્યવહારને જણાવી સિદ્ધ કરે છે.—

तत्तेदंते स्वतान्यत्वे त्वंताहंते परस्परम् ।
प्रतिद्वंद्वितया लोके प्रसिद्धे नास्ति संशयः ॥ ४९ ॥

तत्तेदंते स्वतान्यत्वे [ च ] त्वंताहंते परस्परं प्रतिद्वंद्वितया लोके प्रसिद्धे, [ अत्र ] संशयः न अस्ति ॥

તેપણું અને આપણું, સ્વપણું અને બીજાપણું તથા તુંપણુ અને હુંપણું એ શબ્દો પરસ્પર એકબીજાના વિરોધીપણાવડે લોકમાં પ્રસિદ્ધ છે, એમાં સંશય નથી. ૪૯

એમ હોવાથી અન્યપણાનો વિરોધી સ્વયશબ્દ છે, અને તુંપણાનો વિરોધી અહંશબ્દ છે એમ જણાવે છેઃ—

अन्यतायाः प्रतिद्वंद्वी स्वयं कूटस्थ इष्यताम् ।
त्वंतायाः प्रतियोग्येषोऽहमित्यात्मनि कल्पितः ॥ ५० ॥

अन्यतायाः प्रतिद्वंद्वी स्वयं कूटस्थः इष्यताम्, त्वंतायाः प्रतियोगी एषः अहं इति आत्मनि कल्पितः ॥

બીજાપણાનો સામાવળીઓ સ્વયશબ્દનો અર્થ કૂટસ્થ છે એમ સમજવું, અને તુંપણાનો સામાવળીઓ આ હુંશબ્દનો અર્થ ( ચિદાભાસ ) આત્મામાં કલ્પાયેલો છે. ૫૦

હુંપણાનો અને સ્વપણાનો ભેદ છતા પણ અજ્ઞાનને લીધે લોકો તેને જાણી શકતા નથી એમ કહે છે.—

अहंतास्वत्वयोर्भेदे रूप्यतेदंतयोरिव ।
स्पष्टेऽपि मोहमापन्ना एकत्वं प्रतिपेदिरे ॥ ५१ ॥

रूप्यतेदंतयोः इव अहंतास्वत्वयो. भेदे स्पष्टे अपि मोहं आपन्नाः [ जीवाः तयोः ] एकत्वं प्रतिपेदिरे ॥

આ રૂપું છે એમા રૂપાપણાની પેઠે અને આપણાની પેઠે હુંપણાનો ( ચિદાભાસનો ) અને સ્વપણાનો ( કૂટસ્થનો ) ભેદ સ્પષ્ટ છતા પણ અવિવેકને પ્રાપ્ત થયેલા મનુષ્યો તે બંનેનું એકપણું માનવા લાગ્યા છે. ૫૧

હુંપણાના અને સ્વપણાના એકપણાની ભ્રાંતિ મનુષ્યને શાથી થાય છે તે જણાવે છેઃ—

**तादात्म्याध्यास एवात्र पूर्वोक्ताविद्यया कृतः ।**
**अविद्यायां निवृत्तायां तत्कार्यं विनिवर्तते ॥ ५२ ॥**

अत्र पूर्वोक्ताविद्यया कृतः तादात्म्याध्यासः एव [ कारणं, ] अविद्यायां निवृत्तायां तत्कार्यं [ अपि ] विनिवर्तते ॥

હુંપણાના ને સ્વપણાના એકપણાની ભ્રાંતિમાં પૂર્વે આ પ્રકરણના પચીશમા શ્લોકમાં જણાવેલી અવિદ્યાવડે ઉપજેલો જીવના અને કૂટસ્થના એકપણાનો ભ્રમજ કારણ છે. અવિદ્યાની નિવૃત્તિ થવાથી તેના કાર્યરૂપ જે તે બંનેના એકપણાનો ભ્રમ તે પણ સારી રીતે નિવૃત્ત થાય છે. ૫૨

આત્માથી અભિન્ન બ્રહ્મના જ્ઞાનવડે અવિદ્યાદિની નિવૃત્તિ થાય છે, પણ વિક્ષેપની નિવૃત્તિ તો પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયેજ થાય છે એમ જણાવે છેઃ—

**अविद्यावृतितादात्म्ये विद्ययेव विनश्यतः ।**
**विक्षेपस्य स्वरूपं तु प्रारब्धक्षयमीक्षते ॥ ५३ ॥**

अविद्यावृतितादात्म्ये विद्यया एव विनश्यतः, [ किं ] तु विक्षेपस्य स्वरूपं प्रारब्धक्षयं ईक्षते ॥

અવિદ્યાના કાર્યરૂપ આવરણ અને કૂટસ્થના ને જીવના એકપણાની ભ્રાંતિ એ બને આત્મજ્ઞાનરૂપ વિદ્યાવડેજ સારી રીતે નિવૃત્ત થાય છે, પરંતુ દેહાદિરૂપે પ્રતીત થતા વિક્ષેપનું સ્વરૂપ તો પ્રારબ્ધકર્મના નાશની વાટ જુએ છે, અર્થાત્ આવરણ અને કૂટસ્થના ને જીવના એકપણાની ભ્રાંતિ દૂર થયા છતાં પ્રારબ્ધકર્મના સદ્ભાવથી આત્મજ્ઞાનીનાં શરીર આદિ નિવૃત્ત થતાં નથી, પણ તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિપર્યંત તે વિદ્યમાન રહે છે. ૫૩

પ્રારબ્ધકર્મ વિક્ષેપનુ નિમિત્તકારણ છે, અને અવિદ્યા એ વિક્ષેપનું ઉપાદાનકારણ છે, તો જ્ઞાનવડે અવિદ્યારૂપ ઉપાદાનકારણ નાશ થયા પછી તેના કાર્યરૂપ વિક્ષેપ કેવી રીતે રહે? એમ શંકા થાય તો તેનું સમાધાન કહે છે—

**उपादाने विनष्टेऽपि क्षणं कार्यं प्रतीक्षते ।**
**इत्याहुस्तार्किकास्तद्वदस्माकं किं न संभवेत् ॥ ५४ ॥**

उपादाने विनष्टे अपि कार्यं क्षणं प्रतीक्षते इति तार्किकाः आहुः, तद्वत् अस्माकं किं न संभवेत् ? ॥

ઉપાદાનકારણનો નાશ થયા પછી પણ તેનું કાર્ય એક ક્ષણ પોતાના નાશની વાટ જુએ છે, અર્થાત્ તેટલો સમય ટકી રહે છે એમ તાર્કિકો (ન્યાયદર્શનને અને વૈશેષિકદર્શનને માનનારા) કહે છે, તેની પેઠે અમારા પક્ષમાં તે કેમ ન સંભવે? અર્થાત્ તાર્કિકોના મતપ્રમાણે અમારા સિદ્ધાંતમાં પણ અવિદ્યારૂપ ઉપાદાનકારણનો નાશ થયા છતાં પણ તેના કાર્યભૂત દેહાદિરૂપ વિક્ષેપ પ્રારબ્ધકર્મના બળથી વિદ્યમાન રહે છે. ૫૪

તાર્કિકો ઉપાદાનકારણનો નાશ થયા પછી કાર્ય માત્ર એક ક્ષણ રહે છે એમ કહે છે, અને તમારો આ દેહાદિરૂપ વિક્ષેપ તો લાંબો સમય રહે છે તેથી તમારા કથનનું તેમના કથનની સાથે સરખાપણું કેવી રીતે સંભવી શકે? એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહે છે:—

**तंतूनां दिनसंख्यानां तैस्ताद्दृक् क्षण ईरितः ।**
**भ्रमस्यासंख्यकल्पस्य योग्यः क्षण इहेष्यताम् ॥ ५५ ॥**

तैः दिनसंख्यानां तंतूनां तादृक् क्षणः ईरितः, इह असंख्यकल्पस्य भ्रमस्य योग्यः क्षणः इष्यताम् ॥

તેઓએ (તાર્કિકોએ) જેના દિવસોની સંખ્યા ગણી શકાય એવા તાંતણાઓનો તેવા પ્રકારનો એક ક્ષણ કહ્યો છે, તો અહીં એટલે અમારા સિદ્ધાંતમાં જેની સંખ્યા ન ગણી શકાય એટલા બ્રહ્માના દિવસોથી ચાલી આવેલી ભ્રાંતિને માટે ઘટે એટલા ક્ષણો તમારે અંગીકાર કરવા જોઇએ, અર્થાત્ પટના ઉપાદાનકારણરૂપ તંતુની ઉત્પત્તિ થોડાજ સમયમાં થયેલી છે, છતાં તાર્કિકોએ તે તાંતણાઓના નાશપછી તેના કાર્યરૂપ પટનું એક ક્ષણ રહેવું થાય છે એમ માનેલ છે, તો અમારા સિદ્ધાંતમાં અનાદિકાલથી પ્રવૃત્ત થયેલી ભ્રાંતિરૂપ અવિદ્યાનો નાશ થયા પછી પણ તેનું કાર્ય જે દેહાદિરૂપ વિક્ષેપ તે લાંબા સમયસુધી રહે તે યોગ્યજ છે. ૫૫

અમારું ઉપરની રીતનું માનવું શ્રુતિ આદિને અનુકૂલ છે એમ જણાવે છે:-

**विना क्षोदक्षमं मानं तैर्वृथा परिकल्प्यते ।**
**श्रुतियुक्त्यनुभूतिभ्यो वदतां किं नु दुःशकम् ॥ ५६ ॥**

तैः क्षोदक्षमं मानं विना वृथा परिकल्प्यते, श्रुतियुक्त्यनुभूतिभ्यः वदतां [नः] किं नु दुःशकम् ? ॥

તે તાર્કિકોએ યુક્તિને સહન કરી શકે એવા પ્રમાણવિના કારણના નાશપછી કાર્ય એક ક્ષણ રહે છે એવી ઉપર જણાવેલી મિથ્યા કલ્પના

કરેલી છે, અને ઉપનિષદ્‌નાં વચનો, યુક્તિ અને વિદ્વાનોનો અનુભવ એ ત્રણવડે અવિદ્યાનો નાશ થયા પછી પ્રારબ્ધકર્મનો ક્ષય થતાંસુધી આત્મજ્ઞાનીનું શરીર રહે છે એમ કહેનારા અમારા પક્ષમાં અશક્યજેવું શું છે ?

"तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये" (તે આત્મજ્ઞાની પુરુષને શરીરની અત્યંતનિવૃત્તિરૂપ વિદેહમુક્તિ થવામાં ત્યાંસુધીનીજ વાર છે કે જ્યાંસુધી તેઓ પ્રારબ્ધકર્મથી મોકળા થતા નથી, પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયા પછી તે વિદેહકૈવલ્યને પામે છે.) એ છાંદોગ્ય-ઉપનિષદ્‌ની શ્રુતિ, અને કુંભારે ચાકડાને આપેલો વેગ સમાપ્ત થાય નહિ ત્યાંસુધી તે ચાકડો ફર્યા કરે છે એ યુક્તિ, તથા આત્મજ્ઞાની મનુષ્યોને પોતાની જીવન્મુક્તિનો પોતાને થતો અનુભવ આ ત્રણવડે સિદ્ધ થાય છે કે અવિદ્યારૂપ ઉપાદાનકારણની નિવૃત્તિ થયા છતાં પણ તેના કાર્યરૂપ દેહાદિક વિક્ષેપ તેમના પ્રારબ્ધકર્મની સમાપ્તિ થતાંસુધી રહી શકે છે. તાર્કિકોનું કહેવું પ્રમાણ અને યુક્તિવિનાનું છે, અને અમારું કહેલું તો શાસ્ત્રપ્રમાણવાળું, યુક્તિવાળું અને આત્મજ્ઞાનીના અનુભવવાળું છે. ૫૬

હવે તાર્કિકોની સાથેનો વિવાદ બંધ કરી ચાલતો પ્રસંગ કહે છેઃ—

**आस्तां दुस्तार्किकैः साकं विवादः प्रकृतं ब्रुवे ।**

**स्वाहमोः सिद्धमेकत्वं कूटस्थपरिणामिनोः ॥ ५७ ॥**

दुस्तार्किकैः साकं विवादः आस्तां, प्रकृतं ब्रुवे, कूटस्थपरिणामिनोः स्वाहमोः एकत्वं सिद्धम् ॥

કુતાર્કિકોની સાથેનો વિવાદ હવે આટલેથીજ બંધ રહો. હવે ચાલતો વિષય કહું છું. કૂટસ્થરૂપ આત્મા અને પરિણામિરૂપ ચિદાભાસ જે **स्व** અને **अहं** એવા શબ્દોવડે કહેલા છે તે બંનેનું એકપણું ભ્રાંતિવડે સિદ્ધ થયું. ૫૭

કૂટસ્થનું અને ચિદાભાસનું એકપણું ભ્રાંતિવડે ઉપજ્યું છે એમ કેટલાક મનુષ્યોને શામાટે સમજાતું નથી એવી શંકા થાય તો તેનું સમાધાન કહે છેઃ-

**[1]भ्राम्यंते पंडितंमन्याः सर्वे लौकिकतैर्थिकाः ।**

**अनादृत्य श्रुतिं मौर्ख्यात्केवलां युक्तिमाश्रिताः ॥ ५८ ॥**

मौर्ख्यात् श्रुतिं अनादृत्य केवलां युक्तिं आश्रिताः पंडितंमन्याः सर्वे लौकिकतैर्थिकाः भ्राम्यंते ॥

મૂર્ખાઇથી ઉપનિષદ્‌નાં વચનનો અનાદર કરીને માત્ર એકલી યુક્તિનો

૧ કેટલાક વિદ્વાનો અહીં भ्राम्यंति એવો પાઠ ઠીક માને છે.

આશ્રય કરનારા અને પોતાને પંડિત માનનારા સર્વે શાસ્ત્રસંસ્કારવિનાના મનુષ્યો અને વેદવિરુદ્ધદર્શનને અનુસરનારાઓ ભ્રાંતિને વશ થાય છે, એટલે તેમને કૂટસ્થનું અને જીવનુ એકપણું ભ્રાંતિવડે ઉપજેલુ છે એમ સમજાતું નથી. ૫૮

ઉપનિષદ્‌નાં વચનોનો આશ્રય કરનારા કેટલાક મનુષ્યોને પણ ઉપરની વાત કેમ સમજાતી નથી એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**पूर्वापरपरामर्शविकलास्तत्र केचन ।**
**वाक्याभासान्स्वस्वपक्षे योजयंत्यप्यलज्जया ॥ ५९ ॥**

तत्र केचन पूर्वापरपरामर्शविकलाः अलज्जया वाक्याभासान् अपि स्वस्वपक्षे योजयंति ॥

તેમા કેટલાક વાદીઓ આગળપાછળનો વિચાર કરવામાં સામર્થ્યરહિત થઇને નિર્લજ્જપણે ઉપનિષદ્‌ના ગૌણવચનોને પણ મુખ્યવચન સમજીને તેને પોતપોતાના પક્ષમાં જોડે છે. ૫૯

તે વાદીઓમાં પ્રથમ માત્ર પ્રત્યક્ષપ્રમાણનો આશ્રય કરનારા ચાર્વાક આદિના પક્ષનો અનુવાદ કરે છેઃ—

**कूटस्थादिशरीरांतसंघातस्यात्मतां जगुः ।**
**लोकायताः पामराश्च प्रत्यक्षाभासमाश्रिताः ॥ ६० ॥**

प्रत्यक्षाभासं आश्रिताः लोकायताः च पामराः कूटस्थादिशरीरांतसंघातस्य आत्मतां जगुः ॥

પ્રત્યક્ષપ્રમાણના આભાસનો આશ્રય કરીને રહેલા ચાર્વાકમતને માનનારા અને શાસ્ત્રસંસ્કારવિનાના મનુષ્યો કૂટસ્થથી માંડીને સ્થૂલશરીરપર્યંતના સમૂહનું આત્મપણુ છે એમ કહે છે.

માત્ર ઇંદ્રિયવડે થનારા પરિમિત જ્ઞાનના હેતુરૂપ જે પ્રત્યક્ષપ્રમાણ તે પરપ્રત્યક્ષપ્રમાણ ન હોવાથી પ્રત્યક્ષપ્રમાણનો આભાસ કહેવાય છે. લોકોનો મોટો ભાગ બહિર્મુખપણાવડે જેમા સ્થિતિ કરીને રહ્યો છે તે લોકાયત મત છે. એ મતને ચલાવનાર મૂળપુરુષનું નામ ચાર્વાક કહેવાય છે **પા** એટલે સદુપદેશવડે જીવનુ રક્ષણ કરનારા ત્રણ વેદો, અને **મર** એટલે તેની આજ્ઞા નહિ માનીને તેનુ અપમાન કરનારા, અર્થાત્ શાસ્ત્રનો અનાદર કરીને વર્તનારા મનુષ્યો પામર કહેવાય છે. ૬૦

તે પ્રત્યક્ષપ્રમાણવાદીઓ આસ્તિક મનુષ્યોને ભ્રાંતિમાં નાંખવામાટે

પોતાનો મત ઉપનિષદ્‌વડે સિદ્ધ છે એમ જણાવવા પોતાના પક્ષને અનુકૂલ એવાં શ્રુતિવચનોને પ્રમાણરૂપે જણાવે છે એમ કહે છેઃ—

**श्रौतीकर्तुं स्वपक्षं ते कोशमन्नमयं तथा ।**

**विरोचनस्य सिद्धांतं प्रमाणं प्रतिजज्ञिरे ॥ ६१ ॥**

स्वपक्षं श्रौतीकर्तुं ते अन्नमयं कोशं तथा विरोचनस्य सिद्धांतं प्रमाणं प्रतिजज्ञिरे ॥

"સ્થૂલશરીરજ આત્મા છે" એવો પોતાનો પક્ષ શ્રુતિવડે સિદ્ધ છે એમ જણાવવામાટે તેઓ અન્નમયકોશરૂપ સ્થૂલશરીરને પ્રતિપાદન કરનારાં ઉપનિષદ્‌નાં વચનોને તથા ઉપનિષદ્‌માં જણાવેલા વિરોચનના સિદ્ધાંતને પ્રમાણરૂપે પ્રતિજ્ઞાપૂર્વક જણાવે છે. ૬૧

હવે એ પક્ષમાં રહેલા દોષને જણાવી બીજા ચાર્વાકોના મતને કહે છેઃ-

**जीवात्मनिर्गमे देहमरणस्यात्र दर्शनात् ।**

**देहातिरिक्त एवात्मेत्याहुर्लोकायताः परे ॥ ६२ ॥**

अत्र जीवात्मनिर्गमे देहमरणस्य दर्शनात् आत्मा देहातिरिक्तः एव इति परे लोकायताः आहुः ॥

આ લોકમાં સ્થૂલશરીરમાંથી જીવાત્મા નીકળી ગયા પછી સ્થૂલશરીરના મરણનું દર્શન થાય છે તેથી આત્મા સ્થૂલશરીરથી ભિન્નજ છે એમ બીજા ચાર્વાકો કહે છે. ૬૨

સ્થૂલશરીરથી ભિન્ન તમારો આત્મા કેવી રીતનો છે એમ કોઇ શંકા કરે તો તેઓ તેનું નીચે પ્રમાણે સમાધાન કરે છેઃ—

**प्रत्यक्षत्वेनाभिमताऽहंधीर्देहातिरेकिणम् ।**

**गमयेदिंद्रियात्मानं वच्मीत्यादिप्रयोगतः ॥ ६३ ॥**

प्रत्यक्षत्वेन अभिमता अहंधीः [ एव ] देहातिरेकिणं इंद्रियात्मानं वच्मि इत्यादिप्रयोगतः गमयेत् ॥

પ્રત્યક્ષપણાવડે માનેલી હું એવી બુદ્ધિ ( એવું જ્ઞાન ) સ્થૂલશરીરથી ભિન્ન ઇંદ્રિયરૂપ આત્માને હું બોલું છું ઇત્યાદિ શબ્દોના પ્રયોગથી જણાવે છે.

જેમાં હું એવું જ્ઞાન રહ્યું હોય તે આત્મા કહેવાય. હું બોલું છું, હું જોઉં છું, હું સાંભળું છુ ઇત્યાદિ લોકોમાં બોલાતાં વાક્યોથી હું એ શબ્દવડે ઇંદ્રિયોનો બોધ થાય છે, માટે ઇંદ્રિયો આત્મા છે એમ ઇંદ્રિયોને આત્મા માનનારા ચાર્વાકોનું કહેવું છે. ૬૩

જડ ઇંદ્રિયો કેવી રીતે આત્મા હોઇ શકે એવી શંકા થાય તો તેનુ સમાધાન આપે છેઃ—

**वागादीनामिंद्रियाणां कलहः श्रुतिषु श्रुतः ।**
**तेन चैतन्यमेतेषामात्मत्वं तत एव हि ॥ ६४ ॥**

श्रुतिषु वागादीनां इंद्रियाणां कलहः श्रुतः, तेन एतेषां चैतन्यं, ततः एव हि आत्मत्वं [ च अस्ति ] ॥

ઉપનિષદોમા વાણી આદિ ઇંદ્રિયોનો વિવાદ સાભળ્યો છે. એવડે તે વાણી આદિ ઇંદ્રિયોનુ ચેતનપણુ છે, ને તેથીજ ઇંદ્રિયોનુ આત્મપણું સિદ્ધ થાય છે.

છાંદોગ્ય–ઉપનિષદ્‌મા અને બૃહદારણ્યક આદિ ઉપનિષદ્‌માં " આપણામા શ્રેષ્ઠ કોણ છે ? " એવો ઇંદ્રિયોનો પરસ્પર વિવાદ વર્ણવેલો છે. એવો વિવાદ ઇંદ્રિયોનુ ચેતનપણુ માનીએ તોજ ઘટવી શકે, માટે ઇંદ્રિયોનુ આત્મપણું છે એમ શ્રુતિઓના વચનોથી સિદ્ધ થાય છે, એ પ્રમાણે તે ચાર્વાકો આસ્તિકોને ભ્રાંતિ ઉપજાવવા કહે છે. ૬૪

હવે તેના મતનું નિરાકરણ કરી અન્ય મતનું નીચેના બે શ્લોકોવડે કથન કરે છેઃ—

**हैरण्यगर्भाः प्राणात्मवादिनस्त्वेवमूचिरे ।**
**चक्षुराद्यक्षलोपेऽपि प्राणसत्त्वे तु जीवति ॥ ६५ ॥**
**प्राणो जागर्ति सुप्तेऽपि प्राणश्रैष्ठ्यादिकं श्रुतम् ।**
**कोशः प्राणमयः सम्यग्विस्तरेण प्रपंचितः ॥ ६६ ॥**

प्राणात्मवादिनः हैरण्यगर्भाः तु एव ऊचिरे—चक्षुराद्यक्षलोपे अपि प्राणसत्त्वे तु जीवति [ तथा ] सुप्ते अपि प्राणः जागर्ति [ च ] प्राणश्रैष्ठ्यादिकं श्रुतं, प्राणमयः कोशः [ श्रुतिषु ] सम्यक् विस्तरेण प्रपंचितः ॥

જેઓ પ્રાણને આત્મા માનનારા અને હિરણ્યગર્ભને પરમાત્મા માની તેમની ઉપાસના કરનારા છે તેઓ તો આવી રીતે કહે છેઃ–" નેત્રાદિ ઇંદ્રિયોનો નાશ થયા છતાં પણ પ્રાણના સદ્‌ભાવથી પ્રાણીઓ જીવતા રહે છે, તથા સુષુપ્તિમાં પણ પ્રાણ પોતાનુ કામ કરતો હોય છે, વળી ઉપનિષદ્‌મા પ્રાણનું શ્રેષ્ઠપણું તથા જ્યેષ્ઠપણું પણ સાંભળવામા આવે છે, અને પ્રાણરૂપ પ્રાણમયકોશ ઉપનિષદ્‌મા સારી રીતે વિસ્તારવડે વર્ણવ્યો છે તેથી પ્રાણજ આત્મા છે, ઇંદ્રિયો આત્મા નથી, એમ સિદ્ધ થાય છે. " ૬૫–૬૬

હવે મનને આત્મા માનનારનો પક્ષ જણાવે છેઃ—

**मन आत्मेति मन्यंत उपासनपरा जनाः ।**

**प्राणस्याभोक्तृता स्पष्टा भोक्तृत्वं मनसस्ततः ॥ ६७ ॥**

उपासनपराः जनाः मनः आत्मा इति मन्यंते, प्राणस्य अभोक्तृता स्पष्टा, ततः मनसः भोक्तृत्वम् ॥

દેવની ઉપાસના કરવામાં તત્પર થયેલા કેટલાક મનુષ્યો મન આત્મા છે એમ માને છે. પ્રાણ જડ હોવાથી તેનું અભોક્તાપણું ઊઘાડું છે, તેથી મનનુ ભોક્તાપણું છે.

તેઓ કહે છે કેઃ-" શરીર, ઇંદ્રિયો અને પ્રાણ આમાંનુ કોઇ ભોક્તા નથી, કેમકે તેઓ જડ છે, અને મન જ્ઞાનસ્વભાવવાળું હોવાથી ભોક્તા છે, તેથી અમે મનને આત્મા માનીએ છીએ. " ૬૭

મન આત્મા છે એમાં યુક્તિ અને શ્રુતિનું પ્રમાણ બતાવે છેઃ—

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**

**श्रुतो मनोमयः कोशस्तेनात्मेतीरितं मनः ॥ ६८ ॥**

मनः एव मनुष्याणां बंधमोक्षयोः कारणं, मनोमयः कोशः श्रुतः, तेन मनः आत्मा इति ईरितम् ॥

મનજ મનુષ્યોના બધનું અને મોક્ષનું કારણ છે, તૈત્તિરીય-ઉપનિષદ્માં મનોમયકોશ સાંભળ્યો છે, તે કારણથી મન આત્મા છે એમ અમે કહ્યુ છે.

શબ્દાદિ વિષયોમાં અને તેનાં સાધનોમાં આસક્તિવાળું મન જીવના બધનનો હેતુ થાય છે, અને વિષયોમાં તથા તેનાં સાધનોમાં વૈરાગ્યવાળું મન જીવના મોક્ષનો હેતુ થાય છે. એવી રીતે મનુષ્યોનું મનજ તેના બંધમાં ને મોક્ષમાં હેતુ છે એ યુક્તિથી અને કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીય—ઉપનિષદ્માં મનોમયકોશનું નિરૂપણ કર્યું છે તેથી અમે મન આત્મા છે એમ કહ્યું છે. ૬૮

હવે ક્ષણિકવિજ્ઞાનને આત્મા માનનારા યોગાચારનો મત જણાવે છેઃ-

**विज्ञानमात्मेति पर आहुः क्षणिकवादिनः ।**

**यतो विज्ञानमूलत्वं मनसो गम्यते स्फुटम् ॥ ६९ ॥**

यतः मनसः विज्ञानमूलत्वं स्फुटं गम्यते, [ ततः ] परे क्षणिकवादिनः विज्ञानं आत्मा इति आहुः ॥

જે કારણથી મનનું વિજ્ઞાનમૂલપણું ( વિજ્ઞાન જેનું કારણ છે એવાપણું )

સ્પષ્ટ જણાય છે તે કારણથી બીજા ક્ષણિકવિજ્ઞાનવાદીઓ વિજ્ઞાન એટલે ક્ષણે ક્ષણે પરિણામ પામનારી બુદ્ધિ આત્મા છે એમ કહે છે.

ક્ષણિકવિજ્ઞાનવાદીઓ શ્રીબુદ્ધના મતને માનનારા છે. એ મતની પ્રવૃત્તિ કરનારનું નામ યોગાચાર છે. તેઓ માને છે કે મનની ઉત્પત્તિ ક્ષણિકવિજ્ઞાનરૂપ બુદ્ધિમાંથી થાય છે તેથી ક્ષણે ક્ષણે પરિણામ પામનારી બુદ્ધિજ આત્મા છે. બુદ્ધિના કાર્યરૂપ મન આત્મા નથી. ૬૯

વિજ્ઞાન કારણ છે, અને મન કાર્ય છે, એ વાતને તેઓ નીચેના બે શ્લોકથી સ્પષ્ટ કરે છેઃ—

**अहंवृत्तिरिदंवृत्तिरित्यंतःकरणं द्विधा ।**
**विज्ञानं स्यादहंवृत्तिरिदंवृत्तिर्मनो भवेत् ॥ ७० ॥**
**अहंप्रत्ययबीजत्वमिदंवृत्तेरिति स्फुटम् ।**
**अविदित्वा स्वमात्मानं बाह्यं वेत्ति न तु क्वचित् ॥ ७१ ॥**

अहंवृत्तिः [ च ] इदंवृत्तिः इति अंतःकरणं द्विधा, विज्ञानं अहंवृत्तिः स्यात्, मनः इदंवृत्तिः भवेत् ॥ इदंवृत्तेः अहंप्रत्ययबीजत्वं इति स्फुटम्, तु स्वं आत्मानं अविदित्वा बाह्यं क्वचित् न वेत्ति ॥

હું એવી વૃત્તિવાળું અને આ એવી વૃત્તિવાળું એમ અતઃકરણ બે પ્રકારનું છે. તેમાં વિજ્ઞાન ( બુદ્ધિ ) હું એવી વૃત્તિ છે, અને મન આ એવી વૃત્તિ છે. આ એવી વૃત્તિનું કારણપણું હું એવી વૃત્તિમાં છે આ વાત સ્પષ્ટ છે, કેમકે પોતાના સ્વરૂપને નહિ જાણીને મનુષ્ય બહારના પદાર્થને કદીપણ જાણતો નથી.

મનુષ્યના અતઃકરણમાં હું એવી વૃત્તિનો ઉદય થયા વિના બહારના પદાર્થને વિષય કરનારી આ એવી વૃત્તિનો ઉદય થતો નથી તેથી હું એવી વૃત્તિરૂપ બુદ્ધિ આ એવી વૃત્તિરૂપ મનનું કારણ છે એમ સ્પષ્ટ થાય છે. ૭૦-૭૧

ક્ષણિકવિજ્ઞાનવાદી વિજ્ઞાનના ક્ષણિકપણાનો હેતુ બતાવે છેઃ—

**क्षणे क्षणे जन्मनाशावहंवृत्तेर्मितौ यतः ।**
**विज्ञानं क्षणिकं तेन स्वप्रकाशं स्वतो मितेः ॥ ७२ ॥**

यतः क्षणे क्षणे अहंवृत्तेः जन्मनाशौ मितौ तेन विज्ञानं क्षणिकं, स्वतः मितेः स्वप्रकाशम् ॥

જે કારણથી ક્ષણે ક્ષણે હું એવી વૃત્તિના ઉત્પત્તિ અને નાશ મનુષ્યોના જાણવામાં આવે છે તે કારણથી વિજ્ઞાનરૂપ બુદ્ધિ ક્ષણમાત્ર રહેનારી છે. તે

બુદ્ધિ બીજાના સાહાય્યવિના પોતાથી પોતાને જાણે છે તેથી તે બુદ્ધિ સ્વપ્રકાશ છે. ૭૨

શ્રુતિમાં પણ વિજ્ઞાનમયકોશ જીવાત્મા છે એમ કહ્યું છે એમ તે જણાવે છેઃ—

**विज्ञानमयकोशोऽयं जीव इत्यागमा जगुः ।**

**सर्वसंसार एतस्य जन्मनाशसुखादिकः ॥ ७३ ॥**

अयं विज्ञानमयकोशः जीवः इति आगमाः जगुः, जन्म–नाश–सुखादिकः सर्वसंसारः एतस्य [ एव ] ॥

આ વિજ્ઞાનમયકોશ જીવાત્મા છે એમ ઉપનિષદો કહે છે. જન્મ, મરણ અને સુખાદિક સર્વ સંસાર આ વિજ્ઞાનમયકોશનોજ ( જીવનોજ ) છે.

ક્ષણિકવિજ્ઞાનવાદીઓ ઉપનિષદોને પ્રમાણ માનતા નથી, છતાં અહીં તૈત્તિરીયોપનિષદ્‌માં કહેલા વિજ્ઞાનમયકોશને પોતે માને છે એમ જે જણાવ્યું છે તે માત્ર વેદમાં શ્રદ્ધા રાખનારાઓને પોતાના મતમાં વિશ્વાસ ઉપજાવવા-માટે છે. ૭૩

હવે શૂન્યવાદી માધ્યમિકનો મત જણાવે છેઃ—

**विज्ञानं क्षणिकं नात्मा विद्युदभ्रनिमेषवत् ।**

**अन्यस्यानुपलब्धत्वाच्छून्यं माध्यमिका जगुः ॥ ७४ ॥**

विद्युत्–अभ्र–निमेषवत् क्षणिकं विज्ञानं आत्मा न, अन्यस्य [ च कस्यचित् ] अनुपलब्धत्वात् माध्यमिकाः शून्यं जगुः ॥

વીજળી, વાદળાં અને આંખના વીંચાવાની પેઠે ક્ષણમાત્ર રહેનારું વિજ્ઞાન ( ક્ષણિક બુદ્ધિ ) આત્મા નથી, અને વિજ્ઞાનથી ભિન્ન અન્ય કોઇની પ્રતીતિ ન થવાથી શૂન્યવાદી માધ્યમિકો ( શ્રીબુદ્ધના શૂન્યવાદને અનુસરનારાઓ ) શૂન્ય આત્મા છે એમ કહે છે. ૭૪

આ વાત શ્રુતિમા પણ કહી છે એમ તેઓ પોતાનો મત શ્રુતિને અનુકૂલ છે એવું જણાવવા આસ્તિકોને કહે છે—

**असदेवेदमित्यादाविदमेव श्रुतं ततः ।**

**ज्ञानज्ञेयात्मकं सर्वं जगद्भ्रांतिप्रकल्पितम् ॥ ७५ ॥**

" असत् एव इदं " इत्यादौ इदं एव श्रुतं, ततः ज्ञानज्ञेयात्मकं सर्वं जगत् भ्रांतिप्रकल्पितम् ॥

જેથી " આ જગત્ ઉત્પત્તિની પૂર્વે અસતજ ( શૂન્યજ ) હતું " ઇત્યાદિ શ્રુતિમા ( છાંદોગ્ય–ઉપનિષદ્‌માં ) આ શૂન્યજ જગતકારણ છે એવુંજ સાંભળ્યુ

છે તેથી જ્ઞાનરૂપ (ઇંદ્રિયો ને અંતઃકરણરૂપ) અને જ્ઞાનના વિષય જ્ઞેયરૂપ (દૃશ્યવિષયોરૂપ) એવું સર્વ જગત્ શૂન્યમાં ભ્રાંતિવડેજ કલ્પેલું છે,, માટે શૂન્ય એ આત્મા છે.

કેટલાક ચાર્વાકો અન્નમયકોશને આત્મા માને છે, પ્રાણોપાસકો પ્રાણમયકોશને આત્મા માને છે, કેટલાક ઉપાસકો મનોમયકોશને આત્મા માને છે, ક્ષણિકવિજ્ઞાનવાદી બૌદ્ધો ક્ષણિકવિજ્ઞાનને (બુદ્ધિને–વિજ્ઞાનમયકોશને) આત્મા માને છે,અને શૂન્યવાદીઓ બહુધા આનંદમયકોશને આત્મા માને છે.આ પાંચ કોશો આત્મા નથી, કેમકે તે કોશો આત્મા નથી એમ તૈત્તિરીયશ્રુતિમાં તે તે કોશનું પ્રથમ આત્મપણું નિરૂપણ કરીને પછી તેનું ખંડન કરેલુ છે. વાદીઓએ પોતપોતાનો મત સિદ્ધ કરવામાટે જે જે શ્રુતિઓ જણાવેલી છે તે તે શ્રુતિઓનું ખંડન પણ તેજ સ્થલે શ્રુતિએ પોતેજ કરેલુ છે તેથી તે કોશો આત્મા નથી એમ સિદ્ધ થાય છે. ૭૫

હવે શ્રીવિદ્યારણ્યસ્વામી શૂન્યવાદી માધ્યમિકના મતનું નીચેના શ્લોકથી ખંડન કરે છેઃ—

निरधिष्ठानविभ्रांतेरभावादात्मनोऽस्तिता ।
शून्यस्यापिससाक्षित्वादन्यथा नोक्तिरस्य ते ॥ ७६ ॥

निरधिष्ठानविभ्रांतेः अभावात् आत्मनः अस्तिता [ सिद्ध्यति, तथा ] शून्यस्य अपि ससाक्षित्वात् [तत्सिद्धिः,] अन्यथा ते अस्य उक्तिः न [संभवति]॥

અધિષ્ઠાનવિના ભ્રાંતિનો અભાવ હોવાથી આત્માનું હોવાપણુ સિદ્ધ થાય છે, તેમજ શૂન્યનું પણ સાક્ષીવાળાપણુ હોવાથી આત્માના અસ્તિત્વની સિદ્ધિ થાય છે. બીજી રીતે તારું આનું એટલે શૂન્યનું કથન સંભવી શકતું નથી.

અભાવસ્વરૂપવાળું શૂન્ય જગતનું અધિષ્ઠાન સંભવી શકતું નથી, કેમકે જગત્રૂપી ભ્રાંતિ સદ્રૂપ અધિષ્ઠાનવાળી હોવી જોઇએ, અભાવરૂપ શૂન્યના આશ્રયવાળી ન હોવી જોઇએ. વળી શૂન્યનો સદ્ભાવ પણ તેના સાક્ષીવિના સિદ્ધ થઈ શકે નહિ, એટલે શૂન્યના સાક્ષિરૂપ આત્માનો અવશ્ય સ્વીકાર કરવો જોઇએ. જો શૂન્યના સાક્ષીને માનવામાં ન આવે તો "આ જગત્ની ઉત્પત્તિની પૂર્વે તે શૂન્યરૂપ હતું" એમ તારાથી (શૂન્યવાદીથી) કહી શકાય નહિ. ૭૬

હવે આત્માને સદ્રૂપ માનવો જોઇએ એમ કહે છેઃ—

अन्यो विज्ञानमयत आनंदमय आंतरः ।
अस्तीत्येवोपलब्धव्य इति वैदिकदर्शनम् ॥ ७७ ॥

विज्ञानमयतः आंतरः अन्यः आनंदमयः अस्ति इति एव उपलब्धव्यः इति वैदिकदर्शनम् ॥

વિજ્ઞાનમયકોશની અંતર તેનાથી ભિન્ન બીજો આનંદમયકોશ છે. તે આનદમયકોશનુ વાસ્તવિકસ્વરૂપ આત્મા ' છે ' એમજ જાણવાયોગ્ય છે આવું વૈદિકદર્શન એટલે શ્રુતિઓનું કહેવું છે, એમ નૈયાયિકાદિ કહે છે. ૭૭

આત્માના સ્વરૂપવિષે વિવાદો જણાવીને હવે આત્માના પરિમાણવિષે વાદીઓના વિવાદ દેખાડવાનો આરંભ કરે છે:—

**अणुर्महान्मध्यमो वेत्येवं तत्रापि वादिनः ।**

**बहुधा विवदंते हि श्रुतियुक्तिसमाश्रयात् ॥ ७८ ॥**

तत्र अपि अणुः महान् वा मध्यमः इति एवं वादिनः श्रुतियुक्तिसमाश्रयात् बहुधा विवदंते हि ॥

આત્માના પરિમાણમાં પણ અણુ, મહાન અને મધ્યમ એમ વાદીઓ ઉપનિષદ્નાં વચનોનો અને યુક્તિઓનો સારી રીતે આશ્રય કરીને ઘણી રીતે વિવાદ કરે છેજ.

કોઇ આત્માને પરમાણુજેવડો માને છે, કોઇ આત્માને વ્યાપક માને છે, અને કોઇ આત્માને શરીરજેવડો માને છે, તથા તેમા શ્રુતિઓનુ પ્રમાણ આપે છે, અને યુક્તિઓ પણ જણાવે છે. ૭૮

પ્રથમ આત્માને અણુપરિમાણ માનનારાઓનો મત જણાવે છે:—

**अणुं वदंत्यांतरालाः सूक्ष्मनाडीप्रचारतः ।**

**रोम्णः सहस्रभागेन तुल्यासु प्रचरत्ययम् ॥ ७९ ॥**

आंतरालाः सूक्ष्मनाडीप्रचारतः अणुं वदंति, अयं रोम्णः सहस्रभागेन तुल्यासु [ नाडीषु ] प्रचरति ॥

આંતરાલો ( શરીરની સૂક્ષ્મ નાડીઓમા આત્મા ગતિ કરે છે એમ માનનારા વાદીઓ ) આત્માને તે સૂક્ષ્મનાડીઓમા ગતિ કરી શકતો હોવાથી અણુજેવડો માને છે. આ આત્મા તેવો હોવાથી રુવાડાના હજારમા ભાગજેવડી નાડીઓમા ગતિ કરી શકે છે. ૭૯

આત્મા અણુ છે તેના સંબધમા તેઓ શ્રુતિનુ પ્રમાણ દેખાડે છે.—

**अणोरणीयानेषोऽणुः सूक्ष्मात्सूक्ष्मतरं त्विति ।**

**अणुत्वमाहुः श्रुतयो शतशोऽथ सहस्रशः ॥ ८० ॥**

"अणोः अणीयान्" "एषः अणुः" तु "सूक्ष्मात्सूक्ष्मतरं" इति शतशः अथ सहस्रशः श्रुतयः अणुत्वं आहुः ॥

"આત્મા અણુથી પણ અણુ છે," "આ આત્મા અણુ છે," વળી "તે સૂક્ષ્મથી પણ વધારે સૂક્ષ્મ છે" એવી સેંકડો ને હજારો શ્રુતિઓ (ઉપનિષદોનાં વચનો) આત્માનું અણુપણું કહે છે. ૮૦

વળી તેઓ એક બીજી શ્રુતિનું પણ તેમાં પ્રમાણ આપે છેઃ—

**वालाग्रशतभागस्य शतधा कल्पितस्य च ।**

**भागो जीवः स विज्ञेय इति चाहापरा श्रुतिः ॥ ८१ ॥**

वालाग्रशतभागस्य च शतधा कल्पितस्य भागः सः जीवः विज्ञेयः इति अपरा श्रुतिः च आह ॥

વાળના અગ્રના સોમા ભાગના પણ સો પ્રકારે વિભાગ કરીને કલ્પેલા ભાગજેવડો જે સૂક્ષ્મ ભાગ તે જીવ છે, તે જાણવાયોગ્ય છે એમ બીજી શ્રુતિ પણ કહે છે. ૮૧

હવે આત્માને શરીરજેવડો માનનારા જૈનોનો મત કહે છેઃ—

**दिगंबरा मध्यमत्वमाहुरापादमस्तकम् ।**

**चैतन्यव्याप्तिसंदृष्टेरानखाग्रश्रुतेरपि ॥ ८२ ॥**

आपादमस्तकं चैतन्यव्याप्तिसंदृष्टेः आनखाग्रश्रुतेः अपि दिगंबराः मध्यमत्वं आहुः ॥

પગથી માંડીને માથાસુધી ચેતન વ્યાપીને રહેલું જોવામાં આવે છે તેથી, અને નખથી માંડીને માથાસુધી શરીરમાં તે વ્યાપીને રહે છે એવી શ્રુતિ હોવાથી, દિગંબરો (જૈનો) તે આત્માનું મધ્યમપણું (શરીરજેટલું વ્યાપકપણું) કહે છે. ૮૨

જો આત્મા શરીરજેવડો હોય તો પછી સૂક્ષ્મનાડીઓમાં તેની ગતિ સંભવી શકે નહિ એવી કોઇ શંકા કરે તો તેના સમાધાનમાં જૈનો નીચે પ્રમાણે સમાધાન કરે છેઃ—

**सूक्ष्मनाडीप्रचारस्तु सूक्ष्मैरवयवैर्भवेत् ।**

**स्थूलदेहस्य हस्ताभ्यां कंचुकप्रतिमोकवत् ॥ ८३ ॥**

स्थूलदेहस्य हस्ताभ्यां कंचुकप्रतिमोकवत् सूक्ष्मनाडीप्रचारः तु सूक्ष्मैः अवयवैः भवेत् ॥

સ્થૂલશરીરનો તેના અવયવરૂપ બે હાથદ્વારા જેમ અંગરખામાં પ્રવેશ થાય છે તેમ આત્માની સૂક્ષ્મનાડીઓમાં ગતિ પણ આત્માના સૂક્ષ્મ અવયવો-વડે થાય છે.

તેઓ આત્માને સ્થૂલદેહના જેવો અવયવવાળો માને છે. જેમ શરીરના અવયવરૂપ બે હાથનો અંગરખાની બાંયોમાં પ્રવેશ થવાથી સર્વ શરીરનો અંગરખામાં પ્રવેશ થયેલો માનવામાં આવે છે તેમ આત્માના સૂક્ષ્મ અવયવોનો શરીરમાંની સૂક્ષ્મનાડીમાં પ્રચાર થવાથી તેમાં આત્માનો પ્રચાર થાય છે એમ માનવામાં આવે છે. ૮૩

જો આત્મા અમુક નક્કી કરેલા શરીરજેવડો હોય તો પછી પ્રારબ્ધકર્મને લીધે તેનો નાનામોટા શરીરમા પ્રવેશ કેવી રીતે થઇ શકે એમ શંકા થાય તો જૈનો તેનું સમાધાન આપે છેઃ—

**न्यूनाधिकशरीरेषु प्रवेशोऽपि गमागमैः ।**

**आत्मांशानां भवेत्तेन मध्यमत्वं विनिश्चितम् ॥ ८४ ॥**

आत्मांशानां गमागमैः [तस्य] न्यूनाधिकशरीरेषु अपि प्रवेशः भवेत्, तेन [ तस्य ] मध्यमत्वं विनिश्चितम् ॥

આત્માના અવયવોના જવાઆવવાવડે ( દૂર થવાવડે અને આવવાવડે ) તે આત્માનો નાનામોટાં શરીરોમા પણ પ્રવેશ થાય છે, તે કારણથી આત્માનું શરીરપ્રમાણપણું સારી રીતે નક્કી થયું.

જૈનો કહે છે કે મનુષ્યશરીરમાં રહેલો જીવાત્મા જો કીડીના શરીરમાં પ્રવેશ કરે તો તે જીવાત્માના વધારાના અવયવો નાશ પામે છે, અને જો તે જીવાત્મા હાથીના શરીરમાં પ્રવેશ કરે તો તેના અવયવો વૃદ્ધિ પામે છે, તેથી આત્મા શરીરજેવડા પરિમાણવાળો નક્કી થાય છે. ૮૪

એ મતમા ગ્રંથકાર નીચે પ્રમાણે દોષ બતાવે છેઃ—

**सांशस्य घटवन्नाशो भवत्येव तथा सति ।**

**कृतनाशाकृताभ्यागमयोः को वारको भवेत् ॥ ८५ ॥**

सांशस्य घटवत् नाशः भवति एव, तथा सति कृतनाशाकृताभ्यागमयोः वारकः कः भवेत् ? ॥

અવયવવાળા આત્માનો ઘડાની પેઠે નાશ થાય છેજ, તેમ થવાથી કરેલા કર્મના ફ્લના નાશનું અને નહિ કરેલા કર્મના ફ્લની પ્રાપ્તિનું નિવારણ કરનાર કોણ છે?

જો આત્માને સાવયવ માનીએ તો તેને ઘટાદિ સાવયવપદાર્થની પેઠે નાશવાળો માનવો પડે, અને જો તેને વિનાશી માનીએ તો વર્તમાનજન્મમા કરેલા કર્મના ફ્લના નાશરૂપ અને નહિ કરેલા કર્મના ફ્લની વર્તમાનજન્મમાં

પ્રસિદ્ધરૂપ એમ બે દોષ આવે છે જેનું નિવારણ કોઇથી કરી શકાય એમ નથી, માટે એ મત યુક્તિયુક્ત નથી ૮૫

આત્માનું અણુપરિમાણ અને મધ્યમપરિમાણ સંભવતું નથી, પણ મહાન્ પરિમાણ સંભવે છે એમ જણાવે છે —

तस्मादात्मा महानेव नैवाणुर्नापि मध्यमः ।
आकाशवत्सर्वगतो निरंशः श्रुतिसंमतः ॥ ८६ ॥

तस्मात् आत्मा महान् एव, अणुः न, मध्यमः अपि न एव, आकाशवत् सर्वगतः, निरंशः [ इति श्रु ] श्रुतिसमत ॥

જેથી આત્મા અણુપરિમાણવાળો અને મધ્યમપરિમાણવાળો સંભવતો નથી તેથી આત્મા મહત્પરિમાણવાળોજ છે, પણ તે અણુપરિમાણવાળો અને મધ્યમપરિમાણવાળો નથીજ તે આકાશના જેવો સર્વવ્યાપક અને નિરવયવ છે એમ વેદસંમત તેનું પરિમાણ છે ૮૬

હવે આત્માના વિશેષસ્વરૂપમાં વિવાદ બતાવે છે —

इत्युक्त्वा तद्विशेषे तु वहुधा कलहं ययुः ।
अचिद्रूपोऽथ चिद्रूपश्चिदचिद्रूप इत्यपि ॥ ८७ ॥

इति उक्त्वा तद्विशेषे तु [ अयं ] अचिद्रूपः अथ चिद्रूप [ च ] चिदचिद्रूप इति अपि बहुधा कलह ययुः ॥

એવી રીતે આત્માનું પરિમાણ કહીને હવે તેના વિશેષસ્વરૂપમાં પણ આ જડરૂપ છે, અથવા ચેતનરૂપ છે, કે ચેતનજડ ઉભયરૂપ છે એમ પણ વાદીઓ બહુ પ્રકારે વિવાદ કરે છે ૮૭

હવે આત્માને જડ માનનારનો મત જણાવે છે —

प्राभाकरास्तार्किकाश्च प्राहुरस्याचिदात्मताम् ।
आकाशवद्द्रव्यमात्मा शव्दवत्तद्गुणश्चितिः ॥ ८८ ॥

प्राभाकराः च तार्किका अस्य अचिदात्मता प्राहु , आकाशवत् आत्मा द्रव्य [ च ] शब्दवत् तद्गुण चितिः ॥

પ્રભાકરને માનનારા મીમાંસાના એકદેશી તથા તાર્કિકો (ન્યાયદર્શનને અને વૈશેષિકદર્શનને અનુસરનારાઓ) આ આત્માનું જડપણું કહે છે વળી તેઓ કહે છે કે આકાશની પેઠે આત્મા દ્રવ્ય છે, અને આકાશના શબ્દગુણની પેઠે તેનો (આત્માનો) ગુણ ચેતન (જ્ઞાન) છે.

પૂર્વમીમાંસાના વાર્તિકકાર કુમારિલભટ્ટના શિષ્ય પ્રભાકર હતા. તેઓ પૂર્વમીમાંસાના એકદેશી મનાય છે. તેમના મતને અનુસરનારા પ્રાભાકર કહેવાય છે. ન્યાયદર્શન અને વૈશેષિકદર્શન તર્કશાસ્ત્ર કહેવાય છે. એ બે દર્શનોને માનનારા તાર્કિક કહેવાય છે. તેઓ આત્માને જડદ્રવ્યરૂપ માને છે, અને જ્ઞાનને આત્માનો ગુણ માને છે. ૮૮

આત્મામાં ઇચ્છા આદિ બીજા ગુણો પણ રહેલા છે એમ તેઓ માને છે એમ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

**इच्छाद्वेषप्रयत्नाश्च धर्माधर्मौ सुखासुखे ।**
**तत्संस्काराश्च तस्यैते गुणाश्चितिवदीरिताः ॥ ८९ ॥**

इच्छाद्वेषप्रयत्नाः च धर्माधर्मौ, सुखासुखे च तत्संस्काराः एते चितिवत् तस्य गुणाः ईरिताः ॥

ઇચ્છા, દ્વેષ અને પ્રયત્ન તથા પુણ્ય અને પાપ, સુખ અને દુઃખ તથા તેના સસ્કારો (ભાવના) આ આઠ જ્ઞાનની પેઠે તેના (આત્માના) ગુણો કહેલા છે ૮૯

આત્મામાં તે ગુણોની ઉત્પત્તિ અને તે ગુણોનો નાશ કેવી રીતે થાય છે તે કહે છેઃ—

**आत्मनो मनसा योगे स्वादृष्टवशतो गुणाः ।**
**जायंतेऽथ प्रलीयंते सुषुप्तेऽदृष्टसंक्षयात् ॥ ९० ॥**

स्वादृष्टवशतः आत्मनः मनसा योगे गुणाः जायंते, अथ अदृष्टसंक्षयात् सुषुप्ते प्रलीयंते ॥

પોતાના પ્રારબ્ધકર્મથી આત્માનો મનની સાથે સંયોગ થવાથી ઉપર જણાવેલા ગુણો આત્મામા ઉત્પન્ન થાય છે, અને ફલ આપનારા પ્રારબ્ધકર્મનો સમયને માટે નાશ થવાથી સુષુપ્તિના સમયમા તે ગુણો આત્મામા લીન થઈ જાય છે ૯૦

જો આત્મા જડ હોય તો તેમા ચેતનપણુ કેવી રીતે ઉપજે છે એમ શકા થાય તો તેનુ સમાધાન કરે છે —

**चितिमत्त्वाच्चेतनोऽयमिच्छाद्वेषप्रयत्नवान् ।**
**स्याद्धर्माधर्मयोः कर्ता भोक्ता दुःखादिमत्त्वतः ॥ ९१ ॥**

अयं चितिमत्त्वात् चेतनः, इच्छा-द्वेष-प्रयत्नवान्, धर्माधर्मयोः कर्ता [च] दुःखादिमत्त्वतः भोक्ता स्यात् ॥

આ આત્મા મનના સંયોગના સમયમાં ચૈતન્યવાળો ( જ્ઞાનવાળો ) હોવાથી ચેતનરૂપ છે, અને ચેતનરૂપ હોવાથી ઇચ્છા દ્વેષ અને પ્રયત્નવાળો, પુણ્ય અને પાપનો કર્તા, તથા દુઃખાદિવાળો હોવાથી સુખદુઃખનો ભોક્તા છે. ૯૧

તમારે મતે આત્મા વ્યાપક છે તો તેનું બીજા લોકમાં ગમન તથા આ લોકમાં આગમન કેવી રીતે સંભવી શકે એમ જો શંકા થાય તો તેનું સમાધાન તેઓ આ પ્રમાણે આપે છેઃ—

**यथाऽत्र कर्मवशतः कादाचित्कं सुखादिकम् ।**
**तथा लोकांतरे देहे कर्मणेच्छादि जन्यते ॥ ९२ ॥**

**यथा** अत्र कर्मवशतः कादाचित्कं सुखादिकं जन्यते, **तथा** लोकांतरे देहे कर्मणा इच्छादि [ जन्यते ] ॥

જેવી રીતે આ શરીરમાં કર્મને લીધે ક્યારેક સુખદુઃખ ઉત્પન્ન થાય છે તેવી રીતે પરલોકમાં પ્રાપ્ત થયેલા શરીરવિષે પ્રારબ્ધકર્મવડે ઇચ્છાદિ ઉત્પન્ન થાય છે.

જેમ વર્તમાનશરીરમાં પ્રારબ્ધકર્મને લીધે ક્યારેક સુખદુઃખના ઉત્પત્તિ થવાથી આ શરીરમાં આત્મા સ્થિત છે એમ વ્યવહાર થાય છે તેમ પરલોકમાં કર્માનુસાર બીજા શરીરની ઉત્પત્તિ થતાં તે શરીરે રોકેલા આત્મામાં ઇચ્છાદિકની ઉત્પત્તિ થાય છે, તેથી આત્મા પરલોકમાં જાય છે, અને ત્યાંથી પાછો આવે છે, એવો ગમનાગમનનો વ્યવહાર વ્યાપક આત્મામાં પણ સંભવી શકે છે. વ્યાપક આત્મામાં વાસ્તવિક ગમનાગમન સંભવી શકે નહિ. ૯૨

પોતાના મતમાં વેદનો સમગ્ર કર્મકાંડભાગ પ્રમાણ છે એમ તેઓ કહે છેઃ—

**एवं च सर्वगस्यापि संभवेतां गमागमौ ।**
**कर्मकांडः समग्रोऽत्र प्रमाणमिति तेऽवदन् ॥ ९३ ॥**

एवं च सर्वगस्य अपि गमागमौ संभवेतां, अत्र समग्रः कर्मकांडः प्रमाणं इति ते अवदन् ॥

એવી રીતે સર્વવ્યાપક આત્માનું પણ પરલોકમાં જવું અને ત્યાંથી આવવું ગૌણ રીતે સંભવી શકે છે. આત્મા કર્તાપણા આદિ ધર્મવાળો છે એમાં વેદનો સમગ્ર કર્મકાંડભાગ પ્રમાણરૂપ છે એમ તે તાર્કિકો કહે છે. ૯૩

આગળ વિજ્ઞાનમયકોશની અંતર જે આનંદમયકોશ છે તે આત્મા છે એમ કહ્યું, ને હવે આનંદમયકોશથી ભિન્ન ઇચ્છાદિ ધર્મવાળો આત્મા છે એમ કહેવાથી પૂર્વાપરનો વિરોધ આવે છે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

आनंदमयकोशो यः सुप्तौ परिशिष्यते ।
अस्पष्टचित्स आत्मैषां पूर्वकोशोऽस्य ते गुणाः ॥ ९४ ॥

सुप्तौ यः अस्पष्टचित् आनंदमयकोशः परिशिष्यते, सः पूर्वकोशः एषां आत्मा, अस्य ते गुणाः ॥

સુષુપ્તિ-અવસ્થામાં જે અસ્પષ્ટજ્ઞાનવાળો આનદમયકોશ અવશેષ રહે છે તે તૈત્તિરીયશ્રુતિમાં કહેલા પાંચ કોશમાંનો આનદમયનામનો પહેલો કોશ આ તાર્કિકોના અને પ્રભાકરના મતને માનનારાઓનો આત્મા છે. આ આત્માના તે પૂર્વે જણાવેલા જ્ઞાન, ઇચ્છા, દ્વેષ ને પ્રયત્ન ઇત્યાદિ ગુણો છે. આમ હોવાથી આગળના પ્રતિપાદનમા અને હમણાંના પ્રતિપાદનમા પૂર્વાપરનો વિરોધ આવતો નથી. ૯૪

હવે પૂર્વમીમાંસાના વાર્તિકકાર કુમારિલભટ્ટને અનુસરનારાઓનો મત જણાવવામાં આવે છેઃ—

गूढं चैतन्यमुत्प्रेक्ष्य जडबोधस्वरूपताम् ।
आत्मनो ब्रुवते भाट्टाश्चिदुत्प्रेक्षोत्थितस्मृतेः ॥ ९५ ॥

भाट्टाः आत्मनः गूढं चैतन्यं उत्प्रेक्ष्य जडबोधस्वरूपतां ब्रुवते, उत्थितस्मृतेः चिदुत्प्रेक्षा [ भवति ] ॥

શ્રીકુમારિલભટ્ટના મતને અનુસરનારાઓ આત્માના ગુપ્ત ( અપ્રકટ ) ચૈતન્યની ( જ્ઞાનની ) કલ્પના કરીને આત્મા જડચેતનરૂપ બે સ્વભાવવાળો છે એમ કહે છે. જાગ્રદવસ્થાને પામેલા મનુષ્યની નિદ્રાના સબંધની સ્મૃતિથી આત્માના જ્ઞાનસ્વભાવની કલ્પના થાય છે. ૯૫

હવે આત્માના જડસ્વભાવની કલ્પના કેવી રીતે થાય છે તે તેઓ જણાવે છેઃ—

जडो भूत्वा तदाऽस्वाप्समिति जाड्यस्मृतिस्तदा ।
विना जाड्यानुभूतिं न कथंचिदुपपद्यते ॥ ९६ ॥

तदा जडः भूत्वा अस्वाप्सं इति जाड्यस्मृतिः तदा जाड्यानुभूतिं विना कथंचित् न उपपद्यते ॥

સુષુપ્તિ-અવસ્થામા હુ જડ થઇને સૂતો હતો એમ પોતાના જડપણાની મનુષ્યને જાગ્રતમા જે સ્મૃતિ થાય છે તે સુષુપ્તિ-અવસ્થાના પોતાના (આત્માના) જડપણાના અનુભવવિના કોઇ પણ પ્રકારે સભવી શકતી નથી. ૯૬

સુષુપ્તિ-અવસ્થામાં આત્માના જ્ઞાનસ્વભાવનો અભાવ થતો નથી એમાં તેઓ પ્રમાણ દેખાડે છેઃ—

द्रष्टुर्दृष्टेरलोपश्च श्रुतः सुप्तौ ततस्त्वयम् ।

अप्रकाशप्रकाशाभ्यामात्मा खद्योतवद्युतः ॥ ९७ ॥

सुप्तौ च द्रष्टुः दृष्टेः अलोपः श्रुतः, ततः तु अयं आत्मा खद्योतवत् अप्रकाशप्रकाशाभ्यां युतः ॥

વળી સુષુપ્તિ-અવસ્થામાં જ્ઞાનસ્વભાવવાળા આત્માના જ્ઞાનનો નાશ થતો નથી એમ બૃહદારણ્યકશ્રુતિમાં કહેલું છે, તે કારણથીજ આ આત્મા આગીઆકીડાની પેઠે અંધકાર અને પ્રકાશ આ બેથી યુક્ત છે.

“न हि द्रष्टुर्दृष्टेर्विपरिलोपो विद्यतेऽविनाशित्वात्” (આત્માના જ્ઞાનનું અવિનાશીપણું હોવાથી આત્મરૂપ જ્ઞાતાના જ્ઞાનનો અત્યંત નાશ થતો નથી,) આ શુક્લયજુર્વેદની બૃહદારણ્યક-ઉપનિષદ્‌ની શ્રુતિમાં આત્માના જ્ઞાનનો સુષુપ્તિમાં નાશ થતો નથી એમ જણાવ્યું છે, તેથી આત્મા જ્ઞાનસ્વભાવવાળો છે એમ નક્કી થાય છે, અને સુષુપ્તિ-અવસ્થામાં મનુષ્યને આત્માની જડતાનો અનુભવ થાય છે, તેથી આત્મા જડચેતન-ઉભયરૂપ છે એમ સિદ્ધ થાય છે. જેમ આગીઆકીડામાં પ્રકાશવાળો અને અપ્રકાશવાળો એમ બંને ભાગ હોય છે તેમ આત્મામાં પણ જડસ્વભાવ અને જ્ઞાનસ્વભાવ એ બંને સ્વભાવ રહે છે એમ ભટ્ટના મતને અનુસરનારાઓ માને છે. ૯૭

હવે ભટ્ટના મતને અનુસરનારાઓના મતમાં દોષ બતાવીને સાંખ્યવાદીઓનો મત કહે છેઃ—

निरंशस्योभयात्मत्वं न कथंचिद् घटिष्यते ।

तेन चिद्रूप एवात्मेत्याहुः सांख्यविवेकिनः ॥ ९८ ॥

निरंशस्य उभयात्मत्वं कथंचित् न घटिष्यते, तेन आत्मा चिद्रूपः एव इति सांख्यविवेकिनः आहुः ॥

અવયવરહિત આત્માનું જડચેતનરૂપ ઉભયરૂપપણું કોઈ પણ પ્રકારે સંભવી શકતું નથી, તે હેતુથી આત્મા ચેતનરૂપજ છે એમ સાંખ્યમતને માનનારા વિવેકીઓ (પ્રકૃતિપુરુષનો વિવેક કરનારાઓ) કહે છે. ૯૮

સુષુપ્તિકાલે આત્મા જડરૂપવાળો થયો હતો એમ જાગ્યા પછી મનુષ્યને જડતાની જે સ્મૃતિ થાય છે તે ચેતનરૂપ આત્મામાં શી રીતે સંભવી શકે એમ શંકા થાય તો તેઓ તેનું સમાધાન કરે છે.—

जाड्यांशः प्रकृते रूपं विकारि त्रिगुणं च तत् ।

चितो भोगापवर्गार्थं प्रकृतिः सा प्रवर्तते ॥ ९९ ॥

[ यः ] जाड्यांशः तत् प्रकृतेः विकारि च त्रिगुणं रूपं, सा प्रकृतिः चितः भोगापवर्गार्थं प्रवर्तते ॥

સુષુપ્તિ-અવસ્થામાં મનુષ્યને જે જડતાનો અંશ જણાય છે તે જડસ્વભાવવાળી પ્રકૃતિનું વિકારવાળું અને સત્ત્વાદિ ત્રણ ગુણવાળું રૂપ છે. તે જડસ્વભાવવાળી પ્રકૃતિ ચેતનરૂપ પુરુષના સુખદુઃખના અનુભવરૂપ ભોગને માટે અને કૈવલ્યરૂપ મોક્ષને માટે પ્રવૃત્ત થાય છે. ૯૯

અસંગ પુરુષને પ્રકૃતિની પ્રવૃત્તિથી ભોગ અને મોક્ષ કેવી રીતે થાય છે તે જણાવે છેઃ—

असंगायाश्चितेर्बंधमोक्षौ भेदाग्रहान्मतौ ।
बंधमुक्तिव्यवस्थार्थं पूर्वेषामिव चिद्भिदा ॥ १०० ॥

असंगायाः चितेः बंधमोक्षौ भेदाग्रहात् मतौ. बंधमुक्तिव्यवस्थार्थं पूर्वेषां इव चिद्भिदा ॥

અસંગસ્વભાવવાળા ચેતનને ( પુરુષને ) બંધ અને મોક્ષ પ્રકૃતિના અને પુરુષના ભેદના જ્ઞાનના અભાવથી માનેલા છે. બંધની અને મોક્ષની વ્યવસ્થાને માટે પૂર્વે જણાવેલા તાર્કિકાદિની પેઠેજ અમે પણ ચેતનના ભેદો માનેલા છે, -અર્થાત્ પુરુષો અનેક છે એમ અમે માનીએ છીએ. ૧૦૦

પ્રકૃતિના અસ્તિત્વમાં અને પુરુષના અસંગસ્વભાવમાં તેઓ શ્રુતિનું પ્રમાણ આપે છેઃ—

महतः परमव्यक्तमिति प्रकृतिरुच्यते ।
श्रुतावसंगता तद्वदसंगो हीत्यतः स्फुटा ॥ १०१ ॥

" महतः परं अव्यक्तं " इति श्रुतौ प्रकृतिः उच्यते, तद्वत् " असंगो हि " इति अतः असंगता स्फुटा ॥

" મહત્તત્ત્વથી ( સમષ્ટિબુદ્ધિતત્ત્વથી ) પર ( સૂક્ષ્મ ને વ્યાપક ) અવ્યક્ત ( પ્રકૃતિ ) છે " એમ કઠોપનિષદ્‌માં પ્રકૃતિનું વર્ણન કરેલું છે, તેમજ " આ પુરુષ અસંગસ્વભાવવાળો છે " આ શ્રુતિમાં પુરુષને અસંગ કહ્યો છે, આથી પુરુષનું અસંગપણું સ્પષ્ટ સિદ્ધ થાય છે. ૧૦૧

જીવના સ્વરૂપમાં વાદીઓના વિવાદ જણાવીને હવે ઈશ્વરના સંબંધમાં વાદીઓના મત જણાવવાનો આરંભ કરે છે. તેમાં પ્રથમ યોગીઓએ માનેલા ઈશ્વરનું સ્વરૂપ કહે છેઃ—

चित्संनिधौ प्रवृत्तायाः प्रकृतेर्हि नियामकम् ।
ईश्वरं ब्रुवते योगाः स जीवेभ्यः परः श्रुतः ॥ १०२ ॥

योगाः चित्संनिधौ प्रवृत्तायाः हि प्रकृतेः नियामकं ईश्वरं ब्रुवते, सः जीवेभ्यः परः श्रुतः ॥

યોગીઓ ચેતનના સામીપ્યથી પોતાનું કાર્ય કરવામાં પ્રવૃત્ત થનારી જડ પ્રકૃતિને નિયમમાં રાખનારા ઈશ્વર છે એમ કહે છે. તે ઈશ્વર જીવોથી ( પુરુષોથી ) શ્રેષ્ઠ છે એમ શ્રુતિઓમાં સાંભળ્યુ છે.

જડપ્રકૃતિ પોતાની મેળે પુરુષોને ભોગમોક્ષ આપવામાં યથાયોગ્ય પ્રવૃત્તિ કરી શકે નહિ તેથી તેને યથાયોગ્ય પ્રવૃત્તિ કરાવનારા ઈશ્વરને સદ્ભાવ માનવો જોઇએ. તે ઈશ્વર પરતંત્ર પુરુષોના કરતાં શ્રેષ્ઠ છે એમ શ્રુતિઓમાં જણાવ્યુ છે. १०२

હવે શ્રુતિઓમાં પ્રકૃતિના ને જીવોના કરતાં શ્રેષ્ઠ ઈશ્વરના સદ્ભાવનું પ્રતિપાદન કરવામાં આવ્યુ છે એમ જણાવે છેઃ—

प्रधानक्षेत्रज्ञपतिर्गुणेश इति हि श्रुतिः ।
आरण्यके संभ्रमेण ह्यंतर्याम्युपपादितः ॥ १०३ ॥

"प्रधान-क्षेत्रज्ञ-पतिः गुणेशः" इति हि श्रुतिः [ अस्ति, ] आरण्यके सम्भ्रमेण हि अंतर्यामी उपपादितः ॥

ત્રણ ગુણના સમાનપણાવાળી અવસ્થારૂપ પ્રધાન અને શરીરાદિરૂપ ક્ષેત્રને જાણનારો જીવાત્મા એ બેના સ્વામી તથા સત્ત્વાદિ ત્રણ ગુણના નિયંતા એવા ઈશ્વર છે એવી શ્વેતાશ્વતર-ઉપનિષદ્‌ની શ્રુતિ છે, તેમજ બૃહદારણ્યક-ઉપનિષદ્‌માંના અંતર્યામિબ્રાહ્મણમાં અંતર્યામિરૂપ ઈશ્વરનું આદરપૂર્વક પ્રતિપાદન કરેલું છે. પ્રધાન જ્યારે કાર્યોન્મુખ થાય ત્યારે તે પ્રકૃતિ કહેવાય છે.

आरण्यके असम्भ्रमेण એવો પાઠ જો સ્વીકારીએ તો બૃહદારણ્યકમાં નિશ્ચિત-રીતે એવો અર્થ થાય છે. १०३

આ ઈશ્વરના સ્વરૂપમાં પણ વાદીઓ વિવાદ કરે છે એમ જણાવે છેઃ-

अत्रापि कलहायंते वादिनः स्वस्वयुक्तिभिः ।
वाक्यान्यपि यथाप्रज्ञं दार्ढ्यायोदाहरन्ति हि ॥ १०४ ॥

अत्र अपि वादिनः स्वस्वयुक्तिभिः कलहायंते, हि दार्ढ्याय वाक्यानि अपि यथाप्रज्ञं उदाहरन्ति ॥

આ ઇશ્વરના સ્વરૂપમાં પણ વાદીઓ પોતપોતાની યુક્તિઓવડે કલહ કરે છે, અને પોતપોતાના મતને દૃઢ કરવામાટે પોતપોતાની બુદ્ધિપ્રમાણે શ્રુતિનાં વચનો પણ પ્રમાણરૂપે જણાવે છે. ૧૦૪

ભગવાન્ પતંજલિના મતને અનુસરીને યોગીઓ ઇશ્વરના સ્વરૂપનું નીચે પ્રમાણે વર્ણન કરે છેઃ—

**क्लेशकर्मविपाकैस्तदाशयैरप्यसंयुतः ।**
**पुंविशेषो भवेदीशो जीववत् सोऽप्यसंगचित् ॥ १०५ ॥**

क्लेशकर्मविपाकैः तदाशयैः अपि असंयुतः पुंविशेषः ईशः भवेत्, सः अपि जीववत् असंगचित् [ अस्ति ] ॥

અવિદ્યાદિ પાંચ ક્લેશોથી, પુણ્ય પાપ અને મિશ્ર એવાં ત્રણ પ્રકારનાં કર્મોથી, સુખદુઃખનો અનુભવ ઉપજાવનાર શુભાશુભકર્મના પરિપાકથી અને શુભાશુભ સંસ્કારોથી કદીપણ સંયોગ નહિ પામનારા જે પુરુષવિશેષ (અન્ય પુરુષોથી શ્રેષ્ઠ પુરુષ) છે તે ઇશ્વર છે. તે ઇશ્વર પણ જીવની પેઠે અસંગચૈતન્યરૂપ છે.

અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશ એ પાંચ પુરુષને દુઃખ આપનારા વા દુઃખમાં હેતુભૂત થનારા હોવાથી ક્લેશ કહેવાય છે. શાસ્ત્રે કહેલાં શુભકર્મ તે પુણ્યકર્મ અથવા શુક્લકર્મ, શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં કર્મ તે પાપકર્મ અથવા કૃષ્ણકર્મ અને જે કર્મમાં પુણ્યપાપ બંને રહેલાં હોય તે મિશ્રકર્મ કહેવાય છે. ત્રણ પ્રકારનાં કર્મથી ઉત્પન્ન થનાર જાતિ, આયુષ્ અને સુખદુઃખના અનુભવરૂપ ભોગ તે વિપાક (પરિણામ) કહેવાય છે. ક્લેશ, કર્મ અને વિપાક એ ત્રણના અનુભવવડે અંતઃકરણમાં પડનારા સંસ્કાર તે આશય કહેવાય છે. જેમ સર્વ પુરુષો વસ્તુતાએ અસંગચેતનસ્વભાવવાળા છે તેમ પુરુષવિશેષરૂપ ઇશ્વર પણ અસંગચેતનસ્વભાવવાળા છે. તેનું વિશેષ નિરૂપણ પાતંજલયોગદર્શનમાં છે. ૧૦૫

ઇશ્વર અસંગચેતનસ્વરૂપ છતાં તેઓનું નિયંતાપણું કેવી રીતે સંભવી શકે છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**तथापि पुंविशेषत्वाद्घटतेऽस्य नियंतृता ।**
**अव्यवस्थौ बंधमोक्षावापतेतामिहान्यथा ॥ १०६ ॥**

तथापि पुंविशेषत्वात् अस्य नियंतृता घटते, अन्यथा इह बंधमोक्षौ अव्यवस्थौ आपतेताम् ॥

ઇશ્વર અસંગ અને ચૈતન્યરૂપ છતાં તેમના પુરુષવિશેષપણાથી (બીજા પુરુષોના કરતાં પોતાના આગળ જણાવેલા શ્રેષ્ઠપણાથી), તેમનું પ્રકૃતિનું અને પુરુષનું નિયંતાપણું સંભવી શકે છે. જો એમ ન માનીએ તો આ વિશ્વમાં બંધ અને મોક્ષ વ્યવસ્થાવિનાના થઇ જાય, અર્થાત્ તેના સંબંધમાં કાંઈ પણ નિયમ રહે નહિ. ૧૦૬

ઇશ્વરનું નિયંતાપણું શ્રુતિમાં પણ જણાવ્યું છે એમ કહે છેઃ—

**भीषाऽस्मादित्येवमादावसंगस्य परात्मनः ।**
**श्रुतं तद्युक्तमप्यस्य क्लेशकर्माद्यसंगमात् ॥ १०७ ॥**

"भीषा अस्मात्" इत्यादौ असंगस्य परात्मनः एवं श्रुतं, अस्य क्लेशकर्माद्यसंगमात् तत् युक्तं अपि ॥

"આ ઇશ્વરના ભયથી વાયુ વાય છે" ઇત્યાદિ તૈત્તિરીય ઉપનિષદ્‌ની શ્રુતિમાં અસંગસ્વભાવવાળા ઇશ્વરનું વાયુ આદિનું નિયતાપણું સાંભળ્યુ છે, અને આ ઇશ્વરના ક્લેશ અને કર્માદિના અસંગથી તે યોગ્ય પણ છે. ૧૦૭

જીવ અને ઇશ્વર એ બંને અસંગ અને ચેતનરૂપ છતાં પણ નીચે જણાવેલા કારણથી જીવનો અને ઇશ્વરનો ભેદ માનવામાં આવે છે એમ જણાવે છેઃ—

**जीवानामप्यसंगत्वात्क्लेशादिर्न ह्यथापि च ।**
**विवेकाग्रहतः क्लेशकर्मादि प्रागुदीरितम् ॥ १०८ ॥**

असंगत्वात् जीवानां अपि क्लेशादिः न हि, अथ अपि च विवेकाग्रहतः क्लेशकर्मादि [ इति ] प्राक् उदीरितम् ॥

અસંગસ્વભાવયુક્તપણાથી જીવોને (પુરુષોને) પણ ક્લેશકર્માદિનો સંબંધ નથીજ, તોપણ પ્રકૃતિના અને પુરુષના વિવેકના અજ્ઞાનથી તેમને ક્લેશકર્માદિનો સંબંધ પ્રતીત થાય છે એમ પૂર્વે જણાવ્યુ છે. ૧૦૮

અસંગ પુરુષનુ નિયતાપણું યોગ્ય નથી એમ જણાવીને તાર્કિકો ઇશ્વર નિત્યજ્ઞાનાદિવાળા છે એમ કહે છેઃ—

**नित्यज्ञानप्रयत्नेच्छा गुणानीशस्य मन्वते ।**
**असंगस्य नियंतृत्वमयुक्तमिति तार्किकाः ॥ १०९ ॥**

असंगस्य नियंतृत्वं अयुक्तं इति [हेतोः] तार्किकाः ईशस्य नित्यज्ञानप्रयत्नेच्छाः गुणान् मन्वते ॥

અસંગસ્વભાવવાળા ઈશ્વરનું વાણુ આદિનું નિયંતાપણું અસંભવિત છે, આ કારણથી ન્યાયદર્શનને અને વૈશેષિકદર્શનને માનનારા તાર્કિકો 'ઈશ્વરના નિત્ય-જ્ઞાન, નિત્યપ્રયત્ન અને નિત્ય-ઇચ્છા 'એ ગુણોને સ્વીકારે છે.

જીવના જ્ઞાન, પ્રયત્ન અને ઇચ્છા એ ગુણો જીવાત્માનો ને મનનો સંબંધ થવાથી ઉપજનારા હોવાથી અનિત્ય છે, અને ઈશ્વરના એ ત્રણે ગુણો નિત્ય છે, તેથી ઈશ્વરનો અને જીવનો ભેદ છે. તે ઈશ્વર ઉપર જણાવેલા ગુણોવડે જીવોના અને અન્યના નિયંતા થઇ શકે છે. ૧૦૯

ઇશ્વરનું જીવોથી વિલક્ષણપણું કેવી રીતે છે તે વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

**पुंविशेषत्वमप्यस्य गुणैरेव न चान्यथा ।**

**सत्यकामः सत्यसंकल्प इत्यादिश्रुतिर्जगौ ॥ ११० ॥**

अस्य पुंविशेषत्वं अपि गुणैः एव, अन्यथा न च, "सत्यकामः सत्यसंकल्पः" इत्यादिश्रुतिः जगौ ॥

આ ઈશ્વરનુ યોગદર્શનમાં કહેલુ પુરુષવિશેષપણું પણ નિત્યજ્ઞાનાદિ ગુણોવડેજ છે, બીજી રીતે નહિ. " તે ઈશ્વર સત્યકામનાવાળા ને સત્યસંકલ્પ-વાળા છે " ઇત્યાદિ શ્રુતિ પણ એમજ કહે છે. ૧૧૦

આ મતમાં દોષ બતાવી હિરણ્યગર્ભના ઉપાસકો હિરણ્યગર્ભ ઈશ્વર છે એમ જણાવે છેઃ—

**नित्यज्ञानादिमत्त्वेऽस्य सृष्टिरेव सदा भवेत् ।**

**हिरण्यगर्भ ईशोऽतो लिंगदेहेन संयुतः ॥ १११ ॥**

अस्य नित्यज्ञानादिमत्त्वे सदा एव सृष्टिः भवेत्, अतः लिंगदेहेन संयुतः हिरण्यगर्भः ईशः ॥

તાર્કિકોએ માનેલા આ પરમાત્માનુ જો નિત્યજ્ઞાનાદિવાળાપણું હોય તો સર્વકાલજ સૃષ્ટિ રહેવી જોઇએ, અને પ્રાણીઓના કર્મો ફલ આપવાને સામર્થ્ય-રહિત થાય તે સમયમા પ્રલય નજ થવો જોઇએ, પણ એવો સમય આવે પ્રલય થાય છે એમ શાસ્ત્રથી જણાય છે, માટે નિત્યજ્ઞાનાદિવાળા ઈશ્વર માનવા એ યુક્ત નથી. આથી સમષ્ટિસૂક્ષ્મશરીરથી યુક્ત હિરણ્યગર્ભજ ઈશ્વર છે એમ હિરણ્યગર્ભના ઉપાસકો કહે છે. ૧૧૧

હિરણ્યગર્ભ પરમાત્મા છે તેમા તેઓ શ્રુતિનુ પ્રમાણ જણાવે છેઃ—

**उद्गीथब्राह्मणे तस्य माहात्म्यमतिविस्तृतम् ।**

**लिंगसत्त्वेऽपि जीवत्वं नास्य कर्माद्यभावतः ॥ ११२ ॥**

उद्गीथब्राह्मणे तस्य माहात्म्यं अतिविस्तृतं [ अस्ति, ] लिंगसत्त्वे अपि कर्माद्यभावतः अस्य जीवत्वं न ॥

છાંદોગ્ય-ઉપનિષદ્‌ના ઉદ્‌ગીથનામના બ્રાહ્મણમાં તે હિરણ્યગર્ભનો મહિમા ઘણા વિસ્તારપૂર્વક કહેલો છે. તેઓ સૂક્ષ્મશરીરવાળા હોવા છતાં પણ તેમનામાં કર્મ, કામ અને અવિદ્યાનો અભાવ હોવાથી આ હિરણ્યગર્ભનું જીવપણું નથી. ११२

સ્થૂલશરીરવિનાનું એકલુ સૂક્ષ્મશરીર જોવામાં આવતું નથી તેથી સમષ્ટિ-સ્થૂલશરીરવાળા વિરાટ્ ઈશ્વર છે એમ વિરાટ્‌ના ઉપાસકો જણાવે છેઃ—

स्थूलदेहं विना लिंगदेहो न क्वापि दृश्यते ।
वैराजो देह ईशोऽतः सर्वतो मस्तकादिमान् ॥ ११३ ॥

स्थूलदेहं विना लिंगदेहः क्व अपि न दृश्यते, अतः सर्वतः मस्तकादिमान् वैराजः देहः ईशः ॥

સ્થૂલશરીરવિના સૂક્ષ્મશરીર કોઇ પણ સ્થલે જોવામાં આવતું નથી, આથી સર્વભણી મસ્તકાદિવાળા વિરાટ્‌નુ શરીર ઈશ્વર છે એમ વિરાટ્‌ના ઉપાસકો કહે છે. ११३

વિરાટ્‌ના ઈશ્વરપણામાં તેઓ શ્રુતિઓનું પ્રમાણ દેખાડે છેઃ—

सहस्रशीर्षेत्येवं विश्वतश्चक्षुरित्यपि ।
श्रुतमित्याहुरनिशं विश्वरूपस्य चिंतकाः ॥ ११४ ॥

"सहस्रशीर्षा" इत्येव [च] "विश्वतः चक्षुः" इति अपि श्रुतं, इति विश्वरूपस्य चिंतकाः अनिशं आहुः ॥

ઈશ્વર " હજારો માથાવાળા છે " એવી શ્રુતિમાં અને " તેઓ સર્વભણી નેત્રોવાળા છે " એવી શ્રુતિમાં પણ વિરાટ્‌નું ઈશ્વરપણુ સાંભળ્યુ છે એમ વિશ્વરૂપ વિરાટ્‌ના ઉપાસકો નિરંતર કહે છે. ११४

વિરાટ્ ઈશ્વર સંભવતા નથી, પણ બ્રહ્મા ઈશ્વર છે એમ બ્રહ્માના ઉપાસકો નીચેના શ્લોકથી કહે છેઃ—

सर्वतः पाणिपादत्वे क्रुम्यादेरपि चेशता ।
ततश्चतुर्मुखो देव एवेशो नेतरः पुमान् ॥ ११५ ॥

सर्वतः पाणिपादत्वे च क्रुम्यादेः अपि ईशता [ स्यात्, ] ततः चतुर्मुखः देवः एव ईशः, इतरः पुमान् न ॥

ઈશ્વરને સર્વભણી હાથો અને પગો છે એમ માનવાથી કાનખજૂરા આદિ

કીડાઓનું પણ ઈશ્વરપણું થશે, જે સંભવતું નથી, તેથી ચાર મુખવાળા દેવ જે બ્રહ્મા ( પ્રજાપતિ ) તેજ ઈશ્વર છે, બીજા કોઈ પુરુષ ઈશ્વર નથી, એમ બ્રહ્માના ઉપાસકો કહે છે. ૧૧૫

બ્રહ્મા એટલે પ્રજાપતિ ઈશ્વર છે એ વાતમાં તેઓ શ્રુતિનું પ્રમાણ આપે છેઃ—

पुत्रार्थं तमुपासीना एवमाहुः प्रजापतिः ।
प्रजा असृजतेत्यादिश्रुतिं चोदाहरंत्यमी ॥ ११६ ॥

पुत्रार्थं तं उपासीनाः [ प्रजापतिः ईशः ] एवं आहुः, च अमी " प्रजापतिः प्रजाः असृजत " इत्यादिश्रुतिं उदाहरन्ति ॥

પુત્રની પ્રાપ્તિમાટે તેમની ( પ્રજાપતિની ) ઉપાસના કરનારા પ્રજાપતિ ઈશ્વર છે એમ કહે છે, અને તેઓ " પ્રજાપતિ પ્રજાને રચતા હવા " ઇત્યાદિ તૈત્તિરીયશ્રુતિને પ્રમાણરૂપે કહે છે. ૧૧૬

બ્રહ્માના કરતાં વિષ્ણુ શ્રેષ્ઠ હોવાથી વિષ્ણુ ઈશ્વર છે એમ વૈષ્ણવો જણાવે છેઃ—

विष्णोर्नाभेः समुद्भूतो वेधा कमलजस्ततः ।
विष्णुरेवेश इत्याहुर्लोके भागवता जनाः ॥ ११७ ॥

कमलजः वेधा विष्णोः नाभेः समुद्भूतः, ततः विष्णुः एव ईशः इति लोके भागवताः जनाः आहुः ॥

કમલમાંથી ઉત્પન્ન થયેલા બ્રહ્મા વિષ્ણુના નાભિકમલમાંથી ઉત્પન્ન થયેલા છે એમ પુરાણોમાં સંભળાય છે તેથી વિષ્ણુજ પરમાત્મા છે એમ લોકમાં ભગવાન્ વિષ્ણુને ઈશ્વરરૂપ માનનારા મનુષ્યો કહે છે. ૧૧૭

વિષ્ણુ ઈશ્વર નથી, પણ શિવ ઈશ્વર છે એમ શિવને ઈશ્વર માનનારા મનુષ્યો નીચેના શ્લોકવડે કહે છેઃ—

शिवस्य पादावन्वेष्टुं शार्ङ्ग्यशक्तस्ततः शिवः ।
ईशो न विष्णुरित्याहुः शैवा आगममानिनः ॥ ११८ ॥

शार्ङ्गी शिवस्य पादौ अन्वेष्टुं अशक्तः, ततः शिवः ईशः, विष्णुः न इति आगममानिनः शैवाः आहुः ॥

શાર્ઙ્ગધનુષ્યને ધારણ કરનારા વિષ્ણુ શિવના ચરણોનો શોધ કરવાને શક્તિવાળા થયા નહિ એમ પુરાણાદિમાં કહ્યું છે, તેથી શિવ ઈશ્વર છે,

વિષ્ણુ ઇશ્વર નથી એમ શિવનું ઇશ્વરપણું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોના અભિમાનવાળા શિવના ઉપાસકો કહે છે. ૧૧૮

(શિવ ઇશ્વર નથી, પણ ગણપતિ ઇશ્વર છે એમ ગણપતિને ઇશ્વર માનનારાનું કહેવું છે એમ નીચેના શ્લોકથી જણાવે છે:—

**पुरत्रयं सादयितुं विघ्नेशं सोऽप्यपूजयत् ।**

**विनायकं प्राहुरीशं गाणपत्यमते रताः ॥ ११९ ॥**

सः अपि पुरत्रयं सादयितुं विघ्नेशं अपूजयत्, [ अतः ] गाणपत्यमते रताः विनायकं ईशं प्राहुः ॥

એજ શિવે ત્રિપુરનો નાશ કરવામાટે (ત્રિપુરાસુરનાં ત્રણ નગરોનો નાશ કરવામાટે) વિઘ્નોના સ્વામી ગણપતિને પૂજ્યા હતા એમ ગણેશપુરાણમાં કહ્યું છે, આથી ગણપતિના મતમાં પ્રીતિ રાખનારાઓ ગણપતિ ઇશ્વર છે એમ કહે છે. ૧૧૯

આવી રીતે બીજા વાદીઓ પણ ઇશ્વરનું ભિન્ન ભિન્ન પ્રકારનું સ્વરૂપ કહે છે એમ જણાવે છે:—

**एवमन्ये स्वस्वपक्षाभिमानेनान्यथाऽन्यथा ।**

**मंत्रार्थवादकल्पादीनाश्रित्य प्रतिपेदिरे ॥ १२० ॥**

एवं अन्ये [ अपि ] मंत्रार्थवादकल्पादीन् आश्रित्य स्वस्वपक्षाभिमानेन अन्यथा अन्यथा प्रतिपेदिरे ॥

એવી રીતે બીજા વાદીઓ પણ વેદના મંત્ર, અર્થવાદ (સ્તુતિનાં વચનો) અને કલ્પ (વેદોક્ત કર્મનું નિરૂપણ કરનારા ગ્રંથો) આદિનો આશ્રય કરીને પોતપોતાના પક્ષના અભિમાનવડે ભિન્ન ભિન્ન પ્રકારે પરમાત્માની કલ્પના કરે છે. ૧૨૦

અંતર્યામીથી માંડીને સ્થાવરપર્યંતના પદાર્થોને ઇશ્વર માનનારા વાદીઓ આ જગતમાં છે એમ જણાવે છે.—

**अंतर्यामिणमारभ्यस्थावरांतेशवादिनः ।**

**संत्यश्वत्थार्कवंशादेः कुलदैवतदर्शनात् ॥ १२१ ॥**

अंतर्यामिणं आरभ्य स्थावरांतेशवादिनः सन्ति, अश्वत्थार्कवंशादेः कुलदैवतदर्शनात् ॥

અંતર્યામીથી આરંભીને વૃક્ષાદિ સ્થાવરપર્યંતના પદાર્થોને ઇશ્વર માનનારા

વાદીઓ આ પૃથ્વીઉપર છે. પીંપળો, આકડો અને વાંસ આદિને પોતાના કુલના દેવતારૂપે માનનારા લોકો આ જગતમાં જોવામાં આવે છે તેથી સ્થાવરને ઈશ્વર માનનારા મનુષ્યો પણ આ જગતમા છે એ વાત સિદ્ધ થાય છે. ૧૨૧

ત્યારે ઈશ્વરનું વાસ્તવિકસ્વરૂપ જાણવાની ઇચ્છાવાળાઓએ કેવો પ્રયત્ન કરવો જોઈએ એ જાણવાની ઇચ્છા થાય તો તે વાત નીચેના શ્લોકથી જણાવે છેઃ–

तत्त्वनिश्चयकामेन न्यायागमविचारिणाम् ।

एकैव प्रतिपत्तिः स्यात्साऽप्यत्र स्फुटमुच्यते ॥ १२२ ॥

तत्त्वनिश्चयकामेन न्यायागमविचारिणां एका एव प्रतिपत्तिः स्यात्, अत्र सा अपि स्फुटं उच्यते ॥

પરમાત્માના વાસ્તવિકસ્વરૂપનો નિશ્ચય કરવાની ઇચ્છાવડે યુક્તિથી અને વેદાદિ, શાસ્ત્રથી, વિચાર કરનારા મનુષ્યોનુ ઈશ્વરના સ્વરૂપના સબધમા એકજ જ્ઞાન હોય છે. તે જ્ઞાન પણ અહીં સ્પષ્ટ કરીને કહેવાય છે. તે જ્ઞાનમા પછી મનુષ્યોનો મતભેદ રહેતો નથી. ૧૨૨

ઈશ્વરના તે એકરૂપ જ્ઞાનને નીચેના શ્લોકરૂપ શ્રુતિવડે જણાવે છેઃ—

मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ।

अस्यावयवभूतैस्तु व्याप्तं सर्वमिदं जगत् ॥ १२३ ॥

मायां तु प्रकृतिं विद्यात् [ तथा ] मायिनं तु महेश्वरं [ विद्यात्, ] अस्य अवयवभूतैः तु इदं सर्वं जगत् व्याप्तम् ॥

માયા તો પ્રકૃતિ (આ જગતનુ ઉપાદાનકારણ) છે એમ જાણવું, અને માયાના સ્વામી તો મહેશ્વર છે એમ જાણવુ. આ પરમેશ્વરના અવયવરૂપ જીવો-વડેજ આ સર્વ જગત્ વ્યાપ્ત થયુ છે એમ કૃષ્ણયજુર્વેદની શ્વેતાશ્વતર–ઉપ-નિષદ્‌માં કહ્યું છે. ૧૨૩

ઉપરની શ્રુતિને અનુસરીને વિવેકીએ પરમેશ્વરના સ્વરૂપનો નિર્ણય કરવો ઉચિત છે એમ જણાવે છેઃ—

इति श्रुत्यनुसारेण न्याय्यो निर्णय ईश्वरे ।

तथा सत्यविरोधः स्यात्स्थावरांतेशवादिनाम् ॥ १२४ ॥

इति श्रुत्यनुसारेण ईश्वरे निर्णयः न्याय्यः, तथा सति स्थावरांतेशवादिनां अविरोधः स्यात् ॥

ઉપર જણાવેલી શ્રુતિને અનુસરીને પરમેશ્વરના સ્વરૂપનો નિર્ણય કરવો

યુક્તિયુક્ત છે. એમ થવાથી અંતર્યામીથી માંડીને સ્થાવરપદાર્થોસુધી પરમેશ્વર માનનારાના પક્ષોનો અવિરોધ થશે. ૧૨૪

હવે માયાનું સ્વરૂપ જણાવે છેઃ—

**माया चेयं तमोरूपा तापनीये तदीरणात् ।**
**अनुभूतिं तत्र मानं प्रतिजज्ञे श्रुतिः स्वयम् ॥ १२५ ॥**

इयं माया तमोरूपा [ अस्ति, ] च तापनीये तदीरणात्, तत्र स्वयं श्रुतिः अनुभूतिं मानं प्रतिजज्ञे ॥

આ માયા તમઃસ્વરૂપવાળી છે, કેમકે નૃસિંહતાપનીય-ઉપનિષદ્‌માં તેનું તેવું સ્વરૂપ કહેલું છે. તે સંબંધમાં તે શ્રુતિ પોતે "લોકોનો અનુભવ આ પ્રમાણે છે" એમ પ્રતિજ્ઞા કરીને કહે છે. ૧૨૫

માયાના તમઃસ્વરૂપપણાનો અનુભવ ક્યાં થાય છે? એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**जडं मोहात्मकं तच्चेत्यनुभावयति श्रुतिः ।**
**आबालगोपं स्पष्टत्वादानंत्यं तस्य साऽब्रवीत् ॥१२६॥**

" तत् जडं मोहात्मकं च " इति श्रुतिः अनुभावयति, आबालगोपं स्पष्टत्वात् सा तस्य आनंत्यं अब्रवीत् ॥

"તે માયાનામનું તત્ત્વ જડ અને મોહસ્વરૂપવાળું છે" એમ શ્રુતિ સર્વ મનુષ્યોના અનુભવને અનુવાદરૂપે લઈને જણાવે છે. બાલકથી અને ગોવાળથી માંડીને વૃદ્ધ અને પંડિતોપર્યંત એ વાત સ્પષ્ટ હોવાથી તે માયાતત્ત્વનું જડપણું અને મોહરૂપપણું સિદ્ધ થાય છે. વળી તે શ્રુતિ તે માયાતત્ત્વનું કાર્યરૂપે અનંતપણું જણાવે છે. ૧૨૬

શ્રુતિમાં આવેલા જડ તથા મોહ એ શબ્દના અર્થ નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

**अचिदात्मघटादीनां यत्स्वरूपं जडं हि तत् ।**
**यत्र कुंठीभवेद्बुद्धिः स मोह इति लौकिकाः ॥ १२७ ॥**

अचिदात्मघटादीनां यत् स्वरूपं तत् जडं हि, यत्र बुद्धिः कुंठीभवेत् सः मोहः इति लौकिकाः [ आहुः ] ॥

લૌકિકદૃષ્ટિવડે માયાનું તમઃસ્વરૂપ કહીને હવે યુક્તિદૃષ્ટિવડે તેનું સ્વરૂપ કહે છેઃ—

**इत्थं लौकिकदृष्ट्यैतत्सर्वैरप्यनुभूयते ।**

**युक्तिदृष्ट्या त्वनिर्वाच्यं नासदासीदिति श्रुतेः ॥ १२८ ॥**

इत्थं लौकिकदृष्ट्या एतत् सर्वैः अपि अनुभूयते, युक्तिदृष्ट्या तु अनिर्वाच्यं, "नासदासीद्" इति श्रुतेः ॥

આવી રીતે વ્યાવહારિકદૃષ્ટિવડે માયાનું આ તમઃસ્વરૂપ સર્વ મનુષ્યોવડે સ્પષ્ટ અનુભવાય છે. યુક્તિદૃષ્ટિવડે તો માયા અનિર્વચનીય છે. તેમાં "સૃષ્ટિની પૂર્વે અસત્ નહોતું, અને સત્ પણ નહોતું" એવી શ્રુતિ પ્રમાણરૂપ છે. ૧૨૮

ઉપર જણાવેલી શ્રુતિનો અભિપ્રાય જણાવે છેઃ—

**नासदासीद्विभातत्वान्नो सदासीच्च बाधनात् ।**

**विद्यादृष्ट्या श्रुतं तुच्छं तस्य नित्यनिवृत्तितः ॥ १२९ ॥**

विभातत्वात् असत् न आसीद्, बाधनात् सत् च नो आसीद्, तस्य नित्यनिवृत्तितः विद्यादृष्ट्या तुच्छं श्रुतम् ॥

તેનાં (માયાનાં) કાર્યો સ્પષ્ટ પ્રતીત થતાં હોવાથી તે માયાતત્ત્વ સૃષ્ટિની પૂર્વે અસત્ નહોતું. જ્ઞાનવડે તેનું મિથ્યાપણું નક્કી થતું હોવાથી અને શ્રુતિમાં પણ તેનું મિથ્યાપણું જણાવેલું હોવાથી તે માયાતત્ત્વ સૃષ્ટિની પૂર્વે સદ્રૂપ પણ નહોતું. જ્ઞાનવડે તે માયાની નિત્યનિવૃત્તિ હોવાથી જ્ઞાનદૃષ્ટિવડે તે તુચ્છ છે એમ શ્રુતિએ જણાવ્યું છે. ૧૨૯

હવે એ માયાને ત્રણ પ્રકારની જાણવી એમ નીચેના શ્લોકથી જણાવે છેઃ-

**तुच्छाऽनिर्वचनीया च वास्तवी चेत्यसौ त्रिधा ।**

**ज्ञेया माया त्रिभिर्बोधैः श्रौतयौक्तिकलौकिकैः ॥ १३० ॥**

असौ माया श्रौत-यौक्तिक-लौकिकैः त्रिभिः बोधैः तुच्छा अनिर्वचनीया च वास्तवी च इति त्रिधा ज्ञेया ॥

આ માયા શ્રુતિમાં જણાવેલા, યુક્તિવાળા અને લૌકિક એવાં ત્રણ જ્ઞાનોવડે અનુક્રમે તુચ્છ, અનિર્વચનીય અને વાસ્તવિક એમ ત્રણ પ્રકારની જાણવી.

ઉપનિષદોનાં વાક્યોનું શ્રવણ કરવાથી થનારા જ્ઞાનવડે તે માયા તુચ્છ છે એવો નિશ્ચય થાય છે, માત્ર યુક્તિવડે તેનો વિચાર કરીએ તો તે સદ્રૂપ પણ કહેવાતી નથી, અને અસદ્રૂપ પણ કહેવાતી નથી, એટલે તેનું અનિર્વચનીય-

પણું જણાય છે, અને બાહ્યદૃષ્ટિવાળા વ્યાવહારિક મનુષ્યની વ્યાવહારિકદૃષ્ટિએ જોઈએ તો તે સત્યરૂપે જણાય છે. ૧૩૦

આ જગતનું હોવાપણું ને ન હોવાપણું માયાના સામર્થ્યને લીધે પ્રતીત થાય છે એમ જણાવે છેઃ—

**अस्य सत्त्वमसत्त्वं च जगतो दर्शयत्यसौ ।**
**प्रसारणाच्च संकोचात् यथा चित्रपटस्तथा ॥ १३१ ॥**

यथा चित्रपटः प्रसारणात् च संकोचात् [ चित्रस्य सत्त्वं च असत्त्वं दर्शयति] तथा असौ अस्य जगतः सत्त्वं च असत्त्वं दर्शयति ॥

જેમ ચિત્રવાળું લુગડું પહોળું કરવાથી અને સંકોચી લેવાથી ચિત્રનું હોવાપણું ને ન હોવાપણું જણાવે છે તેમ આ માયા આ જગતનું હોવાપણું ને ન હોવાપણું દેખાડે છે.

જેમ જે વસ્ત્રપર ચિત્રો કાઢેલા હોય છે તે વસ્ત્રને જો પહોળું કરીએ તો તેમાં ચિત્રો પ્રતીત થાય છે, અને જો તે વસ્ત્રને વીંટી લઈએ તો તેમાં તે ચિત્રો પ્રતીત થતાં નથી, તેમ માયા પોતાના વિકાસકાલમાં એટલે જગતની ઉત્પત્તિના કાલમાં અને તેની સ્થિતિના કાલમાં જગતને પોતામાં પ્રતીત કરાવે છે, એટલે તે વેલા જગત્ જણાય છે, અને પ્રલયકાલે એટલે પોતાના સંકોચ-કાલમાં જગતને પોતામાં લીન કરી દે છે, એટલે તે કાલે જગત્ જણાતું નથી. આવી રીતે માયાના વિકાસકાલે મનુષ્યાદિને જગતની પ્રતીતિ થાય છે, અને માયાના સંકોચકાલે તેમને જગતની પ્રતીતિ થતી નથી. ૧૩૧

હવે તે માયાનું સ્વતંત્રપણું અને અસ્વતંત્રપણું જણાવે છેઃ—

**अस्वतंत्रा हि माया स्यादप्रतीतेर्विना चितिम् ।**
**स्वतंत्राऽपि तथैव स्यादसंगस्यान्यथाकृतेः ॥ १३२ ॥**

चितिं विना अप्रतीतेः [इयं] माया हि अस्वतंत्रा स्यात्, तथा एव असंगस्य अन्यथाकृतेः स्वतंत्रा अपि स्यात् ॥

જેમ પ્રકાશરૂપવાળા સૂર્યચંદ્રવિના રાહુની પ્રતીતિ થતી નથી તેમ ચૈતન્યવિના તેની (માયાની) પ્રતીતિ થતી નથી તેથી આ માયા પરતંત્ર છે એમ જણાય છે, અને અસંગ ચેતનને બીજી રીતે પ્રતીત કરાવવાથી (તેને સંગ-વાળું અને વિકારી જણાવવાથી) તે સ્વતંત્ર પણ છે. ૧૩૨

માયા ચૈતન્યમાં કેવો વિપરીતભાવ ઉપજાવે છે તે જણાવે છેઃ—

**कूटस्थासंगमात्मानं जगत्त्वेन करोति सा ।**
**चिदाभासस्वरूपेण जीवेशावपि निर्ममे ॥ १३३ ॥**

सा कूटस्थासंगं आत्मानं जगत्त्वेन करोति, [ तथा ] चिदाभासस्वरूपेण जीवेशौ अपि निर्ममे ॥

તે માયા વિકારરહિત અને સંગરહિત આત્માને નામરૂપાત્મક સંસારરૂપે પ્રતીત કરાવે છે, અને ચેતનના આભાસરૂપે જીવ અને ઈશ્વરને પણ તે નિર્માણ કરે છે.

અઘટિતઘટના કરવામાં ચતુર માયા પરિણામરૂપ વિકારરહિત અને કોઈની સાથે સસર્ગવિનાના ચેતનને પાંચ ભૂતોરૂપે અને પાંચ ભૂતોના કાર્યરૂપે પ્રતીત કરાવે છે, તથા પોતાના મલિનસત્ત્વગુણપ્રધાન અંશમાં ચેતનનું પ્રતિબિંબ ગ્રહણ કરીને તે ચેતનને જીવરૂપે અને શુદ્ધસત્ત્વગુણપ્રધાન અંશમાં ચેતનનું પ્રતિબિંબ ગ્રહણ કરીને તે ચેતનને ઈશ્વરરૂપે પ્રતીત કરાવે છે. ૧૩૩

માયા ચેતનમાં કોઈ પણ પ્રકારનો વિકાર કર્યા વિના આ પ્રમાણે કરે છે એમ જણાવે છેઃ—

कूटस्थमनुपद्रुत्य करोति जगदादिकम् ।
दुर्घटैकविधायिन्यां मायायां का चमत्कृतिः ॥ १३४ ॥

[ सा ] कूटस्थं अनुपद्रुत्य जगदादिकं करोति, दुर्घटैकविधायिन्यां मायायां का चमत्कृतिः ? ॥

એ માયા ચેતનના કોઈ પણ પ્રકારના વિકાર નહિ પામવાના સ્વભાવને લેશ પણ દૂર નહિ કરીને તેને નામરૂપાત્મક સંસારરૂપે, જીવોરૂપે અને ઈશ્વરરૂપે પ્રતીત કરાવે છે. લોકમાં ન ઘટી શકે એવાં કાર્ય કરવામાં અત્યંતસામર્થ્યવાળી માયામાં આમ કરવું તે કાંઈ આશ્ચર્યજેવું નથી. ૧૩૪

માયા ન ઘટી શકે એવાં કાર્યો કરવામાં સમર્થ છે એમ દૃષ્ટાંત આપીને જણાવે છે—

द्रवत्वमुदके वह्नावौष्ण्यं काठिन्यमश्मनि ।
मायायां दुर्घटत्वं च स्वतः सिध्यति नान्यतः ॥ १३५ ॥

[ यथा ] उदके द्रवत्वं, वह्नौ औष्ण्यं, अश्मनि काठिन्यं च [ स्वतः सिद्धम्, एव ] मायायां दुर्घटत्वं स्वतः सिध्यति, अन्यतः न ॥

જેવી રીતે પાણીમાં પ્રવાહીપણું, અગ્નિમાં ઉષ્ણપણું અને પથ્થરમાં કઠિનપણું પોતાથીજ સિદ્ધ છે તેવી રીતે આશ્ચર્યના ભંડારરૂપ માયામાં લૌકિકરીતે ન ઘટી શકે એવું કાર્ય કરવાનું બલ પોતાથી સિદ્ધ છે, બીજા કોઈની પાસેથી તે ન ઘટી શકે એવું કાર્ય કરવાનું બલ તેનામાં આવેલું નથી. ૧૩૫

જ્યાંસુધી મનુષ્યને બ્રહ્મનો સાક્ષાત્કાર ન થાય ત્યાંસુધી માયામાં આશ્ચર્યનું ભાન થાય છે, પછી બ્રહ્મનો સાક્ષાત્કાર થતાં આશ્ચર્યની નિવૃત્તિ થઈ જાય છે એમ જણાવે છેઃ—

**न लोको वेत्ति यावत्तं साक्षात्तावत्चमत्कृतिम् ।**
**धत्ते मनसि पश्चात्तु मायैवेत्युपशाम्यति ॥ १३६ ॥**

लोकः यावत् तं साक्षात् न वेत्ति तावत् मनसि चमत्कृतिं धत्ते, पश्चात् तु एषा माया इति [ मत्वा ] उपशाम्यति ॥

મનુષ્ય જ્યાંસુધી માયાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને સંશયવિપર્યયરહિત જાણતો નથી ત્યાંસુધી તે પોતાના મનમાં માયા આશ્ચર્યરૂપવાળી છે એમ સમજે છે, પણ બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થયા પછી તો આ મિથ્યાસ્વભાવવાળી માયા છે એમ જાણીને તે શાંત થાય છે,–આશ્ચર્યથી રહિત થાય છે.

આ શ્લોકનો આવો બીજો અર્થ પણ થઈ શકે છેઃ-મનુષ્ય જ્યાંસુધી માયાના અઘટિત કાર્ય કરવાના બલને સ્પષ્ટ જાણતો નથી ત્યાંસુધી તેના મનમાં માયાના આશ્ચર્યરૂપનું ભાન થાય છે, પણ પછી જ્યારે આ ઈશ્વરને આશરે રહેલી અઘટિત-ઘટના કરનારી કલ્પિત માયા છે એમ તેને ઓળખે છે ત્યારે તે મનુષ્ય માયાના અઘટિતઘટના કરવાના બલથી આશ્ચર્ય પામતો નથી. ૧૩૬

અવિકારી ચેતનમાં વિકાર ઉપજાવ્યા વિના તેમાં માયા જગત્, જીવ અને ઈશ્વરની પ્રતીતિ કેવી રીતે કરાવી શકે છે એવી શંકા થાય તો તેના સમાધાનમાં કહે છેઃ—

**प्रसरंति हि चोद्यानि जगद्वस्तुत्ववादिषु ।**
**न चोदनीयं मायायां तस्याश्चोद्यैकरूपतः ॥ १३७ ॥**

जगद्वस्तुत्ववादिषु चोद्यानि प्रसरंति हि, तस्याः चोद्यैकरूपतः मायायां चोदनीयं न ॥

સંસારનું સત્યપણું કહેનારા નૈયાયિક, વૈશેષિક, સાંખ્યવાદી અને યોગીઓ-પ્રતિ આવા પ્રશ્નો પૂછવા ઉચિત જણાય છે. અમે બ્રહ્મને આશરે રહેલી માયાનો સ્વીકાર કરનારા છીએ તેમના પ્રતિ આવા પ્રશ્નો પૂછવા ઉચિત નથી, કેમકે તે માયામાં મુખ્ય પ્રશ્નરૂપપણું હોવાથી ( તેનું નહિ સમજી શકાય એવું સ્વરૂપ હોવાથી ) માયામાં આવો પ્રશ્ન કરવો યોગ્ય ગણાતો નથી.

સર્વ પ્રશ્નો અજ્ઞાનમાંથી ઉદ્ભવે છે, અને અજ્ઞાન એજ માયા છે, જ્યારે માયાનું સ્વરૂપ સમજવું એજ બહુ કઠિન છે ત્યારે તેનાં કાર્યોસંબંધી સમાધાન

માગવું એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી, માત્ર તે અજ્ઞાનરૂપ માયાની નિવૃત્તિ કેવી રીતે થાય તેજ જિજ્ઞાસુએ વિચારવું જોઇએ. ૧૩૭

પ્રશ્નના મૂલરૂપ માયાના સંબંધમાં પ્રશ્ન કરવાથી પ્રશ્નોની પરંપરા ચાલી તેનું છેવટ થતું નથી એમ જણાવે છેઃ—

**चोद्येऽपि यदि चोद्यं स्यात्त्वच्चोद्ये चोद्यते मया ।**

**परिहार्यं ततश्चोद्यं न पुनः प्रतिचोद्यताम् ॥ १३८ ॥**

यदि चोद्ये अपि चोद्यं स्यात्, [ तर्हि ] त्वच्चोद्ये मया [अपि] चोद्यते, ततः चोद्यं परिहार्यं, पुनः न प्रतिचोद्यताम् ॥

જો આ પ્રશ્નના વિષયરૂપ માયામાં પણ તમારા તરફથી પ્રશ્ન કરવામાં આવે તો હું પણ તમારા પ્રશ્નની સામો બીજો પ્રશ્ન કરીશ. આમ થશે તો તમારા મારા પ્રતિના પ્રશ્નનો અને મારા તમારા પ્રતિના પ્રશ્નનો લાંબે સમયે પણ છેડો નહિજ આવે, માટે પ્રશ્ન પૂછવાનું કામ નિવૃત્ત કરવાયોગ્ય છે, પુનઃ સામો પ્રશ્ન કરવાયોગ્ય નથી. ૧૩૮

ઉપર જણાવેલી વાતને વધારે સ્પષ્ટ કરે છેઃ—

**विस्मयैकशरीराया मायायाश्चोद्यरूपतः ।**

**अन्वेष्यः परिहारोऽस्या बुद्धिमद्भिः प्रयत्नतः ॥ १३९ ॥**

विस्मयैकशरीरायाः मायायाः चद्योरूपतः बुद्धिमद्भिः प्रयत्नतः अस्याः परिहारः अन्वेष्यः ॥

અત્યંત આશ્ચર્યરૂપવાળી માયાનું પોતાથીજ પ્રશ્નસ્વરૂપપણું હોવાથી બુદ્ધિવાળા મનુષ્યોએ પ્રયત્નથી આ ન સમજી શકાય એવી અને આશ્ચર્યસ્વરૂપવાળી માયાની નિવૃત્તિનો ઉપાય શોધવાયોગ્ય છે, નકામા પ્રશ્નોમાં કાલક્ષેપ કરવો ઉચિત નથી. ૧૩૯

આ માયા બાજીગરની લૌકિક માયાના જેવી છે એમ મુમુક્ષુએ વિચારવું જોઇએ એમ જણાવે છેઃ—

**मायात्वमेव निश्चेयमिति चेत्तर्हि निश्चिनु ।**

**लोकप्रसिद्धमायाया लक्षणं यत्तदीक्ष्यताम् ॥ १४० ॥**

मायात्वं एव निश्चेयं इति चेत् तर्हि निश्चिनु, लोकप्रसिद्धमायायाः यत् लक्षणं तत् [ एव अस्याः इति ] ईक्ष्यताम् ॥

પ્રશ્નને આશરે રહેલી માયાનું માયામયપણુંજ પ્રથમ નિશ્ચય કરવાયોગ્ય

છે, એમ જો તમે કહો, તો, અમે કહીએ છીએ કે તમે તે પ્રમાણે તેનો નિશ્ચય કરો. આ લોકમા પ્રસિદ્ધ બાજીગરની ઇંદ્રજાલરૂપ માયાનું જે લક્ષણ છે તેજ આ પ્રશ્નને આશરે રહેલી માયાનુ લક્ષણ છે એમ જાણો. ૧૪૦

હવે લૌકિક માયાનુ સ્વરૂપ કહે છેઃ—

**न निरूपयितुं शक्या विस्पष्टं भासते च या ।**

**सा मायेतींद्रजालादौ लोकाः संप्रतिपेदिरे ॥ १४१ ॥**

या निरूपयितुं न शक्या च विस्पष्टं भासते सा माया इति इंद्रजालादौ लोकाः संप्रतिपेदिरे ॥

જે નિરૂપણ કરવાને શકય નથી, અર્થાત્ મનુષ્યથી જેનુ કોઇ પણ પ્રકારે નિરૂપણ કરી શકાતું નથી, અને જે પોતાના કાર્યવડે અત્યત સ્પષ્ટ પ્રતીત થાય છે તે માયા છે એમ ઇંદ્રજાલાદિના પ્રસગમાં મનુષ્યોએ નક્કી કરેલુ છે. ૧૪૧

આ લૌકિક માયાનુ લક્ષણ જગતના કારણરૂપ માયાને કેવી રીતે બંધબેસતું થાય છે તે જણાવે છેઃ—

**स्पष्टं भाति जगच्चेदमशक्यं तन्निरूपणम् ।**

**मायामयं जगत्तस्मादीक्षस्वापक्षपाततः ॥ १४२ ॥**

इदं जगत् स्पष्टं भाति च तन्निरूपणं अशक्यं, तस्मात् अपक्षपाततः जगत् मायामयं ईक्षस्व ॥

આ નામરૂપાત્મક વિચિત્ર સંસાર લોકોને સ્પષ્ટ પ્રતીત થાય છે, પણ એ સંસારનુ કાર્યકારણરૂપે નિરૂપણ કરી શકાય એમ નથી, તે કારણથી ઘણા કાલથી પોતાના મનમા આરૂઢ થયેલા પક્ષપાતનો ત્યાગ કરી આ સંસાર માયાના કાર્યરૂપ છે એમ તું જો. ૧૪૨

પ્રતીત થતા આ જગતનું યથાર્થ નિરૂપણ કરવાનુ કામ પંડિતોથી પણ થઇ શકે એમ નથી એમ જણાવે છે,—

**निरूपयितुमारब्धे निखिलैरपि पंडितैः ।**

**अज्ञानं पुरतस्तेषां भाति कक्षासु कासुचित् ॥ १४३ ॥**

निखिलैः अपि पंडितैः निरूपयितुं आरब्धे [ सति ] कासुचित् कक्षासु तेषां पुरतः अज्ञानं भाति ॥

આ પૃથ્વીઉપરના સર્વ વિદ્વાનો એકઠા થઇને જો આ જગતનું નિરૂપણ કરવાનો આરંભ કરે તોપણ કોઇ કક્ષામા (ત્રણ ચાર સ્થૂલ કાર્યોનાં કારણનો

વિચાર કરતાંજ ) તેમની આગળ અજ્ઞાન પ્રતીત થવા લાગશે, અર્થાત્ આગળનાં કારણો કયાં છે તે તેમને સમજાશે નહિ, અને હું તે કારણોને જાણતો નથી એમ તેમને અંતે કહેવું પડશે. ૧૪૩

આ સંસારમાંના પદાર્થોનું નિરૂપણ કરવું અતિ અશક્ય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

**देहेंद्रियादयो भावा वीर्येणोत्पादिताः कथम् ।**
**कथं वा तत्र चैतन्यमित्युक्ते ते किमुत्तरम् ॥ १४४ ॥**

देहेंद्रियादयः भावाः वीर्येण कथं उत्पादिताः ? कथं वा तत्र चैतन्यं ? इति उक्ते [ सति ] ते किम् उत्तरम् ? ॥

સ્થૂલદેહ, જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયો આદિ પદાર્થો વીર્યવડે કેવી રીતે ઉત્પન્ન થયા ? અથવા દેહેંદ્રિયાદિમાં ચૈતન્યશક્તિ ( જ્ઞાનશક્તિ ) કેવી રીતે આવી ? એમ જો તમને પૂછવામાં આવે તો તેના સંબંધમાં તમારૂ શું ઉત્તર છે તે કહો. ૧૪૪

જો તમે સ્વભાવવાદનો આશ્રય કરીને ઉત્તર આપો તો તે ઉત્તર સંભવતું નથી એમ કહે છેઃ—

**वीर्यस्यैष स्वभावश्चेत्कथं तद्विदितं त्वया ।**
**अन्वयव्यतिरेकौ यौ भग्नौ तौ वंध्यवीर्यतः ॥ १४५ ॥**

एषः वीर्यस्य स्वभावः [ इति ] चेत् तत् त्वया कथं विदितं ? यौ अन्वयव्यतिरेकौ तौ वंध्यवीर्यतः भग्नौ ॥

શરીરાદિની ઉત્પત્તિ કરવી આ વીર્યનો સ્વભાવ છે એમ જો તમે કહો તો અમે તમને પૂછીએ છીએ કે તમે તે કેવી રીતે જાણ્યુ ? જો તમે કહો કે મેં તે અન્વયવ્યતિરેકવડે જાણ્યું, તો જે અન્વય અને વ્યતિરેક છે તે અન્વયવ્યતિરેકનો વંધ્યવીર્યથી ભંગ થાય છે.

પ્રાણીના શરીરમાં રહેલા વીર્યનો શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ ને પ્રાણને ઉત્પન્ન કરવાનો સ્વભાવ છે એમ જો તમે કહો તો અમે તમને પૂછીએ છીએ કે તે વીર્યના સ્વભાવથી ઉપજે છે એવુ જ્ઞાન તમને કેવી રીતે થયુ ? જો તમે કહો કે જ્યાં જ્યાં પિતામાતાના વીર્યનો અને શોણિતનો સંયોગ થાય છે ત્યાં ત્યાં પ્રાણીના શરીરાદિની ઉત્પત્તિ થાય છે, અને જ્યાં જ્યાં પિતામાતાના વીર્યનો અને શોણિતનો સંયોગ થતો નથી ત્યાં ત્યાં પ્રાણીના શરીરાદિની ઉત્પત્તિ થતી નથી; એવી રીતે અન્વય અને વ્યતિરેકવડે વીર્યનો આ સ્વભાવ અમે

જાણ્યો છે એમ જો તમે કહો તો તે તમારું કહેવું યોગ્ય નથી, કેમકે વાંઝીઆં સ્ત્રીપુરુષોમાં તે અન્વયવ્યતિરેકનો ભંગ જોવામાં આવે છે. જો વીર્યનો પ્રજોત્પત્તિ થવી એ નિયમજ હોય તો બધાં પ્રાણીઓને અવશ્ય પ્રજા થવી જોઇએ, પણ તેમ થતું હોય એમ જોવામાં આવતું નથી. ૧૪૫

તમને આના સંબંધમાં વારંવાર પૂછવાથી હું એ વિષે કાંઇ જાણતો નથી એમજ તમારે અંતે કહેવું પડશે, તે કારણથી મહાપુરુષો આ જગતના ઇંદ્રજાલપણાને કહે છે એમ જણાવે છે:—

**न जानामि किमप्येतदित्यंते शरणं तव ।**
**अत एव महान्तोऽस्य प्रवदंतींद्रजालताम् ॥ १४६ ॥**

[अहं] किं अपि न जानामि इति एतत् अंते तव शरणम्, अतः एव महान्तः अस्य इंद्रजालतां प्रवदंति ॥

વીર્યમાંથી દેહાદિ કેમ ઉત્પન્ન થાય છે? આના સંબંધમાં તમને વારંવાર પૂછશું તો હું આના સબંધમાં કાંઇ પણ જાણતો નથી એમજ છેવટ તમારે અજ્ઞાનનો આશ્રય લેવો પડશે. આ કારણથીજ મહાપુરુષો આ જગતના ઇંદ્રજાલપણાને (બાજીગરના બનાવેલા પદાર્થના જેવા સ્વરૂપને) કહે છે. ૧૪૬

આ વિષયમાં પ્રાચીન પંડિતોની અનુમતિ જણાવે છે:—

**एतस्मात्किमिवेंद्रजालमपरं यद्गर्भवासस्थितं,**
**रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम् ।**
**पर्यायेण शिशुत्वयौवनजरावेषैरनकैर्वृतं,**
**पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथागच्छति ॥१४७॥**

यत् गर्भवासस्थितं रेतः हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरं चेतति, [तथा] अनेकैः शिशुत्वयौवनजरावेषैः पर्यायेण वृतं [सत्] पश्यति, अत्ति, शृणोति, जिघ्रति तथा गच्छति अथ आगच्छति, एतस्मात् अपरं इंद्रजालं किं इव ? ॥

જે માતાના ગર્ભવાસમાં રહેલું વીર્ય હાથ, માથું ને પગ જેમાં ઉપજેલા અનેક અંકુરો છે એવું થઇ ચેતનાવાળું થાય છે, તથા બચપણ, યુવાવસ્થા અને ઘડપણ આદિ ઘણા વેષોવડે ક્રમપૂર્વક યુક્ત થયુ છતું જુએ છે, ખાય છે, સાંભળે છે, સુંઘે છે, તથા જાય છે, અને આવે છે, આના કરતાં બીજુ ઇંદ્રજાલ શું હોય? અર્થાત્ એ સર્વ આશ્ચર્ય ઉપજાવનારું ઇંદ્રજાલજ છે. ૧૪૭

પ્રાણીના સ્થૂલશરીરની પેઠે વડ આદિ વૃક્ષોને પણ આ વાત લાગુ પડે છે એમ જણાવે છે:—

देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् ।
क्व धाना कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु ॥ १४८ ॥

देहवत् वटधानादौ [ अपि ] सुविचार्य विलोक्यताम्, क्व धाना वा कुत्र वृक्षः ? तस्मात् [ इयं ] माया इति निश्चिनु ॥

સ્થૂલશરીરની પેઠે વડના બીજ આદિમાં તમે સારી રીતે વિચાર કરીને જુઓ, વડનું બીજ ક્યાં ? અને વડનું વૃક્ષ ક્યાં ? અર્થાત્ ખસખસના દાણા-જેવડું વડનું બીજ કેટલું નાનું છે, અને વડનું વૃક્ષ કેવડું મોટું છે તે જુઓ.. તે કારણથી એટલે આ નાના બીજમાંથી આવડું મોટું વડનું વૃક્ષ કેમ થયું તે મનુષ્યથી સમજી શકાતું નથી તેથી આ તુચ્છસ્વરૂપવાળી માયા છે એમ નક્કી કરો. ૧૪૮

સમર્થ તાર્કિકાદિ પણ જગતના સ્વરૂપનું નિરૂપણ કરવા સમર્થ થતા નથી એમ જણાવે છેઃ—

निरुक्तावभिमानं ये दधते तार्किकादयः ।
हर्षमिश्रादिभिस्ते तु खंडनादौ सुशिक्षिताः ॥ १४९ ॥

ये तार्किकादयः निरुक्तौ अभिमानं दधते, ते तु हर्षमिश्रादिभिः खंडनादौ सुशिक्षिताः ॥

જે નૈયાયિક, વૈશેષિક અને સાંખ્યવાદીઓ આ જગતનું સંપૂર્ણ નિરૂપણ કરવાનું અભિમાન રાખે છે તે સર્વને તો હર્ષમિશ્ર આદિ અદ્વૈતવાદી પંડિતોએ ખંડનખંડખાદ્ય, ચિત્સુખી, અદ્વૈતસિદ્ધિ ને ભેદધિક્કાર ઇત્યાદિ ગ્રંથોમાં તેમનું કહેવું યુક્તિશૂન્ય છે એમ સારી રીતે સમજાવ્યું છે. ૧૪૯

વેદાંતસંપ્રદાયવાળાઓ જગત્ અચિંત્યસ્વરૂપવાળું છે એમ કહે છે એમ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

अचिंत्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् ।
अचिंत्यरचनारूपं मनसाऽपि जगत्खलु ॥ १५० ॥

ये खलु अचिंत्याः भावाः तान् तर्केण न योजयेत्, खलु [ इदं ] जगत् मनसा अपि अचिंत्यरचनारूपम् ॥

જે લોકમાં અને વેદમાં પ્રસિદ્ધ ચિંતન ન કરી શકાય એવા પદાર્થો માન્યા છે, તેમને તર્કની સાથે જોડવા નહિ, અર્થાત્ તેનો તર્કવડે નિરૂપણ કરવા પ્રયત્ન કરવો નહિ, એમ કરવાથી નકામો કાલક્ષેપજ થાય છે, પણ તેનો નિર્ણય

થતો નથી. પ્રતીત થતું આ જગત્ મનવડે પણ જેની રચનાની કલ્પના ન કરી શકાય એવું છે એમ વિદ્વાનો કહે છે. ૧૫૦

જગત્ અચિંત્યરચનાસ્વરૂપવાળુ હોવાથી તે માયિક છે એમ જણાવે છેઃ—

**अचिंत्यरचनाशक्तिबीजं मायेति निश्चिनु ।**
**मायाबीजं तदेवैकं सुषुप्तावनुभूयते ॥ १५१ ॥**

अचिंत्यरचनाशक्तिबीजं माया इति निश्चिनु, [ यत् ] सुषुप्तौ अनुभूयते तत् एव एकं मायाबीजं ॥

અચિંત્યરચના કરવાના સામર્થ્યથી યુક્ત આવું જે આ પ્રતીત થતા જગતનું બીજ તેજ માયા છે આવો નિશ્ચય કરો, જે સુષુપ્તિ-અવસ્થામાં મનુષ્યોના અનુભવમાં આવે છે તેજ એક માયારૂપ બીજ ( જગતનું કારણ ) છે. ૧૫૧

તે માયા આ જગતનું કારણ કેવી રીતે છે તે જણાવે છેઃ—

**जाग्रत्स्वप्नजगत्तत्र लीनं बीज इव द्रुमः ।**
**तस्मादशेषजगतो वासनास्तत्र संस्थिताः ॥ १५२ ॥**

बीजे द्रुमः इव [ यतः ] तत्र जाग्रत्स्वप्नजगत् लीनं [ भवति, ] तस्मात् अशेषजगतः वासनाः तत्र संस्थिताः ॥

ઝાડના બીજમાં ઝાડ જેમ ગુપ્તરૂપે રહેલુ હોય છે તેમ જે કારણથી સુષુપ્તિ-અવસ્થામા જાગ્રદવસ્થાનું અને સ્વપ્નાવસ્થાનું જગત્ લીન થયેલુ હોય છે તે કારણથી સમગ્ર જગતની વાસનાઓ તે સુષુપ્તિ-અવસ્થામાં ગુપ્તરૂપે રહેલી હોય છે. ૧૫૨

તે સુષુપ્તિમાં રહેલી બુદ્ધિમાંની વાસનાઓમાં ચૈતન્યનુ પ્રતિબિંબ પડે છે એમ અનુમાનથી જણાય છે એમ કહે છેઃ—

**या बुद्धिवासनास्तासु चैतन्यं प्रतिबिंबति ।**
**मेघाकाशवदस्पष्टचिदाभासोऽनुमीयताम् ॥ १५३ ॥**

याः बुद्धिवासनाः तासु चैतन्यं प्रतिबिंबति, [ तत्र ] मेघाकाशवत् अस्पष्टचिदाभासः अनुमीयताम् ॥

સુષુપ્તિ-અવસ્થામાં અનુભવમાં આવતું જે અજ્ઞાનરૂપ બીજ છે તેમાં સૂક્ષ્મરૂપે લીન થયેલી બુદ્ધિમાં જે સૂક્ષ્મવાસનાઓ છે તે વાસનાઓમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે તેથી ત્યાં મેઘાકાશની પેઠે સ્પષ્ટ પ્રતીત ન થાય એવો ચૈતનનો આભાસ હોય છે એમ અનુમાન કરવું.

જાગ્રદવસ્થામાં અને સ્વપ્નાવસ્થામાં જે વિચાર અને કર્મ કરવામાં આવે છે તેના સંસ્કાર બુદ્ધિમાં પડે છે, તે બુદ્ધિ સુષુપ્તિ–અવસ્થામાં અવિદ્યામાં અથવા માયામાં લીન થાય છે. તે વેળા બુદ્ધિમાં જે વાસનાઓ રહેલી હોય છે તેમાં બ્રહ્મરૂપ ચૈતન્યનો આભાસ પડે છે. તે આભાસનું સ્પષ્ટ ભાન થતું નથી. આકાશમાં રહેલા સૂક્ષ્મજલના સમૂહરૂપ વાદળામાં જેમ આકાશના અસ્પષ્ટ આભાસનુ અનુમાન કરાય [illegible] તેમ બુદ્ધિમા રહેલી વાસનાઓમાં ચૈતનના અસ્પષ્ટ આભાસનુ અનુમાન કરાય છે. ૧૫૩

બુદ્ધિમાં જે ચેતનનો આભાસ પડે છે તે સ્પષ્ટ જણાય છે એમ કહે છેઃ—

**साभासमेव तद्बीजं धीरूपेण प्ररोहति ।**

**अतो बुद्धौ चिदाभासो विस्पष्टं प्रतिभासते ॥ १५४ ॥**

साभासं एव तद्बीजं धीरूपेण प्ररोहति, अतः बुद्धौ चिदाभासः विस्पष्टं प्रतिभासते ॥

ચિદાભાસસહિતજ તે બીજરૂપ અજ્ઞાનનો અંશ બુદ્ધિરૂપે આવિર્ભાવ પામે છે. આ કારણથી બુદ્ધિમા ચિદાભાસ અતિસ્પષ્ટરીતે પ્રતીત થાય છે. ૧૫૪

જીવનુ અને ઈશ્વરનુ માયિકપણુ પ્રતિપાદન કરીને હવે તેના નિરૂપણની સમાપ્તિ કરે છેઃ—

**मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतौ श्रुतम् ।**

**मेघाकाशजलाकाशाविव तौ सुव्यवस्थितौ ॥ १५५ ॥**

माया आभासेन जीवेशौ करोति इति श्रुतौ श्रुतम्, मेघाकाशजलाकाशौ इव तौ सुव्यवस्थितौ ॥

માયા પોતામા પડેલા ચૈતનના આભાસવડે જીવની અને ઈશ્વરની પ્રતીતિ કરાવે છે એમ શ્વેતાશ્વતર–ઉપનિષદ્‌ની શ્રુતિમા સાંભળ્યુ છે જલાકાશની અને મેઘાકાશની પેઠે તે બંને ઉપાધિના ભેદથી સારી રીતે વ્યાવહારિક વિભાગ પામેલા છે, અર્થાત્ જીવની બુદ્ધિરૂપ ઉપાધિ સ્પષ્ટ છે, અને ઈશ્વરની માયારૂપ ઉપાધિ અસ્પષ્ટ [illegible] તેથી તેમનો વ્યાવહારિક ભેદ સંભવે છે ૧૫૫

બુદ્ધિની વાસનાઓમા ઈશ્વર કેવી રીતે રહેલા છે તે જણાવે છેઃ—

**मेघवद्वर्तते माया मेघस्थिततुषारवत् ।**

**धीवासनाश्चिदाभासस्तुषारस्थखवत्स्थितः ॥ १५६ ॥**

माया मेघवत् वर्तते, मेघस्थिततुषारवत् धीवासनाः [ तथा ] तुषारस्थखवत् चिदाभासः स्थितः ॥

માયા વાદળાની પેઠે રહેલી છે, ને વાદળામાં રહેલા જલના કણોની પેઠે તેમાં બુદ્ધિની વાસનાઓ રહેલી છે, અને જલના કણોમાં રહેલા આકાશના પ્રતિબિંબપ્રમાણે એ વાસનાઓમાં ચિદાભાસરૂપ ઈશ્વર રહેલા છે. ૧૫૬

હવે ઈશ્વરનું સ્વરૂપ કહે છેઃ—

**मायाधीनश्चिदाभासः श्रुतो मायी महेश्वरः ।**
**अंतर्यामी च सर्वज्ञो जगद्योनिः स एवं हि ॥ १५७ ॥**

मायाधीनः चिदाभासः मायी महेश्वरः श्रुतः, सः एव हि अंतर्यामी, सर्वज्ञः च जगद्योनिः ॥

માયા જેને વશ છે એવો ચિદાભાસ માયાના સ્વામિરૂપ મહેશ્વર એવા નામથી શ્વેતાશ્વતર–ઉપનિષદ્‌ની શ્રુતિમાં સાંભળ્યો છે. તેજ શ્રુતિસ્મૃતિપ્રસિદ્ધ મહેશ્વર પ્રાણીઓના અંતઃકરણમાં રહી તેમના શુભાશુભસંસ્કારાનુસાર પ્રેરણા કરનારા, સ્થાવરજંગમ સર્વને જાણનારા અને આ જગત્‌ના કારણરૂપ છે. ૧૫૭

માંડૂક્યશ્રુતિમાં આનંદમયકોશ ઈશ્વર છે એમ જણાવ્યું છે એમ કહે છેઃ—

**सौपुप्तमानंदमयं प्रक्रम्यैवं श्रुतिर्जगौ ।**
**एष सर्वेश्वर इति सोऽयं वेदोक्त ईश्वरः ॥ १५८ ॥**

सौपुप्तं आनंदमयं प्रक्रम्य श्रुतिः एषः सर्वेश्वरः इति एवं जगौ, सः अयं वेदोक्तः ईश्वरः ॥

અથર્વવેદની માંડૂક્યોપનિષદ્‌માં સુષુપ્તિ–અવસ્થામાં રહેલા આનંદમય-કોશના વર્ણનનો આરંભ કરીને તે શ્રુતિ આ આનંદમયકોશના અભિમાની પ્રાજ્ઞ સર્વના ઈશ્વર છે એવી રીતે કહેતી હવી. સમષ્ટિ–આનંદમયકોશ માયાસ્વરૂપ હોવાથી તેના નિયામક તે આ શ્રુતિમાં કહેલા પરમાત્મા છે. ૧૫૮

શ્રુતિમાં કહેલા ઈશ્વરના સર્વજ્ઞપણામાં મનુષ્યે વિવાદ કરવો નહિ એમ જણાવે છેઃ—

**सर्वज्ञत्वादिके तस्य नैव विप्रतिपद्यताम् ।**
**श्रौतार्थस्याचितर्क्यत्वान्मायायां सर्वसंभवात् ॥ १५९ ॥**

तस्य सर्वज्ञत्वादिके न एव विप्रतिपद्यतां, श्रौतार्थस्य अवितर्क्यत्वात् [ च ] मायायां सर्वसंभवात् ॥

શ્રુતિમાં કહેલા તે પરમાત્માના સર્વજ્ઞપણાદિક ધર્મમાં મનુષ્યે કુતર્કવડે નિરર્થક વિવાદ નજ કરવો. શ્રુતિએ પ્રતિપાદન કરેલા વિષયનું તર્કવડે જણાવું,

અશક્ય હોવાથી અને વિવિધશક્તિવાળી માયામાં સર્વ ધર્મનો સંભવ હોવાથી માયાના સ્વામી ઈશ્વરમાં સર્વજ્ઞપણાદિક ધર્મો સંભવી શકે છે. ૧૫૯

શ્રુતિમાં ઈશ્વરનું સર્વેશ્વરપણું આદિ જે કહ્યું છે તે યોગ્ય છે એમ કારણ આપીને જણાવે છેઃ—

अयं यत्सृजते विश्वं तदन्यथयितुं पुमान् ।
न कोऽपि शक्तस्तेनायं सर्वेश्वर इतीरितः ॥ १६० ॥

अयं यत् विश्वं सृजते तत् अन्यथयितुं कः अपि पुमान् शक्तः न, तेन अयं सर्वेश्वरः इति ईरितः ॥

આ ઈશ્વર જાગ્રતનું ને સ્વપ્નનું જે જગત્ રચે છે તેને બીજી રીતે કરવાને કોઈ પણ મનુષ્ય સામર્થ્યવાળો થતો નથી તે કારણથી આ પરમાત્મા સર્વના નિયામક છે એમ માંડૂક્યશ્રુતિમાં કહેલું છે. ૧૬૦

ઈશ્વરના સર્વજ્ઞપણાનું કારણ બતાવે છેઃ—

अशेषप्राणिबुद्धीनां वासनास्तत्र संस्थिताः ।
ताभिः क्रोडीकृतं सर्वं तेन सर्वज्ञ ईरितः ॥ १६१ ॥

तत्र अशेषप्राणिबुद्धीनां [याः] वासनाः संस्थिताः ताभिः सर्वं क्रोडीकृतं, तेन [सः] सर्वज्ञः ईरितः ॥

તે સુષુપ્તિ—અવસ્થામાં રહેલા અજ્ઞાનમાં સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં જે વાસનાઓ રહેલી હોય છે તે વાસનાઓવડે સર્વ જગત્ વિષય કરાયેલું હોય છે તે કારણથી તે પરમાત્માને માંડૂક્યશ્રુતિમાં સર્વજ્ઞ કહેલા છે.

પ્રત્યેક પ્રાણીની બુદ્ધિ પોતપોતાના વિષયના જ્ઞાનના સંસ્કારવાળી હોય છે. સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં પોતપોતાના વિષયના જ્ઞાનના સંસ્કાર પડેલા હોય છે. સમસ્ત પ્રાણીઓની બુદ્ધિઓનો સમૂહ સમષ્ટિબુદ્ધિ કહેવાય છે. એ સમષ્ટિબુદ્ધિમાં રહેલા સંસ્કાર સર્વને જાણે એ સ્વાભાવિક છે. સુષુપ્તિકાલે સર્વબુદ્ધિઓ પોતપોતાના સંસ્કારોસહિત અજ્ઞાનરૂપ માયામાં લીન થયેલી હોય છે. એ અજ્ઞાન વા માયા ઈશ્વરના ઉપાધિરૂપ છે તેથી ઈશ્વરને સર્વજ્ઞ કહેલા છે. ૧૬૧

ઈશ્વરમાં રહેલું સર્વજ્ઞપણું શ્રદ્ધાળુ મનુષ્યને અનુમાનપ્રમાણથી જણાય છે એમ કહે છેઃ—

वासनानां परोक्षत्वात्सर्वज्ञत्वं न हीक्ष्यते ।
सर्वबुद्धिषु तद्दृष्ट्वा वासनास्वनुमीयताम् ॥ १६२ ॥

वासनानां परोक्षत्वात् [तस्य] सर्वज्ञत्वं न ईक्ष्यते, हि सर्वबुद्धिषु तत् दृष्ट्वा वासनासु [अपि] अनुमीयताम् ॥

સુષુપ્તિકાલે બુદ્ધિમાં રહેલી વાસનાઓનું પરોક્ષપણું હોવાથી ઈશ્વરનું સર્વજ્ઞપણું પ્રત્યક્ષ પ્રતીત થતું નથી, પણ સર્વ પ્રાણીઓની બુદ્ધિમાં તે સર્વજ્ઞપણું રહેલું છે એમ જોઇને સુષુપ્તિકાલના અજ્ઞાનમાં રહેલી બુદ્ધિસ્થ વાસનાઓમાં પણ તે સર્વજ્ઞપણું રહેલું છે એમ અનુમાન કરવું, અર્થાત્ બધી બુદ્ધિઓ પોતપોતાના સર્વ વિષયોને જાણે છે, ને વાસનાસહિત તે સર્વ બુદ્ધિઓ અજ્ઞાનમાં રહેલી છે તેથી અજ્ઞાનરૂપ ઉપાધિવાળા ઈશ્વરમાં સર્વ સ્થાવરજંગમનું જ્ઞાન રહેલું હોવું જોઇએ એમ અનુમાનપ્રમાણથી જાણવું. ૧૬૨

હવે ઈશ્વરને અંતર્યામી કહેવાનું કારણ કહે છેઃ—

**विज्ञानमयमुख्येषु कोशेष्वन्यत्र चैव हि ।**
**अंतस्तिष्ठन्यमयति तेनांतर्यामितां व्रजेत् ॥ १६३ ॥**

विज्ञानमयमुख्येषु कोशेषु च अन्यत्र एव अंतः तिष्ठन् हि यमयति, तेन अंतर्यामितां व्रजेत् ॥

વિજ્ઞાનમય જેમાં પ્રથમ છે એવા ચાર કોશોમાં તથા પૃથ્વી, જલ અને તેજ આદિ બીજા પદાર્થોમાં પણ તેમની અંતર ગુપ્તરૂપે રહીને આ ઇશ્વર તે સર્વને નિયમમાં રાખે છે તે કારણથી તે આનંદમયકોશના અભિમાની પ્રાજ્ઞથી અભિન્ન ઈશ્વર અંતર્યામીપણાને પામેલા છે, અર્થાત્ તેઓ અંતર્યામી એવા નામથી કહેવાય છે. ૧૬૩

બૃહદારણ્યકશ્રુતિમાં એવી રીતે ઈશ્વરનું અંતર્યામીપણું જણાવેલું છે એમ કહે છેઃ—

**बुद्धौ तिष्ठन्नांतरोऽस्या धियाऽनीक्ष्यश्च धीवपुः ।**
**धियमंतर्यमयतीत्येवं वेदेन घोषितम् ॥ १६४ ॥**

बुद्धौ तिष्ठन् अस्याः आंतरः च धिया अनीक्ष्यः, धीवपुः, धियं अंतर् यमयति इति एवं वेदेन घोषितम् ॥

પ્રાણીઓની બુદ્ધિમાં રહેલા છતાં આ ઈશ્વર આ બુદ્ધિની અંતરમાં હોય છે, અને તે બુદ્ધિવડે પ્રકાશી શકાતા નથી, બુદ્ધિ તેમના શરીરરૂપ છે, તેઓ બુદ્ધિની અંતર રહીને તેને યથાયોગ્ય પ્રેરે છે, એવી રીતે શુક્લયજુર્વેદની બૃહદારણ્યક–ઉપનિષદે પોકારીને કહેલું છે, તેથી તેમનું અંતર્યામીપણું સિદ્ધ થાય છે. ૧૬૪

હવે દૃષ્ટાંતપૂર્વક ઈશ્વરનું અંતર્યામીપણું જણાવે છેઃ—

**तंतुः पटे स्थितो यद्वदुपादानतया तथा ।**
**सर्वोपादानरूपत्वात्सर्वत्रायमवस्थितः ॥ १६५ ॥**

यद्वत् उपादानतया तंतुः पटे स्थितः तथा सर्वोपादानरूपत्वात् अयं सर्वत्र अवस्थितः ॥

જેમ ઉપાદાનકારણપણાવડે તાંતણો લુગડામાં સ્થિત છે તેમ સર્વના ઉપાદાનકારણરૂપપણાથી આ પરમાત્મા સર્વ પ્રાણિપદાર્થમાં રહેલા છે.

જેમાંથી કાર્યની ઉત્પત્તિ થાય છે, જેનાવડે કાર્યની સ્થિતિ થાય છે, અને જેમાં કાર્યનો લય થાય છે, તે કાર્યનું ઉપાદાનકારણ કહેવાય છે. ૧૬૫

પરમાત્મા જો ઉપાદાનકારણરૂપે સર્વત્ર રહેલા હોય તો તે લોકોને પ્રતીત કેમ થતા નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

**पटादप्यांतरस्तंतुस्तंतोरप्यंशुरांतरः ।**
**आंतरत्वस्य विश्रांतिर्यत्रासावनुमीयताम् ॥ १६६ ॥**

पटात् अपि तंतुः आंतरः, तंतोः अपि अंशुः आंतरः, [एवं] यत्र आंतरत्वस्य विश्रांतिः [ तत्र ] असौ [ इति ] अनुमीयताम् ॥

લુગડાથી પણ તાંતણો અંતર (સૂક્ષ્મ) છે, તાંતણાથી પણ તેનો સૂક્ષ્મ અંશ અંતર (સૂક્ષ્મ) છે, એવી રીતે જ્યાં અંતરપણાની (સૂક્ષ્મપણાની) મર્યાદા પૂરી થાય છે ત્યાં આ અંતર્યામિરૂપ પરમાત્મા રહેલા છે એમ અનુમાન કરવું. ૧૬૬

પરમાત્મા જો સર્વની અંતર સૂક્ષ્મરૂપે રહેલા હોય તો તાંતણામાં રહેલા અંશની પેઠે તેમની પ્રતીતિ કેમ થતી નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કહે છે:—

**द्वित्र्यांतरत्वकक्षाणां दर्शनेऽप्ययमांतरः ।**
**न वीक्ष्यते ततो युक्तिश्रुतिभ्यामेव निर्णयः ॥१६७॥**

द्वित्र्यांतरत्वकक्षाणां दर्शने अपि अयं आंतरः न वीक्ष्यते, ततः [ तस्य ] युक्तिश्रुतिभ्यां एव निर्णयः [ कार्यः ] ॥

બે ત્રણ અંતરપણાની મર્યાદાનું દર્શન થયા છતાં પણ આ સર્વના અંતર્યામી સૌથી છેલ્લી મર્યાદારૂપે અંતર રહેલા હોવાથી બાહ્યદૃષ્ટિવડે જોવામાં આવતા નથી, તેથી તેમનો—તેમના સદ્ભાવનો—ઉપનિષદોનાં વચનોવડે અને તેને અનુસરનારી યુક્તિઓવડેજ નિશ્ચય કરવો જોઇએ.

પૂર્વે જણાવેલી અંતર્યામિબ્રાહ્મણની શ્રુતિઓથી અને કોઈ પણ જડ ચેતનરૂપ અધિષ્ઠાનવિના રહી શકતું નથી, કે કાંઈ કરી શકતું નથી, એ યુક્તિવડે સર્વના અંતર્યામિરૂપ પરમાત્માના સદ્ભાવનો નિર્ણય થાય છે. ૧૬૭

અંતર્યામી પરમાત્માની સર્વ સ્થાવરજંગમભૂતોરૂપે સ્થિતિ હોવાથી તે સર્વ પરમાત્માનાં શરીર છે એમ જણાવે છે:—

पटरूपेण संस्थानात्पटस्तंतोर्वपुर्यथा ।
सर्वरूपेण संस्थानात्सर्वमस्य वपुस्तथा ॥ १६८ ॥

यथा पटरूपेण संस्थानात् पटः ततोः वपुः तथा सर्वरूपेण संस्थानात् सर्वं अस्य वपुः ॥

જેમ તાંતણો લુગડારૂપે સ્થિત હોવાથી લુગડું તાંતણાના શરીરરૂપ છે તેમ સર્વ સ્થાવરજંગમભૂતોરૂપે માયાના સ્વામી પરમાત્માની સ્થિતિ હોવાથી સર્વ સ્થાવરજંગમભૂતો આ પરમાત્માનું શરીર ગણાય છે. ૧૬૮

પરમાત્મા સર્વ સ્થાવરજંગમભૂતોની અંતર રહીને તેમને નિયમમાં રાખે છે એમ ઉદાહરણ આપીને નીચેના બે શ્લોકવડે જણાવે છેઃ—

तंतोः संकोचविस्तारचलनादौ पटस्तथा।
अवश्यमेव भवति न स्वातंत्र्यं पटे मनाक् ॥ १६९ ॥
तथांतर्याम्ययं यत्र यया वासनया यथा ।
विक्रियते तथाऽवश्यं भवत्येव न संशयः ॥ १७० ॥

तंतोः संकोच–विस्तार–चलनादौ पटः अवश्यं एव तथा भवति, [अतः] पटे मनाक् [ अपि ] स्वातंत्र्यं न, तथा अयं अंतर्यामी यत्र यया वासनया यथा विक्रियते तथा अवश्यं भवति एव, न संशयः ॥

જેમ તાંતણાના સંકોચ, વિસ્તાર ને ચલન આદિના સમયમાં લુગડું અવશ્યજ સંકોચ, વિસ્તાર અને ચલનાદિવાળું થાય છે તેથી લુગડામાં લેશ પણ સ્વતંત્રપણું નથી, તેમ આ સર્વના અંતર્યામી પરમાત્મા જે સ્થાવરજંગમ પ્રાણિપદાર્થમાં જે વાસનાવડે જેવા પરિણામરૂપે પ્રતીત થવાને ઇચ્છે છે ત્યાં તેવા પરિણામરૂપે પોતાની માયાવડે અવશ્ય પ્રતીત થાય છેજ, તેમાં સંશય નથી. ૧૬૯–૭૦

ભગવદ્ગીતારૂપ સ્મૃતિમાં પણ પરમાત્માનું અંતર્યામીપણું નીચેના શ્લોકથી જણાવેલું છે એમ કહે છેઃ—

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ १७१ ॥

अर्जुन ! ईश्वरः यंत्रारूढानि सर्वभूतानि मायया भ्रामयन् सर्वभूतानां हृद्देशे तिष्ठति ॥

હે અર્જુન ! સર્વના નિયંતા આ પરમાત્મા શરીરરૂપ યંત્રપર બેઠેલાં

(શરીરમાં હુંપણાનું કે મારાપણાનું અભિમાન રાખનારાં) સર્વ પ્રાણીઓને પોતાની માયાવડે ભમાવતા છતાં સર્વે પ્રાણીઓના હૃદયસ્થાનમાં રહે છે. ૧૭૧

ઉપરના શ્લોકમાં सर्वभूतानां (સર્વ પ્રાણીઓનાં) એવો જે શબ્દ આવ્યો છે તે શબ્દનો અર્થ નીચેના શ્લોકથી કહે છેઃ—

सर्वभूतानि विज्ञानमयास्ते हृदये स्थिताः ।

तदुपादानभूतेशस्तत्र विक्रियते खलु ॥ १७२ ॥

विज्ञानमयाः सर्वभूतानि, ते हृदये स्थिताः, तत्र तदुपादानभूतेशः खलु विक्रियते ॥

પૂર્વે કહેલ વિજ્ઞાનમયકોશવાળા જીવો તે સર્વ ભૂતો છે. તે વિજ્ઞાનમય-કોશવાળા જીવો પ્રાણીઓનાં હૃદયકમલમાં રહેલા હોય છે. ત્યાં તે વિજ્ઞાનમય-કોશના ઉપાદાનકારણરૂપ ઈશ્વર જીવોની વાસનાપ્રમાણે અવશ્ય વિજ્ઞાનમય-કોશાદિરૂપે પોતાની માયાવડે પરિણામ પામે છે. ૧૭૨

૧૭૧મા શ્લોકમાં જે यंत्र, आरोह અને भ्रमण એવા શબ્દો આવેલા છે તે શબ્દોના અર્થો કહે છેઃ—

देहादिपंजरं यंत्रं तदारोहोऽभिमानिता ।

विहितप्रतिषिद्धेषु प्रवृत्तिर्भ्रमणं भवेत् ॥ १७३ ॥

देहादिपंजरं यंत्रम्, अभिमानिता तदारोहः, [ च ] विहितप्रतिषिद्धेषु [ या ] प्रवृत्तिः [ तत् ] भ्रमणं भवेत् ॥

શરીરાદિરૂપ પીંજરૂ તે યંત્ર છે, તે શરીરાદિમાં તેજ હું એવું અભિમાન રાખવું તે તેના ઉપર આરોહણ કરવું એટલે ચઢવું છે, અને શાસ્ત્રે વિધાન કરેલાં કર્મોમાં તથા શાસ્ત્રે નિષિદ્ધ કરેલાં કર્મોમાં પ્રાણીઓની જે પ્રવૃત્તિ થાય છે તે ભ્રમણ છે. ૧૭૩

ઈશ્વર માયાવડે જીવોને કેવી રીતે ભ્રમણ કરાવે છે તે કહે છેઃ—

विज्ञानमयरूपेण तत्प्रवृत्तिस्वरूपतः ।

स्वशक्त्येशो विक्रियते मायया भ्रामणं हि तत् ॥ १७४ ॥

ईशः स्वशक्त्या विज्ञानमयरूपेण तत्प्रवृत्तिस्वरूपतः विक्रियते तत् हि मायया भ्रामणम् ॥

સર્વના નિયામક પરમાત્મા પોતાની માયારૂપ શક્તિવડે આનંદમયકોશ-માંથી વિજ્ઞાનમયકોશરૂપે જીવોનાં શુભાશુભકર્માનુસાર તેની પ્રવૃત્તિના સ્વરૂપથી

પરિણામ પામે છે એજ તેમના કર્માનુસાર ઊંચનીચ શરીરોમાં માયાવડે ભ્રમણ કરાવવું છે. ૧૭૪

શ્રુતિમાં જે यमयति ( નિયમમાં રાખે છે ) એવો શબ્દ છે તેનો અર્થ પણ આવોજ થાય છે એમ કહે છેઃ—

**अंतर्यमयतीत्युक्त्याऽयमेवार्थः श्रुतौ श्रुतः ।**
**पृथिव्यादिषु सर्वत्र न्यायोऽयं योज्यतां धिया ॥ १७५ ॥**

श्रुतौ अंतर्यमयति इति उक्तया अयं एव अर्थः श्रुतः, अयं न्यायः पृथिव्यादिषु सर्वत्र धिया योज्यताम् ॥

અંતર્યામિબ્રાહ્મણની શ્રુતિમાં પ્રાણીઓના અંતરમાં રહીને તેમનું નિયમન કરે છે એ કથનવડે આજ એટલે ૧૭૪મા શ્લોકમાં જણાવેલો અર્થજ પ્રકટ કરેલો છે. આ યુક્તિરૂપ ન્યાય સર્વત્ર એટલે પૃથ્વી આદિ સર્વમાં વિવેકયુક્ત બુદ્ધિવડે જોડવો. ૧૭૫

પ્રાણીઓની પ્રવૃત્તિ પરમાત્માને અધીન છે એ વિષયમાં વૃદ્ધપુરુષનું વચન પ્રમાણરૂપે જણાવે છેઃ—

**जानामि धर्मं न च मे प्रवृत्ति-**
**र्जानाम्यधर्मं न च मे निवृत्तिः ।**
**केनापि देवेन हृदि स्थितेन,**
**यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥ १७६ ॥**

[ अहं ] धर्मं जानामि [ किं तु तत्र ] मे प्रवृत्तिः न, च [ अहं ] अधर्मं [ अपि ] जानामि च [ तस्मात् ] मे निवृत्तिः न, हृदि स्थितेन केन अपि देवेन यथा नियुक्तः अस्मि तथा करोमि ॥

હું ધર્મને જાણું છું, પરંતુ તે ધર્મમાં મારી પ્રવૃત્તિ થતી નથી, અને હું અધર્મને પણ જાણું છું, પરંતુ તે અધર્મથી મારું પાછું વળવું થતું નથી. મારા હૃદયમાં રહેલા કોઇ એક અજ્ઞાત દેવવડે ( અંતર્યામીવડે ) જેવી રીતે મને પ્રેરણા કરાય છે તેવી રીતે હું ધર્માધર્મ કરું છું. ૧૭૬

જો સર્વ પ્રવૃત્તિ પરમાત્માને અધીન હોય તો મનુષ્યની પ્રવૃત્તિ નિષ્ફલ થશે એવી શંકા લઈ તેનું સમાધાન કરે છેઃ—

नार्थः पुरुषकारेणेत्येवं मा शंक्यतां यतः ।
ईशः पुरुषकारस्य रूपेणापि विवर्तते ॥ १७७ ॥

यतः ईशः पुरुषकारस्य रूपेण अपि विवर्तते [ ततः ] पुरुषकारेण अर्थः न इति एवं मा शंक्यताम् ॥

જે કારણથી પરમાત્મા પુરુષપ્રયત્નરૂપે પણ વિવર્તપરિણામ પામે છે તે કારણથી પુરુષપ્રયત્નનો ઉપયોગ નથી એવી શંકા તમારે કરવી નહિ, અર્થાત મનુષ્યનો પ્રયત્ન પણ ફલવાળો થાય છે. ૧૭૭

જો પુરુષનો પ્રયત્ન પણ ઇશ્વિરરૂપ હોય તો પછી તેઓ ભૂતોનું નિયમન કરે છે, ને તેમને ભ્રમણ કરાવે છે, ઇત્યાદિ શબ્દોવડે કહેવામાં આવતું તેમનું પ્રેરકપણું વ્યર્થ થશે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

ईदृग्बोधेनेश्वरस्य प्रवृत्तिर्मैव वार्यताम् ।
तथापीशस्य बोधेन स्वात्मासंगत्वधीजनिः ॥ १७८ ॥

ईदृग्बोधेन ईश्वरस्य प्रवृत्तिः मा एव वार्यताम्, ईशस्य तथा बोधेन अपि स्वात्मासंगत्वधीजनिः [ भवति ] ॥

ઇશ્વર પ્રયત્નરૂપે પણ સ્થિત છે આવા જ્ઞાનવડે ઇશ્વિરની અંતર્યામિરૂપે જીવોનાં કર્માનુસાર થતી પ્રેરકતા નિવારણ કરવી નહિ, અર્થાત એ સિદ્ધાંતને અસત્ય ન સમજવો, કેમકે અંતર્યામિરૂપે તેઓ પ્રેરક છે એવા ઇશ્વિરના જ્ઞાનવડે પણ પોતાના આત્માના અસંગપણાનું જ્ઞાન મુમુક્ષુને ઉત્પન્ન થાય છે.

માયારૂપ ઉપાધિવાળા ઇશ્વિર અવિદ્યારૂપ ઉપાધિવાળા જીવના પ્રયત્નનું ફલ આપનારા અને અવિદ્યારૂપ ઉપાધિવાળા જીવને અંતર્યામિરૂપે તેમનાં કર્માનુસાર પ્રેરણા કરનારા છે. જીવની સોપાધિક સ્થિતિ છે, અને પ્રત્યગાત્મા નિરુપાધિક છે. પોતાનો આત્મા પ્રત્યગાત્મા કહેવાય છે, અને તેના અસંગપણાનું જ્ઞાન ઇશ્વિરનું અંતર્યામીપણું વિચારવાથી પણ મુમુક્ષુને પ્રાપ્ત થાય છે. ૧૭૮

આત્માનું અસંગપણું જાણવાથી જે ફલ થાય છે તે કહે છે:—

तावता मुक्तिरित्याहुः श्रुतयः स्मृतयस्तथा ।
श्रुतिस्मृती ममैवाज्ञे इत्यपीश्वरभाषितम् ॥ १७९ ॥

तावता मुक्तिः इति श्रुतयः तथा स्मृतयः आहुः, श्रुतिस्मृती मम एव आज्ञे इति अपि ईश्वरभाषितम् ॥

આત્મા અસંગ છે એટલા જ્ઞાનવડે મુમુક્ષુને મોક્ષનો લાભ થાય છે એમ ઉપનિષદોનાં વચનો અને સ્મૃતિઓ કહે છે, અને ઉપનિષદોનાં વચનો તથા

સ્મૃતિઓ મારીજ આજ્ઞા છે એમ પણ પરમેશ્વરે પ્રસંગોપાત્ત સતશાસ્ત્રમાં કહેલું છે. ૧૭૯

પરમાત્માની આજ્ઞા જીવોને ભયના કારણરૂપ છે તેથી તેઓ સર્વેશ્વર છે એમ જણાવે છેઃ–

**आज्ञाया भीतिहेतुत्वं भीषाऽस्मादिति हि श्रुतम् ।**
**सर्वेश्वरत्वमेतत्स्यादंतर्यामित्वतः पृथक् ॥ १८० ॥**

"भीषा अस्मात्" इति हि श्रुतं अतः आज्ञायाः भीतिहेतुत्वं, एतत् सर्वेश्वरत्वं अंतर्यामित्वतः पृथक् स्यात् ॥

"જેથી આ ઈશ્વરના ભયથી વાયુ વાય છે" એવી રીતે તૈત્તિરીય-ઉપનિષદ્‌માં સાંભળ્યુ છે તેથી પરમાત્માની આજ્ઞાનું વાયુ આદિને ભયનું કારણ-પણું છે. પરમાત્માનું આ સર્વેશ્વરપણું ( સર્વને નિયમમાં રાખવાપણું ) ઈશ્વરના અંતર્યામીપણાથી ભિન્ન છે, અર્થાત્ ઈશ્વરનું સર્વનિયામકપણું ભિન્ન છે, અને તેમનું અંતર્યામીપણું ભિન્ન છે એ સિદ્ધ કરવામાટે એમનું ભયનું કારણપણું જણાવ્યું છે. ૧૮૦

પ્રાણીઓની અંતર અને બહાર ઈશ્વરજ નિયામક છે એ સિદ્ધ કરવા ઉપનિષદોનાં બે વચનો નીચેના શ્લોકમાં આપે છેઃ—

**एतस्य वा अक्षरस्य प्रशासन इति श्रुतिः ।**
**अंतः प्रविष्टः शास्ताऽयं जनानामिति च श्रुतिः ॥ १८१ ॥**

"एतस्य वा अक्षरस्य प्रशासने" इति श्रुतिः [ तथा ] "अयं अंतः प्रविष्टः शास्ता जनानां" इति च श्रुतिः ॥

આના સંબંધમાં આ અવિનાશી પરમાત્માની આજ્ઞામાં સૂર્ય અને ચંદ્રાદિ રહે છે એવી બૃહદારણ્યક–ઉપનિષદ્‌ની શ્રુતિ છે, અને આ પરમાત્મા સર્વ જીવોના શરીરની અંતર પ્રવેશ કરીને રહેલા છે, અને તેમને નિયમમાં રાખ-નારા છે એવી બીજી પણ શ્રુતિ છે ૧૮૧

પરમાત્માને जगद्योनिः ( જગત્‌ના કારણ ) શામાટે કહ્યા છે તે જણાવે છેઃ—

**जगद्योनिर्भवेदेष प्रभवाप्ययकृत्त्वतः ।**
**आविर्भावतिरोभावावुत्पत्तिप्रलयौ मतौ ॥ १८२ ॥**

प्रभवाप्ययकृत्त्वतः एषः जगद्योनिः भवेत्, उत्पत्तिप्रलयौ आविर्भाव-तिरोभावौ मतौ ॥

આ જગત્‌ની ઉત્પત્તિના અને પ્રલયના કરનારપણાથી આ પરમાત્મા આ

જગતનું ઉત્પત્તિસ્થાન કહેવાય છે. જગતની ઉત્પત્તિ અને પ્રલય એટલે આ જગતનું પ્રકટ થવું અને આ જગતનું લીન થવુ એમ શ્રુતિસ્મૃતિએ માનેલું છે. ૧૮૨

પરમાત્મા જગતને કેવી રીતે પ્રકટ કરે છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

**आविर्भावयति स्वस्मिन्विलीनं सकलं जगत् ।**

**प्राणिकर्मवशादेष पटो यद्वत्प्रसारितः ॥ १८३ ॥**

यद्वत् प्रसारितः पटः [ तद्वत् ] प्राणिकर्मवशात् एषः स्वस्मिन् विलीनं सकलं जगत् [ पुनः ] आविर्भावयति ॥

જેવી રીતે ફેલાવેલુ ચિત્રપટ પોતામાં રહેલાં ચિત્રોને પ્રકટ કરે છે તેવી રીતે પ્રાણીઓનાં કર્મોનું ફલ દેવામાટે આ પરમાત્મા પોતાનામાં વિલીન થયેલા (બીજરૂપે સૂક્ષ્મ થઈને રહેલા ) સર્વ જગતને પુનઃ પ્રકટ કરે છે. ૧૮૩

પરમાત્મા આ જગતના પ્રલયના કારણ છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

**पुनस्तिरोभावयति स्वात्मन्येवाखिलं जगत् ।**

**प्राणिकर्मक्षयवशात्संकोचितपटो यथा ॥ १८४ ॥**

यथा संकोचितपटः [ तथा ] प्राणिकर्मक्षयवशात् स्वात्मनि एव अखिलं जगत् पुनः तिरोभावयति ॥

જેવી રીતે સંકેલી લીધેલા ચિત્રપટમા સર્વ ચિત્રો લીન થઇ જાય છે, અર્થાત તે મનુષ્યોને દેખાવા બંધ થઈ જાય છે, તેવી રીતે પ્રાણીઓનાં ફલ આપનારાં કર્મોનો સમયને માટે ક્ષય થવાથી પરમાત્મા પોતાના સ્વરૂપમાં આ સમગ્ર જગતને પુનઃ લીન કરી દે છે. ૧૮૪

જગતની ઉત્પત્તિના અને જગતના પ્રલયના સંબંધમા બીજો દૃષ્ટાંતો આપે છેઃ—

**रात्रिघस्रौ सुप्तिबोधावुन्मीलननिमीलने ।**

**तूष्णींभावमनोराज्ये इव सृष्टिलयाविमौ ॥ १८५ ॥**

इमौ सृष्टिलयौ रात्रिघस्रौ, सुप्तिबोधौ, उन्मीलननिमीलने, तूष्णींभावमनोराज्ये इव [ स्तः ] ॥

જગતનાં આ ઉત્પત્તિ ને પ્રલય રાત્રિ અને દિવસ, નિદ્રા અને જાગ્રદવસ્થા, આંખ વીંચાવી અને ઊઘડવી તથા મનની વિચારવિનાની સ્થિતિ અને મનોરાજ્ય આના જેવાં અનુક્રમે છે.

રાત્રિ, નિદ્રા, આંખોનું વીંચાવું અને મનની વિચારવિનાની સ્થિતિના જેવો આ જગત્‌નો પ્રલય છે, અને દિવસ, જાગ્રત્ થવું, આંખો ઊઘડવી અને મનોરાજ્ય કરવાં આના જેવાં આ જગત્‌ની ઉત્પત્તિ છે. ૧૮૫

ઈશ્વિર આ જગત્‌ની ઉત્પત્તિ કરે છે તેમાં આરંભવાદ અને પરિણામવાદ સંભવતા નથી એમ કહે છેઃ—

**आविर्भावतिरोभावशक्तिमत्त्वेन हेतुना ।**
**आरंभपरिणामादिचोद्यानां नात्र संभवः ॥ १८६ ॥**

आविर्भावतिरोभावशक्तिमत्त्वेन हेतुना अत्र आरंभपरिणामादिचोद्यानां संभवः न ॥

ઈશ્વિર આ જગત્‌ને પ્રકટ કરવાના અને તેને પોતામાં લીન કરવાના સામર્થ્યવાળા છે તે કારણથી જગત્‌ની ઉત્પત્તિમા અને પ્રલયમાં આરંભના તથા પરિણામ આદિના પ્રશ્નોનો સંભવ નથી.

પરમાત્મા અદ્વિતીય હોવાથી તેઓમાં પરમાણુમાંથી આ જગત્‌નો આરંભ કરનારાપણું સંભવતું નથી, અને તેઓ અવયવરહિત તેમજ અવિકારી હોવાથી તેઓમાં પરિણામપણું પણ સંભવતું નથી. તેઓ પોતાની માયાવડે આ જગત્‌ની ઉત્પત્તિ અને તેનો પ્રલય કરે છે. નૈયાયિકો પરમાણુમાંથી દ્વયણુક આદિ ક્રમે આ જગત્‌નો આવિર્ભાવ થાય છે એવો આરંભવાદ માને છે, અને સાંખ્યવાદીઓ તથા યોગીઓ દૂધમાંથી જેમ દહીં થાય છે તેમ પ્રકૃતિમાંથી પ્રકૃતિના પરિણામરૂપ આ જગત્ થાય છે એવો પરિણામવાદ માને છે. વેદાંતીઓ એ બંને વાદને સ્વીકારતા નથી. આદિ શબ્દવડે સ્વભાવને કાલ સમજવા ૧૮૬

એકજ પરમાત્મા જીવોનું અને જડ પદાર્થોનું ઉપાદાનકારણ કેવી રીતે થાય છે તે જણાવે છેઃ—

**अचेतनानां हेतुः स्याज्जाड्यांशेनेश्वरस्तथा ।**
**चिदाभासांशतस्त्वेष जीवानां कारणं भवेत् ॥ १८७ ॥**

ईश्वरः जाड्यांशेन अचेतनानां हेतुः स्यात्, तथा एषः तु चिदाभासांशतः जीवानां कारणं भवेत् ॥

પરમાત્મા માયારૂપ જડપણાના અંશવડે આ જગત્‌માંના જડ પદાર્થોના ઉપાદાનકારણરૂપ થાય છે, તથા આ પરમાત્માજ ચેતનના આભાસના અંશથી આ જગત્‌માંના જીવોના ઉપાદાનકારણરૂપ થાય છે. ૧૮૭

માયાના સ્વામી પરમાત્મા આ જગત્‌ના ઉપાદાનકારણરૂપ છે એમ જે કહ્યું તે યોગ્ય નથી, કેમકે વાર્તિકકાર શ્રીસુરેશ્વરાચાર્યે બ્રહ્મને જગત્‌ના

કારણરૂપે કહેલ છે એમ નીચેના ત્રણમાંના બે શ્લોકવડે શંકા કરી, ત્રીજા શ્લોકવડે તેનું સમાધાન કરે છેઃ—

तमःप्रधानः क्षेत्राणां चित्प्रधानश्चिदात्मनाम् ।
परः कारणतामेति भावनाज्ञानकर्मभिः ॥ १८८ ॥
इति वार्तिककारेण जडचेतनहेतुता ।
परमात्मन एवोक्ता नेश्वरस्येति चेच्छृणु ॥ १८९ ॥
अन्योन्याध्यासमत्रापि जीवकूटस्थयोरिव ।
ईश्वरब्रह्मणोः सिद्धं कृत्वा ब्रूते सुरेश्वरः ॥ १९० ॥

भावनाज्ञानकर्मभिः परः तमःप्रधानः [ सन् ] क्षेत्राणां, [ तथा] चित्प्रधानः [ सन् ] चिदात्मनां कारणतां एति इति वार्तिककारेण परमात्मनः एव जडचेतन-हेतुता उक्ता, ईश्वरस्य न इति चेत् शृणु, जीवकूटस्थयोः इव अत्र अपि ईश्वरब्रह्मणोः अन्योन्याध्यासं सिद्धं कृत्वा सुरेश्वरः ब्रूते ॥

જીવોના પૂર્વસંસ્કાર, દેવતાદિનું ધ્યાન અને તેમનાં શુભાશુભકર્મવડે પરમાત્મા તમોગુણપ્રધાનસ્વરૂપવાળા થઈને ( માયારૂપ ઉપાધિવાળા થઈને ) પ્રાણીઓનાં શરીરાદિના કારણપણાને પામે છે, અને ચેતનપ્રધાનસ્વરૂપવાળા થઈને જીવોના કારણપણાને પામે છે એમ વાર્તિકકાર શ્રીસુરેશ્વરાચાર્યે પરમાત્માનું–બ્રહ્મનું–જડ પદાર્થોનું અને ચેતનનું હેતુપણું કહેલુ છે, પણ ઈશ્વરનું હેતુપણું કહેલું નથી એમ જો શંકા કરો તો તેનું સમાધાન સાંભળોઃ–જીવ અને કૂટસ્થની પેઠે અહીં પણ પરમાત્માનો અને બ્રહ્મનો પરસ્પર અધ્યાસ ગ્રહણ કરીને શ્રીસુરેશ્વરાચાર્યે એમ કહ્યું છે.

જેમ ત્વંપદના વાચ્યાર્થરૂપ જીવનો અને ત્વંપદના લક્ષ્યાર્થરૂપ કૂટસ્થનો ભ્રાંતિથી પરસ્પર આરોપ થયો છે તેમ તત્પદના વાચ્યાર્થરૂપ ઈશ્વરનો અને તેના લક્ષ્યાર્થરૂપ બ્રહ્મનો ભ્રાંતિવડે પરસ્પર આરોપ થયો છે. આમ સ્વીકારી વાર્તિકકારે ઈશ્વરને બદલે તેમના મૂલ સ્વરૂપનું કથન કરેલું છે. શુદ્ધ બ્રહ્મ આ જગતનું કારણ છે એવો તેમનો અભિપ્રાય નથી. ૧૮૮–૮૯–૯૦

શ્રીસુરેશ્વરાચાર્યે ઈશ્વરનો અને બ્રહ્મનો અન્યોન્યાધ્યાસ માનીને આ પ્રમાણે કહ્યું છે એ વાતને નીચેના બે શ્લોકવડે વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

सत्यं ज्ञानमनंतं यद्ब्रह्म तस्मात्समुत्थिताः ।
खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहा इति श्रुतिः ॥ १९१ ॥

**आपातदृष्टितस्तत्र ब्रह्मणो भाति हेतुता।**
**हेतोश्च सत्यता तस्मादन्योन्याध्यास इष्यते ॥ १९२ ॥**

यत् सत्यं ज्ञानं अनंतं ब्रह्म तस्मात् खं वाय्वग्निजलोर्व्योषध्यन्नदेहाः समुत्थिताः इति श्रुतिः [ अस्ति, ] तत्र आपातदृष्टितः ब्रह्मणः हेतुता भाति, च हेतोः सत्यता [ भाति ] तस्मात् अन्योन्याध्यासः इष्यते ॥

જે સત્યરૂપ, જ્ઞાનરૂપ અને દેશ, કાલ તથા વસ્તુના અંતરરહિત બ્રહ્મ છે તેમાંથી આકાશ, વાયુ, તેજ, જલ, પૃથ્વી, ઓષધી, અન્ન અને શરીરો ઉત્પન્ન થયાં છે એવી તૈત્તિરીયશ્રુતિ છે. તે શ્રુતિમાં સ્થૂલદૃષ્ટિથી બ્રહ્મનું જગત્કારણપણું પ્રતીત થાય છે, અને જગત્ના કારણરૂપ ઈશ્વરની સત્યતા જણાય છે, તે કારણથી બ્રહ્મનો અને ઈશ્વરનો અન્યોન્યાધ્યાસ અંગીકાર કરવામાં આવે છે.

તૈત્તિરીય-ઉપનિષદ્‌માં જે સત્યાદિસ્વભાવવાળા બ્રહ્મમાંથી આકાશાદિ જગત્‌ની ઉત્પત્તિ કહી છે તેથી બ્રહ્મનું જગત્કારણપણું અને જગત્‌નું કારણ જે ઈશ્વર તેમનું સત્યપણું સ્થૂલદૃષ્ટિવડે જણાય છે, તે પરસ્પરના અધ્યાસવિના સંભવે નહિ, કેમકે નિર્ગુણબ્રહ્મ નિરવયવ અને અપરિણામી હોવાથી તે આ જગતનું કારણ થઈ શકે નહિ, અને ઈશ્વર પોતાની સોપાધિક સ્થિતિમાં સત્ય હોઈ શકે નહિ, એટલે બ્રહ્મનો ને ઈશ્વરનો વ્યવહારકાલે અન્યોન્યાધ્યાસ માનવો જોઇએ. ૧૯૧-૧૯૨

ઈશ્વરનું અને બ્રહ્મનું એકપણું ભ્રાંતિવડે જણાય છે એમ ખેળ ભેળવેલા લુગડાનું ઉદાહરણ આપીને સમજાવે છેઃ—

**अन्योन्याध्यासरूपोऽसावन्नलिप्तपटो यथा ।**
**घट्टितेनैकतामेति तद्वद्भ्रांत्यैकतां गतः ॥ १९३ ॥**

यथा अन्नलिप्तपटः घट्टितेन एकतां एति, तद्वत् अन्योन्याध्यासरूपः असौ भ्रांत्या एकतां गतः ॥

જેમ ખેળ ચઢાવેલુ વસ્ત્ર ઢાબરીને તૈયાર કરેલા ધોયેલા વસ્ત્રની સાથે ભ્રાંતિવડે એકપણાને પામેલું જણાય છે તેમ અન્યોન્યાધ્યાસરૂપવાળા આ ઈશ્વર ભ્રાંતિવડે બ્રહ્મની સાથે એકપણાને પામેલા જણાય છે.

જેમ ખેળ ચઢાવેલું વસ્ત્ર ધોઈને ઢાબરેલા વસ્ત્રની સાથે ભ્રાંતિવડે એકપણાને પામેલાજેવું જણાય છે, અર્થાત્ ખેળ ચઢાવેલા ને ધોઈને ધાટેલા વસ્ત્રમાં સ્થૂલદૃષ્ટિવાળાને ભેદ જણાતો નથી, એવી રીતે માયારૂપ ઉપાધિવાળા ને માયારૂપ ઉપાધિરહિત બ્રહ્મ એ બંને વસ્તુતાએ ભિન્ન છતાં પણ સ્થૂલ-

દષ્ટિવાળાને ઈશ્વરનો ને બ્રહ્મનો ભેદ જણાતો નથી આવી રીતે બ્રહ્મનો ઈશ્વરમા ને ઈશ્વરનો બ્રહ્મમા આરોપ થાય છે તે અન્યોન્યાધ્યાસ કહેવાય છે ૧૯૩

તે વિષયને દઢ કરવા તેના સબધમા એક બીજુ દષ્ટાત આપે છે —

मेघाकाशमहाकाशौ विविच्येते न पामरैः ।
तद्वद्ब्रह्मेशयोरैक्यं पश्यंत्यापातदर्शिनः ॥ १९४ ॥

[ यथा ] पामरैः मेघाकाशमहाकाशौ न विविच्येते तद्वत् आपातदर्शिनः ब्रह्मेशयोः ऐक्यं पश्यति ॥

જેવી રીતે શાસ્ત્રસંસ્કારવિનાના સ્થૂલદષ્ટિવાળા મનુષ્યોવડે મેઘાકાશનુ ને મહાકાશનુ પૃથક્કરણ કરી શકાતુ નથી, અર્થાત્ મેઘાકાશ ને મહાકાશ ભિન્ન છે એમ તેમનાથી સમજી શકાતુ નથી, તેવી રીતે જાડી બુદ્ધિવાળા અવિચારી મનુષ્યો બ્રહ્મનુ ને ઈશ્વરનુ એકપણુ જુએ છે, અર્થાત્ તે બેનો ઉપાધિકૃત ભેદ છતા પણ તેઓ તે ભેદને સમજી શકતા નથી ૧૯૪

બ્રહ્મનો ને ઇશ્વરનો ભેદ કયા સાધનવડે જાણવામા આવે છે તે કહે છે –

उपक्रमादिभिर्लिंगैस्तात्पर्यस्य विचारणात् ।
असंगं ब्रह्म मायावी सृजत्येष महेश्वरः ॥ १९५ ॥

उपक्रमादिभिः लिंगैः तात्पर्यस्य विचारणात् ब्रह्म असंगं, एषः मायावी महेश्वरः सृजति [ इति ज्ञायते ] ॥

ઉપક્રમોપસંહારની એકતા, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ અને ઉપપત્તિ આ શાસ્ત્રના તાત્પર્યનો નિર્ણય કરાવનાર હેતુઓવડે ઉપનિષદના તાત્પર્યનો વિચાર કરવાથી બ્રહ્મ અસગ છે, અને એ સૃષ્ટિકર્તા નથી, તથા આ માયાના સ્વામી મહેશ્વર સૃષ્ટિ રચે છે એમ જાણવામા આવે છે

ઉપક્રમોપસંહારની એકતા–ગ્રથના આદિમા ને અતમા કરેલા કથનનુ એકરૂપપણુ અભ્યાસ–ગ્રથમા વારવાર વર્ણવેલો કોઈ વિષય અપૂર્વતા–વિષયનુ અલૌકિકપણુ ફલ–ગ્રથમા કહેલા વિષયના ( સાધનના ) સેવનથી સિદ્ધ થતુ પ્રયોજન અર્થવાદ–ગ્રથમા આવેલા સ્તુતિનિંદાના વચનો ઉપપત્તિ–યુક્તિ અને દષ્ટાત અર્થાત યુક્તિઓવડે અને દષ્ટાતવડે ગ્રથમા કહેલા વિષયની સભાવના ૧૯૫

શ્રુતિમા ઉપક્રમની અને ઉપસહારની એકતાવડે બ્રહ્મનુ અસગપણુ જણાવ્યુ છે એમ કહે છે —

सत्यं ज्ञानमनंतं चेत्युपक्रम्योपसंहृतम् ।
यतो वाचो निवर्तंत इत्यसंगत्वनिर्णयः ॥ १९६ ॥

" सत्यं ज्ञानं अनंतं " च इति उपक्रम्य " यतो वाचो निवर्तंते " इति उपसंहृतम् [ तथा च ] असंगत्वनिर्णयः [ भवति ]॥

તૈત્તિરીય-ઉપનિષદ્‌માં " બ્રહ્મ સત્યરૂપ, જ્ઞાનરૂપ ને અનંતરૂપ છે " એવો આરંભ કરીને " મન અને વાણી જેને વિષય નહિ કરીને જેનાથી પાછાં વળે છે " એવો ઉપસંહાર કર્યો છે, તેથી બ્રહ્મના અસંગપણાનો નિશ્ચય થાય છે. એવી રીતે ઉપક્રમ ને ઉપસંહારની એકતા એ નામના હેતુવડે બ્રહ્મનું અસંગપણું સિદ્ધ થાય છે. ૧૯૬

માયાના સ્વામી ઈશ્વર જગત્ રચનારા છે એમ કહેનારી શ્વેતાશ્વતર-ઉપનિષદ્‌ની શ્રુતિનો અર્થથી અનુવાદ કરે છેઃ—

**मायी सृजति विश्वं संनिरुद्धस्तत्र मायया ।**
**अन्य इत्यपरा ब्रूते श्रुतिस्तेनेश्वरः सृजेत् ॥ १९७ ॥**

मायी विश्वं सृजति, तत्र अन्यः मायया संनिरुद्धः [ अस्ति, ] इति अपरा श्रुतिः ब्रूते, तेन ईश्वरः सृजेत् ॥

માયાના સ્વામી પરમાત્મા આ જગત્ રચે છે, તેમાં બીજો એટલે જીવ પરમાત્માની માયાવડે બંધન પામેલો થાય છે, એમ બીજી શ્રુતિ કહે છે, તે પ્રમાણવડે ઈશ્વર જગત્‌ને રચે છે, બ્રહ્મ કે જીવ જગત્‌ને રચતા નથી એમ સિદ્ધ થાય છે. ૧૯૭

આ આનંદમય ઈશ્વર જગતને કેવી રીતે ઉત્પન્ન કરે છે તે કહે છેઃ—

**आनंदमय ईशोऽयं बहु स्यामित्यवैक्षत ।**
**हिरण्यगर्भरूपोऽभूत्सुप्तिः स्वप्नो यथा भवेत् ॥ १९८ ॥**

यथा सुप्तिः स्वप्नः भवेत् [ एवं ] अयं आनंदमयः ईशः " बहु स्यां " इति अवैक्षत, [ च ईक्षित्वा ] हिरण्यगर्भरूपः अभूत् ॥

જેવી રીતે સુષુપ્તિ-અવસ્થા અંતઃકરણમાં કંઇક સૂક્ષ્મસંકલ્પ થવાથી સ્વપ્નાવસ્થારૂપ થાય છે તેવી રીતે આ આનંદમયસ્વરૂપ ઈશ્વર જીવોનાં કર્મો ફલ દેવાને તૈયાર થતાં " હું બહુરૂપે થાઉં " એમ સંકલ્પ કરવા લાગ્યા, અને એવો સંકલ્પ કરીને પછી હિરણ્યગર્ભરૂપ થયા. ૧૯૮

કોઇ શ્રુતિમાં પરમાત્માથી આકાશાદિની ક્રમપૂર્વક ઉત્પત્તિ થઇ એમ કહેલું છે, અને કોઇ શ્રુતિમાં આ સર્વ પરમાત્માએ રચ્યું એમ એકસાથે સૃષ્ટિની ઉત્પત્તિ થયાનું કહ્યું છે, તો આ બેમાં કયા નિરૂપણને સત્ય માનવું એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

क्रमेण युगपद्वैषा सृष्टिर्ज्ञेया यथाश्रुति ।
द्विविधश्रुतिसद्भावाद्द्विविधस्वप्नदर्शनात् ॥ १९९ ॥

द्विविधश्रुतिसद्भावात् [ च ] द्विविधस्वप्नदर्शनात् यथाश्रुति क्रमेण वा युगपत् एषा सृष्टिः ज्ञेया ॥

બે પ્રકારની શ્રુતિનો સદ્ભાવ હોવાથી, અને બે પ્રકારના સ્વપ્નનું દર્શન થતું હોવાથી, શ્રુતિમાં કહેલી રીતે ક્યારેક આકાશાદિ ક્રમવડે અને ક્યારેક એકસાથે આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે એમ જાણવું.

જેવી રીતે મનુષ્ય સ્વપ્નમાં ક્યારેક ક્રમપૂર્વક પદાર્થોને જુએ છે, ને ક્યારેક એકસાથે બધા પદાર્થોને જુએ છે, તેવી રીતે કોઇ શ્રુતિમાં ઈશ્વરના સંકલ્પથી સૃષ્ટિ ક્રમપૂર્વક ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે, અને કોઇ શ્રુતિમાં પ્રયોજનવશાત્ ઈશ્વરના સંકલ્પથી સૃષ્ટિ એકસાથે ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે. એવી રીતે બે પ્રકારની શ્રુતિઓ હોવાથી કહેલી બંને વાત સાચી છે. ૧૯૯

હવે હિરણ્યગર્ભના સ્વરૂપનું નિરૂપણ કરે છે:—

सूत्रात्मा सूक्ष्मदेहाख्यः सर्वजीवघनात्मकः ।
सर्वाहंमानधारित्वात् क्रियाज्ञानादिशक्तिमान् ॥ २०० ॥

सर्वजीवघनात्मकः सूक्ष्मदेहाख्यः सूत्रात्मा सर्वाहंमानधारित्वात् क्रियाज्ञानादिशक्तिमान् ॥

સર્વ જીવોના સમૂહરૂપ સમષ્ટિસૂક્ષ્મશરીરનામવાળો સૂત્રાત્મા સર્વ વ્યષ્ટિસૂક્ષ્મશરીરોમાં હું એવું અભિમાન રાખનારપણાથી ક્રિયા, જ્ઞાન અને ઇચ્છાશક્તિવાળો છે. ૨૦૦

હિરણ્યગર્ભની સ્થિતિમાં આ જગતની પ્રતીતિ કેવી રીતની થાય છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

प्रत्यूषे वा प्रदोषे वा मग्नो मंदे तमस्ययम् ।
लोको भाति यथा तद्वदस्पष्टं जगदीक्ष्यते ॥ २०१ ॥

अयं लोकः प्रत्यूषे वा प्रदोषे वा मंदे तमसि मग्नः यथा भाति तद्वत् [तत्र] अस्पष्टं जगत् ईक्ष्यते ॥

આ જગત્ પ્રાતઃકાલમાં અથવા સાયંકાલમાં મંદ અંધકારમાં ડુબેલું હોય એવું પ્રતીત થાય છે તેવું હિરણ્યગર્ભાવસ્થામાં આ જગત્ સૂક્ષ્મપણાને લઇને અસ્પષ્ટ જેવામાં આવે છે. ૨૦૧

વળી આળખેલા ચિત્રપટનું દૃષ્ટાંત આપીને હિરણ્યગર્ભના સ્વરૂપને જણાવે છેઃ—

**सर्वतो लांछितो मष्या यथा स्याद् घट्टितः पटः ।**
**सूक्ष्माकारैस्तथेशस्य वपुः सर्वत्र लांछितम् ॥ २०२ ॥**

यथा घट्टितः पटः मष्या सर्वतः लांछितः स्यात् तथा ईशस्य वपुः सूक्ष्माकारैः सर्वत्र लांछित [ भवति ] ॥

જેવી રીતે ખેળ લગાડીને ઢાળેલું લુગડું શાહીવડે સર્વબાજુથી ચિત્રોના આકારવાળું કરવામાં આવે છે તેવી રીતે હિરણ્યગર્ભરૂપ ઈશ્વરનું શરીર જીવોના સૂક્ષ્મશરીરોના સૂક્ષ્મ (અપંચીકૃત) આકારોવડે સર્વબાજુથી આળખેલું થાય છે ૨૦૨

વળી બીજું દૃષ્ટાંત આપીને સૂત્રાત્માના સ્વરૂપને વધારે સ્પષ્ટ કરે છેઃ—

**सस्यं वा शाकजातं वा सर्वतोऽङ्कुरितं यथा ।**
**कोमलं तद्वदेवैष पेलवो जगदंकुरः ॥ २०३ ॥**

यथा सर्वतः अंकुरितं सस्यं वा शाकजातं वा कोमलं [ वर्तते ] तद्वद् एव एषः जगदंकुरः पेलवः [ अस्ति ] ॥

જેવી રીતે સર્વબાજુથી અંકુરવાળો ધાન્યનો છોડ કિંવા નવો ઉપજેલો શાકનો છોડ વા શાકનો સમૂહ કે વેલો કોમલ હોય છે તેવી રીતેજ આ જગતનો અંકુર ( હિરણ્યગર્ભ ) અતિકોમલ હોય છે.

સૂક્ષ્મજગદ્રૂપ અંકુરનું બીજ માયારૂપ ઉપાધિવાળા ઇશ્વર છે, અને જગદ્રૂપી ધાન્યનો છોડ કે શાકનો છોડ એમાંથી ( એ અંકુરમાંથી ) ઉત્પન્ન થાય છે, તેથી હિરણ્યગર્ભને ( સૂત્રાત્માને ) સ્થૂલજગતના અંકુરરૂપ કહ્યા છે ૨૦૩

સૂત્રાત્માના સ્વરૂપનું વર્ણન કરીને હવે તેમની સ્થૂલસ્થિતિરૂપ પંચીકૃત પાંચ ભૂતોના કાર્યરૂપ ઉપાધિવાળા ભગવાન વિરાટનું સ્વરૂપ ત્રણ દૃષ્ટાંત આપીને કહે છે —

**आतपाभातलोको वा पटो वा वर्णपूरितः ।**
**सस्यं वा फलितं यद्वत्तथा स्पष्टवपुर्विराट् ॥ २०४ ॥**

आतपाभातलोकः, वा वर्णपूरितः पटः, वा फलितं सस्यं वा यद्वत् [ भाति ] तथा स्पष्टवपुः विराट् [ भाति ] ॥

સૂર્યના પ્રકાશવડે સ્પષ્ટ પ્રતીત થનારું આ જગત, અથવા યથાયોગ્ય રંગ પૂરેલું ચિત્રપટ, અથવા ફલવાળો થયેલો ધાન્યનો છોડ જેમ સ્પષ્ટ પ્રતીત થાય છે તેમ સ્પષ્ટશરીરવાળા ભગવાન્ વિરાટ્ પ્રતીત થાય છે, ૨૦૪

વિરાટ્‌ના સદ્‌ભાવમાં શ્રુતિનું અને સ્મૃતિનું પ્રમાણ આપે છેઃ—

विश्वरूपाध्याय एष उक्तः सूक्तेऽपि पौरुषे ।

धात्रादिस्तंबपर्यंतानेतस्यावयवान्विदुः ॥ २०५ ॥

विश्वरूपाध्याये, पौरुषे सूक्ते अपि एषः उक्तः [ अस्ति, ] धात्रादिस्तंबपर्यंतान् एतस्य अवयवान् विदुः ॥

ભગવદ્‌ગીતાના વિશ્વરૂપદર્શનનામના ૧૧મા અધ્યાયમાં અને તેના મૂલભૂત ઋગ્વેદમાંના અને શુક્લયજુર્વેદમાંના પુરુષસૂક્તમાં પણ આ વિરાટ્‌નું સ્વરૂપ કહેલું છે. બ્રહ્માથી માંડીને તૃણડાપર્યંત જેટલા જીવો છે તે સર્વ આ વિરાટ્‌ભગવાન્‌ના અવયવો છે એમ વિદ્વાનો જાણે છે.

કેટલાક ભાષાંતરકારો વિશ્વરૂપાધ્યાયને ઋગ્વેદના બીજા અષ્ટકના પાંચમા અધ્યાયરૂપે સમજે છે, પણ તેમનુ તે સમજવું યોગ્ય નથી એમ ઋગ્વેદમાંનો તે ભાગ જોતાં જણાય છે. ૨૦૫

અંતર્યામિરૂપ ઈશ્વરથી માંડીને કોદાળીસુધી સૌ ઈશ્વર છે એમ નીચેના ત્રણ શ્લોકોવડે જણાવે છેઃ—

ईशसूत्रविराड्वेधोविष्णुरुद्रेंद्रवह्नयः ।

विघ्नभैरवमैरालमारिकायक्षराक्षसाः ॥ २०६ ॥

विप्रक्षत्रियविट्शूद्रा गवाश्वमृगपक्षिणः ।

अश्वत्थवटचूताद्या यवव्रीहितृणादयः ॥ २०७ ॥

जलपाषाणमृत्काष्ठवास्याकुद्दालकादयः ।

ईश्वराः सर्व एवैते पूजिताः फलदायिनः ॥ २०८ ॥

ईश....कुद्दालकादयः एते सर्वे ईश्वराः एव, [ ते ] पूजिताः [ संतः ] फलदायिनः [ भवन्ति ] ॥

માયાના સ્વામી ઈશ્વર, સૂત્રાત્મા, વિરાટ્, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઇંદ્ર, અગ્નિ, ગણપતિ, ભૈરવ, મૈરાલ, (મૈરાલ–યક્ષવિશેષ,) મારિકા, (મહામારીનામની દેવી,) યક્ષ, રાક્ષસ, બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર, ગાય, અશ્વ, હરણ, પક્ષી, પીંપળો વડ અને આંબો ઇત્યાદિ વૃક્ષો, જવ ડાંગર અને ઘાસ આદિ છોડો, પાણી, પથ્થર, માટી, લાકડું, વાંસલો અને કોદાળી આદિ આ સર્વ ચેતનજડરૂપ હોવાથી ઈશ્વરોજ છે, અને તેઓને પૂજ્યા હોય તો તેઓ પોતાના સામર્થ્યપ્રમાણે ફલદાતા થાય છે.

અંતર્યામિરૂપ ઈશ્વરથી માંડીને કોદાળીપર્યંત જે ઈશ્વરો કહ્યા તે ઈશ્વરો તેમની પૂજા કરવાથી તેમની ઉપાધિની સ્વચ્છતાપ્રમાણે તથા પૂજા કરનારની ભાવનાપ્રમાણે ને તેમની પૂજાપ્રમાણે તે પૂજા કરનારને ફલ આપે છે, પણ શાસ્ત્રસંસ્કારવિનાનાં માણસો સર્વમા રહેલા અતર્યામિરૂપ ઈશ્વિર ફલ આપે છે એમ નથી સમજતા, પણ બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા પોતાના ઇષ્ટદેવજ ફલ આપે છે એમ સમજે છે. ૨૦૬–૨૦૭–૨૦૮

ઇશ્વર પોતાની ઉપાસના કરનારને તેમની ઉપાસનાપ્રમાણે ફલ આપે છે એમ જણાવે છેઃ—

**यथा यथोपासते तं फलमीयुस्तथा तथा ।**
**फलोत्कर्षापकर्षौं तु पूज्यपूजानुसारतः ॥ २०९ ॥**

तं यथा यथा उपासते तथा तथा फलं ईयुः, पूज्यपूजानुसारतः तु फलोत्कर्षापकर्षौं [ स्तः ] ॥

તે ઈશ્વિરની ઉપાસક જેવી જેવી ઉપાસના કરે છે તેવું તેવું ફલ તે ઉપાસકને મળે છે, પરતુ પૂજા કરવાયોગ્ય દેવની યોગ્યતાપ્રમાણે અને પૂજાની રીતપ્રમાણે ફલનુ ચઢિયાતાપણું અને ઊતરતાપણું હોય છે.

ઈશ્વિરથી માંડીને કોદાળીપર્યંત સર્વ ઈશ્વિર છતાં પણ મનુષ્ય જેવી જેવી રીતે ઈશ્વિરને ઉપાસે છે તેવી તેવી રીતે તેને ફલ મળે છે એ નિયમને અનુસરીને પૂજા કરવાયોગ્ય દેવ જો સાત્ત્વિક હોય, ને પૂજા પણ સાત્ત્વિક હોય, તો તેનુ સાત્ત્વિક એટલે ઉત્તમપ્રકારનુ ફલ ઉપાસકને મળે છે. પૂજ્ય દેવ જો રાજસ હોય, અને પૂજા પણ રાજસ હોય, તો તેને મધ્યમપ્રકારનુ ફલ મળે છે. પૂજ્ય દેવ જો તામસ હોય, ને પૂજા પણ તામસ હોય, તો તેને કનિષ્ઠપ્રકારનું ફલ મળે છે. ૨૦૯

સાંસારિક ફલની સિદ્ધિ ઉપર જણાવેલી રીતે ઉપાસના કરવાથી થાય છે, અને મોક્ષ તો બ્રહ્મના જ્ઞાનથીજ થાય છે એમ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

**मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।**
**स्वप्रबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ २१० ॥**

यथा स्वप्रबोधं विना स्वस्वप्नः न हीयते एव [तथा] मुक्तिः तु ब्रह्मतत्त्वस्य ज्ञानात् एव [ भवति, ] च अन्यथा न ॥

જેમ પોતાની જાગ્રદવસ્થા થયા વિના પોતાને પ્રતીત થયેલુ કલ્પિત સ્વપ્ન નાશ પામતું નથીજ તેમ કલ્પિત સસારની નિવૃત્તિરૂપ મોક્ષ તો બ્રહ્મ-

સ્વરૂપના અપરોક્ષજ્ઞાનથીજ થાય છે, બીજા કોઇ પણ ઉપાયથી સાક્ષાત્ મોક્ષ-લાભ થતો નથી. ૨૧૦

મુક્તિના સંબંધમાં તમે અદ્વૈતજ્ઞાનવડે નિવૃત્ત થનારા દ્વૈતને સ્વપ્નનું દૃષ્ટાંત આપ્યુ તે યોગ્ય નથી, કેમકે બ્રહ્મજ્ઞાનવડે જે દ્વૈતનો બાધ થાય છે તે દ્વૈત પ્રત્યક્ષ પ્રતીત થતું હોવાથી સ્વપ્નજેવું નથી એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન કહે છેઃ-

**अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नोऽयमखिलं जगत् ।**

**ईशजीवादिरूपेण चेतनाचेतनात्मकम् ॥ २११ ॥**

ईशजीवादिरूपेण [ यत् इदं ] चेतनाचेतनात्मकं अखिलं जगत् [ प्रतीयते ] अयं अद्वितीयब्रह्मतत्त्वे स्वप्नः [ एव अस्ति ] ॥

ઇશ્વર અને જીવ ઇત્યાદિરૂપે જે આ ચેતન અને જડરૂપ સમગ્ર જગત્ બાહ્યદૃષ્ટિએ પ્રતીત થાય છે તે આ જગત્ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપમાં સ્વપ્નરૂપજ છે, પરમાર્થિક દૃષ્ટિએ જોતાં તે સત્ય નથી. ૨૧૧

હવે ઈશ્વરનો અને જીવનો જગતમાં કેવી રીતે અંતર્ભાવ થાય છે તે જણાવે છેઃ—

**आनंदमयविज्ञानमयावीश्वरजीवकौ ।**

**मायया कल्पितावेतौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥ २१२ ॥**

आनंदमयविज्ञानमयौ ईश्वरजीवकौ [ स्तः ] एतौ मायया कल्पितौ, ताभ्यां सर्वं प्रकल्पितम् ॥

આનંદમયકોશરૂપ અને વિજ્ઞાનમયકોશરૂપ ઇશ્વર અને જીવ અનુક્રમે છે. તે બંને માયાવડે બ્રહ્મસ્વરૂપમાં કલ્પિત છે, અને તે ઇશ્વરવડે અને જીવવડે આ સર્વ જગત્ બહુપ્રકારે કલ્પેલું છે, તેથી ઇશ્વરનો અને જીવનો જગતમાં અંતર્ભાવ થાય છે એમ જાણવું. ૨૧૨

ઇશ્વરે અને જીવે આ સર્વ જગત્ કલ્પેલું છે એમ કહ્યું, પણ તેમાં કોણે કેટલુ જગત કલ્પ્યું તે કહેલુ નથી તે હવે કહે છેઃ—

**ईक्षणादिप्रवेशान्ता सृष्टिरीशेन कल्पिता ।**

**जाग्रदादिविमोक्षान्तः संसारो जीवकल्पितः ॥ २१३ ॥**

ईशेन ईक्षणादिप्रवेशांता सृष्टिः कल्पिता, जाग्रदादिविमोक्षांतः संसारः जीवकल्पितः ॥

ઇશ્વરે પ્રાણીઓનાં કર્મ ફલ દેવાને તત્પર થયાં છે માટે " હું લોકોને

ઉત્પન્ન કરું" આ સંકલ્પથી માંડીને "પ્રાણીઓને રચીને તેમનાં શરીરોમાં પ્રવેશ કર્યો" ત્યાંસુધીની શ્રુતિમાં કહેલી સૃષ્ટિ કલ્પેલી છે, અને અંતઃકરણની જાગ્રદવસ્થાથી માંડીને મુક્તિપર્યંતનો જે સંસાર છે તે જીવે કલ્પેલો છે. આ વાર્તા ઋગ્વેદની ઐતરેય-ઉપનિષદ્‌માં કહેલી છે. ૨૧૩

જો અહીં એક બ્રહ્મજ વસ્તુતાએ છે તો પછી જીવના અને ઈશ્વરના સ્વરૂપમાં વાદીઓ શામાટે વિવાદ કરે છે એમ શંકા થાય તો તેનું સમાધાન કહે છેઃ—

अद्वितीयं ब्रह्मतत्त्वं असंगं तन्न जानते ।
जीवेशयोर्मायिकयोर्वृथैव कलहं ययुः ॥ २१४ ॥

अद्वितीयं असंगं ब्रह्मतत्त्वं तत् न जानते, [ अतः ] मायिकयोः जीवेशयोः वृथा एव कलहं ययुः ॥

શ્રુતિસિદ્ધ, દ્વૈતથી રહિત અને સંગથી રહિત જે એક સત્ય બ્રહ્મતત્ત્વ છે તેને વિવાદ કરનારા વાદીઓ જાણતા નથી તેથી તેઓ માયાવડે કલ્પિત જીવના ને ઈશ્વરના સ્વરૂપસંબંધી નકામોજ કલહ કરે છે. ૨૧૪

વાદીઓનો ઈશ્વરના ને જીવના સ્વરૂપમાં જે મતભેદ છે તે અજ્ઞાનવડે ઉપજેલો છે તો પછી તેમને તમે યથાર્થ બોધ કેમ કરતા નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

ज्ञात्वा सदा तत्त्वनिष्ठाननुमोदामहे वयम् ।
अनुशोचाम एवान्यान्न भ्रांतैर्विवदामहे ॥ २१५ ॥

वयं तत्त्वनिष्ठान् ज्ञात्वा सदा अनुमोदामहे, अन्यान् अनुशोचामः एव, भ्रांतैः न विवदामहे ॥

અમે બ્રહ્મસ્વરૂપમાં નિષ્ઠા રાખનારા પુરુષોને જાણીને તેમને સર્વદા અનુમોદન આપીએ છીએ, અર્થાત્ એમના પ્રતિ અમે અમારો આનંદ પ્રદર્શિત કરીએ છીએ, અને બીજા અજ્ઞાનીઓને જોઈને અમે તેમના ભાવિદુઃખનો વિચાર કરી દયાયુક્ત કાંઈક ખેદ કરીએ છીએ, પણ ભ્રાંતિને વશ થયેલા દુરાગ્રહી મનુષ્યોની સાથે અમે નિરર્થક વિવાદ કરતા નથી. ૨૧૫

ઈશ્વરના સ્વરૂપમાં ભ્રાંતિ પામેલા કોણ કોણ છે, અને જીવના સ્વરૂપમાં ભ્રાંતિ પામેલા કોણ કોણ છે તે જણાવે છેઃ—

तृणार्चकादियोगांता ईश्वरे भ्रांतिमाश्रिताः ।
लोकायतादिसांख्यांता जीवे विभ्रांतिमाश्रिताः ॥ २१६ ॥

तृणार्चकादियोगांताः ईश्वरे भ्रांतिं आश्रिताः, लोकायतादिसांख्यांताः जीवे विभ्रांतिं आश्रिताः ॥

ઘો આદિ ઘાસની પૂજા કરનારાથી માંડીને યોગિપર્યંત જેટલા વાદીઓ પૂર્વે કહેલા છે તે સઘળા વાદીઓ ઈશ્વરના સ્વરૂપમાં ભ્રાંતિનો આશ્રય કરીને રહેલા છે, અને ચાર્વાકથી માંડીને સાંખ્યવાદિપર્યંત જેટલા વાદીઓ આગળ કહેલા છે તે સઘળા વાદીઓ જીવના સ્વરૂપમાં દઢ ભ્રાંતિનો આશ્રય કરીને રહેલા છે. ૨૧૬

તે વાદીઓ ભ્રાંતિનો આશ્રય કરીને રહેલા છે એમ જે ઉપર કહ્યું તેનું કારણ બતાવે છેઃ—

**अद्वितीयब्रह्मतत्त्वं न जानंति यदा तदा ।**
**भ्रांता एवाखिलास्तेषां क्व मुक्तिः क्वेह वा सुखम् ॥२१७॥**

यदा अद्वितीयब्रह्मतत्त्वं न जानंति, तदा [ ते ] अखिलाः भ्रांताः एव, तेषां क्व मुक्तिः ? क्व वा इह सुखम् ? ॥

જે કારણથી તેઓ અદ્વિતીય બ્રહ્મસ્વરૂપને જાણતા નથી તે કારણથી તે બધા ભ્રાંતિને પામેલાજ છે, તેઓને બ્રહ્મજ્ઞાનવિના મોક્ષ ક્યાંથી મળે? અને દુરાગ્રહી હોવાથી આ લોકમા સુખ પણ ક્યાંથી મળે? ૨૧૭

તે વાદીઓ બ્રહ્મના સ્વરૂપને ભલે ન જાણતા હોય, તોપણ તેઓમાં તેમના જ્ઞાનના પ્રમાણમાં ઉત્તમપણું અને અધમપણું તો માનવું જોઇએ એમ જો તમે કહો તો એ તમારુ કહેવું યોગ્ય નથી એમ જણાવે છેઃ—

**उत्तमाधमभावश्चेत्तेषां स्यादस्तु तेन किम् ? ।**
**स्वप्नस्थराज्यभिक्षाभ्यां न बुद्धः स्पृश्यते खलु ॥ २१८ ॥**

तेषां उत्तमाधमभावः स्यात् [ इति ] चेत् अस्तु, तेन किम् ? स्वप्नस्थ-राज्यभिक्षाभ्यां बुद्धः न स्पृश्यते खलु ॥

તે વાદીઓમાં ઈશ્વરના ને જીવના જ્ઞાનના ન્યૂનાધિકપણાથી પણ અધમપણું ને ઉત્તમપણું છે એમ જો તમે કહો તો વ્યવહારપક્ષે ભલે તેમ હો, પણ તેવડે તેમને કયું ઉત્તમ ફલ મળનાર છે? નિદ્રામાંથી જાગેલો પુરુષ સ્વપ્નમાં પ્રતીત થયેલા રાજ્યથી અથવા સ્વપ્નમાં માગવી પડેલી ભિક્ષાથી સંબંધ પામતો નથી એ વાત લોકપ્રસિદ્ધ છે.

ઘાસને પૂજનારામાં ઈશ્વરનું જ્ઞાન ઓછું હોવાથી અને અંતર્યામીને પૂજનારા યોગીઓમાં ઈશ્વરસંબંધી જ્ઞાન વધારે હોવાથી એમનું વ્યવહારમાં ભલે

ક્રમથી અધમપણું અને ઉત્તમપણું પ્રતીત થાય, પણ તે બંને જ્ઞાનનો પરમાર્થમાં કાંઇ ઉપયોગ નથી, માટે મુમુક્ષુએ તેમના અધમપણાનો અથવા ઉત્તમપણાનો વિચાર ન કરવો. સ્વપ્નમાં મળેલું રાજ્ય મિથ્યા છે, અને સ્વપ્નમાં માગવી પડેલી ભિક્ષા પણ મિથ્યા છે, કેમકે જાગેલો મનુષ્ય સ્વપ્નના રાજ્યની સાથે અને સ્વપ્નની ભિક્ષાની સાથે જાગ્રતમાં સંબંધ પામતો નથી, તેમ વ્યવહારના પદાર્થના જ્ઞાનનું ઉત્તમપણું ને અધમપણું કલ્પિત હોવાથી બ્રહ્મજ્ઞાની તે બંનેને વિષે ઉત્તમપણું કે અધમપણું જોતા નથી. ૨૧૮

મુમુક્ષુએ જીવના ને ઈશ્વરના સ્વરૂપમાં વિવાદ કરવો નહિ, પણ બ્રહ્મવિચાર કરવો એમ કહે છેઃ—

तस्मान्मुमुक्षुभिर्नैव मतिर्जीवेशवादयोः ।
कार्या किं तु ब्रह्मतत्त्वं विचार्य बुध्यतां च तत् ॥ २१९ ॥

तस्मात् मुमुक्षुभिः जीवेशवादयोः मतिः न कार्या एव, किं तु ब्रह्मतत्त्वं विचार्य च तत् बुध्यताम् ॥

ઉપર જણાવેલા કારણથી મુમુક્ષુ પુરુષોએ જીવના સ્વરૂપના અને ઈશ્વરના સ્વરૂપના વાદમાં પોતાની બુદ્ધિને નજ જોડવી, કિંતુ બ્રહ્મસ્વરૂપનો શ્રુતિદ્વારા આદરપૂર્વક વિચાર કરવો, અને તે બ્રહ્મસ્વરૂપને સારી રીતે સંશયવિપર્યયરહિત જાણવુ. એમ કરવાથી તે મોક્ષ મેળવી કૃતાર્થ થશે. ૨૧૯

જીવના ને ઈશ્વરના વાસ્તવિક સ્વરૂપનો ઉપયોગપૂરતો વિચાર થાય તેમાં કાંઇ અડચણ નથી, પણ મુમુક્ષુએ તે બંનેના સ્વરૂપના વિચારમાં નિમગ્ન થઈ જવું ઉચિત નથી એમ જણાવે છેઃ—

पूर्वपक्षतया तौ चेत्तत्त्वनिश्चयहेतुताम् ।
प्राप्नुतोऽस्तु निमज्जस्व तयोर्नैतावताऽवशः ॥ २२० ॥

तौ पूर्वपक्षतया तत्त्वनिश्चयहेतुतां प्राप्नुतः [ इति ] चेत् [ तर्हि तथा ] अस्तु, [ किं तु ] एतावता अवशः [ सन् ] तयोः न निमज्जस्व ॥

તે જીવના ને ઈશ્વરના સ્વરૂપનો વાદ પૂર્વપક્ષપણાવડે બ્રહ્મતત્ત્વના નિશ્ચયના કારણપણાને પામે છે એમ જો તમે કહો તો તે તેમ ભલે હો, પરતુ એટલા ઉપરથી પરતંત્ર થઈને તે બંનેના સ્વરૂપના વાદમાં તમારે ડુબી જવું ઉચિત નથી, અર્થાત્ તે બંનેના સ્વરૂપમાં વિવેકજ્ઞાનશૂન્ય થઈને કાલક્ષેપ કરવો ઉચિત નથી. ૨૨૦

૧ અહીં કેટલાક વિદ્વાનો निमज्जांम એવો પાઠ ઠીક માને છે, ને તેનો અર્થ હે પ્રિય! તેમાં ન ડુબ એવો થાય છે.

સાંખ્યશાસ્ત્રમાં ને યોગશાસ્ત્રમાં પ્રતિપાદન કરેલો જીવ (પુરુષ) અને યોગશાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા ઈશ્વર (પુરુષવિશેષ) એ બંને શુદ્ધચેતનરૂપ હોવાથી તે બંને શાસ્ત્રનું કહેવું તમારે સ્વીકારવું જોઈએ એવો વાદીનો પૂર્વપક્ષ નીચેના ૨૨૧મા શ્લોકમાં જણાવી ૨૨૨મા શ્લોકવડે સિદ્ધાંતી તેનું ઉત્તર આપે છે:—

असंगचिद्विभुर्जीवः सांख्योक्तस्तादृगीश्वरः ।
योगोक्तस्तत्त्वमोरर्थौ शुद्धौ ताविति चेच्छृणु ॥ २२१ ॥
न तत्त्वमोरुभावर्थावस्मत्सिद्धांततां गतौ ।
अद्वैतबोधनायैव सा कक्षा काचिदिष्यते ॥ २२२ ॥

सांख्योक्तः जीवः असंगचित् विभुः, योगोक्तः ईश्वरः तादृक् [ एव, ] तौ तत्त्वमोः शुद्धौ अर्थौ इति चेत् शृणु, तत्त्वमोः उभौ अर्थौ अस्मत्सिद्धांततां न गतौ, अद्वैतबोधनाय एव सा काचित् कक्षा इष्यते ॥

સાંખ્યશાસ્ત્રમાં કહેલો જીવ (પુરુષ) પ્રકૃતિ આદિના સંગથી રહિત, ચૈતન્યરૂપ ને વ્યાપક છે, અને યોગશાસ્ત્રમાં કહેલા ઈશ્વર (પુરુષવિશેષ) પણ તેવાજ (સંગથી રહિત, ચેતનરૂપ અને વ્યાપક) છે. તે બંને તમારા ત્વંપદના અને તત્પદના શુદ્ધ અર્થરૂપ છે એમ જો તમે કહો તો તેનું ઉત્તર સાંભળોઃ— ત્વંપદ અને તત્પદ એ બંને પદના તેમણે માનેલા અર્થો અમારા સિદ્ધાંતપણાને પ્રાપ્ત થયેલા નથી, માત્ર અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કરવામાટે તે એકદેશી મર્યાદા કોઈ વિદ્વાનોવડે અંગીકાર કરાય છે.

સાંખ્યવાદીઓ જીવોને (પુરુષોને) ઘણા માને છે, અને યોગીઓ પણ જીવોને ઘણા માને છે, તથા તેમનો ઈશ્વરથી ભેદ માને છે. સાંખ્યશાસ્ત્રનો અને યોગશાસ્ત્રનો આ મત વેદાંતવાદીઓને ઇષ્ટ નથી. વેદાંતીઓ જીવોના વાસ્તવિકસ્વરૂપનો ભેદ માનતા નથી, અને જીવોના વાસ્તવિકસ્વરૂપનો ઈશ્વરના વાસ્તવિકસ્વરૂપથી ભેદ માનતા નથી, તેથી સાંખ્યશાસ્ત્રે અને યોગશાસ્ત્રે કહેલું જીવનું સ્વરૂપ અને યોગશાસ્ત્રે કહેલું ઈશ્વરનું સ્વરૂપ વેદાંતીઓને સર્વથા માન્ય નથી. સાંખ્યે અને યોગે કહેલ જીવોનું સ્વરૂપ અને યોગશાસ્ત્રે કહેલું ઈશ્વરનું સ્વરૂપ વેદાંતે પ્રતિપાદન કરેલા બ્રહ્મનું સ્વરૂપ જાણવામાં કેટલેક અંશે ઉપયોગી હોવાથી તેટલા ભાગનો સારગ્રાહી બુદ્ધિથી વેદાંતશાસ્ત્રમાં સ્વીકાર કરાય છે. ૨૨૧–૨૨૨

જો એમ હોય તો તમે સાંખ્યોની ને યોગીઓની પેઠે ત્વંપદના અર્થરૂપ જીવના અને તત્પદના અર્થરૂપ ઈશ્વરના સ્વરૂપનું શોધન શામાટે કરો છો? એમ જો શંકા કરવામાં આવે તો તેનું સમાધાન કરે છે:—

अनादिमायया भ्रांता जीवेशौ सुविलक्षणौ ।
मन्यंते तद्व्युदासाय केवलं शोधनं तयोः ॥ २२३ ॥

अनादिमायया भ्रांताः जीवेशौ सुविलक्षणौ मन्यंते, [ अतः ] केवलं तद्व्युदासाय तयोः शोधनं [ क्रियते ] ॥

જેઓ આદિરહિત ( કારણરહિત ) માયાવડે ( અવિદ્યાવડે ) ભ્રાંતિ પામેલા છે તેઓ જીવને અને ઈશ્વરને અત્યંત વિપરીતલક્ષણવાળા માને છે, અર્થાત જીવનું કર્તાપણું અને ભોક્તાપણું આદિ સત્ય છે, અને ઈશ્વરનું સર્વજ્ઞપણું ને સર્વશક્તિવાળાપણું સત્ય છે એમ સ્વીકારે છે, આ કારણથી માત્ર તેમના મતનું નિરાકરણ કરવામાટે અમે તે બંનેના સ્વરૂપનું શોધન કરીએ છીએ. તેમનો અને અમારો મત એક છે એમ જણાવવામાટે અમે તે બંનેના સ્વરૂપનું શોધન કરતા નથી. ૨૨૩

જીવના અને ઈશ્વરના સ્વરૂપનું શોધન કરવામાટેજ અમે આગળ ઘટાકાશાદિનું ઉદાહરણ આપેલું છે એમ જણાવે છેઃ—

अत एवात्र दृष्टांतो योग्यः प्राक् सम्यगीरितः ।
घटाकाशमहाकाशजलाकाशाभ्रखात्मकः ॥ २२४ ॥

अतः एव अत्र प्राक् घटाकाशमहाकाशजलाकाशाभ्रखात्मकः योग्यः दृष्टांतः सम्यक् ईरितः ॥

આથીજ ( જીવના અને ઈશ્વરના સ્વરૂપનું શોધન કરવામાટેજ ) આ પ્રકરણમાં પૂર્વે ઘટાકાશ, મહાકાશ, જલાકાશ અને મેઘાકાશરૂપ યોગ્ય ઉદાહરણ સારી રીતે કહેલુ છે. ૨૨૪

હવે બંને પદના અર્થના શોધનનો પ્રકાર જણાવે છેઃ—

जलाभ्रोपाध्यधीने ते जलाकाशाभ्रखे तयोः ।
आधारौ तु घटाकाशमहाकाशौ सुनिर्मलौ ॥ २२५ ॥

ते जलाकाशाभ्रखे जलाभ्रोपाध्यधीने, तु तयोः आधारौ घटाकाशमहाकाशौ सुनिर्मलौ ॥

તે જલાકાશ અને મેઘાકાશ જલ અને મેઘ ( વાદળું ) આ ઉપાધિને અધીન છે, પણ તે બંનેના ( જલાકાશના અને મેઘાકાશના ) આધારરૂપ જે ઘટાકાશ અને મહાકાશ છે તે બંને તો અત્યંત નિર્મલ છે, અર્થાત ઉપાધિના ધર્મથી રહિત પવિત્ર આકાશરૂપ છે. ૨૨૫

ઉપર જણાવેલા દૃષ્ટાંતનો સિદ્ધાંત કહે છેઃ—

एवमानंदविज्ञानमयौ मायाधियोर्वशौ ।
तदधिष्ठानकूटस्थब्रह्मणी तु सुनिर्मले ॥ २२६ ॥

एवं आनदविज्ञानमयौ मायाधियोः वशौ [ वर्तते, ] तदधिष्ठानकूटस्थब्रह्मणी तु सुनिर्मले ॥

એવી રીતે આનદમયકોશરૂપ ઈશ્વર અને વિજ્ઞાનમયકોશરૂપ જીવ અનુક્રમે માયારૂપ અને બુદ્ધિરૂપ ઉપાધિને વશ રહેનારા છે, અર્થાત્ માયારૂપ અને બુદ્ધિરૂપ ઉપાધિ હોય ત્યાસુધી તે બનેની પ્રતીતિ થાય એવા છે, પણ તે બનેનુ એટલે જીવનુ અધિષ્ઠાન કૂટસ્થ અને ઈશ્વરનુ અધિષ્ઠાન બ્રહ્મ તે તો અત્યંત નિર્મલ ( બુદ્ધિરૂપ અને માયારૂપ ઉપાધિથી રહિત ) છે ૨૨૬

ત્વપદના અર્થરૂપ જીવ અને તત્પદના અર્થરૂપ ઈશ્વર એ બનેનું શોધન સાખ્યશાસ્ત્રમા અને યોગશાસ્ત્રમા કરેલુ હોવાથી તમારે તે બંને શાસ્ત્રોનો સ્વીકાર કરવો જોઇએ એમ જો પૂર્વપક્ષી કહે તો તેનુ ઉત્તર આપે છે —

एतत्कक्षोपयोगेन सांख्ययोगौ मतौ यदि ।
देहोऽन्नमयकक्षत्वादात्मत्वेनाभ्युपेयताम् ॥ २२७ ॥

यदि एतत्कक्षोपयोगेन सांख्ययोगौ मतौ, [ तर्हि ] अन्नमयकक्षत्वात् देहः आत्मत्वेन अभ्युपेयताम् ॥

જો જીવના અને ઈશ્વરના વાસ્તવિકસ્વરૂપના શોધનરૂપ આ મર્યાદાના ઉપયોગવડે સાખ્યમતનો અને યોગમતનો સર્વથા સ્વીકાર કરવામા આવે તો પછી અન્નમયકોશ એ પણ આત્માને સમજવાની આરભની મર્યાદા હોવાથી સ્થૂલદેહ આત્મા છે એ ચાર્વાકનો મત પણ તમારે સ્વીકારવો જોઇએ

સાખ્યનુ અને યોગનુ કહેવુ જેમ એક પક્ષે ઉપયોગી છે તેમ ચાર્વાકનુ કહેવુ પણ એક પક્ષે ઉપયોગી છે, પણ જેમ ચાર્વાકનો બધો મત પ્રામાણિક પુરુષોવડે સ્વીકારવામા આવતો નથી તેમ યોગશાસ્ત્રનો અને સાખ્યશાસ્ત્રનો પણ બધો મત વેદાતીઓ સ્વીકારતા નથી ૨૨૭

ત્યારે સાખ્યનો અને યોગનો કેટલો ભાગ વેદાતશાસ્ત્રનો વિરોધી છે એમ જો તમે પૂછો તો તેનુ ઉત્તર સાભળો —

आत्मभेदो जगत्सत्यमीशोऽन्य इति चेत् त्रयम् ।
त्यज्यते तैस्तदा सांख्ययोगवेदांतसंमतिः ॥ २२८ ॥

आत्मभेदः, जगत् सत्यं, ईशः अन्यः इति त्रयं तैः त्यज्यते चेत् तदा सांख्य-योग-वेदात-समतिः ॥

જીવોનો પરસ્પર ભેદ, જગતનું સત્યપણું અને ઈશ્વર જીવથી અને જગત્થી ભિન્ન છે એવું માનવું આ ત્રણ જો સાંખ્યવાદીઓ અને યોગવાદીઓ મૂકી દે તો સાંખ્ય, યોગ અને વેદાંતનો એક મત થાય છે.

સાંખ્યમાં અને યોગમાં જે યમનિયમાદિ નિવૃત્તિમાર્ગનાં સાધનો કહ્યાં છે, જીવનું અને ઈશ્વરનું જે અસંગપણું સ્વીકાર્યું છે, અને પ્રકૃતિનું (માયાનું) સત્ત્વાદિ ત્રણ ગુણવાળાપણું સ્વીકાર્યું છે તેમના તે મતની સાથે વેદાંતીઓનો વિરોધ નથી. ૨૨૮

જીવ (પુરુષ) અસંગ છે એટલું જાણવાથી મુમુક્ષુને કૃતાર્થપણું પ્રાપ્ત થતું નથી એમ જણાવે છેઃ—

**जीवोऽसंगत्वमात्रेण कृतार्थ इति चेत्तदा ।**
**स्रक्चंदनादिनित्यत्वमात्रेणापि कृतार्थता ॥ २२९ ॥**

जीवः असंगत्वमात्रेण कृतार्थः इति चेत् तदा स्रक्चंदनादिनित्यत्वमात्रेण अपि कृतार्थता [ स्यात् ] ॥

જીવ પોતાના અસંગપણાના જ્ઞાનમાત્રવડે કૃતાર્થ થાય છે એમ જો તમે કહો તો પુષ્પની માલા અને ચંદન આદિ વસ્તુઓના નિત્યપણાના જ્ઞાનમાત્રવડે પણ પુરુષને કૃતાર્થપણું પ્રાપ્ત થશે એમ તમારે માનવું પડશે, જે તમને ઇષ્ટ નહિ જણાય. ૨૨૯

જેમ પુષ્પમાલા આદિનું નિત્યપણું સંભવી શકતું નથી તેમ તમારા (સાંખ્યયોગના) સિદ્ધાંતમાં પુરુષનું અસંગપણું પણ સંભવી શકતું નથી એમ જણાવે છેઃ—

**यथा स्रगादिनित्यत्वं दुःसंपाद्यं तथाऽऽत्मनः ।**
**असंगत्वं न संभाव्यं जीवतोर्जगदीशयोः ॥ २३० ॥**

यथा स्रगादिनित्यत्वं दुःसंपाद्यं तथा जीवतोः जगदीशयो आत्मनः असंगत्वं न संभाव्यम् ॥

જેવી રીતે પુષ્પની માલા આદિ સ્વભાવથી વિનાશી પદાર્થોનું નિત્યપણું સિદ્ધ કરવું અત્યંત કઠણ (અશક્ય) છે તેવી રીતે જગત્ અને ઈશ્વર વિદ્યમાન હોય ત્યાંસુધી આત્માનું (પુરુષનું) અસંગપણું સંભાવના કરવાયોગ્ય નથી, અર્થાત્ તે સિદ્ધ થઈ શકે એવું નથી. ૨૩૦

પુરુષનું અસંગપણું કેમ સંભવી શકતું નથી તે સ્પષ્ટ કરીને જણાવે છેઃ—

अवश्यं प्रकृतिः संगं पुरेवापादयेत्तथा ।
नियच्छत्येतमीशोऽपि कोऽस्य मोक्षस्तथा सति ॥ २३१ ॥

प्रकृतिः पुरा इव अवश्यं संगं आपादयेत्, तथा ईशः अपि एतं नियच्छति, तथा सति अस्य मोक्षः कः ? ॥

પ્રકૃતિ પૂર્વની પેઠેજ તેને (પુરુષને) અવશ્ય દૃશ્યપદાર્થમાં આસક્તિવાળો કરશે, ને ઈશ્વર પણ તેને (જીવને) પોતાને વશ વર્તાવશે, અને એ તેમ થાય તો પછી આને મોક્ષ શી રીતે થયો ગણાય ?

જ્યાંસુધી પ્રકૃતિ સત્યરૂપે વિદ્યમાન હોય ત્યાંસુધી જીવ પ્રકૃતિની સાથેના સંગથી મોકળો થઇ શકે નહિ, અને પ્રકૃતિના કાર્યરૂપ વિષયોમાંથી આસક્તિ પણ ત્યજી શકે નહિ, તથા જીવોના નિયામક ઈશ્વર વિદ્યમાન હોય ત્યાંસુધી જીવને તેનાં કર્માનુસાર ઊંચનીચ શરીરોમાં જોડવા વિના પણ રહે નહિ. જ્યારે એમ થાય ત્યારે પુરુષનુ અસંગપણું શી રીતે સિદ્ધ થાય ? અને તેને મોક્ષનો લાભ પણ શી રીતે થઇ શકે ? નજ થઇ શકે. ૨૩૧

પૂર્વોક્ત સંગ અને નિયમન અવિવેકથી ઉપજેલાં છે એમ જો સાંખ્યવાદી તથા યોગવાદી કહે તો તેમને અમારા વેદાંતવાદની પ્રાપ્તિ થાય છે એમ વેદાંતીઓ કહે છે એમ જણાવે છેઃ—

अविवेककृतः संगो नियमश्चेति चेत्तदा ।
बलादापतितो मायावादः सांख्यस्य दुर्मतेः ॥ २३२ ॥

संगः च नियमः अविवेककृतः इति चेत्, तदा दुर्मतेः सांख्यस्य मायावादः बलात् आपतितः ॥

પુરુષની વિષયોમાં આસક્તિ અને ઈશ્વરે કરેલું પુરુષનું નિયમન આ અવિવેકવડે (આત્મસ્વરૂપના અજ્ઞાનવડે) ઉત્પન્ન થયેલાં છે એમ જો સાંખ્યવાદી કહે તો દુર્બુદ્ધિવાળા સાંખ્યવાદીને અમારો માયાવાદ બલાત્કારે પ્રાપ્ત થાય છે.

માયાવાદી (અજ્ઞાનવડે બ્રહ્મમાં જીવોની, ઈશ્વરની અને જગત્‌ની પ્રતીતિ થાય છે એમ કહેનારા) એટલે વેદાંતીઓ જીવને પોતાના સ્વરૂપના અજ્ઞાનવડે વિષયોમાં આસક્તિ થાય છે, અને કર્મફલપ્રદાતા ઈશ્વરના સંકલ્પપ્રમાણે ઊંચનીચ શરીરોમાં તેમનું જોડાવું થાય છે એમ માને છે, તેમ સાંખ્યવાદીએ પણ માન્યું એટલે તેનો પોતાનો સાંખ્યવાદ દૂર થઇ સંગ અને નિયમન એ બન્ને અવિવેકવડે–અજ્ઞાનવડે–કલ્પિત છે એવો અમારો માયાવાદ તેની ઇચ્છા ન હોય તો પણ તેને પ્રાપ્ત થયો. ૨૩૨

મુક્ત પણ નથી. એ પ્રમાણે આ પરમાર્થપણું છે, અર્થાત્ આ સર્વ અસંગ, એક, અદ્વિતીય, સત્ય બ્રહ્મજ છે, તેમાં વસ્તુતાએ બંધમોક્ષાદિ કાંઇ નથી. ૨૩૫

એવી રીતે જીવના અને ઇશ્વરના માયામયપણાને કહીને હવે તે વિષયની સમાપ્તિ કરે છે:—

**मायाख्यायाः कामधेनोर्वत्सौ जीवेश्वरावुभौ ।**
**यथेच्छं पिबतां द्वैतं तत्त्वं त्वद्वैतमेव हि ॥ २३६ ॥**

मायाख्यायाः कामधेनोः जीवेश्वरौ उभौ वत्सौ द्वैतं यथेच्छं पिबतां, हि तत्त्वं तु अद्वैतं एव ॥

માયાનામની કામધેનુના જીવ અને ઇશ્વર આ બે વાછડા છે, તેઓ દ્વૈતનો ઇચ્છા થાય તેમ ઉપભોગ કરો, પણ અહીં વાસ્તવિક તત્ત્વ તો અદ્વૈતજ છે, દ્વૈત નથી.

જીવ અને ઇશ્વર માયારૂપ ઉપાધિવડે બ્રહ્મમાં કલ્પાય છે, અર્થાત્ માયાના સદ્ભાવથી તેમનો સદ્ભાવ પ્રતીત થાય છે, તેથી જીવ અને ઇશ્વરને માયારૂપ કામધેનુના વાછડા કલ્પ્યા છે. જીવ અને ઇશ્વર જેમ દ્વૈતનો યથેચ્છ ઉપભોગ કરે છે તેમ દ્વૈતવાદીઓ પણ ભલે દ્વૈતનો વ્યવહારપક્ષે યથેચ્છ ઉપભોગ કરે, પણ વાસ્તવિક તત્ત્વ તો એક અદ્વૈતજ છે એમ તેમણે જાણવું જોઇએ. ૨૩૬

જીવ અને ઇશ્વર માયિક હોવાથી તેમનો ભેદ ભલે મિથ્યા હોય, પણ કૂટસ્થ અને બ્રહ્મ સત્ય હોવાથી તેમનો ભેદ પણ સત્ય હોવો જોઇએ એમ કોઇ પૂર્વપક્ષ કરે તો તેનું સમાધાન કરે છે:—

**कूटस्थब्रह्मणोर्भेदो नाममात्रादृते न हि ।**
**घटाकाशमहाकाशौ वियुज्येते न हि क्वचित् ॥ २३७ ॥**

कूटस्थब्रह्मणोः नाममात्रात् ऋते भेदः न, हि घटाकाशमहाकाशौ क्वचित् न हि वियुज्येते ॥

કૂટસ્થ અને બ્રહ્મ એવા એ બેના નામમાત્રવિના કૂટસ્થનો અને બ્રહ્મનો વાસ્તવિક ભેદ નથી, કેમકે ઘટાકાશ અને મહાકાશ એ બંને કદીપણ વિયોગ પામતાં નથી, અર્થાત્ ઘટાકાશ અને મહાકાશ એવા બે નામવિના એ બેનો કોઇ પ્રકારનો વાસ્તવિક ભેદ નથી, પણ અભેદજ છે. ૨૩૭

એવી રીતે જીવના અને ઇશ્વરના ભેદના મિથ્યાપણાના પ્રતિપાદનવડે શું સિદ્ધ થાય છે તે જણાવે છે:—

**यदद्वैतं श्रुतं सृष्टेः प्राक्तदेवाद्य चोपरि ।**
**मुक्तावपि वृथा माया भ्रामयत्यखिलान्जनान् ॥ २३८ ॥**

सृष्टेः प्राक् यत् अद्वैतं श्रुतं, तत् एव अद्य च उपरि मुक्तौ अपि [ अस्ति, तथापि इयं ] माया अखिलान् जनान् वृथा भ्रामयति ॥

આ સૃષ્ટિની પૂર્વે જે અદ્વૈત છાંદોગ્ય-ઉપનિષદ્‌માં સાંભળવામાં આવ્યું છે તેજ અદ્વૈત આજ એટલે વર્તમાનકાલમાં અને પછી એટલે ભવિષ્યકાલવિષે મુક્તિના સમયમાં અથવા પ્રલયકાલના સમયમાં પણ રહેશે, છતાં આ માયા સર્વ બહિર્મુખ મનુષ્યોને નિરર્થક ભમાવે છે, અર્થાત્ જીવનો અને ઈશ્વરનો ભેદ તેમને વૃથા પ્રતીત કરાવે છે. ૨૩૮

સંસાર મિથ્યા છે, અને અદ્વિતીય બ્રહ્મ સત્ય છે, એમ કહેનારા મનુષ્યો પણ સંસારી મનુષ્યોના જેવા પ્રતીત થાય છે, તો પછી બ્રહ્મજ્ઞાનવડે તેમને શો લાભ થયો એવી શંકા કરી તેનું સમાધાન કરે છેઃ—

**ये वदन्तीत्थमेतेऽपि भ्राम्यंतेऽविद्ययाऽत्र किम् ।**
**न यथापूर्वमेतेषामत्र भ्रांतेरदर्शनात् ॥ २३९ ॥**

ये इत्थं वदन्ति एते अपि अविद्यया भ्राम्यंते, अत्र किम् ? एतेषां यथापूर्वं [ भ्रमणं ] न [ कुतः ? ] अत्र भ्रांतेः अदर्शनात् ॥

જે પુરુષો આવું એટલે સંસાર મિથ્યા છે, અને બ્રહ્મ સત્ય છે, એમ બોલનારા છે તે પુરુષો પણ દેહાદિમાં આત્માની બુદ્ધિ અને જગત્‌માં સત્યપણાની બુદ્ધિ એ રૂપ અજ્ઞાનવડે ભ્રાંતિ પામેલા જણાય છે, તો પછી તત્ત્વજ્ઞાનવડે તેમને શો લાભ થયો એમ જો કોઈ વાદી કહે તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે તે બ્રહ્મવેત્તાઓનું પૂર્વના જેવું એટલે તેમના અજ્ઞાનકાલના જેવું ભ્રાંતિયુક્તપણું વર્તમાનમાં હોતું નથી, કેમકે તેમના અંતઃકરણમાં હું દેહાદિ છું, અને જગત્ સત્ય છે, એવી ભ્રાંતિ વિવેકી મનુષ્યને જોવામાં આવતી નથી. જો भ्राम्यंतेऽविद्यया‌ને સ્થાને भ्राम्यते विद्यया એવો પાઠ સ્વીકારીએ તો જેઓ આ પ્રમાણે કહે છે તેઓ પણ ભ્રાંતિને વશ જણાય છે, તો પછી વિદ્યાવડે શો લાભ થયો ? એવો અર્થ થાય.

કોઈ બ્રહ્મવેત્તાઓ પોતાના કે અન્યના પ્રારબ્ધકર્મને લીધે વ્યવહાર કરતા પ્રતીત થાય છે, પણ તેમનામાં દેહાદિ હું છું, અને આ જગત્ સત્ય છે, એવી ભ્રાંતિ કદીપણ હોતી નથી, એટલે વર્તમાનમાં તેમની જે સ્થિતિ પ્રતીત થાય છે તે તેમના અજ્ઞાનકાલના જેવી નથી, પણ તેથી વિપરીત છે. તે તેમના સહવાસમાં આવનાર વિવેકી મનુષ્યો સમજી શકે છે. ૨૩૯

બ્રહ્મવેત્તાઓમાં ભ્રાંતિનો અભાવ હોય છે તે જણાવવામાટે પ્રથમ અજ્ઞાની પુરુષોનો નિશ્ચય જણાવે છેઃ—

**ऐहिकामुष्मिकः सर्वः संसारो वास्तवस्ततः ।**
**न भाति नास्ति चाद्वैतमित्यज्ञानिविनिश्चयः ॥ २४० ॥**

ऐहिकामुष्मिकः सर्वः संसारः वास्तवः, अद्वैतं न भाति, ततः न अस्ति च इति अज्ञानिविनिश्चयः ॥

આ સ્ત્રીપુત્રાદિ પ્રતીત થતો સર્વ સસાર અને પરલોકસબધી એટલે શાસ્ત્ર-વડે જણાતો સ્વર્ગાદિ સર્વ સંસાર સાચો છે, અદ્વૈત બ્રહ્મ સત્ય નથી, કેમકે અદ્વૈત બ્રહ્મ જણાતું નથી, તેથી તે નથીજ, આવો અજ્ઞાની મનુષ્યોનો દૃઢ નિશ્ચય હોય છે. ૨૪૦

હવે બ્રહ્મજ્ઞાની પુરુષોનો નિશ્ચય કહે છેઃ—

**ज्ञानिनो विपरीतोऽस्मान्निश्चयः सम्यगीक्ष्यते ।**
**स्वस्वनिश्चयतो बद्धो मुक्तोऽहं चेति मन्यते ॥ २४१ ॥**

ज्ञानिनः निश्चयः अस्मात् विपरीतः सम्यक् ईक्ष्यते, स्वस्वनिश्चयतः अहं बद्धः च मुक्तः इति मन्यते ॥

બ્રહ્મજ્ઞાની પુરુષોનો નિશ્ચય આ અજ્ઞાની પુરુષોના નિશ્ચયથી કેવલ ઊલટા પ્રકારનો હોય છે, અર્થાત્ સસાર મિથ્યા છે, અને બ્રહ્મ પ્રતીત થાય છે, તથા છે, એવો હોય છે એમ વિવેકીને સ્પષ્ટ જાણવામા આવે છે. મનુષ્ય પોતપોતાના નિશ્ચયથીજ હું બધન પામેલો છુ, અને હુ મુક્તિ પામેલો છુ, એમ માને છે, એટલે અજ્ઞાની પોતાની ભ્રાંતિથી પોતાને બધન પામેલો માને છે, અને બ્રહ્મજ્ઞાની પોતાના જ્ઞાનથી પોતાને મુક્ત માને છે. ૨૪૧

અદ્વૈત બ્રહ્મ અપરોક્ષ જણાતું નથી, અને સમગ્ર ભાસતું નથી, એવી શકા કરીને તેનુ સમાધાન આપે છેઃ—

**नाद्वैतमपरोक्षं चेन्न चिद्रूपेण भासनात् ।**
**अशेषेण न भातं चेद्द्वैतं किं भासतेऽखिलम् ॥ २४२ ॥**

अद्वैतं अपरोक्षं न [ इति ] चेत् न, [ कुतः ? ] चिद्रूपेण भासनात्, [ तत् ] अशेषेण न भातं [ इति ] चेत् द्वैतं अखिलं भासते किम् ? ॥

અદ્વૈતરૂપ બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થતું નથી એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તે તમારુ કહેવું યોગ્ય નથી, કેમકે તે અદ્વૈતરૂપ બ્રહ્મ ચેતન-રૂપવડે ( પદાર્થોના સ્ફુરણરૂપે ) વિવેકીઓને પ્રત્યક્ષ અનુભવમા આવે છે. જો

તમે કહો કે તે અદ્વૈતરૂપ બ્રહ્મ સંપૂર્ણપણે જાણવામાં આવતું નથી, તો અમે કહીએ છીએ કે શું તમારું દ્વૈત બધુંજ જોવામાં આવે છે? નથીજ આવતું એમ કહેવું પડશે. ૨૪૨

બન્ને પક્ષમાં દોષ સરખો ... તેનું સમાધાન પણ સરખુંજ છે એમ જણાવે છેઃ—

दिङ्मात्रेण विभानं तु द्वयोरपि सम ...।
द्वैतसिद्धिवदद्वैतसिद्धिस्ते तावता न किम् ॥ २४३ ॥

दिङ्मात्रेण विभानं तु द्वयोः अपि खलु समं, तावता ते द्वैतसिद्धिवत् अद्वैतसिद्धिः किं न [ भवति ? ] ॥

એકદેશવડે થનારું જ્ઞાન તો આપણ બન્નેને ખરેખર સરખુંજ છે. એકદેશવડે થયેલા જ્ઞાનથી તમારા દ્વૈતની સિદ્ધિની પેઠે અમારા અદ્વૈતની સિદ્ધિ કેમ ન થાય? અર્થાત્ થાયજ.

જેમ ઘટાદિ દ્વૈતનું એકબાજુનું જ્ઞાન થવાથી સમગ્ર ઘટાદિનું જ્ઞાન માની લેવામાં આવે છે તેમ બ્રહ્મના એકદેશરૂપ સાક્ષીનું જ્ઞાન થવાથી અખંડ એકરસ બ્રહ્મનું જ્ઞાન પણ સ્વીકારવામાં આવે છે. ૨૪૩

હવે પૂર્વપક્ષી બીજી રીતે અદ્વૈતસિદ્ધાંતપર આક્ષેપ કરે છેઃ—

द्वैतेन हीनमद्वैतं द्वैतज्ञाने कथं त्विदम् ।
चिद्भानं त्वविरोध्यस्य द्वैतस्यातोऽसमे उभे ॥ २४४ ॥

द्वैतेन हीनं अद्वैतं, द्वैतज्ञाने तु इदं कथं [ भवति ? ] चिद्भानं तु अस्य द्वैतस्य अविरोधि, अतः उभे असमे ॥

દ્વૈતથી રહિત તે અદ્વૈત કહેવાય છે, તો પછી દ્વૈતનું જ્ઞાન હોય ત્યારે તમે કહો છો તે અદ્વૈતજ્ઞાન કેવી રીતે થઈ શકે? તમારે મતે ચેતનરૂપ જ્ઞાન તો આ દ્વૈતનું વિરોધી નથી તેથી આ બન્ને (દ્વૈતનું અને અદ્વૈતનું) જ્ઞાન સરખાં નથી.

દ્વૈતથી રહિત જે અદ્વૈત તેનો અને દ્વૈતનો પરસ્પર વિરોધ હોવાથી જ્યારે દ્વૈતની પ્રતીતિ થતી હોય ત્યારે અદ્વૈતની પ્રતીતિ સંભવી શકતી નથી. દ્વૈત પણ અદ્વૈતનું વિરોધી હોવાથી અદ્વૈતનું જ્ઞાન થાય ત્યારે દ્વૈતનું જ્ઞાન થઇ શકે નહિ એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તમારા મતે ચેતનરૂપ જ્ઞાન એજ અદ્વૈત હોવાથી અદ્વૈતરૂપ જ્ઞાન દ્વૈતનું વિરોધી નથી તેથી અદ્વૈતરૂપ જ્ઞાન અને દ્વૈત એ બેનું સરખાપણું નથી, અર્થાત્ દ્વૈતના જ્ઞાનમાં અદ્વૈત સંભવી શકે નહિ, અને જ્ઞાનરૂપ અદ્વૈતના સદ્ભાવમાં દ્વૈત સંભવી શકે, તો પછી દ્વૈતને તમે મિથ્યા કેમ કહો છો? અર્થાત્ દ્વૈત સત્ય છે. ૨૪૪

ઉપર જણાવેલા આક્ષેપનું સમાધાન કરે છેઃ—

एवं तर्हि शृणु द्वैतमसन्मायामयत्वतः ।

तेन वास्तवमद्वैतं परिशेषाद्विभासते ॥ २४५ ॥

एवं तर्हि शृणु, द्वैतं मायामयत्वतः असत्, तेन परिशेषात् अद्वैतं वास्तवं विभासते ॥

એમ જો તમે કહો તો તેનું સમાધાન સાંભળો. દ્વૈત માયામયપણાથી (મિથ્યાપણાથી) મિથ્યા છે, તે કારણવડે પરિશેષથી (દ્વૈતના અભાવવડે બાકી રહેવાથી) અદ્વૈત વાસ્તવિકરીતે પ્રતીત થાય છે.

દ્વૈત અને અદ્વૈત એવી બે વસ્તુ પ્રતીત થાય છે, તેમાંથી દ્વૈતરૂપ એક વસ્તુ મિથ્યા સિદ્ધ થયા પછી બાકી રહેલી બીજી વસ્તુ જે અદ્વૈત તેજ સત્યરૂપે અવશેષ રહે છે એ સ્પષ્ટજ છે. ૨૪૫

હવે અદ્વૈતને અવશેષ કેમ રાખવું તે જણાવે છેઃ—

अचिन्त्यरचनारूपं मायैव सकलं जगत् ।

इति निश्चित्य वस्तुत्वमद्वैते[1] परिशेष्यताम् ॥ २४६ ॥

अचिन्त्यरचनारूपं सकलं जगत् माया एव इति निश्चित्य अद्वैते वस्तुत्वं परिशेष्यताम् ॥

જેની રચનાનું ચિંતન ન કરી શકાય એવા સ્વરૂપવાળું આ બધું જગત્ માયાજ (અસદ્રૂપજ) છે એવો શ્રુતિના ને સદ્ગુરુના ઉપદેશથી નિશ્ચય કરીને મુમુક્ષુએ અદ્વૈતરૂપ બ્રહ્મમાં સત્યપણું અવશેષ રાખવું. ૨૪૬

અદ્વૈતનો નિશ્ચય કર્યા છતાં પણ પૂર્વના દ્વૈતના સંસ્કારોવડે વારંવાર દ્વૈતનું સત્યપણું પ્રતીત થાય છે એવી શંકા ઉત્પન્ન કરીને તેનું સમાધાન કરે છેઃ—

पुनर्द्वैतस्य वस्तुत्वं भाति चेत्त्वं तथा पुनः ।

परिशीलय को वाऽत्र प्रयासस्तेन ते वद ॥ २४७ ॥

द्वैतस्य वस्तुत्वं पुनः भाति चेत् त्वं पुनः तथा परिशीलय, तेन ते अत्र कः वा प्रयासः वद ? ॥

તમારા કહેવા પ્રમાણે અદ્વૈતનો નિશ્ચય કર્યા છતાં પણ દ્વૈતના સત્યપણાની પૂર્વકાલની વાસનાથી પ્રતીત થતા દ્વૈતનું સત્યપણું મને પુનઃ જણાય છે એમ જો તમે કહો તો અમે તમને કહીએ છીએ કે તમે પુનઃ પણ

[1] અહીં કેટલાક વિદ્વાનો अद्वैते એવો પાઠ ઠીક માને છે.

તેવી રીતે એટલે દ્વૈત મિથ્યા છે, ને અદ્વૈત સત્ય છે, એમ વારંવાર વિચારો. તે વારંવારના વિચારવડે તમને એમાં શો પરિશ્રમ પડવાનો છે તે કહો? અર્થાત્ તમને તેમાં કાંઇ પણ પરિશ્રમ પડવાનો નથી.

વેદાંતનું શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરવાથી દ્વૈતના મિથ્યાપણાનો અને અદ્વૈતના સત્યપણાનો નિશ્ચય મુમુક્ષુને થાય છે, માટે મુમુક્ષુએ બ્રહ્મનો દઢ બોધ થતાંસુધી શ્રવણાદિનું ખેદ પામ્યા વિના વારવાર આવર્તન કરવું જોઇએ. ૨૪૭

દ્વૈતના મિથ્યાપણાનો અને અદ્વૈતના સત્યપણાનો વિચાર કેટલા સમયસુધી કર્યા કરવો જોઇએ એવી શંકા ઊપાડીને તેનું સમાધાન કરે છેઃ—

**कियंतं कालमिति चेत्खेदोऽयं द्वैत इष्यताम् ।**
**अद्वैते तु न युक्तोऽयं सर्वानर्थनिवारणात् ॥ २४८ ॥**

कियंतं कालं इति चेत्, अयं खेदः द्वैते इष्यताम्, अद्वैते तु अयं न युक्तः, [ कुतः ? ] सर्वानर्थनिवारणात् ॥

આ વિચાર કેટલા સમયસુધી કર્યા કરવો જોઇએ એમ જો તમે વિચારથી કંટાળીને પૂછતા હો તો અમે તમને કહીએ છીએ કે આ ખેદ દ્વૈતના સબધમાં કરવો જોઇએ, અર્થાત્ આ દ્વૈત ક્યાંસુધી દેખાયા કરશે એમ દ્વૈતના ઉપર તમારે કંટાળો લાવવો જોઇએ. અદ્વૈતના સંબંધમાં તો આવો ખેદ કરવો ઉચિત નથી, કેમકે સર્વ દુઃખોની નિવૃત્તિ કરનાર હોવાથી અદ્વૈત ઉપકારક છે. બ્રહ્મનો દઢ સાક્ષાત્કાર થયા પછી તમારે વિચાર કરવો અવશેષ રહેશે નહિ, માટે ધૈર્ય રાખી જ્યાંસુધી અદ્વૈત બ્રહ્મનો દઢ બોધ થાય ત્યાંસુધી જિજ્ઞાસુએ વિચાર કર્યા કરવો જોઇએ. ૨૪૮

મને આત્માનું અપરોક્ષજ્ઞાન થયા છતાં પણ મારામાં ભૂખતરષ આદિ અનર્થનું ભાન થાય છે તો આત્મજ્ઞાન અનર્થની નિવૃત્તિ કરે છે એમ કેમ કહેવાય એવી શંકા ઉપજાવીને તેનુ સમાધાન કરે છેઃ—

**क्षुत्पिपासादयो दृष्टा यथापूर्वं मयीति चेत् ।**
**मच्छब्दवाच्येऽहंकारे दृश्यतां नेति को वदेत् ॥ २४९ ॥**

क्षुत्पिपासादयः मयि यथापूर्वं दृष्टाः इति चेत्, मच्छब्दवाच्ये अहंकारे दृश्यतां, न इति कः वदेत् ? ॥

ભૂખ અને તરષ આદિ મારામાં પૂર્વની પેઠેજ પ્રતીત થાય છે એમ જો તમે કહેતા હો તો અમે કહીએ છીએ કે હું આ શબ્દના વાચ્યાર્થરૂપ અહંકારમાં તે ભલે દેખાય, તેમાં તે ન દેખાય એમ કોણ કહે છે? અર્થાત્ અમે

આત્મામાંથી અનર્થની નિવૃત્તિ થાય છે એમ કહીએ છીએ, અહંકારમાંથી અનર્થની નિવૃત્તિ થાય છે એમ કહેતા નથી. પ્રારબ્ધકર્મ હોય ત્યાંસુધી અહંકારમાં એવી મિથ્યા પ્રતીતિ થાય તેથી જ્ઞાનને કશી હાનિ પહોંચતી નથી. ૨૪૯

જો ભ્રાંતિથી ચિદાત્મામાં અનર્થની પ્રતીતિ થાય તો તેને દૂર કરવાનો ઉપાય બતાવે છેઃ—

**चिद्रूपेऽपि प्रसज्येरंस्तादात्म्याध्यासतो यदि ।**
**माऽध्यासं कुरु किं तु त्वं विवेकं कुरु सर्वदा ॥ २५० ॥**

तादात्म्याध्यासतः यदि चिद्रूपे अपि प्रसज्येरन्, [तर्हि] अध्यासं मा कुरु, किं तु त्वं सर्वदा विवेकं कुरु ॥

આત્માના ને અહંકારના એકપણાની ભ્રાંતિથી જો ચેતનરૂપ આત્મામાં ભૂખતરષરૂપ અનર્થનો સંબંધ તમને પ્રતીત થતો હોય તો તમે આત્માના ને અહંકારના એકપણારૂપ ભ્રાંતિ ન ઉપજવા દો, કિંતુ તમે સર્વદા આત્માનું ને અહંકારનું પૃથક્‌પણું નક્કી કરતા રહો. એમ કરવાથી તમને આત્મામાં અનર્થનું ભાન નહિ થાય. ૨૫૦

જો પૂર્વની દૃઢ વાસનાથી અધ્યાસ ઉપજે તો વિવેકનું આવર્તન કરવું એમ કહે છેઃ—

**झटित्यध्यास आयाति दृढवासनयेति चेत् ।**
**आवर्तयेद्विवेकं च दृढं वासयितुं सदा ॥ २५१ ॥**

दृढवासनया अध्यासः झटिति आयाति इति चेत्, दृढं वासयितुं सदा विवेकं च आवर्तयेत् ॥

અનાદિકાલની દૃઢવાસનાથી આત્માના ને અહંકારના એકપણાની ભ્રાંતિરૂપ અધ્યાસ મારામાં ઊતાવળે ઉત્પન્ન થઇ જાય છે એમ જો તમે કહો તો અમે તમને કહીએ છીએ કે તે અધ્યાસની નિવૃત્તિ કરવામાટે અને આત્માના ને અહંકારના પૃથક્‌પણારૂપ વિવેકની વાસનાને દૃઢ કરવામાટે તમે સર્વદા ઉપર જણાવેલા વિવેકનીજ આવૃત્તિ કરો. એમ કરવાથી તમારા અંતઃકરણમાં એકાએક ઉત્પન્ન થતા અધ્યાસની નિવૃત્તિ થશે. ૨૫૧

વિવેકવડે દ્વૈતનું મિથ્યાપણું યુક્તિથી સિદ્ધ થાય છે, અનુભવથી સિદ્ધ થતું નથી એવો પૂર્વપક્ષ ગ્રહણ કરીને તેનું સમાધાન કરે છેઃ—

**विवेके द्वैतमिथ्यात्वं युक्त्यैवेति न भण्यताम् ।**
**अचिंत्यरचनात्वस्यानुभूतिर्हि स्वसाक्षिकी ॥ २५२ ॥**

તો એ ચેતન ન હોવાથી અનુભવ કરનારનો અભાવ સિદ્ધ થશે. જો તમે કહો કે ચેતનથી ભિન્ન જે જડ છે તેણે ચેતનના પ્રાગભાવનો અનુભવ કર્યો છે તો તે તમારું કહેવું મિથ્યા છે, કેમકે જડમાં જ્ઞાનસ્વભાવ નથી, અને તે કલ્પિત છે. જ્ઞાનસ્વભાવવિનાનું ને કલ્પિત એવું જે જડ તે ચેતનના પ્રાગભાવને શી રીતે જાણી શકે? ચેતન સાક્ષિરૂપ હોવાથી તે જાગ્રત્‌માં અને સ્વપ્નમાં પ્રતીત થતા દ્વૈતની ઉત્પત્તિનું પ્રકાશક છે એ વાર્તા ઉપનિષદોમાં પ્રસિદ્ધ છે. ૨૫૪

દ્વૈત પ્રાગભાવવડે યુક્ત હોવાથી અને તેની રચના અચિંત્ય હોવાથી ઇંદ્રજાલની પેઠે તે મિથ્યા છે એ વાત સિદ્ધ થઇ એમ જણાવે છેઃ—

**प्रागभावयुतं द्वैतं रच्यते हि घटादिवत् ।**
**तथापि रचनाऽचिंत्या मिथ्या तेनेंद्रजालवत् ॥ २५५ ॥**

प्रागभावयुतं द्वैतं घटादिवत् रच्यते हि. तथापि [ अस्य ] रचना अचिंत्या, तेन [ इदं ] इंद्रजालवत् मिथ्या ॥

પ્રાગભાવથી યુક્ત દ્વૈત ઘડા આદિની પેઠે રચાય છે એ વાત પ્રસિદ્ધ છે, તોપણુ આ દ્વૈતની રચના મનુષ્યના વિચારમાં આવી શકે એવી નથી તે કારણથી ઇંદ્રજાલની પેઠે પ્રતીત થતું આ દ્વૈત મિથ્યા છે. ૨૫૫

અદ્વૈતને અપરોક્ષ ન માનવામાં આવે તો તેમાં વ્યાઘાતદોષની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છેઃ—

**चित्प्रत्यक्षा ततोऽन्यस्य मिथ्यात्वं चानुभूयते ।**
**नाद्वैतमपरोक्षं चेत्येतन्न व्याहतं कथम् ॥ २५६ ॥**

चित् प्रत्यक्षा, च ततः अन्यस्य मिथ्यात्वं अनुभूयते च [ एवं सति ] अद्वैतं अपरोक्षं न इति एतत् व्याहतम् कथं न ? ॥

ચૈતન્ય સદાદિરૂપે સર્વદા પ્રત્યક્ષ છે, અને તેનાથી ભિન્ન સર્વ પદાર્થનું મિથ્યાપણુ અનુભવમાં પણ આવે છે, એમ છતાં અદ્વૈતરૂપ ચેતન અપરોક્ષ (પ્રત્યક્ષ) નથી એવું આ બોલવું વ્યાઘાતદોષવાળુ કેમ ન થાય? અર્થાત્ તે વ્યાઘાતદોષવાળું થાય છે. ૨૫૬

આવુ જાણુવા છતાં પણ કેટલાક પુરુષો અંતઃકરણમાં અસંતોષવાળા કેમ રહે છે એવો પૂર્વપક્ષ ઉપજાવીને વાદીને સામો પ્રશ્ન પૂછે છેઃ—

**इत्थं ज्ञात्वाऽप्यसंतुष्टाः केचित्कुत इतीर्यताम् ।**
**चार्वाकादेः प्रबुद्धस्याप्यात्मा देहः कुतो वद ॥ २५७ ॥**

इत्थं ज्ञात्वा अपि केचित् असंतुष्टाः कुतः ? इति ईर्यताम् [ इति चेत् ] प्रबुद्धस्य चार्वाकादेः अपि देहः आत्मा कुतः वद ? ॥

એવી રીતે જાણીને પણ કેટલાક વેદાંતીઓ અસંતોષવાળા શાથી રહે છે તે કહો, એમ જો તમે કહો તો અમે તમને પૂછીએ છીએ કે શંકાસમાધાન કરવામાં કુશલ એવા ચાર્વાક આદિને પણ દેહ એજ આત્મા છે એવું વિપરીત શાથી જણાય છે તે કહો. ચાર્વાક આદિને એમાંના આદિ શબ્દવડે પામર જાણવા. ૨૫૭

પૂર્વપક્ષી તે પ્રશ્નનું ઉત્તર આપે છે, અને સિદ્ધાંતી તેની શંકાનું સમાધાન કરે છેઃ—

सम्यग्विचारो नास्त्यस्य धीदोषादिति चेत्तथा ।
असंतुष्टास्तु शास्त्रार्थं न त्वैक्षंत विशेषतः ॥ २५८ ॥

धीदोषात् अस्य सम्यक् विचारः न अस्ति इति चेत्, तथा असंतुष्टाः तु शास्त्रार्थं विशेषतः तु न ऐक्षन्त ॥

બુદ્ધિના દોષથી આ ચાર્વાક આદિને આત્માના સ્વરૂપનો યથાર્થ વિચાર પ્રાપ્ત થતો નથી એમ જો તમે કહો તો તેજ પ્રમાણે અસંતુષ્ટ રહેનારા કેટલાક મનુષ્યો પણ પોતાની બુદ્ધિના દોષને લઇને શાસ્ત્રના અર્થને વિશેષરીતે વિચારતા નથી, એટલે તેમને આત્માના અનુભવવડે મળનારો સંતોષ પ્રાપ્ત થતો નથી. ૨૫૮

બ્રહ્મતત્ત્વના વિચારવડે પ્રાપ્ત થનારા ફલનો વિચાર કરવામાટે તે ફલનું પ્રતિપાદન કરનારી શ્રુતિનો અનુવાદ કરે છેઃ—

यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि श्रिताः ।
इति श्रौतं फलं दृष्टं नेति चेद्दृष्टमेव तत् ॥ २५९ ॥

अस्य हृदि श्रिताः ये कामाः [ ते ] सर्वे यदा प्रमुच्यंते, इति श्रौतं फलं न दृष्टं इति चेत् तत् दृष्टं एव ॥

આ મનુષ્યના હૃદયમાં રહેલી જે વિષયની તૃષ્ણાઓ છે એ સર્વે વિષયતૃષ્ણાઓ જ્યારે અત્યંતનિવૃત્ત થઇ જાય છે ત્યારે મરણધર્મવાળો મનુષ્ય અમર થાય છે, અને અહીંજ બ્રહ્મને પામે છે એ પ્રમાણે શ્રુતિએ પ્રતિપાદન કરેલું ફલ અનુભવમાં આવતું નથી એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તે બ્રહ્મજ્ઞાનીઓના અનુભવમાં આવેલું છેજ.

" यदा सर्वे प्रमुच्यंते कामा येऽस्य हृदि श्रिताः । अथ मर्त्योऽमृतो भवत्यत्र ब्रह्म समश्नुते ॥ " ( આ મુમુક્ષુના હૃદયમાં રહેલી સર્વ કામનાઓ જ્યારે અત્યંત નિવૃત્ત થઇ જાય છે ત્યારે મરણધર્મવાળો પુરુષ અમર થાય છે, અને અહીંજ—આ શરીરમાંજ—બ્રહ્મને પામે છે—બ્રહ્મરૂપ થાય છે,) એ શ્રુતિમાં

કહેલી વિષયતૃષ્ણાની નિવૃત્તિવડે બ્રહ્મની પ્રાપ્તિરૂપ ફલ અનુભવમાં આવતું નથી એમ કહેવું યોગ્ય નથી, કેમકે બ્રહ્મવેત્તા પુરુષોને તે સંદેહરહિત અનુભવમાં આવે છે. ૨૫૯

આત્મજ્ઞાનનું ફલ જ્ઞાનીઓને અનુભવસિદ્ધ છે એ વાત સ્પષ્ટ કરવામાટે યદા૦ એ શ્રુતિનો તથા તેમાં આવેલા હૃદયગ્રંથિ એ શબ્દનો અર્થ કહે છેઃ—

यदा सर्वे प्रभिद्यंते हृदयग्रंथयस्त्विति ।

कामा ग्रंथिस्वरूपेण व्याख्याताः श्रुतिशेषतः ॥ २६० ॥

यदा सर्वे हृदयग्रंथयः प्रभिद्यंते इति तु श्रुतिशेषतः कामाः ग्रंथिस्वरूपेण व्याख्याताः ॥

જ્યારે હૃદયની સર્વે ગ્રંથિઓ અત્યંત ભેદાઈ જાય છે, આ પ્રસિદ્ધ શ્રુતિના બાકીના ભાગથી કામનાઓ હૃદયના ગ્રંથિસ્વરૂપવડે વ્યાખ્યાન કરેલી છે.

વિષયતૃષ્ણાઓનો નાશ થવો એ હૃદયની ગ્રંથિઓનું ભેદાવું છે. તે ગ્રંથિભેદનં વિવેકવડે અહંકારના અને ચૈતન્યના એકપણાની ભ્રાંતિની નિવૃત્તિ થવાથી થાય છે. એ જડચેતનની ગ્રંથિનો ભેદ અનુભવસિદ્ધ હોવાથી અપ્રત્યક્ષ નથી, પણ જ્ઞાનીઓને તે પ્રત્યક્ષ છે. ૨૬૦

કામશબ્દનો અર્થ હૃદયની ગ્રંથિ એવો શામાટે કરવામાં આવે છે તે જણાવે છેઃ—

अहंकारचिदात्मानावेकीकृत्याविवेकतः ।

इदं मे स्यादिदं मे स्यादितीच्छाः कामशब्दिताः ॥२६१॥

अविवेकतः अहंकारचिदात्मानौ एकीकृत्य इदं मे स्यात् इदं मे स्यात् इति इच्छाः कामशब्दिताः ॥

જડચેતનના અવિવેકથી અહંકારને અને ચિદાત્માને એક કરીને આ પદાર્થ મને હો, આ પદાર્થ મને હો, એવી ઇચ્છાઓ કામશબ્દવડે કહેવાય છે, અર્થાત્ અહંકારના ને આત્માના એકપણાની ભ્રાંતિથી ઉપજેલી ઇચ્છાઓ કામશબ્દવડે કહેવાય છે, એકલી ઇચ્છાઓ કામશબ્દવડે કહેવાતી નથી. ૨૬૧

આત્માનો ને અહંકારનો ભેદ જાણ્યા પછી આત્મજ્ઞાનીમાં જે ઇચ્છાઓ આરબ્ધકર્મથી ઉપજે છે તે ઇચ્છાઓ જ્ઞાનમાં અડચણ કરનારી નથી એમ જણાવે છેઃ—

अप्रवेश्य चिदात्मानं पृथक् पश्यन्नहंकृतिम् ।

इच्छंस्तु कोटिवस्तूनि न बाधो ग्रंथिभेदतः ॥२६२॥

चिदात्मानं अप्रवेश्य अहंकृतिं पृथक् पश्यन् कोटिवस्तूनि इच्छन् तु ग्रंथिभेदतः बाधः न ॥

ચિદાત્માનો અહંકારમાં પ્રવેશ નહિ કરાવીને અહંકારને પૃથક્ જોનારો આત્મવેત્તા પુરુષ પોતાના પ્રારબ્ધકર્મવડે કરોડો વસ્તુને ઇચ્છતો છતા પણ ચેતન અને જડની ગ્રંથિનો ભેદ થવાથી તેમની જ્ઞાનનિષ્ઠામાં અડચણ આવતી નથી, અર્થાત્ તે ઇચ્છાવડે એમનું આત્મજ્ઞાન નાશ પામતું નથી. ૨૬૨

આત્માના ને અહંકારના એકપણાની સમજરૂપ ભ્રાંતિજ્ઞાનનો અભાવ થયા પછી પણ તેમના મનમાં ઇચ્છાઓ શા કારણથી ઉપજે છે તે જણાવે છેઃ—

ग्रंथिभेदेऽपि संभाव्या इच्छाः प्रारब्धदोषतः ।
बुद्ध्वाऽपि पापबाहुल्यादसंतोषो यथा तव ॥ २६३ ॥

यथा बुद्ध्वा अपि पापबाहुल्यात् तव असंतोषः [ तथा ] ग्रंथिभेदे अपि प्रारब्धदोषतः इच्छाः संभाव्याः ॥

જેવી રીતે આત્માને અદઢ રીતે જાણ્યા છતાં પણ પાપના બહુપણાથી તમને અસંતોષ રહે છે તેવી રીતે જડચેતનની ગ્રંથિનો ભેદ થયા છતાં પણ અર્થાત્ આત્મસાક્ષાત્કાર થયા છતાં પણ પ્રારબ્ધકર્મના દોષથી જ્ઞાનીઓના અંતઃકરણમાં ઇચ્છાઓ સંભવી શકે છે. ૨૬૩

ભ્રાંતિજ્ઞાનને અભાવે અહંકારમાં ઉપજતી ઇચ્છાઓ આત્મજ્ઞાનનો નાશ કરી શકતી નથી એમ બે દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ—

अहंकारगतेच्छाद्यैर्देहव्याध्यादिभिस्तथा ।
वृक्षादिजन्मनाशैर्वा चिद्रूपात्मनि किं भवेत् ॥ २६४ ॥

[ यथा ] देहव्याध्यादिभिः वा वृक्षादिजन्मनाशैः [ बाधः न, ] तथा अहंकारगतेच्छाद्यैः चिद्रूपात्मनि किं भवेत् ? ॥

જેવી રીતે સ્થૂલશરીરમાં ઉપજેલા વ્યાધિ આદિવડે અથવા વૃક્ષાદિની ઉત્પત્તિ અને નાશવડે તેને જાણનાર સાક્ષીને કંઇ પીડા થતી નથી તેવી રીતે અંતઃકરણમાં રહેલી ઇચ્છા આદિવડે ચેતનરૂપ આત્મામાં શી પીડા થાય ? અર્થાત્ ન થાય.

જેમાં પીડા થાય તે સાક્ષી કહેવાય નહિ, ને જે સાક્ષી હોય તેમાં પીડા સંભવી શકે નહિ. ૨૬૪

આત્માનું અસંગપણું હોવાથી ભ્રાંતિની નિવૃત્તિ થયા પહેલાં પણ દૃશ્યની

ઇચ્છાવડે આત્માને પીડા થતી નથી, તો પછી આત્મજ્ઞાનથી શો વધારે લાભ થાય છે એવી શંકા ઉત્પન્ન કરીને તેનું સમાધાન કહે છેઃ—

**ग्रंथिभेदात्पुराऽप्येवमिति चेत्तन्न विस्मर ।**
**अयमेव ग्रंथिभेदस्तव तेन कृती भवान् ॥ २६५ ॥**

ग्रंथिभेदात् पुरा अपि एव [ अस्ति, ] इति चेत् तत् न विस्मर, अयं एव तव ग्रंथिभेदः, तेन भवान् कृती ॥

આત્માના ને અહંકારના એકપણાની ભ્રાંતિરૂપ ગ્રંથિના ભેદની પૂર્વે પણ એમજ છે, અર્થાત્ તે વેળા પણ ઇચ્છાવડે આત્માને કંઇ પીડા થતી નથી એમ જો તમે કહો તો તે વાત તમે ન ભૂલો, આનું નામજ તમારી ગ્રંથિનો ભેદ છે તે ગ્રંથિભેદવડે તમે કૃતાર્થ છો

અહંકાર અને આત્મા ભિન્ન છે, અને હું આત્મા છું, એવો અનુભવ જેને સતત રહે તેની જડચેતનની ગ્રંથિનો ભેદ થયેલો હોવાથી તે કૃતાર્થ છે ૨૬૫

હવે જ્ઞાનીમાં અને અજ્ઞાનીમાં શો ભેદ છે તે જણાવે છે —

**नैवं जानंति मूढाश्चेत्सोऽयं ग्रंथिर्न चापरः ।**
**ग्रंथितद्भेदमात्रेण वैषम्यं मूढबुद्धयोः ॥ २६६ ॥**

मूढाः एव न जानति [इति] चेत् सः अयं ग्रंथिः च अपरः न, मूढबुद्धयोः ग्रंथितद्भेदमात्रेण वैषम्यम् ॥

અજ્ઞાની મનુષ્યો એમ જાણતા નથી એમ જો તમે કહો તો આ જડચેતનની ગ્રંથિ છે, બીજી નથી અજ્ઞાનીનું અને જ્ઞાનીનું જડચેતનની ગ્રંથિ હોવી ને જડચેતનની ગ્રંથિનો ભેદ થવો એવડેજ વિપરીતપણું છે, અર્થાત્ અજ્ઞાની ને આત્માનું અને અહંકારનું પૃથક્પણું જ્ઞાત નથી, અને જ્ઞાનીને આત્માનું ને અહંકારનું પૃથક્પણું જ્ઞાત છે, એટલોજ અજ્ઞાનીમાં ને જ્ઞાનીમાં ભેદ છે ૨૬૬

ઉપર જણાવેલા કારણથીજ અજ્ઞાનીનો ને જ્ઞાનીનો ભેદ છે, બીજા કોઇ કારણથી તેમનો ભેદ નથી, એમ પુન જણાવે છે —

**प्रवृत्तौ वा निवृत्तौ वा देहेंद्रियमनोधियाम् ।**
**न किंचिदपि वैषम्यमस्त्यज्ञानिविबुद्धयोः ॥ २६७ ॥**

देहेंद्रियमनोधियां प्रवृत्तौ वा निवृत्तौ वा अज्ञानिविबुद्धयोः किंचित् अपि वैषम्यं न अस्ति ॥

સ્થૂલશરીર, ઇંદ્રિયો, મન અને બુદ્ધિ એમની પ્રવૃત્તિમાં અથવા તેમની

નિવૃત્તિમાં અજ્ઞાનીનું અને આત્મજ્ઞાનીનું કાંઇ પણ વિષમપણું એટલે ભેદ નથી, અર્થાત્ બંનેની પ્રવૃત્તિ અને નિવૃત્તિ સામાન્ય માણસને સરખી પ્રતીત થાય છે.૨૬૭

એ વાતને દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ—

**व्रात्यश्रोत्रिययोर्वेदपाठापाठकृता भिदा ।**
**नाहारादावस्ति भेदः सोऽयं न्यायोऽत्र योज्यताम् ॥ २६८॥**

व्रात्यश्रोत्रिययोः वेदपाठापाठकृता [ एव ] भिदा अस्ति, आहारादौ भेदः न, सः अयं न्यायः अत्र योज्यताम् ॥

જેને યજ્ઞોપવીતનો સંસ્કાર થયો નથી એવા બ્રાહ્મણમાં અને જેણે યજ્ઞોપવીતસંસ્કાર પામીને વેદાદિનું ઉત્તમપ્રકારે અધ્યયન કર્યું છે એવા બ્રાહ્મણમાં વેદનું અધ્યયન નહિ કરવુ અને વેદનું અધ્યયન કરવું એવડોજ ભેદ રહેલો છે, તેમના આહારાદિકમાં કોઇ પણ પ્રકારનો ભેદ પડતો નથી. આ ન્યાય અહીં ( અજ્ઞાનીમાં ને જ્ઞાનીમાં ) જોડવો.

જે બ્રાહ્મણને સોળમા વર્ષસુધી ઉપવીત ન થયુ હોય, જે ક્ષત્રિયને બાવીશમા વર્ષસુધી ઉપવીત ન થયું હોય, અને જે વૈશ્યને ચોવીશમા વર્ષસુધી ઉપવીત ન થયું હોય તેઓ વ્રાત્ય એટલે ઉપનયનસંસ્કારથી રહિત કહેવાય છે. આવા વ્રાત્યને વેદનું અધ્યયન કરવાનો શાસ્ત્રાજ્ઞાપ્રમાણે અધિકાર નથી. એવા વ્રાત્ય દ્વિજનો અને જેનો જન્મ દ્વિજના કુલમાં થયો છે, જેને યથાવિધિ ઉપનયનસંસ્કાર થયો છે, અને જેણે વેદાદિનું સારી રીતે અધ્યયન કર્યું છે એ બંનેમાં આહારાદિકનો ભેદ પડતો નથી, માત્ર વ્રાત્ય વેદાદિનું અધ્યયન કરી શકતો નથી, અને ઉપનયનસંસ્કારવાળો દ્વિજ વેદાદિનું અધ્યયન કરી શકે છે એટલોજ તે બંનેમાં ભેદ છે. જેમ વ્રાત્યના અને શ્રોત્રિયના આહારાદિકમાં કાંઇ ફરક નથી તેમ જ્ઞાનીની ને અજ્ઞાનીની શરીર આદિની પ્રવૃત્તિમાં ને નિવૃત્તિમાં કાંઇ ફરક નથી, માત્ર ચિજ્જડની ગ્રંથિ હોવી ને ન હોવી એટલોજ અજ્ઞાનીમાં ને જ્ઞાનીમાં ભેદ છે. ૨૬૮

આત્મજ્ઞાનીમાં જડચેતનની ગ્રંથિ ભેદ પામી ગયેલી હોય છે એમ શ્રીમદ્‌ભગવદ્‌ગીતાનું વાક્ય લઇને જણાવે છેઃ—

**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ।**
**उदासीनवदासीन इति ग्रंथिभिदोच्यते ॥ २६९ ॥**

संप्रवृत्तानि न द्वेष्टि, निवृत्तानि न कांक्षति, उदासीनवत् आसीनः इति ग्रंथिभिदा उच्यते ॥

પ્રારબ્ધકર્મવશાત્ દુઃખોની પ્રાપ્તિ થયા છતાં જે તેનો દ્વેષ કરતો નથી, અને પ્રારબ્ધકર્મવશાત્ સુખોની નિવૃત્તિ થયા છતાં જે તેની ઇચ્છા કરતો નથી, પણ તે બંનેમાં જે ઉદાસીનની પેઠે રહે છે, આ વચનવડે શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં આત્મજ્ઞાનીની જડચેતનની ગ્રંથિનો ભેદ કહ્યો છે. ૨૬૯

શ્રીમદ્‌ભગવદ્‌ગીતાના ઉપર જણાવેલા વચનમાં જ્ઞાન થયા પછી જ્ઞાનીએ ઉદાસીન રહેવું જોઇએ એમ વિધાન કરેલું છે એવી શંકા ઉપજાવીને તેનું સમાધાન કરે છેઃ—

औदासीन्यं विधेयं चेद्वच्छब्दव्यर्थता तदा ।
न शक्ता अस्य देहाद्या इति चेद्रोग एव सः ॥ २७० ॥

औदासीन्यं विधेयं [ इति ] चेत् तदा वत्शब्दव्यर्थता [ भवेत्, ] अस्य देहाद्याः न शक्ताः इति चेत् सः रोगः एव ॥

ઉપરના શ્લોકમાં જ્ઞાની પુરુષમાટે ઉદાસીનપણાનું વિધાન કરેલું છે એમ જો તમે કહો તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે જો તમારા કહેવા પ્રમાણે માનવામાં આવે તો 'उदासीनवत्' એ શબ્દમાં જે वत्शब्द છે તેના વ્યર્થપણાની પ્રાપ્તિ થાય છે. આ જ્ઞાનીનાં શરીર આદિ આત્મજ્ઞાનવડે સામર્થ્યવાળાં રહેતાં નથી તેથી તેઓ પ્રવૃત્તિ કરી શકતા નથી એમ જો તમે કહો તો તે આત્મજ્ઞાન નહિ, પણ એક પ્રકારનો રોગજ છે એમ માનવું જોઇએ, જે યુક્ત નથી. ૨૭૦

આત્મજ્ઞાન એ રોગજ છે એમ માનનારને ઉપહાસપૂર્વક કહે છેઃ—

तत्त्वबोधं क्षयं व्याधिं मन्यंते ये महाधियः ।
तेषां प्रज्ञाऽतिविशदा किं तेषां दुःशकं वद ॥ २७१ ॥

ये महाधियः तत्त्वबोधं क्षयं व्याधिं मन्यंते, तेषां प्रज्ञा अतिविशदा, तेषां किं दुःशकं वद ? ॥

જે મોટી બુદ્ધિવાળા (ડોઢડાહ્યા) આત્મસ્વરૂપના જ્ઞાનને શરીરને ક્ષીણ કરનારો રોગ માને છે તેઓની બુદ્ધિ અતિનિર્મલ (અતિમલિન) છે ! તેવા મનુષ્યોને આ જગતમાં શું બોલવું અશક્ય છે તે તમે કહો, અર્થાત્ મૂર્ખ માણસો શાસ્ત્રજ્ઞાનો વિચાર કર્યા વિના ગમે તેમ બોલી શકે છે. તેમના તે બોલવાને વિદ્વાનો આદર આપતા નથી. ૨૭૧

પુરાણોમાં આત્મવેત્તાઓની પ્રવૃત્તિનો અભાવ જણાવ્યો છે એવી શંકા કરીને તેનું સમાધાન કહે છેઃ—

भरतादेरप्रवृत्तिः पुराणोक्तेति चेत्तदा ।
जक्षन्क्रीडन् रतिं विंदन्नित्यश्रौषीर्न किं श्रुतिम् ॥ २७२ ॥

भरतादेः अप्रवृत्तिः पुराणोक्ता इति चेत्, तदा "जक्षन् क्रीडन् रतिं विंदन्" इति श्रुतिं न अश्रौषीः किम् ? ॥

ભરતાદિની (જડભરત આદિની) વ્યાવહારિક અપ્રવૃત્તિ પુરાણોમા કહેલી છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે ત્યારે તમે "જ્ઞાની ભક્ષણ કરતા છતા, અન્યની સાથે ક્રીડા કરતા છતા, અને પ્રિયજનોની પ્રીતિને પ્રાપ્ત કરતા છતા" એવી જે છાંદોગ્ય-ઉપનિષદ્‌ની શ્રુતિ છે તે સાંભળી નથી શું ? અર્થાત્ કોઇ જ્ઞાની પોતાના પ્રારબ્ધકર્મને લીધે દેહનિર્વાહજેટલી પરિમિત પ્રવૃત્તિવાળા હોય છે, અને કોઇ જ્ઞાની દેવ, રાજા, આચાર્ય કે ગૃહસ્થ હોય તો તે વધારે પ્રવૃત્તિવાળા હોઇને પોતાના આશ્રમાદિને ને સ્થિતિને ઘટે તેવી રીતે નાનાપ્રકારના પદાર્થોનું ભક્ષણ કરતા છતા, નાનાપ્રકારની ક્રીડાઓ કરતા છતા, અને પોતાની સ્ત્રીથી તથા મિત્રોથી આનદ પામતા છતા રહે છે, અને પોતાના શરીરનુ અજ્ઞાનીની પેઠે સ્મરણ કરતા નથી બધા જ્ઞાનીઓ વ્યાવહારિક પ્રવૃત્તિવાળા હોતા નથી એમ શાસ્ત્રનુ કહેવુ નથી. ૨૭૨

પુરાણોના વચનોમા ભરતાદિની જે સ્થિતિ જણાવી છે તેનું તાત્પર્ય કહે છે:—

न ह्याहारादि संत्यज्य भरताद्याः स्थिताः क्वचित् ।
काष्ठपाषाणवत्किं तु संगभीता उदासते ॥ २७३ ॥

भरताद्याः आहारादि सत्यज्य काष्ठपाषाणवत् क्वचित् न हि स्थिताः किं तु संगभीताः उदासते ॥

ભરત આદિ આહારાદિનો સપૂર્ણ ત્યાગ કરીને લાકડાની અને પાણાની પેઠે કદીપણ રહેતા નહોતા, પરંતુ તેઓ બહિર્મુખ મનુષ્યાદિના સંસર્ગથી ભય પામીને ઉદાસજેવા રહેતા હતા. બહિર્મુખ જનોના સગથી અને અન્ય પ્રાણીઓના સગથી રાગદ્વેષાદિનો ઉદ્ભવ થવાનો સભવ માની તેઓ બહિર્મુખ મનુષ્યોના સગને ઇચ્છતા નહોતા એવુ પુરાણોના વચનોનુ તાત્પર્ય છે. ૨૭૩

મનુષ્યાદિના સગમા રહેલો દોષ જણાવે છે —

संगी हि बाध्यते लोके निःसंगः सुखमश्नुते ।
तेन संगः परित्याज्यः सर्वदा सुखमिच्छता ॥ २७४॥

लोके हि सगी बाध्यते, [ न ] निःसंगः सुख अश्नुते, तेन सुख इच्छता सर्वदा संगः परित्याज्यः ॥

આ લોકમા બહિર્મુખ મનુષ્યોનો સંગ રાખનારો પુરુષ અવશ્ય કોઇ

પણ પ્રકારની પીડા પામે છે, અને તેવા મનુષ્યોનો સંગ નહિ રાખનારો પુરુષ સુખને પામે છે; તે કારણથી નિર્દોષ સુખ ઇચ્છનાર પુરુષે સર્વદા બહિર્મુખ મનુષ્યોનો અને અન્ય પ્રાણીઓનો સંગ પરિત્યાગ કરવાયોગ્ય છે. ૨૭૪

સર્વજ્ઞાનીએ સર્વપ્રકારના વ્યવહારમાં ઉદાસીનજ રહેવું જોઇએ એવો શાસ્ત્રનો અભિપ્રાય નથી એમ જણાવે છેઃ—

**अज्ञात्वा शास्त्रहृदयं मूढो वक्त्यन्यथाऽन्यथा ।**
**मूर्खाणां निर्णयस्त्वास्तामस्मत्सिद्धांत उच्यते ॥ २७५ ॥**

शास्त्रहृदयं अज्ञात्वा मूढः अन्यथा अन्यथा वक्ति, तु मूर्खाणां निर्णयः आस्ताम्, अस्मत् सिद्धांतः उच्यते ॥

બ્રહ્મજ્ઞાનીએ પોતાનું અંતઃકરણ આસક્તિરહિત રાખી બહારથી પોતાનો પ્રારબ્ધવ્યવહાર સમભાવથી કરવો જોઇએ એવા વેદાંતશાસ્ત્રના રહસ્યને નહિ જાણીને મૂર્ખ મનુષ્ય બીજા બીજા પ્રકારનું અર્થાત્ જે બ્રહ્મજ્ઞાની હોય તેણે અવશ્ય ઉદાસીનજ રહેવું જોઇએ એવું કહે છે. હવે મૂર્ખાઓનો તે નિશ્ચય અહીંજ પૂરો થાઓ. એ વિષે વિશેષ ચર્ચા કરવાની કાંઇ અગત્ય નથી. તેના સંબંધમાં હવે અમારો સિદ્ધાંત કહેવાય છે. ૨૭૫

હવે તેના સંબંધમાં વેદાંતસિદ્ધાંત કેવા પ્રકારનો છે તે જણાવે છેઃ—

**वैराग्यबोधोपरमाः सहायास्ते परस्परम् ।**
**प्रायेण सह वर्तंते वियुज्यंते क्वचित्क्वचित् ॥ २७६ ॥**

[ ये ] वैराग्य-बोधोपरमाः ते परस्परं सहायाः, प्रायेण सह वर्तंते, क्वचित् क्वचित् वियुज्यंते ॥

વૈરાગ્ય, બોધ ( આત્મજ્ઞાન ) અને ઉપરતિ ( મનની વૃત્તિરહિત શાંતિ ) એ ત્રણે એકબીજાને સાહાય્ય કરનાર છે. તે ત્રણે બહુધા બ્રહ્મજ્ઞાનાભ્યાસી મનુષ્યના હૃદયમાં સાથે રહેનારા છે, પણ કદી કદી તેમના પ્રારબ્ધકર્મના ભેદથી અને દેશકાલાદિને લઇને તે જુદા પણ પડે છે. ૨૭૬

વૈરાગ્યાદિ ત્રણેના સ્વરૂપાદિ ભિન્ન ભિન્ન છે એમ જણાવે છેઃ—

**हेतुस्वरूपकार्याणि भिन्नान्येषामसंकरः ।**
**यथावदवगंतव्यः शास्त्रार्थं प्रविचिन्वता[1] ॥ २७७ ॥**

[ यतः ] एषां हेतुस्वरूपकार्याणि भिन्नानि [ अतः एषां ] असंकरः [ तु ] शास्त्रार्थं प्रविचिन्वता यथावत् अवगंतव्यः ॥

1 કેટલાક વિદ્વાનો અહીં प्रविविच्यता અથવા प्रविवेचता એવું પાઠાંતર માને છે.

જે કારણથી વૈરાગ્ય, બોધ અને ઉપરતિ આ ત્રણેનાં હેતુ, (કારણ) સ્વરૂપ અને ફલ ભિન્ન ભિન્ન છે તે કારણથી તે ત્રણેનું ભિન્નપણું છે, માટે શાસ્ત્રના અર્થનું ઉત્તમપ્રકારે એટલે ધૈર્ય, જાગૃતિ ને અંતઃકરણની નિર્મલતાથી દુરાગ્રહનો ત્યાગ કરીને વિચાર કરનાર પુરુષે તે જેવી રીતે ઘટે તેવી રીતે જાણવાયોગ્ય છે. ૨૭૭

વૈરાગ્યનું કારણ, તેનું સ્વરૂપ અને તેનું ફલ કહે છેઃ—

दोषदृष्टिर्जिहासा च पुनर्भोगेष्वदीनता ।
असाधारणहेत्वाद्या वैराग्यस्य त्रयोऽप्यमी ॥ २७८ ॥

दोषदृष्टिः च जिहासा पुनः भोगेषु अदीनता अमी त्रयः अपि वैराग्यस्य असाधारणहेत्वाद्याः ॥

વિષયોમાં દોષદર્શન, વિષયોનો ત્યાગ કરવાની ઇચ્છા અને વિષયોપભોગોમાં દીનતાથી રહિતપણું આ ત્રણ વૈરાગ્યનાં અસાધારણકારણાદિ છે.

વિષયોમાં રહેલા દોષો જોવા એ વૈરાગ્ય ઉત્પન્ન થવાનું કારણ છે, વિષયોનો ત્યાગ કરવાની શુદ્ધભાવવાળી ઇચ્છા એ વૈરાગ્યનું સ્વરૂપ છે, અને પછી વિષયોપભોગોમાં મનની દીનતાથી રહિતપણું એ વૈરાગ્યનું ફલ છે. ૨૭૮

આત્મબોધનાં કારણાદિ ત્રણને જણાવે છેઃ—

श्रवणादित्रयं तद्वत्तत्त्वमिथ्याविवेचनम् ।
पुनर्ग्रंथेरनुदयो बोधस्यैते त्रयो मताः ॥ २७९ ॥

श्रवणादित्रयं, तद्वत् तत्त्वमिथ्याविवेचनम्, ग्रंथेः पुनः अनुदयः एते बोधस्य त्रयः मताः ॥

શ્રવણ, મનન અને નિદિધ્યાસન આ ત્રણ, તેમજ સત્યનું અને મિથ્યાનું પૃથક્કરણ અને ચેતન તથા જડની ગ્રંથિનો પુનઃ ઉદય ન થવો આ ત્રણ આત્મબોધનાં કારણાદિ માનેલા છે.

વેદાંતશાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદિધ્યાસન એ આત્મબોધનું કારણ છે, આત્મા સત્ય છે, અને તેનાથી ભિન્ન અન્ય સર્વ જડ અસત્ય છે એવું જડચેતનનું પૃથક્કરણ એ બોધનું સ્વરૂપ છે, અને પછી અહંકારથી માંડીને શરીરપર્યંતના સર્વ જડપદાર્થોની સાથે અસંગ ને અવિકારી આત્માના એકપણાની ભ્રાંતિનો ઉદય ન થવો એ આત્મબોધનું ફલ છે. ૨૭૯

ઉપરતિનું કારણ, તેનુ સ્વરૂપ તથા તેનુ ફલ કહે છેઃ—

यमादिर्धीनिरोधश्च व्यवहारस्य संक्षयः ।
स्युर्हेत्वाद्या उपरतेरित्यसंकर ईरितः ॥ २८० ॥

यमादिः, धीनिरोधः च व्यवहारस्य संक्षयः [ एते ] उपरतेः हेत्वाद्याः स्युः, इति [ तेषां ] असंकरः ईरितः ॥

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ ઉપરતિનું એટલે અંતઃકરણની વિશ્રાંતિનું કારણ ( સાધન ) છે, બુદ્ધિની વૃત્તિનો નિરોધ એટલે સંપ્રજ્ઞાતયોગ એ ઉપરતિનું સ્વરૂપ છે, અને સ્થૂલસૂક્ષ્મવ્યવહારનો સારી રીતે બાધ એ ઉપરતિનું ફલ છે આ ઉપરતિનાં સાધન, સ્વરૂપ અને ફલ છે. એવી રીતે વૈરાગ્ય, બોધ અને ઉપરતિનાં સાધનાદિનો ભેદ કહ્યો. ૨૮૦

વૈરાગ્ય, બોધ અને ઉપરતિમાં મુખ્ય કોણ છે તે કહે છેઃ—

तत्त्वबोधः प्रधानं स्यात्साक्षान्मोक्षप्रदत्वतः ।

बोधोपकारिणावेतौ वैराग्योपरमावुभौ ॥ २८१ ॥

साक्षात् मोक्षप्रदत्वतः तत्त्वबोधः प्रधानं स्यात्, वैराग्योपरमौ एतौ उभौ बोधोपकारिणौ ॥

સાક્ષાત્ મોક્ષ આપનારો હોવાથી તત્ત્વબોધ એટલે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું જ્ઞાન એ ત્રણમાં મુખ્ય છે. વૈરાગ્ય અને ઉપરતિ આ બે આત્મજ્ઞાનને ઉપકાર કરનારાં છે, તેથી તે ગૌણ છે.

" ऋते ज्ञानान्न मुक्तिः " ( આત્મજ્ઞાનવિના મોક્ષલાભ થતો નથી ) એ શ્રુતિ જ્ઞાનનું પ્રધાનપણું જણાવે છે, અને " ब्राह्मणो निर्वेदमायात् " (મુમુક્ષુ વૈરાગ્યને પામે) એ શ્રુતિ વૈરાગ્ય આત્મજ્ઞાનનું સાધન છે એમ જણાવે છે, તથા " शांतो दांत उपरतस्तितिक्षुः समाहितो भूत्वाऽऽत्मन्येवात्मानं पश्येत् " ( શમવાળો, દમવાળો, ઉપરતિવાળો, તિતિક્ષાવાળો ને એકાગ્રમનવાળો થઇને પોતાના શુદ્ધ અંતઃકરણમાંજ આત્માને જુએ ) એ શ્રુતિ ઉપરતિ આત્મજ્ઞાનનું સાધન છે એમ જણાવે છે. ૨૮૧

વૈરાગ્ય, બોધ અને ઉપરતિ એ તપના ફલરૂપે કોઇ મનુષ્યના હૃદયમાં સાથે રહે છે, અને કોઇ મનુષ્યના હૃદયમાં પાપસંસ્કારવડે કરીને ક્યારેક તેમાંનું કોઈ એક પ્રતિબંધ પામે છે એમ જણાવે છેઃ—

त्रयोऽप्यत्यंतपक्वाश्चेन्महतस्तपसः फलम् ।

दुरितेन क्वचित् किंचित् कदाचित्प्रतिबध्यते ॥ २८२ ॥

त्रयः अपि अत्यंतपक्वाः चेत् महतः तपसः फलम्, [ किंतु ] दुरितेन क्वचित् किंचित् कदाचित् प्रतिबध्यते ॥

વૈરાગ્ય, બોધ અને ઉપરતિ આ ત્રણ જો કોઇ પુરુષના અંતઃકરણમાં અત્યંત પરિપાકને પામ્યાં હોય તો તે તે પુરુષના શુભવિચારરૂપ ને શુભ કર્મરૂપ મોટા તપનું ફલ છે, પરંતુ પ્રતિબંધ કરનાર પાપસંસ્કારવડે કોઇ પુરુષમાં કોઇ પ્રસંગે તેમાંનું કોઇ એક કેટલેક અંશે પ્રતિબંધ પામે છે. ૨૮૨

કોઇ જિજ્ઞાસુમાં વૈરાગ્ય અને ઉપરતિ હોય, પણ જો તેનામાં આત્મજ્ઞાન પ્રતિબંધ પામેલ હોય તો તેનું શું ફલ થાય છે તે કહે છેઃ—

वैराग्योपरती पूर्णे बोधस्तु प्रतिबध्यते ।

यस्य तस्य न मोक्षोऽस्ति पुण्यलोकस्तपोबलात् ॥ २८३ ॥

यस्य वैराग्योपरती पूर्णे तु बोधः प्रतिबध्यते, तस्य मोक्षः न अस्ति, तपोबलात् पुण्यलोकः [ भवति ] ॥

જે પુરુષમાં વૈરાગ્ય અને મનની શાંતિ એ બે પરિપૂર્ણ હોય, પણ જો આત્મજ્ઞાન પ્રતિબંધ પામેલું હોય તો તેને મુક્તિની પ્રાપ્તિ થતી નથી, કિંતુ વૈરાગ્યરૂપ અને ઉપરતિરૂપ તપના સામર્થ્યથી તેને સ્વર્ગાદિ પવિત્ર લોકની પ્રાપ્તિ થાય છે. ૨૮૩

જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું હોય, પણ જેના અંતઃકરણમાં વૈરાગ્ય અને શાંતિ જોઇએ તેટલા પ્રમાણમાં ન હોય તો તેનું શું ફલ થાય છે તે જણાવે છેઃ—

पूर्णे बोधे तदन्यौ द्वौ प्रतिबद्धौ यदा तदा ।

मोक्षो विनिश्चितः किंतु दृष्टदुःखं न नश्यति ॥ २८४ ॥

यदा बोधे पूर्णे तदन्यौ द्वौ प्रतिबद्धौ, तदा मोक्षः विनिश्चितः, किंतु दृष्टदुःखं न नश्यति ॥

જ્યારે કોઇ પુરુષને આત્મજ્ઞાન પૂર્ણ પ્રાપ્ત થયું હોય, પણ તેનાથી ભિન્ન જે વૈરાગ્ય અને ઉપરતિ એ બે જેનામાં કોઇ પ્રકારના પાપસંસ્કારથી પ્રતિબંધ પામેલાં હોય ત્યારે તે પુરુષને વિદેહમુક્તિ અવશ્યજ મળે છે એમાં સંશય નથી, પરંતુ તેમના આ લોકના દુઃખના અનુભવની નિવૃત્તિ થતી નથી, અર્થાત્ તેમને જીવન્મુક્તિના વિલક્ષણ આનંદનો લાભ મળતો નથી. ૨૮૪

વૈરાગ્ય, બોધ અને ઉપરતિની સીમા નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

ब्रह्मलोकतृणीकारो वैराग्यस्यावधिर्मतः ।

देहात्मवत्परात्मत्वदार्ढ्ये बोधः समाप्यते ॥ २८५ ॥

सुप्तिवद्विस्मृतिः सीमा भवेदुपरमस्य हि ।

दिशाऽनया विनिश्चेयं तारतम्यमवांतरम् ॥ २८६ ॥

ब्रह्मलोकतृणीकारः वैराग्यस्य अवधिः मतः, [ तथा ] देहात्मवत् परात्मत्व-दार्ढ्ये बोधः समाप्यते ॥ हि सुप्तिवत् विस्मृतिः उपरमस्य सीमा भवेत्, अनया दिशा अवांतरं तारतम्यं विनिश्चेयम् ॥

બ્રહ્મલોક તણખલાના જેવો તુચ્છ પ્રતીત થાય તે વૈરાગ્યની સીમા માનેલી છે, અને અજ્ઞાનીઓને સ્થૂલદેહમા રહેલી આત્મભાવનાની પેઠે પોતાના સ્વરૂપમાં બ્રહ્મપણાની ભાવનાનુ દૃઢપણુ થયે આત્મજ્ઞાન પરિપૂર્ણ થાય છે, તથા સુષુપ્તિમાં જેવી જગત્‌ની વિસ્મૃતિ છે તેવી જાગ્રત્‌માં જગત્‌ની વિસ્મૃતિ થાય તે ઉપરતિની સીમા ગણાય છે. આ નિયમને અનુસરીને એ ત્રણેનુ અવાતર ન્યૂનાધિકપણું નક્કી કરવું, અર્થાત્ એ ત્રણેની અવધિમા જેટલી જેટલી ન્યૂનતા હોય તેટલુ તેટલુ તે ત્રણેનું ન્યૂનપણુ સમજવુ. ૨૮૫-૨૮૬

આત્મજ્ઞાનીઓના પ્રારબ્ધકર્મની વિલક્ષણતા હોવાથી તેમનુ વર્તન એકસરખુ હોતું નથી, પણ ભિન્ન ભિન્ન પ્રકારનુ હોય છે એમ જણાવે છે.—

आरब्धकर्मनानात्वाद्बुद्धानामन्यथाऽन्यथा ।
वर्तनं तेन शास्त्रार्थे भ्रमितव्यं न पंडितैः ॥ २८७ ॥

आरब्धकर्मनानात्वात् बुद्धानां वर्तनं अन्यथा अन्यथा [ भवति, ] तेन पंडितैः शास्त्रार्थे न भ्रमितव्यम् ॥

આત્મજ્ઞાનીઓના પ્રારબ્ધકર્મનુ વિવિધપણુ હોવાથી આત્મજ્ઞાનીઓનુ બાહ્યવર્તન ( આચરણ ) ભિન્ન ભિન્ન પ્રકારનુ હોય છે. તેમના તે બાહ્યવર્તનવડે વિવેકી પુરુષોએ શાસ્ત્રે પ્રતિપાદન કરેલા જ્ઞાનના ફલમાં ભ્રાંતિ રાખવી ઉચિત નથી.

જેમ મંદપ્રારબ્ધકર્મથી ઉપજેલા સ્થૂલશરીરના રોગાદિ જ્ઞાનના ફલરૂપ મોક્ષમાં પ્રતિબંધ કરતા નથી તેમ મંદપ્રારબ્ધકર્મના ફલરૂપ બાધ પામીને અંતઃકરણમા રહેલા અદૃઢરાગાદિરૂપ દોષ પણ જ્ઞાનના ફલરૂપ મોક્ષમા પ્રતિ-
આત્મ કરતા નથી સ્થૂલ
થઈને જ્ઞાનીઓની બાહ્યસ્થિતિ અને તેમના આચાર ભિન્ન
આત્મા ગણાય. પ્રાણને સ્થિતિ ને બહારનુ આચરણ જો તેમને દૃઢ આત્મજ્ઞાન
ઇંદ્રિયો આત્મા નથી, પ્રતિબંધ કરનારા થતા નથી. ૨૮૭
પ્રાણના સદ્‌ભાવથી પ્રાર રબ્ધકર્મપ્રમાણે વર્તતા છતા સર્વ જ્ઞાનીઓનો બોધ અને
પ્રાણ શ્રેષ્ઠ છે, અને મુ ે એમ જણાવે છે.—
એથી પ્રાણ આત્મા છે.
પણ મન આત્મા છે એ रेण वर्ततां ते यथा तथा ।
છે એમ કહે છે. ક્ષણિક बोधः समा मुक्तिरिति स्थितिः ॥ २८८ ॥
બુદ્ધિ મનનુ કારણ છે તે

ते स्वस्वकर्मानुसारेण यथा तथा वर्तताम्, सर्वबोधः अविशिष्टः [च] मुक्तिः समा इति स्थितिः ॥

તે આત્મજ્ઞાનીઓ પોતપોતાના પ્રારબ્ધકર્મને અનુસરીને પોતપોતાને જેમ ઘટે તેમ વર્તન કરો, પણ તે સર્વેનું હું સર્વના અંતઃકરણમાં રહેલ સચ્ચિદાનંદ બ્રહ્મસ્વરૂપ છું આવું જ્ઞાન સમાન છે, અને એ જ્ઞાનવડે તે સર્વ આત્મજ્ઞાનીઓની મુક્તિ (શરીર પડ્યા પછી બ્રહ્મરૂપે સ્થિતિ) પણ સરખીજ છે, આવો વેદાંતશાસ્ત્રનો સિદ્ધાંત છે. ૨૮૮

હવે આ ચિત્રદીપનું તાત્પર્ય સંક્ષેપમાં કહે છેઃ—

**जगच्चित्रं स्वचैतन्ये पटे चित्रमिवार्पितम् ।**
**मायया तदुपेक्ष्यैव [1]चैतन्यं परिशेष्यताम् ॥ २८९ ॥**

पटे चित्रं इव स्वचैतन्ये मायया जगच्चित्रं अर्पितम्, तदुपेक्ष्य चैतन्यं एव परिशेष्यताम् ॥

લુગડામાં ચિત્રની પેઠે પોતાના સ્વરૂપભૂત ચૈતન્યમાં અઘટિત ઘટના કરનારી માયાવડે જગતરૂપી ચિત્ર પ્રતીત કરાયેલું છે. મુમુક્ષુએ તે જગતરૂપી ચિત્રની ઉપેક્ષા કરીને પોતાના સ્વરૂપભૂત ચૈતન્યનેજ અવશેષ રાખવું, અર્થાત્ તેજ આત્મરૂપ ચૈતન્યજ સત્ય છે, જગત્ સત્ય નથી, એવો દૃઢ નિશ્ચય કરવો. ૨૮૯

આ ચિત્રદીપપ્રકરણનું આદરપૂર્વક વારવાર ચિંતન કરવાથી થનારા ફલને જણાવે છેઃ—

**चित्रदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।**
**पश्यंतोऽपि जगच्चित्रं ते मुह्यंति न पूर्ववत् ॥ २९० ॥**

अन्वयः—ये बुधाः इमं चित्रदीपं नित्यं अनुसंदधते ते, जगच्चित्रं पश्यंतः अपि पूर्ववत् न मुह्यंति ॥

इति श्रीमद्विद्यारण्यमुनिविरचितायां पंचदश्यां चित्रदीपः ॥ ६ ॥

જે વિવેકીઓ આ ચિત્રદીપપ્રકરણનું નિત્ય નિરંતર આદરપૂર્વક ચિંતન કરે છે તેઓ જગતરૂપ ચિત્રને જોતા છતાં પણ આગળની પેઠે મોહને વશ થતા નથી, અર્થાત્ અજ્ઞાનકાલમાં જગતરૂપી ચિત્રને જોઈને જેમ મોહ પામતા હતા તેમ હવે મોહ પામતા નથી. (જગતરૂપી ચિત્રને સત્ય માનતા નથી.) ૨૯૦

એ પ્રમાણે શ્રીમદ્વિદ્યારણ્યસ્વામિવિરચિત પંચદશીના ચિત્રદીપનામના છઠ્ઠા પ્રકરણની શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઇ. ૬

1. અહીં કેટલાક ટીકાકારો ચૈતન્યે એવો પાઠ માને છે

પણ શ્રુતિમાં જેવામાં આવે છે એમ તેઓ કહે છે. શૂન્યવાદીઓ સુષુપ્તિ બુદ્ધિ રહેતી નથી માટે શૂન્યને આત્મા માને છે, અને કહે છે કે આ સૃષ્ટિ અસત્‌માંથી ઉત્પન્ન થઇ છે એવી શ્રુતિ છે માટે અસતરૂપ આત્મા છે. એ શૂન્ય અભાવરૂપ હોવાથી તેમાંથી આ જગત્‌ની ઉત્પત્તિ સંભવી શકે નહિ માટે સચ્ચિદાનંદસ્વભાવવાળું બ્રહ્મ આત્મા છે એમ વેદાંતીઓ કહે છે.

જેમ આત્માના સ્વરૂપમા વિવાદ છે તેમ આત્માના પરિમાણમાં પણ વાદીઓના વિવાદ છે. કેટલાક ઉપાસકો આત્માને અણુજેવડો માને છે. જૈનો આત્માને શરીરજેવડો માને છે. ન્યાય, વૈશેષિક, સાંખ્ય, યોગ અને વેદાંત આત્માને વ્યાપક માને છે. તે સર્વ પક્ષવાળા પોતપોતાના મતની પુષ્ટિમાટે શ્રુતિનાં વચનો ને યુક્તિઓ જણાવે છે.

જેમ આત્માના પરિમાણમાં વાદીઓનો મતભેદ છે તેમ તેના વિશેષસ્વરૂપમાં પણ વાદીઓનો મતભેદ છે. પ્રભાકરના મતને અનુસરનારા તથા તાર્કિકો આત્માને દ્રવ્યરૂપ માને છે, અને જ્ઞાન, ઇચ્છા, પ્રયત્ન ને દ્વેષાદિ આત્માના ગુણો છે એમ તેઓ કહે છે અદૃષ્ટને લીધે આત્માનો ને મનનો સંયોગ થવાથી તે ગુણો આત્મામાં ઉત્પન્ન થાય છે, તે આત્મા વ્યાપક હોવાથી તેનો પરલોકમાં જવાનો અને આ લોકમા આવવાનો વ્યવહાર ગૌણરીતે સમજવો. તેમને મતે આનંદમયકોશ એ આત્મા છે, અને વિજ્ઞાનમયકોશ એ તેનો ગુણ છે. કુમારિલભટ્ટના મતને અનુસરનારા આત્માને જડચેતનઉભયરૂપ માને છે. ચેતનનો નાશ થવાનો સંભવ ન હોવાથી સુષુપ્તિમા એ ચેતન ગૂઢરૂપે હોય છે, અને તે વેલા અજ્ઞાનનો અનુભવ પણ થાય છે તેથી આત્મામાં જડપણાનો પણ સંભવ જણાય છે. એવી રીતે આત્મામાં ચેતન અને જડ એવા બે સ્વભાવ રહ્યા છે જેમ ખદ્યોતના ( આગીઆના ) શરીરમા પ્રકાશ અને અંધકાર બંને જણાય છે તેમ આત્મામાં જડ અને ચેતન એવા બને સ્વભાવ જણાય છે.

અવયવરહિત આત્મામા ઉભયરૂપપણુ સંભવે નહિ માટે આત્મા ચેતનરૂપ છે એમ સાંખ્યવાદીઓ અને યોગીઓ કહે છે. સુષુપ્તિમાં જેવામાં આવે અનુભવ થાય છે તે પ્રકૃતિનુ રૂપ છે. ત્રણ ગુણવાળી છે તેમ કૂટસ્થમાં ભોગમાટે અને મોક્ષમાટે મહદાદિરૂપે પરિણામ પામે વિક્ષેપ કહેવાય છે. વિવેકના અભાવથી પુરુષને બંધની પ્રતીતિ થાય છે, મ પ્રાતિકાલે કૂટસ્થમાં પુરુષનો ભેદ સમજાય છે ત્યારે તેને કૈવલ્યરૂપ મો इदं ( આ ) અશને બંધમોક્ષાદિની વ્યવસ્થામાટે પ્રત્યેક શરીરમા આત્મનાર સ્વયને ( પોતાને ) માનવુ જોઇએ જીવ ભિન્ન છે. સ્વયં,

જેમ આત્માના સ્વરૂપમાં વાદીઓના વિવાદ છે તેમનો સાથે પ્રયોગ પણ વાદીઓના વિવાદ છે. યોગીઓ ક્લેશ, કર્મ થના જેવુ સત્યપણું

ઉદય થઇ જતો હોય તો વારંવાર વિવેકની આવૃત્તિ કર્યા કરવી. જગતનું અચિંત્યરચનારૂપ બ્રહ્મવેત્તાઓને અનુભવસિદ્ધ છે, તેથી દ્વૈતનું મિથ્યાપણું કેવલ યુક્તિથીજ સિદ્ધ છે એમ ન કહેવું. ચેતન નિત્ય હોવાથી અચિંત્ય છે, કેમકે તે ચેતન કેવી રીતે ઉત્પન્ન થયું તેનો વિચાર મનુષ્યબુદ્ધિથી કરી શકાતો નથી. ચેતનના પ્રાગભાવનો અનુભવ ક્યારેય કોઇને થતો નથી તેથી તે નિત્ય છે એમ સિદ્ધ થાય છે. દ્વૈતનો પ્રાગભાવ ચેતનવડે અનુભવાય છે તેથી દ્વૈતનું મિથ્યાપણું સિદ્ધ થાય છે. પ્રાગભાવવાળુ દ્વૈત ઘટાદિકની પેઠે રચાય છે, તોપણ તેની રચના અચિંત્ય છે તેથી તે ઇંદ્રજાલની પેઠે મિથ્યા છે. ચેતન પોતાના સ્વભાવથી પ્રત્યક્ષ છે. તેવડે બીજા સર્વનું મિથ્યાપણું અનુભવાય છે. અદ્વૈત ચેતન પ્રત્યક્ષ નથી એમ કહેવું વિવેકીને શોભતું નથી. અદ્વૈત જાણ્યા છતાં કેટલાક લોક અસતોષી રહે છે, કેમકે તેઓ શાસ્ત્રના અર્થનો ઉત્તમપ્રકારે વિચાર કરતા નથી. દૃશ્યની તૃષ્ણાનો ત્યાગ કરવાથી મનુષ્ય મરણરહિત બ્રહ્મરૂપ થાય છે તેવું શ્રુતિમાં કહેલું ફ્લ વિદ્વાનના અનુભવમાં આવે છે. અહંકારને ને આત્માને ભ્રાંતિથી એક સમજી મને પુત્ર મળો, મને સ્ત્રી મળો, મને ધન મળો ઇત્યાદિ જે ઇચ્છાઓ ઉપજે છે તે ઇચ્છાઓ કામશબ્દવડે કહેવાય છે. આત્માને અને અહંકારને પૃથક્ અનુભવ્યા પછી પ્રારબ્ધકર્મવશાત્ જ્ઞાનીને ગમે તેટલી ઇચ્છાઓ ઉપજે તોપણ તેથી તેમના મોક્ષમાં વિરોધ આવતો નથી. અહંકારને અને આત્માને પૃથક્ જાણ્યા છતાં પણ પ્રારબ્ધકર્મના હોવથી અહંકારમાં ઇચ્છાઓ સંભવી શકે છે. તે ઇચ્છાઓનો આત્માની સાથે સબંધ ન હોવાથી તે ઇચ્છાઓ મોક્ષમાં પ્રતિબંધ ઉપજાવી શકતી નથી. ઇચ્છાઓનો આત્માની સાથે કાંઇ પણ વાસ્તવિક સંબંધ નથી આમ જાણવું આજ આત્માના ને અહંકારના એકપણાની ભ્રાંતિનો નાશ છે. અજ્ઞાનીઓને તે સમજાતું નથી તેજ તેમના હૃદયની ગ્રંથિઓ વા જડચેતનની ગ્રંથિઓ કહેવાય છે. જ્ઞાનીમાં ને અજ્ઞાનીમાં માત્ર આટલોજ ભેદ છે. ... બનેના આહારાદિમાં કાંઇ પણ ભેદ નથી. બ્રહ્મજ્ઞાની ઉદાસીન રહે ... આવે તેમનું શરીર સામર્થ્યરહિત થઇ જાય છે એમ કહેવું યોગ્ય ન... કૂટસ્થમાં બ્રહ્મજ્ઞાન કાંઇ રોગ નથી કે તેમ થાય. ભરતાદિ આહારાદિનો ...કહેવાય છે. પાષાણાદિની પેઠે રહ્યા નહોતા, પણ તેઓ સગના ભયથી ઉદાસીન... કૂટસ્થમાં હતા. વિષયાનુરાગી, મનુષ્યોના સંગથી અથવા વિષયની આસ...) અંશને બંધન પામે છે, અને આસક્તિથી રહિત પુરુષ સ્થાયી સુખને ... (ચોતાને) સ્થાયી સુખને ઇચ્છનારાઓએ સગનો સર્વદા ત્યાગ કરવો ...ભિન્ન છે. સ્વયં, મનુષ્યો શાસ્ત્રનું તાત્પર્ય નહિ સમજતાં ગમે તેમ બોલે છે, ... સાથે પ્રયોગ સબંધમાં વિશેષ ન બોલતાં અમે અમારો સિદ્ધાંત કહીએ છીએ... ના જેવું સત્યપણું



# ७ तृप्तिदीप ॥

## ટીકાકારકૃત મંગલ

### દોહરો

તૃપ્તિદીપનો બોધ જો, મનમાં સ્થિર કરાય,
તો આત્માના અનુભવે, સતત સુતૃપ્ત થવાય ॥ ૧

આ તૃપ્તિદીપનામના પ્રકરણમાં પ્રધાનપણે બૃહદારણ્યકોપનિષદ્‌ની નીચે જણાવેલી શ્રુતિનું વ્યાખ્યાન કરવાનું હોવાથી આ પ્રકરણનો આરંભ કરનારા શ્રીભારતીતીર્થમુનિ પ્રથમ આ પ્રકરણના સંક્ષિપ્ત અર્થરૂપ તે શ્રુતિને કહે છે.—

आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ १ ॥

अन्वयः—पूरुषः ' अयं अस्मि ' इति आत्मानं विजानीयात् चेत् , किं इच्छन् कस्य कामाय शरीरं अनुसंज्वरेत् ? ॥

પુરુષ આ પ્રત્યગાત્મા હું છું એમ જો પોતાના પ્રત્યગાત્માના સ્વરૂપને સ્પષ્ટ જાણે તો પછી શાની (કયા ભોગ્યની) ઇચ્છા કરીને કયા ભોક્તાના સુખને (ભોગને) માટે શરીરની પછવાડે પોતે પરિતાપ પામે ? અર્થાત્ ભોક્તા અને ભોગ્ય એ બંને કલ્પિત સમજવાથી પુરુષને શરીરની પછવાડે તાપ પામવાનું કારણ રહેતું નથી. ૧

સંપૂર્ણરીતે વિચારાય છે. એ વિચારવડે જીવન્મુક્ત પુરુષની જે પરિપૂર્ણ તૃપ્તિ છે તે સ્પષ્ટ કરવામાં આવે છે. ૨

પહેલા શ્લોકરૂપ શ્રુતિમાં આવેલા પુરુષશબ્દનો અર્થ કહેવામાટે પ્રથમ ઉપોદ્‌ઘાતરૂપે સૃષ્ટિનુ ટુકામા વર્ણન કરે છે.—

मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः ।
कल्पितावेव जीवेशौ ताभ्यां सर्वं प्रकल्पितम् ॥ ३ ॥

" माया आभासेन जीवेशौ करोति " इति श्रुतत्वतः जीवेशौ कल्पितौ एव, ताभ्यां सर्वं प्रकल्पितम् ॥

માયા પોતામા પડેલા ચેતનના આભાસવડે જીવને અને ઇશ્વરને પ્રતીત કરાવે છે આવુ શ્રુતિમાં સાંભળવામા આવતું હોવાથી જીવ અને ઇશ્વર એ બને કલ્પિતજ ( વ્યાવહારિકજ ) છે, અને ઇશ્વર ને જીવ એ બનેએ આ સર્વ જગત્ કલ્પેલુ છે.

માયા સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણ એ ત્રણ ગુણરૂપ છે. એને પ્રકૃતિ પણ કહે છે. શુદ્ધસત્ત્વગુણવાળી પ્રકૃતિમાં ( માયામા ) ચેતનનો જે આભાસ પડેલો હોય છે તે ઇશ્વર કહેવાય છે, અને મલિનસત્ત્વગુણવાળી પ્રકૃતિ ( માયા ) જેને અવિદ્યા કહેવામા આવે છે તેમા પડેલો ચેતનનો આભાસ જીવ કહેવાય છે. એ ઇશ્વર અને જીવ ઉપર જણાવેલી રીતે માયાવડે પ્રતીત થતા હોવાથી એ બનેનુ માયાવડે કલ્પિતપણું કહેલુ છે. ૩

ઇશ્વરે કઇ સૃષ્ટિ કલ્પી છે, અને જીવે કઇ સૃષ્ટિ કલ્પી છે તે નીચેના શ્લોકમા જણાવે છેઃ—

ईक्षणादिप्रवेशांता सृष्टिरीशेन कल्पिता ।
जाग्रदादिविमोक्षांतः संसारो जीवकल्पितः ॥ ४ ॥

ईक्षणादिप्रवेशांता सृष्टिः ईशेन कल्पिता, जाग्रदादिविमोक्षांतः संसारः जीवकल्पितः ॥

જીવોના ભોગમોક્ષમાટે જગત્ રચવાના સંકલ્પથી માંડીને જીવોના શરીરમા પ્રવેશ કર્યાસુધીની જે સૃષ્ટિ તે ઇશ્વરે કલ્પેલી છે, અને જાગ્રદવસ્થાથી માંડીને મોક્ષપર્યંતનો જે સંસાર છે તે જીવે કલ્પેલો છે. ૪

ઇશ્વરકૃત અને જીવકૃત સંસાર કહીને હવે આગળ જણાવેલી શ્રુતિમાના પુરુષશબ્દનો અર્થ કહે છેઃ—

भ्रमाधिष्ठानभूतात्मा कूटस्थासंगचिद्वपुः ।
अन्योन्याध्यासतोऽसंगधीस्थजीवोऽत्र पूरुषः ॥ ५ ॥

[ यः ] कूटस्थासंगचिद्वपुः भ्रमाधिष्ठानभूतात्मा, [सः एव] अन्योन्याध्यासतः असंगधीस्थजीवः [ सन ] अत्र पूरुषः [ इति उच्यते ] ॥

જે નિર્વિકાર, દેહાદિના સંગથી રહિત, ચૈતન્યસ્વરૂપ અને શરીર-ઇંદ્રિયાદિરૂપ ભ્રાંતિના અધિષ્ઠાનરૂપ થઇને રહેનારો આત્મા છે, તે આત્માજ ચેતનરૂપ આત્મામાં જડરૂપ અંતઃકરણાદિની અને જડરૂપ અંતઃકરણાદિમાં ચેતનરૂપ આત્માની ભ્રાંતિથી જેની સાથે વાસ્તવિક સંબંધ નથી એવી બુદ્ધિમાં પ્રતિબિંબરૂપે થઇને જીવભાવને પામેલો જે જીવ (કૂટસ્થ,અંતઃકરણ ને અંતઃકરણમાં આવેલા કૂટસ્થના સ્વભાવ એ ત્રણનો સમૂહ) તે આત્માતૈ૦ આ શ્રુતિમાં પુરુષ કહેવાય છે. ૫

ઉપરના શ્લોકમાં પુરુષશબ્દવડે એકલો ચિદાભાસ ન કહેતાં અધિષ્ઠાનરૂપ કૂટસ્થસહિત ચિદાભાસને પુરુષ શામાટે કહેલ છે એમ શંકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

साधिष्ठानो विमोक्षादौ जीवोऽधिक्रियते न तु।
केवलो निरधिष्ठानविभ्रांतेः क्वाऽप्यसिद्धितः ॥ ६ ॥

साधिष्ठानः जीवः विमोक्षादौ अधिक्रियते, तु केवलः न, निरधिष्ठानविभ्रांतेः क्व अपि असिद्धितः ॥

કૂટસ્થરૂપ અધિષ્ઠાનસહિત જીવ મોક્ષનાં અને સ્વર્ગનાં સાધનોમાં અધિકારવાળો છે, પણ એકલો ચિદાભાસ (જીવ) મોક્ષાદિનાં સાધનોના અનુષ્ઠાનનો અધિકારી થતો નથી; કેમકે અધિષ્ઠાનવિના ભ્રાંતિ કોઇ પણ સ્થલે સિદ્ધ થતી નથી. જ્યાં સર્પાદિની ભ્રાંતિ થાય છે ત્યાં રજ્જુ આદિ અધિષ્ઠાન હોય છે એ વાત પ્રસિદ્ધ છે. આમ હોવાથી ચિદાભાસનો મોક્ષાદિની સાથે સંબંધ સિદ્ધ થવામાટે પુરુષશબ્દવડે ચિદાભાસની સાથે તેના અધિષ્ઠાનરૂપ કૂટસ્થનું પણ ગ્રહણ કરવું જોઇએ. ૬

અધિષ્ઠાનસહિત જીવજ સંસારી (કર્તાભોક્તા આદિ સ્વભાવવાળો) છે એમ નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

अधिष्ठानांशसंयुक्तं भ्रमांशमवलंबते ।
यदा तदाऽहं संसारीत्येवं जीवोऽभिमन्यते ॥ ७ ॥

**भ्रमांशस्य तिरस्कारादधिष्ठानप्रधानता ।**

**यदा तदा चिदात्माऽहमसंगोऽस्मीति बुध्यते ॥ ८ ॥**

यदा जीवः अधिष्ठानांशसंयुक्तं भ्रमांशं अवलंबते, तदा अहं संसारी इति एवं अभिमन्यते, यदा भ्रमांशस्य तिरस्कारात् अधिष्ठानप्रधानता [ भवति, ] तदा अहं चिदात्मा असंगः अस्मि इति बुध्यते ॥

જ્યારે ચિદાભાસરૂપ જીવ અધિષ્ઠાનના અંશસહિત સ્થૂલસૂક્ષ્મશરીરરૂપ ભ્રાંતિના અંશનો આશ્રય કરે છે ત્યારે તે હું સંસારી ( હું કર્તા, હું ભોક્તા, હું દુઃખી ને હું સુખી ) છું એવું અભિમાન ધારણ કરે છે. ૭

જ્યારે ત્રણ શરીરરૂપ ભ્રાંતિના અંશના તિરસ્કારથી, એટલે એ સર્વ મિથ્યા છે એવા નિશ્ચયવડે તેના અનાદરથી અધિષ્ઠાનરૂપ કૂટસ્થનું પ્રધાનપણું–તે હું છું એવો નિશ્ચય–થાય છે ત્યારે હું ચેતનરૂપ આત્મા અસંગ છું એમ તે ( જીવ ) જાણે છે. ૮

હું ચેતનરૂપ આત્મા અસંગ છું એમ તે જાણે છે એમ જે ઉપર કહ્યું તે યોગ્ય નથી, કેમકે અવિકારી ને અસંગ આત્મા હું એવા અહંકારવાળો હોઈ શકે નહિ એવી શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

**नासंगेऽहंकृतिर्युक्ता कथमस्मीति चेच्छृणु ।**

**एको मुख्यो द्वावमुख्यावित्यर्थस्त्रिविधो मतः ॥ ९ ॥**

असंगे अहंकृतिः न युक्ता [ अतः ] अस्मि इति कथं [ जानीयात् ? इति ] चेत् शृणु, एकः मुख्यः, द्वौ अमुख्यौ इति [ अहमः ] त्रिविधः अर्थः मतः ॥

અસંગ (હું એવા શબ્દના ને હું એવા વૃત્તિજ્ઞાનના અવિષયરૂપ) આત્મામાં હું એવો અહંકાર હોવો એ વાત યુક્તિયુક્ત નથી, તો પછી હું અસંગ છું આવી રીતે તે કેમ જાણે ? એમ જો તમે પૂછતા હો, તો સાંભળો, એક મુખ્ય અને બે ગૌણ એમ હું એ શબ્દના વિદ્વાનોએ ત્રણ પ્રકારના અર્થ માનેલા છે. ૯

હવે હું એ શબ્દનો મુખ્યાર્થ કહે છેઃ—

**अन्योन्याध्यासरूपेण कूटस्थाभासयोर्वपुः ।**

**एकीभूय भवेन्मुख्यस्तत्र मूढैः प्रयुज्यते ॥ १० ॥**

कूटस्थाभासयोः वपुः अन्योन्याध्यासरूपेण एकीभूय मुख्यः भवेत्, तत्र मूढैः प्रयुज्यते ॥

કૂટસ્થનું અને ચિદાભાસનું સ્વરૂપ પરસ્પરના ભ્રમવડે એક થઈને તે હું

એ શબ્દનો મુખ્ય અર્થ થાય છે, કેમકે તે બંનેના એકરૂપમાં વિવેકરહિત પુરુષોવડે હું એ શબ્દનો પ્રયોગ કરાય છે. ૧૦

હવે હું એ શબ્દના બે ગૌણ અર્થ કહે છેઃ—

पृथगाभासकूटस्थावमुख्यौ तत्र तत्त्ववित् ।
पर्यायेण प्रयुंक्तेऽहंशब्दं लोके च वैदिके ॥ ११ ॥

[ यतः ] तत्त्ववित् तत्र अहंशब्दं लोके च वैदिके पर्यायेण प्रयुंक्ते, [ अतः ] पृथक् आभासकूटस्थौ अमुख्यौ [ भवतः ] ॥

જેથી બ્રહ્મસ્વરૂપને જાણનારા પુરુષ આભાસમાં ને કૂટસ્થમાં હું એ શબ્દનો પ્રયોગ લૌકિકવ્યવહારમા અને વૈદિકવ્યવહારમાં પ્રસંગાનુસાર ક્રમપૂર્વક કરે છે, તેથી કૂટસ્થથી ભિન્ન આભાસ ને આભાસથી ભિન્ન કૂટસ્થ આ હું એ શબ્દના ગૌણ અર્થ થાય છે.

ચિદાભાસ અને કૂટસ્થ એ બેમાંથી એકમાં જ્યારે હુંશબ્દ કહેવાને ઇચ્છિત હોય ત્યારે તે હુંશબ્દનો ગૌણ અર્થ થાય છે. બ્રહ્મવેત્તા પુરુષ લૌકિકવ્યવહારમાં એકલા ચિદાભાસમાં હુંશબ્દનો પ્રયોગ કરે છે, અને વૈદિકવ્યવહારમાં કેવલ કૂટસ્થમાં તેઓ હુંશબ્દનો પ્રયોગ કરે છે. ચિદાભાસનું અને કૂટસ્થનું એકપણું સર્વ મનુષ્યોના વ્યવહારનો વિષય હોવાથી તેને હુંશબ્દનો મુખ્યાર્થ કહ્યો છે, અને એકલો ચિદાભાસ અને એકલો કૂટસ્થ થોડા જ્ઞાની લોકોના વ્યવહારનો વિષય હોવાથી એકલા ચિદાભાસમાં ને એકલા કૂટસ્થમાં હુંશબ્દનો ગૌણ અર્થ કહ્યો છે. ૧૧

લૌકિકવ્યવહારના સમયમા અને વૈદિકવ્યવહારના સમયમાં બ્રહ્મજ્ઞાની હું એ શબ્દનો પ્રયોગ ક્રમપૂર્વક જેમ ઘટે તેમ કરે છે એમ જે ઉપર કહ્યું તેને નીચેના બે શ્લોકોવડે સ્પષ્ટ કરે છેઃ—

लौकिकव्यवहारेऽहं गच्छामीत्यादिके बुधः ।
विविच्यैव चिदाभासं कूटस्थात्तं विवक्षति ॥ १२ ॥
असंगोऽहं चिदात्माऽहमिति शास्त्रीयदृष्टितः ।
अहंशब्दं प्रयुंक्तेऽयं कूटस्थे केवले बुधः ॥ १३ ॥

"अहं गच्छामि" इत्यादिके लौकिकव्यवहारे बुधः कूटस्थात् चिदाभासं विविच्य एव तं विवक्षति ॥ अयं बुधः शास्त्रीयदृष्टितः " अहं असंगः " " अहं चिदात्मा" इति केवले कूटस्थे अहंशब्दं प्रयुंक्ते ॥

"હું જાઉં છું" ઇત્યાદિ લૌકિકવ્યવહારમાં બ્રહ્મવેત્તા અવિકારી આત્માથી ચિદાભાસરૂપ જીવને પૃથક્ કરીને તેને હું એ શબ્દવડે કહેવાને ઇચ્છે છે. ૧૨

આ બ્રહ્મવેત્તા વેદાંતશાસ્ત્રની દૃષ્ટિવડે "હું સંગરહિત છું," "હું ચેતનરૂપ આત્મા છું," ઇત્યાદિ રીતે એકલા નિર્વિકાર આત્મામાં હું એ શબ્દનો લક્ષણાવડે પ્રયોગ કરે છે. ૧૩

વિકારી ચિદાભાસ વિકારરહિત આત્મા હું છું એમ કેમ જાણી શકે એવી પૂર્વપક્ષીની શંકા દર્શાવે છે:—

**ज्ञानिताज्ञानिते त्वात्माभासस्यैव न चात्मनः ।**

**तथा च कथमाभासः कूटस्थोऽस्मीति बुध्यताम् ॥ १४ ॥**

ज्ञानिताज्ञानिते तु आत्माभासस्य एव, च आत्मनः न, तथा च आभासः [ अहं ] कूटस्थः अस्मि इति कथं बुध्यताम् ? ॥

જ્ઞાનીપણું ને અજ્ઞાનીપણું આ ધર્મ તો આત્માના આભાસનાજ એટલે ચિદાભાસનાજ છે, પણ શુદ્ધ આત્માના નથી, તેમ છતાં ચિદાભાસ "હું કૂટસ્થ છું" એમ કેવી રીતે જાણે ? ૧૪

પૂર્વપક્ષીની ઉપર જણાવેલી શંકાનું સિદ્ધાંતી સમાધાન કરે છે:—

**नायं दोषश्चिदाभासः कूटस्थैकस्वभाववान् ।**

**आभासत्वस्य मिथ्यात्वात्कूटस्थत्वावशेषणात् ॥ १५ ॥**

अयं दोषः न, आभासत्वस्य मिथ्यात्वात् [ च ] कूटस्थत्वावशेषणात् चिदाभासः कूटस्थैकस्वभाववान् [ अस्ति ] ॥

તમે જણાવેલો આ દોષ અમારા સિદ્ધાંતમાં આવતો નથી. ચિદાભાસપણાના મિથ્યાપણાથી અને કૂટસ્થપણાના એટલે અવિકારી આત્મપણાના અવશેષ રહેવાથી ચિદાભાસ કૂટસ્થરૂપ મુખ્યસ્વભાવવાળો છે, અર્થાત્ ચિદાભાસનું વાસ્તવિકરૂપ કૂટસ્થજ છે, તેથી તમે કહેલો દોષ અમારા કથનમાં પ્રાપ્ત થતો નથી. ૧૫

જો ચિદાભાસ મિથ્યા છે તો તેને થનારું "હું અવિકારી આત્મા છું" એવું જ્ઞાન પણ મિથ્યા ઠરશે, એવી શંકા કરી તેનું ઉત્તર આપે છે:—

**कूटस्थोऽस्मीति बोधोऽपि मिथ्या चेन्नेति को वदेत् ।**

**न हि सत्यतयाऽभीष्टं रज्जुसर्पविसर्पणम् ॥ १६ ॥**

कूटस्थः अस्मि इति बोधः अपि मिथ्या [ इति ] चेत्, न इति कः वदेत् ? हि रज्जुसर्पविसर्पणं सत्यतया न अभीष्टम् ॥

ચિદાભાસને થનારું "હું અવિકારી આત્મા છું" આવું જ્ઞાન પણ ચિદાભાસની પેઠે મિથ્યા છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે એ જ્ઞાન મિથ્યા નથી એમ કોણ કહે છે? કેમકે રજ્જુમાં ભ્રાંતિથી પ્રતીત થનારા સર્પનું ગમન સત્ય છે એમ અમને કે અન્ય કોઇને ઇચ્છિત નથી.

આત્માથી ભિન્ન સર્વ મિથ્યા હોવાથી ચિદાભાસની પેઠે ચિદાભાસને ઉત્પન્ન થનારું "હું અવિકારી આત્મા છું", એવું જ્ઞાન પણ વેદાંતસિદ્ધાંતપ્રમાણે મિથ્યા એટલે વ્યાવહારિક છે. ૧૬

ચિદાભાસને થનારું "હું અવિકારી આત્મા છું" એવું જ્ઞાન જો મિથ્યા હોય તો તે મિથ્યાજ્ઞાનવડે આ પ્રતીત થતા સંસારની નિવૃત્તિ કેવી રીતે થશે એવી શંકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

**तादृशेनापि बोधेन संसारो हि निवर्तते ।**
**यक्षानुरूपो हि बलिरित्याहुर्लौकिका जनाः ॥ १७ ॥**

तादृशेन बोधेन अपि संसारः निवर्तते हि, हि "यक्षानुरूपः बलिः" इति लौकिकाः जनाः आहुः ॥

નિવૃત્ત કરવાયોગ્ય સંસાર મિથ્યા હોવાથી તેવી રીતના મિથ્યાજ્ઞાનવડે પણ મિથ્યાસંસાર નિવૃત્ત થાય છેજ, કેમકે "જેવો યક્ષ તેવું બલિદાન" (જેવું ભૂત તેવા બાકળા) એ કહેવત શાસ્ત્રસંસ્કારવિનાનાં માણસો પણ કહે છે, અને સમજે છે.

સ્વપ્નમાં પ્રતીત થયેલા મિથ્યા સિંહનું મિથ્યાજ્ઞાન જેમ મનુષ્યના મિથ્યા સ્વપ્નની નિવૃત્તિ કરે છે તેમ ચિદાભાસને "હું અવિકારી આત્મા છું" એવું ઉત્પન્ન થયેલું મિથ્યાજ્ઞાન પણ જાગ્રત્‌માં પ્રતીત થતા મિથ્યા સંસારનો બાધ કરે છે. ૧૭

હવે તે ચાલતા પ્રસંગની સમાપ્તિ કરે છેઃ—

**तस्मादाभासपुरुषः सकूटस्थो विविच्य तम् ।**
**कूटस्थोऽस्मीति विज्ञातुमर्हतीत्यभ्यधाच्छ्रुतिः ॥ १८ ॥**

तस्मात् सकूटस्थः आभासपुरुषः तं विविच्य, कूटस्थः अस्मि इति विज्ञातुं अर्हति इति श्रुतिः अभ्यधात् ॥

જે કારણથી કૂટસ્થ એજ ચિદાભાસનું સત્ય સ્વરૂપ છે તે કારણથી કૂટસ્થસહિત ચિદાભાસ આ શ્રુતિમાં કહેલો પુરુષ છે. તે કૂટસ્થને ચિદાભાસથી ભિન્ન કરીને "હું કૂટસ્થ છું" એવી રીતે જાણવાને ચિદાભાસ સમર્થ છે એમ આગળ જણાવેલી બૃહદારણ્યક–ઉપનિષદ્‌ની શ્રુતિ કહે છે. ૧૮

શ્રુતિમાં જણાવેલ પુરુષ અને અસ્મિ (છું) એ બે પદોના અર્થને કહીને હવે શ્રુતિમાં આવેલા अयं (આ) પદના પ્રયોગના અભિપ્રાયને કહે છેઃ—

**असंदिग्धाविपर्यस्तबोधो देहात्मनीक्ष्यते ।**

**तद्वदत्रेति निर्णेतुमयमित्यभिधीयते ॥ १९ ॥**

देहात्मनि असंदिग्धाविपर्यस्तबोधः [ यद्वत् ] ईक्ष्यते तद्वत् अत्र इति निर्णेतुं 'अयं' इति अभिधीयते ॥

જેમ શરીરરૂપ મિથ્યા આત્મામાં અજ્ઞાનીઓને સંશયરહિત તથા ભ્રાંતિરહિત હુંપણાનું (આત્મપણાનુ) જ્ઞાન પ્રતીત થાય છે તેમ આ અંતરાત્મામાં સંશયવિપર્યયથી રહિત હુંપણાનું જ્ઞાન મુમુક્ષુને થવું જોઇએ એવો નિર્ણય કરવામાટે શ્રુતિમાં 'अयं' (આ) એમ કહેવાય છે. ૧૯

એવી રીતનું જ્ઞાન મુક્તિનું સાધન છે એમ ઉપદેશસાહસ્રીમાં આચાર્યભગવાને પણ નીચેના શ્લોકવડે કહેલું છેઃ—

**देहात्मज्ञानवज्ज्ञानं देहात्मज्ञानबाधकम् ।**

**आत्मन्येव भवेद्यस्य स नेच्छन्नपि मुच्यते ॥ २० ॥**

देहात्मज्ञानवत् आत्मनि एव देहात्मज्ञानबाधकं ज्ञानं यस्य भवेत् सः न इच्छन् अपि मुच्यते ॥

અજ્ઞાનીના અંતઃકરણમાં હુ શરીરજ છું આવા શરીરમાં થતા આત્માના દૃઢ જ્ઞાનની પેઠે અંતરાત્મામાંજ શરીરમા રહેલા આત્માના જ્ઞાનનો બાધ કરનાર વાસ્તવિક આત્મજ્ઞાન જે પુરુષને થાય તે પુરુષ મોક્ષની ઇચ્છા ન કરે તોપણ મોક્ષ પામે છે. ૨૦

अयं (આ) પદના બીજા અભિપ્રાયની શંકા કરીને તેને અનુમોદન આપે છેઃ—

**अयमित्यपरोक्षत्वमुच्यते चेत्तदुच्यताम् ।**

**स्वयंप्रकाशचैतन्यमपरोक्षं सदा यतः ॥ २१ ॥**

अयं इति अपरोक्षत्वं उच्यते चेत् तत् उच्यताम्, यतः स्वयंप्रकाशचैतन्यं सदा अपरोक्षम् ॥

अयं (આ) એવા પદવડે આત્માનું અપરોક્ષપણું કહેવામાં આવે છે એમ જો તમે કહો તો ભલે તે તેમ કહેવાઓ, કારણકે સ્વયંપ્રકાશચેતન સર્વદા અપરોક્ષ (પ્રત્યક્ષ) છે.

આ ઘર ઇત્યાદિ પ્રયોગોમાં આ એ શબ્દવડે જેમ ઘરનું પ્રત્યક્ષપણું જણાવાય છે તેમ આ આત્મા હું છુ એ પ્રયોગમાં પણ આત્માનુ પ્રત્યક્ષપણું

કહેવાને ઇચ્છિત છે એમ જો વાદી કહે તો વાદીનું તે કહેલું વેદાંતીઓને ઇષ્ટજ છે, કેમકે બીજા કોઇ સાધનની અપેક્ષાવિના પ્રકાશનારું ચૈતન્ય સર્વદા પ્રત્યક્ષ છે એમ વેદાંતીઓ માને છે. ૨૧

એકજ આત્મામાં અમુકકાલે પરોક્ષ અને અમુકકાલે અપરોક્ષ તથા અમુકકાલે જ્ઞાન અને અમુકકાલે અજ્ઞાન એવા બે પરસ્પરવિરોધવાળા ધર્મો કેવી રીતે રહી શકે એમ જો પૂર્વપક્ષી શંકા કરે તો ગ્રંથકાર તેનુ સમાધાન કરે છેઃ—

**परोक्षमपरोक्षं च ज्ञानमज्ञानमित्यदः ।**
**नित्यापरोक्षरूपेऽपि द्वयं स्याद्दशमे यथा ॥ २२ ॥**

यथा दशमे परोक्षं च अपरोक्षं, ज्ञानं [ च ] अज्ञानं इति अदः द्वयं [ तथा ] नित्यापरोक्षरूपे अपि स्यात् ॥

જેમ પોતાથી ભિન્ન નવ વિદ્યાર્થીઓને ગણીને અને દશમા પોતાને નહિ ગણીને દશમો વિદ્યાર્થી નથી એમ કહેનારા દશમા વિદ્યાર્થીમાં પરોક્ષ અને અપરોક્ષ તથા જ્ઞાન અને અજ્ઞાન આ બંને ધર્મ રહે છે તેમ નિત્ય અપરોક્ષ-આત્મામાં પણ પરોક્ષ અને અપરોક્ષ તથા જ્ઞાન અને અજ્ઞાન એ બંને ધર્મ ક્રમે કરીને રહી શકે છે. ૨૨

ઉપર આપેલા દૃષ્ટાંતને સ્પષ્ટ કરે છેઃ—

**नवसंख्याहृतज्ञानो दशमो विभ्रमात्तदा ।**
**न वेत्ति दशमोऽस्मीति वीक्ष्यमाणोऽपि तान्नव ॥ २३ ॥**

नवसंख्याहृतज्ञानः दशमः तान् नव वीक्ष्यमाणः अपि [ अहं ] दशमः अस्मि इति तदा विभ्रमात् न वेत्ति ॥

નવ આ સંખ્યાવડે જેનું દશમાનું જ્ઞાન હણાયેલું છે એવો દશમો પુરુષ તે નવ પુરુષોને પોતાનાથી પૃથક્ જોતો છતો પણ હું દશમો છુ એમ તે કાલે ભ્રાંતિથી જાણતો નથી.

દશ વિદ્યાર્થીઓ એક ગામથી બીજે ગામ જતા હતા. તેમને વાટમાં એક નદી આવી. તે નદી ઊતરીને તેઓ સામે પાર ગયા. પછી " આપણામાંથી કોઇ તણાઇ ગયો તો નથી ? " એનો નિશ્ચય કરવામાટે તેમાંથી એક વિદ્યાર્થીએ બીજા નવ વિદ્યાર્થીઓને ગણ્યા, પણ તેમાં પોતાની ગણના કરી નહિ, એટલે તેને એક વિદ્યાર્થી તણાઇ ગયાની ભ્રાંતિ થઇ. પછી બીજા વિદ્યાર્થીએ પણ ગણવામાં એવીજ ભૂલ કરી, તે દૃષ્ટાંતને ઉપરના શ્લોકમાં વર્ણવ્યું છે. ૨૩

દૃષ્ટાંતમાં કહેલા દશમા વિદ્યાર્થીને પોતાનું પ્રત્યક્ષજ્ઞાન છતાં પણ તેને પોતાના દશમાપણાનું પ્રત્યક્ષજ્ઞાન થયું નહિ તે જણાવીને અજ્ઞાનનું કાર્ય જે આવરણ તેને જણાવે છેઃ—

**न भाति नास्ति दशम इति स्वं दशमं तदा ।**
**मत्वा वक्ति तदज्ञानकृतमावरणं विदुः ॥ २४ ॥**

तदा दशमः स्वं दशमं [ संतं दशमः ] न भाति [ अतः ] न अस्ति इति मत्वा [ तथा ] वक्ति. [ अस्य यत् कारणं ] तत् अज्ञानकृतं आवरणं [ इति बुधाः ] विदुः ॥

ત્યારે એટલે સર્વ વિદ્યાર્થીને ગણવાના સમયમાં દશમો પોતે દશમો છતાં પણ "દશમો પ્રતીત થતો નથી" અને આથી "તે નથી" એમ માનીને તેવી રીતે તે અન્યના પ્રતિ કહે છે. આવા વ્યવહારનું જે કારણ તે અજ્ઞાનનું કાર્ય આવરણ છે એમ વિદ્વાનો જાણે છે. ૨૪

હવે અજ્ઞાનનું બીજું કાર્ય જે વિક્ષેપ તેનું સ્વરૂપ જણાવે છેઃ—

**नद्यां ममार दशम इति शोचन्प्ररोदिति ।**
**अज्ञानकृतविक्षेपं रोदनादिं विदुर्बुधाः ॥ २५ ॥**

दशमः नद्यां ममार इति शोचन् [ सः ] प्ररोदिति, बुधाः [ इमं ] रोदनादिं अज्ञानकृतविक्षेपं विदुः ॥

દશમો વિદ્યાર્થી નદીમાં ડુબીને મરી ગયો એમ માનીને શોક કરતો છતો તે વિદ્યાર્થી અત્યંત રુએ છે. વિદ્વાનો આ રોવાકૂટવાને અજ્ઞાનનું કાર્ય વિક્ષેપ જાણે છે.

હું જ દશમો છું આવું ભાન ન રહેવું તે આ દૃષ્ટાંતમાં અજ્ઞાન કહેવાય છે. "દશમો જણાતો નથી" અને "નથી" એમ માનવું ને કહેવું એ અજ્ઞાને કરેલું આવરણ છે, અને એમ માનીને શોક કરતા છતા તે વિદ્યાર્થીઓનું અત્યંત રડવું અને કપાલને તથા માથાને કૂટવું તે આ દૃષ્ટાંતમાં અજ્ઞાનના કાર્યરૂપ વિક્ષેપ કહેવાય છે. ૨૫

આવરણ બે પ્રકારનું છે, પહેલું અસત્ત્વાપાદક અને બીજું અભાનાપાદક. અસત્ત્વાપાદક આવરણવડે વસ્તુ હોય તોપણ વસ્તુ નથી એમ જણાય છે, અને અભાનાપાદક આવરણવડે વસ્તુ પ્રતીત થતી હોય છતાં તે પ્રતીત થતી નથી એમ જણાય છે. નીચેના શ્લોકમાં દશમા વિદ્યાર્થીના અસત્ત્વાપાદક આવરણને દૂર કરનારું પરોક્ષજ્ઞાન કહે છેઃ—

न मृतो दशमोऽस्तीति श्रुत्वाऽऽप्तवचनं तदा ।
परोक्षत्वेन दशमं वेत्ति स्वर्गादिलोकवत् ॥ २६ ॥

तदा "दशमः न मृतः, अस्ति" इति आप्तवचनं श्रुत्वा [ सः ] दशमं स्वर्गादिलोकवत् परोक्षत्वेन वेत्ति ॥

તે વેલા "દશમો વિદ્યાર્થી મરી ગયો નથી, પણ જીવે છે," આવું વિશ્વાસ રાખવાયોગ્ય કોઇ મનુષ્યનું વચન સાંભળીને દશમા વિદ્યાર્થીને શાસ્ત્રમાં કહેલા સ્વર્ગાદિક લોકની પેઠે તે પ્રત્યેક વિદ્યાર્થી પરોક્ષપણાવડે જાણે છે. ૨૬

હવે તે દૃષ્ટાંતમાંના અભાનાપાદક આવરણને દૂર કરનારું અપરોક્ષજ્ઞાન કેવી રીતે થાય છે તે કહે છેઃ—

त्वमेव दशमोऽसीति गणयित्वा प्रदर्शितः ।
अपरोक्षतया ज्ञात्वा हृष्यत्येव न रोदिति ॥ २७ ॥

"त्वं एव दशमः असि" इति गणयित्वा प्रदर्शितः [ ततः सः अहं दशमः अस्मि इति ] अपरोक्षतया ज्ञात्वा हृष्यति एव, न रोदिति ॥

પોતાને નહિ ગણનાર દશમા વિદ્યાર્થીને "તુંજ દશમો છે" એવી રીતે તેની પાસે નવને ગણાવીને સારી રીતે દેખાડેલો તે દશમો વિદ્યાર્થી, પછી "હું દશમો છું" એમ પ્રત્યક્ષપણાવડે પોતાને જાણીને હર્ષ પામે છેજ, પણ રોતો નથી. ૨૭

દૃષ્ટાંતરૂપ દશમાના જ્ઞાનમાં કઇ સાત અવસ્થા થાય છે તે જણાવીને હવે સિદ્ધાંતવિષે જીવાત્મામાં તે સાત અવસ્થાઓ જોડવાયોગ્ય છે એમ કહે છેઃ—

अज्ञानावृतिविक्षेपद्विविधज्ञानतृप्तयः ।
शोकापगम इत्येते योजनीयाश्चिदात्मनि ॥ २८ ॥

अज्ञानावृतिविक्षेपद्विविधज्ञानतृप्तयः [ च ] शोकापगमः इति एते [ अवस्थाविशेषाः ] चिदात्मनि योजनीयाः ॥

અજ્ઞાન, આવરણ, વિક્ષેપ,–શોક, બે પ્રકારનું જ્ઞાન એટલે પરોક્ષજ્ઞાન ને અપરોક્ષજ્ઞાન, તૃપ્તિ અને શોકની નિવૃત્તિ આ દૃષ્ટાંતમાં કહેલી સાત અવસ્થાઓ ચિદાત્માના સંબંધમાં જોડવાયોગ્ય છે. ૨૮

અજ્ઞાનાદિ આ સાત અવસ્થાઓ ચિદાત્મામાં કેવી રીતે જોડવી તે નીચેના ચાર શ્લોકોવડે જણાવે છેઃ—

संसारासक्तचित्तः संश्चिदाभासः कदाचन ।
स्वयंप्रकाशकूटस्थं स्वतत्त्वं नैव वेत्त्ययम् ॥ २९ ॥

अयं चिदाभासः संसारासक्तचित्तः सन् कदाचन स्वतत्त्वं स्वयंप्रकाशकूटस्थं न वेत्ति एव ॥

આ ચિદાભાસ સંસારના વિષયોમાં દૃઢરાગયુક્ત અંતઃકરણવાળો થયો છતો શ્રુતિના વિચારની પૂર્વે અજ્ઞાનકાલમાં ક્યારેય પોતાના વાસ્તવિકસ્વરૂપભૂત સ્વયંપ્રકાશ અવિકારી આત્માને જાણતો નથીજ, આ અજ્ઞાનનામની ચિદાભાસની પહેલી અવસ્થા છે. ૨૯

હવે ચિદાભાસની આવરણનામની બીજી અવસ્થાને તથા વિક્ષેપનામની ત્રીજી અવસ્થાને જણાવે છેઃ—

न भाति नास्ति कूटस्थ इति वक्ति प्रसंगतः ।
कर्ता भोक्ताऽहमस्मीति विक्षेपं प्रतिपद्यते ॥ ३० ॥

प्रसंगतः " कूटस्थः न भाति न अस्ति " इति वक्ति, [ तथा ] अहं कर्ता [ च ] भोक्ता अस्मि इति विक्षेपं प्रतिपद्यते ॥

જ્ઞાની પુરુષના પૂછવાથી અજ્ઞાની પુરુષ તે પ્રસંગે " કૂટસ્થ ( અવિકારી આત્મા ) પ્રતીત થતો નથી " અને " તે નથી " એ પ્રમાણે કહે છે, આ ચિદાભાસની આવરણનામની બીજી અવસ્થા છે. ઉપર જણાવેલું બે પ્રકારનું આવરણ થયા પછી " હું કર્તા છું, " અને " હું ભોક્તા છું, " આવા વિક્ષેપને તે ચિદાભાસ પામે છે, આ ચિદાભાસની વિક્ષેપનામની ત્રીજી અવસ્થા છે. ૩૦

હવે પરોક્ષજ્ઞાન અને અપરોક્ષજ્ઞાન એ નામની ચિદાભાસની ચોથી અને પાંચમી અવસ્થા કહે છેઃ—

अस्ति कूटस्थ इत्यादौ परोक्षं वेत्ति वार्तया ।
पश्चात्कूटस्थ एवास्मीत्येवं वेत्ति विचारतः ॥ ३१ ॥

आदौ वार्तया " कूटस्थः अस्ति " इति परोक्षं वेत्ति, पश्चात् विचारतः " कूटस्थः एव [ अहं ] अस्मि " इति एवं वेत्ति ॥

પ્રથમ આચાર્યના અને શાસ્ત્રના કથનથી મુમુક્ષુપુરુષ " અવિકારી આત્મા છે " એમ આત્માને પરોક્ષ જાણે છે, આ ચિદાભાસની પરોક્ષજ્ઞાનનામની ચોથી અવસ્થા છે. પછી વિચારથી એટલે વિધિપૂર્વક શ્રવણ, મનન અને નિદિધ્યાસનવડે " અવિકારી આત્માજ હું છું " એમ તે જાણે છે, આ ચિદાભાસની અપરોક્ષજ્ઞાનનામની પાંચમી અવસ્થા છે. ૩૧

હવે શોકનાશ અને અતિતૃપ્તિનામની ચિદાભાસની છઠ્ઠી અને સાતમી અવસ્થા કહે છેઃ—

**कर्ता भोक्तेत्येवमादिशोकजातं प्रमुंचति ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तुष्यति ॥ ३२ ॥**

[ ततः ] कर्ता भोक्ता इत्येवमादि–शोकजातं प्रमुंचति, [ अनंतरं च ] कृत्यं कृतं प्रापणीयं प्राप्तं इति एव तुष्यति ॥

"હુ અવિકારી અસગ આત્મા છુ" એવુ અપરોક્ષજ્ઞાન થયા પછી હું કર્તા છુ, અને હુ ભોક્તા છુ ઇત્યાદિ રીતના શોકના સમૂહનો તે આત્મવેત્તા પરિત્યાગ કરે છે, આ શોકનાશનામની ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે. પછી "મેં કરવાયોગ્ય સર્વ કર્મ કર્યું, અને પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ મેં પ્રાપ્ત કર્યું" આવી રીતેજ તે સંતોષને પામે છે. આ ચિદાભાસની અતિતૃપ્તિનામની સાતમી અવસ્થા છે. ૩૨

ઉપર જણાવેલી સાતે અવસ્થા ચિદાભાસની છે. તેમાં બંધ અને મોક્ષ રહેલા છે. તેમા પહેલી ત્રણ અવસ્થા બંધન કરનારી છે, એ સર્વ વાતને નીચેના બે શ્લોકવડે કહે છેઃ—

**अज्ञानमावृतिस्तद्वद्विक्षेपश्च परोक्षधीः ।**
**अपरोक्षमतिः शोकमोक्षस्तृप्तिर्निरंकुशा ॥ ३३ ॥**
**सप्तावस्था इमाः सन्ति चिदाभासस्य तास्विमौ ।**
**बंधमोक्षौ स्थितौ तत्र तिस्रो बंधकृतः स्मृताः ॥ ३४ ॥**

अज्ञानं, आवृतिः, तद्वत् विक्षेपः, परोक्षधीः च अपरोक्षमतिः, शोकमोक्षः [ तथा ] निरंकुशा तृप्तिः इमाः सप्तावस्थाः चिदाभासस्य सन्ति, तासु इमौ बंध-मोक्षौ स्थितौ, तत्र तिस्रः बंधकृतः स्मृताः ॥

અજ્ઞાન, અસત્ત્વાપાદક ને અભાનાપાદક એવા બે પ્રકારનુ આવરણ, તેમજ વિક્ષેપ, પરોક્ષજ્ઞાન અને અપરોક્ષજ્ઞાન, શોકની નિવૃત્તિ અને નિરતિશય તૃપ્તિ આ સાત અવસ્થાઓ ચિદાભાસની છે, અવિકારી આત્માની નથીજ. એ સાત અવસ્થાઓમા આ જન્મમરણાદિરૂપ બંધ અને મોક્ષ રહેલા છે. તે અવસ્થામા પ્રથમની ત્રણ ( અજ્ઞાન, બે પ્રકારનુ આવરણ અને વિક્ષેપ એ ) અવસ્થાઓ વિદ્વાનોએ બંધ કરનારી–સંસારના કારણરૂપ–કહેલી છે. ૩૩-૩૪

જીવને બંધ કરનારી ચિદાભાસની જે ત્રણ અવસ્થાઓ કહી તેમાંની પહેલી અજ્ઞાનનામની અવસ્થાનુ સ્વરૂપ જણાવે છેઃ—

न जानामीत्युदासीनव्यवहारस्य कारणम् ।
विचारप्रागभावेन युक्तमज्ञानमीरितम् ॥ ३५ ॥

विचारप्रागभावेन युक्तं न जानामि इति उदासीनव्यवहारस्य [ यत् ] कारणं [ तत् ] अज्ञानं ईरितम् ॥

ચિદાભાસની જે અવસ્થામા વેદાંતશાસ્ત્રના વિચારનો પ્રારંભ કર્યો નથી તે અવસ્થાથી યુક્ત અને " હુ અસગ આત્માને જાણુતો નથી " આવા અજ્ઞાનીના ઉદાસીન વ્યવહારનુ ( રાગદ્વેષરહિત પ્રતીતિનુ ને કથનનું ) જે કારણ તેને શાસ્ત્રકારોએ ચિદાભાસમા રહેલુ અજ્ઞાન કહેલુ છે. ૩૫

હવે આવરણનુ કાર્ય કહે છેઃ—

अमार्गेण विचार्याथ नास्ति नो भाति चेत्यसौ ।
विपरीतव्यवहृतिरावृतेः कार्यमिष्यते ॥ ३६ ॥

अमार्गेण विचार्य अथ न अस्ति च नो भाति इति असौ विपरीतव्यवहृतिः आवृतेः कार्यं इष्यते ॥

વેદાંતશાસ્ત્રે કહેલા આત્મજ્ઞાનની પ્રાપ્તિના શ્રવણાદિ ઉપાય છોડીને કેવલ અશાસ્ત્રીય તર્કવડે આત્મસબધી વિચાર કરીને પછી " આત્મા નથી " અને તે " પ્રતીત થતો નથી " એવી રીતનો આ ઊલટો વ્યવહાર તે અજ્ઞાનકૃત આવરણનુ કાર્ય છે એમ અગીકાર કરાય છે. ૩૬

હવે વિક્ષેપનું સ્વરૂપ અને તેનુ કાર્ય જણાવે છેઃ—

देहद्वयचिदाभासरूपो विक्षेप ईरितः ।
कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्योऽस्य बंधकः ॥ ३७ ॥

देहद्वयचिदाभासरूपः विक्षेपः ईरितः, बंधकः ससाराख्यः कर्तृत्वाद्यखिलः शोकः अस्य [ कार्यं अस्ति ] ॥

સ્થૂલ અને સૂક્ષ્મ એ બે શરીરોથી યુક્ત એવો જે ચિદાભાસ તેને વિદ્વાનોએ વિક્ષેપ કહેલો છે. જીવને બધન કરનાર સસારનામનો કર્તાપણુ, ભોક્તાપણું, સુખીપણું ને દુઃખીપણું ઇત્યાદિરૂપ જે સમગ્ર શોક તે આના (વિક્ષેપના) કાર્યરૂપ છે. ૩૭

અજ્ઞાન અને આવરણ પ્રકટ ચિદાભાસરૂપ વિક્ષેપની ઉત્પત્તિની પૂર્વે સ્થિત છતાં પણ એ બને અવસ્થા ચિદાભાસની છે, અવિકારી ને અસગ આત્માની નથી એમ કહે છેઃ—

**अज्ञानमावृतिश्चैते विक्षेपात्प्राक्प्रसिध्यतः ।**
**यद्यप्यथाप्यवस्थे ते विक्षेपस्यैव नात्मनः ॥ ३८ ॥**

यद्यपि अज्ञानं च आवृतिः एते विक्षेपात् प्राक् प्रसिध्यतः, अथापि ते अवस्थे विक्षेपस्य एव, आत्मनः न ॥

જોકે અજ્ઞાન અને આવરણ આ બે ચિદાભાસની અવસ્થાઓ કર્તાપણાના ને ભોક્તાપણાના અભિમાનવાળા વિક્ષેપની પૂર્વે વિદ્યમાન છે, તોપણ તે બે અવસ્થાઓ વિક્ષેપનીજ છે, અવિકારી ને નિર્લેપ આત્માની નથી. ૩૮

વિક્ષેપની ઉત્પત્તિની પૂર્વે વિક્ષેપના સંસ્કારો વિદ્યમાન હોવાથી અજ્ઞાનને તથા આવરણને વિક્ષેપની અવસ્થા માનવી જોઇએ એમ કહે છેઃ—

**विक्षेपोत्पत्तितः पूर्वमपि विक्षेपसंस्कृतिः ।**
**अस्त्येव तद्वस्थात्वमविरुद्धं ततस्तयोः ॥ ३९ ॥**

विक्षेपोत्पत्तितः पूर्वं अपि विक्षेपसंस्कृतिः अस्ति एव, ततः तयोः तदवस्थात्वं अविरुद्धम् ॥

વિક્ષેપની ઉત્પત્તિની પૂર્વે પણ અંતઃકરણમાં વિક્ષેપના સંસ્કાર હોય છેજ, તે કારણથી તે બંને અવસ્થાઓનું તદવસ્થાપણું (વિક્ષેપની અવસ્થારૂપ હોવાપણું) વિરોધથી રહિત છે. ૩૯

અજ્ઞાનને અને આવરણને વિક્ષેપની અવસ્થા ન માનતાં તેમને તે બંને અવસ્થાના અધિષ્ઠાનરૂપ બ્રહ્મની અવસ્થા માનવી જોઇએ એમ શંકા કરીને તેનું સમાધાન આપે છેઃ—

**ब्रह्मण्यारोपितत्वेन ब्रह्मावस्थे इमे इति ।**
**न शंकनीयं सर्वासां ब्रह्मण्येवाधिरोपणात् ॥ ४० ॥**

ब्रह्मणि आरोपितत्वेन इमे ब्रह्मावस्थे इति न शंकनीयम्, ब्रह्मणि सर्वासां एव अधिरोपणात् ॥

બ્રહ્મમાં આરોપિતપણાવડે આ અજ્ઞાન અને આવરણ એ બે અવસ્થા બ્રહ્મની અવસ્થા છે એવી શંકા કરવી નહિ, કેમકે બ્રહ્મમાં તો સર્વે એટલે ચિદાભાસની સાતે અવસ્થાઓનો આરોપ કરવામાં આવ્યો છે. આમ હોવાથી એ બે અવસ્થાઓને અસંગ ને વિકારરહિત બ્રહ્મની નહિ, પણ વિક્ષેપનીજ માનવી જોઇએ. ૪૦

સર્વે અવસ્થાઓ બ્રહ્મમાં આરોપિત છતાં પણ વિક્ષેપની ઉત્પત્તિની પછી પ્રતીત થનાર સંસારીપણા આદિરૂપ અવસ્થા વિક્ષેપની (જીવની) છે એવો

અનુભવ થાય છે, તેથી તે બ્રહ્મની અવસ્થા નથી એવી શંકા ઉપજાવીને તેજ યુક્તિવડે અજ્ઞાન અને આવરણુ પણુ વિક્ષેપને (જીવને) આશ્રયે રહેલ જણાવાથી તે બ્રહ્મની અવસ્થા નથી એમ નીચેના બે શ્લોકથી કહે છેઃ—

संसार्यहं विबुद्धोऽहं निःशोकस्तुष्ट इत्यपि ।
जीवगा उत्तरावस्था भांति न ब्रह्मगा यदि ॥ ४१ ॥
तर्ह्यज्ञोऽहं ब्रह्मसत्त्वभाने मद्दृष्टितो न हि ।
इति पूर्वे अवस्थे च भासेते जीवगे खलु ॥ ४२ ॥

यद्यपि अहं संसारी, अहं विबुद्धः, [ अहं ] निःशोकः, [ अहं ] तुष्टः इति उत्तरावस्थाः जीवगाः भांति, ब्रह्मगाः न, तर्हि अहं अज्ञः, मद्दृष्टितः ब्रह्मसत्त्वभाने न हि इति पूर्वे अवस्थे च खलु जीवगे भासेते ॥

જોકે હું સંસારી (કર્તાભોક્તાસ્વભાવવાળો) છું, હું શાસ્ત્રજ્ઞ ને જ્ઞાની છું, હું શોકથી રહિત છું, હું તૃપ્તિ પામેલો છું, એવી અજ્ઞાનની ને આવરણુની પછીની એટલે વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોકનાશ ને નિરતિશયતૃપ્તિ એ પાંચ અવસ્થાઓ જીવમાં રહેલી પ્રતીત થાય છે, બ્રહ્મમાં રહેલી પ્રતીત થતી નથી, તો હું અજ્ઞાની છું, મારી સમજથી બ્રહ્મનું હોવાપણું નથી, અને બ્રહ્મની પ્રતીતિ પણુ થતી નથી, એવી વિક્ષેપની પૂર્વની બે અવસ્થાઓ પણુ અવશ્ય જીવમાંજ પ્રતીત થાય છે. ૪૧-૪૨

વેદાંતના કોઈ ગ્રંથોમાં અજ્ઞાનને જીવની અવસ્થા કહી નથી, પણુ અજ્ઞાન બ્રહ્મને આશરે રહેલું છે એમ કહ્યું છે, છતાં તમે અજ્ઞાનને જીવની અવસ્થા કેમ કહો છો એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अज्ञानस्याश्रयो ब्रह्मेत्यधिष्ठानतया जगुः ।
जीवावस्थात्वमज्ञानाभिमानित्वादवादिषम् ॥ ४३ ॥

[ ते ] अज्ञानस्य आश्रयः ब्रह्म इति अधिष्ठानतया जगुः, [ किंतु अहं अत्र ] अज्ञानाभिमानित्वात् [ अज्ञानस्य ] जीवावस्थात्वं अवादिषम् ॥

તે ગ્રંથકારોએ અજ્ઞાનનો આશ્રય બ્રહ્મ છે એમ જે કહ્યું છે તે બ્રહ્મ અજ્ઞાનનું અધિષ્ઠાન હોવાથી કહ્યું છે, પણુ મેં (આ પ્રકરણુના કર્તાએ) અહીં (આ ગ્રંથમાં) અજ્ઞાનના અભિમાનીપણાથી અજ્ઞાન એ જીવની અવસ્થા છે એમ કહ્યું છે, તેથી તેમના કહેવામાં ને મારા કહેવામાં વિરોધ આવતો નથી. ૪૩

અજ્ઞાનની અને આવરણુની નિવૃત્તિદ્વારા મોક્ષનું કારણુ થનારી પરોક્ષજ્ઞાન ને અપરોક્ષજ્ઞાન એ નામની ચિદાભાસની બે અવસ્થાઓ કહે છેઃ—

**ज्ञानद्वयेन नष्टेऽस्मिन्नज्ञाने तत्कृताऽऽवृतिः ।**

**न भाति नास्ति चेत्येषा द्विविधाऽपि विनश्यति ॥ ४४ ॥**

ज्ञानद्वयेन अस्मिन् अज्ञाने नष्टे [सति] " न भाति च न अस्ति " इति एषा द्विविधा तत्कृता आवृतिः अपि विनश्यति ॥

આત્માનુ પરોક્ષજ્ઞાન અને આત્માનુ અપરોક્ષજ્ઞાન એ બે જ્ઞાનવડે આ અજ્ઞાનનો નાશ થયે સતે " આત્મા પ્રતીત થતો નથી, અને આત્મા નથી " આવુ આ બે પ્રકારનુ અજ્ઞાને કરેલુ આવરણ પણ નાશ પામે છે ૪૪

હવે કયા જ્ઞાનવડે અજ્ઞાનના કયા અશની નિવૃત્તિ થાય છે તે જણાવે છે.—

**परोक्षज्ञानतो नश्येदसत्त्वावृतिहेतुता ।**

**अपरोक्षज्ञाननाश्या ह्यभानावृतिहेतुता ॥ ४५ ॥**

परोक्षज्ञानतः असत्त्वावृतिहेतुता नश्येत् , हि अभानावृतिहेतुता अपरोक्षज्ञाननाश्या [ अस्ति ] ॥

" અવિકારી આત્મા છે " એવા શાસ્ત્રાદિવડે થયેલા આત્માના પરોક્ષજ્ઞાનવડે અજ્ઞાનના અસત્ત્વાવરણનુ ( આત્મા નથી એવા ભ્રમરૂપ આવરણનુ ) કારણપણું નાશ પામે છે, અને અભાનાવરણનુ ( આત્મા પ્રતીત થતો નથી એવા ભ્રમરૂપ આવરણનું ) કારણપણુ " હુ અવિકારી આત્મા છુ " એવા દૃઢ અપરોક્ષજ્ઞાનવડે નાશ થવાને યોગ્ય છે ૪૫

આત્માની અપ્રતીતિરૂપ આવરણનો નાશ થવાથી થનારા શોકનાશરૂપ ફલને કહે છે —

**अभानावरणे नष्टे जीवत्वारोपसंक्षयात् ।**

**कर्तृत्वाद्यखिलः शोकः संसाराख्यो निवर्तते ॥ ४६ ॥**

अभानावरणे नष्टे जीवत्वारोपसंक्षयात् संसाराख्यः कर्तृत्वाद्यखिलः शोकः निवर्तते ॥

આત્માના દૃઢસાક્ષાત્કારવડે આત્માની અપ્રતીતિરૂપ આવરણ નાશ પામે સતે જીવપણારૂપ આરોપનો સમ્યક્પ્રકારે નાશ થવાથી સંસારનામનો કર્તાપણુ ને ભોક્તાપણુ આદિરૂપ સમગ્ર શોક નાશ પામે છે, અર્થાત્ આત્મા કર્તા, ભોક્તા, સુખી, દુ:ખી ને પ્રમાતા નથી એવો દૃઢ અનુભવ થવાથી સર્વ શોકની નિવૃત્તિ થાય છે. ૪૬

હવે નિરંકુશતૃપ્તિ એ નામની આત્મજ્ઞાનવડે પ્રાપ્ત થનારી સ્થિતિ જણાવે છે –

**निवृत्ते सर्वसंसारे नित्यमुक्तत्वभासनात् ।**

**निरंकुशा भवेत्तृप्तिः पुनः शोकासमुद्भवात् ॥ ४७ ॥**

व्यक्त्यनुल्लेखमात्रेण भ्रमत्वे स्वर्गधीः अपि व्यक्त्यनुल्लेखात् सामान्योल्लेखदर्शनात् भ्रांतिः स्यात् ॥

કોઈ પણ સદ્‌ભાવવાળા પદાર્થનું પ્રત્યક્ષજ્ઞાન કોઈ કારણથી ન થતું હોય તેટલા ઉપરથીજ જો પરોક્ષજ્ઞાનનું ભ્રમપણું માનવામાં આવે, તો સ્વર્ગનું જ્ઞાન પણ મનુષ્યને તેનું પ્રત્યક્ષજ્ઞાન ન થવાથી અને તેનું સામાન્યજ્ઞાન શાસ્ત્રવડે થવાથી ભ્રાંતિરૂપ મનાય, પણ આસ્તિક પુરુષો સ્વર્ગના પરોક્ષજ્ઞાનને ભ્રાંતિરૂપ માનતા નથી, પણ સત્યરૂપ માને છે, તેથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ નથી. ૫૩

અપરોક્ષજ્ઞાનને યોગ્ય પદાર્થનું પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ નથી એમ કહે છે:–

**अपरोक्षत्वयोग्यस्य न परोक्षमतिर्भ्रमः ।**

**परोक्षमित्यनुल्लेखादर्थात्पारोक्ष्यसंभवात् ॥ ५४ ॥**

अपरोक्षत्वयोग्यस्य परोक्षमतिः भ्रमः न, [ कुतः ? ब्रह्म ] परोक्षं इति अनुल्लेखात्, अर्थात् पारोक्ष्यसंभवात् ॥

વેદાંતના શ્રવણાદિવડે પ્રત્યક્ષપણાને યોગ્ય બ્રહ્મરૂપ પદાર્થનું જિજ્ઞાસુને વેદાંતશાસ્ત્રના શ્રવણાદિવડે થયેલું પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ નથી, કેમકે બ્રહ્મ પરોક્ષ છે એવું સ્પષ્ટ જ્ઞાન મનુષ્યને ક્યારેય થતું નથી, પણ જિજ્ઞાસુને આરંભમાં "આ બ્રહ્મ" આવું પ્રત્યક્ષજ્ઞાન ન થવાથી અર્થથી તેનું પરોક્ષપણું સંભવે છે. ૫૪

બ્રહ્મના કેટલાક ભાગનું ગ્રહણ ન થવાથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ કહેવાય નહિ એમ જણાવે છે:—

મા અમે કહીએ છીએ કે નિરવયવ બ્રહ્મમા પણ પૃથક્ કરવાયોગ્ય જે માયારૂપ ને માયાના કાર્યરૂપ ઉપાધિ છે તેવડે નિરવયવ બ્રહ્મમાં પણ કલ્પિત અવયવવાળાપણું સભવી શકે છે, એટલે તેના કલ્પિત એક અંશના જ્ઞાનવડે સર્વ બ્રહ્મનુ પરોક્ષજ્ઞાન થાય છે તેથી એવી રીતે થયેલુ બ્રહ્મનું પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ મનાતુ નથી

આ શ્લોકનો આ પ્રમાણે બીજો અર્થ પણ થઇ શકે છે:—'બ્રહ્મ છે' એવા અંશનુ જ્ઞાન થયા છતા પણ "હુ બ્રહ્મ છું" એવા અંશનુ ગ્રહણ ન થવાથી પરોક્ષબ્રહ્મજ્ઞાન ભ્રાંતિરૂપ છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે "ઘડો છે" એવુ તેનુ પરોક્ષજ્ઞાન પણ તેના પ્રત્યક્ષજ્ઞાનના અભાવે ભ્રાંતિરૂપ થશે સાવયવ પદાર્થનુ પરોક્ષજ્ઞાન સભવી શકે, પણ નિરવયવ પદાર્થનુ પરોક્ષજ્ઞાન સભવી શકે નહિ એમ ન કહેવુ, કેમકે નિરવયવ બ્રહ્મમાં પણ પૃથક્ કરવાયોગ્ય બ્રહ્મ છે, અને બ્રહ્મ હુ છુ, એવા અંશના ભેદથી બ્રહ્મમા કલ્પિત અંશવાળાપણુ સંભવી શકે છે ૫૫

બ્રહ્મના અસત્પણારૂપ અંશની અને બ્રહ્મના અભાનરૂપ અંશની કયા સાધનથી નિવૃત્તિ થાય છે તે કહે છે—

असत्त्वांशो निवर्तेत परोक्षज्ञानतस्तथा ।
अभानांशनिवृत्तिः स्यादपरोक्षधिया कृता ॥ ५६ ॥

परोक्षज्ञानतः असत्त्वांशः निवर्तेत, तथा अभानांशनिवृत्तिः अपरोक्षधिया कृता स्यात् ॥

બ્રહ્મ છે એવા બ્રહ્મના પરોક્ષજ્ઞાનથી બ્રહ્મ નથી એવા બ્રહ્મના ન હોવાપણારૂપ અંશની નિવૃત્તિ થાય છે, અને બ્રહ્મ પ્રતીત થતુ નથી એવા બ્રહ્મના અભાનરૂપ અંશની નિવૃત્તિ હુ બ્રહ્મ છુ એવા અપરોક્ષજ્ઞાને કરેલી છે ૫૬

અપરોક્ષજ્ઞાનને યોગ્ય વસ્તુનૂ પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ નથી એમ દૃષ્ટાંત આપીને દૃઢ કરે છે—

दशमोऽस्तीत्यविभ्रांतं परोक्षज्ञानमीक्ष्यते ।
ब्रह्मास्तीत्यपि तद्वत्स्यादज्ञानावरणं समम् ॥ ५७ ॥

[यथा] "दशमः अस्ति" इति परोक्षज्ञानं अविभ्रान्तं ईक्ष्यते, तद्वत् "ब्रह्म अस्ति" इति अपि स्यात्, अज्ञानावरणं [तु] समम् ॥

જેમ "દશમો વિદ્યાર્થી છે" આવુ વિશ્વાસ રાખવાયોગ્ય પુરુષનાથી થયેલુ પરોક્ષજ્ઞાન ભ્રાંતિરહિત માનવામા આવે છે તેમ "બ્રહ્મ

એવું સર્વોત્તમ પ્રમાણરૂપ શ્રુતિના કથનથી થયેલું પરોક્ષબ્રહ્મજ્ઞાન પણ ભ્રમ-



सर्वसंसारे निवृत्ते [ सति ] नित्यमुक्तत्वभासनात् [ च ] पुनः शोकासमुद्भवात् निरंकुशा तृप्तिः भवेत् ॥

કર્તાપણું, ભોક્તાપણું, સુખીપણું, દુઃખીપણું ને પ્રમાતાપણું આદિ આત્મામાં ભ્રાંતિથી પ્રતીત થનારો સર્વસંસાર નિવૃત્ત થયે પોતાના નિત્યમુક્તપણાનો સ્પષ્ટ અનુભવ થવાથી તથા ફરીને શોકની ઉત્પત્તિ ન થવાથી જે તૃપ્તિને કોઈ ચઢિયાતી વસ્તુની ઇચ્છા ન દબાવી શકે એવી નિઃસીમ તૃપ્તિ આત્મજ્ઞાનીના હૃદયમાં ઉત્પન્ન થાય છે. ૪૭

આ પ્રકરણના પહેલા શ્લોકમાં જણાવેલી આત્માનં૦ ઇત્યાદિ શ્રુતિનો અભિપ્રાય કહે છેઃ—

अपरोक्षज्ञानशोकनिवृत्त्याख्ये उभे इमे ।
अवस्थे जीवगे ब्रूत आत्मानं चेदिति श्रुतिः ॥ ४८ ॥

ભૃગુનામના જિજ્ઞાસુ મુનિ પોતાના પિતા શ્રીવરુણપાસે જઇને તેમને ॥ લાગ્યા કે "હે પ્રભો! મને બ્રહ્મના સ્વરૂપનો ઉપદેશ કરો," ત્યા ણે પોતાના પુત્ર અને શિષ્ય ભૃગુને કહ્યું કે "જેમાંથી આ સર્વ ભૂતો ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયેલાં તે ભૂતો જેનાવડે જીવતાં રહે છે, અને પ્રલયકાલમાં જેમાં અભેદભાવે પ્રવેશ કરે છે, તેને જાણવાની ઇચ્છા કર: તે બ્રહ્મ છે." આ વાક્ય સાંભળીને આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લયના કારણરૂપ લક્ષણવાળું બ્રહ્મ છે એમ તેમણે પરોક્ષપણે જાણ્યું. પછી તેમણે અન્નમયકોશનો, પ્રાણમયકોશનો, મનોમયકોશનો, વિજ્ઞાનમયકોશનો ને આનંદમયકોશનો વિચાર કરીને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યો. શ્રીવરુણના વાક્યથી પ્રથમ ભૃગુને બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થયું, અને પછી વિચારવડે તેમને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થયું એવો નિશ્ચય થાય છે. ૬૩

ભગવાન્ વરુણે પોતાના પુત્ર અને શિષ્ય ભૃગુને "તું બ્રહ્મ છે" એવું અપરોક્ષજ્ઞાન ઉપજાવનારું વાક્ય કહ્યું નથી, છતાં તેવા ઉપદેશવિના તેમને આત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કેમ થયો એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**यद्यपि त्वमसीत्यत्र वाक्यं नोचे भृगोः पिता ।**
**तथाप्यन्नं प्राणमिति विचार्यस्थलमुक्तवान् ॥ ६४ ॥**

यद्यपि भृगोः पिता अत्र " त्वं [ ब्रह्म ] असि " इति वाक्यं न उचे, तथापि अन्नं प्राणं इति विचार्यस्थलं उक्तवान् ॥

વચનોમાં આત્માથી અભિન્ન પરોક્ષ બ્રહ્મ જણાવ્યું છે. પછી હું લોકને ઉત્પન્ન કરું એમ કહીને પરમાત્મામાં જગતનો આરોપ કેવી રીતે થાય છે તે તે શ્રુતિમાં જણાવ્યું છે. પછી તેનો અપવાદ કરીને સર્વમાં પ્રજ્ઞાન રહ્યું છે એમ સ્પષ્ટ કરીને તે પ્રત્યક્-આત્મરૂપ પ્રજ્ઞાનનું બ્રહ્મપણું દેખાડયું છે. એવી રીતે ઐતરેયોપનિષદ્‌માં આત્માના પરોક્ષજ્ઞાનપછી તેનું અપરોક્ષજ્ઞાન થાય છે એમ જણાવ્યું છે. ૬૮

વેદના અવાંતરવાક્યવડે બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે, અને વેદના મહાવાક્યના વિચારથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે એમ જણાવે છે:—

अवांतरेण वाक्येन परोक्षा ब्रह्मधीर्भवेत् ।

सर्वत्रैव महावाक्यविचारादपरोक्षधीः ॥ ६९ ॥

सर्वत्र एव अवांतरेण वाक्येन परोक्षा ब्रह्मधीः भवेत् [ च ] महावाक्यविचारात् अपरोक्षधीः [ भवेत् ] ॥

ઉપનિષદોમાં સર્વ સ્થલેજ જીવબ્રહ્મનું સ્વરૂપ જણાવનારાં અવાંતર-વાક્યોવડે મુમુક્ષુને બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે, અને જીવબ્રહ્મના અભેદનો બોધ કરનારાં વેદનાં મહાવાક્યોના વિચારથી જિજ્ઞાસુને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે.૬૯

કેટલાક ગ્રંથોમાં મહાવાક્યના મનનથી અપરોક્ષજ્ઞાન થાય છે એમ કહ્યું છે, અને તમે મહાવાક્યના વિચારથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે એમ કહો છો, તેથી તમારું કહેવું કેટલાક ગ્રંથકારોના મતથી વિપરીત જણાય છે એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છે:—

ब्रह्मापरोक्ष्यसिद्ध्यर्थं महावाक्यमितीरितम् ।

वाक्यवृत्तावतो ब्रह्मापरोक्ष्ये विमतिर्न हि ॥ ७० ॥

वाक्यवृत्तौ " ब्रह्मापरोक्ष्यसिद्ध्यर्थं महावाक्यं " इति ईरितं [अस्ति] अतः ब्रह्मापरोक्ष्ये विमतिः न हि ॥

પૂજ્યચરણ શ્રીશંકરાચાર્યજીકૃત વાક્યવૃત્તિનામના ગ્રંથમાં બ્રહ્મનું પ્રત્યક્ષ-જ્ઞાન સિદ્ધ થવામાટે ઉપનિષદોનાં મહાવાક્ય છે એમ કહેલું છે. આ કારણ-થી મહાવાક્યના વિચારવડે થનારા બ્રહ્મના અપરોક્ષજ્ઞાનમાં વિવાદ નથી.

ઉપનિષદોનાં મહાવાક્યોના મનનથી જિજ્ઞાસુને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે એમ જે ગ્રંથકારોએ કહેલું છે ત્યાં મનનનો અર્થ વિચાર એવો કરવો, એટલે આચાર્યભગવાનના કહેવામાં, તે બીજા આચાર્યોના કહેવામાં, તથા અમારા કહેવામાં મતભેદ રહેતા નથી. ૭૦

ઉપર જણાવેલા વાક્યવૃત્તિનામના ગ્રંથમાં મહાવાક્યના વિચારવડે આત્માથી

અભિન્ન બ્રહ્મનું જ્ઞાન કેવી રીતે થાય છે તે જણાવેલું છે, તેમાં નીચેના શ્લોક-માં ત્વં( તું )પદનો વાચ્યાર્થ જણાવે છેઃ—

आलंबनतया भाति योऽस्मत्प्रत्ययशब्दयोः ।
अंतःकरणसंभिन्नबोधः स त्वंपदाभिधः ॥ ७१ ॥

यः अंतःकरणसंभिन्नबोधः अस्मत्प्रत्ययशब्दयोः आलंबनतया भाति सः त्वंपदाभिधः ॥

જે અંતઃકરણરૂપ ઉપાધિવાળો ચેતનરૂપ આત્મા "હું" એવી વૃત્તિ અને "હું" એવો શબ્દ એ બેના આધારપણાવડે પ્રતીત થાય છે તે તત્ત્વમસિ ( તે બ્રહ્મ તું છે ) એ મહાવાક્યમાંના त्वं (તું) એ પદના વાચ્યાર્થરૂપ છે.૭૧

હવે तत( તે પદનો )વાચ્યાર્થ કહે છેઃ—

मायोपाधिर्जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः ।
पारोक्ष्यशबलः सत्याद्यात्मकस्तत्पदाभिधः ॥ ७२ ॥

[ यः ] मायोपाधिः जगद्योनिः सर्वज्ञत्वादिलक्षणः. पारोक्ष्यशबलः सत्याद्यात्मकः [ सः ] तत्पदाभिधः [ अस्ति ] ॥

જે માયારૂપ ઉપાધિવાળા, આ જગતના કારણરૂપ, સર્વજ્ઞપણું ને સર્વ-શક્તિવાળાપણું એ આદિ લક્ષણવાળા, પરોક્ષપણારૂપ ધર્મથી યુક્ત, અને સત્ય, જ્ઞાન અને અનંત ઇત્યાદિ સ્વરૂપ છે તે તત્ત્વમસિ એ મહાવાક્યમાંના तत(તે)-પદના વાચ્યાર્થરૂપ છે. ૭૨

ત્વંપદનો તથા તતપદનો અર્થ કહીને હવે તે મહાવાક્યના અર્થના જ્ઞાનમાટે લક્ષણાનો આશ્રય કરવો જોઇએ એમ કહે છેઃ—

प्रत्यक्परोक्षतैकस्य सद्वितीयत्वपूर्णता ।
विरुध्येते यतस्तस्माल्लक्षणा संप्रवर्तते ॥ ७३ ॥

यतः एकस्य प्रत्यक्परोक्षता सद्वितीयत्वपूर्णता विरुध्येते तस्मात् लक्षणा संप्रवर्तते ॥

જે કારણથી એક પદાર્થનું પ્રત્યક્પણું ( અંતરાત્મપણું ) અને પરોક્ષપણું, ( ઇંદ્રિયોનું અવિષયપણું, ) તથા સદ્વિતીયપણું ( દ્વૈતયુક્તપણું ) અને પૂર્ણપણું ( અદ્વિતીયપણું ) વિરોધ પામે છે તે કારણથી તત્ત્વમસિ આ મહાવાક્યનો અર્થ કરવામાં લક્ષણાનો આશ્રય ગ્રહણ કરવો પડે છે. જ્યાં વાચ્યાર્થ અથવા શક્યાર્થ સભવતો નથી ત્યાં લક્ષણાનો આશ્રય ગ્રહણ કરવો પડે છે.

ત્વંપદના અર્થરૂપ જીવનું અંતરાત્મપણું હોવાથી પ્રત્યક્ષપણું છે, અને તત્પદના અર્થરૂપ ઈશ્વરનું પરોક્ષપણું છે, તેમજ જીવનું ઘણા જીવો હોવાથી દ્વૈતસહિતપણું છે, અને ઈશ્વર એક હોવાથી તેનું પૂર્ણપણું (અદ્વિતીયપણું) છે. આવી રીતે જીવના ને ઈશ્વરના ધર્મો વિરુદ્ધ હોવાથી તે બંનેનું એકપણું વાચ્યાર્થની રીતે સંભવી શકે નહિ, તેથી તત્ત્વમસિ આદિ મહાવાક્યનો અર્થ કરવામાં લક્ષણાનો આશ્રય ગ્રહણ કરવો પડે છે. ૭૩

મહાવાક્યનો અર્થ કરવામાં ત્રણ પ્રકારની લક્ષણામાંની કઇ લક્ષણાનો આશ્રય ગ્રહણ કરવો જોઇએ એ જાણવાની ઇચ્છા થાય તો કહે છે:—

**तत्त्वमस्यादिवाक्येषु लक्षणा भागलक्षणा ।**
**सोऽयमित्यादिवाक्यस्थपदयोरिव नापरा ॥ ७४ ॥**

" सः अयं " इत्यादिवाक्यस्थपदयोः इव तत्त्वमस्यादिवाक्येषु भागलक्षणा लक्षणा, अपरा न ॥

" તે આ દેવદત્ત છે " ઇત્યાદિ વાક્યમાં રહેલાં પ્રથમનાં બે પદની પેઠે તત્ત્વમસિ ઇત્યાદિ મહાવાક્યોમાં ભાગત્યાગલક્ષણાનામની લક્ષણા પ્રવૃત્ત થાય છે, બીજી બે લક્ષણા તેમાં પ્રવૃત્ત થતી નથી.

" તે આ દેવદત્ત છે " આ વાક્યમાં " તે " અને " આ " એ બંને પદોનો અર્થ પરસ્પરવિરોધવાળો છે, કારણકે તે શબ્દનો અર્થ દૂર અથવા પરોક્ષ એવો થાય છે, અને આ શબ્દનો અર્થ સમીપ અથવા પ્રત્યક્ષ એવો થાય છે, તેથી તે બંને શબ્દોનો દેવદત્તનામના પુરુષની સાથે અન્વય થઇ શકતો નથી, આ કારણથી એ વાક્યનો અર્થ કરવામાં ભાગત્યાગલક્ષણા અથવા જહદજહત્‌લક્ષણાનો આશ્રય ગ્રહણ કરવો પડે છે. જ્યાં શક્તિવૃત્તિવડે થતા પદના અર્થમાં રહેલા વિરોધિભાગનો ત્યાગ કરીને તેમાંના અવિરોધિભાગનું ગ્રહણ કરી બંને પદોની સાથે સંબંધ રાખનારા મુખ્ય પદાર્થની સાથે અન્વય કરવામાં આવે ત્યાં જે લક્ષણા પ્રવર્તે છે તે ભાગત્યાગલક્ષણા કહેવાય છે. જેમ " તે આ દેવદત્ત છે " એ વાક્યનો અર્થ કરવામાં ભાગત્યાગલક્ષણા ગ્રહણ કરવી પડે છે તેમ " તે બ્રહ્મ તું છે " એ મહાવાક્યમાં પણ ભાગત્યાગલક્ષણા ગ્રહણ કરવી પડે છે. જહત્‌લક્ષણાવડે અને અજહત્‌લક્ષણાવડે તેનો અર્થ થઇ શકતો નથી. જ્યાં પદ પોતાના વાચ્યાર્થનો ત્યાગ કરીને પોતાના સંબંધવાળા અન્ય અર્થને જણાવે છે ત્યાં જહત્‌લક્ષણા ગ્રહણ કરાય છે. " ગંગામાં નેસ છે " એ વાક્યમાં જહત્‌લક્ષણા ગ્રહણ કરાય છે. જ્યાં પદ પોતાના શક્યાર્થસહિત પોતાની સાથે સંબંધ રાખનારા અન્ય અર્થને પણ જણાવે છે ત્યાં

અજહત્‌લક્ષણા ગ્રહણ કરાય છે, જેમ "રાતો દોડે છે" એમાં અજહત્‌લક્ષણા ગ્રહણ કરાય છે, કેમકે તેમાં રાતા રંગની સાથે અશ્વાદિનું ગ્રહણ કરવું પડે છે. ૭૪

મહાવાક્યમાં સંસર્ગવાળો અથવા વિશેષણવાળો અર્થ સંભવી શકતો નથી એમ જણાવે છેઃ—

**संसर्गो वा विशिष्टो वा वाक्यार्थो नात्र संमतः ।**
**अखंडैकरसत्वेन वाक्यार्थो विदुषां मतः ॥ ७५ ॥**

अत्र विदुषां संसर्गः वा विशिष्टः वा वाक्यार्थः न संमतः, [ किंतु ] अखंडैकरसत्वेन वाक्यार्थः [ सं ]मतः ॥

અહીં એટલે तत्त्वमसि આદિ મહાવાક્યોમાં વિદ્વાનોને સંસર્ગરૂપ અથવા વિશિષ્ટરૂપ વાક્યાર્થ સંમત નથી, પરંતુ અખંડૈકરસપણાવડે મહાવાક્યનો અર્થ સંમત છે.

"તું ગાય લાવ" એ વાક્યમાં તું, ગાય અને લાવ એ ત્રણે પદોનો પરસ્પર કર્તા, કર્મ અને ક્રિયાપદ એવો સંબંધ હોવાથી તે વાક્યમાં સંસર્ગરૂપ વાક્યાર્થ થાય છે, અને "આસમાની મોટું ને સુગંધવાળું કમલ છે" આ વાક્યમાં આસમાની, મોટું ને સુગંધવાળું એ ત્રણ વિશેષણો કમલરૂપ વિશેષ્યને જણાવે છે, એટલે ત્યાં વિશિષ્ટરૂપ વાક્યાર્થ થાય છે. "તે બ્રહ્મ તું છે" આ મહાવાક્યમાં ઉપર જણાવેલા સંસર્ગાર્થ કે વિશિષ્ટાર્થ સંભવતા નથી તેથી વિદ્વાનો અખંડ-એકરસરૂપે રહેલા સજાતીય, વિજાતીય ને સ્વગતભેદથી રહિત પ્રત્યક્‌-આત્માથી અભિન્ન બ્રહ્મરૂપ અર્થને ભાગત્યાગલક્ષણાવડે સ્વીકારે છે. ૭૫

અખંડ-એકરસ વાક્યાર્થ કેવી રીતે થાય છે તે જણાવે છેઃ—

**प्रत्यग्बोधो य आभाति सोऽद्वयानंदलक्षणः ।**
**अद्वयानंदरूपश्च प्रत्यग्बोधैकलक्षणः ॥ ७६ ॥**

यः प्रत्यग्बोधः आभाति सः अद्वयानंदलक्षणः, च [ यः ] अद्वयानंदरूपः [ परमात्मा सः ] प्रत्यग्बोधैकलक्षणः [ अस्ति ]॥

જે સર્વની અંતર બુદ્ધિના પ્રકાશકરૂપે રહેલ ચેતનરૂપ આત્મા પ્રતીત થાય છે તે અદ્વિતીયરૂપ ને આનંદરૂપ લક્ષણવાળા પરમાત્મા (બ્રહ્મ) છે, અને જે અદ્વિતીયરૂપ ને આનંદરૂપ પરમાત્મા (બ્રહ્મ) છે તે સર્વની અંતર રહેનારો ચેતનરૂપ લક્ષણવાળો આત્મા છે. એવી રીતે મહાવાક્યમાં જીવના અને ઈશ્વરના વાસ્તવિકસ્વરૂપનો અભેદ જણાવ્યો છે. ૭૬

જીવના ને ઈશ્વરના વાસ્તવિકસ્વરૂપનો અભેદ જાણવાથી થનારા ફલને નીચેના બે શ્લોકોવડે કહે છેઃ—

इत्थमन्योन्यतादात्म्यप्रतिपत्तिर्यदा भवेत् ।
अब्रह्मत्वं त्वमर्थस्य व्यावर्तेत तदैव हि ॥ ७७ ॥
तदर्थस्य च पारोक्ष्यं यद्येवं किं ततः शृणु ।
पूर्णानंदैकरूपेण प्रत्यग्बोधोऽवतिष्ठते ॥ ७८ ॥

इत्थं अन्योन्यतादात्म्यप्रतिपत्तिः यदा भवेत् तदा एव हि त्वमर्थस्य अब्रह्मत्वं व्यावर्तेत, च तदर्थस्य पारोक्ष्यं [ निवर्तेत, ] यदि एवं ततः किं ? शृणु, प्रत्यग्बोधः पूर्णानंदैकरूपेण अवतिष्ठते ॥

આવી રીતે પરસ્પરના ( જીવઈશ્વરના ) એકપણાનું જ્ઞાન જ્યારે મુમુક્ષુને થાય છે ત્યારે નિશ્ચય ત્વંપદના અર્થનું અબ્રહ્મપણું ( બ્રહ્મથી વિપરીતપણું ) નિવૃત્ત થાય છે, અને તત્પદના અર્થનું પરોક્ષપણું ( અપ્રત્યક્ષપણું ) નિવૃત્ત થાય છે. જો એમ થાય તો તેથી મુમુક્ષુને શું ફલ પ્રાપ્ત થાય છે એમ જો તમે પૂછો તો તેનું ઉત્તર સાંભળોઃ–દેહાદિ દૃશ્યનો બાધ થઇ બુદ્ધિની અંતર રહેલ ચેતનરૂપ આત્મા પૂર્ણ–આનંદરૂપેજ અવશેષ રહે છે, અર્થાત્ તે મુમુક્ષુ જીવની બ્રહ્મસ્વરૂપે સ્થિતિ થાય છે. ૭૭–૭૮

મહાવાક્યથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે એમ કહેનારા વેદાંતસિદ્ધાંત સમજતા નથી એમ જણાવે છેઃ—

एवं सति महावाक्यात्परोक्षज्ञानमीर्यते ।
यैस्तेषां शास्त्रसिद्धांतविज्ञानं शोभतेतराम् ॥ ७९ ॥

एवं सति यैः महावाक्यात् परोक्षज्ञानं ईर्यते तेषां शास्त्रसिद्धांतविज्ञानं शोभतेतराम् ! ॥

વિચારસહિત મહાવાક્યવડે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે એમ શ્રુતિ-યુક્તિથી સિદ્ધ થયા છતાં પણ જેઓ ઉપનિષદોના મહાવાક્યથી મુમુક્ષુને બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે એમ કહે છે તેઓનું વેદાંતશાસ્ત્રસિદ્ધાંતનું વિજ્ઞાન બહુ શોભે છે ! અર્થાત્ એમને વેદાંતસિદ્ધાંતનું લેશ પણ જ્ઞાન નથી એમ કહેવું જોઇએ. ૭૯

મહાવાક્યથી 'પરોક્ષજ્ઞાન થાય છે' આ વાત અનુમાનથી સિદ્ધ થાય છે આવી શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

आस्तां शास्त्रस्य सिद्धांतो युक्त्या वाक्यात्परोक्षधीः ।
स्वर्गादिवाक्यवन्नैवं दशमे व्यभिचारतः ॥ ८० ॥

शास्त्रस्य सिद्धांतः आस्तां, स्वर्गादिवाक्यवत् वाक्यात् परोक्षधीः [ इति ] युक्त्या [ सिद्धं इति चेत् ] एवं न, दशमे व्यभिचारतः ॥

વેદાંતશાસ્ત્રનો સિદ્ધાંત તમે કહો છો તેવી રીતનો ભલે હોય, પણ સ્વર્ગાદિના વાક્યની પેઠે મહાવાક્યથી પરોક્ષજ્ઞાન થાય છે એમ અનુમાનરૂપ યુક્તિવડે સિદ્ધ થાય છે એમ જો તમે કહો તો તમારે તેમ ન કહેવું, કેમકે "તું દશમો છે" એ વાક્યમાં તમે કહેલા અનુમાનનો વ્યભિચાર થાય છે.

કોઇ વેદાંતવાક્યોથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે, અને કોઇ વેદાંતવાક્યોથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે. બધાં વેદાંતવાક્યોથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાનજ થાય એમ કહેવાય નહિ. વેદનાં વચનોથી જેમ સ્વર્ગાદિનું પરોક્ષજ્ઞાન થાય છે તેમ ઉપનિષદોનાં મહાવાક્યોથી બ્રહ્મનું પ્રત્યક્ષજ્ઞાન પણ થાય છે. જો શબ્દથી સર્વદા પરોક્ષજ્ઞાનજ થતું હોય તો "તું દશમો છે" એવું વાક્ય સાંભળીને દશમાને પોતાનું પરોક્ષજ્ઞાન થવું જોઈએ, પણ તેને પોતાનું પરોક્ષજ્ઞાન થતું નથી, પરંતુ તેને પોતાનું અપરોક્ષજ્ઞાનજ થાય છે. ૮૦

મહાવાક્યથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે એના સંબંધી તમે જણાવેલી યુક્તિ પણ યોગ્ય નથી એમ કહે છેઃ—

स्वतोऽपरोक्षजीवस्य ब्रह्मत्वमभिवाञ्छतः ।
नश्येत्सिद्धापरोक्षत्वमिति युक्तिर्महत्यहो ॥ ८१ ॥

ब्रह्मत्वं अभिवांछतः स्वतः अपरोक्षजीवस्य सिद्धापरोक्षत्वं नश्येत् इति अहो महती युक्तिः ! ॥

બ્રહ્મપણાની દૃઢ ઇચ્છા કરનારા અને સ્વભાવથી અપરોક્ષ જીવનું પૂર્વે જે અપરોક્ષપણું સિદ્ધ હતું તે અપરોક્ષપણું મહાવાક્યથી જો જીવનું પરોક્ષજ્ઞાન થાય તો નાશ પામે એવી તમારી આશ્ચર્યકારક મોટી યુક્તિ છે ! અર્થાત્ આ તમારી યુક્તિ યોગ્ય નથી. ૮૧

સ્વભાવથી પ્રત્યક્ષરૂપે રહેલા જીવનું મહાવાક્યના શ્રવણથી પરોક્ષ થવું અમને ઇષ્ટ છે એમ જો વાદી કહે તો તેનું ઉત્તર આપે છેઃ—

वृद्धिमिष्टवतो मूलमपि नष्टमितीदृशम् ।
लौकिकं वचनं सार्थं संपन्नं त्वत्प्रसादतः ॥ ८२ ॥

वृद्धिं इष्टवतः मूलं अपि नष्टं इति ईदृशं लौकिकं वचनं त्वत्प्रसादतः सार्थं संपन्नम् ॥

"પોતાના દ્રવ્યની વ્યાજવડે વૃદ્ધિની ઇચ્છા કરનારાનું મૂલ દ્રવ્ય પણ નાશ

પામ્યું ” આ આવી રીતનું લૌકિકવચન તમારી કૃપાવડે અર્થવાળું થયું, અર્થાત્ સાર્થ ( સાચું ) થયું.

જે પરોક્ષ હોય તે શબ્દવડે અપરોક્ષ થાય, પણ જે અપરોક્ષ હોય તે શબ્દવડે પરોક્ષ ન થાય, એમ હોવાથી વાદીની યુક્તિ ભૂલભરેલી છે એમ જણાવ્યું છે. ૮૨

જીવ અંતઃકરણરૂપ ઉપાધિવાળો હોવાથી તેનું પ્રત્યક્ષપણું સંભવી શકે છે, પણ બ્રહ્મ ઉપાધિરહિત હોવાથી તેનું પ્રત્યક્ષપણું સંભવતું નથી એમ વાદી શંકા કરે છેઃ—

**अंतःकरणसंभिन्नबोधो जीवोऽपरोक्षताम् ।**

**अर्हत्युपाधिसद्भावान्न तु ब्रह्मानुपाधितः ॥ ८३ ॥**

अंतःकरणसंभिन्नबोधः जीवः उपाधिसद्भावात् अपरोक्षतां अर्हति, [ किं ]तु ब्रह्म अनुपाधितः न [ अर्हति ] ॥

અંતઃકરણયુક્ત ચેતન જીવ કહેવાય છે. તે જીવ અંતઃકરણરૂપ ઉપાધિના સદ્ભાવથી પ્રત્યક્ષપણાને યોગ્ય છે, પરંતુ બ્રહ્મ અંતઃકરણરૂપ કે માયારૂપ ઉપાધિથી રહિત હોવાથી તે પ્રત્યક્ષપણાને યોગ્ય નથી. ૮૩

તમે કહો છો તેમ બ્રહ્મ ઉપાધિથી રહિત નથી એમ કહીને પૂર્વપક્ષીનું સમાધાન કરે છેઃ—

**नैवं ब्रह्मत्वबोधस्य सोपाधिविषयत्वतः ।**

**यावद्विदेहकैवल्यमुपाधेरनिवारणात् ॥ ८४ ॥**

ब्रह्मत्वबोधस्य सोपाधिविषयत्वतः [ च ] यावत् विदेहकैवल्यं [तावत् ] उपाधेः अनिवारणात् एवं न ॥

બ્રહ્મપણાના જ્ઞાનના ઉપાધિયુક્તવિષયપણાથી અને બ્રહ્મજ્ઞાનીને જ્યાંસુધી વિદેહકૈવલ્ય થાય ત્યાંસુધી ઉપાધિનું નિવારણ ન થઇ શકે તેમ હોવાથી તમે કહો છો તેમ નથી.

જ્ઞાનકાલે જિજ્ઞાસુને જે પોતાના બ્રહ્મપણાનું જ્ઞાન થાય છે તે અંતઃકરણના રહિતપણારૂપ વસ્તુને વિષય કરનાર હોવાથી તેનો વિષય જે બ્રહ્મ તે પણ ઉપાધિયુક્ત હોય છે. જ્ઞેય ઉપાધિયુક્ત હોય તો તેનું જ્ઞાન પણ ઉપાધિવાળી વસ્તુને વિષય કરનારું હોવું જોઇએ, અને જ્યાંસુધી જ્ઞાનીનું શરીર વિદ્યમાન હોય અર્થાત્ તેમને વિદેહમુક્તિની પ્રાપ્તિ ન થાય ત્યાંસુધી અંતઃકરણના રહિતપણારૂપ ઉપાધિનું નિવારણ થઇ શકતું નથી તેથી હું બ્રહ્મ છું આ જ્ઞાન અને તેનો વિષય બ્રહ્મ એ બન્ને ઉપાધિવાળાં છે. ૮૪

હવે જીવના ને બ્રહ્મના ઉપાધિનું નિરૂપણ કરે છે:—

**अंतःकरणसाहित्यराहित्याभ्यां विशिष्यते ।**
**उपाधिर्जीवभावस्य ब्रह्मतायाश्च नान्यथा ॥ ८५ ॥**

जीवभावस्य च ब्रह्मतायाः उपाधिः अंतःकरणसाहित्यराहित्याभ्यां विशिष्यते, अन्यथा न ॥

જીવભાવનો અને બ્રહ્મભાવનો ઉપાધિ અંતઃકરણના સહિતપણાવડે અને અંતઃકરણના રહિતપણાવડે ભેદ પામે છે, બીજા કોઇ કારણથી તે ભેદ પામતો નથી, અર્થાત્ જીવ ને બ્રહ્મ ઉપર જણાવેલા ઉપાધિવિનાના નથી. ૮૫

અંતઃકરણનો સંબંધ ભાવરૂપ હોવાથી તે અંતઃકરણને જીવનું ઉપાધિપણું ભલે હોય, પણ અંતઃકરણનું રહિતપણું તે અભાવરૂપ હોવાથી તેને બ્રહ્મનું ઉપાધિપણું કેવી રીતે સંભવી શકે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

**यथा विधिरुपाधिः स्यात्प्रतिषेधस्तथा न किम् ।**
**सुवर्णलोहभेदेन शृंखलात्वं न भिद्यते ॥ ८६ ॥**

यथा विधिः उपाधिः स्यात् तथा प्रतिषेधः न किम्? सुवर्णलोहभेदेन शृंखलात्वं न भिद्यते ॥

જેવી રીતે અંતઃકરણનો સંયોગ તે ઉપાધિ છે તેવી રીતે અંતઃકરણનો વિયોગ શું ઉપાધિરૂપ નથી? સોનાના ને લોઢાના ભેદવડે બેડીપણું ભેદ પામતું નથી.

જેમ અંતઃકરણનો સંયોગ જીવના ઉપાધિરૂપ છે, તેમ અંતઃકરણનો વિયોગ બ્રહ્મના 'ઉપાધિરૂપે કેમ ન ગણાય? ગણાયજ.' જેમ સોનાની બેડી પગમા પહેરી હોય તો તે મનુષ્યને દોડવામા ને ચાલવામાં બંધન કરે છે તેમ લોઢાની બેડી પહેરી હોય તો તે પણ મનુષ્યને દોડવામાં ને ચાલવામાં બંધન કરે છે. લોઢાની બેડી વ્યવહારમા નઠારી ગણાય, અને સોનાની બેડી વ્યવહારમાં સારી ગણાય, પણ તે બન્ને બેડીરૂપ હોવાથી મનુષ્યને પ્રતિબંધરૂપ થાય છે, તેમ અંતઃકરણનું સહિતપણું એ જીવના ઉપાધિરૂપ ગણાય છે, અને અંતઃકરણનું રહિતપણું એ બ્રહ્મના ઉપાધિરૂપ ગણાય છે. બન્નેમા ઉપાધિરૂપ ધર્મ સરખો છે. ૮૬

વેદનાં વિધિરૂપ વચનો જેમ બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ છે તેમ વેદનાં નિષેધરૂપ વચનો પણ બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ છે, તેથી તે બન્ને પ્રકારનાં વચનો બ્રહ્મના ઉપાધિરૂપ છે એમ દૃઢ કરવામાટે વેદનાં વિધિવચનો અને નિષેધવચનો બંને બ્રહ્મજ્ઞાનના ઉપાયરૂપ છે એવું આચાર્યભગવાને જણાવ્યું છે એમ નીચેના શ્લોકથી કહે છે:—

अतद्व्यावृत्तिरूपेण साक्षाद्विधिमुखेन च ।
वेदांतानां प्रवृत्तिः स्याद्द्विधेत्याचार्यभाषितम् ॥ ८७ ॥

अतद्व्यावृत्तिरूपेण च साक्षाद्विधिमुखेन [ इति ] वेदांतानां द्विधा प्रवृत्तिः स्यात् इति आचार्यभाषितं [ अस्ति ] ॥

બ્રહ્મના જે સ્થૂલપણું આદિ સ્વભાવ નથી તેનો નિષેધ કરીને, અને બ્રહ્મના જે સત્યજ્ઞાનાદિ સ્વભાવ છે તેનું સાક્ષાત્ વિધાન કરીને, એમ બ્રહ્મનો બોધ કરવાની ઉપનિષદોની બે પ્રકારની પ્રવૃત્તિ છે એમ આચાર્યભગવાને ( પૂજ્યચરણ શંકરાચાર્યજીએ ) કહેલું છે.

तत् એટલે બ્રહ્મ, તેનાથી વિપરીત તે अतत् એટલે અજ્ઞાન વા માયા અને તેનાં કાર્યો. ઉપનિષદમાં " नेति नेति " ( પૃથ્વી, જલ ને તેજ એ ત્રણ સ્થૂલભૂતો બ્રહ્મ નથી, અને વાયુ ને આકાશ એ બે સૂક્ષ્મભૂતો પણ બ્રહ્મ નથી, ) આ શબ્દોવડે માયા ને માયાનાં કાર્યરૂપ અતત્નું બ્રહ્મમાંથી નિરાકરણ કર્યું છે એમ ઉપનિષદોમાં બ્રહ્મનો નિષેધમુખે ઉપદેશ કર્યો છે, અને સત્ય, જ્ઞાન અને અનંતરૂપ બ્રહ્મ છે એવાં વચનોવડે ઉપનિષદમાં સાક્ષાત્ વિધિમુખે પણ બ્રહ્મનો ઉપદેશ કરવામાં આવ્યો છે, એવી રીતે નિષેધમુખે ને વિધિમુખે બ્રહ્મના સ્વરૂપનું પ્રતિપાદન કરવામા આવ્યુ છે એમ આચાર્યભગવાને જણાવ્યુ છે. ૮૭

" अहं ब्रह्मास्मि " ( હું બ્રહ્મ છુ ) એ મહાવાક્યમાના હું એ શબ્દના અર્થનો જો ત્યાગ કરવામાં આવે તો પછી " હું બ્રહ્મ છુ " એવુ જ્ઞાન કેવી રીતે થઇ શકે એમ શંકા કરીને તેનુ સમાધાન કરે છેઃ—

अहमर्थपरित्यागादहं ब्रह्मेति धीः कुतः ।
नैवमंशस्य हि त्यागो भागलक्षणयोदितः ॥ ८८ ॥

अहमर्थपरित्यागात् अहं ब्रह्म इति धीः कुतः ? एवं न, हि भागलक्षणया अंशस्य त्यागः उदितः ॥

હું આ શબ્દના અર્થનો પરિત્યાગ કરવાથી " હું બ્રહ્મ છું " એવું જ્ઞાન જિજ્ઞાસુને શી રીતે થઇ શકે એમ જો તમે પૂછો તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે તમારી એ શંકા યોગ્ય નથી, કેમકે ભાગત્યાગલક્ષણાવડે अहं-શબ્દમાંના જડરૂપ અંતઃકરણ આદિ વિરોધિભાગનો ત્યાગ ભાગત્યાગલક્ષણાવડે કહેલ છે, જીવના અધિષ્ઠાનરૂપ કૂટસ્થનો ત્યાગ કહેલો નથી. ૮૮

अहंશબ્દના અર્થમાં રહેલા જડભાગનો ત્યાગ કરવાથી બ્રહ્મજ્ઞાન કેવી રીતે થાય છે તે કહે છેઃ—

**अंतःकरणसंत्यागादवशिष्टे चिदात्मनि ।**
**अहं ब्रह्मेति वाक्येन ब्रह्मत्वं साक्षिणीक्ष्यते ॥ ८९ ॥**

अंतःकरणसंत्यागात् अवशिष्टे साक्षिणि चिदात्मनि अहं ब्रह्म इति वाक्येन ब्रह्मत्वं ईक्ष्यते ॥

અહશબ્દના અર્થરૂપ જીવમાંથી અંતઃકરણનો સંપૂર્ણ ત્યાગ કરવાથી બાકી રહેલા સાક્ષિરૂપ ચેતનસ્વરૂપમાં "હું બ્રહ્મ છું" આ વાકયવડે બ્રહ્મવેત્તાઓને પોતાનું બ્રહ્મપણુ અનુભવાય છે. ૮૯

અંતરાત્મા સ્વપ્રકાશ હોવાથી તે બુદ્ધિની વૃત્તિનો વિષય થઇ શકે નહિ એવી શંકા ઉપજાવીને તેનું સમાધાન કરે છેઃ—

**स्वप्रकाशोऽपि साक्ष्येव धीवृत्त्या व्याप्यतेऽन्यवत् ।**
**फलव्याप्यत्वमेवास्य शास्त्रकृद्भिर्निवारितम् ॥ ९० ॥**

साक्षी स्वप्रकाशः अपि अन्यवत् धीवृत्त्या एव व्याप्यते, शास्त्रकृद्भिः अस्य फलव्याप्यत्वं एव निवारितम् ॥

સાક્ષી સ્વપ્રકાશ છતાં પણ ઘટાદિ જડપદાર્થોની પેઠે બુદ્ધિવૃત્તિવડેજ તે વ્યાપ્ત થાય છે. અદ્વૈતશાસ્ત્રકારોએ સાક્ષીના ફલવ્યાપ્યપણાનુંજ માત્ર નિવારણુ કરેલુ છે.

અંતઃકરણની વૃત્તિ ઘટાદિ જડપદાર્થોપરના આવરણનો જેમ ભંગ કરે છે તેમ સ્વપ્રકાશ સાક્ષીપરના આવરણનો પણ તે ભંગ કરે છે, અંતઃકરણની વૃત્તિમાં રહેલો ચિદાભાસ જેમ ઘટાદિ જડપદાર્થને પ્રકાશે છે તેમ તે ચિદાભાસ સાક્ષીને પ્રકાશી શકતો નથી, પણ સાક્ષીના પ્રકાશમાં ભળી ગયેલા–જેવો થાય છે. અદ્વૈતશાસ્ત્રકર્તાઓએ અંતઃકરણની વૃત્તિ સાક્ષીપરના આવરણનો ભંગ કરે છે એમ સ્વીકાર્યું છે, પણ ચિદાભાસ સાક્ષીને પ્રકાશતો નથી એમ ફલના વ્યાપ્યપણાનું એટલે ચિદાભાસ સાક્ષીને પ્રકાશે છે એ વાતનું તેમણે નિવારણ કરેલું છે.

અંતઃકરણની વૃત્તિ પદાર્થપરના આવરણનો ભંગ કરે તેને વૃત્તિવ્યાપ્તિ કહે છે, અને વૃત્તિમાં રહેલો ચિદાભાસ પદાર્થને પ્રકાશે તેને ફલવ્યાપ્તિ કહેવામાં આવે છે. આત્માના જ્ઞાનમાં વૃત્તિવ્યાપ્તિનો અંગીકાર કરવામાં આવે છે, પણ ફલવ્યાપ્તિનો અંગીકાર કરવામાં આવતો નથી. ૯૦

આત્માના જ્ઞાનમાં ફલવ્યાપ્તિનો ઉપયોગ થતો નથી એમ જણાવવા-માટે જડપદાર્થના જ્ઞાનમાં વૃત્તિવ્યાપ્તિનો ને ફલવ્યાપ્તિનો ઉપયોગ થાય છે એમ જણાવે છેઃ—

**बुद्धितत्स्थचिदाभासौ द्वावपि व्याप्नुतो घटम् ।**
**तत्राज्ञानं धिया नश्येदाभासेन घटः स्फुरेत् ॥ ९१ ॥**

बुद्धितत्स्थचिदाभासौ द्वौ अपि घटं व्याप्नुतः, तत्र धिया अज्ञानं नश्येत् [ च ] आभासेन घटः स्फुरेत् ॥

બુદ્ધિ અને તેમાં રહેલો ચિદાભાસ એ બંને પણ ઘડાને અને અન્ય જડપદાર્થને વ્યાપે છે, તેમાં બુદ્ધિવડે એટલે અંતઃકરણની વૃત્તિવડે ઘડા આદિના અજ્ઞાનનો નાશ થાય છે, અને બુદ્ધિમાં રહેલા ચિદાભાસવડે ઘડાનું અને અન્ય જડપદાર્થનું જ્ઞાન થાય છે. ૯૧

બ્રહ્મના જ્ઞાનમાં તેમજ આત્માના જ્ઞાનમાં વૃત્તિવ્યાપ્તિ ઉપયોગી થાય છે, પણ વૃત્તિમાં રહેલો ચિદાભાસ ઉપયોગી થતો નથી એમ જણાવે છેઃ—

**ब्रह्मण्यज्ञाननाशाय वृत्तिव्याप्तिरपेक्षिता ।**
**स्वयं स्फुरणरूपत्वान्नाभास उपयुज्यते ॥ ९२ ॥**

अज्ञाननाशाय ब्रह्मणि वृत्तिव्याप्तिः अपेक्षिता, [ किंतु ] स्वयं स्फुरणरूपत्वात् आभासः न उपयुज्यते ॥

બ્રહ્મના અજ્ઞાનની નિવૃત્તિમાટે બ્રહ્મમાં મહાવાક્યના અર્થના વિચારવડે ઉત્પન્ન થનારી વૃત્તિવ્યાપ્તિની અપેક્ષા માનેલી છે, પરંતુ બ્રહ્મ પોતે જ્ઞાનસ્વરૂપ હોવાથી બ્રહ્મના જ્ઞાનમાં ચિદાભાસ ઉપયોગી થતો નથી એમ માન્યુ છે. ૯૨

ઉપર જણાવેલા સિદ્ધાંતને દષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ—

**चक्षुर्दीपावपेक्ष्येते घटादेर्दर्शने[1] यथा ।**
**न दीपदर्शने किंतु चक्षुरेकमपेक्ष्यते ॥ ९३ ॥**

यथा घटादेः दर्शने चक्षुर्दीपौ अपेक्ष्येते [ तथा ] दीपदर्शने न, किंतु एकं चक्षुः अपेक्ष्यते ॥

જેમ અંધારામાં રહેલા પરપ્રકાશિત ઘટાદિ પદાર્થના દર્શનમાં નિર્દોષ આંખ અને દીવો આ બે પદાર્થની અગત્ય રહે છે તેમ દીવાના દર્શનમાં તે બંનેની અપેક્ષા રહેતી નથી, પરંતુ એક નિર્દોષ આંખનીજ અપેક્ષા રહે છે.

જેમ અંધારાવાળા સ્થાનમાં પડેલા ઘડા આદિ પ્રકાશરહિત પદાર્થને જોવો હોય તો મનુષ્યને નિર્દોષ નેત્રની અને દીવાની અગત્ય રહે છે, દીવાવડે

૧ અહીં કોઈ પ્રતમાં घटादिदर्शने એવો પાઠ જોવામાં આવે છે.

ઘટાદિને ઢાંકનાર અંધકારનો નાશ થાય છે, પછી આંખ તે પદાર્થને જોઇ શકે છે; પણ જો દીવો જોવો હોય તો તે અંધારાવડે ઢંકાયેલ ન હોવાથી એકલી આંખવડેજ તે જોઇ શકાય છે, તેમ જડપદાર્થના જ્ઞાનમાં અંતઃકરણની વૃત્તિની અને ચિદાભાસની અગત્ય રહે છે, પણ બ્રહ્મ સ્વયપ્રકાશ હોવાથી તેના જ્ઞાનમાં માત્ર અતઃકરણની વૃત્તિની અગત્ય રહે છે, વૃત્તિમાં ચિદાભાસ છતાં પણ તેના ઉપયોગની અગત્ય રહેતી નથી. ૯૩

અતઃકરણની વૃત્તિમાં ચિદાભાસ વિદ્યમાન છતાં પણ તે ચિદાભાસ ઘટાદિની પેઠે બ્રહ્મને પ્રકાશવા સમર્થ થતો નથી એમ જણાવે છેઃ—

**स्थितोऽप्यसौ चिदाभासो ब्रह्मण्येकीभवेत्परम् ।**

**न तु ब्रह्मण्यतिशयं फलं कुर्याद्धटादिवत् ॥ ९४ ॥**

असौ चिदाभासः स्थितः अपि ब्रह्मणि परं एकीभवेत्, तु घटादिवत् ब्रह्मणि अतिशयं फलं न कुर्यात् ॥

આ ચિદાભાસ અંતઃકરણની વૃત્તિમાં રહેલો છતાં પણ તે બ્રહ્મમાં અત્યંત એકીભાવને પામે છે, પરંતુ ઘટાદિ જડપદાર્થપ્રમાણે બ્રહ્મમાં અતિશયરૂપ (બ્રહ્મને પ્રકાશવારૂપ) ફલ ઉત્પન્ન કરતો નથી.

મધ્યાહ્નના સૂર્યને જોવામાટે હાથમાં દીવો લઇ ઉઘાડા સ્થલમાં જવામાં આવે તો તે દીવાનો પ્રકાશ વિદ્યમાન છતાં પણ સૂર્યના પ્રકાશની સાથે એકીભાવને પામી જાય છે, અને તે સૂર્યને પ્રકાશવાનુ કામ કરતો નથી, તેમ વૃત્તિમાં ચિદાભાસ છતા પણ તે સ્વયપ્રકાશ બ્રહ્મમાં મળી જાય છે, અને તે ઘટાદિ જડપદાર્થની પેઠે તેને પ્રકાશવાનુ કામ કરી શકતો નથી. ૯૪

બ્રહ્મમાં ફલવ્યાપ્તિનો ઉપયોગ થતો નથી, પણ વૃત્તિવ્યાપ્તિનો ઉપયોગ થાય છે એમ તમે શા આધારે કહો છો એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ-

**अप्रमेयमनादिं चेत्यत्र श्रुत्येदमीरितम् ।**

**मनसैवेदमाप्तव्यमिति धीव्याप्यता श्रुता ॥ ९५ ॥**

अप्रमेयं च अनादिं इति अत्र श्रुत्या इदं ईरितम् [ अस्ति, तथा ] मनसा एव इदं आप्तव्यं इति धीव्याप्यता श्रुता ॥

"બ્રહ્મ પ્રમાણના અવિષયરૂપ અને અનાદિ છે" આ શ્રુતિવડે ઉપર જણાવેલી ફલવ્યાપ્તિથી બ્રહ્મનું રહિતપણુ કહેલુ છે, અને "વેદાંતના સંસ્કારવાળા સૂક્ષ્મ મનવડે આ બ્રહ્મ સાક્ષાત્કાર કરવાયોગ્ય છે" એ શ્રુતિમાં બુદ્ધિની વૃત્તિનું વ્યાપ્યપણું એટલે વૃત્તિવ્યાપ્તિપણું સાંભળ્યું છે.

" निर्विकल्पमनंतं च हेतुदृष्टांतवर्जित । अप्रमेयमनादिं च यज्ज्ञात्वा मुच्यते

પ્રુધઃ ॥" (નામરૂપાદિ વિકલ્પથી રહિત, દેશાદિના અંતથી રહિત, હેતુ અને દષ્ટાંતથી રહિત, પ્રમાણના અવિષયભૂત અને આદિરહિત બ્રહ્મ છે, જેને જાણીને જ્ઞાની મોક્ષ પામે છે) આ શ્રુતિમાં અપ્રમેયશબ્દવડે બ્રહ્મનું ફલવ્યાપ્તિથી રહિતપણું જણાવ્યું છે, અને "मनसैवेदमाप्तव्यं" (યોગ્યતાવાળા મનવડે આ બ્રહ્મ જાણવાયોગ્ય છે) આ શ્રુતિમાં પવિત્ર, સ્થિર, સૂક્ષ્મ અને વેદાંતના સંસ્કારવાળી બુદ્ધિવૃત્તિવડે બ્રહ્મ જાણવાયોગ્ય છે એમ કહી બ્રહ્મમાં વૃત્તિ-વ્યાપ્તિપણું જણાવ્યું છે. ૯૫

"आत्मानं चेद्विजानीयात्" (જો પુરુષ આત્માને જાણે તો) ઇત્યાદિ શ્રુતિમાંના કેટલા ભાગવડે બ્રહ્મના અપરોક્ષજ્ઞાનનું કથન કર્યું છે તે કહે છેઃ–

**आत्मानं चेद्विजानीयादयमस्मीति वाक्यतः ।**
**ब्रह्मात्मव्यक्तिमुल्लिख्य यो बोधः सोऽभिधीयते ॥ ९६ ॥**

"आत्मानं चेद्विजानीयादयमस्मि" इति वाक्यतः ब्रह्मात्मव्यक्तिं उल्लिख्य यः बोधः [ जायते ] सः [ अनेन ] अभिधीयते ॥

"પુરુષ જો હું આ આત્મા છુ એમ પોતાના સ્વરૂપને જાણે તો" આ વાક્યથી સત્યજ્ઞાનાદિ લક્ષણવાળા બ્રહ્મરૂપ આત્માને જાણીને જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે જ્ઞાન ઉપર જણાવેલી શ્રુતિનાં વચનોવડે કહેલુ છે. ૯૬

મહાવાક્યનો એક વાર વિચાર કરવાથી જો બ્રહ્મનું જ્ઞાન થતું હોય તો પછી વેદાંતના શ્રવણાદિનો અભ્યાસ નિરર્થક થશે એવી શંકા થાય તો તેનુ સમાધાન કરે છેઃ—

**अस्तु बोधोऽपरोक्षोऽत्र महावाक्यात्तथाप्यसौ ।**
**न दृढः श्रवणादीनामाचार्यैः पुनरीरणात् ॥ ९७ ॥**

अत्र महावाक्यात् अपरोक्षः बोधः अस्तु, तथापि असौ दृढः न [ भवति, ] आचार्यैः श्रवणादीनां पुनः ईरणात् ॥

બ્રહ્મથી અભિન્ન આત્માનું મહાવાક્યના એક વારના શ્રવણથી પ્રત્યક્ષજ્ઞાન ભલે થાઓ, પણ આ જ્ઞાન સંશયવિપર્યયથી રહિત દઢ થતું નથી, માટે વ્યાસ-ભગવાન્ આદિ આચાર્યોએ વેદાંતના શ્રવણ, મનન ને નિદિધ્યાસનનું દઢ બોધ થતાંસુધી વારંવાર અનુષ્ઠાન કરવાતું કહેલું છે. ૯૭

આચાર્યભગવાને પણ નીચેના વચનથી એવું વિધાન કરેલું છે, એમ ગ્રંથકાર જણાવે છેઃ—

अहं ब्रह्मेति वाक्यार्थबोधो यावद्दृढीभवेत् ।
शमादिसहितस्तावदभ्यसेच्छ्रवणादिकम् ॥ ९८ ॥

" अहं ब्रह्म " इति वाक्यार्थबोधः यावत् दृढीभवेत् तावत् शमादिसहितः [ सन् ] श्रवणादिकं अभ्यसेत् ॥

" હું બ્રહ્મ છું " આવો મહાવાક્યના અર્થનો બોધ જ્યાંસુધી સંશય-વિપર્યયરહિત દૃઢ થાય ત્યાંસુધી શમદમાદિ સાધનોસહિત મુમુક્ષુ શ્રવણ, મનન ને નિદિધ્યાસનનો અભ્યાસ કરે. ૯૮

ઉપનિષદ્‌ના વચનરૂપ પ્રમાણથી ઉત્પન્ન થયેલું જ્ઞાન અદૃઢ કયા કારણથી હોય છે તે જણાવે છેઃ—

वाढं संति ह्यदार्ढ्यस्य हेतवः श्रुत्यनेकता ।
असंभाव्यत्वमर्थस्य विपरीता च भावना ॥ ९९ ॥

हि श्रुत्यनेकता अर्थस्य असंभाव्यत्वं च विपरीता भावना [इति] अदार्ढ्यस्य हेतवः वाढं सन्ति ॥

જિજ્ઞાસુને બ્રહ્મનું જ્ઞાન અદૃઢ થાય છે તેનું કારણ શ્રુતિનું અનેકપણું, જીવના ને ઈશ્વરના વાસ્તવિક સ્વરૂપભૂત અખંડ એકરસ બ્રહ્મરૂપ અલૌકિક અર્થનું પ્રતીત થતું અસંભાવ્યપણું અને હું દેહાદિ છું, ને આ જગત્ સત્ય છે, આ વિપરીતભાવના આવા બ્રહ્મજ્ઞાનના અદૃઢપણાના અનેક હેતુઓ અવશ્ય છે, તેથી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર કરવામાટે જિજ્ઞાસુએ વેદાંતશ્રવણાદિનું વારંવાર આવર્તન કરવું જોઇએ. ૯૯

બ્રહ્મનું પ્રત્યક્ષજ્ઞાન અદૃઢ રહેવાનાં ત્રણ કારણો ઉપરના શ્લોકમાં જણાવ્યાં તેમાંથી શ્રુતિના અનેકપણારૂપ પ્રથમ કારણની નિવૃત્તિ કરવામાટે જિજ્ઞાસુએ નિરંતર વેદાંતનું શ્રવણ કરવું જોઇએ એમ કહે છેઃ—

शाखाभेदात्कामभेदाच्छ्रुतं कर्मान्यथाऽन्यथा ।
एवमत्रापि मा शंकीत्यतः श्रवणमाचरेत् ॥ १०० ॥

शाखाभेदात् [ च ] कामभेदात् कर्म अन्यथा अन्यथा श्रुतं, एवं अत्र अपि [ इति ] मा शंकि इति अतः [ असौ ] श्रवणं आचरेत् ॥

વેદની શાખાઓના ભેદથી અને કામનાના ભેદથી કર્મ ભિન્ન ભિન્ન પ્રકારનાં શ્રુતિમાં સાંભળ્યાં છે, એવી રીતે ઉપનિષદોમાં પ્રતિપાદન કરેલું બ્રહ્મતત્ત્વ પણ ભિન્ન ભિન્ન હશે એવી શંકા ન રહે એટલામાટે જિજ્ઞાસુ વેદાંતનું શ્રવણ પુનઃ પુનઃ આદરપૂર્વક દૃઢબોધ થતાંસુધી કરે.

વેદના કર્મકાંડભાગમાં શાખાના ભેદવડે કરવાયોગ્ય કર્મનો ભેદ કહેલો છે, જેમકે ઋગ્વેદીએ હોતાનું કામ કરવું, યજુર્વેદીએ અધ્વર્યુનું કામ કરવું, અને સામવેદીએ ઉદ્‌ગાતાનું કામ કરવું. કામનાના ભેદથી પણ વેદમાં કર્મનો ભેદ જોવામાં આવે છે, જેમકે વરસાદની ઇચ્છાવાળા મનુષ્યોએ કારીરિયાગ કરવો, પશુની ઇચ્છાવાળા મનુષ્યે ચિત્રેષ્ટિ કરવી ઇત્યાદિ. વેદના કર્મકાંડરૂપ ભાગપ્રમાણે ઉપનિષદોમાં પણ પ્રતિપાદન કરવાયોગ્ય બ્રહ્મનું સ્વરૂપ ભિન્ન ભિન્ન પ્રકારનું કહ્યું હશે આવી શંકા જો મુમુક્ષુના મનમાં થાય તો તેણે પોતાની શંકાની નિવૃત્તિ કરવામાટે ઉપનિષદોનું આદરપૂર્વક વારંવાર શ્રવણ કરવું જોઇએ. ૧૦૦

નીચેના શ્લોકમાં વેદાંતશ્રવણનું સ્વરૂપ કહે છેઃ—

**वेदांतानामशेषाणामादिमध्यावसानतः।**
**ब्रह्मात्मन्येव तात्पर्यमिति धीः श्रवणं भवेत् ॥ १०१ ॥**

अशेषाणां वेदांतानां आदिमध्यावसानतः ब्रह्मात्मनि एव तात्पर्यं इति धीः श्रवणं भवेत् ॥

સર્વ ઉપનિષદોનો આદિ, મધ્ય અને અંતથી (ઉપક્રમ-ઉપસંહારની એકતા, અભ્યાસ, અપૂર્વતા, ફલ, અર્થવાદ ને ઉપપત્તિથી) વિચાર કરતાં બ્રહ્મ-રૂપ અંતરાત્મામાંજ તેઓનું તાત્પર્ય છે આવો નિશ્ચય થવો તે વેદાંતનું શ્રવણ છે. ૧૦૧

વેદાંતદર્શનના પહેલા અધ્યાયનું શ્રવણ કરવાથી ઉપર જણાવેલો નિશ્ચય થાય છે ઇત્યાદિ કહે છેઃ—

**समन्वयाध्याय एतत्सूक्तं धीस्वास्थ्यकारिभिः।**
**तर्कैः संभावनार्थस्य द्वितीयाध्याय ईरिता ॥ १०२ ॥**

एतत् समन्वयाध्याये सूक्तं [ अस्ति, ] द्वितीयाध्याये धीस्वास्थ्यकारिभिः तर्कैः अर्थस्य संभावना ईरिता ॥

વેદાંતદર્શનના સમન્વયાધ્યાયનામના પહેલા અધ્યાયમાં આ શ્રુતિઓનું બ્રહ્મમાં તાત્પર્ય ઉત્તમપ્રકારે કહેલું છે, અને વેદાંતદર્શનના અવિરોધાધ્યાયનામના બીજા અધ્યાયમાં બુદ્ધિને સ્વસ્થ કરનારા તર્કોવડે વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા બ્રહ્મના અને આત્માના એકપણારૂપ અર્થની સંભાવના જણાવી છે, તથા અસ-ભાવનાની સર્વ પ્રકારે નિવૃત્તિ કરી છે. ૧૦૨

નીચેના બે શ્લોકોવડે વિપરીતભાવનાનું સ્વરૂપ અને તેની નિવૃત્તિનું સાધન કહે છેઃ—

वहुजन्मदृढाभ्यासाद्देहादिष्वात्मधीः क्षणात् ।
पुनः पुनरुदेत्येवं जगत्सत्यत्वधीरपि ॥ १०३ ॥
विपरीता भावनेयमैकाग्र्यात्सा निवर्तते ।
तत्त्वोपदेशात्प्रागेव भवत्येतदुपासनात् ॥ १०४ ॥

वहुजन्मदृढाभ्यासात् देहादिषु आत्मधीः क्षणात् पुनः पुनः उदेति, एवं जगत्-सत्यत्वधीः अपि [ पुनः पुनः उदेति ] इयं विपरीता भावना, सा ऐकाग्र्यात् निवर्तते, एतत् तत्त्वोपदेशात् प्राक् एव उपासनात् भवति ॥

અસંખ્ય જન્મોના દૃઢઅભ્યાસથી કોઇના ઉપદેશવિનાજ દેહ, ઇંદ્રિય ને અંતઃકરણાદિમાં ક્ષણવારમાં વારવાર મનુષ્યને આત્માનો નિશ્ચય ઉત્પન્ન થાય છે, એવી રીતે જગતમાં સત્યપણાનો નિશ્ચય પણ કોઇના ઉપદેશવિના તેના મનમાં વારવાર ઉદય પામે છે, આ વિપરીતભાવના કહેવાય છે. તે વિપરીત-ભાવના બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતા કરવાથી નિવૃત્ત થાય છે. ચિત્તનું આ એકાગ્રપણું બ્રહ્મતત્ત્વના ઉપદેશની પૂર્વેજ સગુણબ્રહ્મમાં ચિત્તને સ્થિર કરવા-રૂપ ઉપાસનાથી થાય છે. ૧૦૩-૧૦૪

ઉપર જણાવેલા કારણથી ઉપનિષદોમાં ને વેદાંતદર્શનના ત્રીજા અધ્યાયમાં સગુણબ્રહ્મની ઉપાસનાઓ વર્ણવેલી છે એમ કહે છેઃ—

उपास्तयोऽत एवात्र ब्रह्मशास्त्रेऽपि चिंतिताः ।
प्रागनभ्यासिनः पश्चाद्ब्रह्माभ्यासेन तद्भवेत् ॥ १०५ ॥

अतः एव अत्र ब्रह्मशास्त्रे अपि उपास्तयः चिंतिताः, प्राक् अनभ्यासिनः पश्चात् ब्रह्माभ्यासेन तत् भवेत् ॥

સગુણબ્રહ્મની ઉપાસનાથી ચિત્ત એકાગ્ર થાય છે, આ કારણથીજ આ વેદાંતશાસ્ત્રમાં પણ સગુણબ્રહ્મની અનેક ઉપાસનાઓનો વિચાર કરેલો છે. જેમણે વેદાંતશાસ્ત્રના શ્રવણની પૂર્વે પૂર્વજન્મમાં કે આ જન્મમાં સગુણબ્રહ્મની ઉપાસનાનો અભ્યાસ કરેલો હોતો નથી તેમને બ્રહ્મતત્ત્વોપદેશ થયા પછી બ્રહ્માભ્યાસવડે ( વારંવાર બ્રહ્માકારવૃત્તિ કરવાવડે ) ચિત્તનું એકાગ્રપણું પ્રાપ્ત થાય છે. ૧૦૫

હવે બ્રહ્માભ્યાસનું સ્વરૂપ કહે છેઃ-

तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।
एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥ १०६ ॥

तच्चिंतनं, तत्कथनं, अन्योन्यं तत्प्रबोधनम् च एतदेकपरत्वं बुधाः ब्रह्माभ्यासं विदुः ॥

સદ્‌ગુરુના મુખથી સાંભળેલા બ્રહ્મના સ્વરૂપનું પવિત્ર ને એકાંતસ્થાનમાં બેસીને ધ્યાન કરવું, જિજ્ઞાસુ શ્રોતાઓની આગળ તેનું (બ્રહ્મસ્વરૂપનું) કથન એટલે પ્રવચન કરવું, અને બ્રહ્મજ્ઞાનમાં લગભગ સમાનસ્થિતિવાળા મોક્ષ-સાધકો મળે ત્યારે બોધની દૃઢતામાટે પરસ્પર બ્રહ્મનો ઉપદેશ કરવો, એવી રીતે સર્વદા કેવલ એક બ્રહ્મનેજ પરાયણ થઇ રહેવું તેને વિદ્વાનો (બ્રહ્મ-વેત્તાઓ) બ્રહ્માભ્યાસ જાણે છે. ૧૦૬

એક બ્રહ્મને પરાયણ કેવી રીતે થવું તેને સ્પષ્ટ કરવામાટે નીચેની શ્રુતિ ઉદાહરણરૂપે મૂકે છેઃ—

तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः ।
नानुध्यायाद्बहूञ्छब्दान्वाचो विग्लापनं हि तत् ॥ १०७ ॥

धीरः ब्राह्मणः तं एवं विज्ञाय प्रज्ञां कुर्वीत, बहून् शब्दान् न अनुध्यायात्, हि तत् वाचः विग्लापनम् ॥

પોતાની બુદ્ધિનું શબ્દાદિ વિષયોથી રક્ષણ કરનાર મુમુક્ષુ તે બ્રહ્મનેજ પરોક્ષરીતે જાણીને અથવા અદૃઢ અપરોક્ષરીતે જાણીને પોતાના ચિત્તને બ્રહ્મમાં એકાગ્ર કરે, અર્થાત્ અનાત્માકાર થતી વૃત્તિઓને રોકીને બ્રહ્માકાર-વૃત્તિઓનો પ્રવાહ ચલાવે. ઘણા શબ્દોને બોલે નહિ, અને ઘણા શબ્દોનુ ધ્યાન ન કરે, કેમકે બહુ શબ્દોનુ ધ્યાન કરવાથી મનને ક્લેશ થાય છે, અને ઘણા શબ્દોનું ઉચ્ચારણ કરવાથી વાણીને શ્રમ લાગે છે. ૧૦૭

ચિત્તના એકાગ્રપણાને પ્રતિપાદન કરનારી શ્રુતિ કહીને હવે ચિત્તના એકાગ્રપણાને પ્રતિપાદન કરનારી ભગવદ્‌ગીતારૂપ સ્મૃતિનુ વચન નીચે આપે છેઃ—

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ १०८ ॥

अनन्याः चिंतयंतः ये जनाः मां पर्युपासते, तेषां नित्याभियुक्तानां योगक्षेमं अहं वहामि ॥

મારામાં (પરમાત્મામાં) અનન્યભાવ રાખીને મારુ ચિંતન કરતા છતા જે મનુષ્યો મારી ઉત્તમપ્રકારની ઉપાસના કરે છે, તે નિત્ય મારામાં સર્વ-પ્રકારે જોડાયેલા મનુષ્યોના યોગને અને ક્ષેમને હું નભાવું છુ.

ભક્તને અન્નવસ્ત્રાદિ ઉપયોગી પદાર્થોની અને પરમાર્થનાં સાધનોની પ્રાપ્તિ

કરવી તે યોગ કહેવાય છે, અને તેમને પ્રાપ્ત થયેલાં અન્નવસ્ત્રાદિકનું ને પરમાર્થના સાધનોનું રક્ષણ કરવું તે ક્ષેમ કહેવાય છે. પરમાત્મધ્યાનપરાયણ પરમાત્માના અનન્યભક્તના યોગનું અને ક્ષેમનું પરમાત્મા વહન કરે છે એમ આ શ્લોકમા જણાવ્યું છે. ૧૦૮

ઉપર જણાવેલી શ્રુતિના અને સ્મૃતિના તાત્પર્યને કહે છેઃ—

इति श्रुतिस्मृती नित्यमात्मन्येकाग्रतां धियः ।
विधत्तो विपरीताया भावनायाः क्षयाय हि ॥ १०९ ॥

इति श्रुतिस्मृती विपरीतायाः भावनायाः क्षयाय हि आत्मनि नित्यं धियः एकाग्रतां विधत्तः ॥

ઉપર જણાવેલી શ્રુતિ તથા સ્મૃતિ મુમુક્ષુના અંતઃકરણમાં રહેલી વિપરીતભાવનાની નિવૃત્તિમાટેજ અંતરાત્મામાં નિરંતર બુદ્ધિના એકાગ્રપણાનું વિધાન કરે છે. ૧૦૯

સ્થૂલદેહાદિ આત્મા છે, અને જગત્ સત્ય છે, આવા નિશ્ચયને વિપરીતભાવના કહેવાનું કારણ કહે છે —

यद्यथा वर्तते तस्य तत्त्वं हित्वाऽन्यथात्वधीः ।
विपरीता भावना स्यात्पित्रादावरिधीर्यथा ॥ ११० ॥

यत् यथा वर्तते तस्य तत्त्वं हित्वा अन्यथात्वधीः विपरीता भावना स्यात्, यथा पित्रादौ अरिधीः ॥

જે વસ્તુ જેવી રીતની હોય છે તે વસ્તુના તેવા સ્વરૂપનો ત્યાગ કરીને તેમા બીજાપણાનો નિશ્ચય કરવો તે વિપરીતભાવના કહેવાય છે. જેવી રીતે પિતા ને માતા ઇત્યાદિ હિતેચ્છુમા શત્રુની બુદ્ધિ કરવી તે વિપરીતભાવના કહેવાય છે તેવી રીતે દેહાદિમા આત્માની ને જગત્મા સત્યપણાની બુદ્ધિ કરવી તે પણ વિપરીતભાવના કહેવાય છે

છીપમા રૂપાનો, દોરડીમા સર્પનો ને ઠુઠામાં લુટારાનો નિશ્ચય કરવો તે વિપરીતભાવના કહેવાય છે, કેમકે તેમા એક પ્રકારની વસ્તુમા બીજા પ્રકારની વસ્તુનો નિશ્ચય કરવામા આવે છે પિતા ને માતા ઇત્યાદિ હિત કરનાર સગાઓમા શત્રુનો નિશ્ચય કરવો એ પણ વિપરીતભાવના કહેવાય છે ૧૧૦

વિપરીતભાવનાનું ઉપર જણાવેલું લક્ષણ આત્મામા લાગુ કરી બતાવે છે —

आत्मा देहादिभिन्नोऽयं मिथ्या चेदं जगत् तयोः ।
देहाद्यात्मत्वसत्यत्वधीर्विपर्ययभावना ॥ १११ ॥

अयं आत्मा देहादिभिन्नः, च इदं जगत् मिथ्या, तयोः देहाद्यात्मत्वसत्यत्वधीः विपर्ययभावना ॥

આ આત્મા શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ આદિથી પૃથક્ છે, અને આ જગત્ મિથ્યા છે, આવી વાસ્તવિક સ્થિતિ છતાં પણ દેહ, ઇંદ્રિયો ને અંતઃકરણ આદિમાં આત્મપણાનો નિશ્ચય કરવો, અને જગતમાં સત્યપણાનો નિશ્ચય કરવો આ વિપરીતભાવના છે. ૧૧૧

એ વિપરીતભાવનાને દૂર કરવામાટે મુમુક્ષુએ આત્માનું દેહાદિથી પૃથક્પણું અને જગતનું મિથ્યાપણું નિરંતર ચિંતવવું જોઇએ એમ કહે છેઃ—

तत्त्वभावनया नश्येत्साऽतो देहातिरिक्तताम् ।
आत्मनो भावयेत्तद्वन्मिथ्यात्वं जगतोऽनिशम् ॥ ११२ ॥

सा तत्त्वभावनया नश्येत्, अतः आत्मनः देहातिरिक्ततां तद्वत् जगतः मिथ्यात्वं अनिशं भावयेत् ॥

દેહાદિમાં રહેલો આત્માનો નિશ્ચય અને જગત્‌મા રહેલો સત્યપણાનો નિશ્ચય એ રૂપ વિપરીતભાવના તેમના યથાર્થસ્વરૂપના ચિંતનવડે નાશ પામે છે, આ કારણથી મુમુક્ષુએ આત્માનુ દેહાદિથી પૃથક્પણું અને તેવી રીતે જગત્‌નું મિથ્યાપણું નિરંતર ચિંતવવું. ૧૧૨

જેમ જપાદિકમાં અમુક નિયમોના પાલનની અપેક્ષા છે તેમ બ્રહ્મભાવનામાં કોઇ પ્રકારના નિયમના પાલનની અપેક્ષા છે કે નહિ એવો પ્રશ્ન વાદી પૂછે છેઃ—

किं मंत्रजपवन्मूर्तिध्यानवद्वाऽऽत्मभेदधीः ।
जगन्मिथ्यात्वधीश्चात्र व्यावर्त्या स्यादुतान्यथा ॥ ११३ ॥

अत्र आत्मभेदधीः च जगन्मिथ्यात्वधीः मंत्रजपवत् किं वा मूर्तिध्यानवत् व्यावर्त्या स्यात् उत अन्यथा ? ॥

અહીં કહેલી દેહાદિકથી આત્માના ભિન્નપણાની ભાવના અને જગતના મિથ્યાપણાની ભાવના મંત્રના જપની પેઠે અથવા દેવની મૂર્તિના ધ્યાનની પેઠે નિયમપૂર્વક કરવી જોઇએ, અથવા લૌકિકવ્યવહારની પેઠે તેનાથી બીજે પ્રકારે એટલે નિયમવિના કરવી જોઇએ ? ૧૧૩

ઉપર જણાવેલી બંને પ્રકારની ભાવનાનું ફલ પ્રત્યક્ષ હોવાથી તે ભાવના કરવામાં કોઇ પણ પ્રકારના નિયમપાલનની અપેક્ષા નથી એમ જણાવે છેઃ—

अन्यथेति विजानीहि दृष्टार्थत्वेन भुक्तिवत् ।
बुभुक्षुर्जपवद्भुंक्ते न कश्चिन्नियतः क्वचित् ॥ ११४ ॥

भुक्तिवत् दृष्टार्थत्वेन अन्यथा इति विजानीहि, कश्चित् बुभुक्षुः जपवत् नियतः [ सन् ] क्वचित् न भुंक्ते ॥

ભોજનની પેઠે ઉપર જણાવેલી ભાવનાના પ્રત્યક્ષફલપણાવડે તે ભાવના કોઇ પણ પ્રકારના નિયમવિના કરવી એમ જાણો. કોઇ ભૂખ્યો માણસ જપની પેઠે કોઈ પણ પ્રકારના નિયમવાળો થઇને કદીપણુ ભોજન કરતો નથી, પણ ક્ષુધાની નિવૃત્તિ થાય તેવી રીતે ઇચ્છાપ્રમાણે ભોજન કરે છે.

ભોજન કરતી વેલા શાસ્ત્રમાં અમુકદિશાભણી મુખ રાખીને બેસવાનું કહ્યું છે, તથા પૂર્વાચમન ને ઉત્તરાચમન મન્ત્રપૂર્વક લેવાનું કહ્યું છે, તે પુણ્યસંપાદન કરવામાટે કહ્યું છે, ક્ષુધાની નિવૃત્તિ કરવામાટે કહ્યું નથી. જેમ દૃષ્ટફલવાળા ભોજનરૂપ કર્મમાં કોઇ પણ પ્રકારના નિયમપાલનની અપેક્ષા નથી તેમ આત્મા દેહાદિકથી ભિન્ન છે એવી ભાવના કરવામા અને જગતના મિથ્યાપણાની ભાવના કરવામા કોઇ પણ પ્રકારના નિયમપાલનની અપેક્ષા નથી, કેમકે તે ભાવનાનુ ફલ-શાસ્ત્રોક્ત પ્રયત્ન કરનારને પ્રત્યક્ષ થનારુ છે. ૧૧૪.

એ વિષયને વધારે સ્પષ્ટ કરે છેઃ—

अश्नाति वा न वाऽश्नाति भुंक्ते वा स्वेच्छयाऽन्यथा ।
येन केन प्रकारेण क्षुधामपनिनीषति ॥ ११५ ॥

अश्नाति वा न वा अश्नाति, वा अन्यथा स्वेच्छया भुंक्ते, [ एवं ] येन केन प्रकारेण क्षुधां अपनिनीषति ॥

ભૂખ્યો માણસ જો પોતાની પાસે અન્ન હોય તો તે ખાય છે, જો પોતાની પાસે અન્ન ન હોય વા તે બીજેથી ન મળી શકે તો બીજા કામમા રોકાઇ તે ખાતો નથી, અથવા જો પોતાની પાસે અન્ન હોય વા કોઇની પાસેથી મળે તો તે બેસીને, ઊભા રહીને, અથવા ચાલતા ચાલતાં પોતાની ઇચ્છાપ્રમાણે ભોજન કરે છે. એવી રીતે કોઇ પણ પ્રકારે તે ભૂખ્યો માણસ પોતાની ભૂખને દૂર કરવાની ઇચ્છા કરે છે.

જેમ ક્ષુધાની નિવૃત્તિમાં ભોજનની અપેક્ષા છે તેમ અજ્ઞાન આદિની નિવૃત્તિમાં ઉપર જણાવેલી ભાવનાની અપેક્ષા છે. બનેમાં કોઇ પણ પ્રકારના નિયમની અપેક્ષા નથી ૧૧૫

જપાદિકમાં તો નિયમની અપેક્ષા છે એમ જણાવે છેઃ—

नियमेन जपं कुर्यादकृतो प्रत्यवायतः ।
अन्यथाकरणेऽनर्थः स्वरवर्णविपर्ययात् ॥ ११६ ॥

नियमेन जपं कुर्यात्, अकृतौ प्रत्यवायतः, अन्यथाकरणे स्वरवर्णविपर्ययात् अनर्थः ॥

દ્વિજે શાસ્ત્રોક્ત નિયમપ્રમાણે જપ કરવો, કેમકે નિયમપૂર્વક જપ ન કરવાથી દ્વિજને દોષની પ્રાપ્તિ થાય છે. શાસ્ત્રે કહેલા નિયમથી બીજી રીતે જપ કરવામાં સ્વર અને અક્ષરના ઊલટાપણાથી કર્તાને દુઃખની પ્રાપ્તિ થાય છે.

ઇંદ્રને મારવામાટે વિશ્વરૂપના શવમાંથી એક પુરુષ ઉત્પન્ન કરવામાટે મંત્રજપમાં ત્વષ્ટાએ સ્વરની ભૂલ કરી તેથી તેમણે વિશ્વરૂપના શવમાંથી ઉપજાવેલા વૃત્રાસુરનો નાશ થયો, અને એક બ્રાહ્મણે સપ્તશતીના પાઠમાં અક્ષરનો દોષ કર્યો તેથી તેની સ્ત્રીઓ મરવા લાગી. એવી રીતે મંત્રજપમાં નિયમને અનુસરીને વર્તવાથી ઇચ્છિતનો લાભ થાય છે, અન્યથા પ્રત્યવાય વા અનર્થની પ્રાપ્તિ થાય છે. ૧૧૬

ભૂખની પેઠે વિપરીતભાવના પણ પ્રત્યક્ષ પીડા કરનારી હોવાથી કોઈ પણ પ્રકારે તેને નિવૃત્ત કરવી જોઇએ એમ કહે છેઃ-

**क्षुधेव दृष्टबाधाकृद्विपरीता च भावना ।**
**जेया केनाप्युपायेन नास्त्यत्रानुष्ठितेः क्रमः ॥ ११७ ॥**

च विपरीता भावना क्षुधा इव दृष्टबाधाकृत् [ अस्ति, अतः सा ] केन अपि उपायेन जेया, अत्र अनुष्ठितेः क्रमः न अस्ति ॥

આગળ જણાવેલી વિપરીતભાવના ભૂખની પેઠે મનુષ્યને પ્રત્યક્ષ પીડા કરનારી છે, આ કારણથી તે વિપરીતભાવના કોઈ પણ શાસ્ત્રોક્ત સાધનવડે જિતવાયોગ્ય છે. આમાં (આ વિપરીતભાવનાને દૂર કરવાના સાધનમાં) અનુષ્ઠાનનો ક્રમ નથી, અર્થાત અમુક નિયમે આ વિપરીતભાવનાની નિવૃત્તિના સાધનનું-નિદિધ્યાસનનું-અનુષ્ઠાન કરવું જોઇએ એવો આગ્રહ નથી. ૧૧૭

વિપરીતભાવનાને દૂર કરવાનો ઉપાય કહે છેઃ—

**उपायः पूर्वमेवोक्तस्तच्चिंताकथनादिकः ।**
**एतदेकपरत्वेऽपि निर्बंधो ध्यानवन्न हि ॥ ११८ ॥**

तच्चिंताकथनादिकः उपायः पूर्वं एव उक्तः, एतदेकपरत्वे अपि ध्यानवत् निर्बंधः न हि ॥

એકાંતસ્થલમાં તે બ્રહ્મનો વિચાર કરવો, અને તે બ્રહ્મનું જિજ્ઞાસુની આગળ નિરૂપણ કરવું ઇત્યાદિ વિપરીતભાવનાનો જય કરવાનાં સાધન પૂર્વેજ (આ પ્રકરણના ૧૦૬ઠ્ઠા શ્લોકમાંજ) કહેલા છે. બ્રહ્માભ્યાસમાં એક બ્રહ્મને-

हे शुभगुणयुक्त रामचंद्रजी ! मोटा सागरने पी जवाना करतां पण, सुमेरुपर्वतने मूळमांथी ऊपाडी लेवाना करतां पण, अने अग्निना भक्षणना करतां पण मननो निग्रह करवो ए अत्यंत कठण छे. १२१

हवे ध्यानना करतां ब्रह्माभ्यासनुं विलक्षणपणुं कहे छेः—

कथनादौ न निर्बंधः शृंखलाबद्धदेहवत् ।
किंत्वनंतेतिहासाद्यैर्विनोदो नाट्यवद्धियः ॥ १२२ ॥

शृंखलाबद्धदेहवत् कथनादौ निर्बंधः न, किंतु नाट्यवत् धियः अनंतेतिहासाद्यैः विनोदः ॥

बेडीथी बंधन पामेला शरीरनी पेठे ब्रह्मनुं अन्यनी आगळ कथन आदि करवामां ब्रह्माभ्यासी मनुष्यना मनने बंधन थतुं नथी, परंतु नाटक जोवानी पेठे ब्रह्माभ्यास करनारनी बुद्धिने अनेक प्राचीन कथाओ, लौकिक वातो, युक्तिओ अने दृष्टांतोवडे एक प्रकारनो आनंद थाय छे. १२२

प्राचीन कथाओ इत्यादिकना कथनवडे ब्रह्माभ्यासीना अंतःकरणने एक ब्रह्मपरायण करवामां अडचण थाय छे एम शंका थाय तो तेनुं समाधान करे छेः—

चिदेवात्मा जगन्मिथ्येत्यत्र पर्यवसानतः ।
निदिध्यासनविक्षेपो नेतिहासादिभिर्भवेत् ॥ १२३ ॥

चित् एव आत्मा, जगत् मिथ्या इति अत्र पर्यवसानतः इतिहासादिभिः निदिध्यासनविक्षेपः न भवेत् ॥

चेतनज आत्मा छे, अने प्रतीत थतुं आ जगत् मिथ्या छे, एवी रीतना सिद्धांतमां अहीं प्राचीनकथाओ आदिना कथनमां समाप्ति थवाथी प्राचीनकथाओना कथनादिवडे ब्रह्माभ्यासीना ब्रह्मपरायण थवारूप निदिध्यासनमां विक्षेप थतो नथी. १२३

प्राचीनकथाओ आदिना कथनवडे जो निदिध्यासनमां विक्षेप थतो नथी, तो खेड ने वेपार आदिवडे पण निदिध्यासनमां विक्षेप थवो न जोइए एम शंका थाय तो तेनुं समाधान करे छेः—

कृषिवाणिज्यसेवादौ काव्यतर्कादिकेषु च ।
विक्षिप्यते प्रवृत्त्या धीस्तैस्तत्त्वस्मृत्यसंभवात् ॥ १२४ ॥

कृषिवाणिज्यसेवादौ च काव्यतर्कादिकेषु प्रवृत्त्या धीः विक्षिप्यते, तैः तत्त्वस्मृत्यसंभवात् ॥

ખેડ, વેપાર અને સેવા આદિ વ્યાવહારિક ધંધાઓમાં અને કાવ્ય તથા તર્કશાસ્ત્ર આદિના અધ્યયનમાં પ્રવૃત્તિ કરવાથી ખેડ આદિ કરનારની અને કાવ્યાદિ ભણનારની બુદ્ધિ વિક્ષેપ પામે છે, કેમકે તેવી પ્રવૃત્તિઓવડે જગતમાં સત્યપણાનું ભાન થઇ બ્રહ્મસ્વરૂપના સ્મરણનો અસભવ થાય છે, પણ પૂર્વોક્ત નિદિધ્યાસનમાં તેમ થતું નથી. ૧૨૪

જેમ ખેડ આદિ કર્મો કરવામાં અને કાવ્યાદિ ભણવામાં બ્રહ્મસ્વરૂપનું વિસ્મરણ થાય છે તેમ ભોજનાદિ કરવામાં પણ બ્રહ્મસ્વરૂપનું વિસ્મરણ થવાનો સંભવ છે, તેથી ખેડ આદિકની પેઠે ભોજનાદિકનો પણ ત્યાગ કરવો જોઇએ એવી શકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

**अनुसंदधतैवात्र भोजनादौ प्रवर्तितुम् ।**

**शक्यतेऽत्यंतविक्षेपाभावादाशु पुनः स्मृतेः ॥ १२५ ॥**

अनुसंदधता एव अत्र भोजनादौ प्रवर्तितुं शक्यते, [कुतः ?] पुनः आशु स्मृतेः, अत्यंतविक्षेपाभावात् ॥

બ્રહ્મનું અનુસંધાન કરનાર બ્રહ્માભ્યાસી પુરુષવડેજ અહીં બ્રહ્માનુસંધાન કરતાં છતાં પણ ભોજનાદિમાં પ્રવૃત્તિ કરી શકાય છે, કેમકે ભોજનપછી શીઘ્ર બ્રહ્મનું સ્મરણ કરી શકાય છે, અને આ ભોજનાદિમાં અત્યંત વિક્ષેપનો અભાવ પણ છે. આમ હોવાથી ખેડ આદિની અને કાવ્યાદિના અધ્યયનની પેઠે ભોજનનો અને જલપાનાદિનો ત્યાગ કરવાની બ્રહ્માભ્યાસીને આવશ્યકતા રહેતી નથી. ૧૨૫

ભોજનાદિવેલા વિક્ષેપનો અભાવ ભલે હોય, પણ તે વેલા બ્રહ્મસ્વરૂપનું વિસ્મરણ થવાથી નિદિધ્યાસનનો પરિપાક કરી શકાશે નહિ એમ શકા થાય તો તેનું નિરાકરણ કરે છેઃ-

**तत्त्वविस्मृतिमात्रान्नानर्थः किंतु विपर्ययात् ।**

**विपर्येतुं न कालोऽस्ति झटिति स्मरतः क्वचित् ॥ १२६ ॥**

तत्त्वविस्मृतिमात्रात् अनर्थः न, किंतु विपर्ययात् [अनर्थः,] झटिति स्मरतः विपर्येतुं क्वचित् कालः न अस्ति ॥

માત્ર બ્રહ્મસ્વરૂપનું વિસ્મરણ થવાથી નિદિધ્યાસનના વિઘાતરૂપ હાનિ થતી નથી, પરંતુ દેહાદિ આત્મા છે, અને જગત્ સત્ય છે; આવી ભ્રાંતિથી નિદિધ્યાસનને હાનિ પહોંચે છે. ભોજનાદિની પછી તુરતજ બ્રહ્મનું સ્મરણ થવાથી ઉપર જણાવેલી વિપરીતભાવના કરવાને મુમુક્ષુને થોડો પણ સમય રહેતો નથી. ૧૨૬

જો ભોજનાદિમાં પ્રવૃત્તિ કરવાથી બ્રહ્મનું વિસ્મરણ થતું નથી, અને વિપરીતભાવના પણ થતી નથી, તો પછી આ નિયમ કાવ્યાદિ ભણવામાં શામાટે લાગુ કરવો નહિ એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

तत्त्वस्मृतेरवसरो नास्त्यन्याभ्यासशालिनः।

प्रत्युताभ्यासघातित्वाद्बलात्तत्त्वमुपेक्ष्यते ॥ १२७ ॥

अन्याभ्यासशालिनः तत्त्वस्मृतेः अवसरः न अस्ति, प्रत्युत अभ्यासघातित्वात् बलात् तत्त्वं उपेक्ष्यते ॥

કાવ્યનો અને તર્કાદિ અન્ય શાસ્ત્રોનો અભ્યાસ કરનારા પુરુષોને બ્રહ્મસ્વરૂપનું સ્મરણ કરવાનો અવકાશજ મળતો નથી, અને તે કાવ્યતર્કાદિનો અભ્યાસ ઊલટો બ્રહ્માભ્યાસના ઘાતકપણાથી બળાત્કારે બ્રહ્મતત્ત્વની ઉપેક્ષા કરાવે છે, અર્થાત્ તર્કાદિ શાસ્ત્રનો અભ્યાસ કરતી વેળા જો બ્રહ્મનું સ્મરણ થાય તો તે શાસ્ત્રનો અભ્યાસ બ્રહ્મના સ્મરણને ભૂલાવી દે છે. ૧૨૭

બ્રહ્મસ્વરૂપના ચિંતનનો વિરોધી વાણીનો સર્વ વ્યવહાર ત્યજવાયોગ્ય છે એમ શ્રુતિનું પ્રમાણ આપીને કહે છેઃ—

तमेवैकं विजानीथ ह्यन्या वाचो विमुंचथ।

इति श्रुतं तथाऽन्यत्र वाचो विग्लापनं त्विति ॥ १२८ ॥

तं एव एकं विजानीथ, हि अन्याः वाचः विमुंचथ इति, तथा अन्यत्र तु वाचः विग्लापनं इति श्रुतम् ॥

તેજ એક અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને જાણ, અને અન્ય વાણીઓનો પરિત્યાગ કર એવી રીતે; અને તેજ પ્રમાણે બીજી શ્રુતિમાં પણ બ્રહ્મથી અભિન્ન આત્માથી અન્ય ભાષણ વાણીને શ્રમ આપનારૂં છે એમ સાંભળ્યું છે. ૧૨૮

ભોજનાદિની પેઠે તર્કશાસ્ત્રાદિનું અધ્યયન કરવામાં કાંઇ અડચણ નથી, એવો દુરાગ્રહ રાખનારને ગ્રંથકાર નીચે પ્રમાણે કહે છે—

आहारादि त्यजन्नैव जीवेच्छास्त्रान्तरं त्यजन्।

किं न जीवसि येनेवं करोष्यत्र दुराग्रहम् ॥ १२९ ॥

आहारादि त्यजन् न एव जीवेत्, शास्त्रान्तरं त्यजन् [ त्वं ] न जीवसि किं? येन अत्र एवं दुराग्रहं करोषि? ॥

ભોજનાદિનો ત્યાગ કરવાથી મનુષ્ય નથીજ જીવી શકતો, પણ વેદાંતથી

ભિન્ન ભેદવાદનું પ્રતિપાદન કરનાર શાસ્ત્રનો ત્યાગ કરવાથી તું જીવી શકતો નથી શું ? કે જેથી અન્ય શાસ્ત્રના અધ્યયનમાં તું આવો દુરાગ્રહ કરે છે ? ૧૨૯

જો અન્ય વ્યવહાર બ્રહ્મજ્ઞાનનો વિરોધી હોય તો જનકાદિ બ્રહ્મવેત્તાઓ રાજ્યપાલનમાં કેવી રીતે પ્રવૃત્ત થઇ શકયા એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

जनकादेः कथं राज्यमिति चेद्दृढबोधतः ।
तथा तवापि चेत्तर्कं पठ यद्वा कृषिं कुरु ॥ १३० ॥

जनकादेः राज्यं कथं इति चेत् दृढबोधतः तथा तव अपि चेत् तर्कं पठ यद्वा कृषिं कुरु ॥

જો વેદાંતશ્રવણાદિથી અન્ય પ્રવૃત્તિ બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિની વિરોધી હોય તો જનકાદિથી રાજ્ય કેવી રીતે કરી શકાયુ એમ જો તમે પૂછતા હો તો અમે તમને કહીએ છીએ કે તેમને બ્રહ્મનું દૃઢ જ્ઞાન થયેલું હોવાથી તેઓ રાજ્ય કરી શકયા હતા, અને તેમની પ્રવૃત્તિ તેમના બ્રહ્મજ્ઞાનમાં વિરોધી થઇ શકી નહોતી. જો તમને પણ તેવી રીતે બ્રહ્મનું દૃઢજ્ઞાન થયું હોય તો તમે પણ તર્કશાસ્ત્ર ભણો, અથવા ખેડ કરો, તેથી તમારા બ્રહ્મજ્ઞાનને હાનિ નહિ થાય. ૧૩૦

સંસાર મિથ્યા છે એમ જાણનારા બ્રહ્મજ્ઞાનીની સંસારમાં કેવી રીતે પ્રવૃત્તિ થઇ શકશે એમ જો તમે પૂછતા હો તો તેનુ ઉત્તર સાંભળો:—

मिथ्यात्ववासनादार्ढ्ये प्रारब्धक्षयकांक्षया ।
अक्लिश्यंतः प्रवर्तंते स्वस्वकर्मानुसारतः ॥ १३१ ॥

मिथ्यात्ववासनादार्ढ्ये [ सति ] प्रारब्धक्षयकांक्षया अक्लिश्यंतः स्वस्वकर्मानुसारतः प्रवर्तंते ॥

સંસારના મિથ્યાપણાની વાસનાનું દૃઢપણું થયા છતાં પણ પ્રાપ્ત વિષયના ભોગવડે પોતાના પ્રારબ્ધકર્મના ક્ષયની ઇચ્છાવડે કોઇ પણ પ્રકારે કલેશ નહિ પામતા છતા તે બ્રહ્મવેત્તાઓ પોતપોતાના પ્રારબ્ધકર્માનુસાર પ્રવૃત્તિ કરે છે. તેઓ દેહાદિમાં આત્મબુદ્ધિ રાખતા નથી, અને સંસારમાં સત્યપણાની બુદ્ધિ રાખતા નથી. નાટકના પાત્રની પેઠે માત્ર કૃત્રિમ આસ્થા (ઉપર ટપકે સત્યપણાની બુદ્ધિ) રાખીને તેઓ પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલો પોતપોતાનો વ્યવહાર ચલાવે છે. ૧૩૧

જો એમ હોય તો પછી બ્રહ્મજ્ઞાનીની અનુચિત કર્મમાં પણ પ્રવૃત્તિ થશે એમ જો તમે કહો તો તેનું અમે નીચે પ્રમાણે સમાધાન કરીએ છીએ:—

ઉપરના દષ્ટાંતમાં કહેલી રીતે બ્રહ્મજ્ઞાની પોતાના પ્રારબ્ધકર્મનું ફલ અતવાળુ છે એમ સમજીને ધૈર્યથી પોતાના પ્રારબ્ધકર્મના ફલને ભોગવે છે, અને બીજો અજ્ઞાની મનુષ્ય પ્રારબ્ધકર્મના ફલરૂપ ભોગથી મુંઝાઇ જાય છે. કોઇ પ્રતમાં दीनधीः ને સ્થાને मूढधीः એવો પાઠ પણ જોવામાં આવે છે. ૧૩૪

હવે આ પ્રકરણના પહેલા શ્લોકરૂપે જ્ઞાનીની તૃપ્તિનું પ્રતિપાદન કરવા-માટે ગ્રહણ કરેલી શ્રુતિના ઉત્તરાર્ધનું વ્યાખ્યાન આરંભે છેઃ—

**साक्षात्कृतात्मधीः सम्यगविपर्ययबाधितः ।**
**किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥१३५॥**

सम्यक् साक्षात्कृतात्मधीः [ च ] अविपर्ययबाधितः किं इच्छन् कस्य कामाय शरीरं अनुसंज्वरेत् ? ॥

જેમને યથાર્થરીતે આત્માનો સાક્ષાત્કાર થયો છે એવી બુદ્ધિવાળા અને જેઓ વિપરીતભાવનાથી પરાભવ પામેલા નથી એવા આત્મજ્ઞાની જેઓ ભોગ્યને અને ભોક્તાને કલ્પિત જાણે છે તેઓ કઇ મિથ્યાવસ્તુને ઇચ્છતા છતા કયા મિથ્યા ભોક્તાના કલ્પિત ભોગમાટે શરીરની પછવાડે પરિતાપ પામે? ૧૩૫

ઉપર જણાવેલી શ્રુતિના તાત્પર્યને જણાવે છેઃ—

**जगन्मिथ्यात्वधीभावादाक्षिप्तौ काम्यकामुकौ ।**
**तयोरभावे संतापः शाम्येन्निःस्नेहदीपवत् ॥ १३६॥**

जगन्मिथ्यात्वधीभावात् काम्यकामुकौ आक्षिप्तौ [ स्तः च ] तयोः अभावे संतापः निःस्नेहदीपवत् शाम्येत् ॥

જગતના મિથ્યાપણાની બુદ્ધિની પ્રાપ્તિ થવાથી જ્યારે કામના કરવા-યોગ્ય વસ્તુ અને તે વસ્તુની કામના કરનાર ભોક્તા આ બંનેને મિથ્યા ગણીને ફેંકી દેવામા આવે છે ત્યારે ભોગ્ય અને ભોક્તાના અભાવમાં મનનો પરિતાપ તેલરહિત દીવાની પેઠે શાંત થઇ જાય છે. ૧૩૬

કામ્ય વસ્તુના અભાવથી કામનાનો અભાવ થાય છે એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

**गंधर्वपत्तने किंचिन्नेंद्रजालिकनिर्मितम्[1] ।**
**जानन्कामयते किंतु जिहासति हसन्निदम् ॥ १३७ ॥**

गंधर्वपत्तने इदं ऐंद्रजालिकनिर्मितं [ इति ] जानन् किंचित् न कामयते; किंतु हसन् [ सन् ] जिहासति ॥

૧ કેટલાક વિદ્વાનો અહીં निर्मितं એવો પાઠ માને છે.

'માયાવીએ પોતાની માયાવડે નિર્માણ કરેલા કોઇ ગન્ધર્વનગરમાં આ સર્વ પદાર્થો માયાવીએ પોતાની માયાવડે ઉત્પન્ન કરેલા છે એમ જાણનારો પુરુષ તેમાંના કોઇ પદાર્થની ઇચ્છા કરતો નથી, પરંતુ તે પદાર્થોને જોઇને હસતો છતો તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે. ૧૩૭

ઉપરના દૃષ્ટાંતને સિદ્ધાંતની સાથે જોડે છેઃ—

**आपातरमणीयेषु भोगेष्वेवं विचारवान् ।**

**नानुरज्यति किंत्वेतान्दोषदृष्ट्या जिहासति ॥ १३८ ॥**

एवं आपातरमणीयेषु भोगेषु विचारवान् न अनुरज्यति, किंतु दोषदृष्ट्या एतान् जिहासति ॥

ઉપરના દૃષ્ટાંતમાં જણાવેલી રીતે; અવિચારથી રમણીય લાગનારા ભોગોમાં આ સર્વ ભોગો મિથ્યા છે એવા સ્થિર વિચારવાળો પુરુષ અનુરાગ પામતો નથી, પરંતુ દોષદૃષ્ટિવડે ( આ સર્વ ભોગો મિથ્યા, કુત્સિત અને દુઃખદ છે એવા દોષદર્શનવડે ) એ સર્વ ભોગોને ત્યજવાની ઇચ્છા કરે છે. ૧૩૮

મુમુક્ષુએ ભોગના સાધનરૂપ દ્રવ્યમાં રહેલા દોષનું દર્શન કેવી રીતે કરવું તે પ્રથમ જણાવે છેઃ—

**अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।**

**नाशे दुःखं व्यये दुःखं धिगर्थान्क्लेशकारिणः ॥ १३९ ॥**

अर्थानां अर्जने क्लेशः, तथा एव परिपालने [क्लेशः,] नाशे दुःखं, व्यये दुःखं, क्लेशकारिणः अर्थान् धिक् ॥

વિવિધ દ્રવ્યોને મેળવવામાં કલેશ રહેલો છે, અને તેવીજ રીતે તેનું રક્ષણ કરવામાં પણ કલેશ રહેલો છે, વળી તેના નાશમાં પણ કલેશ રહેલો છે, અર્થાત્ તેનો નાશ થવાથી મનુષ્યને દુઃખ થાય છે, અને વાપરવામાં પણ દુઃખાનુભવ થાય છે, આ કારણથી કલેશ ઉપજાવનારાં દ્રવ્યોને અને તેવડે પ્રાપ્ત થનારા ભોગોને ધિક્કાર હો એમ વિવેકીઓ કહે છે. ૧૩૯

હવે મુમુક્ષુપુરુષમાટે સ્ત્રીરૂપ વિષયનું કુત્સિતપણું જણાવે છેઃ—

**मांसपांचालिकायास्तु यंत्रलोलेऽगपंजरे ।**

**स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥ १४० ॥**

स्नाय्वस्थिग्रंथिशालिन्याः तु मांसपांचालिकायाः स्त्रियाः यंत्रलोले अंगपंजरे किं शोभनं इव ? ॥

માયાવીએ પોતાની માયાવડે નિર્માણ કરેલા કોઇ ગધર્વનગરમાં આ સર્વ પદાર્થો માયાવીએ પોતાની માયાવડે ઉત્પન્ન કરેલા છે એમ જાણનારો પુરુષ તેમાંના કોઇ પદાર્થની ઇચ્છા કરતો નથી, પરંતુ તે પદાર્થોને જોઇને હસતો છતો તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરે છે. ૧૩૭

ઉપરના દ્દષ્ટાંતને સિદ્ધાંતની સાથે જોડે છેઃ-

**आपातरमणीयेषु भोगेष्वेवं विचारवान् ।**

**नानुरज्यति किंत्वेतान्दोषदृष्ट्या जिहासति ॥ १३८ ॥**

एवं आपातरमणीयेषु भोगेषु विचारवान् न अनुरज्यति, किंतु दोषदृष्ट्या एतान् जिहासति ॥

ઉપરના દ્દષ્ટાંતમાં જણાવેલી રીતે અવિચારથી રમણીય લાગનારા ભોગોમાં આ સર્વ ભોગો મિથ્યા છે એવા સ્થિર વિચારવાળો પુરુષ અનુરાગ પામતો નથી, પરતુ દોષદ્દષ્ટિવડે ( આ સર્વ ભોગો મિથ્યા, કુત્સિત અને દુઃખદ છે એવા દોષદર્શનવડે ) એ સર્વ ભોગોને ત્યજવાની ઇચ્છા કરે છે. ૧૩૮

મુમુક્ષુએ ભોગના સાધનરૂપ દ્રવ્યમા રહેલા દોષનુ દર્શન કેવી રીતે કરવું તે પ્રથમ જણાવે છેઃ—

**अर्थानामर्जने क्लेशस्तथैव परिपालने ।**

**नाशे दुःखं व्यये दुःखं धिगर्थान्क्लेशकारिणः ॥ १३९ ॥**

अर्थानां अर्जने क्लेशः, तथा एव परिपालने [क्लेशः,] नाशे दुःखं, व्यये दुःखं, क्लेशकारिणः अर्थान् धिक् ॥

વિવિધ દ્રવ્યોને મેળવવામાં ક્લેશ રહેલો છે, અને તેવીજ રીતે તેનું રક્ષણ કરવામાં પણ ક્લેશ રહેલો છે, વળી તેના નાશમાં પણ ક્લેશ રહેલો છે, અર્થાત્ તેનો નાશ થવાથી મનુષ્યને દુઃખ થાય છે, અને વાપરવામાં પણ દુઃખાનુભવ થાય છે, આ કારણથી ક્લેશ ઉપજાવનારાં દ્રવ્યોને અને તેવડે પ્રાપ્ત થનારા ભોગોને ધિક્કાર હો એમ વિવેકીઓ કહે છે. ૧૩૯

હવે મુમુક્ષુપુરુષમાટે સ્ત્રીરૂપ વિષયનુ કુત્સિતપણું જણાવે છેઃ—

**मांसपांचालिकायास्तु यंत्रलोलेऽगपंजरे ।**

**स्नाय्वस्थिग्रंथिशालिन्याः स्त्रियाः किमिव शोभनम् ॥ १४० ॥**

स्नाय्वस्थिग्रंथिशालिन्याः तु मांसपांचालिकायाः स्त्रियाः यंत्रलोले अंगपंजरे किं शोभनं इव ? ॥

સ્નાયુ, હાડકાં ને સ્તનાદિરૂપ ગાંઠોવાળી પ્રસિદ્ધ માંસની પુતળીરૂપ સ્ત્રીના બાજીગરની લાકડાની પુતળીજેવા ચપલશરીરરૂપ પિંજરામાં શું શોભાવાળું છે? અર્થાત્ શાસ્ત્રોક્ત દૃષ્ટિએ વિચાર કરતાં તેમાં કાંઇ પણ શોભાવાળું જણાતું નથી.

અહીં પુરુષને ઉદ્દેશીને સ્ત્રીના શરીરમાં દોષદર્શન કરાયુ છે, જિજ્ઞાસુ સ્ત્રીએ વિરાગની પ્રાપ્તિમાટે એવી રીતે પુરુષના શરીરમાં દોષદર્શન કરવું જોઇએ. ૧૪૦

ભોગ્ય વિષયોમાં શાસ્ત્રે જે દોષો કહેલા છે તે વિચારીને મનુષ્યે ભોગ્ય વિષયોમાં નિમગ્ન ન થવું જોઇએ એમ કહે છેઃ—

**एवमादिषु शास्त्रेषु दोषाः सम्यक् प्रपंचिताः ।**
**विमृशन्ननिशं तानि कथं दुःखेषु मज्जति ॥ १४१ ॥**

एवमादिषु शास्त्रेषु दोषाः सम्यक् प्रपंचिताः, तानि अनिशं विमृशन् दुःखेषु कथं मज्जति ? ॥

ઉપર જણાવેલાં વચનોમાં અને વિષયોમાં રહેલા દોષો જણાવનારાં બીજા શાસ્ત્રોમાં વિષયોમાં રહેલા દોષો સ્પષ્ટપણે વર્ણવેલા છે, તે વચનોનો નિરંતર વિચાર કરનારો પુરુષ વિષયાનુરાગથી ઉપજનારાં દુઃખોમાં કેવી રીતે ડુબી જાય ? અર્થાત્ નજ ડુબે. ૧૪૧

વિષયોમાં દોષ જોનારા વિવેકી પુરુષને વિષયસેવનની ઇચ્છા થતી નથી એ વાત યુક્તિસહિત દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

**क्षुधया पीड्यमानोऽपि न विषं ह्यत्तुमिच्छति ।**
**मिष्टान्नध्वस्ततृड् जानन्नामूढस्तज्जिघत्सति ॥ १४२ ॥**

क्षुधया पीड्यमानः अपि विषं अत्तुं न इच्छति हि, मिष्टान्नध्वस्ततृड् अमूढः जानन् तत् न जिघत्सति ॥

ભૂખવડે પીડા પામનારો મનુષ્ય પણ ઝેર ખાવાની ઇચ્છા કરતો નથી આ વાત લોકમાં પ્રસિદ્ધ છે, તો પછી મિષ્ટાન્નભોજનથી જેની ભૂખ નિવૃત્ત થઇ ગઇ છે એવો વિવેકી પુરુષ તે ઝેરને જાણતો છતો તે ખાવાને ઇચ્છતો નથી એમાં શું કહેવું ? ૧૪૨

પ્રારબ્ધકર્મના પ્રબલપણાને લીધે બ્રહ્મવેત્તાને જો વિષયભોગની ઇચ્છા થાય તો તેઓ કેવી રીતે વિષયસેવનમાં પ્રવૃત્ત થાય છે તે કહે છેઃ—

**प्रारब्धकर्मप्राबल्याद्‌ भोगेष्विच्छा भवेद्यदि ।**
**क्लिश्यन्नेव तदाप्येष भुंक्ते विष्टिगृहीतवत् ॥ १४३ ॥**

यदि प्रारब्धकर्मप्राबल्यात् भोगेषु इच्छा भवेत्, तदा अपि एषः विष्टिगृहीतवत् विलश्यन् एव भुंक्ते ॥

જો પ્રારબ્ધકર્મના પ્રબલપણાથી બ્રહ્મવેત્તાને વિષયોના સેવનમાં ઇચ્છા થાય તોપણ આ બ્રહ્મવેત્તા પુરુષ રાજાએ વેઠે પકડેલા મનુષ્યની પેઠે અંતઃકરણમાં ક્લેશ પામતા છતાજ પ્રાપ્ત વિષયને ભોગવે છે, પણ તે વિષયસેવનમાં અજ્ઞાનીની પેઠે તેમને ઉત્સાહ પ્રકટતો નથી. ૧૪૩

ઉપર જણાવેલી વાતને સિદ્ધ કરવામાટે ગૃહસ્થ બ્રહ્મવેત્તાનો વિચાર જણાવે છેઃ—

भुंजानाना अपि बुधाः श्रद्धावंतः कुटुंबिनः।
नाद्यापि कर्म नश्छिन्नमिति क्लिश्यंति संततम् ॥१४४॥

श्रद्धावंतः कुटुंबिनः बुधाः भुंजानानाः अपि नः कर्म अद्य अपि न छिन्नं इति संततं क्लिश्यंति ॥

વેદાદિ શાસ્ત્રમાં ને પોતાના સદ્‌ગુરુએ કરેલા બ્રહ્મોપદેશમાં શ્રદ્ધા રાખનારા અને શાસ્ત્રાનુસાર પોતાના ગૃહસ્થાશ્રમનું પાલન કરનારા બ્રહ્મવેત્તાઓ પોતાને પ્રાપ્ત થયેલા વિષયોને ભોગવતા છતા પણ "અમારું પ્રારબ્ધકર્મ હજી પણ નાશ પામ્યું નહિ" એમ નિરંતર ક્લેશ પામે છે, પણ વિષયોની પ્રાપ્તિવડે મૂઢ મનુષ્યોની પેઠે આનંદી થતા નથી. ૧૪૪

બ્રહ્મવેત્તાને થતો એ ક્લેશ સંસારસંબંધી નથી, પણ પોતાના અંતઃકરણમાં ઉપજેલા વૈરાગ્યને લઇને એ ક્લેશ થાય છે એમ જણાવે છેઃ—

नायं क्लेशोऽत्र संसारतापः किंतु विरक्तता।
भ्रांतिज्ञाननिदानो हि तापः सांसारिकः स्मृतः ॥१४५॥

अयं क्लेशः संसारतापः न, किंतु अत्र विरक्तता [अस्ति,] हि सांसारिकः तापः भ्रांतिज्ञाननिदानः स्मृतः ॥

બ્રહ્મવેત્તાના હૃદયમાં થતો પૂર્વોક્ત ક્લેશ સંસારના તાપરૂપ નથી, પણ આ સંસારમાં રાગરહિતપણારૂપ છે, કેમકે સંસારના સબંધવાળો પરિતાપ વિપરીતજ્ઞાનરૂપ કારણવાળો શાસ્ત્રમાં કહ્યો છે. બ્રહ્મવેત્તાને થતો ઉપર જણાવેલો ક્લેશ ભ્રાંતિજ્ઞાનરૂપ કારણવાળો નથી. ૧૪૫

બ્રહ્મવેત્તાના પૂર્વોક્ત ક્લેશનું કારણ વિવેક છે, પણ ભ્રાંતિજ્ઞાન નથી, એમ નીચેના શ્લોકવડે સ્પષ્ટ કરે છેઃ—

विवेकेन परिक्लिश्यन्नल्पभोगेन तृप्यति।
अन्यथाऽनंतभोगेऽपि नैव तृप्यति कर्हिचित् ॥१४६॥

विवेकेन परिक्लिश्यन् [ पुरुषः ] अल्पभोगेन तृप्यति, अन्यथा अनंतभोगे अपि [ सः ] कर्हिचित् न तृप्यति एव ॥

નિત્ય વસ્તુની ને અનિત્ય વસ્તુની સમજરૂપ વિવેકવડે અનિત્ય ને પરિતાપક જણાતા વિષયોના ભોગમા અત્યત ખેદ પામતો છતો વિવેકી પુરુષ, થોડા ભોગવડે પણ સતોષ પામે છે વિવેકવિના અનત ભોગો પ્રાપ્ત થાય તો પણ તેમા તે કદીપણુ સતોષ પામતો નથીજ ૧૪૬

વિષયસેવનવડે મનુષ્યની વિષયેચ્છા શાત થતી નથી એમ, મનુસ્મૃતિના વચનવડે જણાવે છે —

न जातु कामः कामानामुपभोगेन शाम्यति ।
हविषा कृष्णवर्त्मैव भूय एवाभिवर्धते ॥ १४७ ॥

कामः कामानां उपभोगेन जातु न शाम्यति, [ किंतु ] हविषा, कृष्णवर्त्मा इव भूयः एव अभिवर्धते ॥

વિષયોની તૃષ્ણા વિષયોના સેવનવડે કદીપણુ શાત થતી નથી, પરતુ ઘૃતાદિરૂપ હવિષ્‌વડે અગ્નિની પેઠે તે અતિશયજ વૃદ્ધિ પામે છે ૧૪૭

વિષયોનુ દુષ્ટ સ્વરૂપ સારી રીતે સમજીને પછી જો વિવેકપૂર્વક તેનો ઉપભોગ કરવામા આવે તો થોડા ભોગથી મનુષ્યનુ મન સતોષ પામે છે એમ દૃષ્ટાત આપીને સ્પષ્ટ કરે છે.—

परिज्ञायोपभुक्तो हि भोगो भवति तुष्टये ।
विज्ञाय सेवितश्चोरो मैत्रीमेति न चोरताम् ॥ १४८ ॥

हि विज्ञाय सेवितः चोरः मैत्रीं एति, चोरता न, [ तथा ] परिज्ञाय उपभुक्तः भोगः तुष्टये भवति ॥

જેવી રીતે આ ચોર છે એમ સારી રીતે ઓળખીને સેવેલો ચોર સેવનાર મનુષ્યની મૈત્રીને પામે છે, પણ ચોરપણાને પામતો નથી, અર્થાત્, તેની સાથે તે ચોરની પેઠે વર્તતો નથી, તેવી રીતે સારી રીતે ઓળખીને અર્થાત્ આ વિષયનુ આવુ અપકારક સ્વરૂપ છે, અને આટલા પ્રયત્નવડે તે પ્રાપ્ત થાય છે, આવા વિવેકવડે ભોગવેલો ભોગ ભોક્તાના સતોષને માટે થાય છે, પણ તૃષ્ણાને વધારનારો થતો નથી ૧૪૮

થોડા ભોગવડે વિવેકીના મનને કેવી રીતે સતોષ થાય છે તે જણાવે છે —

मनसो निगृहीतस्य लीलाभोगोऽल्पकोऽपि यः ।
तमेवालब्धविस्तारं क्लिष्टत्वाद्बहु मन्यते ॥ १४९ ॥

निगृहीतस्य मनसः अल्पकः अपि यः लीलाभोग अलब्धविस्तारं एवं क्लिष्टत्वात् बहु मन्यते ॥

નિદિધ્યાસનવડે વશ કરેલા મનને જે થોડો પણ વિનોદરૂપ ભોગ પ્રાપ્ત થયો હોય તે ભોગ તૃષ્ણારૂપે વિસ્તાર નહિ પામેલો પણ મનને ક્લેશરૂપ જણાવાથી તે તેને ઘણો માને છે. એવી રીતે વશ કરેલા મનવડે જે અલ્પ ભોગ ભોગવવામાં આવે છે તે અલ્પભોગ વિષયતૃષ્ણાને વધારનારો થતો નથી, પણ મનને સંતોષ આપનારો થાય છે. ૧૪૯

વશ કરેલા મનને થોડા ભોગથી પણ સંતોષ થાય છે એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

बद्धमुक्तो महीपालो ग्राममात्रेण तुष्यति ।
परैर्न बद्धो नाक्रांतो न राष्ट्रं बहु मन्यते ॥ १५० ॥

बद्धमुक्तः महीपालः ग्राममात्रेण तुष्यति; [ किंतु ] परैः न बद्धः, न आक्रांतः राष्ट्रं [ अपि ] बहु न मन्यते ॥

જે રાજાને પૂર્વે તેના શત્રુએ બંધનમાં નાંખીને પછી મોકળો કર્યો હોય તે રાજા તેને જિતનાર રાજાએ પાછા આપેલા માત્ર એક ગામવડેજ સંતોષ પામે છે, પરંતુ શત્રુઓવડે જે રાજા બંધન પામેલો નથી, અને જેને શત્રુઓએ સર્વબાજુથી ઘેરી તાબામાં લીધો નથી, તે રાજા વિસ્તારવાળા પોતાના દેશને પણ ઘણો માનતો નથી. કોઇ પુસ્તકમાં परैर्न बद्धोને સ્થાને परैरबद्धो એવું પાઠાંતર જોવામાં આવે છે. ૧૫૦

જેના અંતઃકરણમાં વિવેકજ્ઞાન ઉત્પન્ન થયું હોય એવા પુરુષના અંતઃકરણમાં તેમનું પ્રારબ્ધકર્મ વિષયેચ્છા ઉપજાવી શકે નહિ એવી પૂર્વપક્ષી શંકા કરે છેઃ—

विवेके जाग्रति सति दोपदर्शनलक्षणे ।
कथमारब्धकमापि भोगेच्छां जनयिष्यति ॥ १५१ ॥

दोपदर्शनलक्षणे विवेके जाग्रति सति आरब्धकर्म अपि भोगेच्छां कथं जनयिष्यति ? ॥

વિષયોમાં દોષદૃષ્ટિરૂપ લક્ષણવાળો વિવેક મનમાં જાગ્રત્ છતાં એ વિવેકીનું પ્રારબ્ધકર્મ પણ તેમના મનમાં વિષયની ઇચ્છા કેવી રીતે ઉત્પન્ન કરી શકશે ? અર્થાત્ વિષયેચ્છા નહિ ઉત્પન્ન કરી શકે. ૧૫૧

ઉપર જણાવેલી પૂર્વપક્ષીની શંકાનું સમાધાન કરે છેઃ—

नैष दोषो यतोऽनेकविधं प्रारब्धमीक्ष्यते ।
इच्छाऽनिच्छा परेच्छा च प्रारब्धं त्रिविधं स्मृतम् ॥ १५२ ॥

एषः दोषः न, यतः अनेकविधं प्रारब्धं ईक्ष्यते, इच्छा, अनिच्छा च परेच्छा [ इति ] त्रिविधं प्रारब्धं स्मृतम् ॥

તમે કહેલો આ દોષ અમારા સિદ્ધાંતમાં સંભવતો નથી, કેમકે ઘણા પ્રકારનું પ્રારબ્ધકર્મ જોવામાં આવે છે. મનુષ્યમાં ઇચ્છા ઉપજાવી પ્રવૃત્તિ કરાવી ભોગ આપનારું, મનુષ્યની ઇચ્છાવિના પ્રવૃત્તિ કરાવી ભોગ આપનારું, અને બીજાની ઇચ્છાથી પ્રવૃત્તિ કરાવી ભોગ આપનારું એમ ત્રણ પ્રકારનું પ્રારબ્ધકર્મ શાસ્ત્રમાં કહેલું છે, માત્ર એક પ્રકારનું એટલે મનુષ્યમાં ઇચ્છા ઉપજાવી પ્રવૃત્તિ કરાવી ભોગ આપનારું પ્રારબ્ધકર્મ શાસ્ત્રમાં કહ્યું નથી. ૧૫૨

ભોક્તાની ઇચ્છાવડે ભોગ આપનારા મહાપ્રારબ્ધકર્મને કહે છે:—

**अपथ्यसेविनश्चोरा राजदाररता अपि ।**
**जानंत इव स्वानर्थमिच्छंत्यारब्धकर्मतः ॥ १५३ ॥**

अपथ्यसेविनः चोराः राजदाररताः अपि स्वानर्थं जानंतः इव आरब्धकर्मतः इच्छन्ति ॥

રોગ ઉપજાવનારા અથવા રોગની વૃદ્ધિ કરનારા અહિતકર આહારનું સેવન કરનારાઓ, પારકા ઘરમાં ગુપ્ત રીતે પ્રવેશ કરીને તેના ધનની ચોરી કરનારા ચોરો અને રાજાની સ્ત્રીઓમાં પ્રીતિ રાખનારાઓ પ્રકટપણે પોતપોતાના ભૂલભરેલા કર્મનું દુઃખદ પરિણામ જાણ્યા છતાં પણ પોતપોતાના મહાપ્રારબ્ધકર્મથી અપથ્યસેવનને, ચોરીને અને રાજાની સ્ત્રીઓની પ્રીતિને ઇચ્છે છે. આ પોતાની ઇચ્છાવડે પ્રવૃત્તિ કરાવી દુઃખરૂપ ભોગ આપનારું પ્રારબ્ધકર્મ જાણવું ૧૫૩

આ પોતાની ઇચ્છાવડે પ્રવૃત્તિ કરાવનારું તીવ્રમહાપ્રારબ્ધકર્મ મનુષ્યથી દૂર કરી શકાતું નથી એમ કહે છે —

**न चात्रैतद्वारयितुमीश्वरेणापि शक्यते ।**
**यत ईश्वर एवाह गीतायामर्जुनं प्रति ॥ १५४ ॥**

च अत्र ईश्वरेण अपि एतत् वारयितुं न शक्यते, यतः गीतायां अर्जुनं प्रति ईश्वरः एव आह ॥

વળી આ લોકમાં પરમેશ્વરવડે પણ આ પોતાની ઇચ્છાવડે અપથ્યસેવનાદિમાં પ્રવૃત્તિ કરાવનારું મનુષ્યનું તીવ્રવેગવાળું પ્રારબ્ધકર્મ નિવારણ કરવાને શક્ય નથી. આ કારણથીજ ભગવદ્ગીતામાં અર્જુનપ્રતિ શ્રીકૃષ્ણભગવાને પોતેજ એમ કહ્યું છે ૧૫૪

શ્રીકૃષ્ણભગવાને અર્જુનપ્રતિ જે વાક્ય કહ્યું હતું તે વાક્ય નીચે આપે છેઃ—

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ॥ १५५ ॥

ज्ञानवान् अपि स्वस्याः प्रकृतेः सदृशं चेष्टते, भूतानि प्रकृतिं यांति, निग्रहः किं करिष्यति ? ॥

બ્રહ્મને જાણનાર પુરુષ પણ પોતાની પ્રકૃતિને (પૂર્વજન્મમાં કરેલાં તીવ્રશુભાશુભકર્મના સંસ્કારવડે આ જન્મમાં પ્રકટ થયેલા સ્વભાવને) અનુસરીને પ્રવૃત્તિ કરે છે. સર્વ પ્રાણીઓ પોતપોતાના પ્રાપ્તસ્વભાવને અનુસરે છે, તેમાં મારો કે બીજા કોઇનો નિરોધ શું કરી શકશે ? અર્થાત્ કાંઇ નહિ કરી શકે. ૧૫૫

તીવ્રપ્રારબ્ધકર્મનું ફલ નિવારણ કરી શકાય એવું નથી એમ નીચેના એક પ્રાચીન શ્લોકવડે જણાવે છેઃ—

अवश्यंभाविभावानां प्रतीकारो भवेद्यदि ।
तदा दुःखैर्न लिप्येरन्नलरामयुधिष्ठिराः ॥ १५६ ॥

यदि अवश्यंभाविभावानां प्रतीकारः भवेत्, तदा नल-राम-युधिष्ठिराः दुःखैः न लिप्येरन् ॥

જો ભવિષ્યમાં અવશ્ય થનારા બનાવની (દુઃખાદિકની પ્રાપ્તિની) નિવૃત્તિનો ઉપાય મનુષ્યથી કરી શકાતો હોત તો રાજા નલ, શ્રીરામચંદ્રજી અને મહારાજા યુધિષ્ઠિર દુઃખોવડે લેપ ન પામત, અર્થાત્ તેઓ દુઃખી ન થાત. ૧૫૬

પ્રારબ્ધકર્મનું ફલ જો અનિવાર્ય હોય તો, તેની નિવૃત્તિ કરવામાં અસમર્થ થયેલા ઇશ્વરનું ઇશ્વરપણું નહિ રહે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

न चेश्वरत्वमीशस्य हीयते तावता यतः ।
अवश्यंभाविताऽप्येषामीश्वरेणैव निर्मिता ॥ १५७ ॥

यतः एषां अवश्यंभाविता अपि ईश्वरेण एव निर्मिता, [ ततः ] तावता ईशस्य ईश्वरत्वं न च हीयते ॥

જે કારણથી આ તીવ્રપ્રારબ્ધકર્મોના ફલોનું અવશ્ય થવાપણું પણ પરમે-

ઈશ્વરેજ નિર્માણ કરેલુ છે તે કારણથી તેટલાવડે (તીવ્રપ્રારબ્ધકર્મના ફલના અવશ્ય થવાવડે) પરમેશ્વરનુ પરમેશ્વરપણું (જગન્નિયતાપણુ) દૂર થતું નથીજ. ૧૫૭

હવે મનુષ્યની પોતાની ઇચ્છાવિના પણુ ભોગ આપનારા પ્રારબ્ધકર્મના વર્ણનનો આરભ કરે છે—

**प्रश्नोत्तराभ्यामेवैतद्गम्यतेऽर्जुनकृष्णयोः ।**

**अनिच्छापूर्वकं चास्ति प्रारब्धमिति तच्छृणु ॥ १५८ ॥**

अर्जुनकृष्णयोः प्रश्नोत्तराभ्यां एव अनिच्छापूर्वकं प्रारब्धं च अस्ति इति एतत् [ अव ]गम्यते तत् शृणु ॥

અર્જુનના અને શ્રીકૃષ્ણુના પ્રશ્ન અને ઉત્તરવડેજ અનિચ્છાપૂર્વક (મનુષ્યની પોતાની ઇચ્છાવિના) પ્રવૃત્તિ કરાવી ભોગ આપનારું પ્રારબ્ધકર્મ પણુ છે એમ આનો સદ્ભાવ જણાય છે. તે અનિચ્છાપૂર્વક પ્રારબ્ધકર્મ કેવી રીતનુ છે તે સાભળો..૧૫૮

શ્રીભગવદ્ગીતાના ત્રીજા અધ્યાયમા અર્જુને શ્રીકૃષ્ણુપ્રતિ નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો છે:—

**अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।**

**अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ १५९ ॥**

[ हे ] वार्ष्णेय ! अथ अयं पूरुषः केन प्रयुक्तः [ सन् ] अनिच्छन् अपि बलात् नियोजितः इव पापं चरति ? ॥

હે વૃષ્ણિનામના કુલમા ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણુ ! ત્યારે આ પુરુષ કોનાવડે પ્રેરાયો છતો પોતે ઇચ્છા નહિ કરતો છતો પણુ જાણે બલાત્કારવડે કોઇથી પ્રેરાયો હોય તેવી રીતે પાપનુ આચરણુ કરે છે ? ૧૫૯

તે પ્રશ્નનુ ત્યા શ્રીકૃષ્ણે નીચે પ્રમાણે ઉત્તર આપ્યું છે —

**काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।**

**महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ १६० ॥**

एषः कामः, क्रोधः [ अपि ] एषः [ एव, अयं ] महाशनः महापाप्मा रजोगुणसमुद्भवः [ अस्ति, ] एनं इह वैरिणं विद्धि ॥

મનુષ્યને તેની ઇચ્છા નહિ છતા પણુ પાપકર્મમા પ્રવૃત્તિ કરાવનારો આ કામ (વિષયતૃષ્ણા) છે એ કામને કોઇ પ્રતિબધ કરે તો ક્રોધરૂપે પણુ આ કામજ થાય છે. આ કામ ઘણા વિષયો મળ્યા છતા પણુ કદી

સંતોષ નહિ પામનારો, લોકવેદાદિમાં પ્રસિદ્ધ બધાં પાપોના હેતુરૂપ હોવાથી મહાપાપી અને રજોગુણથી ઉપજેલો છે. આ કામને તમે અહીં (આ જગતમાં) શત્રુરૂપ સમજો. ૧૬૦

માત્ર એકલા કામક્રોધજ મનુષ્યને અનુચિત પ્રવૃત્તિ કરાવવામાં હેતુરૂપ થતા નથી, પણ અનિચ્છાપ્રારબ્ધકર્મને લીધે કામક્રોધાદિનો વેગ પુરુષના મનમાં પ્રકટીને તે પુરુષ પ્રવૃત્ત થાય છે એમ શ્રીકૃષ્ણના નીચેના વચનવડે જણાવે છેઃ—

स्वभावजेन कौंतेय निवद्धः स्वेन कर्मणा।

कर्तुं नेच्छसि यन्मोहात्करिष्यस्यवशोऽपि तत् ॥ १६१ ॥

कौंतेय ! स्वभावजेन स्वेन कर्मणा निवद्धः [ त्वं ] मोहात् यत् कर्तुं न इच्छसि तत् अपि अवशः करिष्यसि ॥

હે કુંતીના પુત્ર અર્જુન ! તમારા ક્ષાત્રસ્વભાવવડે ઉત્પન્ન થયેલા પોતાના કર્મવડે બંધાયેલા તમે જે યુદ્ધ સ્વકર્તવ્યના અવિવેકથી હમણાં કરવાને ઇચ્છતા નથી તે યુદ્ધ પણ તમે તમારા ક્ષત્રિયના સ્વભાવને અધીન થઇને ભવિષ્યમાં અવશ્ય કરશો. ૧૬૧

હવે પરેચ્છાપ્રારબ્ધકર્મનું નિરૂપણ કરે છેઃ—

नानिच्छंतो न चेच्छंतः परदाक्षिण्यसंयुताः।

सुखदुःखे भजंत्येतत्परेच्छापूर्वकर्म हि ॥ १६२ ॥

न अनिच्छंतः, न च इच्छंतः [ किंतु ] परदाक्षिण्यसंयुताः सुखदुःखे भजन्ति एतत् परेच्छापूर्वकर्म हि ॥

નહિ ઇચ્છા કરતા છતા એમ નહિ, અને ઇચ્છા કરતા છતા એમ પણ નહિ, પરંતુ માત્ર બીજાને સંતોષ આપવાની ઇચ્છાવાળા થઇ તે પ્રસંગે મનુષ્યો પ્રાપ્ત થયેલા સુખદુ.અને ભોગવે છે. આ પરેચ્છાપૂર્વક પ્રારબ્ધકર્મ છે. આ વાત શાસ્ત્રપ્રસિદ્ધ છે.

મનુષ્યોની કોઇ વિષયમાં અનિચ્છા નહિ છતાં અને ઇચ્છા પણ નહિ છતાં માત્ર બીજાને પ્રસન્નતા ઉપજાવવાના વેગને વશ થઇને તેઓ પરેચ્છાપ્રારબ્ધવડે શુભાશુભકર્મમાં જોડાઇ સુખદુઃખ ભોગવે છે, આ પરેચ્છાથી ઉપજેલું પ્રારબ્ધકર્મ છે એમ જાણવું.

દોષદર્શન હૃદયમાં જાગ્રત્ છતાં પણ વિવેકી મનુષ્યો ક્યારેક પોતાના અતિતીવ્રપ્રારબ્ધકર્મની નિવૃત્તિ ન થઇ શકવાથી ભોગની ઇચ્છાવાળા થાય છે. એવી રીતે જ્ઞાનીમાં સ્વેચ્છાપ્રારબ્ધકર્મ પણ સંભવી શકે છે. ૧૬૨

બ્રહ્મવેત્તાને પણ ભોગની ઇચ્છા થાય છે, એમ જો માનીએ તો "किमिच्छन्" (શાને ઇચ્છતો છતો) આ શ્રુતિની સાથે વિરોધ આવે છે એવી શંકા થાય તો તેનું સમાધાન આપે છે:—

**कथं तर्हि किमिच्छन्नित्येवमिच्छा निषिध्यते ।**

**नेच्छानिषेधः किंत्विच्छाबाधो भर्जितबीजवत् ॥ १६३ ॥**

तर्हि "किमिच्छन्" इत्येवं इच्छा कथं निषिध्यते ? [ अयं ] इच्छानिषेधः न, किंतु भर्जितबीजवत् इच्छाबाधः ॥

તો "શાને ઇચ્છતો છતો" એવી રીતે ભોગની ઇચ્છાનો નિષેધ શ્રુતિમાં શામાટે કરેલો છે એમ જો તમે પૂછો તો સાંભળો—આ ભોગની ઇચ્છાનો નિષેધ નથી, કિંતુ ભુંજેલા બીજની પેઠે ઇચ્છાનો બાધ છે. ૧૬૩

ઉપર જણાવેલા વિષયને વધારે સ્પષ્ટ કરે છે:—

**भर्जितानि तु बीजानि संत्यकार्यकराणि च ।**

**विद्वदिच्छा तथेष्टव्याऽसत्त्वबोधान्न कार्यकृत् ॥ १६४ ॥**

[ यथा ] भर्जितानि बीजानि तु अकार्यकराणि सन्ति, तथा च विद्वदिच्छा एष्टव्या, [ सा ] असत्त्वबोधात् कार्यकृत् न ॥

જેવી રીતે ભુંજેલા બીજો સ્વરૂપે વિદ્યમાન છતા પણ અંકુર ઉપજાવવારૂપ કામ કરવાને સમર્થ થતાં નથી તેવી રીતેજ બ્રહ્મવેત્તાની ઇચ્છા જાણવી. તેમની તે ઇચ્છા સ્વરૂપે વિદ્યમાન છતાં પણ દૃશ્યપદાર્થના અસત્પણાના જ્ઞાનથી રાગની વૃદ્ધિ કરવારૂપ અથવા વિપત્તિરૂપ કાર્ય કરવામાં સમર્થ થતી નથી ૧૬૪

બ્રહ્મવેત્તાની તે ઇચ્છા શું ફલ ઉપજાવે છે તે કહે છે:—

**दग्धबीजमरोहेऽपि भक्षणायोपयुज्यते ।**

**विद्वदिच्छाऽप्यल्पभोगं कुर्यान्न व्यसनं बहु ॥ १६५ ॥**

दग्धबीज अरोहे अपि भक्षणाय उपयुज्यते, [ तथा ] विद्वदिच्छा अपि अल्पभोगं कुर्यात्, बहु व्यसनं न [ कुर्यात् ] ॥

જેવી રીતે ભુંજેલું બીજ ઊગી શકતું નથી, પણ તે ખાવાને માટે ઉપયોગી થાય છે તેવી રીતે બ્રહ્મવેત્તાની ઇચ્છા પણ થોડો ભોગ કરનારી થાય છે, પણ રાગની વૃદ્ધિવડે ઘણું દુઃખ આપનારી થતી નથી. ૧૬૫

પ્રારબ્ધકર્મ વિષયોના ભોગદ્વારા બ્રહ્મવેત્તાને દુઃખ આપનારું કેમ નહિ થાય એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે —

भोगेन चरितार्थत्वात्प्रारब्धं कर्म हीयते ।
भोक्तव्यसत्यताभ्रांत्या व्यसनं तत्र जायते ॥ १६६ ॥

प्रारब्धं कर्म भोगेन चरितार्थत्वात् हीयते, [ च ] तत्र भोक्तव्यसत्यताभ्रांत्या व्यसनं जायते ॥

પ્રારબ્ધકર્મ બ્રહ્મવેત્તાને ભોગ આપવાવડે કૃતાર્થ થવાથી ભોગપછી તેમનુ તે પ્રારબ્ધકર્મ નાશ પામે છે, પરતુ તે ભોગ્ય વિષયમાં સત્યપણાની ભ્રાંતિવડે અજ્ઞાની ભોક્તાને દુઃખ પ્રાપ્ત થાય છે.

પ્રારબ્ધકર્મ માત્ર ભોક્તાની સમીપ ભોગની સામગ્રી લાવવામાં હેતુરૂપ થાય છે, પણ તે દુઃખ ઉપજાવવામા સમર્થ થતું નથી. જો ભોગવવાયોગ્ય વિષયમાં સત્યપણાની ભ્રાંતિ હોય તો તે ભોગની સામગ્રી ભોક્તાને રાગાદિવડે દુઃખ આપનારી થાય છે. ૧૬૬

દુઃખના હેતુરૂપ થનારી ભ્રાંતિનું સ્વરૂપ કહે છેઃ—

मा विनश्यत्वयं भोगो वर्धतामुत्तरोत्तरम् ।
मा विघ्नाः प्रतिबध्नंतु धन्योऽस्म्यस्मादिति भ्रमः ॥ १६७ ॥

अयं भोगः मा विनश्यतु, [ किंतु ] उत्तरोत्तरं वर्धताम् , विघ्नाः मा प्रतिबध्नंतु, अस्मात् [ अहं ] धन्यः अस्मि इति भ्रमः ॥

મારો આ પ્રાપ્તભોગ નાશ ન પામો, પરતુ તે ભોગ ઉત્તરોત્તર વૃદ્ધિ પામો, વિઘ્નો મારા આ પ્રાપ્ત ભોગને પ્રતિબધ ન કરો, આ ભોગથી હુ કૃતાર્થ છુ, આ ભ્રાંતિ કહેવાય છે. એ ભ્રાંતિ અજ્ઞાની મનુષ્યને દુઃખ આપનારી થાય છે. ૧૬૭

એ ભ્રાંતિની નિવૃત્તિનું સાધન કહે છેઃ—

यद्भावि न तद्भावि भावि चेन्न तदन्यथा ।
इति चिंताविषघ्नोऽयं बोधो भ्रमनिवर्तकः ॥ १६८ ॥

यत् अभावि तत् भावि न, भावि चेत् तत् अन्यथा न इति चिंताविषघ्नः अयं बोधः भ्रमनिवर्तकः ॥

જે સુખ મને પ્રાપ્ત થવાનું નથી તે સુખ મને પ્રાપ્ત નહિ થાય, અને મારા મંદપ્રારબ્ધકર્મવશાત્ મને ભવિષ્યમા જે દુઃખ થવાનુ છે તે બીજે પ્રકારે નહિ થાય, અર્થાત્ તે અવશ્ય થશેજ, આવું ચિંતારૂપ વિષનો નાશ કરનારું આ જ્ઞાન ઉપર જણાવેલી ભ્રાંતિનો નાશ કરનારુ છે. ૧૬૮

બ્રહ્મજ્ઞાની અને અજ્ઞાની એ બને દુઃખરૂપ સમાન ભોગ ભોગવતા હોય છતાં તે ભોગવડે બ્રહ્મજ્ઞાનીને દુઃખની પ્રાપ્તિ ન થાય, અને અજ્ઞાનીને તેવડે દુખની પ્રાપ્તિ શામાટે થાય એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**समेऽपि भोगे व्यसनं भ्रांतो गच्छेन्न बुद्धिमान्[1] ।**
**अशक्यार्थस्य संकल्पाद्भ्रांतस्य व्यसनं बहु ॥ १६९ ॥**

भोगे समे अपि भ्रांतः व्यसनं गच्छेत्, बुद्धिमान् न, अशक्यार्थस्य संकल्पात् भ्रांतस्य बहु व्यसनं [ भवति ] ॥

અજ્ઞાની અને જ્ઞાની એ બંનેને ભોગ સમાન હોય છતાં પણ ભ્રાંતિવાળો એટલે અજ્ઞાની મનુષ્ય દુખને પ્રાપ્ત થાય છે, અને જ્ઞાની દુઃખને પ્રાપ્ત થતો નથી. મિથ્યા પદાર્થમા રમણીયપણાની બુદ્ધિથી અથવા નહિ મળી શકે એવા પદાર્થની પ્રાપ્તિની ઇચ્છાથી અજ્ઞાનીને ઘણું દુઃખ થાય છે, પણ જ્ઞાનીને ભ્રાંતિને અભાવે દુઃખ થતું નથી. ૧૬૯

જ્ઞાનીને દુઃખ ન થવાનું કારણ કહે છેઃ—

**मायामयत्वं भोगस्य बुद्ध्वाऽऽस्थामुपसंहरन् ।**
**भुंजानोऽपि न संकल्पं कुरुते व्यसनं कुतः ॥ १७० ॥**

भोगस्य मायामयत्वं बुद्ध्वा आस्थां उपसंहरन् [ ज्ञानी ] भुंजानः [ सन् ] अपि संकल्पं न कुरुते, व्यसनं कुतः ? ॥

ભોગનું મિથ્યાપણું જાણીને તેમાં રહેલી આસક્તિને નિવૃત્ત કરતા છતા જ્ઞાની પ્રારબ્ધકર્મના ફલરૂપ ભોગને ભોગવતા છતા પણ તેમાં રમણીયપણાની બુદ્ધિ વા અશક્યપદાર્થ મેળવવાની ઇચ્છા કરતા નથી, એટલે પછી તેમને દુઃખ શા કારણથી થાય ? અર્થાત નજ થાય. ૧૭૦

વિષયના ઉપભોગવડે તે સમયમાં તેમને સુખનો અનુભવ થયા છતાં તેમાં રહેલી જ્ઞાનીની પ્રીતિ કેવી રીતે ન્યૂન થઇ શકશે એમ જો શંકા થાય તો તેનું સમાધાન કરે છે.—

**स्वप्नेंद्रजालसदृशमचिंत्यरचनात्मकम् ।**
**दृष्टनष्टं जगत्पश्यन्कथं तत्रानुरज्यति ॥ १७१ ॥**

स्वप्नेंद्रजालसदृशं अचिंत्यरचनात्मकं दृष्टनष्टं जगत् पश्यन् तत्र कथं अनुरज्यति ? ॥

જાગ્રતમાં પ્રતીત થતા જગતના પદાર્થોને સ્વપ્નના જેવા, ઇંદ્રજાલના જેવા, જેની રચના વિચારમા આવી શકતી નથી એવા સ્વરૂપવાળા અને જોતજોતામાં

1 અહીં કેટલાક વિદ્વાનો બુદ્ધ્યમાન એવો પાઠ માને છે.

નાશ પામી જાય એવા સ્વભાવવાળા જોનારા જ્ઞાની પુરુષ જગતના પદાર્થોના ભોગમાં કેવી રીતે ઘાટી આસક્તિવાળા થાય? નજ થાય. ૧૭૧

વિષયાનુરાગને અંતઃકરણમાંથી નિવૃત્ત કરનાર જ્ઞાનની પ્રાપ્તિનું સાધન નીચેના બે શ્લોકવડે કહે છેઃ—

स्वस्वप्नमापरोक्ष्येण दृष्ट्वा पश्यन्स्वजागरम् ।
चिंतयेदप्रमत्तः सन्नुभावनुदिनं मुहुः ॥ १७२ ॥
चिरं तयोः सर्वसाम्यमनुसंधाय जागरे ।
सत्यत्वबुद्धिं संत्यज्य नानुरज्यति पूर्ववत् ॥ १७३ ॥

स्वस्वप्नं आपरोक्ष्येण दृष्ट्वा स्वजागरं पश्यन् उभौ अप्रमत्तः सन् अनुदिनं मुहुः चिंतयेत् ॥ तयोः सर्वसाम्यं चिरं अनुसंधाय, जागरे सत्यत्वबुद्धिं संत्यज्य [ असौ ] पूर्ववत् [ तस्मिन् ] न अनुरज्यति ॥

પોતાના સ્વપ્નને પ્રત્યક્ષપણે જોઈને પછી પોતાની જાગ્રદવસ્થાને જોનારા પુરુષે તે બંનેનું (સ્વપ્નનું ને જાગ્રતનું) સાવધાનમનવાળા થઈને નિત્ય વારંવાર ચિંતન કરવું, અર્થાત્ જાગ્રદવસ્થા પણ સ્વપ્નાવસ્થાના જેવી છે એમ તેણે વારંવાર વિચારવું. ૧૭૨

તે બંને અવસ્થાનું સર્વરીતે સમાનપણું છે એમ લાંબા સમયસુધી વિચારીને જાગ્રદવસ્થામાં રહેલી સત્યપણાની બુદ્ધિને સંપૂર્ણપણે ત્યજીને પછી આ જ્ઞાની પૂર્વની પેઠે જાગ્રદવસ્થામાં ને તેના વિષયોમાં અનુરાગ પામતો નથી.

ભોગનું ક્ષણિકપણું, ભોગના ઉત્તરકાલમાં તેનું નીરસપણું, તેનું વિનાશીપણું અને માત્ર તે કાલમાં ભોગનું હેતુપણું ઇત્યાદિ ધર્મો સ્વપ્નાવસ્થાના ને જાગ્રદવસ્થાના વિષયોમાં સમાન છે એમ લાંબા સમયસુધી વારંવાર આદરપૂર્વક ચિંતન કરીને જાગ્રદવસ્થામાં અને તે સમયમાં અનુભવાતા વિષયોમાં રહેલી સત્યપણાની બુદ્ધિનો જ્ઞાની ત્યાગ કરે છે, તેથી જે વેલા તે જાગ્રદવસ્થાને અને તેના વિષયોને સત્ય સમજતો હતો તે વેલા તે વિષયોમાં જેવો તે આસક્ત થતો હતો તેવો હવે તે વિષયોમાં તે આસક્ત થતો નથી. ૧૭૩

વિષયો મિથ્યા છે એવું જ્ઞાન થયાં છતાં જ્ઞાનીને ભોગની સિદ્ધિ કેવી રીતે સંભવી શકે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

इंद्रजालमिदं द्वैतमचिंत्यरचनात्वतः ।
इत्यविस्मरतो हानिः का वा प्रारब्धभोगतः ॥ १७४ ॥

इदं द्वैतं अचिंत्यरचनात्वतः इंद्रजालं [अस्ति] इति अविस्मरतः प्रारब्धभोगतः का वा हानिः ? ॥

પ્રતીત થતું આ ભોગના સમૂહરૂપ દ્વૈત અચિંત્યરચનાપણાથી ઇંદ્રજાલરૂપ છે એમ યુક્તિવડે જાણી તેવા જ્ઞાનને નહિ ભૂલનાર જ્ઞાનીની પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થનારા સુખદુઃખના ભોગવડે શી હાનિ થાય છે ? અર્થાત્ દ્વૈતનું મિથ્યાપણું જાણીને પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત થયેલા ભોગો જ્ઞાનીવડે દ્દઢરાગરહિત ભોગવાય છે. એવા જ્ઞાનથી ભોગનું અદર્શન થતું નથી, અને તેનો ઉપયોગપૂરતો ઉપભોગ પણ તેમનાથી થાય છે. પદાર્થના મિથ્યાપણાના જ્ઞાનથી ભોગને હાનિ પહોંચતી નથી, અને ભોગવડે પદાર્થના મિથ્યાપણાના નિશ્ચયને હાનિ પહોંચતી નથી, કેમકે બ્રહ્મજ્ઞાનનો ને પ્રારબ્ધકર્મનો વિષય ભિન્ન ભિન્ન છે. ૧૭૪

બ્રહ્મવિદ્યાનું અને પ્રારબ્ધકર્મનું ભિન્ન ભિન્ન વિષયપણું સ્પષ્ટ કરીને જણાવે છેઃ—

निर्बंधस्तत्त्वविद्याया इंद्रजालत्वसंस्मृतौ ।
प्रारब्धस्याग्रहो भोगे जीवस्य सुखदुःखयोः ॥ १७५ ॥

तत्त्वविद्यायाः इंद्रजालत्वसंस्मृतौ निर्बंधः, प्रारब्धस्य [तु] जीवस्य सुखदुःखयोः भोगे आग्रहः ॥

બ્રહ્મવિદ્યાનો સંસારના ઇંદ્રજાલપણાના (મિથ્યાપણાના) સ્મરણમાં આગ્રહ છે, ભોગનો નાશ કરવામાં તેનો આગ્રહ નથી, અને પ્રારબ્ધકર્મનો તો જીવને સુખ તથા દુઃખ આપવામાં આગ્રહ છે, ભોગ્યપદાર્થનું સત્યપણું જણાવવામાં તેનો આગ્રહ નથી. ૧૭૫

બ્રહ્મવિદ્યાનો અને પ્રારબ્ધકર્મનો ભિન્ન ભિન્ન વિષય હોવાથી તેઓ પરસ્પર વિરોધ પામતાં નથી તેથી ભોગ્ય પદાર્થના મિથ્યાપણાનું જ્ઞાન ભોગને પ્રતિબંધ કરતું નથી એમ દૃષ્ટાંત આપી જણાવે છેઃ—

विद्यारब्धे विरुध्येते न भिन्नविषयत्वतः ।
जानद्भिरप्यैन्द्रजालविनोदो दृश्यते खलु ॥ १७६ ॥

भिन्नविषयत्वतः विद्यारब्धे न विरुध्येते, जानद्भिः अपि ऐंद्रजालविनोदः दृश्यते खलु ॥

પોતપોતાના ભિન્નવિષયપણાથી બ્રહ્મવિદ્યા ને પ્રારબ્ધકર્મ પરસ્પર વિરોધ પામતાં નથી. આ ઇંદ્રજાલ છે એમ જાણનારા પુરુષોવડે પણ ઇંદ્રજાલનો વિનોદ જોવાય છે, આ વાત લોકપ્રસિદ્ધ છે. ૧૭૬

જો ભોગનું સત્યપણું જણાવી આરબ્ધકર્મ જ્ઞાની મનુષ્યને ભોગ ભોગવાવે તો તે બ્રહ્મવિદ્યાનું વિરોધી થાય, પણ ભોગમાત્રથી તે વિદ્યાનું વિરોધી થતું નથી એમ જણાવે છે—

**जगत्सत्यत्वमापाद्य प्रारब्धं भोजयेद्यदि ।**

**तदा विरोधि विद्याया भोगमात्रान्न सत्यता ॥ १७७ ॥**

यदि प्रारब्धं जगत्सत्यत्वं आपाद्य भोजयेत्, तदा [ तत् ] विद्यायाः विरोधि [ स्यात्, किंतु ] भोगमात्रात् सत्यता न ॥

જો પ્રારબ્ધકર્મ સંસારનું સત્યપણું નક્કી કરાવીને જ્ઞાનીને સુખદુ ખરૂપ ભોગ ભોગવાવે, તો તે પ્રારબ્ધકર્મ બ્રહ્મવિદ્યાનું (સંસાર મિથ્યા છે; ને બ્રહ્મજ સત્ય છે આવા જ્ઞાનનું ) વિરોધી થાય, પરતુ પ્રારબ્ધકર્મે પ્રાપ્ત કરેલા માત્ર વિષયના ભોગથી સસારનું સત્યપણુ સિદ્ધ થાય નહિ ૧૭૭

અસત્ય વસ્તુવડે સુખદુ ખનો અનુભવ કેવી રીતે સભવી શકે એમ શકા થાય તો તેનુ સમાધાન કરે છે —

**[1]अनूनो जायते भोगो कल्पितैः स्वप्नवस्तुभिः ।**

**जाग्रद्वस्तुभिरप्येवमसत्यैर्भोग इष्यताम् ॥ १७८ ॥**

कल्पितैः स्वप्नवस्तुभिः अनूनः भोगः जायते, असत्यैः जाग्रद्वस्तुभिः अपि एव भोगः इष्यताम् ॥

વાસનાવડે કલ્પાયેલી સ્વપ્નાવસ્થામા પ્રતીત થતી વસ્તુઓવડે મનુષ્યને તે વેલા જાગ્રત્‌ના જેવો સપૂર્ણ ભોગ થાય છે, એવી રીતે મિથ્યા એવી જાગ્રદવસ્થામા પ્રતીત થતી મિથ્યા વસ્તુઓવડે પણ સપૂર્ણ ભોગ થાય છે એમ જાણવુ ૧૭૮

જેમ પ્રારબ્ધકર્મ બ્રહ્મવિદ્યાનુ વિરોધી નથી તેમ બ્રહ્મવિદ્યા પણ પ્રારબ્ધ કર્મની વિરોધી નથી એમ જણાવે છે —

**यदि विद्याऽपह्नुवीत जगत्प्रारब्धघातिनी ।**

**तदा स्यान्न तु मायात्वबोधेन तदपह्नवः ॥ १७९ ॥**

यदि विद्या जगत् अपह्नुवीत तदा [ सा ] प्रारब्धघातिनी स्यात्, [ किं ]-तु मायात्वबोधेन तदपह्नवः न [ भवति ]॥

જો બ્રહ્મવિદ્યા જગતનુ અદર્શન કરાવે તો પ્રારબ્ધકર્મના ફલરૂપે ભોગવવાના

---

૧ અહીં કોઇક પ્રતમા अन्यूनो એવો પાઠ જોવામાં આવે છે

પદાર્થોના નાશથી ને પ્રારબ્ધકર્મનો ઘાત કરનારી થાય, પરંતુ જગતના મિથ્યાપણાના જ્ઞાનવડે જગતનું અદર્શન થતું નથી, અર્થાત્ બ્રહ્મવિદ્યા જગતના મિથ્યાપણાનો નિશ્ચય કરાવે છે, પણ તે જગતનો નાશ કરતી નથી, તેથી તે પ્રારબ્ધકર્મની વિરોધી નથી. ૧૭૯

ઉપર જણાવેલા વિષયને વધારે સ્પષ્ટ કરે છે—

अनपह्नुत्य लोकास्तदिंद्रजालमिदं त्विति।
जानंत्येवानपह्नुत्य भोगं मायात्वधीस्तथा ॥ १८० ॥

लोकाः तत् अनपह्नुत्य इदं तु इंद्रजालं इति [ यथा ] जानंति एव, तथा भोगं अनपह्नुत्य मायात्वधीः [ संभवति ] ॥

મનુષ્યો પ્રતીત થતા તે ઇંદ્રજાલના પદાર્થના સ્વરૂપનું અદર્શન નહિ કરીને આ તો ઇંદ્રજાલ છે એવી રીતે જેમ જાણે છેજ તેમ પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલા ભોગનું અદર્શન નહિ કરીને બ્રહ્મવેત્તાઓમાં ભોગના મિથ્યાપણાની બુદ્ધિ સંભવી શકે છે. ૧૮૦

" જે જ્ઞાનદશામાં આ જ્ઞાનીને સર્વ આત્મસ્વરૂપે જણાયું તે જ્ઞાનદશામા તે કયા કરણવડે કોને જોઇ શકશે ? " ઇત્યાદિ શ્રુતિમા દ્રષ્ટા, દર્શન ને દૃશ્યરૂપ ત્રિપુટીનો અભાવ જ્ઞાનકાલે કહ્યો છે તેથી બ્રહ્મવિદ્યા જગતનું અદર્શન કરનારી થવી જોઇએ, અને જો એમ થાય તો બ્રહ્મવેત્તાને ભોગની સિદ્ધિ શી રીતે થઇ શકે એવી પૂર્વપક્ષીની શંકા નીચેના બે શ્લોકમા દેખાડે છે:—

यत्र त्वस्य जगत्स्वात्मा पश्येत्कस्तत्र केन कम् ।
कं जिघ्रेत् कं वदेद्वेति श्रुतौ तु बहुघोषितम् ॥ १८१ ॥
तेन द्वैतमपह्नुत्य विद्योदेति न चान्यथा ।
तथा च विदुषो भोगः कथं स्यादिति चेच्छृणु ॥ १८२ ॥

यत्र तु जगत् अस्य स्वात्मा [ भवति, ] तत्र कः केन कं पश्येत् ? कं जिघ्रेत् ? वा कं वदेत् ? इति श्रुतौ तु बहुघोषितम् [ अस्ति, ] तेन द्वैतं अपह्नुत्य विद्या उदेति च अन्यथा न, तथा च विदुषः भोगः कथं स्यात् ? इति चेत् शृणु ॥

જે અવસ્થામા લોકપ્રસિદ્ધ આ સંસાર આ જ્ઞાનીને પોતાના આત્મરૂપ થાય છે, અર્થાત્ આત્મસ્વરૂપથી ભિન્ન રહેતો નથી. તે અવસ્થામા કોણ-કયો દ્રષ્ટા-કયા કરણવડે કોને જુએ ? કયા કરણવડે કોને સુંઘે ? અથવા કયા કરણવડે

શું બોલે ? એમ આ બૃહદારણ્યકશ્રુતિમાં સર્વ ત્રિપુટીઓના અભાવનો ઘણો પોકાર કરેલો છે. એ કથનવડે દ્વૈતનું અદર્શન કરીને બ્રહ્મવિદ્યા જ્ઞાનીના હૃદયમાં ઉદય પામે છે, પણ બીજી રીતે એટલે દ્વૈતનું અદર્શન કર્યા વિના તે ઉદય પામતી નથી એમ સિદ્ધ થયું, તો પછી બ્રહ્મવેત્તાને વિષયનો ભોગ શી રીતે થઇ શકે ? એમ જો તમે શંકા કરો તો તેનું સમાધાન સાંભળો. ૧૮૧-૧૮૨

ગ્રંથકાર પૂર્વપક્ષીની શંકાનું સમાધાન કરે છે:—

**सुषुप्तिविषया मुक्तिविषया वा श्रुतिस्त्वित‍ि ।**
**उक्तं स्वाप्ययसंपत्त्योरिति सूत्रे ह्यतिस्फुटम् ॥ १८३ ॥**

श्रुतिः तु सुषुप्तिविषया वा मुक्तिविषया इति "स्वाप्ययसंपत्त्योः" इति सूत्रे अति स्फुटं हि उक्तम् ॥

તમે કહેલી શ્રુતિ તો સુષુપ્તિ-અવસ્થાને જણાવનારી અથવા મોક્ષાવસ્થાને જણાવનારી છે એમ "સ્વાપ્યયસંપત્ત્યોઃ" (ત્રિપુટીનો અભાવ જણાવનારી શ્રુતિ સુષુપ્તિને વિષય કરનારી છે, અથવા મુક્તિને વિષય કરનારી છે;) આ વેદાંતદર્શનના સૂત્રમાં વ્યાસભગવાને અત્યંતસ્પષ્ટપણેજ કહેલું છે, તે શ્રુતિ જીવન્મુક્તની સ્થિતિ જણાવનારી નથી. એમ હોવાથી, બ્રહ્મજ્ઞાનવડે સંસારનું અદર્શન થતું નથી, પણ બાધ થાય છે એ વાત સિદ્ધ થાય છે. ૧૮૩

જો તમે કહેલી શ્રુતિ સુષુપ્તિ-અવસ્થાને વા વિદેહમોક્ષાવસ્થાને ઉદ્દેશીને નથી, પણ જીવન્મુક્તને ઉદ્દેશીને છે એમ માનીએ તો નીચે પ્રમાણે દોષ આવે છે એમ જણાવે છે:—

**अन्यथा याज्ञवल्क्यादेराचार्यत्वं न संभवेत् ।**
**द्वैतदृष्टावविद्वत्ता द्वैतादृष्टौ न वाग्वदेत् ॥ १८४ ॥**

अन्यथा याज्ञवल्क्यादेः आचार्यत्वं न संभवेत्, द्वैतदृष्टौ अविद्वत्ता [ च ] द्वैतादृष्टौ वाक् न वदेत् ॥

એ શ્રુતિ સુષુપ્તિઅવસ્થાને અથવા વિદેહમોક્ષાવસ્થાને ઉદ્દેશીને ન માનીએ અને જ્ઞાનીને વા જીવન્મુક્તને ઉદ્દેશીને માનીએ તો ભગવાન યાજ્ઞવલ્ક્ય આદિનું આચાર્યપણું સંભવી શકે નહિ. જો તેઓ દ્વૈતને સત્યરૂપે જોતા હોય તો તેમનું અજ્ઞાનીપણું સિદ્ધ થાય, અને જો તેઓ બાધ પામેલા દ્વૈતને બાધિતાનુવૃત્તિથી નજ જોતા હોય તો તેમની વાણી જનકાદિ શિષ્યોપ્રતિ ઉપદેશનાં વચનો બોલી શકે નહિ, ને એમ થવાથી બ્રહ્મવિદ્યાના સંપ્રદાયનો નાશ થવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, જે અનિષ્ટ છે. ૧૮૪

જ્યાંસુધી દ્વૈતની પ્રતીતિ હોય ત્યાંસુધી મનુષ્યને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન

થતું નથી, પણ નિર્વિકલ્પસમાધિમા જ્યારે દ્વૈતદર્શનનો અભાવ થાય છે ત્યારેજ મનુષ્યને બ્રહ્મનુ અપરોક્ષજ્ઞાન થાય છે એવી શકા કરી તેનુ સમાધાન કરે છે —

**निर्विकल्पसमाधौ तु द्वैतादर्शनहेतुतः ।**
**सैवापरोक्षविद्येति चेत्सुषुप्तिस्तथा न किम् ॥ १८५ ॥**

निर्विकल्पसमाधौ तु द्वैतादर्शनहेतुतः सा एव अपरोक्षविद्या इति चेत् सुषुप्तिः तथा न किं ? ॥

નિર્વિકલ્પસમાધિમા તો દ્વૈતના અદર્શનરૂપ કારણથી બ્રહ્મનુ જે જ્ઞાન થાય છે તેજ બ્રહ્મનુ અપરોક્ષજ્ઞાન છે એમ જો તમે કહો તો સુષુપ્તિ-અવસ્થા તેવી નથી શુ ? અર્થાત્ સુષુપ્તિઅવસ્થામા દ્વૈતનુ દર્શન ન હોવાથી, તે વેલા મનુષ્યને બ્રહ્મનુ અપરોક્ષજ્ઞાન થાય છે એમ તમારે માનવુ પડશે, જે યોગ્ય નથી ૧૮૫

ઉપર જણાવેલા વિષયમા શકાસમાધાન જણાવે છે —

**आत्मतत्त्वं न जानाति सुप्तौ यदि तदा त्वया ।**
**आत्मधीरेव विद्येति वाच्यं न द्वैतविस्मृतिः ॥ १८६ ॥**

यदि सुप्तौ आत्मतत्त्व न जानाति तदा त्वया आत्मधीः एव विद्या इति वाच्यं, द्वैतविस्मृतिः न ॥

જો તમે કહો કે સુષુપ્તિમા દ્વૈતની વિસ્મૃતિ છતા મનુષ્ય આત્મતત્ત્વને જાણતો નથી તેથી તે વેલા તેને આત્માનુ અપરોક્ષજ્ઞાન થાય છે એમ માનવામા આવતું નથી, તો તમારે આત્માનુ પ્રત્યક્ષજ્ઞાન એજ વિદ્યા છે એમ કહેવુ પડશે, પણ દ્વૈતની વિસ્મૃતિ એ આત્મજ્ઞાન છે એમ તમારાથી કહીં શકાશે નહિ ૧૮૬

દ્વૈતની વિસ્મૃતિ અને આત્માનુ પ્રત્યક્ષજ્ઞાન આ બે એકઠાં થઈને એક આત્મજ્ઞાન થાય છે, તેમાના એકને આત્મજ્ઞાન કહી શકાય નહિ, એવી શંકા ઉપજાવી તેનુ સમાધાન કરે છે —

**उभयं मिलितं विद्या यदि तर्हि घटादयः ।**
**अर्धविद्याभाजिनः स्युः सकलद्वैतविस्मृतेः ॥ १८७ ॥**

यदि उभयं मिलितं विद्या, तर्हि घटादयः सकलद्वैतविस्मृतेः अर्धविद्याभाजिनः स्युः ॥

જો સર્વદ્વૈતનુ વિસ્મરણ અને આત્માનો સાક્ષાત્કાર એ બે મળીને આત્મજ્ઞાન કહેવાય તો ઘડા આદિ સર્વ જડપદાર્થો પણ તેમને સર્વદા સર્વદ્વૈતની

વિસ્મૃતિ હોવાથી અર્ધા આત્મજ્ઞાનવાળા થશે, જે પૂર્વપક્ષીથી સ્વીકારી શકાશે નહિ. ૧૮૭

જડપદાર્થોને જો દ્વૈતની વિસ્મૃતિવડે અર્ધું આત્મજ્ઞાન માનવામા આવે તો તેના જેવુ દઢ અર્ધું આત્મજ્ઞાન આત્મામા ચિત્તની અત્યંત એકાગ્રતાવિનાના વાદીને નહિ થઇ શકે એમ જણાવે છે —

मशकध्वनिमुख्यानां विक्षेपाणां बहुत्वतः ।
तव विद्या तथा न स्याद्घटादीनां यथा दृढा ॥ १८८ ॥

मशकध्वनिमुख्यानां विक्षेपाणां बहुत्वतः घटादीनां विद्या यथा दृढा तथा तव न स्यात् ॥

મચ્છરોનો ગણગણાટ જેમા મુખ્ય છે એવા ચિત્તના વિક્ષેપોના બહુપણાથી ઘટાદિનુ આત્મજ્ઞાન જેવુ દઢ હોય છે તેવુ તમારુ આત્મજ્ઞાન દઢ નહિ થાય, કેમકે ઘટના જેવુ દ્વૈતનુ વિસ્મરણ તમે પ્રાપ્ત કરી શકયા નથી ૧૮૮

આત્મસાક્ષાત્કાર એજ વિદ્યા છે, દ્વૈતનુ વિસ્મરણ એ વિદ્યા નથી, એમ પૂર્વપક્ષી સ્વીકારે છે, અને સિદ્ધાંતી તેને આશીર્વાદ આપે છે.—

आत्मधीरेव विद्येति यदि तर्हि सुखी भव ।
दुष्टचित्तं निरुंध्याचेन्निरुन्द्धि त्वं यथासुखम् ॥ १८९ ॥

यदि आत्मधीः एव विद्या इति [ वदसि ] तर्हि सुखी भव, दुष्टचित्तं निरुध्यात् चेत् त्वं [ तत् ] यथासुखं निरुंद्धि ॥

જો આત્માનુ જ્ઞાનજ વિદ્યા છે એમ તમે કહો તો તમે સુખી થાઓ એમ અમે તમને આશીર્વાદ આપીએ છીએ આત્માનંદનો અનુભવ કરવામાટે વિક્ષેપવાળા દુષ્ટચિત્તનો નિરોધ કરવો જોઇએ એમ જો તમે કહો તો અમે તમને કહીએ છીએ કે તેમા અમારી ના નથી, જેમ તમને સુખ થાય એમ તમે તે દુષ્ટચિત્તનો નિરોધ કરો ૧૮૯

ચિત્તના નિરોધથી જેમ દ્વૈતનુ અદર્શન થાય છે તેમ વિવેકવડે દ્વૈતનુ મિથ્યાપણુ સમજાય છે તેથી દ્વૈતના અદર્શનના જેવું દ્વૈતના મિથ્યાપણાનુ દર્શન અમને ઇષ્ટ છે એમ ગ્રંથકારશ્રી જણાવે છે —

तदिष्टमेष्टव्यमायामयत्वस्य समीक्षणात् ।
इच्छन्नप्यज्ञवन्नेच्छेत्किमिच्छन्निति हि श्रुतम् ॥ १९० ॥

एष्टव्यमायामयत्वस्य समीक्षणात् [ अस्माकं ] तत् इष्टं [ एव ] इच्छन् अपि [ अयं ] अज्ञवत् न इच्छेत् [ अतः ] "किमिच्छन्" इति हि श्रुतम् ॥

અજ્ઞાનકાલે ઇચ્છવાયોગ્ય ગણાતા જગતના પદાર્થોના મિથ્યાપણાનું યથાર્થજ્ઞાન થવાથી મુમુક્ષુને અદ્વૈત આત્માનું જ્ઞાન થાય છે તેથી અમને બહિર્મુખ ચિત્તનો નિરોધ ઇષ્ટજ છે. ચિત્તનિરોધવડે ચિત્તના રાગદ્વેષાદિ દોષો નાશ પામી ચિત્ત નિર્મલ ને સૂક્ષ્મ થઈ આત્મસાક્ષાત્કાર કરે છે. એવી રીતે જ્ઞાન-વિરાગયુક્ત થયેલા આ જ્ઞાની અજ્ઞાનીની પેઠે ભોગ્યપદાર્થને ઇચ્છતા નથી, આ કારણથી " શાને ઇચ્છતા છતા " એમ આત્માનંદ આ શ્રુતિમાં સાંભળ્યું છે. ૧૯૦

શ્રુતિનો ઉપર પ્રમાણે અર્થ કરવાનું કારણ કહે છે:—

रागो लिंगमबोधस्य सन्तु रागादयो बुधे ।
इति शास्त्रद्वयं सार्थमेवं सत्यविरोधतः ॥ १९१ ॥

एवं सति " रागो लिंगमबोधस्य " [च] " सन्तु रागादयो बुधे " इति शास्त्रद्वयं अविरोधतः सार्थम् ॥

શ્રુતિનો ઉપર કહેલી રીતે અભિપ્રાય છે એમ માનવાથી " રાગ એ અજ્ઞાનીનું ચિહ્ન છે " અને " જ્ઞાની પુરુષમાં રાગાદિ ભલે હો " આ બંને શાસ્ત્રવચન અવિરોધથી સાર્થ (સાચાં) થાય છે.

" रागो लिंगमबोधस्य चित्तव्यायामभूमिषु । कुतः शाद्वलता तस्य यस्याग्निः कोटरे तरोः ॥ " (ચિત્તને વિચરવાનાં સ્થાનરૂપ શબ્દસ્પર્શાદિ વિષયોમાં ઘાટી આસક્તિ એ અજ્ઞાનીનું ચિહ્ન છે. જેમ જે ઝાડના પોલાણમાં અગ્નિ હોય તે ઝાડનું લીલાપણું શી રીતે સંભવી શકે ? તેમ જેના ચિત્તમાં શબ્દાદિ વિષયોમાં દૃઢ આસક્તિ હોય તેના ચિત્તમાં શાંતિ કેવી રીતે સંભવે ?) એ શાસ્ત્રવચન જ્ઞાનીમાં વિષયાનુરાગ ન સંભવે એવો એક પ્રકારનો બોધ કરે છે, અને " शास्त्रार्थस्य समाप्तत्वान्मुक्तिः स्यात् तावताऽपि ते । रागादयः सन्तु कामं न तद्भावोऽपराध्यते ॥ " (મહાવાક્યથી થનારા જ્ઞાનવડે શાસ્ત્રના પ્રયોજનની સમાપ્તિ થવાથી તેટલાવડેજ તને મોક્ષ થાય છે, પછી તારામાં (જ્ઞાનીમાં) અદૃઢ રાગાદિક ભલે હોય, તેનો સદ્ભાવ મોક્ષને અડચણ કરી શકતો નથી.) એ શાસ્ત્રવચન બ્રહ્મજ્ઞાનીમાં અદૃઢ રાગ સંભવે છે એવો બીજા પ્રકારનો બોધ કરે છે. એ બે શ્લોકનો જ્ઞાનીમાં દૃઢ રાગાદિ સંભવતા નથી, અને તીવ્ર-પ્રારબ્ધકર્મને લીધે જ્ઞાનીમાં અદૃઢ રાગાદિ સંભવે છે, એવો અર્થ કરવાથી બંને શ્લોકમાં પ્રતીત થતો વિરોધ દૂર થઈ બંને શ્લોકની એકવાક્યતા થાય છે. ૧૯૧

હવે શ્રુતિમાંના " कस्य कामाय ? " (કયા ભોક્તામાટે ?) એ બે પદોના અભિપ્રાયને કહે છે:—

जगन्मिथ्यात्ववत्स्वात्माऽसंगत्वस्य समीक्षणात् ।
कस्य कामायेति वचो भोक्त्रभावविवक्षया ॥ १९२ ॥

जगन्मिथ्यात्ववत् स्वात्मासंगत्वस्य समीक्षणात् भोक्त्रभावविवक्षया " कस्य कामाय " इति वचः ॥

સંસારના મિથ્યાપણાપ્રમાણે પોતાના આત્માના અસંગપણાનું સારી રીતે દર્શન કરવાથી ભોગ્યપદાર્થની પેઠે ભોક્તાનો અભાવ સિદ્ધ થાય છે. એ ભોક્તાના અભાવને કહેવાની ઇચ્છાવડે " कस्य कामाय " ( કયા ભોક્તાને માટે ? ) આ શ્રુતિમાંનું વચન છે.

સંસારના મિથ્યાપણાના જ્ઞાનવડે કામના કરવાયોગ્ય વિષયનો અભાવ થાય છે એમ કહેવાની ઇચ્છાથી શ્રુતિમાં " કોને ઇચ્છતો છતો ? " એમ કહ્યું છે, અને પોતાના આત્માના અસંગપણાના જ્ઞાનવડે આત્માના ભોક્તાપણાનો અભાવ નક્કી થાય છે એમ જણાવવામાટે શ્રુતિમાં " કયા ભોક્તાને માટે ? " એમ કહ્યું છે. ૧૯૨

આત્મામાં વસ્તવિક ભોક્તાપણું નથી, પણ લૌકિકરીતે તેમાં ભોક્તાપણું સ્વીકારાય છે એમ બૃહદારણ્યકની શ્રુતિમાં જણાવ્યું છે એ વાતને નીચેના શ્લોકવડે કહે છેઃ—

**पतिजायादिकं सर्वं तत्तद्भोगाय नेच्छति ।**
**किंत्वात्मभोगार्थमिति श्रुतावुद्घोषितं बहु ॥ १९३ ॥**

पतिजायादिकं सर्वं तत्तद्भोगाय न इच्छति, किंतु आत्मभोगार्थं इति श्रुतौ बहु उद्घोषितम् ॥

પતિ ને સ્ત્રી ઇત્યાદિક સર્વ તેના તેના ( તે તે પ્રાણિપદાર્થના ) ભોગને માટે તેની ઇચ્છા કરતાં નથી, પરંતુ પોતાના ભોગને માટે તે તે પ્રાણિપદાર્થની ઇચ્છા કરે છે એમ બૃહદારણ્યક–ઉપનિષદ્‌ની શ્રુતિમાં બહુ રીતે પોકારીને કહ્યું છે. એ કથનવડે આત્મામાં વ્યાવહારિક ભોક્તાપણું પ્રતીત થાય છે. ૧૯૩

એવી રીતે આત્મામાં વ્યાવહારિક ભોક્તાપણું દેખાડીને તેનું વાસ્તવિક ભોક્તાપણું નથી એમ જણાવવામાટે ભોક્તાના સ્વરૂપમાં વિકલ્પ કરે છેઃ—

**किं कूटस्थश्चिदाभासोऽथवा किं वोभयात्मकः ।**
**भोक्ता तत्र न कूटस्थोऽसंगत्वाद्भोक्तृतां व्रजेत् ॥ १९४ ॥**

भोक्ता किं कूटस्थः ? अथवा चिदाभासः ? किं वा उभयात्मकः ? तत्र कूटस्थः असंगत्वात् भोक्तृतां न व्रजेत् ॥

ભોક્તા શું કૂટસ્થ છે ? અથવા ચિદાભાસ છે ? અથવા કૂટસ્થ ને ચિદાભાસ એ બંને છે ? તે ત્રણમાં કૂટસ્થ પોતાના અસંગપણાથી ભોક્તાપણાને પ્રાપ્ત થતો નથી. અસંગપણું ને ભોક્તાપણું પરસ્પરવિરોધી હોવાથી અસંગ-

સ્વભાવવાળો કૂટસ્થ શી રીતે ભોક્તા થઇ શકે? નજ થઇ શકે. કોઇ પ્રતિમાં **किं कूटस्थचिदाभासौ यथा किं चोभयात्मकः** એવું પાઠાંતર જોવામાં આવે છે. તેના અર્થમાં ભેદ નથી. ૧૯૪

ભોક્તાપણું ને અસંગપણું વા અવિકારીપણું એ બંને પરસ્પર કેવી રીતે વિરોધી છે તે જણાવે છેઃ—

**सुखिदुःख्यभिमानाख्यो विकारो भोग उच्यते ।**

**कूटस्थश्च विकारी चेत्येतन्न व्याहतं कथम् ॥ १९५ ॥**

सुखिदुख्यभिमानाख्यः विकारः भोगः [ इति ] उच्यते, [ तथा च ] कूटस्थः च विकारी च इति एतत् वचः कथं न व्याहतम् ? ॥

હું સુખી, હું દુઃખી એવા અભિમાનનામનો જે આત્મામાં પ્રતીત થતો વિકાર તે ભોગ કહેવાય છે. કૂટસ્થ ( અવિકારી ) અને વિકારી ( વિકારવાળો ) આવું વચન વ્યાઘાતદોષવાળું કેમ નહિ? આત્માને જો કૂટસ્થ માનવામાં આવે તો પછી તેને ભોક્તા માની શકાય નહિ. જો આત્માને કૂટસ્થ માન્યા પછી તેને ભોક્તા માનવામાં આવે તો તેમાં વ્યાઘાતદોષની પ્રાપ્તિ થાય છે. ૧૯૫

એકલા ચિદાભાસને પણ ભોક્તા માની શકાય નહિ એમ કહે છેઃ—

**विकारिबुद्ध्यधीनत्वादाभासे विकृतावपि ।**

**निरधिष्ठानविभ्रान्तिः केवला न हि तिष्ठति ॥ १९६ ॥**

विकारिबुद्ध्यधीनत्वात् आभासे विकृतौ अपि केवला निरधिष्ठानविभ्रांतिः न हि तिष्ठति ॥

વિકાર પામનારી બુદ્ધિને અધીન રહેલ હોવાથી ચિદાભાસમાં સુખીપણું, દુઃખીપણું આદિ વિકાર પ્રતીત થતા હોય તોપણ તે ભ્રાંતિથી કલ્પાયેલા છે એમ જાણવું, કેમકે ચિદાભાસ અધિષ્ઠાનરૂપ કૂટસ્થવિના રહી શકતો નથી. વ્યવહારમાં અધિષ્ઠાનવિનાની એકલી ભ્રાંતિ કોઇ સ્થલે રહેતી નથી તેમ અહીં પણ કૂટસ્થવિના કલ્પિત ચિદાભાસ રહી શકે નહિ. ૧૯૬

હવે જે ત્રીજો પક્ષ અવશેષ રહ્યો છે તેના વિષે કહે છેઃ—

**उभयात्मक एवातो लोके भोक्ता निगद्यते ।**

**तादृगात्मानमारभ्य कूटस्थः शोधितः श्रुतौ ॥ १९७ ॥**

अतः लोके उभयात्मकः एव भोक्ता निगद्यते, तादृगात्मानं आरभ्य श्रुतौ कूटस्थः शोधितः ॥

---

१ सुखदुःखाभिमानाख्यः એવું પાઠાંતર છે.

જેથી એકલા કૂટસ્થમાં ને એકલા ચિદાભાસમાં ભોક્તાપણું સંભવતું નથી તેથી વ્યવહારમાં કૂટસ્થ અને ચિદાભાસ એ બેરૂપજ ( કૂટસ્થરૂપ અધિષ્ઠાનસહિત ચિદાભાસજ ) ભોક્તા છે એમ કહેવાય છે. તેવા ભોક્તા આત્માનો આરંભ કરીને બૃહદારણ્યકશ્રુતિમાં ચિદાભાસને દૂર કરીને કૂટસ્થને બાકી રાખેલ છે. ૧૯૭

બૃહદારણ્યક-ઉપનિષદ્‌ના તે વચનનો અર્થ ટુંકામાં કહે છે:—

**आत्मा कतम इत्युक्ते याज्ञवल्क्यो विबोधयन् ।**
**विज्ञानमयमारभ्यासंगं तं पर्यशेषयत् ॥ १९८ ॥**

आत्मा कतमः इति उक्ते [ सति ] याज्ञवल्क्यः विबोधयन् [ सन् ] विज्ञानमयं आरभ्य तं असंगं पर्यशेषयत् ॥

આ શરીરમાં " આત્મા કયો ? " એમ રાજર્ષિ જનકે ભગવાન્ યાજ્ઞવલ્ક્યને પૂછે સતે ભગવાન્ યાજ્ઞવલ્ક્ય તેમને બોધ કરતા છતા વિજ્ઞાનમયથી ( જીવથી–ચિદાભાસથી ) આરંભ કરીને પછી અન્ય સર્વનું નિરાકરણ કરીને કૂટસ્થરૂપ અસંગ આત્માને અવશેષ રાખતા હવા. ૧૯૮

ઐતરેય આદિ બીજી ઉપનિષદોમાં પણ એવીજ રીતે કહેલું છે એમ જણાવે છે:—

**कोऽयमात्मेत्येवमादौ सर्वत्रात्मविचारतः ।**
**उभयात्मकमारभ्य कूटस्थः शेष्यते श्रुतौ ॥ १९९ ॥**

कः अयं आत्मा इति एवमादौ सर्वत्र श्रुतौ आत्मविचारतः उभयात्मकं आरभ्य कूटस्थः शेष्यते ॥

શરીર અને ઇંદ્રિયોમાં કોણ આ આત્મા છે ? જેને અમે ઉપાસીએ છીએ આ અને એવાં બીજા વચનોમાં સર્વસ્થળે શ્રુતિમાં આત્માનો વિચાર કરતાં ઉભયરૂપથી ( અંતઃકરણરૂપ ઉપાધિવાળા આત્માથી ) આરંભ કરીને પ્રજ્ઞાનમાત્ર સ્વરૂપ કૂટસ્થજ બાકી રાખેલ છે. એવી રીતે શ્રુતિઓમાં ચિદાભાસસહિત કૂટસ્થનું ભોક્તાપણું ને કૂટસ્થનું અભોક્તાપણું કહ્યું છે. ૧૯૯

ને જીવ ( ચિદાભાસ ) ભોક્તા નથી તો પછી હું સાચો ભોક્તા છું એમ તેને કેમ જણાય છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

**कूटस्थसत्यतां स्वस्मिन्नध्यस्यात्माऽविवेकतः ।**
**तात्त्विकीं भोक्तृतां मत्वा न कदाचिज्जिहासति ॥ २०० ॥**

आत्मा अविवेकतः कूटस्थसत्यतां स्वस्मिन् अध्यस्य भोक्तृतां तात्त्विकीं मत्वा कदाचित् न जिहासति ॥

જીવાત્મા "હું કૂટસ્થથી ભિન્ન છું" એવા વિવેકજ્ઞાનના અભાવથી કૂટસ્થનુ સત્યપણું પોતાનામાં આરોપીને અને પછી પોતાના ભોક્તાપણાને સાચું માનીને તે ભોગને ક્યારે પણ છોડવાને ઇચ્છતો નથી. ૨૦૦

બૃહદારણ્યકશ્રુતિમાં "આત્માના ભોગમાટે સર્વ પ્રિય થાય છે" એવું જે કહ્યું છે તેમાં જે ભોક્તા એવો શબ્દ છે તેવડે એકલો કૂટસ્થ સમજવાનો નથી, પણ કૂટસ્થસહિત ચિદાભાસને ત્યાં ભોક્તા કહેલો છે એમ જણાવે છેઃ—

**भोक्ता स्वस्यैव भोगाय पतिजायादिमिच्छति ।**
**एष लौकिकवृत्तांतः श्रुत्या सम्यगनूदितः ॥ २०१ ॥**

भोक्ता स्वस्य एव भोगाय पतिजायादिं इच्छति [ इति ] एषः लौकिकवृत्तांतः श्रुत्या सम्यक् अनूदितः ॥

વ્યવહારમાં જે કૂટસ્થસહિત ચિદાભાસ ભોક્તા છે તે ભોક્તા પોતાનાજ ભોગમાટે જો તે સ્ત્રી હોય તો પતિને અને જો તે પતિ હોય તો પત્નીને અને તે બને બીજા પ્રાણિપદાર્થને ઇચ્છે છે. એવી રીતે આ લૌકિકવૃત્તાંત શ્રુતિએ સારી રીતે અનુવાદ કરીને કહેલો છે, બીજો કોઇ અપૂર્વ અર્થ કહ્યો નથી. ૨૦૧

શ્રુતિએ ઉપર જણાવ્યા પ્રમાણે ભોક્તાનો અનુવાદ શામાટે કર્યો છે એમ જાણવાની ઇચ્છા થાય તો ભોક્તામાંજ પ્રેમનું પ્રતિપાદન કરવામાટે એવો અનુવાદ કરેલો છે એમ જણાવે છેઃ—

**भोग्यानां भोक्तृशेषत्वान्मा भोग्येष्वनुरज्यताम् ।**
**भोक्तर्येव प्रधानेऽतोऽनुरागं तं विधित्सति ॥ २०२ ॥**

भोग्यानां भोक्तृशेषत्वात् भोग्येषु मा अनुरज्यताम्, अतः प्रधाने भोक्तरि एव तं अनुरागं विधित्सति ॥

ભોગ્યપદાર્થોના ભોક્તાના ઉપભોગના સાધનપણાથી તે ભોગ્યપદાર્થોમાં જિજ્ઞાસુએ પ્રીતિ ન કરવી, પણ તે ભોગ્યપદાર્થો જેના ઉપભોગમાટે છે તે મુખ્ય ભોક્તારૂપ કૂટસ્થમાંજ તે પ્રીતિ કરવી એમ વિધાન કરવાની શ્રુતિ ઇચ્છા કરે છે. ૨૦૨

તેના સંબંધમાં પુરાણમાં આવેલું પ્રહ્લાદનું વચન પ્રમાણરૂપે આપે છેઃ—

**या प्रीतिरविवेकानां विषयेष्वनपायिनी ।**

**त्वामनुस्मरतः सा मे हृदयान्माप सर्पतु ॥ २०३ ॥**

[ हे ] माप ! अविवेकानां विषयेषु या अनपायिनी मीतिः [ अस्ति, ] सा त्वां अनुस्मरतः मे हृदयात् सर्पतु ॥

હે માયાના સ્વામિન્ ! આત્મજ્ઞાનથી રહિત અવિવેકી પુરુષોની શબ્દાદિ વિષયોમાં ને તેનાં ઉપકરણોમાં જેવી સુદૃઢ પ્રીતિ છે તેવી વિષયોમાં રહેલી સુદૃઢ પ્રીતિ આપનું નિરંતર ચિંતન કરનારો જે હું તે મારા હૃદયમાંથી દૂર થાઓ, અર્થાત મારા અંતઃકરણવિષે વિષયોમાં ને તેનાં સાધનોમાં ધાટી પ્રીતિ ન રહો.

આ શ્લોકના ચોથા ચરણનો **हृदयान्मा अपसर्पतु** એવો પાઠ સ્વીકારીએ તો તેનો નીચે પ્રમાણે અર્થ થઇ શકે છેઃ—

આત્મજ્ઞાનથી રહિત અવિવેકી મનુષ્યોની શબ્દાદિ વિષયોમાં ને તેનાં સાધનોમાં જેવી અવિચલ પ્રીતિ છે તેવી આપને વિષે અવિચલ પ્રીતિ આપનું નિરંતર સ્મરણ કરનારો જે હું તે મારા હૃદયમાંથી દૂર ન થાઓ. ૨૦૩

ઉપરના પુરાણવાક્યનો ચાલતા પ્રસંગની શ્રુતિની સાથે શો સબંધ છે તે જણાવે છેઃ—

**इति न्यायेन सर्वस्माद्भोग्यजाताद्विरक्तधीः ।**

**उपसंहृत्य तां प्रीतिं भोक्तर्येनं बुभुत्सते ॥ २०४ ॥**

इति न्यायेन सर्वस्मात् भोग्यजातात् विरक्तधीः तां मीतिं भोक्तरि उपसंहृत्य एनं बुभुत्सते ॥

એ પુરાણવચનમાં કહેલી રીતે સ્ત્રીપુત્રધનાદિ સર્વ ભોગ્યસમૂહથી જેની બુદ્ધિ પુણ્યસંસ્કારોવડે વૈરાગ્યવાળી થઇ છે તે પુરુષ ભોગ્યમાં રહેલી તે પ્રીતિને મુખ્યભોક્તારૂપ આત્મામાં સમાપ્ત કરીને ( બધી પ્રીતિઓને મુખ્ય-ભોક્તાભણી વાળીને ) મુખ્યભોક્તાને જાણવાને ઇચ્છે છે. ૨૦૪

આત્મામાં સર્વપ્રીતિઓને વાળવાથી શું સિદ્ધ થાય છે તે દૃષ્ટાંતસહિત કહે છેઃ—

**स्रक्चंदनवधूवस्त्रसुवर्णादिषु पामरः ।**

**अप्रमत्तो यथा तद्वन्न प्रमाद्यति भोक्तरि ॥ २०५ ॥**

पामरः स्रक्–चंदन–वधू–वस्त्र–सुवर्णादिषु यथा अप्रमत्तः [ भवति, ] तद्वत् [ मुमुक्षुः ] भोक्तरि न प्रमाद्यति ॥

શાસ્ત્રસંસ્કારવિનાનો મનુષ્ય સુગંધવાળા પુષ્પની માલા, ચંદન, સ્ત્રી, વસ્ત્ર અને સોના આદિમાં જેવો સાવધાન રહે છે, અર્થાત્ તે તેનું નિરંતર સ્મરણ કર્યા કરે છે તેવી રીતે મોક્ષની ઇચ્છાવાળો પુરુષ લોકતાના મુખ્ય-સ્વરૂપભૂત આત્મામાં સાવધાન રહે છે, અર્થાત્ આત્માના સ્વરૂપનું નિરંતર સ્મરણ કર્યા કરે છે. ૨૦૫

તે સંબંધમાં બીજું દૃષ્ટાંત આપે છે —

काव्यनाटकतर्कादीनभ्यस्यति निरंतरम् ।
विजिगीषुर्यथा तद्वन्मुमुक्षुः स्वं विचारयेत् ॥ २०६ ॥

यथा विजिगीषुः निरंतरं काव्य-नाटक-तर्कादीन् अभ्यस्यति, तद्वत् मुमुक्षुः स्वं विचारयेत् ॥

જેવી રીતે પંડિતોની સભામાં પોતાના પ્રતિવાદીનો પરાજય કરવાની ઇચ્છા રાખનારો પુરુષ નિરંતર કાવ્ય, નાટક અને તર્કશાસ્ત્રાદિનો આદરપૂર્વક અભ્યાસ કરે છે, તેવી રીતે મોક્ષ મેળવવાની ઇચ્છા રાખનારો પુરુષ પોતાના વાસ્તવિકસ્વરૂપનો નિરંતર આદરપૂર્વક વિચાર કરે ૨૦૬

તેના સંબંધમાં વળી ત્રીજું દૃષ્ટાંત આપે છે —

जपयागोपासनादि कुरुते श्रद्धया यथा ।
स्वर्गादिवांच्छया तद्वच्छ्रद्दध्यात्स्वे मुमुक्षया ॥ २०७ ॥

यथा स्वर्गादिवाञ्छया जपयागोपासनादि श्रद्धया कुरुते, तद्वत् मुमुक्षया स्वे श्रद्दध्यात् ॥

જેવી રીતે વૈદિકકર્મમાં શ્રદ્ધા રાખનારો પુરુષ સ્વર્ગાદિ ઉત્તમ લોકની ઇચ્છાવડે ગાયત્ર્યાદિ મંત્રનો જપ, જ્યોતિષ્ટોમાદિ યાગ, અને સંધ્યાવંદનાદિરૂપ ઉપાસના ઇત્યાદિ શ્રદ્ધાવડે કરે છે, તેવી રીતે મુમુક્ષુએ મોક્ષ મેળવવાની ઇચ્છાવડે પોતાના આત્મસ્વરૂપમાં શ્રદ્ધા કરવી, અર્થાત્ આત્માના સાક્ષાત્કાર-વડે મને અવશ્ય મુક્ત મળશે એવો સુદૃઢ વિશ્વાસ રાખવો ૨૦૭

એ વિષયને વિશેષ દૃઢ કરવા હવે ચોથું દૃષ્ટાંત કહે છે —

चित्तैकाग्र्यं यथा योगी महायासेन साधयेत् ।
अणिमादिप्रेप्सयैवं विविच्यात्स्वं मुमुक्षया ॥ २०८ ॥

यथा योगी अणिमादिप्रेप्सया महायासेन चित्तैकाग्र्यं साधयेत्, एवं मुमुक्षया स्वं विविच्यात् ॥

જેવી રીતે યોગનો અભ્યાસ કરનાર પુરુષ અણિમાદિ સિદ્ધિની પ્રાપ્તિની ઇચ્છાવડે મોટા પ્રયત્નવડે ચિત્તનું એકાગ્રપણું સિદ્ધ કરે છે, તેવી રીતે મુમુક્ષુએ મોક્ષ મેળવવાની ઇચ્છાવડે પોતાના આત્મસ્વરૂપનું દેહાદિકથી પૃથક્કરણ કરવું, અર્થાત્ આત્માને ત્રણ શરીરોથી, અંતઃકરણની ત્રણ અવસ્થાઓથી અને તેના ત્રણ અભિમાનીઓથી ભિન્ન જાણવો. ૨૦૮

તેમને નિરંતર અભ્યાસ કરવાથી કયા ફલની પ્રાપ્તિ થાય છે તે જણાવે છેઃ—

**कौशलानि विवर्धंते तेषामभ्यासपाटवात् ।**

**यथा तद्वद्विवेकोऽस्याप्यभ्यासाद्विशदायते ॥ २०९ ॥**

यथा अभ्यासपाटवात् तेषां कौशलानि विवर्धन्ते, तद्वत् अस्य अपि अभ्यासात् विवेकः विशदायते ॥

જેવી રીતે લાંબા સમયસુધી નિરંતર આદરપૂર્વક અભ્યાસ કરવાથી શાસ્ત્રાર્થમાં બીજાનો પરાજય કરવા ઇચ્છનાર, સ્વર્ગની પ્રાપ્તિની ઇચ્છા કરનાર અને ચિત્તની એકાગ્રતાની ઇચ્છા કરનાર પુરુષોને અભ્યાસના ચાતુર્યથી પોતપોતાના વિષયોમાં કુશલપણું બહુ વૃદ્ધિ પામે છે, તેવી રીતે આ આત્માનો ને અનાત્માનો વિવેક કરનાર પુરુષને પણ દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક વિવેકનો અભ્યાસ કરવાથી જડચેતનના વિવેકમાં કુશલપણું બહુ વૃદ્ધિ પામે છે, અર્થાત્ તેને શરીરાદિથી આત્મા અત્યંત ભિન્ન છે એવો સ્પષ્ટ બોધ થાય છે. ૨૦૯

ભોક્તાના વાસ્તવિકસ્વરૂપનું જ્ઞાન થવાથી થનારા ફલને કહે છેઃ—

**विविंचता भोक्तृतत्त्वं जाग्रदादिष्वसंगता ।**

**अन्वयव्यतिरेकाभ्यां साक्षिण्यध्यवसीयते ॥ २१० ॥**

अन्वयव्यतिरेकाभ्यां भोक्तृतत्त्वं विविंचता जाग्रदादिषु साक्षिणि असंगता अध्यवसीयते ॥

અન્વય અને વ્યતિરેકવડે ભોક્તાના વાસ્તવિકસ્વરૂપનું દેહાદિ જડથી પૃથક્કરણ કરનારા પુરુષવડે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુર્યામાં સાક્ષીમાં રહેલું અસંગપણું નિશ્ચય કરાય છે. ૨૧૦

હવે અન્વયનું અને વ્યતિરેકનું સ્વરૂપ જણાવે છેઃ—

**यत्र यद्दृश्यते द्रष्ट्रा जाग्रत्स्वप्नसुषुप्तिषु ।**

**तत्रैव तन्नेतरत्रेत्यनुभूतिर्हि संमता ॥ २११ ॥**

द्रष्टा जाग्रत्स्वप्नसुषुप्तिषु यत्र यत् दृश्यते, तत् तत्र एव, इतरत्र न इति अनुभूतिः संमता हि ॥

અંતઃકરણની જાગ્રદાદિ અવસ્થાઓના સાક્ષીવડે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિરૂપ અંતઃકરણની જે અવસ્થામાં જે સ્થૂલ, સૂક્ષ્મ ને આનંદરૂપ દૃશ્ય જેવાય છે તે ત્રણ પ્રકારનું ભોગ્યરૂપ દૃશ્ય તે અવસ્થામાંજ હોય છે, બીજી અવસ્થામાં તે હોતું નથી, પણ સાક્ષી તો તે ત્રણે અવસ્થાઓમાં રહેલો હોય છે, આવો અનુભવ સર્વને સંમત છે, કે આ વાત લોકપ્રસિદ્ધ છે. ૨૧૧

ઉપર જણાવેલા અનુભવમાં શ્રુતિઓનું પણ પ્રમાણ છે એમ કહી તે બે શ્રુતિના સારને કહે છેઃ—

स यत्तत्रेक्षते किंचित्तेनानन्वागतो भवेत् ।
दृष्ट्वैव पुण्यं पापं चेत्येवं श्रुतिषु डिंडिमः ॥ २१२ ॥

सः तत्र यत् किंचित् ईक्षते तेन अनन्वागतः भवेत्, पुण्यं च पापं दृष्ट्वा एव इति एवं श्रुतिषु डिंडिमः ॥

તે સાક્ષી અંતઃકરણની તે જાગ્રદાદિ અવસ્થામાં જે કાંઇ પણ દૃશ્ય જુએ છે તે દૃશ્યની સાથે તે નહિ જોડાયો છતો પોતે બીજી અવસ્થામાં જાય છે, પુણ્યકર્મના ફલને તથા પાપકર્મના ફલને જોઇનેજ પુનઃ બીજી અવસ્થામાં પ્રવેશ કરે છે એવી રીતે "स यत् तत्र किंचित् पश्यत्यनन्वागतस्तेन भवति" (તે તે અવસ્થામાં જે કાંઇ જુએ છે તેની સાથે સંબંધ પામેલો થતો નથી,) તથા "दृष्ट्वैव पुण्यं च पापं च" (પુણ્યને તથા પાપને જોઇને જ) એ બે શ્રુતિઓમાં પોકાર કરેલો છે, અર્થાત્ આત્મા ત્રણે અવસ્થાઓમાં રહ્યા છતો તે ત્રણે અવસ્થાઓના દૃશ્યની સાથે સંબંધ પામતો નથી. ૨૧૨

ભોક્તાના વાસ્તવિકસ્વરૂપનું વિવેચન કરનારી કૈવલ્યોપનિષદ્‌ની શ્રુતિનું કથન કરે છેઃ—

जाग्रत्स्वप्नसुषुप्त्यादिप्रपंचं यत्प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥ २१३ ॥

यत् जाग्रत्-स्वप्न-सुषुप्त्यादिप्रपंचं प्रकाशते, तत् ब्रह्म अहं इति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥

જે સચ્ચિદાનંદસ્વભાવવાળું બ્રહ્મ સાક્ષિરૂપે સ્થિત થઇને જાગ્રદવસ્થારૂપ, સ્વપ્નાવસ્થારૂપ ને સુષુપ્તિ આદિ અવસ્થારૂપ જગતને પ્રકાશે છે તે સચ્ચિદાનંદાદિસ્વભાવવાળું બ્રહ્મ હું છું, પણ અંતઃકરણ ને ચિદાભાસાદિરૂપ હું નથી

એમ શ્રુતિવડે ને પોતાના અનુભવવડે જાણીને જ્ઞાની પુરુષ સુખીપણું, દુઃખીપણું, કર્તાપણું ને ભોક્તાપણું આદિ સર્વ બંધનોથી અત્યંત મોકળો થાય છે. ૨૧૩

અમૃતબિંદુ–ઉપનિષદ્‌ની નીચેની શ્રુતિમાં પણ એવાજ ભાવનું કહ્યું છેઃ—

एक एवात्मा मंतव्यो जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥ २१४ ॥

जाग्रत्-स्वप्न-सुषुप्तिषु एकः एव आत्मा मंतव्यः, [एवं] स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥

જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિમાં એકજ અસંગ આત્મા સ્વીકારવાયોગ્ય છે. એવી રીતે જાગ્રત્ આદિ ત્રણ અવસ્થાઓથી વિવેકજ્ઞાનવડે પૃથક્ થયેલા અસંગ આત્માનો અજ્ઞાનાદિ કારણના અભાવે પુનર્જન્મ થતો નથી. ૨૧૪

કૈવલ્યોપનિષદ્‌માં પણ મુમુક્ષુએ પોતાનું સ્વરૂપ બ્રહ્મ છે એવો નિશ્ચય કરવો એમ કહ્યું છેઃ—

त्रिषु धामसु यद्भोग्यं भोक्ता भोगश्च यद्भवेत् ।
तेभ्यो विलक्षणः साक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥ २१५ ॥

त्रिषु धामसु यत् भोग्यं [यः] भोक्ता च यत् (यः) भोगः भवेत्, तेभ्यः विलक्षणः [यः] साक्षी चिन्मात्रः सदाशिवः [सः एव] अहं [अस्मि] ॥

જાગ્રદાદિ ત્રણ અવસ્થાઓમા જે સ્થૂલરૂપ, સૂક્ષ્મરૂપ ને આનંદરૂપ ભોગ્ય હોય છે, તથા વિશ્વરૂપ, તૈજસરૂપ ને પ્રાજ્ઞરૂપ જે ભોક્તા હોય છે, અને સ્થૂલ, સૂક્ષ્મ ને આનંદરૂપ ભોગ્યનો જે અનુભવ હોય છે તે સર્વથી વિપરીતલક્ષણવાળો જે સાક્ષી, ચૈતન્યમાત્ર, સર્વદા મંગલરૂપ (નિરતિશયરૂપે સર્વદા શોભી રહેલો) છે તેજ હું છું.

મૂલમાં મચેતની પહેલા જે यत् છે તે यः ને સ્થાને વૈદિક પ્રયોગ છે એમ જાણવું. ૨૧૫

જો આત્મા અસંગ હોવાથી તે ભોક્તા નથી, તો ભોક્તાપણું કોનું છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે —

एवं विवेचिते तत्त्वे विज्ञानमयशब्दितः ।
चिदाभासो विकारी यो भोक्तृत्वं तस्य शिष्यते ॥ २१६ ॥

एवं तत्त्वे विवेचिते [सति] यः विज्ञानमयशब्दितः विकारी चिदाभासः [अस्ति,] तस्य भोक्तृत्वं शिष्यते ॥

એવી રીતે આત્મસ્વરૂપનું વિવેચન કરવાથી જે વિજ્ઞાનમયનામથી

કહેવાયેલો વિકારવાળો ચિદાભાસ છે તેનું ભોક્તાપણું અવશેષ રહે છે; અર્થાત્ કૂટસ્થ ભોક્તા નથી, પણ ચિદાભાસ ભોક્તા છે એમ નિશ્ચય થાય છે: ૨૧૬

જો ચિદાભાસ ભોક્તા હોય તો પછી શ્રુતિમા "कस्य कामाय" (કોના ભોગને માટે?) એ શબ્દોવડે ભોક્તાનો નિષેધ શામાટે કર્યો છે એમ શંકા થાય તો, તેનુ સમાધાન કરે છે —

**मायिकोऽयं चिदाभासः श्रुतेरनुभवादपि ।**
**इंद्रजालं जगत्प्रोक्तं तदंतःपात्ययं यतः ॥ २१७ ॥**

श्रुतेः अनुभवात् अपि अयं चिदाभासः मायिकः, यतः जगत् इंद्रजालं प्रोक्तं [ अतः ] तदन्तःपाती अयं [ मिथ्याभूतः एव ] ॥

"માયા પોતામા પડેલા ચેતનના આભાસવડે જીવને અને ઈશ્વરને ઉત્પન્ન કરે છે" એ શ્રુતિથી, તથા દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીમા ચિદાભાસ આવી જવાનો અનુભવ થાય છે તેથી પણ, આ ચિદાભાસ માયિક એટલે મિથ્યા છે જેથી જગત્ ઇંદ્રજાલરૂપ કહ્યુ છે તેથી તેની અતર રહેલો આ ચિદાભાસ પણ મિથ્યારૂપજ છે. એમ હોવાથી કૂટસ્થ વાસ્તવિક ભોક્તા નથી એમ કોના ભોગને માટે એ શબ્દોવડે સિદ્ધ કરવામા આવ્યુ છે ૨૧૭

જગત્ના વિનાશીપણાની પેઠે આ ચિદાભાસના વિનાશીપણાનો અનુભવ થાય છે તેથી પણ તે ( ચિદાભાસ ) મિથ્યા છે એમ જણાવે છે —

**विलयोऽप्यस्य सुप्त्यादौ साक्षिणा ह्यनुभूयते ।**
**एतादृशं स्वस्वभावं विविनक्ति पुनः पुनः ॥ २१८ ॥**

हि सुप्त्यादौ अस्य विलयः अपि साक्षिणा अनुभूयते [ ततः ] एतादृशं स्वस्वभावं पुनः पुनः विविनक्ति ॥

જેથી સુષુપ્તિ, સમાધિ અને મૂર્છામા આ ચિદાભાસનો વિલય પણ સાક્ષીવડે અવશ્ય અનુભવાય છે, તેથી ચિદાભાસ આવા પ્રકારના પોતાના સ્વરૂપને વારવાર કૂટસ્થથી ભિન્નપણાવડે મિથ્યા અને ભિન્ન જાણે છે ૨૧૮

એવો ચિદાભાસ પુન ભોગને ઇચ્છતો નથી એમ દૃષ્ટાંત આપીને સમજાવે છે —

**विविच्य नाशं निश्चित्य पुनर्भोगं न वांछति ।**
**मुमूर्षुः शायितो भूमौ विवाहं कोऽभिवांछति ॥ २१९ ॥**

विविच्य नाशं निश्चित्य पुनः भोगं न वाञ्छति, भूमौ शायितः मुमूर्षुः कः विवाहं अभिवाञ्छति ? ॥

કૂટસ્થથી પોતાને પૃથક્ કરીને તથા પોતાના નાશનો નિશ્ચય કરીને તે ચિદાભાસ પુનઃ સંસારના સુખરૂપ ભોગને ઇચ્છતો નથી. ભૂમિપર સુવાડેલો ને જેનુ મરણ સમીપ આવ્યુ છે એવો કયો પુરુષ પોતાના વિવાહની ઇચ્છા કરે ? નજ કરે. ૨૧૯

એ ચિદાભાસ હુ ભોક્તા છું એવો વ્યવહાર કરવાને પણ શરમાય છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છે —

**जिह्रेति व्यवहर्तुं च भोक्ताहमिति पूर्ववत् ।**
**छिन्ननास इव ह्रीतः क्लिश्यन्नारब्धमश्नुते ॥ २२० ॥**

च "अहं भोक्ता" इति पूर्ववत् व्यवहर्तुं जिह्रेति, छिन्ननासः इव ह्रीतः क्लिश्यन् [सन्] आरब्धं अश्नुते ॥

વળી તે ચિદાભાસ "હું ભોક્તા છું" એવો પૂર્વની પેઠે (જે વેલા ચિદાભાસનો ને કૂટસ્થનો વિવેક થયો નહોતો તે વેલાની પેઠે) વ્યવહાર કરવાને શરમાય છે, અને જેનુ નાક કપાયેલુ છે એવા મનુષ્યની પેઠે શરમાતો છતો ને મારુ પ્રારબ્ધકર્મ હજી નાશ ન પામ્યુ એમ ક્લેશ પામતો છતો પોતાના પ્રારબ્ધકર્મના ફલને ભોગવે છે. ૨૨૦

જે ચિદાભાસ પોતામા ભોક્તાપણુ આરોપતા શરમાય છે તે ચિદાભાસ સાક્ષીમા કદીપણ ભોક્તાપણુ આરોપે નહિ એમ જણાવે છેઃ—

**यदा स्वस्यापि भोक्तृत्वं मंतुं जिह्रेत्ययं तदा ।**
**साक्षिण्यारोपयेदेतादिति कैव कथा वृथा ॥ २२१ ॥**

यदा अयं स्वस्य भोक्तृत्वं मंतुं अपि जिह्रेति, तदा एतत् साक्षिणि आरोपयेत् इति वृथा कथा का एव ? ॥

જ્યારે આ ચિદાભાસ પોતાનુ ભોક્તાપણુ હુ ભોક્તા છું એવી રીતે માનવાને પણ શરમાય ત્યારે તે આ પોતાનામાં રહેલુ ભોક્તાપણુ અસંગ સાક્ષીમા આરોપે એમ કહેવુ એ મિથ્યા વાર્તા છે તે કેમ સભવે ? નજ સભવે ૨૨૧

ઉપર કહેલા અર્થને આ પ્રકરણના પહેલાં શ્લોકમા જણાવેલી શ્રુતિને બધબેસતો કરી બતાવે છેઃ—

**इत्यभिप्रेत्य भोक्तारमाक्षिपत्यविशंकया ।**
**कस्य कामायेति ततः शरीरानुज्वरो न हि ॥ २२२ ॥**

इति अभिप्रेत्य "कस्य कामाय" इति [श्रुतिः] भोक्तारं अविशंकया आक्षिपति, ततः शरीरानुज्वरः न हि ॥

એવા ( કૂટસ્થ ને ચિદાભાસ એ બેમાં કોઇનું પણ વાસ્તવિક ભોક્તાપણું નથી એવી રીતના ) અભિપ્રાયને અનુસરી "કયા ભોક્તાને માટે" આ શ્રુતિનું વચન ભોક્તાનો લેશ પણ શંકાવિના નિષેધ કરે છે તેથી ( ભોક્તાનો અભાવ થવાથી ) શરીરની પછવાડે થનારા તાપો જ્ઞાનીને અવશ્ય થતા નથી ૨૨૨

બ્રહ્મવેત્તાને ત્રણ શરીરની સાથે સંબંધ રાખનારા તાપો થતા નથી એમ દેખાડવામાટે પ્રથમ શરીરના પ્રકાર અને તેમાં રહેલા તાપો જણાવે છેઃ—

स्थूलं सूक्ष्मं कारणं च शरीरं त्रिविधं स्मृतम् ।
अवश्यं त्रिविधोऽस्त्येव तत्र तत्रोचितो ज्वरः ॥ २२३ ॥

स्थूलं सूक्ष्मं च कारणं [इति] शरीर त्रिविधं स्मृतम्, तत्र तत्र उचितः त्रिविधः ज्वरः अवश्य अस्ति एव ॥

સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એમ પ્રાણીઓનું શરીર શાસ્ત્રમાં ત્રણ પ્રકારનું કહ્યું છે. તે તે શરીરમાં સંભવી શકે એવા ત્રણ પ્રકારના તાપ તે તે શરીરમાં અવશ્ય છેજ. ૨૨૩

તેમાં પ્રથમ સ્થૂલશરીરમાં રહેલા તાપો કહે છેઃ—

वातपित्तश्लेष्मजन्यव्याधयः कोटिशस्तनौ ।
दुर्गंधित्वकुरूपत्वदाहभंगादयस्तथा ॥ २२४ ॥

तनौ वातपित्तश्लेष्मजन्यव्याधयः कोटिशः [संति] तथा दुर्गंधित्व-कुरूपत्व-दाह-भंगादयः [सन्ति] ॥

સ્થૂલશરીરમાં વાતદોષ, પિત્તદોષ અને કફદોષ એનાથી ઉત્પન્ન થનારા રોગો કરોડો છે, તથા દુર્ગંધીપણું, કુરૂપપણું, અગ્નિવડે થનારો દાહ ને શરીરના અવયવોનું ભાગવું ઇત્યાદિ દુઃખો પણ સ્થૂલશરીરમાં હોય છે. ૨૨૪

હવે સૂક્ષ્મશરીરમાં રહેલા તાપો જણાવે છેઃ—

कामक्रोधादयः शांतिदांत्याद्या लिंगदेहगाः ।
ज्वरा द्वयेऽपि बाधंते प्राप्त्याऽप्राप्त्या नरं क्रमात् ॥ २२५ ॥

कामक्रोधादयः शांतिदांत्याद्याः लिंगदेहगाः ज्वराः [सन्ति,] द्वये अपि क्रमात् प्राप्त्या [च] अप्राप्त्या नरं बाधंते ॥

કામ, ક્રોધ, લોભ, દ્વેષ, ભય ને એઆદિ અને શમ, દમ શ્રદ્ધા, તિતિક્ષા

ને સમાધાન ઇત્યાદિ સૂક્ષ્મશરીરમાં રહેલા તાપો છે. એ બન્ને તાપો પણ અનુક્રમે પોતાની પ્રાપ્તિવડે અને પોતાની અપ્રાપ્તિવડે મનુષ્યને પીડા કરે છે, અર્થાત્ કામક્રોધાદિ પોતાની પ્રાપ્તિવડે મનુષ્યને પીડા કરે છે, અને શમદમાદિ પોતાની અપ્રાપ્તિવડે મનુષ્યને પીડા ઉપજાવે છે. ૨૨૫

છાંદોગ્યશ્રુતિમાં કારણશરીરમાં રહેલા તાપને જણાવેલા છે એમ કહે છેઃ-

स्वं परं च न वेत्यात्मा विनष्ट इव कारणे ।

आगामिदुःखबीजं चेत्येतदिंद्रेण दर्शितम् ॥ २२६ ॥

कारणे विनष्टः इव आत्मा स्वं च परं न वेत्ति, च एतत् आगामिदुःखबीजं इति इंद्रेण दर्शितम् ॥

કારણશરીરમાં અંતઃકરણની સુષુપ્તિ-અવસ્થાવિષે નાશ પામેલાજેવો થયેલો આત્મા (પુરુષ) પોતાને તથા બીજાને જાણતો નથી, અને આ કારણશરીર ભવિષ્યમાં (જાગ્રતમાં તથા સ્વપ્નમાં) થનારાં દુઃખોના બીજરૂપ છે એમ ઇંદ્રે પોતાના ગુરુ પ્રજાપતિને જણાવેલું છે. ૨૨૬

એવી રીતે ત્રણ શરીરમાં રહેલા તાપોને કહીને હવે તેનું નિવારણ નહિ થઇ શકવાપણું જણાવે છેઃ--

एते ज्वराः शरीरेषु त्रिषु स्वाभाविका मताः ।

वियोगे तु ज्वरैस्तानि शरीराण्येव नासते ॥ २२७ ॥

त्रिषु शरीरेषु एते ज्वराः स्वाभाविकाः मताः, [ अतः ] ज्वरैः वियोगे तु तानि शरीराणि एव न आसते ॥

ઉપર જણાવેલાં સ્થૂલાદિ ત્રણ શરીરોમાં આ તાપો તે શરીરોની સાથે ઉત્પન્ન થયેલા હોવાથી સ્વાભાવિક માનેલા છે. આ કારણથી તે તાપોનો વિયોગ થવાથી તો તે સ્થૂલાદિ ત્રણે શરીરોજ રહેતાં નથી. ૨૨૭

ઉપર જણાવેલા વિષયને દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ--

तंतोर्वियुज्येन्न[1] पटो वालेभ्यः कम्बलो यथा ।

मृदो घटस्तथा देहो ज्वरेभ्योऽपीति दृश्यताम् ॥ २२८ ॥

यथा तंतोः पटः, [वा] वालेभ्यः कम्बलः, [ अथवा ] मृदः घटः न वियुज्येत् तथा ज्वरेभ्यः अपि देहः [ न वियुज्येत् ] इति दृश्यताम् ॥

જેવી રીતે તાંતણાઓથી વસ્ત્ર, ઘેટાના વાળોથી એટલે ઊનથી કામળો, અને માટીથી ઘડો વિયોગ પામતાં નથી, અર્થાત્ તે ઉપાદાનકારણ હોવાથી તેના

૧ અહીં કેટલીક પ્રતમાં वियुज्येत એવો પાઠ જોવામાં આવે છે.

વિના તે રહી શકતા નથી તેવી રીતે શરીરના ઉપાદાનકારણરૂપ તાપોથી પણ આ શરીર વિયોગ પામતું નથી એમ સમજવુ, અર્થાત્ તાપોને અભાવે તે શરીરો રહી શકતા નથી ૨૨૮

અવિકારી આત્મામા તાપનો અભાવ છે એમ જણાવવામાટે પ્રથમ ચિદાભાસમા તાપનો અભાવ જણાવે છે —

**चिदाभासे स्वतः कोऽपि ज्वरो नास्ति यतश्चितः ।**
**प्रकाशैकस्वभावत्वमेव दृष्टं न चेतरत् ॥ २२९ ॥**

चिदाभासे स्वतः कः अपि ज्वरः न अस्ति, यतः चितः प्रकाशैकस्वभावत्वं एव दृष्टं, च इतरत् न [ दृष्टम् ] ॥

ચિદાભાસમા ત્રણ શરીરોમા રહેલા તાપોના સબંધવિના પોતાથી કોઈ પણ તાપ નથી જે કારણથી ચિદાભાસમા ચૈતન્યનુ કેવલ પ્રકાશસ્વભાવપણુજ જ્ઞાનીએ જોયુ છે, પણ એનાથી ભિન્ન બીજુ સત્યરૂપે જોયુ નથી, અર્થાત ચિદાભાસનુ વાસ્તવિકસ્વરૂપ કૂટસ્થ હોવાથી તેમા ત્રણ શરીરમાંનો કોઈ પણ તાપ સ્વભાવથી સભવતો નથી ૨૨૯

હવે કૂટસ્થમા તાપો નથી એમ જણાવે છે —

**चिदाभासेऽप्यसंभाव्या ज्वराः साक्षिणि का कथा ।**
**एवमप्येकतां मेने चिदाभासो ह्यविद्यया ॥ २३० ॥**

[ यदा ] चिदाभासे अपि ज्वराः असंभाव्याः [ तदा ] साक्षिणि का कथा ? एवं अपि चिदाभासः अविद्यया एकता मेने हि ॥

જ્યારે ચિદાભાસમા પણ તાપો સભવી શકતા નથી ત્યારે તે તાપો સાક્ષિરૂપ આત્મામા હોવાની વાતજ શી કરવી ? એમ છતા પણ ચિદાભાસમા અજ્ઞાની જીવોને જે તાપની પ્રતીતિ થાય છે તે ચિદાભાસ અવિદ્યાવડે ત્રણ શરીરોની સાથે પોતાનુ એકપણું માને છે તેથીજ તેને પોતાનામા તાપની ભ્રાંતિ થાય છે ૨૩૦

ચિદાભાસ ત્રણ શરીરોની સાથે કેવી રીતે પોતાનુ એકપણું માને છે એ વાતને વિશેષ સ્પષ્ટ કરે છે —

**साक्षिसत्यत्वमध्यस्य स्वेनोपेते वपुस्त्रये ।**
**तत्सर्वं वास्तवं स्वस्य स्वरूपमिति मन्यते ॥ २३१ ॥**

[ चिदाभासः ] स्वेन उपेते वपुस्त्रये साक्षिसत्यत्वं अध्यस्य तत् सर्वं स्वस्य वास्तवं स्वरूपं इति मन्यते ॥

ચિદાભાસ પોતાના સહિત તાપયુક્ત સ્થૂલાદિ ત્રણ શરીરમાં સાક્ષીના સત્યપણાનો ભ્રમ કરીને તે સર્વ પોતાનું વાસ્તવિકસ્વરૂપ છે એમ તે માને છે. ૨૩૧

આવા મિથ્યાજ્ઞાનથી ચિદાભાસને શું ફલ થાય છે તે જણાવે છેઃ—

**एतस्मिन्भ्रांतिकालेऽयं शरीरेषु ज्वरत्स्वथ ।**

**स्वयमेव ज्वरामीति मन्यते हि कुटुंबिवत् ॥ २३२ ॥**

अयं एतस्मिन् भ्रांतिकाले शरीरेषु ज्वरत्सु अथ स्वयं एव ज्वरामि इति हि कुटुंबिवत् मन्यते ॥

આ ચિદાભાસ એ ભ્રાન્તિના સમયમાં સ્થૂલાદિ ત્રણ શરીરો તાપયુક્ત થયા છતાં હું પોતેજ તાપયુક્ત થઉં છું એવી રીતે કુટુંબવાળા ગૃહસ્થની પેઠે માને છે, અર્થાત્ કુટુંબવાળો ગૃહસ્થ જેમ પોતાના સગાં પીડાતાં હોય તેની પીડાનો આરોપ પોતાનામાં કરે છે તેવી રીતે આ ચિદાભાસ ત્રણ શરીરોની પીડા પોતામાં આરોપે છે. ૨૩૨

ઉપર જણાવેલા દૃષ્ટાંતને ગ્રંથકારશ્રી વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

**पुत्रदारेषु तप्यत्सु तपामीति वृथा यथा ।**

**मन्यते पुरुषस्तद्वदाभासोऽप्यभिमन्यते ॥ २३३ ॥**

यथा पुरुषः पुत्रदारेषु तप्यत्सु [ अहं ] तपामि इति वृथा [एव] मन्यते, तद्वत् आभासः अपि अभिमन्यते ॥

જેવી રીતે કોઈ ગૃહસ્થપુરુષ પોતાનો પુત્ર અને પોતાની સ્રી કોઈ દુઃખથી પીડા પામતાં હોય, છતાં તેમના સંસર્ગને લીધે હું પીડા પામું છું એવું મિથ્યાજ માને છે, તેવી રીતે ચિદાભાસ પણ સંસર્ગને લીધે શરીરો પીડા પામતાં છતાં હું પીડા પામું છું એવું મિથ્યાભિમાન કરે છે. ૨૩૩

અજ્ઞાનકાલમાં ચિદાભાસમાં ભ્રાંતિવડે તાપો દેખાડીને જ્ઞાનકાલમાં તે તાપોનો અભાવ દેખાડે છેઃ—

**विविच्य भ्रांतिमुज्झित्वा स्वमप्यगणयन्सदा ।**

**चिंतयन्साक्षिणं कस्माच्छरीरमनुसंज्वरेत् ॥ २३४ ॥**

विविच्य, भ्रांतिं उज्झित्वा, [च].स्वं अपि अगणयन् साक्षिणं सदा चिंतयन् कस्मात् शरीरं अनुसञ्ज्वरेत् ? ॥

ચિદાભાસ કૂટસ્થને, પોતાને અને ત્રણ શરીરોને વિવેકવડે પૃથક્ પૃથક્ કરીને તથા તાપવાળાં ત્રણ શરીરોની સાથેના પોતાના અભેદભાવરૂપ ભ્રાંતિનો

ત્યાગ કરીને, અને પોતાને પણ સત્યરૂપે નહિ ગણતો છતો સર્વ તાપોથી અત્યંત રહિત પોતાના વાસ્તવિકસ્વરૂપભૂત સાક્ષીનું સદા ચિંતન કરતો છતો શામાટે તાપવાળા શરીરોની પછવાડે પોતે તાપ પામે ? ૨૩૪

વસ્તુનું મિથ્યાજ્ઞાન તાપનો હેતુ છે, અને વસ્તુનું યથાર્થજ્ઞાન તાપની નિવૃત્તિનો હેતુ છે એમ દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ—

**अयथावस्तुसर्पादिज्ञानं हेतुः पलायने ।**

**रज्जुज्ञानेऽहिधीध्वस्तौ कृतमप्यनुशोचति ॥ २३५ ॥**

अयथावस्तुसर्पादिज्ञानं पलायने हेतुः [ च ] रज्जुज्ञाने अहिधीध्वस्तौ [सत्यां] कृतं अपि अनुशोचति ॥

દોરડીમાં કલ્પાયેલા એવા સર્પાદિકનું જ્ઞાન જોનારના ત્યાંથી ભાગી જવામાં હેતુભૂત થાય છે, અને દોરડીનું જ્ઞાન થઇને સર્પનું જ્ઞાન નાશ થવાથી પૂર્વે પોતે મિથ્યા સર્પના જ્ઞાનથી ભાગવાનું કર્યું હતું તેને માટે પશ્ચાત્તાપ પણ કરે છે. ૨૩૫

સાક્ષીનુ નિરંતર ચિંતન કરતો છતો એમ જે આગળ કહ્યું છે તે દૃષ્ટાંતને વધારે સ્પષ્ટ કરે છેઃ—

**मिथ्याभियोगदोषस्य प्रायश्चित्तप्रसिद्धये ।**

**क्षमापयन्निवात्मानं साक्षिणं शरणं गतः ॥ २३६ ॥**

मिथ्याभियोगदोषस्य प्रायश्चित्तप्रसिद्धये साक्षिणं आत्मानं क्षमापयन् इव शरणं गतः [ भवति ] ॥

કોઇના ઉપર ચોરી આદિનો મિથ્યા આરોપ કરવારૂપ જે દોષ થયો હોય તેનુ પ્રાયશ્ચિત્ત સારી રીતે સિદ્ધ કરવામાટે જેના પર તે આરોપ કરવામાં આવ્યો હોય તેની તે આરોપ કરનાર મનુષ્ય વારેવારે ક્ષમા માગે છે તે પ્રમાણે અસંગ સાક્ષિરૂપ આત્મામાં કર્તાપણાનો તથા ભોક્તાપણાનો મિથ્યા આરોપ કરનાર ચિદાભાસ સાક્ષિરૂપ આત્માની જાણે ક્ષમા માગનારા-જેવો થઇને સાક્ષીને શરણે ગયાજેવો થાય છે. ૨૩૬

તેના સંબંધમાં એક બીજું દૃષ્ટાંત આપે છેઃ—

**आवृत्तपापनुत्त्यर्थं स्नानाद्यावर्त्यते यथा ।**

**आवर्तयन्निव ध्यानं सदा साक्षिपरायणः ॥ २३७ ॥**

यथा आवृत्तपापनुत्त्यर्थं स्नानादि आवर्त्यते, [ तथा अयं ] ध्यानं आवर्तयन् इव सदा साक्षिपरायणः ॥

જેવી રીતે વારંવાર કરેલા પાપની નિવૃત્તિમાટે શાસ્ત્રે વિધાન કરેલાં સ્નાનાદિરૂપ પ્રાયશ્ચિત્તનું પાપ કરનારો મનુષ્ય વારંવાર સેવન કરે છે તેવી રીતે આ ચિદાભાસ પણ પોતે અસંસારી સાક્ષીઉપર અનાદિકાલથી સંસારીપણાનો ખોટો આરોપ કર્યો હતો તે દોષની નિવૃત્તિને માટે જાણે સાક્ષીનું વારંવાર ધ્યાન કરતો હોય તેવી રીતે સર્વદા સાક્ષીને પરાયણ થાય છે. ૨૩૭

એ દૃષ્ટાંતવડે ચિદાભાસનું સાક્ષીના પરાયણપણાનું નિરૂપણ કરીને તે ચિદાભાસ પોતાની પ્રખ્યાતિ કરવામાં કેવો શરમાય છે તે દૃષ્ટાંત આપીને કહે છેઃ—

उपस्थकुष्ठिनी वेश्या विलासेषु विलज्जते ।
जानतोऽग्रे तथाऽऽभासः स्वप्रख्यातौ विलज्जते ॥ २३८ ॥

[यथा] उपस्थकुष्ठिनी वेश्या जानतः अग्रे विलासेषु विलज्जते, तथा [अयं] आभासः स्वप्रख्यातौ विलज्जते ॥

જેવી રીતે જેના ગુહ્ય અંગમાં કોઢ થયેલો છે એવી ગણિકા પોતાના તે રોગને જાણનારા પુરુષની આગળ વિલાસોમાં અત્યંત શરમાય છે તેવી રીતે આ ચિદાભાસ આત્મજ્ઞાનીઆગળ પોતાની પ્રખ્યાતિમાટે એટલે પોતાના ગુણો પ્રકટ કરવામાટે અત્યંત શરમાય છે. ૨૩૮

ત્રણ શરીરોથી પોતાને અત્યંત પૃથક્ જાણનારા ચિદાભાસને ત્રણે શરીરોની સાથે પોતાના એકપણાની ભ્રાંતિ થતી નથી એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

गृहीतो ब्राह्मणो म्लेच्छैः प्रायश्चित्तं चरन्पुनः ।
म्लेच्छैः संकीर्यते नैव तथाऽऽभासः शरीरकैः ॥ २३९ ॥

म्लेच्छैः गृहीतः ब्राह्मणः प्रायश्चित्तं चरन् पुनः म्लेच्छैः न संकीर्यते एव, तथा आभासः शरीरकैः [न संकीर्यते एव ]॥

જેવી રીતે યવનોએ પકડેલો બ્રાહ્મણ તે સંસર્ગદોષની નિવૃત્તિ કરનારું પ્રાયશ્ચિત્ત કર્યા પછી પુનઃ યવનોની સાથે ભેળાતો નથીજ, તેવીજ રીતે આત્મસ્વરૂપનું જ્ઞાન થયા પછી ચિદાભાસ તુચ્છ શરીરોની સાથે મળી જતો નથીજ. ૨૩૯

ચિદાભાસ માત્ર પોતાના દોષની નિવૃત્તિમાટેજ સાક્ષીને શરણે જાય છે એમ નહિ, પણ પોતાને ઉત્તમપ્રકારનું ફલ મળવાના હેતુથી પણ તે સાક્ષીનો આશ્રય કરે છે એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

यौवराज्ये स्थितो राजपुत्रः साम्राज्यवांछया ।
राजानुकारी भवति तथा साक्ष्यनुकार्ययम् ॥ २४० ॥

[यथा] यौवराज्ये स्थितः राजपुत्रः साम्राज्यवांछया राजानुकारी भवति, तथा अयं साक्ष्यनुकारी [ भवति ] ॥

જેવી રીતે રાજાના જીવતાં યુવરાજના પદપર સ્થિત થયેલો રાજપુત્ર ચક્રવર્તી રાજ્યની ઇચ્છાવડે રાજાનું અનુકરણ કરનારો એટલે પ્રજાને રાજી રાખવી ઇત્યાદિ ગુણોથી યુક્ત થાય છે તેવી રીતે આ ચિદાભાસ સાક્ષિરૂપે સ્થિત થવા સાક્ષીનું અનુકરણ કરનારો થાય છે; અર્થાત્ તે સાક્ષીના સ્વભાવોને પોતામાં સ્થિર કરે છે. ૨૪૦

રાજાનું અનુકરણ કરવાથી જેમ યુવરાજને સામ્રાજ્યની પ્રાપ્તિ થાય છે તેમ સાક્ષીનું અનુકરણ કરવાથી ચિદાભાસને સાક્ષિસ્વરૂપથી અભિન્ન બ્રહ્મભાવની પ્રાપ્તિ થાય છે એમ જણાવે છેઃ—

यो ब्रह्म वेद ब्रह्मैव भवत्येव इति श्रुतिः ।
श्रुत्वा तदेकचित्तः सन्ब्रह्म वेत्ति न चेतरत् ॥ २४१ ॥

" यः ब्रह्म वेद [ सः ] ब्रह्म एव भवति एव " इति श्रुतिः श्रुत्वा तदेकचित्तः सन् ब्रह्म वेत्ति च इतरत् न ॥

" જે મનુષ્ય બ્રહ્મને જાણે છે તે મનુષ્ય અવશ્ય બ્રહ્મજ થાય છે," એવી શ્રુતિ છે. તે સાંભળીને ચિદાભાસ એ બ્રહ્મમાંજ ચિત્ત રાખનારો થઈને બ્રહ્મને જાણે છે, પણ તેનાથી ભિન્ન બીજાને જાણતો નથી. એવી રીતે ચિદાભાસ પોતાના સાક્ષિસ્વરૂપથી અભિન્ન બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિમાટે સાક્ષીનું પ્રીતિ ને સાવધાનતાથી અનુકરણ કરે છે. ૨૪૧

બ્રહ્મજ્ઞાનવડે બ્રહ્મસ્વરૂપની પ્રાપ્તિ થવાથી ચિદાભાસનો નાશ થાય છે, તો તે ચિદાભાસ પોતાના નાશમાં કેવી રીતે પ્રવૃત્ત થાય એમ શંકા થાય તો તેનું નિરાકરણ કરે છેઃ—

देवत्वकामा ह्यग्न्यादौ प्रविशंति यथा तथा ।
साक्षित्वेनावशेषाय स्वविनाशं स वांछति ॥ २४२ ॥

देवत्वकामाः यथा अग्न्यादौ प्रविशन्ति हि, तथा सः साक्षित्वेन अवशेषाय स्वविनाशं वांछति ॥

૧ અહીં શ્રુતિમ્ એવો પાઠ પણ જોવામાં આવે છે

દેવભાવની ઇચ્છા કરનારા મનુષ્યો જેવી રીતે અગ્નિમાં કે ગંગાદિ પવિત્ર તીર્થના જલમાં પોતાના સ્થૂલશરીરનો વિનાશ કરવામાટે પ્રવેશ કરે છે એ વાત લોકમાં પ્રસિદ્ધ છે, તેવી રીતે આ ચિદાભાસ સાક્ષિસ્વરૂપવડે અવશેષ રહેવા-માટે પોતાના વિનાશની ઇચ્છા કરે છે એમ વેદાંતશાસ્ત્ર જણાવે છે. ૨૪૨

બ્રહ્મજ્ઞાનવડે જો ચિદાભાસની નિવૃત્તિ થઇ જતી હોય તો બ્રહ્મજ્ઞાનીનો ચિદાભાસ પણ બ્રહ્મજ્ઞાન થવાવડે નિવૃત્ત થઈ જવો જોઇએ, પણ તેમ થતું જોવામાં આવતું નથી, એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

**यावत्स्वदेहदाहं स नरत्वं नैव मुंचति ।**
**यावदारब्धदेहं स्यान्नाभासत्वविमोचनम् ॥ २४३ ॥**

यावत् स्वदेहदाहं सः नरत्वं न मुंचति एव, [तथा] यावदारब्धदेहं आभासत्वविमोचनं न स्यात् ॥

જેવી રીતે જ્યાંસુધી પોતાનો સ્થૂલશરીરનો દાહ ન થઇ જાય ત્યાંસુધી દેવભાવ પામવાને માટે જેણે અગ્નિમાં પ્રવેશ કર્યો છે તેવો પુરુષ પોતાનું પુરુષપણું મૂકતો નથીજ, તેવી રીતે જ્યાંસુધી આરબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલું બ્રહ્મજ્ઞાનીનું સ્થૂલશરીર વિદ્યમાન હોય ત્યાંસુધી તેમના ચિદાભાસપણાની નિવૃત્તિ થતી નથી, અર્થાત્ આરબ્ધકર્મ હોય ત્યાંસુધી તેમના ચિદાભાસનું ચિદાભાસપણું (જીવપણું) અન્યને પ્રતીત થયા કરે છે. ૨૪૩

અજ્ઞાનની નિવૃત્તિ થયા પછી જ્ઞાનીને "હું મનુષ્ય છું", "હું કર્તા-ભોક્તા છું" એવું વિપરીતજ્ઞાન કેવી રીતે પ્રતીત થાય એવી શંકા થાય તો દૃષ્ટાંત આપીને તે શંકાનું સમાધાન કરે છે:—

**रज्जुज्ञानेऽपि कंपादिः शनैरेवोपशाम्यति ।**
**पुनर्मंदांधकारे सा रज्जुः क्षिप्तोरगी भवेत् ॥ २४४ ॥**

रज्जुज्ञाने अपि कंपादिः शनैः एव उपशाम्यति, [च] मंदांधकारे क्षिप्ता सा रज्जुः पुनः उरगी भवेत् ॥

દીવા આદિ સાધનવડે દોરડીનું જ્ઞાન થયા છતાં પણ સર્પની ભ્રાંતિ-વડે જે કંપાદિ થયેલ હોય તે કંપાદિ ધીરે ધીરે શાંત થાય છે, તુરત શાંત થઇ જતાં નથી, અને મંદ અંધકારમાં કોઇએ ફેંકેલી તે દોરડી પુનઃ ક્યારેક સાપણરૂપે પણ પ્રતીત થાય છે, તેમ સિદ્ધાંતમાં પણ જાણવું. ૨૪૪

હવે ઉપરના દૃષ્ટાંતને સિદ્ધાંતની સાથે જોડી બતાવે છે:—

**एवमारब्धभोगोऽपि शनैः शाम्यति नो हठात् ।**
**भोगकाले कदाचित्तु मर्त्योऽहमिति भासते ॥ २४५ ॥**

एवं आरब्धभोगः अपि शनैः शाम्यति, द्रुतात् नो, तु कदाचित् भोगकाले अहं मर्त्यः इति भासते ॥

ઉપર જણાવેલા દષ્ટાંતની પેઠે પ્રારબ્ધકર્મવડે બ્રહ્મજ્ઞાનીને પ્રાપ્ત થવાનો સુખદુઃખના અનુભવરૂપ ભોગ પણ ધીરે ધીરે શાંત થાય છે, ઊતાવળે શાંત થતો નથી, અને ક્યારેક તીવ્રપ્રારબ્ધકર્મના ફલરૂપ ભોગના સમયમાં તેમને " હું મરણધર્મવાળો મનુષ્ય છું " એવી ક્ષણિક પ્રતીતિ પણ થાય છે. ૨૪૫

બ્રહ્મજ્ઞાન પામેલા મનુષ્યના મનમાં કોઇ વેલા હું મનુષ્ય છું એવો ભાવ ઉદય પામે તો તેથી તેમના તત્ત્વજ્ઞાનનો નાશ થતો નથી એમ જણાવે છે–

नैतावतापराधेन तत्त्वज्ञानं विनश्यति ।
जीवन्मुक्तिव्रतं नेदं किंतु वस्तुस्थितिः खलु ॥ २४६ ॥

एतावता अपराधेन तत्त्वज्ञानं न विनश्यति, इदं जीवन्मुक्तिव्रतं न, किंतु वस्तुस्थितिः खलु॥

કોઇ વેલા " હું મનુષ્ય છું " એવા જ્ઞાનનો ઉદય આત્મજ્ઞાનીના મનમાં થાય તો તેમના એટલા અપરાધવડે તે આત્મજ્ઞાનીના આત્મસ્વરૂપનું જ્ઞાન વિનાશ પામતું નથી, કેમકે આ જીવન્મુક્તિનામનું વ્રત નથી, કે જેનું પૂરું પાલન ન કરવાથી તે જ્ઞાનનો નાશ થાય. આ તો યથાર્થ આત્મજ્ઞાનવડે ભ્રાંતિજ્ઞાનની નિવૃત્તિ થવી એવો પ્રસિદ્ધ વસ્તુસ્વભાવ છે એમ જાણવું.

કોઇ વેલા આત્મજ્ઞાનીના અંતઃકરણની વૃત્તિનું બહિર્મુખપણું થવાથી " હું મનુષ્ય છું " એવું ભાન જો આત્મજ્ઞાનીના અંતઃકરણમાં ઉદય પામે તો પુનઃ " હું આત્મા છું " એવી ભાવનાવડે તે નિવૃત્ત થઇ જાય છે. આત્મજ્ઞાનીને કવચિત એવું ભાન થાય તો તેથી તેમનું આત્મજ્ઞાન નાશ પામતું નથી. ૨૪૬

" હું દશમો છું " એમ જાણવાથી તે વિદ્યાર્થીઓની દશમાના અભાવની ભ્રાંતિ નિવૃત્ત થઈ જાય છે, પણ માથું કૂટવાથી તેમને માથામાં થયેલું ઢીમણું મટવામાં સમય જોઈએ છીએ એમ જણાવે છેઃ—

दशमोऽपि शिरस्ताडं रुदन्बुद्ध्वा न रोदिति ।
शिरोव्रणस्तु मासेन शनैः शाम्यति नो तदा ॥ २४७ ॥

शिरस्ताडं रुदन् दशमः अपि बुद्ध्वा न रोदिति, तु शिरोव्रणः मासेन शनैः शाम्यति, तदा नो॥

માથું કૂટતો ને રુદન કરતો દશમો વિદ્યાર્થી પણ " હું દશમો છું " એમ જાણીને પછી રોતો નથી, પરંતુ તેના માથામાં કૂટવાથી થયેલું ઢીમણું તો

એકાદ મહિને ધીરે ધીરે શમે છે, ( રુઝાઇ જાય છે, ) પણ તે તુરત રુઝા' જતું નથી. ૨૪૭

આત્માનું દઢજ્ઞાન થયા પછી આત્મજ્ઞાનીનું પ્રારબ્ધકર્મવડે થનારું દુઃખી-પણું મુક્તિના લાભવડે ઢંકાઇ જાય છે એમ જણાવે છેઃ—

दशमामृतिलाभेन जातो हर्षो व्रणव्यथाम् ।
तिरोधत्ते मुक्तिलाभस्तथा प्रारब्धदुःखिताम् ॥ २४८ ॥

[ यथा ] दशमामृतिलाभेन जातः हर्षः व्रणव्यथां तिरोधत्ते, तथा मुक्तिलाभः प्रारब्धदुःखितां [ तिरोधत्ते ] ॥

જેમ દશમા વિદ્યાર્થીનું મરણ થયું નથી, પણ તે જીવે છે, એમ તેના જીવવાના લાભવડે અંતઃકરણમાં ઉત્પન્ન થયેલો હર્ષ દશમા વિદ્યાર્થીના કૂટ-વાળા ઢીમણાની વ્યથાને ઢાંકી દે છે તેમ પોતાને પ્રાપ્ત થયેલી મુક્તિનો લાભ પોતાના પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલા દુઃખીપણાને ઢાંકી દે છે. ૨૪૮

જીવન્મુક્તિ વ્રત નથી એમ જે આગળ જણાવ્યું છે તે કથનનો અભિપ્રાય કહે છેઃ—

व्रताभावाद्यदाध्यासस्तदा भूयो विविच्यताम् ।
रससेवी दिने भुंक्ते भूयो भूयो यथा तथा ॥ २४९ ॥

यथा रससेवी दिने भूयः भूयः भुंक्ते, तथा व्रताभावात् यदा अध्यासः तदा भूयः विविच्यताम् ॥

જેવી રીતે રસાયનનું ( પારા આદિની ભસ્મનું ) સેવન કરનારો મનુષ્ય પોતાને બહુ ભૂખ લાગવાથી એકજ દિવસમા પોતાને લાગેલી ભૂખની નિવૃત્તિ-માટે વારવાર ભોજન કર્યા કરે છે, તેવી રીતે જીવન્મુક્તિ એ વ્રત ન હોવાથી જ્યારે જ્યારે આત્મજ્ઞાનીના મનમા " હું મનુષ્ય છું " એવી ભ્રાંતિનો ઉદય થાય ત્યારે ત્યારે પુનઃ " હું મનુષ્ય નથી, પણ સચ્ચિદાનંદઘન આત્મા છું, " એવો વિવેક તેણે કર્યા કરવો. ૨૪૯

આત્માના અપરોક્ષ અનુભવવડે પણ દૂર નહિ થનારા પ્રારબ્ધકર્મના ફલની નિવૃત્તિ કયા ઉપાયવડે થાય છે એ દૃષ્ટાંતસહિત જણાવે છે.—

शमयत्यौषधेनायं दशमः स्वं व्रणं यथा ।
भोगेन शमयित्वैतत्प्रारब्धं मुच्यते तथा ॥ २५० ॥

यथा अयं दशमः औषधेन स्वं व्रणं शमयति, तथा भोगेन एतत् प्रारब्धं शमयित्वा मुच्यते ॥

જેવી રીતે આ દશમો વિદ્યાર્થી ઔષધવડે પોતાનું ફૂટવાળું ઢીમણું શાંત કરે છે તેમ પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થનારા ભોગવડે આ પ્રારબ્ધકર્મોને શાંત કરીને આત્મજ્ઞાની વિદેહમુક્તિ પામે છે. ૨૫૦

શોકની નિવૃત્તિરૂપ ચિદાભાસની છઠ્ઠી અવસ્થા આગળ કહેવાઇ ગઇ, હવે તેની સાતમી અવસ્થા કહેવાનો આરંભ કરે છે:—

किमिच्छन्निति वाक्योक्तः शोकमोक्ष उदीरितः ।

आभासस्य ह्यवस्थैषा षष्ठी तृप्तिस्तु सप्तमी ॥ २५१ ॥

"किम् इच्छन्" इति वाक्योक्तः शोकमोक्षः उदीरितः एषा हि आभासस्य षष्ठी अवस्था, तृप्तिः तु सप्तमी ॥

"કયા ભોગ્યપદાર્થને ઇચ્છતો છતો" આ વાક્યમાં કહેલા શોકની નિવૃત્તિ હમણાંસુધી કહી. આ શોકની નિવૃત્તિ એ, પ્રસિદ્ધ ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે, અને પરમતૃપ્તિ તો ચિદાભાસની સાતમી અવસ્થા છે. ૨૫૧

આત્માના દૃઢ અનુભવવડે પ્રાપ્ત થનારી તૃપ્તિ પ્રતિબંધરહિત છે એવી પ્રતિયોગીના દર્શનપૂર્વક પ્રતિજ્ઞા કરે છે:—

सांकुशा विषयैस्तृप्तिरियं तृप्तिर्निरंकुशा ।

कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव तृप्यति ॥ २५२ ॥

विषयैः तृप्तिः सांकुशा [ च ] इयं तृप्तिः निरंकुशा, [ यतः ] कृत्यं कृतं, प्रापणीयं प्राप्तं इति एव तृप्यति ॥

શબ્દાદિ વિષયોવડે પ્રાપ્ત થનારી તૃપ્તિ પ્રતિબંધસહિત ( બીજા શ્રેષ્ઠતર વિષયની ઇચ્છાવડે કુંઠિત થનારી–દબાઇ જનારી ) છે, અને આનંદઘન આત્માના અનુભવવડે જીવન્મુક્તને પ્રાપ્ત થનારી આ તૃપ્તિ પ્રતિબંધરહિત ( કોઇ પણ વિષયની ઇચ્છાવડે નહિ દબાનારી ) છે, કેમકે જે કરવાયોગ્ય હતું તે સર્વ મેં કર્યું, અને જે પ્રાપ્ત કરવાયોગ્ય હતું તે સર્વ મેં પ્રાપ્ત કર્યું એવી રીતે તે જ્ઞાની પોતાના અંતઃકરણમાં પરિતૃપ્ત થાય છે. ૨૫૨

કરવાયોગ્ય સર્વ મેં કર્યું એમ જે ઉપર આત્મજ્ઞાનીનું માનવું કહ્યું તેને સ્પષ્ટ કરે છે:—

ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।

बहु कृत्यं पुराऽस्याभूत्तत्सर्वमधुना कृतम् ॥ २५३ ॥

ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै च मुक्तेः सिद्धये अस्य पुरा बहु कृत्यं अभूत्, तत् सर्वं अधुना कृतम् ॥

એ જ્ઞાનીને આત્મજ્ઞાન થયાની પૂર્વે આ લોકમા ઇષ્ટની પ્રાપ્તિમાટે ને અનિષ્ટની નિવૃત્તિમાટે ખેડ ને વ્યાપાર આદિરૂપ, સ્વર્ગની પ્રાપ્તિમાટે શાસ્ત્રોક્ત અગ્નિહોત્રાદિ કર્મના અનુષ્ઠાનરૂપ અને ઉપાસનારૂપ તથા મુક્તિની પ્રાપ્તિમાટે જ્ઞાનના સાધન વિવેકાદિરૂપ ને શ્રવણાદિરૂપ ઘણુ કર્તવ્ય હતુ, પણ તે સર્વ કર્તવ્યો હમણાં (જ્ઞાનદશામા) પરમાનદની પ્રાપ્તિ થવાથી સપૂર્ણ થયા છે, હવે તેમાનુ એક પણ કર્તવ્ય તેમને અવશેષ રહ્યુ નથી ૨૫૩

જીવન્મુક્તના એવી રીતના કૃતાર્થપણાનુ પ્રતિપાદન કરીને હવે તેના ફલરૂપ તૃપ્તિને જણાવે છે —

तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।
अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ २५४ ॥

अय तत् एतत् कृतकृत्यत्वं प्रतियोगिपुरःसर अनुसंदधत् एव एवं नित्यशः तृप्यति ॥

આ જીવન્મુક્ત પુરુષ પોતાનુ તે આ કૃતાર્થપણુ પોતાનાથી વિપરીત સ્થિતિવાળાની સ્થિતિસાથે અનુસધાન કરતા છતાજ એવી રીતે સર્વદા તૃપ્તિ પામે છે ૨૫૪

હવે ઉપર જણાવેલા અનુસધાનનુ નિરૂપણ કરે છે —

दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।
परमानंदपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ २५५ ॥

दुःखिनः अज्ञाः पुत्राद्यपेक्षया काम ससरन्तु, परमानंदपूर्णः अह किमिच्छया ससरामि ? ॥

પોતાને દુ ખી માનનારા ને બ્રહ્મને નહિ જાણનારા મનુષ્યો પુત્રાદિની ઇચ્છાવડે ભલે તેમની ઇચ્છા થાય તેમ આ સસારમા ભટકો, પણ પરમાનદ વડે પરિપૂર્ણ થયેલા હૃદયવાળો હુ કયા પ્રાણીની ને કયા પદાર્થની ઇચ્છાવડે પામર અને વિષયીની પેઠે આ સસારમા ભટકુ ? ૨૫૫

સ્વર્ગાદિમાટે શાસ્ત્રોક્તકર્મનુ અનુષ્ઠાન કરનારા મનુષ્યોથી જ્ઞાની પોતાનુ વિપરીતપણુ જણાવે છે —

अनुतिष्ठन्तु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥ २५६ ॥

परलोकयियासवः कर्माणि अनुतिष्ठन्तु, सर्वलोकात्मक [ अह ] कस्मात् किं कथ अनुतिष्ठामि ? ॥

જેમને સ્વર્ગાદિ લોકમાં જવાની ઇચ્છા હોય તેઓ ભલે શાસ્ત્રોક્ત અગ્નિહોત્રાદિ કામ્યકર્મોનું અનુષ્ઠાન કરે, પણ સર્વલોકસ્વરૂપ એવો હું કયા કારણથી ( કયા ફલની ઇચ્છાથી ) કયા કર્મનું કેવી રીતે અનુષ્ઠાન કરું ? ૨૫૬

સ્વાર્થને માટે તમે ભલે કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ ન કરો, પણ તમારે બીજાના ભલામાટે પ્રવૃત્તિ કરવી જોઇએ એમ જો કોઇ કહે તો તેના સમાધાનમાટે તે બ્રહ્મવેત્તા નીચે પ્રમાણે જણાવે છેઃ—

व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयंतु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥ २५७ ॥

ये अत्र अधिकारिणः [ सन्ति ] ते शास्त्राणि व्याचक्षतां, वा वेदान् अध्यापयन्तु, मे तु अक्रियत्वतः अधिकारः न ॥

જેઓ અહીં શાસ્ત્રોનું વ્યાખ્યાન કરવામાં વા વેદોનું અધ્યયન કરાવવામાં વર્ણવડે ને આશ્રમવડે અધિકારી હોય તેઓ ભલે અન્ય જનસમીપ પરોપકારાર્થે શાસ્ત્રોનું વ્યાખ્યાન કરે, અથવા ઋગાદિ વેદોનું દ્વિજોને અધ્યયન કરાવે, મને તો મારા સ્વાભાવિક અક્રિયપણાથી તેવો લેશ પણ અધિકાર નથી, તેથી હું કેવી રીતે અન્ય જનોની આગળ શાસ્ત્રોનું વ્યાખ્યાન કરું ? વા દ્વિજોને વેદોનું અધ્યયન કરાવું ? ૨૫૭

તમે કહો છો કે હું કાંઇ કરતો નથી, પણ તમે તો અમને સૌને નિદ્રા અને ભિક્ષા આદિ કરતા જણાઓ છો એમ જો કોઇ કહે તો તેનું તે બ્રહ્મવેત્તા નીચે પ્રમાણે ઉત્તર આપે છેઃ—

निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारश्चेत्कल्पयन्ति किं मे स्यादन्यकल्पनात् ॥ २५८ ॥

निद्राभिक्षे स्नानशौचे [ अहं ] न इच्छामि, च न करोमि, द्रष्टारः कल्पयन्ति चेत् अन्यकल्पनात् मे किं स्यात् ? ॥

નિદ્રા, ભિક્ષા, સ્નાન ને શૌચની અસંગ ને અક્રિયસ્વભાવવાળો હું ઇચ્છા કરતો નથી, તથા કરતો પણ નથી, છતાં બીજા જોનારાઓ જો મારામાં તેવો આરોપ કરે છે તો તે બીજાના આરોપ કરવાથી મારા અક્રિયસ્વભાવને શી હાનિ થાય ? અર્થાત્ નજ હાનિ થાય, કેમકે મારી દૃષ્ટિથી હું અભિમાનપૂર્વક કાંઇ પણ કર્મ કરતો નથીજ. ૨૫૮

બીજાઓની કલ્પનાવડે વસ્તુનો સ્વભાવ બદલાઇ જતો નથી એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

गुंजापुंजादि दह्येत नान्यारोपितवह्निना।
नान्यारोपितसंसारधर्मानेवमहं भजे ॥ २५९ ॥

[यथा] अन्यारोपितवह्निना गुंजापुंजादि न दह्येत एवं अन्यारोपितसंसारधर्मान् अहं न भजे ॥

જેવી રીતે વાંદરા આદિ પ્રાણીઓએ અગ્નિના જેવા રાતા રંગવાળા ચણોઠીના ઢગલા આદિમાં આરોપ કરેલા અગ્નિવડે તે ચણોઠીઓના ઢગલા આદિ કોઈ પણ પ્રાણિપદાર્થને બાળતા નથી, તેવી રીતે અજ્ઞાનીઓએ અકર્તા ને અભોક્તા એવા મારામાં આરોપ કરેલા કર્તાપણું ને ભોક્તાપણું આદિ સંસારના ધર્મોને હું વાસ્તવિકરીતે કદીપણ સેવતો નથી. ૨૫૯

જો તમારે બીજું કાંઇ પણ કર્તવ્ય ન હોય તો ભલે તે કર્તવ્ય તમારે ન હોય, પણ વેદાંતનું શ્રવણમનન તો તમારે અવશ્ય કરવું જોઇએ એમ જો કોઈ કહે તો તેનું તેઓ સમાધાન આપે છેઃ—

शृण्वन्त्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।
मन्यंतां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥ २६० ॥

[ये] अज्ञाततत्त्वाः ते शृण्वन्तु अहं [तु] जानन् [सन्] कस्मात् शृणोमि ? संशयापन्नाः मन्यन्तां, अहं असंशयः न मन्ये ॥

જેઓ આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપને જાણતા નથી તેઓ ( એવા મુમુક્ષુઓ ) ભલે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરે, પણ હું તો બ્રહ્મસ્વરૂપને જાણતો છતો શા કારણથી વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરું ? જેઓ બ્રહ્મ આદિના સ્વરૂપમાં સંશય પામેલા હોય તેઓ ભલે વેદાંતશાસ્ત્રના ઉપદેશનું મનન કરે, હું બ્રહ્મ આદિના સ્વરૂપમાં સંશયવાળો નથી તેથી વેદાંતશાસ્ત્રના ઉપદેશનું મનન કરતો નથી. એવી રીતે હું બ્રહ્મસ્વરૂપના જ્ઞાનવાળો ને સંશયરહિત હોવાથી મારે વેદાંતશાસ્ત્રનું શ્રવણ ને મનન કરવાની કાંઈ પણ આવશ્યકતા રહી નથી. ૨૬૦

હું વિપરીતભાવનાથી રહિત હોવાથી મારે નિદિધ્યાસન પણ કર્તવ્ય નથી એમ જણાવે છેઃ—

विपर्यस्तो निदिध्यासेत्किं ध्यानमविपर्ययात् ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥ २६१ ॥

विपर्यस्तः निदिध्यासेत्, अविपर्ययात् ध्यानं किम् ? अहं देहात्मत्वविपर्यासं कदाचित् न भजामि ॥

જેના અંતઃકરણમાં દેહાદિમાં આત્માની ભ્રાંતિ હોય, ને જગતમાં સત્યપણાની ભ્રાંતિ હોય, તે ભલે નિદિધ્યાસન ( બ્રહ્મધ્યાન વા બ્રહ્મવિચાર ) કરે, મારા અંતઃકરણમાં વિપરીતભાવના ન હોવાથી મને બ્રહ્મધ્યાન શા કામનું છે ? હું શરીરમાં આત્મપણાની વિપરીતભાવનાને ક્યારે પણ સેવતો નથી, અને જગતના સત્યપણાની ભ્રાંતિને પણ હું સેવતો નથી, એટલે મારે નિદિધ્યાસન પણ કર્તવ્ય નથી. ૨૬૧

વિપરીતભાવનાવિના " હું મનુષ્ય છું " આવો વ્યવહાર જ્ઞાનીથી કેમ થઇ શકે એમ જો શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अहं मनुष्य इत्यादिव्यवहारो विनाप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥ २६२ ॥

अहं मनुष्यः इत्यादिव्यवहारः अमुं विपर्यासं विना अपि चिराभ्यस्तवासनातः अवकल्पते ॥

" હું મનુષ્ય છું " ઇત્યાદિ રીતનો વ્યવહાર " હું મનુષ્ય છું " આવી વિપરીતભાવનાવિના પણ લાંબા સમયથી અભ્યાસ કરેલી તેની વાસનાથી જ્ઞાનીમાં સંભવી શકે છે, અર્થાત્ બાધ પામેલી વિપરીતભાવનાવડે બ્રહ્મજ્ઞાનીનો હું બ્રાહ્મણાદિ છું એવો વ્યવહાર સંભવી શકે છે. ૨૬૨

એવા વ્યવહારની નિવૃત્તિમાટે બ્રહ્મજ્ઞાનીને બ્રહ્મધ્યાનની અપેક્ષા છે એમ જો તમે કહો તો તેનું ઉત્તર સાંભળોઃ—

प्रारब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः ॥ २६३ ॥

प्रारब्धकर्मणि क्षीणे [ सति ] व्यवहारः निवर्तते, कर्माक्षये तु असौ ध्यान-सहस्रतः न शाम्येत् एव ॥

બ્રહ્મજ્ઞાનીનું પ્રારબ્ધકર્મ નાશ પામવાથી " હું મનુષ્ય છું " એવો તેમનો વ્યવહાર પોતાની મેળેજ નિવૃત્ત થાય છે. પોતાનું ફલ આપવાને તત્પર થયેલા પ્રારબ્ધકર્મનો ક્ષય થયા વિના તો " હું મનુષ્ય છુ " આ વ્યવહાર હજારો ધ્યાનથી પણ શાંત થતો નથીજ. ૨૬૩

પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલો વ્યવહાર બલહીન કરવામાટે બ્રહ્મધ્યાન કરવું જોઇએ એમ જો તમે કહો તો તેનું સમાધાન સાંભળોઃ—

विरलत्वं व्यवहृतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥ २६४ ॥

व्यवहृतेः विरलत्वं इष्टं चेत् ते ध्यानं अस्तु, व्यवहृतिं अबाधिकां पश्यन् अहं कुतः ध्यायामि ?

જો તમને જીવન્મુક્તિના વિલક્ષણ આનંદની પ્રાપ્તિમાટે વ્યવહારનું અલ્પપણું (વિરલપણું) ઇષ્ટ હોય તો તમને ભલે બ્રહ્મધ્યાન તેના સાધનરૂપે હો, પણ હું વ્યવહારને બ્રહ્મજ્ઞાનને કે મોક્ષને બાધ કરનારો જોતો નથી તેથી હું તેની નિવૃત્તિમાટે શાસારુ બ્રહ્મધ્યાન કરું ? ૨૬૪

જો તમારે બ્રહ્મધ્યાનની અપેક્ષા ન હોય તો તમારે તમારા મનમાં પ્રકટતા વિક્ષેપની નિવૃત્તિમાટે સમાધિ કરવો જોઇએ એમ જો તમે કહો તો તેનું ઉત્તર આ પ્રમાણે છેઃ—

**विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।**
**विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ॥ २६५ ॥**

यस्मात् मे विक्षेपः न अस्ति, ततः मम समाधिः न, विक्षेपः वा समाधिः वा विकारिणः मनसः स्यात् ॥

જે કારણથી મારા સ્વરૂપમાં વિક્ષેપ નથી તે કારણથી મને સમાધિની આવશ્યકતા નથી. વિક્ષેપ (બ્રહ્મથી ભિન્ન પદાર્થને આકારે મનનું થવું) અથવા સમાધિ (બ્રહ્મમાં મનની એકાગ્રસ્થિતિ) વિકાર પામવાના સ્વભાવવાળા મનનો ધર્મ છે, આત્માનો ધર્મ નથી. ૨૬૫

સમાધિનું ફલ જે બ્રહ્મનો અનુભવ તે તમારે પ્રાપ્ત કરવો જોઇયે એમ જો તમે કહેતા હો તો તેનું સમાધાન શ્રવણ કરોઃ—

**नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।**
**कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥ २६६ ॥**

नित्यानुभवरूपस्य मे कः वा पृथक् अनुभवः ? कृत्यं कृतं प्रापणीयं प्राप्तं इति एव निश्चयः ॥

નિત્ય–અનુભવસ્વરૂપ એવા મારાથી બીજો ભિન્ન અનુભવ કયો છે ? અર્થાત્ હું નિત્ય–અનુભવસ્વરૂપવાળો છું. મારા બ્રહ્મસ્વરૂપથી ભિન્ન બીજો કોઇ પણ નિત્ય અનુભવ નથી. મારે જે કરવાયોગ્ય હતું તે સર્વ મેં કર્યું છે, અને મારે જે પ્રાપ્ત કરવાયોગ્ય હતું તે સર્વ મેં પ્રાપ્ત કર્યું છે, આવોજ મારો નિશ્ચય છે. ૨૬૬

જો તમે કાંઇ પણ કર્તવ્ય નહિ માનો તો તમારી કોઇ જાતના નિયમવિનાની પ્રવૃત્તિ થશે એમ જો તમે કહો તો તેનું સમાધાન અમે નીચે આપીએ છીએઃ—

व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथाऽपि वा ।
ममाकर्तुरलेपस्य यथाऽऽरब्धं प्रवर्ततताम् ॥ २६७ ॥

मम अकर्तुः अलेपस्य लौकिकः वा शास्त्रीयः वा अन्यथा अपि वा व्यवहारः यथा आरब्धं प्रवर्ततताम् ॥

હું જે અકર્તા અને નિર્લેપ છું તે મારા અકર્તાનો ને નિર્લેપનો ભિક્ષા આદિ લૌકિક વ્યવહાર અથવા જપ ને સમાધિ આદિ શાસ્ત્રીય વ્યવહાર અથવા લોકમાં બીજા પ્રકારનો અર્થાત્ નિષિદ્ધ મનાતો હિંસાદિ વ્યવહાર મારું જેવું પ્રારબ્ધકર્મ હોય તે પ્રમાણે ભલે થાઓ, અને તેથી કોઇ પણ પ્રકારની હાનિ નથી. ૨૬૭

એવી રીતે વેદાંતસિદ્ધાંતપ્રમાણે સમાધાન આપીને હવે શાસ્ત્રીય માર્ગે વર્તવાથી પણ મને કાંઇ હાનિ થતી નથી એમ જણાવે છેઃ—

अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥ २६८ ॥

अथवा अहं कृतकृत्यः अपि लोकानुग्रहकाम्यया शास्त्रीयेण एव मार्गेण वर्ते [ तथा च ] मम का क्षतिः ? ॥

અથવા હું કૃતકૃત્ય છતાં પણ અજ્ઞાની લોકોના ઉપર તેમને નિષિદ્ધ-માર્ગથી રોકી સન્માર્ગે ચઢાવવારૂપ અનુગ્રહ કરવાની ઇચ્છાવડે જો હું શાસ્ત્રીય માર્ગેજ વર્તું તો તેમાં પણ મને શી હાનિ થનાર છે ? અર્થાત્ તેમ કરવાથી મને કાંઇ પણ હાનિ થનાર નથી. ૨૬૮

જો તમે શાસ્ત્રીય માર્ગે વર્તવાનો નિયમ રાખશો તો તેવા નિયમવડે તમારું મન અભિમાનથી ઉપજતા વિકારવાળું થશે એમ જો વાદી શંકા કરે તો તેનું સમાધાન નીચેના બે શ્લોકવડે આપે છેઃ—

देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।
तारं जपतु वाक्तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥ २६९ ॥
विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानंदे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥ २७० ॥

वपुः देवार्चन-स्नान-शौच-भिक्षादौ वर्ततां, तद्वत् वाक् तारं जपतु, [ वा ] आम्नायमस्तकं पठतु, यद्वा धीः विष्णुं ध्यायतु [ वा ] ब्रह्मानंदे विलीयताम्, अहं साक्षी अत्र किंचित् अपि न कुर्वे न अपि कारये ॥

મારું કલ્પિત શરીર દેવપૂજા, સ્નાન, મલમૂત્રનો ત્યાગ અને ભિક્ષા ઇત્યાદિ કલ્પિત કર્મોમાં ભલે પ્રવૃત્ત થાઓ, તેમજ મારી કલ્પિત વાણી ભલે પ્રણવનો જપ કરો, અથવા તે વેદના મસ્તકરૂપ ઉપનિષદ્‌નો ભલે પાઠ કરો, કિંવા મારી કલ્પિત બુદ્ધિ વ્યાપક પરમાત્માનું ભલે ધ્યાન કરો, અથવા તે બ્રહ્માનંદમાં ભલે વિલીન થાઓ. હું સાક્ષી આમાં રાજાના સેવકની પેઠે કાંઇ પણ કરતો નથી, અને રાજાની પેઠે પ્રેરણા કરીને શરીરાદિદ્વારા કાંઇ કરાવતો પણ નથી, અર્થાત્ શરીરાદિ પ્રારબ્ધકર્મવડે પોતાની મેળે પ્રવૃત્ત થાય તેમાં હું કર્તાપણાનું અભિમાન રાખતો નથી તેથી મારામાં શુભાચરણવડે અભિમાનજન્ય વિકાર ઉપજતો નથી. ૨૬૯–૨૭૦

મારી ઉપર પ્રમાણે સ્થિતિ હોવાથી શાસ્ત્રોક્ત કર્મો કરનારની સાથે મારે કોઇ પણ પ્રકારનો કજીઓ થવાનો સંભવ નથી એમ જણાવે છેઃ—

**एवं च कलहः कुत्र संभवेत्कर्मिणो मम ।**

**विभिन्नविषयत्वेन पूर्वापरसमुद्रवत् ॥ २७१ ॥**

एवं च पूर्वापरसमुद्रवत् विभिन्नविषयत्वेन कर्मिणः [ च ] मम कलहः कुत्र संभवेत् ? ॥

ઉપર જણાવ્યા પ્રમાણે મારી ( જ્ઞાનીની ) સ્થિતિ હોવાથી કેવલ ભિન્ન ભિન્ન દેશમાં રહેલા પૂર્વ અને પશ્ચિમના સમુદ્રની પેઠે અમારો બંનેનો વિષય અત્યંત ભિન્ન હોવાથી શાસ્ત્રોક્ત કર્મ કરનારા પુરુષનો અને મારો ( જ્ઞાનીનો ) કજીઓ કેવી રીતે સંભવે ? અર્થાત્ નજ સંભવે. ૨૭૧

બ્રહ્મજ્ઞાનીનો અને શાસ્ત્રોક્ત કર્મ કરનારનો પૂર્વના ને પશ્ચિમના સમુદ્રની પેઠે ભિન્ન વિષય તમે કહ્યો તે કેવી રીતે છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**वपुर्वाग्धीषु निर्बंधः कर्मिणो न तु साक्षिणि ।**

**ज्ञानिनः साक्ष्यलेपत्वे निर्बंधो नेतरत्र हि ॥ २७२ ॥**

कर्मिणः वपुर्वाग्धीषु निर्बंधः, तु साक्षिणि न, ज्ञानिनः साक्ष्यलेपत्वे निर्बंधः इतरत्र न हि ॥

શાસ્ત્રોક્ત કર્મ કરનારનો સ્થૂલશરીર, વાણી અને બુદ્ધિમાં દઢ આગ્રહવાળો નિશ્ચય છે, અર્થાત તે ત્રણે સતસ્વભાવવાળાં ને કર્તા છે એવો તેમનો દઢ આગ્રહ છે, પણ સાક્ષી નિર્લેપ છે એવો સાક્ષીમાં તેમનો દઢ આગ્રહ નથી, અને બ્રહ્મજ્ઞાનીનો સાક્ષીના નિર્લેપપણામાં દઢ આગ્રહ છે,

શરીર, વાણી અને બુદ્ધિમાં તેમનો લેશ પણ આગ્રહ નથી. એવી રીતે જ્ઞાનીના ને કર્મઠના વિષય ભિન્ન ભિન્ન છે. ૨૭૨

આમ છતાં જે જ્ઞાની ને કર્મઠ પરસ્પરમાં વિવાદ કરે છે તે બંને બુદ્ધિમાન્ બ્રહ્મવેત્તાના ઉપહાસને પાત્ર થાય છે એમ જણાવે છેઃ—

एवं चान्योन्यवृत्तांतानभिज्ञौ बधिराविव ।
विवदेतां बुद्धिमंतो हसन्त्येव विलोक्य तौ ॥२७३॥

एवं च अन्योन्यवृत्तांतानभिज्ञौ बधिरौ इव विवदेताम्, तौ विलोक्य बुद्धिमंतः हसन्ति एव॥

જ્ઞાનીનો અને કર્મઠનો વિષય ભિન્ન ભિન્ન છે, એમ છતાં પણ એકબીજાનો અભિપ્રાય નહિ જાણનારા બે બહેરાની પેઠે તે બંને-કર્મમાં આગ્રહ રાખનાર અને જ્ઞાનમાં આગ્રહ રાખનાર-વિવાદ કરે છે. તે વિવાદ કરનારા બંનેને જોઇને બુદ્ધિમાન્ બ્રહ્મવેત્તાઓ હસેજ છે. વસ્તુતાએ તે બંનેને વિવાદ કરવાનું કાંઇ પણ કારણ નથી. ૨૭૩

બ્રહ્મવેત્તાઓએ અને કર્મનિષ્ઠોએ પરસ્પર વિવાદ કરવો નિરર્થક છે એમ નીચેના બે શ્લોકોથી ગ્રંથકારશ્રી જણાવે છેઃ—

यं कर्मी न विजानाति साक्षिणं तस्य तत्त्ववित् ।
ब्रह्मत्वं बुध्यतां तत्र कर्मिणः किं विहीयते ॥ २७४ ॥
देहवाग्बुद्धयस्त्यक्ता ज्ञानिनाऽनृतबुद्धितः ।
कर्मी [1]प्रवर्तयतामाभिर्ज्ञानिनो हीयतेऽत्र किम् ॥ २७५ ॥

यं साक्षिणं कर्मी न विजानाति तस्य ब्रह्मत्वं तत्त्ववित् बुध्यताम्, तत्र कर्मिणः किं विहीयते ? ॥ ज्ञानिना देहवाग्बुद्धयः अनृतबुद्धितः त्यक्ताः, आभिः कर्मी प्रवर्तयतां, अत्र ज्ञानिनः किं हीयते ? ॥

કર્માનુષ્ઠાનમાં ઉપયોગી શરીર, વાણી અને બુદ્ધિથી અત્યંત વિલક્ષણ અસંગ સાક્ષીને શાસ્ત્રોક્ત કર્મ કરનાર અનુભવપૂર્વક જાણતો નથી, તે સાક્ષીનું બ્રહ્મપણું બ્રહ્મવેત્તા ભલે જાણે, તેમના તે જાણવામાં શાસ્ત્રોક્ત કર્મ કરનારની તેના કર્માનુષ્ઠાનમાં શી હાનિ થાય છે ? અર્થાત્ તેને કાંઇ પણ હાનિ થતી નથી. ૨૭૪

બ્રહ્મજ્ઞાનીએ શરીર, વાણી અને બુદ્ધિ એ સર્વ મિથ્યા છે એવા નિશ્ચયથી તેમને ત્યજી દીધેલાં છે, અર્થાત્ તેમાંથી અહંતામમતાનો તેમણે ત્યાગ કર્યો

[1] કેટલીક પ્રતોમાં प्रवर्तयतु એવો પાઠ પણ છે.

છે, એ શરીરાદિવડે શાસ્ત્રોક્ત કર્મ કરનાર પુરુષ ભલે શાસ્ત્રોક્ત કર્મમાં પ્રવૃત્તિ કરે; તેમના તેમ કરવાવડે બ્રહ્મજ્ઞાનીના પોતાના સાક્ષીથી અભિન્ન બ્રહ્મના નિશ્ચયમાં શી હાનિ થાય છે ? અર્થાત્ તેમને કાંઇ પણ હાનિ થતી નથી. ૨૭૫

શાસ્ત્રોક્ત કર્મમાં પ્રવૃત્તિ અને શાસ્ત્રોક્ત કર્મથી નિવૃત્તિ એ બંને પોતપોતાના અધિકારપ્રમાણે ઉપયોગી છે એમ જણાવે છે:—

**प्रवृत्तिर्नोपयुक्ता चेन्निवृत्तिः क्वोपयुज्यते ।**

**बोधहेतुर्निवृत्तिश्चेद्बुभुत्सायां तथेतरा ॥ २७६ ॥**

प्रवृत्तिः न उपयुक्ता [ इति ] चेत् निवृत्तिः क्व उपयुज्यते ? निवृत्तिः बोधहेतुः [ इति ] चेत् तथा बुभुत्सायां इतरा ॥

શાસ્ત્રોક્ત કર્મમાં પ્રવૃત્તિ જ્ઞાનપ્રાપ્તિમાં ઉપયોગી નથી એમ જો તમે કહો તો શાસ્ત્રોક્ત કર્મથી નિવૃત્તિ જ્ઞાનપ્રાપ્તિમાં ક્યાં ઉપયોગી છે ? જો તમે કહો કે શાસ્ત્રોક્ત કર્મથી નિવૃત્તિ એ જ્ઞાનનું સાધન છે, તો અમે કહીએ છીએ કે બીજી એટલે શાસ્ત્રોક્ત કર્મમાં પ્રવૃત્તિ બ્રહ્મજિજ્ઞાસા ઉપજાવવામાં સાધનરૂપ છે. એવી રીતે બ્રહ્મને જાણવાની ઇચ્છા ઉત્પન્ન કરવામાં શાસ્ત્રોક્ત કર્મમાં પ્રવૃત્તિ સાધનરૂપ છે, અને બ્રહ્મસાક્ષાત્કારવડે જેમને ચિત્તની વિશ્રાંતિ અનુભવવી છે તેમને શાસ્ત્રોક્ત કર્મથી નિવૃત્તિ પણ ઉપકારક છે. એવી રીતે અધિકારપ્રમાણે પ્રવૃત્તિ અને નિવૃત્તિ એ બંને મનુષ્યને ઉપયોગી છે. ૨૭૬

બ્રહ્મજ્ઞાનીને શાસ્ત્રોક્ત કર્મ કરવામાં પ્રવૃત્તિ કરવી ઉપયોગી છે એવી શંકા ઉપજાવીને તેનું સમાધાન કરે છે:—

**बुद्धश्चेन्न बुभुत्सेत नाप्यसौ बुध्यते पुनः ।**

**अबाधादनुवर्तेत बोधो न त्वन्यसाधनात् ॥ २७७ ॥**

बुद्धः न बुभुत्सेत चेत् असौ पुनः अपि न बुध्यते, बोधः अबाधात् अनुवर्तेत, तु अन्यसाधनात् न ॥

બ્રહ્મજ્ઞાની બ્રહ્મને જાણવાની ઇચ્છા કરતા નથી, એટલે તેમને શાસ્ત્રોક્ત કર્મમાં પ્રવૃત્તિ ઉપયોગી નથી એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તે જ્ઞાની નિવૃત્તિવડે પુનઃ પણ બ્રહ્મને જાણતા નથી, એટલે નિવૃત્તિ પણ તેમને ઉપયોગી નથી, કેમકે કોઇ પણ પ્રબલ પ્રમાણવડે મિથ્યા નહિ ઠરેલો મહાવાક્યાદિના વિચારથી ઉપજેલો બ્રહ્મબોધ પોતાની મેળેજ અનુવૃત્તિ પામ્યા કરે છે, પણ બીજા સાધનથી નહિ, અર્થાત્ તે બોધને સ્થિર કરવામાટે તેમને નિવૃત્તિરૂપ બીજા સાધનની અપેક્ષા રહેતી નથી. ૨૭૭

અવિદ્યા અને તેનાં કર્તાપણું આદિ કાર્યો બ્રહ્મબોધને મિથ્યા ઠરાવવા સમર્થ થતાં નથી એમ જણાવે છે:—

**नाविद्या नापि तत्कार्यं बोधं बाधितुमर्हति ।**
**पुरैव तत्त्वबोधेन बाधिते ते उभे यतः ॥ २७८ ॥**

यतः तत्त्वबोधेन ते उभे पुरा एव बाधिते, [ ततः ] न अविद्या, न अपि तत्कार्यं बोधं बाधितुं अर्हति ॥

જે કારણથી બ્રહ્મજ્ઞાનવડે અવિદ્યા અને તેનું કર્તાપણા આદિની ભ્રાંતિરૂપ કાર્ય એ બંને બ્રહ્મસાક્ષાત્કારની પૂર્વેજ બાધ પામેલાં છે–અપરોક્ષમિથ્યા જાણવામા આવ્યાં છે–તે કારણથી અવિદ્યા અને તેનું કાર્ય આ બેમાંથી એક પણ બ્રહ્મજ્ઞાનને મિથ્યા ઠરાવવાને સમર્થ થતાં નથી. ૨૭૮

બાધ પામેલી અવિદ્યા ભલે બ્રહ્મજ્ઞાનનો બાધ ન કરે, પણ અવિદ્યાનાં કાર્યો પ્રતીત થતાં હોવાથી તેવડે બ્રહ્મજ્ઞાનનો બાધ થવાનો સંભવ જણાય છે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**बाधितं दृश्यतामक्षैस्तेन बाधो न [1]शक्यते ।**
**जीवन्नाखुर्न मार्जारं हंति हन्यात्कथं मृतः ॥ २७९ ॥**

बाधितं अक्षैः दृश्यतां, तेन बाधः न शक्यते, जीवन् आखुः मार्जारं न हन्ति, मृतः कथं हन्यात् ? ॥

બાધ પામેલું અવિદ્યાનું કાર્ય જે જગત તે નેત્રાદિ ઇંદ્રિયોવડે ભલે દેખાઓ, પ્રતીત થતા તે જગતવડે બ્રહ્મજ્ઞાનનો બાધ થવો શક્ય નથી. જો જીવતો ઉંદર બિલાડાને મારી શકતો નથી, તો મુએલો ઉંદર બિલાડાને કેવી રીતે મારી શકે ? અર્થાત નજ મારી શકે.

જગતના પ્રાણરૂપ અવિદ્યા હતી ત્યારે પણ તે જગતરૂપી ઉંદર બ્રહ્મરૂપી બિલાડાને હણી શક્યો નહોતો. હવે અવિદ્યારૂપી પ્રાણ નીકળી ગયા પછી મુયેલા ઉંદરજેવું બાધ પામીને પ્રતીત થતું જગત્ નિત્યસિદ્ધ બ્રહ્મરૂપ બિલાડાનો બાધ કેવી રીતે કરી શકે ? નજ કરી શકે. ૨૭૯

દ્વૈતની પ્રતીતિવડે બ્રહ્મજ્ઞાનીના બ્રહ્મજ્ઞાનનો બાધ થતો નથી એ વાત સિદ્ધ કરવામાટે દૃષ્ટાંત આપે છેઃ—

**अपि पाशुपतास्त्रेण विद्धः सन्न[2] ममार यः ।**
**निष्फलेषु विनुन्नांगो नंक्ष्यतीत्यत्र का प्रमा ॥ २८० ॥**

૧ અહીં કેટલીક પ્રતોમા दृश्यते એવો પાઠ જાણવામા આવે છે.
૨ અહીં કેટલીક પ્રતોમા चेन्न એવો પાઠ જોવામાં આવે છે

यः पाशुपतास्त्रेण विद्धः सन् अपि न ममार, [ सः ] निष्फलेषु विशुन्नांगः नंक्ष्यति इति अत्र का प्रमा ? ॥

જે સમર્થ પુરુષ પાશુપતનામના અમોઘ અસ્ત્રવડે વીંધાયો છતો પણ મરણ ન પામ્યો તે સમર્થ પુરુષ ફળાવિનાના બાણના શકાવડે વીંધાયેલા શરીરવાળો થઈને મરણ પામશે એમ કહેવું એમાં અહીં શી સત્ય વાત છે ? અર્થાત્ એમ કહેવું લેશ પણ સંભવિત નથી. ૨૮૦

દૃષ્ટાંતથી સિદ્ધ થયેલા અર્થને સિદ્ધાંતની સાથે જોડે છેઃ—

**आदावविद्यया चित्रैः स्वकार्यैर्जृंभमाणया ।**

**युद्ध्वा बोधोऽजयत्सोऽद्य सुदृढो बाध्यतां कथम् ॥ २८१ ॥**

[ यः ] आदौ चित्रैः स्वकार्यैः जृंभमाणया अविद्यया [ सह ] युद्ध्वा तां अजयत्, अद्य सुदृढः सः बोधः कथं बाध्यताम् ? ॥

જે બ્રહ્મબોધ બ્રહ્મવિદ્યાના અભ્યાસસમયમાં પ્રમાતાપણું, કર્તાપણું, ભોક્તાપણું, સુખીપણું ને દુઃખીપણું ઇત્યાદિરૂપ નાનાપ્રકારનાં પોતાનાં કાર્યોવડે વિકાસ પામનારી અવિદ્યાની સાથે યુદ્ધ કરીને તેનો પરાજય કરતો હવો. હવે અભ્યાસવડે અત્યંત દૃઢ થયેલો તે બ્રહ્મબોધ કારણરૂપ અવિદ્યા નિવૃત્ત થઇ ગયેલી હોવાથી કેવી રીતે તે અવિદ્યાનાં કાર્યોવડે બાધ પામે ? અર્થાત્ નજ બાધ પામે. ૨૮૧

બાધ પામેલું અજ્ઞાન અને તેનાં કાર્યો બ્રહ્મબોધરૂપ ચક્રવર્તી રાજાને ભય ઉપજાવતાં નથી એમ જણાવે છેઃ—

**तिष्ठन्त्वज्ञानतत्कार्यशवा बोधेन मारिताः ।**

**न भीतिर्बोधसम्राजः कीर्तिः प्रत्युत तस्य तैः ॥ २८२ ॥**

बोधेन मारिताः अज्ञानतत्कार्यशवाः तिष्ठन्तु, तैः बोधसम्राजः भीतिः न प्रत्युत तस्य कीर्तिः ॥

બ્રહ્મબોધે મારેલાં અજ્ઞાન અને તેનાં કાર્યરૂપ મુડદાંઓ ભલે રહો, અર્થાત ભલે તે પ્રતીત થાઓ. તે મુડદાઓવડે બ્રહ્મબોધરૂપ ચક્રવર્તી રાજાને કાંઇ બીક લાગતી નથી, ઊલટી તેની ( બોધરૂપ ચક્રવર્તી રાજાની ) તે મુડદાંઓવડે કીર્તિ થાય છે. ૨૮૨

જે પુરુષ બ્રહ્મબોધથી વિયોગ પામતા નથી તેમને શરીરાદિની પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ અપકારક વા ઉપકારક થતાં નથી એમ જણાવે છેઃ—

**य एवमतिशूरेण बोधेन न वियुज्यते ।**

**प्रवृत्त्या वा निवृत्त्या वा देहादिगतयास्य किम् ॥ २८३ ॥**

यः एवं अतिशूरेण बोधेन न वियुज्यते, अस्य देहादिगतया प्रवृत्त्या वा निवृत्त्या वा किम् ? ॥

જે બ્રહ્મવેત્તા પુરુષ એવી રીતે અવિદ્યા ને અવિદ્યાના કાર્યોનો બાધ કરનાર અત્યંત શૂર બ્રહ્મબોધથી કદીપણ વિયોગ પામતા નથી, અર્થાત્ સર્વદા બ્રહ્મબોધયુક્ત રહે છે એવા બ્રહ્મવેત્તાને તેમના શરીરાદિમા રહેલી પ્રવૃત્તિવડે વા નિવૃત્તિવડે કયો અપકાર વા ઉપકાર થાય ? કોઇ પણ પ્રકારનો અપકાર વા ઉપકાર નહિ થાય ૨૮૩

બ્રહ્મજ્ઞાનીની પેઠે અજ્ઞાની મનુષ્યને પણ શાસ્ત્રોક્ત કર્માદિવિષે પ્રવૃત્તિમા આગ્રહ રાખવો યુક્ત નથી એમ જો વાદી કહે તો તેનુ સમાધાન આપે છે —

प्रवृत्तावाग्रहो न्याय्यो बोधहीनस्य सर्वथा ।
स्वर्गाय वाऽपवर्गाय यतितव्यं यतो नृभिः ॥ २८४ ॥

बोधहीनस्य सर्वथा प्रवृत्तौ आग्रहः न्याय्यः यतः नृभिः स्वर्गाय वा अपवर्गाय यतितव्यम् ॥

બ્રહ્મજ્ઞાનથી રહિત પુરુષને તો સર્વ પ્રકારે શાસ્ત્રોક્ત કર્મની એટલે યોગાદિની વા વેદાંતશ્રવણાદિની પ્રવૃત્તિમા આગ્રહ રાખવો ઉચિતજ છે, કારણકે મનુષ્યોએ સ્વર્ગની પ્રાપ્તિમાટે અથવા મોક્ષની પ્રાપ્તિમાટે વેદાદિ શાસ્ત્રમા કહેલો પ્રયત્ન અવશ્ય કરવો જોઇએ ૨૮૪

બ્રહ્મવેત્તાને કાઇ કર્તવ્ય નથી, છતા તે બ્રહ્મવેત્તા જો શાસ્ત્રીય કર્મમા પ્રવૃત્તિ કરનારાઓની સાથે રહેતા હોય તો તેમણે શુ કરવુ ઉચિત છે એમ જો કોઇ પૂછે તો તેનુ ઉત્તર આપે છે —

विद्वांश्चेत्तादृशां मध्ये तिष्ठेत्तदनुरोधतः ।
कायेन मनसा वाचा [1]करोत्वेवाखिलाः क्रियाः ॥ २८५ ॥

विद्वान् तादृशां मध्ये तिष्ठेत् चेत् [ सः ] तदनुरोधतः कायेन मनसा वाचा अखिलाः क्रियाः करोतु एव ॥

વિદ્વાન્ ( બ્રહ્મવેત્તા ) જો શાસ્ત્રોક્ત કર્મ કરનારા પુરુષોના સહવાસમા રહેતા હોય તો તે બ્રહ્મવેત્તા તેમને અનુસરીને શરીરવડે, મનવડે અને વાણીવડે તે પુરુષોને સન્માર્ગમા સ્થિર રાખવામાટે આભાસરૂપે સઘળી શાસ્ત્રોક્ત ક્રિયાઓ ભલે કરેજ ૨૮૫

૧ અહીં કેટલાક ટીકામાગે करोति પાઠ ઠીક માને છે

તે બ્રહ્મવેત્તા જો વિરાગયુક્ત જિજ્ઞાસુઓના સહવાસમા રહેતા હોય તો તેમણે કેવી પ્રવૃત્તિ કરવી જોઇએ એ જણાવે છે.—

**एष मध्ये बुभुत्सूनां यदा तिष्ठेत्तदा पुनः ।**
**बोधायैषां क्रियाः सर्वाः दूषयंस्त्यजतु स्वयम् ॥ २८६ ॥**

पुनः एषः यदा बुभुत्सूनां मध्ये तिष्ठेत् तदा एषां बोधाय सर्वाः क्रियाः दूषयन् स्वयं त्यजतु ॥

વળી આ બ્રહ્મવેત્તા જ્યારે બ્રહ્મનુ સ્વરૂપ જાણવાની ઇચ્છા કરનારા વિરાગયુક્ત પુરુષોના સહવાસમા રહેતા હોય ત્યારે એ વિરક્ત જિજ્ઞાસુઓને શીઘ્ર બ્રહ્મબોધ થવામાટે યાગાદિ સર્વે ક્રિયાઓનો તે ક્રિયાઓને દૂષણ આપતા છતા ભલે ત્યાગ કરો ૨૮૬

તે બ્રહ્મવેત્તાઓએ આવી રીતે શામાટે કરવુ જોઇએ એમ જો કોઇ શકા કરે તો તેનુ સમાધાન કરે છે —

**अविद्वदनुसारेण वृत्तिर्बुद्धस्य युज्यते ।**
**स्तनंधयानुसारेण वर्तते तत्पिता यतः ॥ २८७ ॥**

यतः स्तनंधयानुसारेण तत्पिता वर्तते, [ ततः ] अविद्वदनुसारेण बुद्धस्य वृत्तिः युज्यते ॥

જેવી રીતે પ્રેમ તથા દયાને વશ થઇ ધાવણા બાલકને અનુસરીને તેને પ્રસન્ન રાખવા તેનો પિતા વર્તે છે તેવી રીતે અજ્ઞાનીને બ્રહ્મનુ જ્ઞાન થવામાટે અજ્ઞાનીને અનુસરીને દયાલુ જ્ઞાનીનુ વર્તવુ યુક્તજ મનાય ૨૮૭

ધાવણા બાલકનો પિતા તે બાલકને અનુસરીને કેવી રીતે વર્તે છે તે જણાવે છે —

**अधिक्षिप्तस्ताडितो वा बालेन स्वपिता तदा ।**
**न क्लिश्नाति न कुप्येत बालं प्रत्युत लालयेत् ॥ २८८ ॥**

बालेन अधिक्षिप्तः वा ताडितः स्वपिता तदा न क्लिश्नाति, न कुप्येत, प्रत्युत बालं लालयेत् ॥

અણસમજુ નાના બાલકે તિરસ્કાર કરેલો અથવા માર મારેલો તેનો પિતા ત્યારે દુ ખી થતો નથી, અને તે બાલકપ્રતિ તે ક્રોધ પણ કરતો નથી, પણ ઊલટો તે બાલકનુ લાલન કરે છે, અર્થાત અનુકૂલયુક્તિઓવડે તેને પ્રસન્ન રાખવાનો તે પ્રયત્ન કરે છે ૨૮૮

ઉપર કહેલા દૃષ્ટાતને સિદ્ધાતની સાથે જોડી બતાવે છે —

निंदितः स्तूयमानो वा विद्वानज्ञैर्न निंदति ।
न स्तौति किंतु तेषां स्याद्यथा बोधस्तथाऽऽचरेत् ॥ २८९॥

विद्वान् अज्ञैः निंदितः वा स्तूयमानः न निंदति [ च ] न स्तौति, किंतु तेषां यथा बोधः स्यात् तथा आचरेत् ॥

બ્રહ્મવેત્તા પુરુષ અજ્ઞાની મનુષ્યોએ નિંદા કરાયેલા અથવા મુમુક્ષુઓવડે સ્તુતિ કરાયેલા પોતે અજ્ઞાનીની નિંદા કરતા નથી, ને મુમુક્ષુની સ્તુતિ કરતા નથી, પરંતુ જેવી રીતે તેઓને બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થાય તેવી રીતે તેઓ આચરણ કરે છે. ૨૮૯

એવું આચરણ કરવાનું કારણ કહે છેઃ—

येनायं नटनेनात्र बुद्ध्यते कार्यमेव तत् ।
अज्ञप्रबोधान्नैवान्यत्कार्यमस्त्यत्र तद्विदः ॥ २९० ॥

अयं अत्र येन नटनेन बुद्ध्यते तत् एव कार्यं, तद्विदः अत्र अज्ञप्रबोधात् अन्यत् कार्यं न अस्ति एव ॥

આ અજ્ઞાની આ લોકમાં જે આચરણવડે બ્રહ્મસ્વરૂપને જાણે તે આચરણજ જ્ઞાનીને કરવાયોગ્ય છે, કેમકે બ્રહ્મસ્વરૂપને જાણનારને આ લોકમાં અજ્ઞાનીને બ્રહ્મનો બોધ આપવાથી ભિન્ન બીજું કાંઇ પણ કર્તવ્ય નથીજ. ૨૯૦

એવા બ્રહ્મવેત્તા કૃતાર્થપણા આદિવડે સર્વદા તૃપ્તિ પામે છે એમ જણાવે છેઃ—

कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।
तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥ २९१ ॥

कृतकृत्यतया तृप्तः पुनः प्राप्तप्राप्यतया तृप्यन् असौ स्वमनसा निरंतरं एवं मन्यते ॥

પોતાના કૃતાર્થપણાવડે તૃપ્તિ પામેલા અને પુનઃ પ્રાપ્ત કરવાયોગ્યની પ્રાપ્તિવડે તૃપ્ત થયેલા આ જ્ઞાની પોતાના મનવડે નિરંતર હવે પછી કહેવાશે તે રીતે માને છે. ૨૯૧

તે બ્રહ્મવેત્તા આત્મસ્વરૂપના યથાર્થ અનુભવવડે અને બ્રહ્માનંદના લાભવડે આવા ઉદ્ગાર કાઢે છેઃ—

धन्योऽहं धन्योऽहं नित्यं स्वात्मानमंजसा वेद्मि ।
धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति मे स्पष्टम् ॥ २९२ ॥

[ अहं ] स्वात्मानं नित्यं अंजसा वेद्मि [ अतः ] अहं धन्यः [ अस्मि, ] अहं धन्यः, मे ब्रह्मानंदः स्पष्टं विभाति [ अतः ] अहं धन्यः, अहं धन्यः ॥

હું દેશ, કાલ ને વસ્તુ નામના ત્રણ પ્રકારના પરિચ્છેદથી રહિત પોતાના આત્મસ્વરૂપને નિરંતર સંશયવિપર્યયથી રહિત સ્પષ્ટ જાણું છું આથી હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું. મને આત્મજ્ઞાનના ફલભૂત બ્રહ્મરૂપ આનંદ સ્પષ્ટ પ્રતીત થાય છે આથી પણ હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું.

આ શ્લોકમાં "धन्योऽहं धन्योऽहं" એમ જે બે વાર કથન છે તે પોતાની સર્વોત્કૃષ્ટ સ્થિતિના આદરને માટે છે. ૨૯૨

હવે પોતાના દુઃખની નિવૃત્તિવડે અને સ્વરૂપના અજ્ઞાનની નિવૃત્તિવડે અનુભવાતા પોતાના કૃતાર્થપણાને તે બ્રહ્મવેત્તા જણાવે છેઃ—

धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य ।
धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ २९३ ॥

अद्य सांसारिकं दुःखं न वीक्षे, [ अतः ] अहं धन्यः, अहं धन्यः, स्वस्य अज्ञानं क्व अपि पलायितं, [ अतः ] अहं धन्यः, अहं धन्यः ॥

હવે હું સંસારસંબંધી ત્રણ પ્રકારમાંના કોઇ પણ પ્રકારના દુઃખને લેશ પણ જોતો નથી, આથી હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું. પોતાના આત્માને આશ્રયે રહેલું કામને તથા કર્મને ઉપજાવનારું અજ્ઞાન ક્યાંઇ ભાગી ગયું, આથી હું કૃતાર્થ છું, હું બહુ કૃતાર્થ છું. ૨૯૩

બ્રહ્મજ્ઞાની પોતાના કર્તવ્યાભાવને અને સર્વ પ્રાપ્તવ્યની પ્રાપ્તિને નીચેના શ્લોકવડે જણાવે છેઃ—

धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित् ।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ २९४ ॥

मे किंचित् कर्तव्यं न विद्यते [ अतः ] अहं धन्यः, अहं धन्यः, प्राप्तव्यं सर्वं अद्य संपन्नं [ अतः ] अहं धन्यः, अहं धन्यः ॥

હવે મને કોઇ પણ પ્રકારનું કાંઇ પણ કર્તવ્ય અવશેષ રહ્યું નથી, આથી હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું. પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ આજ મને પ્રાપ્ત થયું છે આથી હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું. ૨૯૪

હવે પોતાના કૃતાર્થપણાવડે થયેલી તૃપ્તિનું નિરતિશયપણું તે બ્રહ્મવેત્તા જણાવે છેઃ—

**धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके ।**
**धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥ २९५ ॥**

अहं धन्यः, अहं धन्यः, लोके मे तृप्तेः का उपमा भवेत् ? अहं धन्यः, अहं धन्यः, धन्यः, धन्यः, पुनः पुनः धन्यः ॥

હુ ધન્ય છું, હુ ધન્ય છું, આ લોકમાં મારી તૃપ્તિની કઇ ઉપમા આપી શકાય ? અર્થાત્ મારી તૃપ્તિની કોઇ પણ ઉપમા આપી શકાય નહિ. હુ સર્વ પ્રકારે સર્વદા નિઃસંશય ધન્ય છું, હું ધન્ય છું, પુનઃ હું ધન્ય છું, પુનઃ પણ હું ધન્ય છું, હું ધન્ય છું. ૨૯૫

આ કૃતાર્થપણું અને નિરુપમ તૃપ્તિ જે પુણ્યસમૂહના પરિપાકવડે પોતાને પ્રાપ્ત થયાં તેનુ સ્મરણ કરીને તેઓ પોતાનો સંતોષ જણાવે છેઃ—

**अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम् ।**
**अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥२९६॥**

अहो पुण्यं ! अहो पुण्यं ! फलितं, दृढं फलितम्, वयं अहो ! अस्य पुण्यस्य संपत्तेः वयं अहो ? ॥

અહો ! કેવડું મારુ સર્વોત્કૃષ્ટ પુણ્ય ! અહો કેવડુ પુણ્ય ! તે પુણ્ય ફલવાળુ થયુ ! અવશ્ય દૃઢ ફલવાળું થયું. અમે મોટા ભાગ્યવાળા છીએ. આ શુભવિચાર ને શુભકર્મરૂપ પુણ્યની પ્રાપ્તિથી અમે મોટા ભાગ્યવાળા થયા છીએ. ૨૯૬

હવે એ બ્રહ્મવેત્તા વેદાંતશાસ્ત્ર, સદ્‌ગુરુ, બ્રહ્મજ્ઞાન અને બ્રહ્માનંદનો મહિમા જણાવી પોતાનો સંતોષ પ્રદર્શિત કરે છેઃ—

**अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।**
**अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ २९७ ॥**

शास्त्रं अहो ! शास्त्रं अहो ! गुरुः अहो ! गुरुः अहो ! ज्ञानं अहो ! ज्ञानं अहो ! सुखं अहो ! सुखं अहो ! ॥

અદ્વૈતબ્રહ્મનું પ્રતિપાદન કરનાર વેદાંતશાસ્ત્ર આશ્ચર્યરૂપ છે ! એ શાસ્ત્ર સર્વશાસ્ત્રોમાં શ્રેષ્ઠ હોવાથી આશ્ચર્યરૂપ છે ! વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા અદ્વૈતબ્રહ્મનો ઉપદેશ કરનારા સદ્‌ગુરુ આશ્ચર્યરૂપ છે ! તે સદ્‌ગુરુ પરમપૂજ્ય ને અત્યંત આશ્ચર્યરૂપ છે ! આ અદ્વૈતબ્રહ્મનું જ્ઞાન સર્વસાધનોના અંતિમફલરૂપ હોવાથી બહુ ચમત્કારી છે ! આ જ્ઞાન અતિ ચમત્કારી છે ! બ્રહ્માનુભવવડે પ્રાપ્ત થતો વિષયનિરપેક્ષ સ્વતંત્ર બ્રહ્માનંદ ઘણોજ આશ્ચર્યરૂપ છે ! આ બ્રહ્માનંદ વર્ણન ન કરી શકાય એવા આશ્ચર્યરૂપ છે ! ૨૯૭

આ ગ્રંથના અભ્યાસનું ફલ કહીને આ તૃપ્તિદીપનામના પ્રકરણની સમાપ્તિ કરે છેઃ—

**तृप्तिदीपमिमं नित्यं येऽनुसंदधते बुधाः ।**
**ब्रह्मानंदे निमज्जंतस्ते तृप्यंति निरंतरम् ॥ २९८ ॥**

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां तृप्तिदीपः ॥ ७ ॥

अन्वयः—ये बुधाः इमं तृप्तिदीपं नित्यं अनुसंदधते, ते ब्रह्मानंदे निमज्जंतः [ सन्तः ] निरंतरं तृप्यंति ॥

જે શમદમાદિવાળા વિવેકી પુરુષો આ તૃપ્તિદીપનું અધ્યયન–અધ્યાપનાદિદ્વારા સર્વદા અનુસંધાન કર્યા કરે છે તેઓ પરિણામે બ્રહ્માનંદમાં નિમગ્ન થયા છતા સર્વદા નિરુપમ સંતોષ પામે છે. ૨૯૮

એ પ્રમાણે **શ્રીમદ્ભારતીતીર્થ**સ્વામિવિરચિત પંચદશીના ચિત્રદીપ નામના સાતમા પ્રકરણની **શ્રીમન્નાથશર્મ**વિરચિત ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઇ. ૭

## તૃપ્તિદીપનો સાર

"આ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ હું છું" એમ જો મનુષ્ય સંશયવિપર્યયરહિત જાણે તો તે કયા ભોગ્યને ઇચ્છતો છતો કયા ભોક્તાને માટે શરીરની પછવાડે સતાપ પામે ? આ બૃહદારણ્યક–ઉપનિષદ્ની શ્રુતિનો અભિપ્રાય શો છે તેનો આ પ્રકરણમાં વિચાર કરવામાં આવે છે. જે વિચારદ્વારા જીવન્મુક્તની તૃપ્તિ સ્પષ્ટ કરાય છે. "માયા પોતાનામાં પડેલા ચેતનના આભાસવડે જીવને અને ઈશ્વરને પ્રતીત કરાવે છે" આ શ્રુતિમા કહેલા જીવ અને ઈશ્વર એ બંનેએ આ સર્વ જગત્ કલ્પેલુ છે. સૃષ્ટિરચનાના સકલ્પથી માંડીને શરીરમાં પ્રવેશ કર્યો ત્યાંસુધીની સૃષ્ટિ ઈશ્વરે કલ્પેલી છે, અને જાગ્રદવસ્થાથી માંડીને મોક્ષ-સુધીનો સંસાર જીવે કલ્પેલો છે. વિકારરહિત, સંગરહિત, ચેતનસ્વરૂપ ને શરીરઇંદ્રિયાદિના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ તે બુદ્ધિથી પારમાર્થિકસંબંધ નહિ પામીને બુદ્ધિમાં એકપણાની ભ્રાંતિથી રહેનારો જીવ થાય છે. તેને ઉપર જણાવેલી શ્રુતિમાં પુરુષ એ શબ્દથી કહેલો છે. અવિકારી ચૈતન્યરૂપ અધિષ્ઠાનની સાથે રહેલો ચિદાભાસ (જીવ) સ્વર્ગાદિનાં ને મોક્ષનાં સાધનોના અનુષ્ઠાનોનો અધિકારી છે, એકલો ચિદાભાસ તે સાધનોનો અધિકારી નથી. કેમકે એકલો ચિદાભાસ અધિષ્ઠાનવિના રહી શકતો નથી. કૂટસ્થરૂપ અવિ-

ઝારી ચેતનસાથે ચિદાભાસ સ્થૂલ અને સૂક્ષ્મ એ બે શરીરને પોતાનુ સ્વરૂપ સમજે છે ત્યારે હું સંસારી ( કર્તા, ભોક્તા, સુખી, દુઃખી ઇત્યાદિ સ્વભાવવાળો) છુ આવું અભિમાન કરે છે, અને તે જ્યારે બે શરીરસહિત ચિદાભાસનો મિથ્યાપણાના જ્ઞાનવડે તિરસ્કાર કરીને કૂટસ્થજ મારુ સ્વરૂપ છે એવો નિશ્ચય કરે છે ત્યારે તે હુ ચેતનરૂપ આત્મા છુ, હું અસગ છુ, એમ જાણે છે. અસંગ આત્મામાં હુ એવો અહકાર કેમ સભવે એમ શકા થાય તો તેનું સમાધાન આ પ્રમાણે જાણવુઃ—એક મુખ્ય અને બે ગૌણ એમ હું એ શબ્દના ત્રણ પ્રકારના અર્થ થાય છે. કૂટસ્થ અને ચિદાભાસ એ બન્નેના પરસ્પરના અધ્યાસવડે એકપણાને પ્રાપ્ત થયેલુ સ્વરૂપ હુ એ શબ્દનો મુખ્ય અર્થ છે. સર્વ અજ્ઞાની મનુષ્યો એ અર્થમાજ હુશબ્દનો ઉપયોગ કરે છે. એકલો આભાસ અને એકલો કૂટસ્થ એ હુશબ્દના ગૌણ અર્થ છે. બ્રહ્મવેત્તા પુરુષ લૌકિકવ્યવહારમા અને વૈદિકવ્યવહારમા ચિદાભાસના અર્થમા ને કૂટસ્થના અર્થમાં હુ એ શબ્દનો ક્રમપૂર્વક પ્રયોગ કરે છે. હુ જાઉં છું ઇત્યાદિ લૌકિકવ્યવહારમા કૂટસ્થથી ભિન્ન એકલા ચિદાભાસને હુ એ શબ્દવડે કહે છે, અને હુ અસંગ છુ, હુ ચેતનરૂપ છુ, એમ શાસ્ત્રીયદૃષ્ટિવડે ચિદાભાસથી ભિન્ન એકલા કૂટસ્થમાં લક્ષણાવડે હુ એ શબ્દનો પ્રયોગ કરે છે. ચિદાભાસનુ વાસ્તવિકસ્વરૂપ કૂટસ્થ છે. કૂટસ્થથી ભિન્ન ચિદાભાસ મિથ્યા છે. ચિદાભાસને હુ કૂટસ્થ છુ આવુ જ્ઞાન થઇ શકે છે. એ જ્ઞાનવડે ચિદાભાસનો બાધ થઇને કૂટસ્થ બાકી રહે છે જેમ રજ્જુમા કલ્પાયેલો સર્પ મિથ્યા છે, અને તે રજ્જુમા કલ્પાયેલા સર્પનુ ચાલવુ મિથ્યા છે, તેમ કૂટસ્થમા કલ્પાયેલો ચિદાભાસ મિથ્યા છે, અને હુ કૂટસ્થ છું એવુ ચિદાભાસને થયેલુ જ્ઞાન પણ મિથ્યા છે. એ જ્ઞાન મિથ્યા છતા પણ સસારની નિવૃત્તિ કરી શકે છે. કૂટસ્થસહિત ચિદાભાસ કૂટસ્થને મિથ્યા ચિદાભાસથી ભિન્ન કરીને જહતલક્ષણાવડે હુ કૂટસ્થ છુ એમ જાણી શકે છે એમ જણાવવા શ્રુતિમા "છુ" એમ જણાવ્યુ છે શ્રુતિમાના "પુરુષ" અને "હું" આ બે શબ્દના પ્રયોગનો અભિપ્રાય કહીને હવે "આ" શબ્દના પ્રયોગનો અભિપ્રાય કહે છે. અજ્ઞાનીઓને સ્થૂલશરીર હુ છુ આવુ જ્ઞાન સશયવિપર્યયથી રહિત થાય છે, તેવુંજ અતરાત્માનું સંશયવિપર્યયથી રહિત જ્ઞાન મુમુક્ષુએ સંપાદન કરવુ જોઇએ એવો નિશ્ચય કરવામાટે શ્રુતિમા અયમ્ (આ) એમ કહ્યુ છે. હુ શરીરજ છું આવા સુદૃઢજ્ઞાનપ્રમાણે તે જ્ઞાનનો બાધ કરનાર હુ બ્રહ્મ છુ આવુ જ્ઞાન જેમને થાય છે તેમની ઇચ્છા ન હોય તોપણ તેઓ મોક્ષ પામે છે એમ પૂજ્યચરણ શ્રીશકરાચાર્યજીએ કહ્યુ છે સ્વયપ્રકાશસ્વભાવવાળુ ચૈતન્ય સર્વદા પ્રત્યક્ષ છે તેથી આ શબ્દવડે તેનું પ્રત્યક્ષપણું કહેવાને ઇચ્છિત છે. સર્વદા પ્રત્યક્ષરૂપ આત્મામા

પરોક્ષ અને પ્રત્યક્ષ તથા જ્ઞાન અને અજ્ઞાન એ બને સભવી શકે છે પોતાને નહિ ગણીને નવની ગણના કરનારા દશમા વિદ્યાર્થીને ભ્રાતિથી દશમો મરી ગયો એમ જણાય છે તે અજ્ઞાને કરેલુ આવરણ છે પછી તે દશમો વિદ્યાર્થી નદીમા ડુબીને મરી ગયો આવુ જાણીને તે રોવાકૂટવા લાગે છે આ વિક્ષેપ છે. દશમો વિદ્યાર્થી મુઓ નથી, પણ જીવે છે આવુ વિશ્વાસુ મનુષ્યને મોઢેથી સાભળતા સ્વર્ગના જ્ઞાનની પેઠે તે દશમાનુ તેને પરોક્ષજ્ઞાન થાય છે પછી તુ દશમો છે એમ કહી ગણી બતાવીને તેને સમજાવવામા આવ્યો ત્યારે તે હુ દશમો છુ એમ પ્રત્યક્ષપણે જાણીને આનદયુક્ત થાય છે પછી તે રડતોકૂટતો નથી એવી રીતે અજ્ઞાન, આવરણ, વિક્ષેપ, પરોક્ષજ્ઞાન, અપરોક્ષજ્ઞાન, શોક નિવૃત્તિ અને નિરકુશતૃપ્તિ એવી આ સાત અવસ્થા ચિદાભાસમા યોજવી

આ ચિદાભાસ સસારમા આસક્તિવાળો થઇને વિષયો પ્રાપ્ત કરવામાજ ગુથાય છે ઉપનિષદોના વચનોનો વિચાર કરવા પૂર્વે તે પોતાના સ્વયપ્રકાશ અવિકારિચેતનરૂપને જાણતો નથી, આ ચિદાભાસની અજ્ઞાનનામની પહેલી અવસ્થા છે અવિકારી આત્મા પ્રતીત થતો નથી, અને તે નથી, એમ સમજી ને તે તેવી રીતે બોલે છે આ આવરણનામની ચિદાભાસની બીજી અવસ્થા છે હુ કર્તા છુ, હુ ભોક્તા છુ, આવી સમજ આ ચિદાભાસની વિક્ષેપ-નામની ત્રીજી અવસ્થા છે અવિકારી આત્મા છે આવુ શાસ્ત્રાદિદ્વારા જાણવુ આ પરોક્ષજ્ઞાનનામની ચિદાભાસની ચોથી અવસ્થા છે બ્રહ્મવિચારવડે કે બ્રહ્મધ્યાનવડે હુ અવિકારી આત્મા છુ એવો આત્માનો અનુભવ કરવો એ અપરોક્ષજ્ઞાનનામની ચિદાભાસની પાચમી અવસ્થા છે પોતામા કલ્પાયેલુ કર્તાપણુ, ભોક્તાપણુ, સુખીપણુ ને દુ ખીપણુ એ રૂપ શોકને આત્માના અપરોક્ષ-જ્ઞાનદ્વારા નિવૃત્ત કરવો એ શોકના નાશરૂપ ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે, અને મેં મારુ કર્તવ્ય કરી લીધુ ને પ્રાપ્તવ્ય પ્રાપ્ત કરી લીધુ આવો અનુભવ થાય એ ચિદાભાસની નિરકુશતૃપ્તિનામની સાતમી અવસ્થા છે ચિદાભાસની એ સાત અવસ્થામા પહેલી ત્રણ અવસ્થા બધન કરનારી અને છેલ્લી ચાર અવસ્થા મોક્ષ આપનારી છે આત્માના પરોક્ષજ્ઞાનવડે અવિકારી આત્મા નથી એવા અસત્વાવરણની નિવૃત્તિ થાય છે, અને અપરોક્ષજ્ઞાનવડે અવિકારી આત્મા પ્રતીત થતો નથી એવા અભાનાવરણની નિવૃત્તિ થાય છે અભાનાવરણ નિવૃત્ત થવાથી આત્મામા કલ્પાયેલા જીવભાવની નિવૃત્તિ થાય છે એમ થવાથી કલ્પિત કર્તાપણુ ને ભોક્તાપણુ આદિ સર્વ શોક નાશ પામે છે આત્મામા કલ્પાયેલા સસારની નિવૃત્તિ થતા આત્માના નિત્યમુક્તપણાનો અનુભવ થાય છે શોકની અત્યતનિવૃત્તિ થવાથી અને જ્ઞાતવ્યરૂપ તથા પ્રાપ્તવ્યરૂપ આત્માના જ્ઞાનથી અને પ્રાપ્તિથી જીવન્મુક્તના અત કરણમા નિરકુશતૃપ્તિ સ્ફુરે છે આ

પ્રકરણના પહેલા શ્લોકમાં જે શ્રુતિ આપી છે તે શ્રુતિ અપરોક્ષજ્ઞાન અને શોકનાશ એ નામની ચિદાભાસની બે અવસ્થા જણાવે છે.

શ્રુતિમાં અયં (આ) એ શબ્દવડે કહેલું અપરોક્ષપણું બે પ્રકારનું છે. ચૈતન્યરૂપ આત્મા સ્વયંપ્રકાશ હોવાથી તેનો સદ્‌ભાવ સિદ્ધ કરવા બીજા કોઈ સાધનની અપેક્ષા રહેતી નથી એ તેનું એક પ્રકારનું અપરોક્ષપણું, અને વેદાંત-સંસ્કારવાળી બુદ્ધિવડે આવરણભંગ થતાં આત્મા સ્વયંપ્રકાશ છે આમ જણાવું એ તેનું બીજા પ્રકારનું અપરોક્ષપણું છે. બ્રહ્મના પરોક્ષજ્ઞાનના સમયમાં પણ બ્રહ્મ સ્વયપ્રકાશ છે આવું જ્ઞાન થવાથી બ્રહ્મરૂપ વિષયની સ્વપ્રકાશતામાં ફેર પડતો નથી. પરોક્ષબ્રહ્મજ્ઞાન મિથ્યાજ્ઞાન થતું નથી. બ્રહ્મ નથી એવું જ્ઞાન જો યોગ્ય પ્રમાણથી સિદ્ધ થાય તો બ્રહ્મના મિથ્યાપણાનો નિશ્ચય થાય, પણ પ્રમાણને અભાવે તેના મિથ્યાપણાનો નિશ્ચય થતો નથી, તેથી બ્રહ્મનું પરોક્ષજ્ઞાન ભ્રાંતિજ્ઞાન નથી. વિષય પ્રત્યક્ષ પ્રતીત ન થતો હોય તેથી તેનું જ્ઞાન ભ્રાંતિરૂપ કહેવાય નહિ. જો એવા જ્ઞાનને ભ્રાંતિરૂપ માનીએ તો સ્વર્ગાદિકનું જ્ઞાન પણ ભ્રાંતિરૂપ માનવું પડે, જે યોગ્ય નથી. જે વસ્તુ અપરોક્ષજ્ઞાનને યોગ્ય હોય તેનું પરોક્ષજ્ઞાન થાય તે લોપરૂપ નથી. બ્રહ્મનું અસત્ત્વાપાદક આવરણ બ્રહ્મના પરોક્ષજ્ઞાનથી દૂર થાય છે, અને બ્રહ્મનું અભાનાપાદક આવરણ બ્રહ્મના અપરોક્ષજ્ઞાનથી દૂર થાય છે. અવિકારી આત્મા બ્રહ્મ છે એવો વિચાર કરવાથી જિજ્ઞાસુને બ્રહ્મનું અપરોક્ષ-જ્ઞાન થાય છે. દશમો કોણ એવો વિદ્યાર્થીએ પ્રશ્ન કર્યો તેના ઉત્તરમાં વિશ્વાસ રાખવાયોગ્ય મનુષ્યે તે વિદ્યાર્થીને કહ્યું કે તું દશમો છે, એવું સાંભળીને બધા વિદ્યાર્થીઓને ગણીને હુંજ દશમો છું એમ તે વિદ્યાર્થી પોતાના દશમાપણાનો અપરોક્ષ અનુભવ કરે છે. પછી તેનુ તે જ્ઞાન કદીપણ બાધ પામતું નથી. એવી રીતે "હે સોમ્ય! આ જગત ઉત્પત્તિની પૂર્વે સદ્રૂપજ હતું" આ વાક્યવડે બ્રહ્મનું હોવાપણું પરોક્ષરીતે જાણીને પછી "તે અનાદિ સદ્રૂપ બ્રહ્મ તું છે" ઇત્યાદિ વાક્યના વિચારવડે "હુંજ બ્રહ્મ છુ" એમ તે જિજ્ઞાસુ જાણે છે. ત્યારપછી તે બ્રહ્મજ્ઞાનીનો પોતાના બ્રહ્મસ્વરૂપનો નિશ્ચય કોઇ પણ સમયે બાધ પામતો નથી. શ્રીવરુણના પુત્ર ભૃગુ અને દેવોના રાજા ઇંદ્ર ઇત્યાદિ જિજ્ઞાસુઓ પૂર્વે બ્રહ્મને પરોક્ષરીતે જાણીને પછી બ્રહ્મવિચારવડે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન મેળવવા ભાગ્યશાલી થયા હતા. બ્રહ્મના સદ્‌ભાવને જણાવનારાં વેદનાં અવાંતરવાક્યોવડે જિજ્ઞાસુને બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે, અને જીવ ને બ્રહ્મના વાસ્તવિકસ્વરૂપનો અભેદ જણાવનારાં વેદનાં મહાવાક્યોવડે જિજ્ઞાસુને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે. ત્વંપદના અર્થનું અને તત્પદના અર્થનું શોધન કરવાથી લક્ષણાવડે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે. બુદ્ધિ આદિના સાક્ષી ને શરીરાદિ સર્વની અંતર રહેલ જે ચિદાત્મા તે અદ્વિતીય આનંદરૂપ પરમાત્મા

છે, અને અદ્વિતીય આનંદરૂપ જે પરમાત્મા તે ચેતનરૂપ અંતરાત્મા છે, આવું એ બેના એકપણાનું જ્ઞાન થયું એટલે ત્વંપદના અર્થનું (જીવનું) પરિચ્છિન્નપણું અને તત્પદના અર્થનું (ઈશ્વરનું) પરોક્ષપણું દૂર થાય છે, અને એક ને સર્વની અંતર રહેલ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મજ અવશેષ રહે છે. વેદાંતનાં મહાવાક્યોનો આદરપૂર્વક વિચાર કરવાથી જિજ્ઞાસુને બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થાય છે. અંતઃકરણસહિતપણું હોવું તે જીવપણાનો ઉપાધિ છે, અને અંતઃકરણરહિતપણું એ બ્રહ્મપણાનો ઉપાધિ છે. અંતઃકરણ અને તેની વૃત્તિઓનો ત્યાગ કર્યા પછી બાકી રહેલા ચેતનરૂપ આત્મામાં હું બ્રહ્મ છું આ મહાવાક્યવડે બ્રહ્મપણું અનુભવવામાં આવે છે. અંતઃકરણરહિત સાક્ષી સ્વયંપ્રકાશ છતાં પણ ઘટાદિ જડપદાર્થની પેઠે અંતઃકરણની વૃત્તિવડે તે વ્યાપ્ત થાય છે. સાક્ષીના જ્ઞાનમાં વૃત્તિવ્યાપ્તિ સ્વીકારવામાં આવે છે, પણ ફલવ્યાપ્તિ સ્વીકારવામાં આવતી નથી, અર્થાત્ ચિદાભાસ સાક્ષીને પ્રકાશે છે એમ સ્વીકારવામાં આવતું નથી. ઘટાદિ જડપદાર્થને અંતઃકરણની વૃત્તિ અને તેમાં રહેલો ચિદાભાસ એ બન્ને વિષય કરે છે. તેમાં અંતઃકરણની વૃત્તિ પદાર્થઉપરના આવરણને દૂર કરે છે, અને તે વૃત્તિમાં રહેલો ચિદાભાસ તે પદાર્થને પ્રકાશે છે. બ્રહ્મ સ્વપ્રકાશ હોવાથી અંતઃકરણની વૃત્તિ આવરણભંગ કરે એટલે પોતાની મેળે તે પ્રકાશે છે. તેને પ્રકાશવામાં ચિદાભાસ ઉપયોગી થતો નથી. ઘટાદિ પ્રકાશરહિત પદાર્થને જોવામાં નેત્ર અને દીવો એ બંનેની અપેક્ષા રહે છે, પણ દીવો જોવો હોય તો એક નેત્રઇંદ્રિયનીજ અપેક્ષા રહે છે. એવી રીતે બ્રહ્મના જ્ઞાનમાં વૃત્તિવ્યાપ્તિની અપેક્ષા રહે છે, પણ ફલવ્યાપ્તિની (અંતઃકરણની વૃત્તિમાં રહેલા ચિદાભાસની વ્યાપ્તિની) અપેક્ષા રહેતી નથી. અંતઃકરણની વૃત્તિ સર્વદા ચિદાભાસસહિત હોય છે. તે જ્યારે બ્રહ્મને વિષય કરે છે ત્યારે તેમાં ચિદાભાસ હોય છે, પણ સૂર્યની આગળ દીવાનો પ્રકાશ પૃથક્ નહિ રહેતાં જેમ તેમાં ભળી જાય છે તેમ ચિદાભાસ પૃથક્ નહિ રહેતાં સ્વપ્રકાશ બ્રહ્મમાં ભળી જાય છે.

"પ્રમાણના અવિષયભૂત અને અનાદિ" એ શ્રુતિમાં પણ એમજ કહ્યું છે. "મનવડે કરીને આ બ્રહ્મ પ્રાપ્ત કરવાયોગ્ય છે" આ શ્રુતિવાકયમાં બ્રહ્મજ્ઞાનમાં અંતઃકરણની વૃત્તિવ્યાપ્તિ સ્વીકારી છે. સત્ય, જ્ઞાન ને અનંતરૂપ લક્ષણવાળા બ્રહ્મરૂપ અંતરાત્માના સ્વરૂપનું હું બ્રહ્મ છું એવું જે જ્ઞાન થાય છે તે જ્ઞાન "આ સચ્ચિદાનંદરૂપ આત્મા હું છું એમ જો પોતાને જાણે" એ શ્રુતિવચનમાં કહેલું છે. મહાવાક્યથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થયું હોય તોપણ તે દૃઢ કરવાસારુ વ્યાસભગવાને "વેદાંતશાસ્ત્રના શ્રવણાદિકની વારંવાર આવૃત્તિ કરવી" એમ કહેલું છે, માટે "હું બ્રહ્મ છું" આ જ્ઞાન સુદૃઢ થાય ત્યાંસુધી અંતઃકરણના નિગ્રહઆદિક સાધનયુક્ત થઇને વેદાંતશાસ્ત્રના શ્રવણાદિકનો

અભ્યાસ કરવો બ્રહ્મનું દૃઢજ્ઞાન ન થવામાં અનેક પ્રકારની શ્રુતિઓ, બ્રહ્મના ને આત્માના એકપણારૂપ વિષયનું સામાન્યદૃષ્ટિએ અસંભવિતપણું અને વિપરીતભાવના આ ત્રણ કારણો છે સર્વ ઉપનિષદોનું તાત્પર્ય તેના આદિ, મધ્ય અને અંતનો વિચાર કરી બ્રહ્મથી અભિન્ન આત્મામાં છે આવો નિર્ણય કરવો તે વેદાંતનું શ્રવણ કહેવાય છે વેદાંતદર્શનના સમન્વયાધ્યાયનામના પહેલા અધ્યાયમાં તે નિર્ણય સારી રીતે કહેલો છે વેદાંતદર્શનના બીજા અધ્યાયમાં અંતઃકરણનું સમાધાન કરનારા સુતર્કોવડે બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ વિષયની જે સંભાવના જણાવી છે તે વેદાંતશાસ્ત્રનું મનન છે પૂર્વના અનેક જન્મોના દૃઢ અભ્યાસવડે "દેહાદિક હું છું, અને આ જગત્ સત્ય છે," આ વિપરીતભાવના મનુષ્યના હૃદયમાં વારંવાર ઉત્પન્ન થાય છે અંતઃકરણની બ્રહ્મમાં એકાગ્રતા કરવાવડે તે નિવૃત્ત થાય છે બ્રહ્મસ્વરૂપના ઉપદેશની પૂર્વે બ્રહ્મની ઉપાસનાવડે જિજ્ઞાસુના અંતઃકરણની સગુણબ્રહ્મમાં એકાગ્રતા થાય છે, તેથી વેદાંતદર્શનમાં બ્રહ્મની ઉપાસનાનો વિચાર કરેલો છે જેમણે બ્રહ્મનો ઉપદેશ થયા પહેલાં બ્રહ્મની ઉપાસના ન કરી હોય તેમનું અંતઃકરણ પછીથી બ્રહ્માભ્યાસવડે એકાગ્ર થાય છે એકાંતમાં બ્રહ્મનું ચિંતન કરવું, શ્રોતાઓની આગળ બ્રહ્મસ્વરૂપનું કથન કરવું, અને સમાનજ્ઞાનવાળા બ્રહ્માભ્યાસીઓની સાથે પરસ્પર ઉત્તમપ્રકારે તેનું નિરૂપણ કરવું આમ અંતઃકરણને બ્રહ્મપરાયણ કરવું આ બ્રહ્માભ્યાસ કહેવાય છે ઉપનિષદ્‌માં "બ્રહ્મથી અભિન્ન આત્માને જાણીને એકાંતમાં તેનું ચિંતન કરવું, ઘણા શબ્દોનું ચિંતન કરવું નહિ કેમકે ઘણા શબ્દોનું ચિંતન મનને તથા વાણીને પરિશ્રમ આપી ક્ષીણ બળવાળા કરે છે" એમ કહેલું છે શ્રીમદ્ભગવદ્‌ગીતામાં "નિરંતર મારી અનન્યભક્તિ કરનારા મારા અનન્યભક્તના યોગક્ષેમનું હું વહન કરું છું" એમ કહ્યું છે ઉપર જણાવેલી શ્રુતિ અને સ્મૃતિ વિપરીતભાવનાની નિવૃત્તિમાટે આત્મસ્વરૂપમાં અંતઃકરણની એકાગ્રતાનું વિધાન કરે છે જે વસ્તુ જેવી હોય તે વસ્તુને તેવી ન સમજતાં ઊલટી રીતે સમજવી તે વિપરીતભાવના કહેવાય છે અંતરાત્મા સ્થૂલશરીર, ઇંદ્રિયો, પ્રાણ ને અંતઃકરણથી કેવલ ભિન્ન છે, અને જગત્ પારમાર્થિકદૃષ્ટિએ મિથ્યા છે, આમ છતાં સ્થૂલશરીર આદિજ આત્મા છે, અને પ્રતીત થતું આ જગત્ સત્ય છે, આવી સમજણરૂપ વિપરીતભાવના અજ્ઞાની મનુષ્યના અંતઃકરણમાં સ્થિર થયેલી હોય છે એ વિપરીતભાવનાની નિવૃત્તિમાટે આત્મા દેહાદિકથી ભિન્ન છે, અને બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતું જગત્ મિથ્યા છે આવી ભાવના નિરંતર આદરપૂર્વક કર્યા કરવી મંત્રના જપની પેઠે કિંવા દેવની મૂર્તિના ધ્યાનની પેઠે બ્રહ્મનું ચિંતન કોઇ પ્રકારનો નિયમ રાખીને કરવાનું નથી, પણ જેમ જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે ત્યારે મનુષ્ય ભોજન કરે છે તેમ જિજ્ઞાસુને

જ્યારે જ્યારે ઉપર જણાવેલી વિપરીતભાવના ઉત્પન્ન થાય ત્યારે ત્યારે તેણે બ્રહ્મભાવના કરવી. મન અત્યંત ચંચલ હોવાથી ધ્યાનાદિના સમયમાં તેને અનાત્મામાંથી અતિશય રોકવું પડે છે. બ્રહ્મભાવના કરવામાં તે મનને રોકવાનો પ્રયત્ન કરવો પડતો નથી. આત્મા સચ્ચિદાનંદરૂપ છે, અને જગત્ મિથ્યા છે, આ નિશ્ચયમાં જે ઇતિહાસાદિની સમાપ્તિ થાય છે તે ઇતિહાસાદિવડે નિદિધ્યાસનમાં અંતઃકરણને વિક્ષેપ થતો નથી, પણ ઊલટો તેને વિનોદ થાય છે. ખેતી, વ્યાપાર, સેવા અને કાવ્ય તથા તર્કાદિનું અધ્યયન એવડે અંતઃકરણ વિક્ષેપવાળું થાય છે, અને બ્રહ્મનું અનુસંધાન રહી શકતું નથી, પણ ભોજનાદિના સમયમાં ઉપયોગપૂરતું બ્રહ્મનું અનુસંધાન રહી શકે છે, કેમકે તે વેલા એ ક્રિયાવડે અંતઃકરણને વિક્ષેપ થતો નથી. ભોજનાદિવેલા જો અલ્પાંશે તત્ત્વનું વિસ્મરણ થાય તો ભોજનાદિ પછી પુનઃ શીઘ્રજ બ્રહ્મનું ચિંતન કરી શકાય છે.

બ્રહ્મનું વિસ્મરણ અનર્થકારી થતું નથી, પણ વિપરીતભાવના જન્મમરણરૂપ અનર્થ કરનારી થાય છે. વિસ્મરણ થયું કે તુરત પુનઃ બ્રહ્મનું સ્મરણ કરવાથી વિપરીતભાવનાને અવકાશ રહેતો નથી. કાવ્ય અને તર્કાદિનો અભ્યાસ કરનારા મનુષ્યોને બ્રહ્મનું વારંવાર સ્મરણ કરવાનો અવકાશ મળતો નથી, અને પોતાના કાવ્યાદિના અભ્યાસમાં આ બ્રહ્મસ્મરણ પ્રતિબંધ કરનાર છે એવા નિશ્ચયથી બ્રહ્માભ્યાસની ઉપેક્ષા પણ કરાય છે. "એક આત્માનેજ જાણો, બીજી સર્વ વાણીઓનો ત્યાગ કરો" એવા ભાવનું શ્રુતિ કહે છે. આહારાદિનો ત્યાગ કરવાથી શરીર જીવી શકતું નથી, પણ કાવ્યાદિનો ત્યાગ કરવાથી શરીરનો નાશ થવાનો સંભવ નથી, માટે મુમુક્ષુએ એવાં દ્વૈતપ્રતિપાદક શાસ્ત્રોનો અભ્યાસ કરવાનો દુરાગ્રહ રાખવો નહિ. રાજર્ષિ જનકાદિકે પોતાને દૃઢ બ્રહ્મજ્ઞાન થયેલું હોવાથી રાજ્યભારનું વહન કર્યું. જો તમને બ્રહ્મનો દૃઢબોધ થયો હોય તો તમે કાવ્ય અને તર્કાદિ ભણો, અથવા ખેતી કરો. "આ સંસાર મિથ્યા છે" આ વાસના દૃઢ થયા પછી બ્રહ્મવેત્તા પુરુષો પોતપોતાના પ્રારબ્ધકર્મનો ક્ષય કરવામાટે પોતાના અંતઃકરણમાં ખેદ ન પામતાં પોતપોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે પ્રવૃત્તિ કરે છે. તેઓ પોતપોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે વર્તતા હોવાથી તેમની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિ જોઇ તેમની જ્ઞાનનિષ્ઠામાં ને તેના ફલમાં કોઇ પણ પ્રકારની શંકા કરવી ઉચિત નથી. બ્રહ્મજ્ઞાની અને અજ્ઞાની એ બન્નેને પોતપોતાના પ્રારબ્ધકર્મનું ફલ સમાનરીતે ભોગવવું પડે છે, પણ બ્રહ્મજ્ઞાની ધૈર્યને લીધે શોકને વશ થતા નથી, અને અજ્ઞાની અધૈર્યને લીધે ખેદ કરવા લાગે છે. જેમના અંતઃકરણે આત્માનો દૃઢ સાક્ષાત્કાર કર્યો છે, અને જેમના અંતઃકરણમાં દેહાદિમાં આત્માની ભ્રાંતિ રહી નથી, તેવા બ્રહ્મવેત્તા કયા વિષયની કયા ભોક્તાને માટે ઇચ્છા કરીને

શરીરના સંતાપવડે સંતાપ પામે ? તેમને જગતના મિથ્યાપણાનો દઢ બોધ હોવાથી તેમને વિષયો સત્યરૂપે પ્રતીત થતા નથી, અને વિષયોની ઇચ્છા કરનાર ભોક્તા પણ સત્યરૂપે પ્રતીત થતો નથી. એવા પુરુષને વિનાવિચારે શોભીતા જણાતા તુચ્છ ભોગોમાં આસક્તિ થતી નથી, પણ દોષદષ્ટિવડે તે વિષયોનો ત્યાગ કરવાનીજ ઇચ્છા થાય છે, બ્રહ્મજ્ઞાનમાં પ્રતિબંધ કરનારા વિષયોમા કેવી રીતે દોષદષ્ટિ કરવી તે મોક્ષનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રોમાં વિસ્તારથી વર્ણવેલ છે. શબ્દાદિ વિષયો અને તેનાં ઉપકરણો દુ:ખના હેતુરૂપ છે એમ વારવાર ચિંતન કરવાથી વિષયોમાં ને વિષયોનાં સાધનોમાં રહેલી આસક્તિ દૂર થાય છે. પ્રારબ્ધકર્મના પ્રબલપણાથી બ્રહ્મવેત્તાના અંતઃકરણમાં ભોગેચ્છા ઉપજે તો તેઓ ક્લેશયુક્ત થઇને વેઠે પકડેલા માણસની પેઠે ભોગ ભોગવે છે. હજુ મારૂ પ્રારબ્ધકર્મ ક્ષીણ થયુ નહિ એમ કહીને કષ્ટપૂર્વક પોતાનો પ્રાપ્તવ્યવહાર કરે છે તેમનો આ ક્લેશ સંસારસંબંધી તાપ નથી, પણ વૈરાગ્ય છે, કેમકે એ ક્લેશ વિવેકથી ઉત્પન્ન થયેલો હોય છે. વિવેકી પુરુષ થોડા ભોગવડે સંતોષ પામે છે, અને અવિવેકી પુરુષ ઘણો ભોગ ભોગવીને પણ સંતોષ પામતો નથી. શત્રુએ પરાભવ કરીને જેનું સર્વ રાજ્ય જિતી લીધું હોય તેવો રાજા તો તેને એક ગામ મળે તોપણ સંતોષ માને છે તેમ વિવેકી પુરુષ થોડા ભોગને પણ ઘણો માને છે.

દોષદર્શનરૂપ વિવેક અંત:કરણમા જાગ્રત્ હોય તો પ્રારબ્ધકર્મ કેવી રીતે ભોગેચ્છા ઉત્પન્ન કરે એમ શંકા થાય તો તેના સમાધાનમાં કહેવાનું કે ઇચ્છા, અનિચ્છા ને પરેચ્છા એવાં ત્રણ પ્રકારનાં પ્રારબ્ધકર્મો હોય છે. અપથ્યનું સેવન કરનારા રોગી, ચોર અને રાજાની રાણીની સાથે પ્રીતિ રાખનારા પોતાના અનર્થને જાણતા છતા પણ તે અકાર્યમા સ્વેચ્છાએ પ્રવૃત્ત થાય છે. તીવ્રવેગવાળા સ્વેચ્છાપ્રારબ્ધનુ નિવારણ કરવું શક્ય નથી એમ ભગવદ્‌ગીતામાં ભગવાને અર્જુનપ્રતિ કહેલુ છે. મનુષ્યને ઇચ્છા ન હોય છતાં પણ તેનું અનિચ્છાનામનુ પ્રારબ્ધકર્મ તેને વિષયતૃષ્ણામાં જોડે છે એમ ભગવદ્‌ગીતામાં અનિચ્છાપ્રારબ્ધનુ નિરૂપણ કરેલુ છે. પોતાની ઇચ્છા નહિ છતાં પણ બીજાની ઇચ્છાને વશ થઇને મનુષ્ય અકાર્યમા પ્રવૃત્તિ કરે છે તે પરેચ્છાપ્રારબ્ધકર્મ છે. જ્ઞાનીની ઇચ્છા અજ્ઞાનીની ઇચ્છાજેવી હોતી નથી જ્ઞાનીની ઇચ્છા બ્રહ્મજ્ઞાનવડે બાધ પામેલી હોય છે આ સર્વ જગત મિથ્યા છે આવું જ્ઞાન થવાથી બ્રહ્મવેત્તાની ઇચ્છા અલ્પભોગ ઉપજાવે છે, પણ વાસનાની દઢતારૂપ અનર્થ ઉપજાવતી નથી. ભોગવડે પ્રારબ્ધકર્મ નાશ પામે છે, અને ભોગ મિથ્યા છે આવો જ્ઞાનીનો નિશ્ચય હોવાથી તે ભોગની વાસના તેમના મનમાં રહેતી નથી. અજ્ઞાની પુરુષને “ મારા ભોગો નાશ ન પામો, આ મારા પ્રિય વિષયનો ને

મારો વિયોગ થાઓ નહિ, તેની ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જાઓ, મારા વિષયસેવનમાં વિઘ્ન ન આવો, આ વિષયસેવનવડે હુ કૃતાર્થ છું" એવી ભ્રાંતિ થાય છે. "ભવિષ્યમાં થનારુ સુખદુઃખ કદીપણ નિવૃત્ત થનાર નથી, અને ભવિષ્યમાં નહિ પ્રાપ્ત થનારું સુખદુ ખ કદીપણ પ્રાપ્ત થનારુ નથી" આવો નિશ્ચય ઉપર જણાવેલી ભ્રાંતિની નિવૃત્તિ કરે છે. બ્રહ્મજ્ઞાની અને અજ્ઞાની આ બંનેને ભોગ સરખો છતાં પણ ભ્રાંતિવાળો અજ્ઞાની મનુષ્ય વાસનાદ્વારા પીડા ભોગવે છે, અને ભ્રાંતિરહિત જ્ઞાની પીડાને પ્રાપ્ત થતો નથી. જ્ઞાની ભોગનું મિથ્યાપણું જાણીને તેમાં રહેલી સત્યપણાની બુદ્ધિને ન્યૂન કર્યા કરે છે, અને પોતાના પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થયેલા ભોગ ભોગવતા છતા પણ તેમાં રમણીયપણાની બુદ્ધિ કરતા નથી, તેથી તેઓ જન્મમરણની પરંપરારૂપ સસારમાં ભમતા નથી. સ્વપ્નના જેવું અથવા ઇન્દ્રજાલના જેવું ક્ષણભંગુર અને અચિંત્યરચનાવાળુ આ જગત્ છે એમ જાણનાર બ્રહ્મજ્ઞાની સસારના વિષયોમાં આસક્ત થતા નથી. સ્વપ્નાવસ્થાનો અનુભવ લઈને જાગ્રદવસ્થાનો અનુભવ કરનાર પુરુષે અંતઃકરણને સાવધાન રાખી તે બંને અવસ્થાનો વિચાર કરવો. એમ કરવાથી તેને જાગ્રદવસ્થા પણ સ્વપ્નાવસ્થાના જેવી છે એમ સમજાશે. તે બંને અવસ્થા સરખી છે એમ લાંબો સમય વિચાર કરવાથી જાગ્રદવસ્થામા રહેલી સત્યપણાની ભ્રાંતિ દૂર થાય છે, અને જાગ્રદવસ્થામા પ્રતીત થતા કલ્પિત વિષયોમાં પછી તે અનુરાગવાળા થતા નથી. આ જગત્ અચિંત્યરચનાવાળુ હોવાથી તે ઇન્દ્રજાલજેવું છે આ વાતનુ વિસ્મરણ નહિ કરનાર પુરુષને પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થનારા ભોગથી શી હાનિ થાય છે? "આ સર્વ દ્વૈત મિથ્યા છે" આ વાતનું નિરતર સ્મરણ રખાવવામાં બ્રહ્મવિદ્યાનો આગ્રહ છે, અને જીવને સુખદુઃખનો અનુભવ કરાવવો એવો પ્રારબ્ધકર્મનો આગ્રહ છે. એવી રીતે બ્રહ્મવિદ્યાનો ને પ્રારબ્ધકર્મનો વિષય ભિન્ન ભિન્ન છે, તેથી બ્રહ્મવિદ્યા પ્રારબ્ધકર્મની વિરોધી થતી નથી, અને પ્રારબ્ધકર્મ બ્રહ્મવિદ્યાનુ વિરોધી થતું નથી. બ્રહ્મવેત્તા સસારને મિથ્યા જાણ્યા છતા તેમા પ્રવૃત્તિ કરી શકે છે. આ ઇંદ્રજાલ છે એમ જાણનારો મનુષ્ય પણ તે જોઇને પોતાના અંતઃકરણમાં પ્રસન્નતાનો અનુભવ કરે છે એ વાત લોકપ્રસિદ્ધ છે. પ્રારબ્ધકર્મ જો જગત્ સત્ય છે એવો નિશ્ચય કરાવીને ભોગ આપે તો તે બ્રહ્મવિદ્યાનુ વિરોધી થાય, પણ માત્ર ભોગ આપવાવડે તેનુ સત્યપણુ સિદ્ધ થઇ શકતું નથી. જેમ સ્વપ્નાવસ્થામાં મિથ્યા વસ્તુવડે પણ સુખદુઃખનો અનુભવ થાય છે તેમ જાગ્રદવસ્થામાં પણ મિથ્યા વસ્તુવડે સુખદુઃખનો અનુભવ સભવી શકે છે, બ્રહ્મજ્ઞાન જો જગતનુ અદર્શન કરાવે તો તે પ્રારબ્ધકર્મનુ વિરોધી થાય, પણ જગત્ મિથ્યા છે એટલા જ્ઞાનવડે જગતનું અદર્શન થઇ શકતું નથી ઇંદ્રજાલનો ખેલ

જોનારા ઈંદ્રજાલનું અદર્શન કરતા નથી, પણ આ ઇંદ્રજાલ છે એટલું જાણે છે. એવી રીતે ભોગ્યના સ્વરૂપનો નાશ ન કરતાં તે મિથ્યા છે એમ જાણીને પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થતા ભોગોને જ્ઞાની ભોગવે છે. "જ્ઞાનીને જ્યારે સર્વ સંસાર પોતાના આત્મસ્વરૂપ થાય છે ત્યારે તે જ્ઞાની કયા સાધનવડે કયા વિષયનો અનુભવ કરે ?" આવા ભાવની જે શ્રુતિ છે તે શ્રુતિ સુષુપ્તિઅવસ્થાને અથવા મુક્તિદશાને વિષય કરનારી [redacted] એમ વેદાંતદર્શનમાં નક્કી કરેલું છે. તે શ્રુતિ દ્વૈતનો નાશ કરીને મનુષ્ય જ્ઞાની થાય છે એમ કહેતી નથી. જ્ઞાનીને જો દ્વૈતનું અદર્શન થતું હોય તો શ્રીયાજ્ઞવલ્ક્યાદિનું આચાર્યપણું કેવી રીતે સભવી શકે ? કેમકે જેઓ દ્વૈતને જુએ તેઓ તમારે મતે જ્ઞાની કહેવાય નહિ, અને જો તેઓ દ્વૈતને ન જુએ તો તેમની વાણી શિષ્યપ્રતિ કેવી રીતે બોલી શકે ? "નિર્વિકલ્પસમાધિમાં દ્વૈત પ્રતીત થતું નથી તેથી તે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન છે એમ જો તમે કહો તો સુષુપ્તિમાં દ્વૈતનું અદર્શન હોવાથી સુષુપ્તિને બ્રહ્મવિદ્યા કહેવી પડશે, કેમકે સુષુપ્તિમાં દ્વૈતની પ્રતીતિ થતી નથી. ઉપરના કથનથી સિદ્ધ થાય છે કે દ્વૈતનું વિસ્મરણ એ બ્રહ્મજ્ઞાન નથી, પણ બ્રહ્મનો અપરોક્ષ અનુભવ એજ બ્રહ્મજ્ઞાન છે. ક્ષણે ક્ષણે વૃત્તિરૂપે પરિણામ પામનારા દુષ્ટ ચિત્તનો નિરોધ કરવો જોઇએ 'એમ જો તમે કહો તો ભલે તમે તેમ કરો, અમને પણ તે ઇષ્ટ છે, કેમકે ચિત્તના નિરોધવડે ચિત્તના દોષોનો નાશ થવાથી અદ્વિતીય બ્રહ્મજ્ઞાનમાં અત્યંત ઉપયોગી જે જગતના માયામયપણાનું જ્ઞાન તે ઉત્તમપ્રકારે અનુભવાય છે. જ્ઞાની પોતાના પ્રારબ્ધકર્મવડે ઇચ્છા કરતા હોય તોપણ તેઓ અજ્ઞાનીની પેઠે ઇચ્છા કરતા નથી માટેજ "किमिच्छन्" (શાને ઇચ્છતા છતા) એમ શ્રુતિમાં કહ્યું છે. બ્રહ્મવેત્તાને પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે વિષયમાં અદૃઢ આસક્તિ થાય છે, દૃઢ આસક્તિ થતી નથી. એમ હોવાથીજ "રાગ એ અજ્ઞાનીનું ચિહ્ન છે," અને "જ્ઞાનીમાં ભલે રાગાદિક હો," એ બંને શાસ્ત્રવચનો વિરોધને અભાવે અર્થવાળાં થાય છે.

જગતના મિથ્યાપણાની પેઠે આત્માનું અસંગપણું પણ જ્ઞાની અનુભવે છે તેથી વાસ્તવિક ભોગ્યના અભાવની પેઠે વાસ્તવિક ભોક્તાનો પણ અભાવ છે એમ કહેવાને માટે શ્રુતિમા "कस्य कामाय ?" (કયા ભોક્તાને માટે ?) એમ કહ્યું છે. વાસ્તવિક ભોગ્ય ન હોવાથી કયા ભોગ્યની ઇચ્છા થાય ? અને વાસ્તવિક ભોક્તા ન હોવાથી કયા ભોક્તાને માટે ઇચ્છા થવી સંભવે ? એવો "किमिच्छन् ?" અને "कस्य कामाय ?" એ શ્રુતિનાં વચનોનો અભિપ્રાય છે. પતિ અને પત્ની પોતપોતાના સુખને માટે એકબીજાની એટલે પતિ પત્નીની ને પત્ની પતિની ઇચ્છા કરે છે એમ બૃહદારણ્યક તે અને બીજાં

ઉપનિષદ્‌માં દૃષ્ટાંતોવડે વિસ્તારથી કહ્યું છે. અવિકારી આત્મા અસંગ હોવાથી ભોક્તા સંભવી શકે નહિ, કેમકે તેનામાં સુખીપણું ને દુઃખીપણું એવા અભિમાનરૂપ વિકાર સંભવી શકે નહિ. વિકારરહિત કૂટસ્થ વિકારી કેમ સંભવી શકે ? ચિદાભાસ વિકાર પામનારી વૃત્તિને અનુસરીને પ્રતીત થનારો હોવાથી તેમાં વિકાર સંભવે છે. અધિષ્ઠાનવિના કોઇ પણ ભ્રાંતિ સંભવી શકતી નથી, તેથી કૂટસ્થ ને ચિદાભાસ તે બંને મળીને ભોક્તા થાય છે. બુદ્ધિ આદિ ઉપાધિસહિત ભોક્તાનો અનુવાદ કરીને શ્રુતિએ બુદ્ધિ આદિની કલ્પનાના અધિષ્ઠાનરૂપ જે કૂટસ્થ તેને બુદ્ધિ આદિ જડ વસ્તુઓનું નિરાકરણ કરીને બાકી રાખેલ છે. રાજર્ષિ જનકે ભગવાન્ યાજ્ઞવલ્ક્યને "આત્મા કયો ?" એવો પ્રશ્ન પૂછ્યો ત્યારે "જે આ ઇંદ્રિયાદિમાં વિજ્ઞાનમય છે તે આત્મા છે" એમ કહીને અંતે "આ પુરુષ અસંગ છે" એમ કૂટસ્થને બાકી રાખેલ છે. ઐતરેય-ઉપનિષદ્‌માં "આ આત્મા એમ અમે ઉપાસના કરીએ છીએ તે આત્મા કયો ?" ઇત્યાદિ શબ્દોમાં અતઃકરણરૂપ ઉપાધિવાળા જીવાત્માથી પ્રારંભ કરીને ચેતનરૂપ કૂટસ્થને બાકી રાખેલ છે. કૂટસ્થનું સત્યપણું પોતાનામાં આરોપીને આત્માના અવિવેકથી ચિદાભાસ પોતાના ભોક્તાપણાને સત્ય માનીને ભોગ છોડવાની કદીપણ ઇચ્છા કરતો નથી. ભોક્તા પોતાનાજ સુખાદિના ઉપભોગમાટે પતિ ને સ્ત્રી ઇત્યાદિકની ઇચ્છા કરે છે આ લૌકિકવૃત્તાંતનો શ્રુતિએ અનુવાદ કરેલો છે. વિષયરૂપ ભોગ્ય ભોક્તાના ભોગના સાધનરૂપ હોવાથી ભોગ્યરૂપ વિષયોમાં પ્રીતિ ન રાખવી, પણ ભોક્તામાં પ્રીતિ રાખવી એમ શ્રુતિએ કહ્યું છે. ભોગ્યવિષય ગૌણ છે, ને ભોક્તા પ્રધાન છે, એમ જાણવું. શાસ્ત્રસંસ્કારવિનાના મનુષ્યો ભોગ્યરૂપ વિષયોમાં જેવા સાવધાન રહે છે તેવી સાવધાનતા મુમુક્ષુએ આત્મામાં રાખવી જોઇએ. તર્કશાસ્ત્રાદિ જાણનારો અને વિજય મેળવવાની ઇચ્છા રાખનારો મનુષ્ય કાવ્ય, નાટક અને તર્કાદિનો અભ્યાસ જેમ નિરંતર કર્યા કરે છે તેમ મુમુક્ષુએ નિરંતર આત્મવિચાર કરવો. સ્વર્ગાદિની પ્રાપ્તિની ઇચ્છા રાખનારો મનુષ્ય જેમ શ્રદ્ધાથી જપ, યાગ અને ઉપાસના કરે છે તેમ મોક્ષ મેળવવાની ઇચ્છાવડે મુમુક્ષુએ આત્મસ્વરૂપમાં શ્રદ્ધા રાખવી. જેમ યોગી અણિમાદિ સિદ્ધિ મેળવવામાટે ઘણા પ્રયત્નથી ચિત્તનું એકાગ્રપણું પ્રાપ્ત કરે છે તેમ મુમુક્ષુએ મોક્ષને માટે આત્માને ઘણામાં ઘણા પ્રયત્નવડે શરીરાદિકથી ભિન્ન જાણવો. જેવી રીતે દૃઢ અભ્યાસથી બીજા કામમાં કુશલપણું પ્રાપ્ત થાય છે તેવી રીતે અભ્યાસના દૃઢપણાવડે જડથી આત્માના પૃથક્‌પણાનું જ્ઞાન પણ સુદૃઢ થાય છે.

જાગ્રદાદિ ત્રણ અવસ્થામાં આત્મા એકજ છે. તે આત્મા જે અવસ્થામાં જે વસ્તુ જુએ છે તે વસ્તુ તેજ અવસ્થામાં રહે છે. આત્મા જાગ્રદાદિ અવસ્થાથી

પૃથક્ છે એમ જે જાણે છે તેને વર્તમાનશરીર છોડયા પછી બીજા શરીરની પ્રાપ્તિ થતી નથી એવી રીતે આત્મતત્ત્વ અસંગ છે એવો નિશ્ચય થવાથી વિજ્ઞાનમય-નામનો જે વિકારવાળો ચિદાભાસ છે તેનું ભોક્તાપણું બાકી રહે છે. આ ચિદાભાસ મૉયિક છે, કેમકે શ્રુતિમા પણ તેમજ કહ્યુ છે, અને જ્ઞાનીને અનુભવ પણ તેવોજ થાય છે. આ જગત્ ઇંદ્રજાલરૂપ છે તેમા ચિદાભાસનો સમાસ થાય છે, એટલે તે મિથ્યા ઠરે છે તે ચિદાભાસને સાક્ષી પ્રકાશે છે. ચિદાભાસ હું મિથ્યા છુ એમ જાણીને પુન ભોગની ઇચ્છા કરતો નથી. હુ ભોક્તા છું આવુ કહેવાની પણ તેને શરમ થાય છે તે પોતાને ભોક્તા કહેવાને જ્યારે શરમાય છે ત્યારે તે સાક્ષીમા ભોક્તાપણાનો આરોપ કેવી રીતે કરે ? આ સર્વ આશયને મનમા ધારણ કરીને શ્રુતિ "कस्य कामाय ?" ( કયા ભોક્તામાટે ? ) આવો આક્ષેપ કરે છે. જ્ઞાની જ્યારે પોતાને બ્રહ્મસ્વરૂપે સમજે છે ત્યારે તેઓ સતાપ પામતા નથી

સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ આ ત્રણ શરીરો છે. તે ત્રણ શરીરોમા તેમને ઘટે તેવા ત્રણ પ્રકારના સતાપો રહે છે સ્થૂલશરીરમા વાતવડે, પિત્તવડે ને કફવડે ઉપજનારા અનેક દુ ખદ રોગો રહેલા છે, તથા શરીરને દાહ થવો, શરીરના અવયવનુ ભાગવુ ને કુરૂપપણું એ આદિ અનેક બીજા દુ ખો પણ રહેલા છે. સૂક્ષ્મશરીરમા કામક્રોધાદિની પ્રાપ્તિવડે અને શમદમ આદિના અભાવ-વડે થનારા સતાપો રહેલા છે કારણશરીરમા આત્મા પોતાને કે અન્યને જાણતો નથી, પણ જડજેવો થઇને રહે છે તેમા ભવિષ્યમા થનારા તાપના બીજો હોય છે એવી રીતે ત્રણ શરીરોમા ત્રણ પ્રકારના સતાપો સ્વભાવથી છે તે તાપોની જો અત્યતનિવૃત્તિ થાય તો તે ત્રણ શરીરો રહી શકે નહિ ચિદાભાસમા વાસ્તવિકરીતે તાપો રહેલા નથી, કેમકે તે વસ્તુતાએ ચેતનસ્વરૂપ છે જો ચિદાભાસમા સતાપ નથી તો પછી સાક્ષીમા તે કેવી રીતે હોઇ શકે ? ચિદાભાસ અજ્ઞાનને લઇને પોતાને ત્રણ શરીરરૂપ માને છે. તે સાક્ષીનુ સત્ય-પણું પોતાનામા અને ત્રણે શરીરોમા કલ્પીને તે પોતાનુ સાચુ સ્વરૂપ છે એમ સમજે છે, જેવી રીતે કોઇ ગૃહસ્થ પોતાના સ્ત્રીપુત્રાદિકને પીડા થઇ હોય છતા તે પીડા મને થઇ છે એમ માને છે તેવી રીતે ચિદાભાસ શરીરોમા પીડા થયા છતા આ પીડા મને થાય છે એમ સમજે છે તે ચિદાભાસ જ્યારે આત્માનો અને અનાત્માનો વિવેક કરે છે, ભ્રાતિનો ત્યાગ કરે છે, અને પોતાનુ મિથ્યાપણું સમજી સર્વદા સતાપથી રહિત સાક્ષીનુ ધ્યાન કરે છે, ત્યારે તે ત્રણ શરીરોના સતાપવડે સંતાપ પામતો નથી ભ્રાતિવડે કલ્પેલા સર્પનું જ્ઞાન ત્યાથી ભાગી જવામા નિમિત્ત છે, અને રજ્જુનું જ્ઞાન થયે સર્પની ભ્રાતિ નિવૃત્ત થવાથી પોતાના ભાગી જવાનો પોતાને પશ્ચાત્તાપ થાય છે

ચિદાભાસે અભોક્તા કૂટસ્થઉપર ભોક્તાપણાનો મિથ્યા આરોપ કર્યો તે માટે તેને પશ્ચાત્તાપ થાય છે, અને જાણે સાક્ષીની ક્ષમા માગતો હોય તેમ તે ચિદાભાસ સાક્ષીને શરણે જાય છે. જેવી રીતે વારંવાર કરેલાં પાપની નિવૃત્તિમાટે વારંવાર વિધિવત્ સ્નાનાદિ કરવામાં આવે છે તેવી રીતે ચિદાભાસ વારંવાર સાક્ષીનું ધ્યાન કરીને સાક્ષીને પરાયણ થાય છે. પછી તે શરીરાદિની સાથે એકભાવને પામતો નથી. જેવી રીતે યુવરાજને પદે સ્થિત થયેલો રાજકુમાર ચક્રવર્તિરાજ્યની પ્રાપ્તિની ઇચ્છાવડે રાજાને અનુસરે છે તેવી રીતે ચિદાભાસ આત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપે સ્થિત થવામાટે સાક્ષીનું અનુસરણ કરે છે. જેમ દેવભાવની પ્રાપ્તિની ઇચ્છાવડે કોઇ મનુષ્ય અગ્નિમાં પ્રવેશ કરે છે તેમ ચિદાભાસ સાક્ષિરૂપે સ્થિત થવામાટે પોતાના નાશની ઇચ્છા કરે છે, જેમ અગ્નિમાં જેણે પ્રવેશ કર્યો છે એવા મનુષ્યનુ શરીર જ્યાંસુધી પૂરેપૂરુ બળી રહે ત્યાંસુધી તે મનુષ્યનો આકાર છોડતું નથી તેમ પ્રારબ્ધકર્મ નાશ પામી વર્તમાનશરીર પડે ત્યાંસુધી ચિદાભાસ પોતાનું ચિદાભાસપણું મૂકતો નથી. જેમ દોરડીનુ જ્ઞાન થયા પછી સર્પની ભ્રાંતિવડે પોતાના શરીરમાં થયેલો કંપ ધીરે ધીરે શાંત થાય છે, અને ઝાંખા અંધારામાં પડેલી તે દોરડી પુનઃ કોઈ વેલા સાપણુની ભ્રાંતિના નિમિત્તરૂપ થાય છે તેમ પ્રારબ્ધકર્મનો ભોગ પણ ધીરે ધીરે શાંત થાય છે, તુરત શાંત થતો નથી, અને ભોગના સમયમાં ક્યારેક "હુ મનુષ્ય છું" એવું ભાન પણ થાય છે, પણ તેટલાંથી બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન નિવૃત્ત થતું નથી. જીવન્મુક્તિ એ એકાદશી આદિના જેવું વ્રત નથી, પણ પારમાર્થિક સ્થિતિ છે. તેથી જેમ મનુષ્યને જ્યારે જ્યારે ભૂખ લાગે ત્યારે ત્યારે તે જમે છે તેમ અદૃઢ જ્ઞાનીને જ્યારે જ્યારે ભ્રાંતિ થાય ત્યારે ત્યારે તેણે શરીરાદિ જડથી આત્માનુ પૃથક્કરણ કરવું. "હું દશમો છું" એવું જ્ઞાન થતાં પ્રથમ ભ્રાંતિ પામેલો વિદ્યાર્થી શાંતચિત્તવાળો થાય છે, અને તેનો સઘળો શોક નિવૃત્ત થાય છે, પણ કૂટવાથી તેના માથામાં થયેલાં ઢીમણાં તથા કૂટ તુરત દૂર થતાં નથી, પણ ઔષધોપચારવડે ધીરે ધીરે શાંત થાય છે, તેમ આત્માનું અપરોક્ષજ્ઞાન થવાથી શોકની નિવૃત્તિ થયા છતાં પણ પ્રારબ્ધકર્મની સમાપ્તિ થાય ત્યાંસુધી તેને પ્રારબ્ધકર્માનુસાર ભોગ ભોગવવો પડે છે, તુરતજ વિદેહમુક્તિ થતી નથી. શોકનિવૃત્તિ એ ચિદાભાસની છઠ્ઠી અવસ્થા છે એમ પૂર્વે કહ્યું છે. નિરંકુશતૃપ્તિ એ ચિદાભાસની સાતમી અવસ્થા છે. ઇચ્છિત વિષયોના ભોગવડે થનારી તૃપ્તિ અન્ય વિષયવડે પ્રતિબંધવાળી હોય છે, અને આત્માનુભવવડે થનારી તૃપ્તિ સર્વપ્રકારના પ્રતિબંધથી રહિત હોય છે. "મેં મારું સર્વ કર્તવ્ય કર્યું, અને મેં પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ પ્રાપ્ત કર્યું" એમ માનીને આત્મજ્ઞાની સંતોષ પામે છે. આ આત્મજ્ઞાનીને આત્મજ્ઞાન યથાપૂર્વ પ્રિયની

પ્રાપ્તિમાટે ને અપ્રિયની નિવૃત્તિમાટે આ લોકમાં ખેડ, વ્યાપાર અને સેવા આદિ અનેક કર્તવ્યો હતાં, સ્વર્ગની પ્રાપ્તિમાટે શાસ્ત્રોક્ત કર્મ ને ઉપાસનાદિ કર્તવ્ય હતાં, અને મોક્ષની પ્રાપ્તિમાટે શ્રવણમનનાદિ આત્મજ્ઞાનનાં સાધનો કર્તવ્ય હતાં, પણ હવે સાંસારિકકર્મના ફલની ઇચ્છા ન હોવાથી તેમને સાંસારિકકર્મ કર્તવ્યરૂપે રહ્યાં નથી, સ્વર્ગની ઇચ્છા ન હોવાથી તેમને શાસ્ત્રોક્ત કર્મો કે ઉપાસના પણ કર્તવ્યરૂપે રહ્યાં નથી, અને આત્માનું દૃઢ અપરોક્ષજ્ઞાન થવાથી શ્રવણમનનાદિ પણ તેમને કર્તવ્યરૂપે રહ્યાં નથી. આવા આત્મજ્ઞાની પોતાના કૃતાર્થપણાનું અનુસંધાન કરીને આવી રીતે સંતોષ પામે છેઃ–અજ્ઞાની લોકો પુત્રાદિકની ઇચ્છાવડે દુઃખી થઇને ભલે આ સંસારમાં ભ્રમણ કરો, હું પરમાનંદપૂર્ણ હોવાથી મારે કોઇ પણ પ્રકારની ઇચ્છાવડે ભ્રમણ કરવાનું નથી. જેને સ્વર્ગ મેળવવાની ઇચ્છા હોય તે ભલે શાસ્ત્રોક્ત કર્મ કરો, પણ સર્વલોકસ્વરૂપ એવો હું તે કયા લોકની પ્રાપ્તિમાટે શાસ્ત્રોક્ત કર્મ કરું ? જેઓ શાસ્ત્રનું વ્યાખ્યાન કરવામાં અને વેદાધ્યયન કરાવવામાં અધિકારવાળા હોય તેઓ ભલે શાસ્ત્રનું વ્યાખ્યાન કરો, અને વેદોનું અધ્યયન કરાવો, હું અક્રિયસ્વભાવવાળો આત્મા હોવાથી મને વ્યાખ્યાન કરવાનો કે વેદાધ્યયન કરાવવાનો અધિકારજ નથી. હું નિદ્રા, ભિક્ષા, સ્નાન અને શૌચ એમાંના કોઇની ઇચ્છા કરતો નથી, અને એમાંનું કાંઇ કરતો પણ નથી. બીજા મનુષ્યો જો મારા ઉપર તેનો આરોપ કરે તો ભલે કરે, તેમાં મને શી હાનિ છે ? જેઓને તત્ત્વજ્ઞાન થયું નથી તેઓ ભલે વેદાંતનું શ્રવણ કરે, જેઓના અંતઃકરણમાં સંશય હોય તેઓ ભલે વેદાંતનું મનન કરે, અને જેઓના અંતઃકરણમાં વિપરીતભાવના હોય તેઓ ભલે બ્રહ્મધ્યાન કે બ્રહ્મવિચાર કરે. એ ત્રણમાંનું એકે કર્તવ્ય મારે નથી, કેમકે મને બ્રહ્મસાક્ષાત્કાર થયેલો હોવાથી મારા અંતઃકરણમાં સંશય કે વિપર્યય રહેલ નથી. વિપરીતભાવનાવિના પણ લાંબા કાલથી દૃઢ થયેલી વાસનાવડે " હું મનુષ્ય છું " એવો વ્યવહાર થઇ શકે છે. પ્રારબ્ધકર્મ નાશ પામતાંજ તે વ્યવહાર પણ નિવૃત્ત થાય છે. પ્રારબ્ધકર્મનો નાશ થયા વિના હજારો ધ્યાનોવડે પણ તે વ્યવહાર અત્યંત શાંત થતો નથી. જેને વ્યવહાર થોડો હોય તો ઠીક એમ જણાતું હોય, અને તે વ્યવહાર થોડો થવામાટે જેને બ્રહ્મધ્યાનની આવશ્યકતા પ્રતીત થતી હોય તે ભલે બ્રહ્મધ્યાન કરે, મને વ્યવહાર બ્રહ્મજ્ઞાનનો વિરોધી પ્રતીત થતો નથી તેથી હું ધ્યાન શામાટે કરું ? મારા સ્વરૂપમાં વિક્ષેપ નથી તેથી મને સમાધિની પણ આવશ્યકતા નથી. વિક્ષેપ અને સમાધિ એ વિકારી મનનો ધર્મ છે. હું સર્વદા અનુભવરૂપ છું. સમાધિના ફલરૂપ અનુભવ મારાથી ભિન્ન નથી. મેં મારું કર્તવ્ય કર્યું, અને પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ પ્રાપ્ત કર્યું આ મારો દૃઢ નિશ્ચય છે. અસંગ ને અકર્તા એવો જે હું તે મારો લૌકિક

વૈદિક કે બીજા પ્રકારનો વ્યવહાર મારા પ્રારબ્ધકર્મપ્રમાણે થાઓ, તેની સાથે મારો વાસ્તવિક સંબંધ નથી, અથવા હુ કૃતાર્થ છતાં પણ અકૃતાર્થ લોકોના અનુગ્રહમાટે શાસ્ત્રીય માર્ગે વર્તુ તો તેમાં પણ મારી શી હાનિ છે? મારુ કલ્પિત શરીર ભલે દેવપૂજા ને સ્નાનાદિ કરો. મારી કલ્પિત વાણી મંત્રજપ અને ઉપનિષદોનો પાઠ ભલે કરો. બુદ્ધિ પરમાત્માનું ધ્યાન કરો, અથવા બ્રહ્માનંદમાં લીન થાઓ. હુ સાક્ષી તેમાંનુ કાંઇ કરતો નથી, અને કોઇની પાસે કાંઇ કરાવતો પણ નથી. મારો અને કર્મકાંડમાં રત રહેનારા મનુષ્યનો વિષય ભિન્ન ભિન્ન હોવાથી મારો અને તેમનો કલહ સભવતો નથી. શાસ્ત્રોક્ત કર્મમાં રત રહેનારનો આગ્રહ શરીર, વાણી અને બુદ્ધિના સંબધમાં હોય છે, તેમણે નહિ જાણેલા સાક્ષીના સંબંધમાં તેનો આગ્રહ હોતો નથી. જ્ઞાનીનો આગ્રહ સાક્ષીના અસંગપણામા છે, શરીરાદિના સબંધમાં તેમનો આગ્રહ નથી, તેથી પરસ્પરનો અભિપ્રાય નહિ જાણનારા બે બહેરા મનુષ્યની પેઠે અણુસમજુ જ્ઞાની અને શાસ્ત્રોક્ત કર્મ કરનારો મનુષ્ય કલહ કરે છે. કર્મઠ જે સાક્ષીને જાણતો નથી તે સાક્ષીને બ્રહ્મવેત્તા બ્રહ્મ સમજે તેમાં કર્મઠને શી હાનિ છે? તેવી રીતે બ્રહ્મજ્ઞાની પુરુષે મિથ્યાબુદ્ધિવડે ત્યજી દીધેલાં શરીર, વાણી અને બુદ્ધિવડે કર્મઠ શાસ્ત્રોક્ત કર્મમા પ્રવૃત્તિ કરે તેમા બ્રહ્મજ્ઞાનીને શી હાનિ થાય છે? શાસ્ત્રોક્ત નિષ્કામકર્મમા પ્રવૃત્તિ બ્રહ્મને જાણવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે, અને શાસ્ત્રોક્ત કર્મથી નિવૃત્તિ બ્રહ્મજ્ઞાનનુ સાધન થાય છે. બ્રહ્મજ્ઞાની પુરુષને શાસ્ત્રોક્ત કર્મમાં પ્રવૃત્તિ કરવી કે તેનાથી નિવૃત્ત થવુ એ બન્નેની આવશ્યકતા નથી. અવિદ્યા અને તેના કાર્યો બ્રહ્મજ્ઞાનનો બાધ કરી શકતા નથી. તે બન્ને બ્રહ્મજ્ઞાન થયા પૂર્વે મિથ્યા સિદ્ધ થયેલા છે. જ્ઞાનવડે બાધ પામેલા અવિદ્યા અને તેનાં કાર્યરૂપ મુડદાંઓ ભલે પ્રતીત થાય, પણ તે બ્રહ્મવેત્તાને કાંઇ હાનિ કરી શકતાં નથી. પોતાના કાર્યદ્વારા વિકાસ પામેલી અવિદ્યાની સાથે લડીને આત્મજ્ઞાને વિજય મેળવેલો છે. અત્યત દૃઢ થયેલો બ્રહ્મબોધ અવિદ્યા ને તેના કાર્યથી બાધ પામી શકતો નથી જે મનુષ્ય આવા અત્યત દૃઢ બ્રહ્મબોધથી વિયોગ પામતો નથી તેને શરીરાદિમા રહેલી પ્રવૃત્તિવડે વા નિવૃત્તિવડે કોઇ પણ પ્રકારની હાનિ કે લાભ થતા નથી. બ્રહ્મજ્ઞાનરહિત મનુષ્યને શાસ્ત્રોક્ત કર્મમા આગ્રહ રાખવો યોગ્ય છે. પોતાનો ઉત્કર્ષ ઇચ્છનાર મનુષ્યે સ્વર્ગાદિને માટે પ્રયત્ન કરવો જોઇએ, અને વિવેકીએ મોક્ષલાભમાટે પ્રયત્ન કરવો જોઇએ. વિદ્વાન્ પુરુષ જ્યારે અજ્ઞાનીઓમા રહેતા હોય ત્યારે તેમણે તેમને શુભકર્મમાં સ્થિત રાખવામાટે પોતાના શરીરવડે, વાણીવડે અને મનવડે સર્વ શુભ કર્મ કરવાં, અને જ્યારે તેઓ વિરક્ત જિજ્ઞાસુઓમાં વસતા હોય ત્યારે તેમણે તેમને બ્રહ્મજ્ઞાનમાં સ્થિત રાખવામાટે કર્મમાં દોષ દેખાડીને

કર્મનો ત્યાગ કરવો પિતા જેમ પોતાના બાલકની ઇચ્છાપ્રમાણે વર્તે છે તે પ્રમાણે બ્રહ્મજ્ઞાની પુરુષે અજ્ઞાનીઓને સન્માર્ગે ચઢાવવામાટે તેમને અનુસરીને વર્તવું બાલક કાંઇ અપરાધ કરે તો તેનો પિતા તેના ઉપર ક્રોધ કરતા નથી તેમ બ્રહ્મવેત્તાએ અજ્ઞાનીઓ તેમની નિંદા કરે તેમના ઉપર ક્રોધ કરવો ઉચિત નથી, પણ જે સાધનોથી તેમને જ્ઞાન થાય તે સાધનોનો ઉપયોગ તેમણે કરવો અજ્ઞાનીઓને આત્મજ્ઞાની કરવાથી ભિન્ન આત્મવેત્તાને અહીં બીજું કઇ કર્તવ્ય નથી.

પોતાના કૃતાર્થપણાથી સંતોષ પામેલા બ્રહ્મવેત્તા પોતાને નિરંતર કૃતાર્થ માને છે. આત્મજ્ઞાનવડે, બ્રહ્માનંદના અનુભવવડે, ત્રણ પ્રકારના દુઃખના અભાવવડે, અજ્ઞાનના નાશવડે, કૃતાર્થપણાવડે, પ્રાપ્ત કરવાયોગ્યની પ્રાપ્તિવડે, નિરંકુશતૃપ્તિવડે, પૂર્વના પુણ્યસંસ્કારોવડે, વેદાંતશાસ્ત્રવડે, સમર્થ સદ્ગુરુવડે, બ્રહ્મજ્ઞાનવડે અને બ્રહ્મસુખવડે તે પોતાને ધન્ય માને છે.

ઇતિ **શ્રીમદ્ભારતીતીર્થ**સ્વામિવિરચિત પંચદશીના તૃપ્તિદીપનામના સાતમા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મ**વિરચિત સાર સંપૂર્ણ થયો. ॥





# ८ कूटस्थदीप ॥

## ટીકાકારકૃત મંગલ

### દોહરો

જો કૂટસ્થની જીવથી, અન્યતા સ્પષ્ટ જણાય;
તો જીવભાવના બાધથી, તાપત્રય દૂર થાય. ૧

અજ્ઞાનથી નિરંકુશતૃપ્તિસુધીની સાત અવસ્થા ચિદાભાસની છે, પણ કૂટસ્થની નથી એમ ગયા પ્રકરણમાં જણાવ્યું છે, પરંતુ કૂટસ્થનું સ્વરૂપ જોઈએ તેવું સ્પષ્ટ કરીને હજીસુધી કહેવાયું નથી, તે સ્પષ્ટ કરવામાટે આ પ્રકરણમાં કૂટસ્થનું ને ચિદાભાસનું પૃથક્કરણ કરે છે. આ પ્રકરણ કૂટસ્થના સ્વરૂપને દીપકની પેઠે પ્રકાશે છે તેથી આ પ્રકરણનું કૂટસ્થદીપ એવું નામ રાખ્યું છે.

કૂટસ્થવડે પ્રકાશેલા સ્થૂલશરીરને બુદ્ધિમાં રહેલો ચિદાભાસ પ્રકાશે છે એમ દૃષ્ટાંતસહિત જણાવે છેઃ–

**खादित्यदीपिते कुड्ये दर्पणादित्यदीप्तिवत् ।**
**कूटस्थभासितो देहो धीस्थजीवेन भास्यते ॥ १ ॥**

અન્વયઃ–खादित्यदीपिते कुड्ये दर्पणादित्यदीप्तिवत् कूटस्थभासितः देहः धीस्थजीवेन भास्यते ॥

જેમ આકાશમાં રહેલા સૂર્યના પ્રકાશવડે સાધારણરીતે પ્રકાશિત થયેલી ઘરની ભીંતને ભૂમિઉપર પડેલા ગોળ દર્પણમાં પ્રતિબિંબિત થઈને ભીંતપર પરાવર્ત થયેલાં આદિત્યનાં કિરણોવડે બેવડી પ્રકાશવાળી કરવામાં આવે છે તેમ અવિકારી આત્મરૂપ કૂટસ્થવડે સાધારણરીતે પ્રકાશિત કરેલા સ્થૂલશરીરને બુદ્ધિમાં રહેલ ચિદાભાસવડે વધારે પ્રકાશિત કરાય છે. એવી રીતે સ્થૂલશરીર કૂટસ્થ ને ચિદાભાસ એ બે ચેતનવડે પ્રકાશાય છે. ૧

ગોળ દર્પણોમાં પડેલાં સૂર્યનાં પ્રતિબિંબોના પરાવર્તન થયેલા પ્રકાશવિના બીજો પ્રકાશ ભીંતપર જોવામાં આવતો નથી એમ જો તમે કહો તો તેનું ઉત્તર સાંભળોઃ—

**अनेकदर्पणादित्यदीप्तिनां बहुसंधिषु ।**
**इतरा व्यज्यते तासामभावेऽपि प्रकाशते ॥ २ ॥**

अनेकदर्पणादित्यदीप्तिनां बहुसंधिषु इतरा व्यज्यते [तथा] तासां अभावे अपि प्रकाशते ॥

ભૂમિપર પડેલાં ઘણાં ગોળ દર્પણોમાં પ્રતિબિંબિત થયેલા સૂર્યનાં અનેક કિરણો પરાવર્ત થઇને તેનો પ્રકાશ ભીંતપર પડેલો જણાય છે. તેના સધિઓમાં આકાશમા રહેલા સૂર્યનો સામાન્ય પ્રકાશ જેવો સ્પષ્ટ દેખાય છે તેવોજ તે પ્રકાશ પૂર્વોક્ત દર્પણોના પ્રકાશના અભાવમાં પણ ભીંતપર જણાય છે. ૨

દૃષ્ટાંતમા કહેલા અર્થને સિદ્ધાંતમાં જોડી બતાવે છેઃ-

**चिदाभासविशिष्टानां तथानेकधियामसौ ।**
**संधिं धियामभावं च भासयन्प्रविविच्यताम् ॥ ३ ॥**

तथा चिदाभासविशिष्टानां अनेकधियां संधिं च धियां अभावं भासयन् असौ प्रविविच्यताम् ॥

તેવી રીતે ચિદાભાસસહિત અનેક બુદ્ધિવૃત્તિઓને, તે બુદ્ધિવૃત્તિઓના સધિઓને અને તે બુદ્ધિવૃત્તિઓના અભાવને પ્રકાશતો છતો આ કૂટસ્થ તે બુદ્ધિવૃત્તિથી ભિન્ન છે એમ જાણવું.

જેમ ભીંતપર પડેલો સૂર્યનો સામાન્યપ્રકાશ અને દર્પણમાંથી પરાવર્તન પામીને પડેલો વિશેષપ્રકાશ ભિન્ન છે તેમ જાગ્રદવસ્થામાં ને સ્વપ્નાવસ્થામાં ચેતનના પ્રતિબિંબવાળી ઘટાદિના આકારે થયેલી બુદ્ધિવૃત્તિઓને ને તે બુદ્ધિવૃત્તિઓના સધિઓને અને સુષુપ્તિ, મૂર્છા અને સમાધિ આ અવસ્થામાં એ બુદ્ધિવૃત્તિના અભાવને પ્રકાશિત કરનાર આ અવિકારી આત્મરૂપ કૂટસ્થ તે બુદ્ધિની વૃત્તિઓથી ભિન્ન છે એમ જાણવુ ૩

શરીરમા કૂટસ્થ અને ચિદાભાસ રહેલા છે તે બન્નેનો ભેદ દેખાડવામાટે શરીરની બહાર પણ બ્રહ્મનો અને ચિદાભાસનો ભેદ કરીને દેખાડે છે.-

**घटैकाकारधीस्था चिद्घटमेवावभासयेत् ।**
**घटस्य ज्ञातता ब्रह्मचैतन्येनावभासते ॥ ४ ॥**

घटैकाकारधीस्था चित् घट एव अवभासयेत्, [तु] घटस्य ज्ञातता ब्रह्मचैतन्येन अवभासते ॥

માત્ર ઘડાને આકારે થયેલી બુદ્ધિમા રહેલો ચિદાભાસ (ચેતનનો આભાસ) એ ઘડાનેજ પ્રકાશે છે, પણ મેં ઘડાને જાણ્યો એવા ઘડાના જ્ઞાનને તે પ્રકાશતો નથી, પરતુ ઘડાનુ જ્ઞાતપણું અર્થાત્ મેં ઘડાને જાણ્યો આવા વ્યવહારનુ કારણ થનારો જે ધર્મ તે બ્રહ્મચૈતન્યવડે પ્રકાશે છે, અર્થાત્ ચિદાભાસ "આ ઘડો છે" એમ ઘડાને પ્રકાશે છે, અને બ્રહ્મ ઘડાના જ્ઞાનને પ્રકાશે છે. ૪

ઘટાદિના જ્ઞાતપણાને પ્રકાશિત કરનારા ચેતનવડે ઘટાદિની પ્રતીતિ થવાનો સંભવ હોવાથી બુદ્ધિની કાંઇ આવશ્યકતા રહેતી નથી એમ જો કોઇ કહે તો તેનું ઉત્તર આપે છેઃ-

**अज्ञातत्वेन ज्ञातोऽयं घटो बुद्ध्युदयात्पुरा ।**
**ब्रह्मणैवोपरिष्टात्तु ज्ञातत्वेनेत्यसौ भिदा ॥५॥**

बुद्ध्युदयात् पुरा अयं घटः अज्ञातत्वेन ज्ञातः, उपरिष्टात् तु ब्रह्मणा एव ज्ञातत्वेन [ ज्ञातः ] इति असौ भिदा ॥

બુદ્ધિવૃત્તિનો ઉદય થયાની પૂર્વે આ ઘડો અજ્ઞાતપણાવડે બ્રહ્મથી પ્રકાશિત હતો, અને બુદ્ધિવૃત્તિનો ઉદય થયા પછી તો બ્રહ્મવડેજ આ ઘડો જ્ઞાતપણાવડે પ્રકાશિત થાય છે, એવો તે બંનેનો ભેદ છે. તે બંનેની સિદ્ધિમાટે બુદ્ધિના સદ્ભાવની અપેક્ષા છે. ૫

એકજ ઘડાનું જ્ઞાતપણું ને અજ્ઞાતપણું કેમ સંભવી શકે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ-

**चिदाभासांतधीवृत्तिर्ज्ञानं लोहांतकुंतवत् ।**
**जाड्यमज्ञानमेताभ्यां व्याप्तः कुंभो द्विधोच्यते ॥६॥**

लोहांतकुंतवत् चिदाभासांतधीवृत्तिः ज्ञानं [ च ] जाड्यं अज्ञानं एताभ्यां व्याप्तः कुंभः द्विधा उच्यते ॥

લોઢાના ભાલાના અગ્રભાગપ્રમાણે ચિદાભાસ જેના અગ્રભાગમાં રહેલો છે તેવી બુદ્ધિવૃત્તિ જ્ઞાન કહેવાય છે, અને જડતા એટલે સ્વતઃસ્ફૂર્તિથી રહિતપણું આ અજ્ઞાન કહેવાય છે. એ બંનેવડે વ્યાપેલો ઘડો બે પ્રકારનો છે એમ કહેવાય છે. એવી રીતે જ્ઞાનના અને અજ્ઞાનના યોગવડે યુક્ત ઘડાને ક્રમથી જ્ઞાતઘટ અને અજ્ઞાતઘટ એમ કહેવામાં આવે છે. ૬

નહિ જાણેલો ઘડો અજ્ઞાનવડે આવૃત હોવાથી તે બ્રહ્મવડે ભલે પ્રકાશિત થાઓ, પણ ચિદાભાસે પ્રકાશેલો જે જ્ઞાત ઘડો છે તેને બ્રહ્મચૈતન્ય કેવી રીતે પ્રકાશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**अज्ञातो ब्रह्मणा भास्यो ज्ञातकुंभस्तथा न किम् ।**
**ज्ञातत्वजननेनैव चिदाभासपरिक्षयः ॥ ७ ॥**

अज्ञातः [ घटः यथा ] ब्रह्मणा भास्यः, तथा ज्ञातः कुंभः न किम् ? [ यतः ] ज्ञातत्वजननेन एव चिदाभासपरिक्षयः [ भवति ]॥

નહિ જાણેલો ઘડો જેમ બ્રહ્મવડે પ્રકાશિત થવાને યોગ્ય છે તેમ જાણેલો ઘડો બ્રહ્મવડે પ્રકાશવાને યોગ્ય શામાટે નથી ? કેમકે ઘડાનું જ્ઞાતપણું ઉપજાવવાવડે ચિદાભાસનો સર્વ રીતે ક્ષય થાય છે, અર્થાત્ ઘડાના સદ્ભાવને પ્રકાશી ચિદાભાસ પોતાનું કર્તવ્ય સમાપ્ત કરે છે, અને પછી તે ઘડાના જ્ઞાનને બ્રહ્મ પ્રકાશે છે, એટલે આ ઘડાને મેં જાણ્યો એવું મનુષ્યને જ્ઞાન થાય છે. ૭

એકલી બુદ્ધિવૃત્તિ ઘડાપરના આવરણનો ભંગ કરીને ઘડાનો સદ્ભાવ જણાવી શકશે, એટલે ઘડાના જ્ઞાનમાટે ચિદાભાસની અગત્ય રહેતી નથી એમ જો કોઇ કહે તો તેનું સમાધાન કરે છેઃ—

**आभासहीनया बुद्ध्या ज्ञातत्वं नैव जन्यते ।**
**तादृग्बुद्धेर्विशेषः को मृदादेः स्याद्विकारिणः ॥८॥**

आभासहीनया बुद्ध्या ज्ञातत्वं न एव जन्यते, तादृग्बुद्धेः मृदादेः विकारिणः कः विशेषः स्यात् ?॥

ચિદાભાસરહિત બુદ્ધિવડે ઘડાનું જ્ઞાતપણું ઉત્પન્ન કરાતું નથીજ, તેવી બુદ્ધિનો એટલે ચિદાભાસરહિત બુદ્ધિવૃત્તિનો માટી આદિ વિકારી પદાર્થોથી શો વિશેષ છે ? અર્થાત્ માટીના કાર્યરૂપ ઘડો જેમ જડ છે તેમ બુદ્ધિવૃત્તિ પણ જડ છે, એટલે તે જડબુદ્ધિવૃત્તિ ઘડાને પ્રકાશી શકે નહિ. તે બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ ચેતનરૂપ હોવાથી તે ઘડાને પ્રકાશી શકે. ૮

ચિદાભાસરહિત બુદ્ધિ ઘટાદિ પદાર્થને વ્યાપ્યા છતાં પણ તેમાં જ્ઞાતપણું ઉત્પન્ન કરી શકતી નથી એમ દષ્ટાંત આપીને જણાવે છેઃ—

**ज्ञात इत्युच्यते कुंभो मृदा लिप्तो न कुत्रचित् ।**
**धीमात्रव्याप्तकुंभस्य ज्ञातत्वं नेष्यते तथा ॥ ९ ॥**

[ यथा ] मृदा लिप्तः कुंभः ज्ञातः इति कुत्रचित् न उच्यते, तथा धीमात्रव्याप्तकुंभस्य ज्ञातत्वं न इष्यते ॥

જેમ માટીવડે લીંપેલો ઘડો જાણ્યો એમ કોઇ પણ સ્થલે કોઇ કહેતું નથી તેવી રીતે માત્ર બુદ્ધિવડે વ્યાપેલા ઘડાનું જ્ઞાતપણું સ્વીકારવામાં આવતું નથી, કેમકે બુદ્ધિ અને ઘડો એ બંને જડ છે. ૯

ઉપર કહેલા અર્થને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

**ज्ञातत्वं नाम कुंभेऽतश्चिदाभासफलोदयः ।**
**न फलं ब्रह्मचैतन्यं मानात्प्रागपि सत्त्वतः ॥१०॥**

---

૧ અહીં કોઇ પ્રતિમાં તત્ એવો પાઠ જોવામાં આવે છે.

अतः कुंभे चिदाभासफलोदयः ज्ञातत्वं नाम, ब्रह्मचैतन्यं फलं न [भवति,] मानात् प्राक् अपि सत्त्वतः ॥

આ કારણથી એટલે એકલી બુદ્ધિવડે ઘડામાં જ્ઞાતપણું ઉત્પન્ન કરી શકાતું નથી તેથી ઘડામાં ચિદાભાસરૂપ ફલની ઉત્પત્તિ થવી એ રૂપ જ્ઞાતપણું પ્રસિદ્ધ છે. બ્રહ્મચૈતન્ય એ ફલ એટલે ઘટાદિક પદાર્થનું સ્ફુરણ નથી, કેમકે બુદ્ધિવૃત્તિરૂપ પ્રમાણની ઉત્પત્તિની પૂર્વે પણ બ્રહ્મચૈતન્ય વિદ્યમાન છે. ૧૦

તમારું કહેવું શ્રીસુરેશ્વરાચાર્યના વાર્તિકથી વિરુદ્ધ છે એવી શંકા ઉપજાવીને નીચેના બે શ્લોકોવડે તેનું સમાધાન કરે છેઃ—

परागर्थप्रमेयेषु या फलत्वेन संमता ।
संवित्सैवेह मेयोऽर्थो वेदांतोक्तिप्रमाणतः ॥११॥
इति वार्तिककाराणां चित्सादृश्यं विवक्षितम् ।
ब्रह्मचित्फलयोर्भेदः साहस्र्यां विश्रुतो यतः ॥ १२ ॥

परागर्थप्रमेयेषु फलत्वेन संमता या संवित् सा एव इह वेदांतोक्तिप्रमाणतः मेयः अर्थः [अस्ति] इति वार्तिककाराणां चित्सादृश्यं विवक्षितम्, यतः साहस्र्यां ब्रह्मचित्फलयोः भेदः विश्रुतः [अस्ति] ॥

બહારના ઘટાદિ પદાર્થ પ્રમાણના વિષય થવાથી પ્રમેયરૂપ તે પદાર્થોમાં ફલપણાવડે સંમત થયેલું જે જ્ઞાન તે જ્ઞાનજ અહીં ( વેદાંતશાસ્ત્રમાં ) વેદાંતનાં વચનોરૂપ પ્રમાણથી જાણવાયોગ્ય વિષય છે, એવી રીતે વાર્તિકકાર શ્રી-સુરેશ્વરાચાર્યને બ્રહ્મચૈતન્યના જેવો ચિદાભાસ પ્રમાણના ફલરૂપે કહેવાને ઇચ્છિત છે, બ્રહ્મચૈતન્ય કહેવાને ઇચ્છિત નથી, કેમકે ઉપદેશસાહસ્રીમાં પોતાના ગુરુ પૂજ્યચરણ શ્રીશંકરાચાર્યજીએ બ્રહ્મચૈતન્યનો ને ચિદાભાસનો ભેદ કહ્યો છે તે તેમણે સ્પષ્ટપણે સાંભળેલો છે. ૧૧-૧૨

ઉપરના વિષયને નીચેના શ્લોકથી વધારે સ્પષ્ટ કરે છેઃ—

आभास उदितस्तस्माज्ज्ञातत्वं जनयेद्घटे ।
तत्पुनर्ब्रह्मणा भास्यमज्ञातत्ववदेव हि ॥ १३ ॥

तस्मात् उदितः आभासः घटे ज्ञातत्वं जनयेत्, तत् पुनः अज्ञातत्ववत् एव हि ब्रह्मणा भास्यम् ॥

જેથી બ્રહ્મચૈતન્યનો ને ચિદાભાસનો ભેદ છે તેથી ઘટને વિષય કરવાને ઉત્પન્ન થયેલો ચિદાભાસ ઘડાના ઉપરનું આવરણ દૂર થવાથી ઘડામાં

જ્ઞાતપણું ઉત્પન્ન કરે છે, તે જ્ઞાતપણું પુનઃ અજ્ઞાતપણાની પેઠેજ બ્રહ્મવડે પ્રકાશિત થવાને યોગ્ય છે. ૧૩

એવી રીતે બ્રહ્મનો અને ચિદાભાસનો ભેદ જણાવીને હવે તેમના વિષયો ભિન્ન હોવાથી પણ તે બંને ભિન્ન છે એમ જણાવે છેઃ—

धीवृत्त्याभासकुंभानां समूहो भास्यते चिता ।
कुंभमात्रफलत्वात्स एक आभासतः स्फुरेत् ॥ १४॥

चिता धीवृत्त्याभासकुंभानां समूहः भास्यते, कुंभमात्रफलत्वात् आभासतः सः एकः [एव] स्फुरेत् ॥

બ્રહ્મચૈતન્યવડે બુદ્ધિની વૃત્તિ, ચિદાભાસ અને ઘડો આ ત્રણેનો સમૂહ પ્રકાશિત કરાય છે, પણ ચિદાભાસ માત્ર ઘડાને પ્રકાશનારો હોવાથી તે ચિદાભાસવડે તે એક ઘટજ પ્રકાશે છે, એટલે માત્ર એક ઘડાનુંજ જ્ઞાન થાય છે. ૧૪

ચિદાભાસ અને બ્રહ્મ એ બેવડે ઘડો જ્ઞાત થાય છે તેમાં સૂચક ચિહ્ન કહે છેઃ—

चैतन्यं द्विगुणं कुंभे ज्ञातत्वेन स्फुरत्यतः ।
अन्येऽनुव्यवसायाख्यमाहुरेतद्यथोदितम् ॥ १५॥

अतः कुंभे ज्ञातत्वेन द्विगुणं चैतन्यं स्फुरति, यथोदितं एतत् [ एव ] अन्ये अनुव्यवसायाख्यं आहुः ॥

ઘડો બ્રહ્મચૈતન્ય અને ચિદાભાસ એ બેવડે જ્ઞાત થતો હોવાથી ઘડામાં જ્ઞાતપણાવડે બમણું ચૈતન્ય સ્ફુરે છે. પૂર્વે કહેલા આ ચૈતન્યનેજ તાર્કિકો અનુવ્યવસાયનામનું બીજું જ્ઞાન કહે છે. ૧૫

આ ઘડો છે એવું કથન ચિદાભાસના સામર્થ્યવડે થાય છે, અને મેં ઘડાને જાણ્યો આવું કથન બ્રહ્મના સદ્ભાવથી થાય છે એમ કહે છેઃ—

घटोऽयमित्यसावुक्तिराभासस्य प्रसादतः ।
विज्ञातो घट इत्युक्तिर्ब्रह्मानुग्रहतो भवेत् ॥ १६ ॥

आभासस्य प्रसादतः अयं घटः इति असौ उक्तिः [ भवति, तथा ] घटः विज्ञातः इति उक्तिः ब्रह्मानुग्रहतः भवेत् ॥

ચિદાભાસની કૃપાવડે આ ઘડો છે એવું આ કથન થાય છે, અને મેં ઘડાને જાણ્યો આવું કથન બ્રહ્મની કૃપાવડે થાય છે, અર્થાત્ ચિદાભાસ ઘડાને પ્રકાશે છે, અને બ્રહ્મ ઘડાના જ્ઞાનને પ્રકાશે છે. ૧૬

શરીરની બહાર જેમ બ્રહ્મનો ને ચિદાભાસનો વિવેક કર્યો તેમ શરીરમાં કૂટસ્થનો અને ચિદાભાસનો વિવેક કરવો જોઇએ એમ કહે છેઃ—

**आभासब्रह्मणी देहाद्वहिर्यद्वद्विवेचिते ।**

**तद्वदाभासकूटस्थौ विविच्येतां वपुष्यपि ॥ १७ ॥**

यद्वत् देहात् बहिः आभासब्रह्मणी विवेचिते तद्वत् आभासकूटस्थौ वपुषि अपि विविच्येताम् ॥

જેવી રીતે સ્થૂલશરીરની બહાર ચિદાભાસનો અને બ્રહ્મનો વિવેક આ પ્રકરણના ૧૩મા શ્લોકમાં કર્યો તેવી રીતે મુમુક્ષુએ ચિદાભાસનો ને કૂટસ્થનો સ્થૂલશરીરમાં પણ વિવેક કરવો જોઇએ. ૧૭

મુમુક્ષુએ સ્થૂલશરીરની અંતર ચિદાભાસને કેવી રીતે ઓળખવો તે જણાવે છેઃ —

**अहंवृत्तौ चिदाभासः कामक्रोधादिकासु च ।**

**संव्याप्य वर्तते तप्ते लोहे वह्निर्यथा तथा ॥ १८ ॥**

तप्ते लोहे यथा वह्निः तथा अहंवृत्तौ च कामक्रोधादिकासु चिदाभासः संव्याप्य वर्तते ॥

તપેલા લોઢામાં જેમ અગ્નિ સારી રીતે વ્યાપીને રહે છે તેમ હું એવી અતઃકરણની વૃત્તિમાં અને કામ, ક્રોધ ને લોભાદિ અતઃકરણની વૃત્તિઓમા ચિદાભાસ સારી રીતે વ્યાપીને રહે છે. ૧૮

ચિદાભાસયુક્ત વૃત્તિઓ માત્ર પોતાનેજ પ્રકાશે છે એમ દૃષ્ટાંત આપીને બતાવે છેઃ—

**स्वमात्रं भासयेत्तप्तं लोहं नान्यत्कदाचन ।**

**एवमाभाससहिता वृत्तयः स्वस्वभासिकाः ॥ १९ ॥**

तप्तं लोहं स्वमात्रं भासयेत्, अन्यत् कदाचन न, एवं आभाससहिताः वृत्तयः स्वस्वभासिकाः [ सन्ति ] ॥

જેવી રીતે અંધારામાં પડેલુ તપાવેલુ લોઢું માત્ર પોતાને પ્રકાશે છે, બીજા પદાર્થને કદીપણ પ્રકાશતું નથી, તેવી રીતે ચિદાભાસયુક્ત અતઃકરણની વૃત્તિઓ માત્ર પોતપોતાને પ્રકાશનારી છે, અન્ય વૃત્તિઓને પ્રકાશનારી નથી. ૧૯

કૂટસ્થનું સ્વરૂપ કહેવામાટે અતઃકરણની સર્વે વૃત્તિઓની ઉત્પત્તિને અને અતઃકરણની સર્વે વૃત્તિઓની વિલીનાવસ્થાને કહે છે —

**क्रमाद्विच्छिद्य विच्छिद्य जायंते वृत्तयोऽखिलाः ।**
**सर्वा अपि विलीयंते सुप्तिमूर्च्छासमाधिषु ॥ २० ॥**

अखिलाः वृत्तयः क्रमात् विच्छिद्य विच्छिद्य जायंते [तथा ताः] सर्वाः सुप्तिमूर्च्छासमाधिषु विलीयंते अपि ॥

અંતઃકરણની સઘળી વૃત્તિઓ ક્રમપૂર્વક વારંવાર વિચ્છેદ પામી પામીને ઉત્પન્ન થાય છે, અને અંતઃકરણની તે સર્વે વૃત્તિઓ અવશ્ય સુષુપ્તિ, મૂર્છા અને સમાધિમાં પોતાના કારણમાં વિલીન પણ થાય છે.

અંતઃકરણની એક વૃત્તિ ઉપજીને લીન થાય છે, અને પછી બીજી વૃત્તિ ઉપજે છે, એ બે વૃત્તિઓની વચ્ચે વૃત્તિનો અભાવ હોય છે, અને સુષુપ્તિ આદિ અવસ્થામાં બધી વૃત્તિઓનો અભાવ હોય છે. ૨૦

અંતઃકરણની સર્વે વૃત્તિઓની સંધિઓને અને અંતઃકરણની સર્વે વૃત્તિઓના અભાવને જે ચેતન પ્રકાશે છે તે ચેતન કૂટસ્થ છે એમ જણાવે છેઃ—

**संधयोऽखिलवृत्तीनामभावाश्चावभासिताः ।**
**निर्विकारेण येनासौ कूटस्थ इति चोच्यते ॥ २१ ॥**

च येन निर्विकारेण अखिलवृत्तीनां संधयः च अभावाः अवभासिताः असौ कूटस्थः इति च उच्यते ॥

વળી જે વિકારરહિત ચેતનવડે અંતઃકરણની સર્વે વૃત્તિઓના સંધિઓ અને એ વૃત્તિઓના અભાવો પ્રકાશાય છે તે આ ચેતન કૂટસ્થ છે એમ નિશ્ચય કહેવાય છે. ૨૧

જેમ ઘડામાં ચિદાભાસરૂપ ને બ્રહ્મરૂપ બમણું ચૈતન્ય હોય છે તેમ અંતઃકરણની વૃત્તિઓમાં પણ બમણું ચૈતન્ય હોય છે એમ જણાવે છેઃ—

**घटे द्विगुणचैतन्यं यथा बाह्ये तथांऽऽतरे ।**
**वृत्तिष्वपि ततस्तत्र वैशद्यं संधितोऽधिकम् ॥ २२ ॥**

यथा बाह्ये घटे द्विगुणचैतन्यं तथा आंतरे वृत्तिषु अपि, ततः तत्र संधितः अधिकं वैशद्यं [दृश्यते] ॥

જેવી રીતે શરીરની બહાર ઘટાદિ પદાર્થોમાં ઘટાદિ પદાર્થને પ્રકાશનાર ચિદાભાસ અને ઘટાદિના જ્ઞાનને પ્રકાશનાર બ્રહ્મ એમ બે પ્રકારનું ચૈતન્ય હોય છે તેવી રીતે શરીરની અંતર અહંકારાદિ વૃત્તિઓના અધિષ્ઠાનરૂપ કૂટસ્થ ચૈતન્ય તથા તે વૃત્તિઓને પ્રકાશનાર ચિદાભાસ એમ બે પ્રકારનું ચૈતન્ય હોય છે, તેથી તે વૃત્તિઓમાં બે વૃત્તિઓના સંધિઓના કરતાં વધારે સ્પષ્ટતા જણાય છે. ૨૨

ઘટાદિ બહારના પદાર્થોમાં જેમ અજ્ઞાતપણું અને જ્ઞાતપણું હોય ▪ તેમ અંતઃકરણની વૃત્તિઓમાં હોતું નથી એમ જણાવે છેઃ—

**ज्ञातताज्ञातते न स्तो घटवद्वृत्तिषु क्वचित् ।**

**स्वस्य स्वेनाग्रहीतत्वात्ताभिश्चाज्ञाननाशनात् ॥ २३ ॥**

स्वस्य अस्वेनाग्रहीतत्वात् च ताभिः अज्ञाननाशनात् घटवत् वृत्तिषु ज्ञातता-ज्ञातते क्वचित् न स्तः ॥

પોતાનું (અંતઃકરણની વૃત્તિનું) પોતાવડે (અંતઃકરણની વૃત્તિવડે) ગ્રહણ ન થઇ શકવાથી અને તે વૃત્તિઓવડે અજ્ઞાનનો નાશ થતો હોવાથી ઘડાની પેઠે અંતઃકરણની વૃત્તિઓમાં જ્ઞાતપણું ને અજ્ઞાતપણું કદીપણ હોતાં નથી.

અંતઃકરણની વૃત્તિ પોતે પોતાને પ્રકાશતી નથી, પણ તેમાં ચિદાભાસ હોવાથી તે ચિદાભાસ તેને પ્રકાશે છે. ચિદાભાસવાળી તે વૃત્તિઓ અજ્ઞાનનો નાશ કરે છે. અંતઃકરણની વૃત્તિએ ઘડાના આવરણનો ભંગ ન કર્યો હોય ત્યાંસુધી તે ઘડો અજ્ઞાત હોય છે, પણ અંતઃકરણની વૃત્તિ તો ચિદાભાસ-વાળી હોવાથી કદીપણ અજ્ઞાત હોતી નથી. ઘટાદિનું જ્ઞાતપણું અને અજ્ઞાત-પણું બ્રહ્મચૈતન્યવડે પ્રકાશાય છે તેમ માનવામાં આવે છે, પણ અંતઃકરણની વૃત્તિનું જ્ઞાતપણું ને અજ્ઞાતપણું કૂટસ્થચૈતન્યવડે પ્રકાશવામાં આવે છે એમ માનવામાં આવતું નથી, કેમકે અંતઃકરણની સર્વ વૃત્તિઓને ચિદાભાસ પ્રકાશ્યા કરે છે. ૨૩

ચિદાભાસ અને કૂટસ્થ એ બંને ચેતનરૂપ છતાં પણ કૂટસ્થને અવિકારી અને ચિદાભાસને વિકારી શામાટે કહેવામાં આવે છે તે જણાવે છેઃ—

**द्विगुणीकृतचैतन्यं जन्मनाशानुभूतितः ।**

**अकूटस्थं तदन्यत्तु कूटस्थमविकारितः ॥ २४ ॥**

द्विगुणीकृतचैतन्यं जन्मनाशानुभूतितः तत् अकूटस्थं, तु अन्यत् अविकारितः कूटस्थम् ॥

બે પ્રકારના ચેતનવાળા ચિદાભાસરૂપ ચેતનની જાગ્રતમાં તથા સ્વપ્નમાં ઉત્પત્તિનો અને સુષુપ્તિ આદિમાં તેના નાશનો અનુભવ થતો હોવાથી તે અકૂટસ્થ એટલે વિકારી છે, અને તેનાથી ભિન્ન બીજો વિકારરહિત હોવાથી કૂટસ્થ (વિકારરહિત) છે. ૨૪

ચિદાભાસથી ભિન્ન કૂટસ્થનું નિરૂપણ પૂર્વાચાર્યોએ કરેલું છે એમ જણાવે છેઃ—

**अंतःकरणतद्वृत्तिसाक्षीत्यादावनेकधा ।**
**कूटस्थ एव सर्वत्र पूर्वाचार्यैर्विनिश्चितः ॥ २५॥**

अंतःकरणतद्वृत्तिसाक्षी इत्यादौ अनेकधा पूर्वाचार्यैः सर्वत्र कूटस्थः एव विनिश्चितः [ अस्ति ] ॥

" અંતઃકરણનો અને અંતઃકરણની વૃત્તિનો સાક્ષી " ઇત્યાદિ વચનોવડે અનેક રીતે વેદાંતશાસ્ત્રના પૂર્વના આચાર્યોએ સર્વસ્થલે કૂટસ્થજ સારી રીતે નિશ્ચિત કરેલો છે.

પૂજ્યચરણ શ્રીમચ્છંકરાચાર્યજીએ વાક્યવૃત્તિમાં આત્મરૂપ કૂટસ્થનું સ્વરૂપ નીચે પ્રમાણે વર્ણવ્યું છે:—

अंतःकरणतद्वृत्तिसाक्षी चैतन्यविग्रहः ।
आनंदरूपः सत्यः सन् किं नात्मानं मपद्यसे ? ॥

( અંતઃકરણનો અને તેની વૃત્તિનો સાક્ષી, ચૈતન્યસ્વરૂપ, પરમાનંદસ્વરૂપ ને ત્રણે કાલમાં રહેનાર એવો આત્મા છે, છતાં એ આત્માને તું કેમ જાણતો નથી ? ) ૨૫

પૂજ્યચરણ શ્રીશંકરાચાર્યજીએ ઉપદેશસાહસ્રીનામના પોતાના ગ્રંથમાં ચિદાભાસનુ સ્વરૂપ પણ વર્ણવેલું છે એમ જણાવે છે:—

**आत्माभासाश्रयाश्चैवं मुखाभासाश्रया यथा ।**
**गम्यंते शास्त्रयुक्तिभ्यामित्याभासश्च वर्णितः ॥ २६ ॥**

यथा मुखाभासाश्रयाः एवं आत्माभासाश्रयाः च शास्त्रयुक्तिभ्यां गम्यंते इति आभासः च वर्णितः ॥

જેવી રીતે મુખ, તેનુ પ્રતિબિંબ અને તે પ્રતિબિંબના આશ્રયરૂપ દર્પણ એ ત્રણ પદાર્થ પ્રત્યક્ષ પ્રતીત થાય છે તેવી રીતે આત્મા, ( કૂટસ્થ, ) આત્માના ( કૂટસ્થના ) પ્રતિબિંબરૂપ ચિદાભાસ અને તે ચિદાભાસના આશ્રયરૂપ બુદ્ધિ વા અંતઃકરણ એ ત્રણ પદાર્થો પણ વેદાંતશાસ્ત્ર અને યુક્તિ એ બેવડે જાણવામાં આવે છે એમ આચાર્યભગવાને કૂટસ્થથી ભિન્ન ચિદાભાસ પણ વર્ણવેલો છે. ૨૬

બુદ્ધિવડે પરિચ્છિન્ન કૂટસ્થ પરલોકમાં ગમન કરી શકે છે, અને તે ત્યાંથી અહીં આવી શકે છે, એટલે ચિદાભાસ માનવાની કાંઇ અગત્ય નથી એમ જો કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છે:—

**बुद्ध्यवच्छिन्नकूटस्थो लोकांतरगमागमौ ।**

**कर्तुं शक्तो घटाकाश इवाभासेन किं वद ॥ २७ ॥**

घटाकाशः इव बुद्ध्यवच्छिन्नकूटस्थः लोकांतरगमागमौ कर्तुं शक्तः [अतः] आभासेन किं वद ? ॥

ઘટાકાશની પેઠે બુદ્ધિવડે પરિચ્છેદ પામેલો કૂટસ્થ ( આત્મા ) બુદ્ધિદ્વારા પરલોકમા જવાને અને ત્યાથી અહી આવવાને સમર્થ છે, તો પછી ચિદાભાસવડે કયુ પ્રયોજન સિદ્ધ કરવાનુ રહે છે ? તે કહો, અર્થાત્ ચિદાભાસ સ્વીકારવાની કાઇ અગત્ય રહેતી નથી ૨૭

અસગ કૂટસ્થને બુદ્ધિએ કરેલા પરિચ્છેદવડે જીવભાવની પ્રાપ્તિ થતી નથી એવા ભાવનુ સિદ્ધાતી ઉત્તર આપે છે—

**शृणुत्वसंगः परिच्छेदमात्राज्जीवो भवेन्न हि ।**

**अन्यथा घटकुड्याद्यैरवच्छिन्नस्य जीवता ॥ २८ ॥**

शृणु, असंगः परिच्छेदमात्रात् जीवः न भवेत्, हि अन्यथा घटकुड्याद्यैः अवच्छिन्नस्य जीवता [ स्यात् ] ॥

સાભળ, સંગરહિત કૂટસ્થ માત્ર બુદ્ધિના કરેલા પરિચ્છેદથી કદીપણ જીવ થઇ શકતો નથી. જો કેવલ પરિચ્છેદ પામવાથી ચેતનને જીવભાવની પ્રાપ્તિ થતી હોય તો ઘડો અને ભીંત ઇત્યાદિવડે પરિચ્છેદ પામેલા ચેતનને પણ જીવપણાની પ્રાપ્તિ થશે, જે સંભવી શકે એમ નથી ૨૮

બુદ્ધિ સ્વચ્છ છે, અને ઘટાદિ પદાર્થ મલિન છે, એમ એ બંનેનુ વિષમપણું છે તેથી ઘટાદિ પદાર્થે પરિચ્છેદ પમાડેલુ ચેતન જીવ થઇ શકે નહિ એવી શકા કરીને તેનું સમાધાન કરે છે—

**न कुड्यसदृशी बुद्धिः स्वच्छत्वादिति चेत्तथा ।**

**अस्तु नाम परिच्छेदे किं स्वाच्छ्येन भवेत्तव ॥ २९ ॥**

स्वच्छत्वात् बुद्धिः कुड्यसदृशी न इति चेत् तथा अस्तु नाम, परिच्छेदे स्वाच्छ्येन तव किं भवेत् ? ॥

સ્વચ્છપણાથી બુદ્ધિ ભીંતના જેવી નથી એમ જો તમે કહો તો ભલે તે તેમ હોય, અર્થાત બુદ્ધિ ભીંતના કરતા ભલે વધારે સ્વચ્છ હોય, પણ પરિચ્છેદમાં સ્વચ્છપણાવડે તમારા સિદ્ધાતમા શો લાભ થાય છે ? અર્થાત્ એ

બંનેના કરેલા પરિચ્છેદમાં સ્વચ્છપણાવડે અને અસ્વચ્છપણાવડે કંઇ ફેર પડતો નથી. ૨૯

એ વાતને દૃષ્ટાંત આપીને સ્પષ્ટ કરે છેઃ—

**प्रस्थेन दारुजन्येन कांस्यजन्येन वा न हि ।**
**विक्रेतुस्तंडुलादीनां परिमाणं विशिष्यते ॥ ३० ॥**

विक्रेतुः दारुजन्येन वा कांस्यजन्येन प्रस्थेन तंडुलादीनां परिमाणं न विशिष्यते हि ॥

અનાજ વેચનારા મનુષ્યને લાકડાના બનાવેલા પ્રસ્થવડે (પાલીવડે-અનાજ માપવાના એક જાતના માપવડે) અથવા કાંસાના બનાવેલા પ્રસ્થવડે ચોખા આદિનું પરિમાણ ફેરફારવાળું થતું નથી, આ વાર્તા લોકપ્રસિદ્ધ છે. ૩૦

તે સંબંધમાં પુનઃ શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

**परिमाणाविशेषेऽपि प्रतिबिंबो विशिष्यते ।**
**कांस्ये यदि तदा बुद्धावप्याभासो भवेद्बलात् ॥ ३१ ॥**

परिमाणाविशेषे अपि कांस्ये प्रतिबिंबः विशिष्यते यदि, तदा बुद्धौ अपि आभासः बलात् भवेत् ॥

બંને પ્રસ્થમાં અનાજનું પરિમાણ (માપ) સમાન છતાં પણ કાંસાના પ્રસ્થમાં ચોખા આદિ અનાજનું પ્રતિબિંબ પડે છે આ લાકડાના પ્રસ્થકરતાં તેમાં વિશેષ છે, એમ જો તમે કહો તો બુદ્ધિમાં પણ ચેતનનો આભાસ અવશ્ય આવે છે એમ તમારે બલાત્કારે કહેવું પડશે. ૩૧

અમે કાંસાના પ્રસ્થમાં પ્રતિબિંબનો સ્વીકાર કર્યો તે ઉપરથી અમે આભાસનો સ્વીકાર કર્યો એમ તમે કેમ કહો છો એવી પૂર્વપક્ષીની શંકા લઇ તેનું સમાધાન કરે છેઃ—

**ईषद्भासनमाभासः प्रतिबिंबस्तथाविधः ।**
**बिंबलक्षणहीनः सन् बिंबवद्भासते स हि ॥ ३२ ॥**

ईषद्भासनं आभासः [च] प्रतिबिंबः तथाविधः, हि सः बिंबलक्षणहीनः सन् बिंबवत् भासते ॥

થોડું પ્રતીત થવું આ આભાસ કહેવાય છે, અને પ્રતિબિંબ પણ એવી રીતનું હોય છે, કેમકે તે પ્રતિબિંબ બિંબના લક્ષણથી રહિત હોઇને બિંબના જેવું ભાસે છે.

આભાસમાં આ અને ભાસ એવા બે ભાગ છે, તેમાં આ એટલે થોડું ને ભાસ એટલે જણાવું. એવી રીતે આભાસનો અર્થ થોડું જણાવું થાય છે. થોડું જણાવું એ લક્ષણ આભાસની પેઠે પ્રતિબિંબમાં પણ રહેલ છે, તેથી આભાસ અને પ્રતિબિંબ એ બહુધા પર્યાય એટલે એક અર્થના વાચક છે. ૩૨

પ્રતિબિંબમાં આભાસનું લક્ષણ કેવી રીતે છે તે જણાવે છેઃ—

**ससंगत्वविकाराभ्यां बिंबलक्षणहीनता ।**

**स्फूर्तिरूपत्वमेतस्य बिंबवद्भासनं विदुः ॥ ३३ ॥**

एतस्य ससंगत्वविकाराभ्यां बिंबलक्षणहीनता [ च ] स्फूर्तिरूपत्वं बिंबवत् भासनं विदुः ॥

આ ચિદાભાસનું બુદ્ધિની સાથે સંગવાળાપણું તથા પરિણામ થવારૂપ વિકારીપણું આ બંનેવડે તેમાં બિંબના લક્ષણથી રહિતપણું છે, અર્થાત્ બિંબરૂપ કૂટસ્થનું અસંગપણું અને વિકારરહિતપણું એ લક્ષણ ચિદાભાસમાં નથી, અને ચિદાભાસમાં સ્ફૂર્તિરૂપપણું ( જ્ઞાનરૂપપણું ) એ ચિદાભાસનું બિંબપ્રમાણે પ્રતીત થવું છે એમ પૂર્વાચાર્યો જાણે છે.

એવી રીતે બિંબના લક્ષણથી રહિત હોઇને બિંબપ્રમાણે જણાવું આ, પ્રતિબિંબનું લક્ષણ ચિદાભાસમાં છે. ૩૩

એવી રીતે કૂટસ્થથી ભિન્ન ચિદાભાસનો સદ્ભાવ માનવાની અગત્ય જણાવીને હવે તે ચિદાભાસ બુદ્ધિથી ભિન્ન છે એમ સિદ્ધ કરવામાટે શંકા ઉપજાવીને તેનું સમાધાન કરે છેઃ—

**न हि धीभावभावित्वादाभासोऽस्ति धियः पृथक् ।**

**इति चेदल्पमेवोक्तं धीरप्येवं स्वदेहतः ॥ ३४ ॥**

धीभावभावित्वात् आभासः धियः पृथक् न हि अस्ति इति चेत् अल्पं एव [ इदं ] उक्तं [ यतः ] एवं धीः अपि स्वदेहतः [ अभिन्ना ] ॥

બુદ્ધિના હોવાથીજ આભાસનું અસ્તિત્વ જણાવાથી તે આભાસ બુદ્ધિથી ભિન્ન નથી એમ જો તમે કહો તો તમે આ થોડુજ કહ્યું છે, કારણ તમે કહેલી રીતે બુદ્ધિ પણ દેહના અસ્તિત્વથી જણાય છે તેથી તેને પોતાના દેહથી અભિન્ન કહેવી જોઇએ, ને એમ કહેવું એ શાસ્ત્રથી વિરુદ્ધ છે તેથી તમે તેમ કહી શકો નહિ. ૩૪

તેના ઉપર પુનઃ શંકાસમાધાન કરે છેઃ—

**देहे मृतेऽपि बुद्धिश्चेच्छास्त्रादस्ति तथा सति ।**

**बुद्धेरन्यश्चिदाभासः प्रवेशश्रुतिषु श्रुतः ॥ ३५ ॥**

देहे मृते अपि शास्त्रात् बुद्धिः अस्ति [ इति ] चेत् तथा सति प्रवेशश्रुतिषु बुद्धेः अन्यः चिदाभासः श्रुतः [ अस्ति ]॥

શરીર મરણ પામ્યા છતાં પણ બુદ્ધિ રહે છે એમ "सविज्ञानो भवति" (તે ચિદાભાસ બુદ્ધિસહિત હોય છે) એ શાસ્ત્રવચનથી સિદ્ધ થાય છે, એટલે બુદ્ધિ શરીરથી પૃથક્ છે એમ સિદ્ધ થાય છે એમ જો તમે કહો તો પરમાત્માએ જીવના સ્થૂલશરીરમાં પ્રવેશ કર્યો એ પ્રવેશની શ્રુતિમાં બુદ્ધિથી પૃથક્ ચિદાભાસ શ્રુતિમાં સાંભળેલો છે, એટલે બુદ્ધિથી ચિદાભાસ ભિન્ન છે એમ સિદ્ધ થાય છે. ૩૫

બુદ્ધિસહિત આત્માનો શરીરમાં પ્રવેશ થવો ઉચિત છે, એકલા આત્માનો શરીરમાં પ્રવેશ થવો ઉચિત નથી, એવી શંકા ગ્રહણ કરીને તેનું સમાધાન કરે છેઃ—

**धीयुक्तस्य प्रवेशश्चेन्नैतरेये धियः पृथक् ।**
**आत्मा प्रवेशं संकल्प्य प्रविष्ट इति गीयते ॥ ३६ ॥**

धीयुक्तस्य प्रवेशः [इति] चेत्, न, [यतः] ऐतरेये धियः पृथक् आत्मा प्रवेशं संकल्प्य प्रविष्टः इति गीयते ॥

બુદ્ધિસહિત આત્માનો શરીરમાં પ્રવેશ થાય છે એમ જો તમે કહો તો તે યોગ્ય નથી, કારણકે ઋગ્વેદની ઐતરેય-ઉપનિષદ્‌માં બુદ્ધિથી પૃથક્ આત્મા પ્રવેશનો સંકલ્પ કરીને શરીરમાં પ્રવેશ કરતો હવો એમ કહેલું છે, પણ શ્રુતિમાં કોઇ ઠેકાણે સ્થૂલશરીરમાં બુદ્ધિસહિત આત્માએ પ્રવેશ કર્યો એમ કહેલું જોવામાં આવતું નથી. ૩૬

ઉપર જણાવેલી ઐતરેય-ઉપનિષદ્‌ની શ્રુતિનું અહીં અર્થથી કથન કરે છેઃ-

**कथं न्विदं साक्षदेहं मदृते स्यादितीरणात् ।**
**विदार्य मूर्धसीमानं प्रविष्टः संसरत्ययम् ॥ ३७ ॥**

अयं इदं साक्षदेहं मदृते कथं नु स्यात् इति मूर्धसीमानं विदार्य प्रविष्टः संसरति [ इति ] ईरणात् ॥

આ પરમાત્મા ઇંદ્રિયો ને શરીરસહિત આ જડસમૂહ ચેતનરૂપ મારા વિના કેવી રીતે વ્યવહાર કરી શકશે એવો વિચાર કરીને, પછી માથામાં રહેલા તાળવાને ફોડીને, શરીરની અંતર પ્રવેશ કરી જાગ્રદાદિ સંસારનો અનુભવ કરવા લાગ્યા એવું વર્ણન કરેલું છે. ૩૭

અસંગ આત્માનો સ્થૂલશરીરમાં પ્રવેશ સંભવતો નથી એવી શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

**कथं प्रविष्टोऽसंगश्चेत्सृष्टिर्वाऽस्य कथं वद ।**
**मायिकत्वं तयोस्तुल्यं विनाशश्च समस्तयोः ॥ ३८ ॥**

असंगः कथं प्रविष्टः [इति] चेत् अस्य सृष्टिः वा कथ ? वद, तयोः मायिकत्वं तुल्यं च तयोः विनाशः समः ॥

સંગરહિત આત્માએ શરીરમાં કેવી રીતે પ્રવેશ કર્યો એમ જો તમે કહો તો આ સંગરહિત આત્માએ સૃષ્ટિ કેવી રીતે કરી તે કહો, જગત્ રચનારનું અને સ્થૂલશરીરમાં પ્રવેશ કરનારનું માયિકપણું સમાન છે, અને તે બંનેનો વિનાશ પણ સમાન છે, અર્થાત્ જો તમે પરમાત્માનુ સૃષ્ટિકર્તાપણું માયાને લીધે છે એમ કહો તો પરમાત્માનો સ્થૂલશરીરમા પ્રવેશ પણ માયાને લીધે છે એમ સમજવુ, તાત્પર્ય કે અસંગ આત્માનો માયાવડે સ્થૂલશરીરમાં પ્રવેશ સભવી શકે છે. ૩૮

આત્માના ઉપાધિવડે પ્રતીત થતા સ્વરૂપનું વિનાશીપણું શ્રુતિમાં પ્રતિપાદન કરેલુ છે એમ જણાવે છેઃ—

**समुत्थायैष भूतेभ्यस्तान्येवानुविनश्यति ।**
**विस्पष्टमिति मैत्रेय्यै याज्ञवल्क्य उवाच ह ॥ ३९ ॥**

एषः भूतेभ्यः समुत्थाय तानि एव अनुविनश्यति इति याज्ञवल्क्यः मैत्रेय्यै विस्पष्टं उवाच ह ॥

આ પ્રજ્ઞાનઘન આત્મા પૃથ્વી આદિ પાચ ભૂતોના કાર્યભૂત શરીરરૂપ અને ઇંદ્રિયોરૂપ ઉપાધિથી જીવપણારૂપ અભિમાનને પ્રાપ્ત થઈને તે શરીરાદિરૂપ કાર્ય જ્યારે વિનાશ પામે છે ત્યારે તે જીવપણાનુ અભિમાન પણ વિનાશ પામે છે એમ આત્માના સોપાધિકરૂપનુ વિનાશીપણું ભગવાન્ યાજ્ઞવલ્કયે પોતાના પત્ની મૈત્રેયીને સ્પષ્ટરીતે કહેલુ છે. ૩૯

" આ આત્મા અવિનાશી છે " આ શ્રુતિમા જીવપણાના અભિમાનવાળા ચિદાભાસથી કૂટસ્થને પૃથક્ કહેલો એમ જણાવે છેઃ—

**अविनाश्ययमात्मेति कूटस्थः प्रविवेचितः ।**
**मात्रासंसर्ग इत्येवमसंगत्वस्य कीर्तनात् ॥ ४० ॥**

" अविनाशी अयं आत्मा " इति कूटस्थः प्रविवेचितः, मात्रासंसर्गः इति एवं असंगत्वस्य कीर्तनात् ॥

" આ આત્મા અવિનાશી છે " એમ કહીને કૂટસ્થને ચિદાભાસથી

પૃથક્પણાવડે કહેલો છે, અને દેહાદિકથી તે કૂટસ્થનો વાસ્તવિક સંબંધ નથી એમ કહીને તેના અવિનાશીપણાનું અસંગપણું એ કારણ છે એમ જણાવ્યું છે.

"अविनाशी वा अरेऽयमात्माऽनुच्छित्तिधर्मा" ( અરે મૈત્રેયિ ! આ આત્મા અવિનાશીજ છે, તે અવિનાશિધર્મવાળો છે, ) આ શ્રુતિમાં કૂટસ્થને જીવપણાના અભિમાનથી અત્યંત ભિન્ન કહેલો છે, અને "मात्रासंसर्गस्त्वस्य भवति"–દેહાદિકથી આ આત્માનો લેશ પણ સંગ નથી,–આ શ્રુતિમાં આત્માના અવિનાશીપણાનું કારણ તે આત્માનું અસંગપણું જણાવ્યું છે. ૪૦

"जीवापेतं वाव किलेदं म्रियते न स जीवो म्रियते" ( જીવરહિત પ્રસિદ્ધ આ શરીર મરે છે, જીવ મરતો નથી, ) આ શ્રુતિમાં ઉપાધિવાળા જીવનું પણ અવિનાશીપણું કહ્યું છે આવી શંકા ઉપજાવીને તેનું સમાધાન કરે છે:—

जीवापेतं वाव किल शरीरं म्रियते न सः ।
इत्यत्र न विमोक्षोऽर्थः किंतु लोकांतरे गतिः ॥ ४१ ॥

जीवापेतं वाव किल शरीरं म्रियते, न सः इति अत्र विमोक्षः अर्थः न, किंतु लोकांतरे गतिः ॥

પ્રારબ્ધકર્મની સમાપ્તિ થયે જીવરહિત પ્રસિદ્ધ આ સ્થૂલશરીર મરણ પામે છે, તે વેલા તે એટલે જીવ મરણ પામતો નથી. એવી રીતે આ શ્રુતિમાં મોક્ષરૂપ અર્થ કહેલો નથી, પરંતુ તેની પરલોકમાં ગતિ કહેલી છે, અર્થાત સ્થૂલશરીરની સાથે જીવ મરણ પામતો નથી, પણ તેના પ્રારબ્ધકર્મપ્રમાણે તે બીજા શરીરને ગ્રહણ કરે છે. મોક્ષકાલે જીવનો નાશ થતો નથી, પણ તેનો જીવભાવ નિવૃત્ત થાય છે એમ સમજવું. ૪૧

જીવ વિનાશી છે એમ જો માનવામા આવે તો તેનું અવિનાશી બ્રહ્મની સાથે હુ બ્રહ્મ છુ એવું એકપણાનું જ્ઞાન કેવી રીતે થઇ શકે એમ જો શકા થાય તો તેનું સમાધાન કરે છે:—

नाहं ब्रह्मेति बुध्येत स विनाशीति चेन्न तत् ।
सामानाधिकरण्यस्य बाधायामपि संभवात् ॥ ४२ ॥

सः विनाशी "अहं ब्रह्म" इति न बुद्धयेत इति चेत् तत् न, सामानाधिकरण्यस्य बाधायां अपि संभवात् ॥

તે વિનાશી જીવ હુ બ્રહ્મ છુ એમ જાણી શકે નહિ એમ જો તમે કહો તો તે તમારુ કહેવું યોગ્ય નથી, કેમકે સમાનાધિકરણપણાના બાધમાં પણ જીવભાવનો બાધ થઇ જીવના વાસ્તવિક સ્વરૂપભૂત કૂટસ્થનો બ્રહ્મની સાથે અભેદ સભવી શકે છે.

વાક્યમાંના એકજ વિભક્તિવાળા બે શબ્દનું સામાનાધિકરણ્ય કહેવાય છે. એ સામાનાધિકરણ્યના મુખ્યસામાનાધિકરણ્ય અને બાધસામાનાધિકરણ્ય એવા બે પ્રકાર છે. જે બે પદાર્થનું સર્વદા એકપણું હોય છે તેમનું મુખ્યસામાનાધિકરણ્ય કહેવાય છે. કૂટસ્થનું અને બ્રહ્મનું સર્વદા એકપણું હોવાથી તે બનેનું મુખ્યસામાનાધિકરણ્ય છે. કલ્પિતનો બાધ થઇને તે પદાર્થનો બીજા પદાર્થની સાથે જે અભેદ થાય તે બાધસામાનાધિકરણ્ય કહેવાય છે. જ્ઞાનવડે જીવના જીવભાવનો બાધ થઇને તેનો બ્રહ્મની સાથે જે અભેદ થાય છે તે તેનું બાધસામાનાધિકરણ્ય છે. ૪૨

બાધસામાનાધિકરણ્યવડે મહાવાક્યના અર્થના જ્ઞાનનો પ્રકાર શ્રીવાર્તિકકારે દૃષ્ટાંતસહિત કહેલો છે એમ તેમના વચનનો અનુવાદ કરીને કહે છેઃ—

**योऽयं स्थाणुः पुमानेष पुंधिया स्थाणुधीरिव ।**
**ब्रह्मास्मीति धियाऽशेषाऽप्यहंबुद्धिर्निवर्त्यते ॥ ४३ ॥**

यः अयं स्थाणुः एषः पुमान् [ इति अत्र ] पुंधिया स्थाणुधीः इव ब्रह्म अस्मि इति धिया अशेषा अपि अहंबुद्धिः निवर्त्यते ॥

જે આ ઠુંઠું છે એમ તમે સમજો છો તે ઠુઠુ નથી, પણ આ પુરુષ છે, આ દૃષ્ટાંતમાં પુરુષબુદ્ધિવડે જેમ ઠુઠાની બુદ્ધિ નિવૃત્ત થાય છે તેમ હું બ્રહ્મ છું એવી બુદ્ધિવડે સમગ્રજ અહંબુદ્ધિ ( દેહાદિમાં રહેલુ હુંપણાનું જ્ઞાન–જીવભાવ ) નિવૃત્ત થાય છે. तत्त्वमसि આદિ મહાવાક્યોમાંના જીવના ને બ્રહ્મના અર્થનું ને તે બે પદોનું બાધસામાનાધિકરણ્ય છે એમ શાસ્ત્રથી સિદ્ધ થાય છે. ૪૩

એજ અર્થને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

**नैष्कर्म्यसिद्धावप्येवमाचार्यैः स्पष्टमीरितम् ।**
**सामानाधिकरण्यस्य बाधार्थत्वमतोऽस्तु तत् ॥ ४४ ॥**

एवं आचार्यैः नैष्कर्म्यसिद्धौ अपि सामानाधिकरण्यस्य बाधार्थत्वं स्पष्टं ईरितं अतः तत् अस्तु ॥

એવી રીતે શ્રીસુરેશ્વરાચાર્યે નૈષ્કર્મ્યસિદ્ધિનામના ગ્રંથમાં પણ સામાનાધિકરણ્યનું બાધાર્થપણું સ્પષ્ટરીતે કહેલુ છે. આ કારણથી હું બ્રહ્મ છું આ વાક્યમાંનાં બે પદોનું બાધસામાનાધિકરણ્ય હો. ૪૪

તમે કહો છો એવું બાધસામાનાધિકરણ્ય શ્રુતિમાં કોઈ સ્થલે જોવામાં આવતું નથી એવી શકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

सर्वं ब्रह्मेति जगता सामानाधिकरण्यवत् ।
अहं ब्रह्मेति जीवेन सामानाधिकृतिर्भवेत् ॥ ४५ ॥

सर्वं ब्रह्म इति जगता सामानाधिकरण्यवत् अहं ब्रह्म इति जीवेन सामानाधिकृतिः भवेत् ॥

આ સર્વ બ્રહ્મ છે આ શ્રુતિમાં જેમ ,જગતની સાથે બ્રહ્મનું સામાનાધિકરણ્ય જણાવ્યુ છે તેમ હુ બ્રહ્મ છું આ શ્રુતિવાકયમાં પણ જીવની સાથે બ્રહ્મનુ સામાનાધિકરણ્ય છે.

" सर्वं खल्विदं ब्रह्म " ( આ સર્વ જગત્ નિશ્ચય બ્રહ્મ છે, ) એ શ્રુતિમાં જગતનો બાધ કરીને તેનો બ્રહ્મથી અભેદ જણાવ્યો છે, અને " अहं ब्रह्मास्मि " ( હું બ્રહ્મ છુ, ) એ શ્રુતિમાં જીવના જીવભાવનો બાધ કરીને તેનો બ્રહ્મથી અભેદ જણાવ્યો છે. એવી રીતે શ્રુતિમાં બાધસામાનાધિકરણ્ય જણાવેલું છે. ૪૫

જો એમ હોય તો પછી શ્રીપ્રકાશાત્મમુનિએ પોતાના વિવરણનામના ગ્રંથમાં બાધસામાનાધિકરણ્યનુ નિરાકરણ શામાટે કરેલું છે એમ જો શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

सामानाधिकरण्यस्य बाधार्थत्वं निराकृतम् ।
प्रयत्नतो विवरणे कूटस्थत्वविवक्षया ॥ ४६ ॥

विवरणे कूटस्थत्वविवक्षया सामानाधिकरण्यस्य बाधार्थत्वं प्रयत्नतः निराकृतम् ॥

વિવરણનામના ગ્રંથમાં કૂટસ્થપણાને પ્રતિપાદન કરવાની ઇચ્છાવડે સામાનાધિકરણ્યનુ બાધાર્થપણું પ્રયત્નપૂર્વક નિરાકરણ કરેલું છે.

હું બ્રહ્મ છુ આ વાકયમાં " હું " શબ્દનો અર્થ જીવ નહિ, પણ કૂટસ્થ છે, એમ કહેવાની ઇચ્છાવડે વિવરણગ્રંથમા " હુ અને બ્રહ્મ " એ બન્નેના બાધસામાનાધિકરણ્યનુ નિરાકરણ કરેલું છે, પણ તે ઉપરથી ઉપાધિવાળા હું અને બ્રહ્મ, એ બન્નેનુ બાધસામાનાધિકરણ્ય નથી એમ સિદ્ધ થતું નથી, અર્થાત્ એ બન્નેનુ બાધસામાનાધિકરણ્ય પણ છે. ૪૬

કૂટસ્થપણાનું પ્રતિપાદન કરવાની ઇચ્છાવડે એમ જે ઉપર કહ્યું તેને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

शोधितस्त्वंपदार्थो यः कूटस्थो ब्रह्मरूपताम् ।
तस्य वक्तुं विवरणे तथोक्तमितरत्र च ॥ ४७ ॥

शोधितः यः त्वंपदार्थः कूटस्थः तस्य ब्रह्मरूपतां वक्तुं विवरणे च इतरत्र तथा उक्तम् ॥

બુદ્ધિ આદિથી પૃથક્ કરેલો "त्वं"(તું)પદના લક્ષ્યાર્થરૂપ જે કૂટસ્થ તેના બ્રહ્મરૂપપણાને કહેવામાટે વિવરણનામના ગ્રંથમાં તથા બીજે સ્થલે, એટલે ભામતીનામના શારીરકભાષ્યપરના નિબંધમાં એવી રીતે કહેલું છે. તેમને મતે કૂટસ્થ એ બ્રહ્મ છે, એટલે તેમનું મુખ્યસામાનાધિકરણ્ય થાય છે, બાધ-સામાનાધિકરણ્ય થતું નથી. ૪૭

કૂટસ્થનું બ્રહ્મની સાથે એકપણું સંભવે છે તે જણાવવામાટે કૂટસ્થ-શબ્દનો કહેવાને ઇચ્છિત અર્થ કહે છેઃ—

देहेंद्रियादियुक्तस्य जीवाभासभ्रमस्य या ।
अधिष्ठानचितिः सैषा कूटस्थाऽत्र विवक्षिता ॥ ४८ ॥

देहेंद्रियादियुक्तस्य जीवाभासभ्रमस्य या अधिष्ठानचितिः, सा एषा अत्र कूटस्था विवक्षिता ॥

શરીર અને ઇંદ્રિયાદિસહિત જીવાભાસરૂપ ભ્રાંતિનું જે અધિષ્ઠાનરૂપ ચૈતન્ય છે તે આ ચૈતન્ય અહીં એટલે વેદાંતશાસ્ત્રમાં કૂટસ્થ એ શબ્દવડે કહેવાને ઇચ્છિત છે. ૪૮

નીચેના શ્લોકમા બ્રહ્મશબ્દનો અર્થ કહે છેઃ—

जगद्भ्रमस्य सर्वस्य यदधिष्ठानमीरितम् ।
त्रय्यन्तेषु तदत्र स्याद् ब्रह्मशब्दविवक्षितम् ॥४९॥

त्रय्यन्तेषु सर्वस्य जगद्भ्रमस्य यत् अधिष्ठानं ईरितं, तत् अत्र ब्रह्मशब्दविवक्षितं स्यात् ॥

વેદાંતશાસ્ત્રોમાં પ્રતીત થતા સર્વજગતરૂપ ભ્રાંતિનું જે અધિષ્ઠાન કહેલું છે તે અહીં એટલે આભાસવાદમાં બ્રહ્મશબ્દવડે કહેવાને ઇચ્છિત છે. ૪૯

જીવરૂપ આભાસનું અધિષ્ઠાન કૂટસ્થ છે એમ કહેલું યોગ્ય નથી એવી શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

एतस्मिन्नेव चैतन्ये जगदारोप्यते यदा ।
तदा तदेकदेशस्य जीवाभासस्य का कथा ॥ ५० ॥

एतस्मिन् एव चैतन्ये यदा जगत् आरोप्यते, तदा तदेकदेशस्य जीवाभासस्य का कथा ? ॥

આ બ્રહ્મચૈતન્યમાંજ જ્યારે સમગ્ર જગતનો આરોપ થાય છે ત્યારે તે જગતના એકભાગરૂપ જીવાભાસનો બ્રહ્મચૈતન્યરૂપ કૂટસ્થમાં આરોપ થાય તેમાં શું કહેવું ? ૫૦

ઈશ્વર અને જીવ એ બંને તેમની ઉપાધિવડે ભિન્ન જણાય છે, અને ચેતનરૂપે એ બંને એકજ છે એમ જણાવે છેઃ—

**जगत्तदेकदेशाख्यसमारोप्यस्य भेदतः ।**
**तत्त्वंपदार्थौ भिन्नौ स्तो वस्तुतस्त्वेकता चितेः ॥ ५१ ॥**

जगत्तदेकदेशाख्यसमारोप्यस्य भेदतः तत्त्वंपदार्थौ भिन्नौ स्तः, वस्तुतः तु चितेः एकता [ अस्ति ] ॥

જગત અને એનો એકદેશ ( જીવનાં ત્રણ શરીર ) એ નામના જે આરોપ કરવાયોગ્ય પદાર્થ તેના ભેદથી તત્પદનો અર્થ ઈશ્વર અને ત્વંપદનો અર્થ જીવ એ બંને ભિન્ન થયેલા છે, પારમાર્થિકરીતે તો તે બંનેના વાસ્તવિક સ્વરૂપભૂત ચેતનનું એકપણું છે, અર્થાત માયારૂપ ને તેના કાર્ય જગતરૂપ ઉપાધિથી બ્રહ્મમાં ઈશ્વરભાવનો આરોપ થાય છે, અને ત્રણ શરીરરૂપ ઉપાધિથી બ્રહ્મમાં જીવભાવનો આરોપ થાય છે. ઉપર જણાવેલા બંને ઉપાધિનો ત્યાગ કરવાથી બંનેમાં અખંડ એકરસ ચેતનજ અવશેષ રહે છે. ૫૧

ચિદાભાસમાં અધિષ્ઠાનના અને બુદ્ધિ આદિના ધર્મો જણાતા નથી તો પછી ચિદાભાસને ભ્રમરૂપ કેમ કહેવાય એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**कर्तृत्वादीन्बुद्धिधर्मान्स्फूर्त्याख्यां चात्मरूपताम् ।**
**दधद्विभाति पुरत आभासोऽतो भ्रमो भवेत् ॥ ५२ ॥**

कर्तृत्वादीन् बुद्धिधर्मान् च स्फूर्त्याख्यां आत्मरूपतां दधत् आभासः पुरतः विभाति, अतः [ सः ] भ्रमः भवेत् ॥

કર્તાપણું, ભોક્તાપણું, સુખીપણું ને દુઃખીપણું આદિ બુદ્ધિના ધર્મોને અને સ્ફૂર્તિનામના ( જ્ઞાનસ્વભાવનામના ) આત્મરૂપપણાને ધારણ કરતો છતો ચિદાભાસ વિવેકી મનુષ્યને સ્પષ્ટ પ્રતીત થાય છે, આ કારણથી તે ચિદાભાસ ભ્રાંતિરૂપ છે, સત્યરૂપ નથી, તેનું વાસ્તવિકસ્વરૂપ જે બ્રહ્મ તે સત્ય છે: ૫૨

બુદ્ધિ આદિકના સ્વરૂપનું અજ્ઞાન એ આ ભ્રાંતિનું કારણ છે એમ જણાવે છેઃ—

**का बुद्धिः कोऽयमाभासः को वाऽऽत्मात्र जगत्कथम् ।**
**इत्यनिर्णयतो मोहः सोऽयं संसार इष्यते ॥ ५३ ॥**

बुद्धिः का, अयं आभासः कः, वा अत्र आत्मा कः, जगत् कथं इति अनिर्णयतः [ यः ] मोहः सः अय संसारः इष्यते ॥

બુદ્ધિ શો પદાર્થ છે? આ ચિદાભાસ શી વસ્તુ છે? અથવા અહીં (આ શરીરમાં) આત્મા કોણ છે? અને પ્રતીત થતું આ જગત્ અહીં (બ્રહ્મમાં) કેવી રીતે રહેલુ છે? તેનો નિર્ણય ન થવાથી થનારો જે ભ્રમ તેજ આ સસાર છે એમ મનાય છે. ૫૩

આ ભ્રાંતિરૂપ સસારની નિવૃત્તિ કેવી રીતે થાય છે તે જણાવે છેઃ—

**बुद्ध्यादीनां स्वरूपं यो विविनक्ति स तत्त्ववित् ।**
**स एव मुक्त इत्येवं वेदांतेषु विनिश्चयः ॥ ५४ ॥**

बुद्ध्यादीनां स्वरूपं यः विविनक्ति सः तत्त्ववित्, सः एव मुक्तः इति एवं वेदांतेषु विनिश्चयः [ अस्ति ] ॥

બુદ્ધિ, પ્રાણ, ઇંદ્રિયો અને શરીરના સ્વરૂપને જે આત્માથી પૃથક્રૂપે જાણે છે તે મનુષ્ય આત્મવેત્તા છે, અને તે મનુષ્યજ સુખીપણુ, દુઃખીપણુ એ આદિરૂપ સસારથી મુક્ત થયેલો છે એવી રીતે વેદાતશાસ્ત્રોમાં ઉત્તમ પ્રકારે નિશ્ચય કરેલો છે. ૫૪

અદ્વૈતવાદમા બંધની અને મોક્ષની વ્યવસ્થા સભવી શકતી નથી એમ કહેનારા ભેદવાદીઓના કુતર્કનુ ખડન ખડનખડખાદ્ય આદિ ગ્રંથોને આધારે કરવાયોગ્ય છે એમ જણાવે છેઃ—

**एवं च सति बंधः स्यात्कस्येत्यादि कुतर्कजाः ।**
**विडंबना दृढं खंड्याः खंडनोक्तिप्रकारतः ॥ ५५ ॥**

एवं च सति कस्य बंधः स्यात् इत्यादि कुतर्कजाः विडंबनाः खंडनोक्तिप्रकारतः दृढं खंड्याः ॥

જો એકજ આત્મા હોય તો આ સસારરૂપ બધ કોને થાય છે? ઇત્યાદિ તાર્કિકોના કુતર્કથી ઉપજેલી પીડાઓ શ્રીહર્ષમિશ્રકૃત ખંડનખડખાદ્યનામના ગ્રથમા જણાવેલી રીતે સપૂર્ણરીતે ખડન કરવાયોગ્ય છે. ૫૫

એવી રીતે શ્રુતિવડે ને યુક્તિવડે કૂટસ્થને બુદ્ધિ આદિકથી ભિન્ન કરીને જણાવ્યો. હવે પુરાણમા પણ કૂટસ્થને બુદ્ધિ આદિકથી ભિન્ન જણાવ્યો છે એમ કહે છેઃ—

**वृत्तेः साक्षितया वृत्तिप्रागभावस्य च स्थितः ।**
**बुभुत्सायां तथाऽज्ञोऽस्मीत्याभासाज्ञानवस्तुनः ॥ ५६ ॥**

वृत्तेः, वृत्तिप्रागभावस्य च बुभुत्सायां तथा अज्ञः अस्मि इति आभासाज्ञानवस्तुनः साक्षितया स्थितः [ अस्ति ]॥

અંતઃકરણની કામક્રોધાદિ વૃત્તિઓના સાક્ષીપણાવડે અને અંતઃકરણની વૃત્તિનો ઉદય થયા પહેલાં તે વૃત્તિના અભાવના સાક્ષીપણાવડે તથા આત્મસ્વરૂપને જાણવાની ઇચ્છા થાય તે સમયના સાક્ષીપણાવડે અને "હું અજ્ઞાની છું" આવી રીતના ચિદાભાસના અજ્ઞાનરૂપ પદાર્થના સાક્ષીપણાવડે કૂટસ્થરૂપ શિવ સ્થિત છે એમ સૂતસંહિતામાં કહેલુ છે. ૫૬

એ કૂટસ્થરૂપ શિવનું વિશેષ વર્ણન નીચેના બે શ્લોકવડે કરે છેઃ—

असत्यालंबनत्वेन सत्यः सर्वजडस्य तु।
साधकत्वेन चिद्रूपः सदा प्रेमास्पदत्वतः ॥ ५७ ॥
आनंदरूपः सर्वार्थसाधकत्वेन हेतुना।
सर्वसंबंधवत्त्वेन संपूर्णः शिवसंज्ञितः ॥ ५८ ॥

[ असौ ] शिवसंज्ञितः असत्यालंबनत्वेन सत्यः, सर्वजडस्य साधकत्वेन चिद्रूपः, सदा प्रेमास्पदत्वतः आनंदरूपः, तु सर्वार्थसाधकत्वेन हेतुना सर्वसंबंधवत्त्वेन [ च ] संपूर्णः [ अस्ति इति उच्यते ] ॥

આ શિવનામનો અંતઃકરણની વૃત્તિ આદિના સાક્ષિરૂપ કૂટસ્થ અસત્ય જગતના અધિષ્ઠાનપણાવડે સત્ય છે, સર્વ જડપદાર્થના પ્રકાશકપણાવડે ચેતનરૂપ છે, સર્વદા પ્રેમના પાત્રપણાથી આનંદરૂપ છે, અને સર્વ પદાર્થના પ્રકાશકપણારૂપ હેતુવડે અને સર્વની સાથે સંબંધવાળાપણાવડે સંપૂર્ણ છે એમ કહેવાય છે. ૫૭–૫૮

ઉપર પ્રમાણે સૂતસંહિતામાં કહ્યુ છે એમ જણાવે છેઃ—

इति शैवपुराणेषु कूटस्थः प्रविवेचितः।
जीवेशत्वादिरहितः केवलः स्वप्रभः शिवः ॥ ५९ ॥

इति शैवपुराणेषु जीवेशत्वादिरहितः केवलः स्वप्रभः शिवः कूटस्थः प्रविवेचितः [ अस्ति ] ॥

એવી રીતે શિવનું પ્રતિપાદન કરનારા સૂતસંહિતાદિ પુરાણોમાં જીવભાવથી અને ઈશ્વરભાવથી રહિત, કેવલ ને સ્વયંપ્રકાશ શિવરૂપ કૂટસ્થ બુદ્ધિ આદિથી પૃથક્ કરીને સારી રીતે જણાવેલો છે. ૫૯

અન્ય જડપદાર્થોના કરતા જીવ અને ઈશ્વર કેવી રીતે સ્વચ્છ છે તે જણાવે છેઃ—

मायाऽऽभासेन जीवेशौ करोतीति श्रुतत्वतः।
मायिकावेव जीवेशौ स्वच्छौ तौ काचकुंभवत् ॥ ६० ॥

माया आभासेन जीवेशौ करोति इति श्रुतत्वतः जीवेशौ मायिकौ एव, [किंतु] काचकुंभवत् तौ स्वच्छौ ॥

માયા પોતામાં પડેલા ચૈતન્યના આભાસવડે જીવ અને ઈશ્વિર એ બંને પ્રતીત કરાવે છે એમ શ્રુતિમાં કહેલું હોવાથી જીવ અને ઈશ્વિર એ બંને માયાવડે કલ્પિતજ છે, પરંતુ કાચના ઘડાની પેઠે બીજા જડપદાર્થોના કરતાં જીવ અને ઈશ્વિર એ બંને વધારે સ્વચ્છ છે. ૬૦

જીવ, ઈશ્વિર અને જગત્ એ ત્રણે માયિક હોવાથી જગત્ના કરતાં જીવ અને ઈશ્વિર સ્વચ્છ કહી શકાય નહિ એવી શંકા ગ્રહણ કરીને દેહ અને મન એ બંને અન્નનું કાર્ય છતાં પણ જેમ દેહના કરતાં મન સ્વચ્છ છે તેમ જગત્ના કરતાં જીવ અને ઈશ્વિર સ્વચ્છ છે એમ જણાવે છે:—

अन्नजन्यं मनो देहात्स्वच्छं यद्वत्तथैव तौ।
मायिकावपि सर्वस्मादन्यस्मात्स्वच्छतां गतौ ॥ ६१ ॥

यद्वत् अन्नजन्यं मनः देहात् स्वच्छं तथा एव तौ मायिकौ अपि अन्यस्मात् सर्वस्मात् स्वच्छतां गतौ ॥

જેવી રીતે મનુષ્યે ખાધેલા અન્નના સૂક્ષ્મભાગમાંથી ઉપજેલું મન સ્થૂલશરીરના કરતાં સ્વચ્છ છે તેવી રીતેજ તે જીવ અને ઈશ્વિર બંને માયાના કાર્યરૂપ છતાં પણ જગત્ના અન્ય સર્વ પદાર્થોના કરતાં સ્વચ્છપણાને પામેલા છે. ૬૧

જીવમાં અને ઈશ્વિરમાં અન્ય પદાર્થોના કરતાં ભલે સ્વચ્છપણું હોય, પણ તેમાં ચેતનપણું કેવી રીતે છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

चिद्रूपत्वं च संभाव्यं चित्त्वेनैव प्रकाशनात्।
सर्वकल्पनशक्ताया मायाया दुष्करं न हि ॥ ६२ ॥

चित्त्वेन एव प्रकाशनात् चिद्रूपत्वं च संभाव्यं, हि सर्वकल्पनशक्तायाः मायायाः [तत्] दुष्करं न ॥

ચેતનપણાવડેજ પ્રકાશવાથી તેનું (જીવનું ને ઈશ્વિરનું) ચેતનરૂપપણુંજ સંભાવના કરવાયોગ્ય છે, કેમકે સર્વ કલ્પના કરવાના સામર્થ્યવાળી માયાને તે કરવું કઠણ નથી, અર્થાત જીવ અને ઈશ્વિર એ બંને માયિક છતાં પણ ચેતનરૂપપણાવડે તેમનું પ્રકાશવું અઘટિતઘટના કરનારી માયાના સામર્થ્યવડે

સંભવી શકે છે, તાત્પર્ય કે ચેતનસ્વભાવવાળા વ્યાવહારિક જીવને તથા ઈશ્વરને માયા પ્રતીત કરાવી શકે છે. ૬૨

એ વાતને કૈમુતિકન્યાયવડે સિદ્ધ કરી બતાવે છેઃ—

**अस्मन्निद्राऽपि जीवेशौ चेतनौ स्वप्नगौ सृजेत् ।**
**महामाया सृजत्येताविसाश्चर्यं किमत्र ते ॥ ६३ ॥**

[ यदि ] अस्मन्निद्रा अपि स्वप्नगौ चेतनौ जीवेशौ सृजेत् [ तर्हि ] एतौ महामाया सृजति इति अत्र ते किं आश्चर्यम् ? ॥

જો આપણી નિદ્રા પણ સ્વપ્નમાં રહેલા ચેતનરૂપ જીવને તથા ઈશ્વરને ઉત્પન્ન કરે છે, તો પછી આ વ્યાવહારિક જીવને અને ઈશ્વરને મહામાયા સૃજે છે એવી આ વાતમાં તમને શું આશ્ચર્ય લાગે છે ? ૬૩

જો ઈશ્વરને માયિક કહેશો તો તે ઈશ્વર જીવના જેવા અસર્વજ્ઞત્વાદિ ગુણવાળા થશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**सर्वज्ञत्वादिकं चेशे कल्पयित्वा प्रदर्शयेत् ।**
**धर्मिणं कल्पयेद्याऽस्याः को भारो धर्मकल्पने ॥ ६४ ॥**

ईशे सर्वज्ञत्वादिकं च कल्पयित्वा प्रदर्शयेत्, या धर्मिणं कल्पयेत् अस्याः धर्मकल्पने कः भारः [ अस्ति ? ] ॥

માયા ઇશ્વરમાં સર્વજ્ઞપણું, સર્વશક્તિમાનપણું ને સ્વતંત્રપણું આદિ કલ્પીને દેખાડે છે. જે માયા ધર્મિરૂપ ઈશ્વરને બ્રહ્મમાં કલ્પે તે માયાને તે ઈશ્વરના સર્વજ્ઞપણાદિ ધર્મોની કલ્પના કરવામાં શી કઠણતા છે ? અર્થાત કંઇ પણ કઠણતા નથી. ૬૪

જો તમે જીવ અને ઈશ્વર માયિક છે એમ કહો છો તો તમારે કૂટસ્થરૂપ આત્માને પણ માયિક કહેવો પડશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**कूटस्थेऽप्यतिशंका स्यादिति चेन्माऽतिशंक्यताम् ।**
**कूटस्थमायिकत्वे तु प्रमाणं न हि विद्यते ॥ ६५ ॥**

कूटस्थे अपि अतिशंका स्यात् इति चेत् ? मा अतिशंक्यताम्, हि कूटस्थमायिकत्वे तु प्रमाणं न विद्यते ॥

જીવને તથા ઈશ્વરને માયિક માનવાથી કૂટસ્થમાં પણ તેના માયિકપણાની વધારે પડતી શંકા થશે એમ જો તમે કહો તો તમારે તેવી વધારે

પડતી શંકા કરવી નહિ, કેમકે કૂટસ્થરૂપ આત્માના માયિકપણામાં શ્રુતિસ્મૃતિરૂપ પ્રમાણ વિદ્યમાન નથીજ. ૬૫

જો તમે કહો કે કૂટસ્થના સત્યપણામાં કાંઇ પ્રમાણ નથી તો તેનું ઉત્તર સાંભળોઃ—

**वस्तुत्वं घोपयंत्यस्य वेदांताः सकला अपि ।**
**सपत्नरूपं वस्त्वन्यन्न सहंतेऽत्र किंचन ॥ ६६ ॥**

सकलाः अपि वेदांताः अस्य वस्तुत्वं घोषयन्ति, [ च ] अत्र सपत्नरूपं अन्यत् किंचन वस्तु न सहन्ते ॥

સર્વેજ ઉપનિષદો આ કૂટસ્થના સત્યપણાને પોકારીને કહે છે, અને કૂટસ્થના પરમાર્થપણામાં–સત્યપણામાં–પ્રતિપક્ષરૂપ બીજી કોઇ જડવસ્તુને ઉપનિષદો સહન કરતી નથી, અર્થાત્ ઉપનિષદો કૂટસ્થથી ભિન્ન કોઇ જડ વસ્તુને સત્ય કહેતી નથી. ૬૬

કૂટસ્થનું સત્યપણું અને જીવઇશ્વરનું વ્યાવહારિકપણું સિદ્ધ કરવામાં તમે માત્ર શ્રુતિનો આશ્રય લ્યો છો, પણ તર્કવડે તેની સિદ્ધિ કરતા નથી, એવી વાદી શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

**श्रुत्यर्थं विशदीकुर्मो न तर्काद्वच्मि किंचन ।**
**तेन तार्किकशंकानामत्र कोऽवसरो वद ॥ ६७ ॥**

[ वयं ] श्रुत्यर्थं विशदीकुर्मः, तर्कात् किंचन [ वस्तु ] न वच्मि, तेन तार्किकशंकानां अत्र कः अवसरः ? वद ॥

અમે શ્રુતિના અર્થને ( ઉપનિષદે પ્રતિપાદન કરેલા વિષયને ) સ્પષ્ટ કરીએ છીએ, તર્કથી એટલે તર્કનો આશ્રય ગ્રહણ કરીને અમે કોઇ પણ વસ્તુ કહેતા નથી, તે કારણથી તાર્કિકોની શંકાનો અહીં ( અમારા કથનમાં ) શો અવકાશ છે ? તે તમેજ કહો. ૬૭

આમ હોવાથી મુમુક્ષુએ જીવના ને ઈશ્વરના સ્વરૂપનો નિર્ણય કરવા-માટે કુતર્કનો ત્યાગ કરી શ્રુતિનો આશ્રય લેવો જોઇએ એમ કહે છેઃ—

**तस्मात्कुतर्कं संत्यज्य मुमुक्षुः श्रुतिमाश्रयेत् ।**
**श्रुतौ तु माया जीवेशौ करोतीति प्रदर्शितम् ॥ ६८ ॥**

तस्मात् मुमुक्षुः कुतर्कं संत्यज्य श्रुतिं आश्रयेत्, श्रुतौ तु माया जीवेशौ करोति इति प्रदर्शितम् ॥

અમે ઉપનિષદ્‌માં પ્રતિપાદન કરેલા અર્થનેજ સુસ્પષ્ટ કરીને કહીએ છીએ તે કારણથી મોક્ષેચ્છુ મનુષ્ય શ્રુતિસ્મૃતિવિરુદ્ધ કુતર્કનો સારી રીતે ત્યાગ કરીને સત્યને સમજવામાટે શ્રુતિનો આશ્રય ગ્રહણ કરે. શ્રુતિમાં તો અઘટિતઘટનાપટીયસી માયા જીવને અને ઈશ્વરને ઉત્પન્ન કરીને દેખાડે છે એમ સ્પષ્ટ રીતે કહેલું છે. ૬૮

હવે ઈશ્વરે કરેલી સૃષ્ટિ અને જીવે કરેલી સૃષ્ટિ વર્ણવે છેઃ--

ईक्षणादिप्रवेशांता सृष्टिरीशकृता भवेत् ।
जाग्रदादिविमोक्षांतः संसारो जीवकर्तृकः ॥ ६९ ॥

ईक्षणादिप्रवेशान्ता सृष्टिः ईशकृता भवेत् [ तथा ] जाग्रदादिविमोक्षान्तः संसारः जीवकर्तृकः [ अस्ति ] ॥

જીવોના પ્રારબ્ધકર્માનુસાર સૃષ્ટિ રચવાના ઈશ્વરના સંકલ્પથી માંડીને જીવોના શરીરમાં પ્રવેશ કર્યો ત્યાંસુધીની સૃષ્ટિ ઈશ્વરે કરેલી છે, અને જાગ્રદવસ્થાથી માંડીને સદ્યોમોક્ષપર્યંતની (જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, બંધ ને વિદેહકૈવલ્ય ત્યાંસુધીની) સૃષ્ટિ જીવે કરેલી છે. ૬૯

કૂટસ્થ અસંગ હોવાથી તેમાં કાંઇ પણ ફેરફાર થતો નથી એમ જણાવે છે.---

असंग एव कूटस्थः सर्वदा नास्य कश्चन[1]।
भवत्यतिशयस्तेन मनस्येवं विचार्यताम् ॥ ७० ॥

कूटस्थः असंगः एव, अस्य कश्चन अतिशयः न भवति, तेन मनसि सर्वदा एवं विचार्यताम् ॥

કૂટસ્થરૂપ આત્મા સંગરહિતજ છે, અને આનું જન્મમરણાદિરૂપ કોઇ પણ પ્રકારનું ન્યૂનાધિકપણું થતું નથી, આ કારણથી મોક્ષેચ્છુએ પોતાના મનમાં સર્વદા હવે પાછી કહેવાશે એવો વિચાર કરવો જોઇએ. ૭૦

મુમુક્ષુએ કેવી રીતે વિચાર કરવો જોઇએ તે હવે બતાવે છેઃ—

न निरोधो न चोत्पत्तिर्न बद्धो न च साधकः।
न मुमुक्षुर्न वै मुक्त इत्येषा परमार्थता ॥ ७१ ॥

निरोधः न, च उत्पत्तिः न, बद्धः न, च साधकः न, मुमुक्षुः न, वै मुक्तः न, इति एषा परमार्थता [ अस्ति ]

[1] કોઇ પ્રતમાં किंचन એવો પાઠ જોવામાં આવે છે, પણ તે યોગ્ય જણાતો નથી

વસ્તુતાએ ચેતનનો નાશ નથી, અને તેની ઉત્પત્તિ પણ નથી, તે બંધન પામેલું નથી, અને મોક્ષનું સાધન કરનારું પણ નથી, તે મુમુક્ષુ નથી, અને મુક્ત પણ નથી, એવી રીતે આ પરમાર્થપણું છે, અર્થાત્ અસંગ કૂટસ્થમાં નાશ અને ઉત્પત્તિ આદિ સંભવતાં નથી. ૭૧

જો ચેતનનાં ઉત્પત્તિનાશાદિ થતાં નથી તો પછી શ્રુતિમાં જીવ, ઈશ્વર અને જગતના સ્વરૂપનું પ્રતિપાદન શામાટે કર્યું છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अवाङ्मनसगम्यं तं श्रुतिर्बोधयितुं सदा ।
जीवमीशं जगद्वापि समाश्रित्य प्रबोधयेत् ॥७२॥

श्रुतिः सदा अवाङ्मनसगम्यं तं बोधयितुं जीवं ईशं वा जगत् अपि समाश्रित्य प्रबोधयेत् ॥

શ્રુતિ સર્વદા વાણીના અને મનના અવિષયભૂત તે કૂટસ્થનો બોધ કરવામાટે જીવ, ઈશ્વર અને જગતનો પણ સારી રીતે આશ્રય કરીને મુમુક્ષુને તેનો બોધ કરે છે. ૭૨

જો ઉપનિષદોને એક બ્રહ્મસ્વરૂપનુજ નિરૂપણ કરવાનુ છે તો પછી તેમાં બ્રહ્મસ્વરૂપનો બોધ કરવાના પ્રકારમાં વિરોધ કેમ જોવામાં આવે છે એવી શંકા થાય તો તેનું સમાધાન કરવામાં આવે છેઃ—

यया यया भवेत्पुंसां व्युत्पत्तिः प्रत्यगात्मनि ।
सा सैव प्रक्रियेह स्यात्साध्वीत्याचार्यभाषितम् ॥७३॥

पुंसां प्रत्यगात्मनि यया यया [ प्रक्रियया ] व्युत्पत्तिः भवेत् सा सा प्रक्रिया एव इह साध्वी स्यात् इति आचार्यभाषितं [ अस्ति ] ॥

મુમુક્ષુપુરુષોને બ્રહ્મથી અભિન્ન પ્રત્યક્-આત્મામાં જે જે પ્રક્રિયાવડે સ્પષ્ટ જ્ઞાન થાય તે તે પ્રક્રિયાજ (ઉપદેશનો પ્રકારજ) અહીં (અદ્વૈતશાસ્ત્રના ઉપદેશમાં) ઉત્તમ પ્રક્રિયા છે એમ વેદાંતશાસ્ત્રપારગ આચાર્યશ્રીએ કહેલુ છે.

બ્રહ્મસ્વરૂપ એક પ્રકારનું છતાં પણ શ્રુતિમાં તેના સબંધમાં જે ભિન્ન ભિન્ન પ્રકારે બોધ કરેલો જોવામાં આવે છે તે મુમુક્ષુના ચિત્તની યોગ્યતાને અનુસરીને છે એમ સમજવું. ૭૩

અજ્ઞાની મનુષ્ય શ્રુતિનું તાત્પર્ય સમજતો નથી તેથી ભ્રમણામાં પડે છે, અને જ્ઞાની શ્રુતિના તાત્પર્યને જાણીને આનંદરૂપ મહાસાગરમાં સ્થિત થાય છે એમ કહે છેઃ—

**श्रुतितात्पर्यमखिलमबुध्वा भ्राम्यते[1] जडः ।**
**विवेकी त्वखिलं बुध्वा तिष्ठत्यानंदवारिधौ ॥७४॥**

जडः अखिलं श्रुतितात्पर्यं अबुध्वा भ्राम्यते, विवेकी तु अखिलं बुध्वा आनंदवारिधौ तिष्ठति ॥

અજ્ઞાની મનુષ્ય સમગ્ર ઉપનિષદોના તાત્પર્યરૂપ બ્રહ્મને નહિ જાણીને ભ્રાંતિને વશ થાય છે, અને તેથી જન્મમરણરૂપ સંસારમાં ભ્રમણ કરે છે, પણ વિવેકવાળો મનુષ્ય તો સમગ્ર ઉપનિષદોના તાત્પર્યરૂપ બ્રહ્મને જાણીને પરમાનંદરૂપ મહાસાગરમાં સ્થિતિ કરે છે. ૭૪

હવે બ્રહ્મવેત્તા પુરુષના નિશ્ચયને કહે છેઃ—

**मायामेघो जगन्नीरं वर्षत्वेष यथा तथा ।**
**चिदाकाशस्य नो हानिर्न वा लाभ इति स्थितिः ॥७५॥**

एषः मायामेघः जगन्नीरं यथा तथा वर्षतु, चिदाकाशस्य हानिः नो, वा लाभः न इति स्थितिः [ अस्ति ] ॥

બ્રહ્મજ્ઞાનવડે બાધ પામેલ આ માયારૂપ મેઘ નામરૂપાત્મક જગદ્રૂપ પાણી તેને જેમ ઠીક લાગે તેમ ભલે વરસો, તેવડે મને એટલે ચેતનરૂપ આકાશને કાંઇ પણ હાનિ થતી નથી, અથવા કાંઇ લાભ પણ થતો નથી, એવી વાસ્તવિક સ્થિતિ છે, એટલે વિવેકીનો એવો નિશ્ચય છે. ૭૫

આ ગ્રંથના અભ્યાસનું ફલ કહે છેઃ—

**इमं कूटस्थदीपं योऽनुसंधत्ते निरंतरम् ।**
**स्वयं कूटस्थरूपेण दीप्यतेऽसौ निरंतरम् ॥७६॥**

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां कूटस्थदीपः ॥ ८ ॥

अन्वयः—यः इमं कूटस्थदीपं निरंतरं अनुसंधत्ते असौ स्वयं कूटस्थरूपेण निरंतरं दीप्यते ॥

જે પુરુષ આ કૂટસ્થદીપનામના પ્રકરણને નિરંતર ચિંતવે છે તે પુરુષ પોતે અવિકારી આત્મસ્વરૂપે સર્વદા પ્રકાશમાન્ થાય છે ૭૬

એ પ્રમાણે શ્રીમદ્ભારતીતીર્થસ્વામિવિરચિત પંચદશીના કૂટસ્થદીપ-નામના આઠમા પ્રકરણની **શ્રીમન્નાથશર્મવિરચિત** ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઇ. ૮

---

[1] અહીં કોઇ વિદ્વાન્ भ्राम्यति એવો પાઠ ઠીક માને છે

## કૂટસ્થદીપનો સાર

જેમ આકાશમાં રહેલા સૂર્યના પ્રકાશવડે સાધારણરીતે પ્રકાશિત થયેલી ભીંતઉપર ભૂમિપર પડેલાં ગોળ દર્પણોમાં સૂર્યનાં જે કિરણો પડ્યાં હોય તેનો પ્રકાશ પરાવર્તન થઇ ભીંતઉપરના સૂર્યના સામાન્ય પ્રકાશને વિશેષ પ્રકાશિત કરે છે, તેમ કૂટસ્થચેતનવડે સાધારણરીતે પ્રકાશિત કરેલા શરીરને બુદ્ધિમાં રહેલો ચિદાભાસ પ્રકાશે છે. જેમ ઘણાં દર્પણોમાંથી ભીંતપર પડેલા અનેક ગોળ પ્રકાશોની અનેક સંધિઓમાં આકાશમાં રહેલા સૂર્યનો સામાન્ય પ્રકાશ પ્રતીત થાય છે, અને તે દર્પણોને ભૂમિપરથી દૂર કરવાવડે ભીંતપર પડેલા તે દર્પણોના ગોળ પ્રકાશો દૂર થયા છતાં પણ સૂર્યનો સામાન્ય પ્રકાશ એ ભીંતપર ફેલાઇ રહેલો જોવામાં આવે છે, તેમ જાગ્રદવસ્થામાં ને સ્વપ્નાવસ્થામાં ઘટાદિ પદાર્થને વિષય કરનારી ચિદાભાસયુક્ત અનેક બુદ્ધિવૃત્તિઓના સંધિઓને ને સુષુપ્તિમાં, સમાધિમા અને મૂર્છામાં સર્વ વિષયોના જ્ઞાનના અભાવને પ્રકાશિત કરનાર આ કૂટસ્થને તે વિષયોના જ્ઞાનથી અને વિષયોના જ્ઞાનના અભાવથી ભિન્ન જાણવો. ઘડાને આકારે થયેલી બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ માત્ર ઘડાનેજ પ્રકાશે છે, અને ઘડાના જ્ઞાતપણાને બ્રહ્મચૈતન્ય પ્રકાશે છે. ઘડાને વિષય કરનારી બુદ્ધિવૃત્તિ ઉત્પન્ન થયાપહેલાં ઘડો બ્રહ્મથી અજ્ઞાતપણાવડે પ્રકાશિત થયો હતો, અને ઘડાને વિષય કરનારી બુદ્ધિવૃત્તિ ઉત્પન્ન થયાપછી તે ઘડો બ્રહ્મવડે જ્ઞાતપણાવડે પ્રકાશિત કરાય છે. એવી રીતે પદાર્થના અજ્ઞાતપણાને ને જ્ઞાતપણાને બ્રહ્મચૈતન્ય પ્રકાશે છે.

ભાલાના ફળાની પેઠે જેના આગલ્યા ભાગમાં ચિદાભાસ રહેલો છે એવી બુદ્ધિવૃત્તિ ઘડાના આવરણનો ભંગ કરે છે, અને તે બુદ્ધિવૃત્તિમાં રહેલો ચિદાભાસ આ ઘડો છે એમ ઘડાને પ્રકાશે છે. નહિ જાણેલો ઘડો જેમ બ્રહ્મવડે પ્રકાશ પામેલો હોય છે તેમ જાણેલો ઘડો પણ બ્રહ્મવડે પ્રકાશ પામેલો હોય છે. ઘટાદિનું જ્ઞાતપણું ઉપજાવીને ચિદાભાસ પોતાના કામથી નિવૃત્ત થાય છે તેથી તે ચિદાભાસ ઘડાના જ્ઞાતપણાને પ્રકાશી શકતો નથી. પદાર્થનું અજ્ઞાતપણું ઉત્પન્ન કરવાને માટે જેમ એકલા અજ્ઞાનની અગત્ય છે તેમ પદાર્થનું જ્ઞાતપણું ઉત્પન્ન કરવામાટે એકલી બુદ્ધિની અગત્ય છે, ચિદાભાસની કાંઇ અગત્ય નથી એમ કોઇ શંકા કરે તો તેનુ સમાધાન આ પ્રમાણે છેઃ- ચિદાભાસથી રહિત બુદ્ધિમાં જ્ઞાતપણું ઉત્પન્ન કરવાનું સામર્થ્ય નથી, કેમકે ચિદાભાસરહિત બુદ્ધિમાં ઘટાદિક જડપદાર્થના કરતાં કોઇ જાતનો ફેર નથી. જેમ ઘડાઉપર ચોપડેલી માટી ઘડાના અજ્ઞાનને દૂર કરતી નથી તેમ ચિદાભાસરહિત બુદ્ધિ પણ ઘટાદિના અજ્ઞાનને દૂર કરી શકે નહિ, તેથી ઘડામાં ચિદાભાસરૂપ ફલનો ઉદય થવો એ ઘડાને જ્ઞાત કરનાર છે. બ્રહ્મ-

ચૈતન્ય ઘટાદિકના પ્રત્યક્ષજ્ઞાનરૂપ નથી, કેમકે તે પ્રત્યક્ષપ્રમાણની ઉત્પત્તિની પૂર્વે વિદ્યમાન હોય છે. ઘટાદિ બહારના પદાર્થો પ્રમાણના વિષય થવાથી પ્રમાણના ફલરૂપે સંમત જે જ્ઞાન તે જ્ઞાનવડે જાણવાયોગ્ય વિષય છે. શ્રીવાર્તિકકારે બ્રહ્મચૈતન્યજેવા ચિદાભાસને પ્રમાણના ફલરૂપે કહેલ છે. બ્રહ્મચૈતન્ય અને ચિદાભાસ એક નથી, કેમકે ઉપદેશસાહસીમાં તેમનો ભેદ કહેલો છે.

બ્રહ્મચેતનનો અને ચિદાભાસનો ભેદ હોવાથી ઘડાને વ્યાપેલો ચિદાભાસ તેના જ્ઞાતપણાને ઉત્પન્ન કરે છે, અને ઘડાનું તે જ્ઞાતપણું ઘડાના અજ્ઞાતપણા-પ્રમાણે બ્રહ્મવડે પ્રકાશિત થાય છે. બ્રહ્મચૈતન્યવડે બુદ્ધિવૃત્તિ, ચિદ ભાસ અને ઘટાદિ પદાર્થ પ્રકાશિત કરાય છે, અને ચિદાભાસ માત્ર ઘટાદિ પદાર્થને પ્રકાશિત કરે છે. ઘટાદિ પદાર્થ બ્રહ્મચૈતન્ય અને ચિદાભાસ આવા બે ચૈતન્ય-વડે વ્યાપ્ત હોવાથી ઘડામાં જ્ઞાતપણારૂપે બમણું ચૈતન્ય જણાય છે. તાર્કિકો પદાર્થના જ્ઞાતપણાને પ્રકાશનાર ચૈતન્યને અનુવ્યવસાયી એવું નામ આપે છે. ચિદાભાસવડે આ ઘડો એવું જ્ઞાન ઉત્પન્ન થાય છે, અને બ્રહ્મચૈતન્યવડે મેં ઘડાને જાણ્યો એમ ઘડાના જ્ઞાનનો પ્રકાશ કરાય છે. જેવી રીતે શરીરની બહાર ચિદાભાસનો અને બ્રહ્મનો વિવેક કર્યો તેવી રીતે શરીરમાં ચિદાભાસનો અને કૂટસ્થનો વિવેક કરવો જોઈએ. અગ્નિમાં તપાવેલા લોઢામાં જેમ અગ્નિ વ્યાપીને રહે છે તેમ અહંકાર, કામ ને ક્રોધાદિ વૃત્તિઓમાં ચિદાભાસ વ્યાપીને રહે છે. અગ્નિમાં તપાવેલું લોઢું જેમ માત્ર પોતાનેજ પ્રકાશે છે તેમ ચિદાભાસયુક્ત અંતઃકરણની વૃત્તિ માત્ર પોતાનેજ પ્રકાશે છે.

એવી રીતે ચિદાભાસનું સ્વરૂપ કહીને હવે કૂટસ્થને કહે છે. જાગ્રતમાં અને સ્વપ્નમા સર્વ વૃત્તિઓ પુનઃ પુનઃ ઉત્પન્ન થઇને પુનઃ પુનઃ નાશ પામે છે, અને સુષુપ્તિમાં, મૂર્છામા ને સમાધિમાં સર્વ વૃત્તિઓના સંધિઓ અને તેમનો અભાવ જે નિર્વિકાર ચેતનવડે પ્રકાશિત થાય છે તે કૂટસ્થ કહેવાય છે. ઘડામા જેમ ઘડાને પ્રકાશ કરનારો ચિદાભાસ અને તેના જ્ઞાતપણાને પ્રકાશ કરનારુ બ્રહ્મચૈતન્ય એમ બમણું ચૈતન્ય હોય છે તેમ શરીરમાં અહંકારાદિ વૃત્તિઓમાં કૂટસ્થચૈતન્ય અને અહંકારાદિ વૃત્તિઓને પ્રકાશનાર ચિદાભાસ એમ બમણું ચૈતન્ય હોય છે, તેથી અહંકારાદિ વૃત્તિઓના સધિના કરતાં વૃત્તિમાં અધિક સ્પષ્ટપણું જણાય છે. ચિદાભાસયુક્ત વૃત્તિ સ્વપ્રકાશ હોવાથી તેમાં જ્ઞાનની વ્યાપ્તિ નથી, અને તે ઉત્પન્ન થતાંજ તેના અજ્ઞાનની નિવૃત્તિ થવાથી તેમા અજ્ઞાનની વ્યાપ્તિ પણ નથી. વૃત્તિના જ્ઞાતપણાને અને અજ્ઞાત-પણાને કૂટસ્થ પ્રકાશતો નથી, પણ તે વૃત્તિને ચિદાભાસ પ્રકાશે છે. ચિદાભાસની ઉત્પત્તિનો અને ચિદાભાસના નાશનો અનુભવ થાય છે, ને સાક્ષિચૈતન્ય

ઉત્પત્તિનાશથી રહિત છે, માટે તેને કૂટસ્થ કહેવામાં આવે છે. આચાર્યભગવાને અંતઃકરણનો અને તેની વૃત્તિનો સાક્ષી ઇત્યાદિ વચનોવડે કૂટસ્થનુંજ પ્રતિપાદન કરેલું છે. શ્રુતિવડે અને યુક્તિવડે ચિદાભાસની સિદ્ધિ થાય છે. બુદ્ધિના પરિચ્છેદવડે કૂટસ્થ જીવ થઇ શકતો નથી. નિર્મલ બુદ્ધિમાં કૂટસ્થનું પ્રતિબિંબ પડીને તે પ્રતિબિંબને જીવપણું પ્રાપ્ત થાય છે. ચિદાભાસ બુદ્ધિથી ભિન્ન છે. ઉપનિષદોમાં પરમાત્માએ સંકલ્પવડે સૃષ્ટિ ઉત્પન્ન કરી અને તેમાં પ્રવેશ કર્યો એવું વર્ણન છે, તેથી વિકારરહિત ચેતનથી ચિદાભાસ ભિન્ન છે આ વાત સિદ્ધ થાય છે.

જીવે ત્યજી દીધેલું શરીર મરે છે, જીવ મરતો નથી, એમ શ્રુતિમાં કહેલું છે તેનો અર્થ ચિદાભાસરૂપ જીવ શરીરના નાશની સાથે નાશ પામતો નથી, પણ લોકાંતરમાં બીજા શરીરની સાથે સંબંધ પામે છે એવો થાય છે. મોક્ષકાલે અંતઃકરણનો નાશ થવાથી ચિદાભાસનો નાશ થાય છે. ચિદાભાસ જો નાશ પામનારો હોય તો તેને હું બ્રહ્મ છું એવું જ્ઞાન કેમ થઇ શકે એમ જો પૂછો તો કહેવાનું કે હું અને બ્રહ્મ એનું બાધસામાનાધિકરણ્ય કહેવાને ઇચ્છિત છે, અર્થાત્ ચિદાભાસ અને જગત્ એ બેનો બાધ કરતાં અનુક્રમે જે કૂટસ્થ અને બ્રહ્મ રહે છે એ બેનો અભેદ કહેવાને ઇચ્છિત છે. ઉપાધિરહિત આત્માનો ઉપાધિરહિત બ્રહ્મની સાથે અભેદ છે એમ વિવરણ આદિ ગ્રંથમાં કહેલું છે. બે શરીરસહિત ચિદાભાસરૂપ ભ્રાંતિના અધિષ્ઠાનરૂપ જે ચૈતન્ય છે તે કૂટસ્થ છે, અને સર્વ જગતરૂપ ભ્રાંતિનું જે અધિષ્ઠાન છે તે બ્રહ્મ છે. બ્રહ્મમાં જગતનો અને જગતના એકદેશરૂપ ચિદાભાસનો આરોપ કરેલો છે. જગતરૂપ અને તેના એકદેશરૂપ આરોપ્યનો ભેદ હોવાથી તત્પદના અને ત્વંપદના બે ભિન્ન અર્થ થયેલા છે, પણ વસ્તુતાએ ચેતન તો એકજ છે. ચિદાભાસમાં કર્તાપણું આદિ બુદ્ધિના ધર્મો જણાય છે, અને આત્માનો જ્ઞાનસ્વભાવ પણ જણાય છે, તેથી ચિદાભાસ કલ્પિત છે. બુદ્ધિ, ચિદાભાસ, આત્મા અને જગત્ એમનું સ્વરૂપ ન સમજવું આ મોહ છે, અને તેને સંસાર કહેવામાં આવે છે. આ બુદ્ધિ આદિકના યથાર્થસ્વરૂપને જે જાણે છે તે તત્ત્વવેત્તા છે, અને તેજ મુક્ત છે આવો ઉપનિષદોમાં નિશ્ચય કરેલો છે. પુરાણોમાં પણ સાક્ષિરૂપ કૂટસ્થનું વિસ્તારથી વર્ણન કરેલું જોવામાં આવે છે. માયા પોતાનામાં પડેલા ચેતનના આભાસવડે જીવને તથા ઇશ્વરને નિર્માણ કરે છે એમ ઉપનિષદોમાં કહેલું છે તેથી જીવ અને ઇશ્વર એ બંને માયિક છે. તે બંને માયિક છતાં પણ તે બંનેમાં ચેતનસ્વભાવ રહેલો છે. અન્નમાંથી ઉત્પન્ન થયેલું મન જેમ અન્નમાંથી ઉત્પન્ન થયેલા શરીરના કરતાં સ્વચ્છ છે તેમ જગત્, જીવ અને ઇશ્વર માયાના કાર્યરૂપ છતાં પણ જગતના કરતાં

જીવ અને ઈશ્વર વધારે સ્વચ્છ છે. મનુષ્યની નિદ્રા જો સ્વપ્નમાં પ્રતીત થતા ચેતનરૂપ જીવઈશ્વરને ઉત્પન્ન કરે છે, તો મહામાયા જાગ્રદવસ્થામાં જીવ-ઈશ્વરને ઉત્પન્ન કરે એમાં શું આશ્ચર્ય છે? તે માયા ઈશ્વરમાં સર્વજ્ઞપણાદિકની કલ્પના કરાવે છે. જે માયા ધર્મિરૂપ ઈશ્વરને ઉત્પન્ન કરે તે માયા તે ઈશ્વરના સર્વજ્ઞપણાદિક ધર્મને અવશ્ય ઉત્પન્ન કરી શકે. વિકારરહિત આત્મા માયિક નથી, કેમકે તેના માયિકપણામાં કોઇ શાસ્ત્રવચનરૂપ પ્રમાણ મળતું નથી. સર્વ ઉપનિષદો અવિકારી આત્મા નિત્ય છે એમ પોકારીને કહે છે. અમે ઉપનિષદોમાં કહેલા વિષયને સ્પષ્ટ કરનારા છીએ, તર્કને અવલંબીને અમે બોલનારા નથી, માટે મુમુક્ષુએ કુતર્કનો ત્યાગ કરીને શ્રુતિનો આશ્રય કરવો જોઇએ. શ્રુતિમાં માયા જીવને તથા ઈશ્વરને ઉત્પન્ન કરે છે એમ કહ્યું છે, અને કૂટસ્થ નિત્ય છે એમ પણ કહ્યું છે. સૃષ્ટિ રચવાના સંકલ્પથી માંડીને સૃષ્ટિના પ્રવેશપર્યંતની સૃષ્ટિ ઈશ્વરે રચી છે, અને જાગ્રદવસ્થાથી માંડીને મોક્ષ-પર્યંતની સૃષ્ટિ જીવે રચેલી છે. કૂટસ્થ સંગરહિત હોવાથી તેમાં કદીપણ કોઇ પણ પ્રકારનો વિકાર થતો નથી. આત્માની ઉત્પત્તિ થતી નથી, તેનો નાશ થતો નથી, તે બંધન પામેલો નથી, તે સાધક નથી, અને તે મુમુક્ષુ પણ નથી. તે સર્વદા ત્રિકાલાબાધ્ય બ્રહ્મજ છે. મનવાણીના અવિષયભૂત આત્માનો ઉપદેશ કરવામાટે શ્રુતિ જીવ, ઈશ્વર અને જગતનો આશ્રય કરે છે. જે ઉપાયવડે મનુષ્યને બ્રહ્મથી અભિન્ન આત્માનું જ્ઞાન થાય તે ઉપાય તેને માટે ઉત્તમ છે એમ વેદાંતાચાર્યો કહે છે. આત્મજ્ઞાનનાં સાધનોમાં ભલે ભેદ હોય, પણ આત્મસ્વરૂપમાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી. મૂઢ મનુષ્ય સર્વ વેદવચનોનું તાત્પર્ય નહિ જાણવાથી ભ્રાંતિમાં પડે છે, અને વિવેકી મનુષ્ય સર્વ વેદવચનોનું તાત્પર્ય જાણીને આનંદરૂપ મહાસાગરમાં નિમગ્ન થાય છે. માયારૂપ મેઘ જગતરૂપ જલની વૃષ્ટિ જેમ ઠીક લાગે તેમ ભલે કર્યા કરે, પણ તેમાં ચેતનરૂપ આકાશની હાનિ થતી નથી, તેમ તેને કાંઇ લાભ પણ થતો નથી એવો જ્ઞાનીનો નિશ્ચય છે. જે મનુષ્ય આ કૂટસ્થદીપનું સર્વદા ચિંતન કરે છે તે મનુષ્ય પોતે કૂટસ્થરૂપે સર્વદા સ્થિત થાય છે.

એ પ્રમાણે **શ્રીમદ્ભારતીતીર્થસ્વામિવિરચિત** પંચદશીના કૂટસ્થ-દીપનામના આઠમા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મવિરચિત** સાર પૂરો થયો. ૮





# ९ ध्यानदीप ॥

## ટીકાકારકૃત મંગલ

દોહરો

નિર્ગુણબ્રહ્મના ધ્યાનથી, નિર્ગુણબ્રહ્મ જણાય;
નિર્ગુણબ્રહ્મના દર્શને, સદ્યોમોક્ષ પમાય. ૧

વિવેકાદિ સાધનસંપન્ન મુમુક્ષુને વેદાંતના શ્રવણાદિકનું આદરપૂર્વક અનુષ્ઠાન કરવાથી જીવના ને ઈશ્વરના વાસ્તવિકસ્વરૂપનું અપરોક્ષજ્ઞાન થાય છે, પણ જે મુમુક્ષુની બુદ્ધિ મંદ હોય છે તેને વેદાંતશાસ્ત્રના શ્રવણમનનાદિથી બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થતું નથી, તેવા અધિકારીને નિર્ગુણબ્રહ્મની ઉપાસનાદ્વારા બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ મોક્ષલાભ થાય છે એ વાત દૃષ્ટાંતસહિત ગ્રંથકારશ્રી નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

**संवादिभ्रमवद् ब्रह्मतत्त्वोपास्त्याऽपि मुच्यते ।**
**उत्तरे तापनीयेऽतः श्रुतोपास्तिरनेकधा ॥ १ ॥**

अन्वयः–संवादिभ्रमवत् ब्रह्मतत्त्वोपास्त्या अपि मुच्यते, अतः उत्तरे तापनीये अनेकधा उपास्तिः श्रुता ॥

સંવાદિભ્રાંતિની પેઠે બ્રહ્મસ્વરૂપની ઉપાસનાવડે પણ મુમુક્ષુ સંસારરૂપ બંધનથી મુક્ત થાય છે. આ કારણથી ઉત્તરનૃસિંહતાપનીય ઉપનિષદ્‌માં બ્રહ્મની અનેક પ્રકારે ઉપાસના સાંભળી (કહેલી) છે. ૧

સંવાદિભ્રમનું સ્વરૂપ ગ્રંથકાર આગળ છઠ્ઠા શ્લોકમાં કહેશે. નીચેના શ્લોકમાં તેનો ઉપોદ્‌ઘાત કરે છેઃ—

**मणिप्रदीपप्रभयोर्मणिबुद्ध्याभिधावतोः ।**
**मिथ्याज्ञानाविशेषेऽपि विशेषोऽर्थक्रियां प्रति ॥ २ ॥**

मणिप्रदीपप्रभयोः मणिबुद्ध्याभिधावतोः मिथ्याज्ञानाविशेषे अपि अर्थक्रियां प्रति विशेषः [ अस्ति ] ॥

મણિનું અજવાળું અને દીવાનું અજવાળું એ બંનેની તરફ " આ મણિ છે " એવી સમજણવડે દોડનારા બંનેનું મિથ્યા જ્ઞાન સમાન છતાં પણ ફલની પ્રાપ્તિમાં ભેદ છે.

કોઇ મનુષ્યે વગડામાં છેટે રહેલા ઘરમાંથી બહાર પડતું મણિનું અજવાળું જોયું, અને બીજા મનુષ્યે વગડામાં છેટે રહેલા ઘરમાંથી બહાર પડતું દીવાનું અજવાળું જોયું. તે બંને મનુષ્યો આ મણિ છે એમ ધારીને તે મણિ લેવાને માટે વેગથી દોડ્યા. અજવાળાને મણિ માનવારૂપ બંને મનુષ્યોનું જ્ઞાન ભ્રાંતિરૂપ હતું, છતાં તેમને તે ભ્રાંતિજ્ઞાનથી ફલ ભિન્ન ભિન્ન મળે છે, અર્થાત્ મણિના અજવાળાને મણિ ધારીને તે તરફ જનારા મનુષ્યને મણિની પ્રાપ્તિ થાય છે, અને દીવાના અજવાળાને મણિ ધારી તે તરફ જનારા મનુષ્યને મણિની પ્રાપ્ત થતી નથી. ૨

નીચેના ત્રણ શ્લોકોવડે ઉપરના શ્લોકમાં કહેલી વાતને સ્પષ્ટ કરે છેઃ—

**दीपोऽपवरकस्यांतर्वर्तते तत्प्रभा बहिः ।**
**दृश्यते द्वार्यथाऽन्यत्र तद्वद्दृष्टा मणेः प्रभा ॥ ३ ॥**

दीपः अपवरकस्य अंतर् वर्तते [ च ] तत्प्रभा बहिः द्वारि दृश्यते, अथ अन्यत्र तद्वत् मणेः प्रभा दृष्टा ॥

વગડામાં રહેલા કોઇ ઘરમાં દીવો રહેલો છે, અને તે દીવાનું અજવાળુ ઘરના કમાડના કાણામાંથી બહાર મણિના જેવું ગોળ જોવામાં આવે છે, તથા બીજે ઠેકાણે તેવી રીતે મણિનું અજવાળુ જોવામાં આવ્યું. ૩

**दूरे प्रभाद्वयं दृष्ट्वा मणिबुद्ध्याऽभिधावतोः ।**
**प्रभायां मणिबुद्धिस्तु मिथ्याज्ञानं द्वयोरपि ॥ ४ ॥**
**न लभ्यते मणिर्दीपप्रभां प्रत्यभिधावता ।**
**प्रभायां धावताऽवश्यं लभ्येतैव मणिर्मणेः ॥ ५ ॥**

दूरे प्रभाद्वय दृष्ट्वा मणिबुद्ध्या अभिधावतोः द्वयोः अपि प्रभायां मणिबुद्धिः तु मिथ्याज्ञानं [ एव ] ॥ दीपप्रभां प्रति अभिधावता [ पुरुषेण ] मणिः न लभ्यते, मणेः प्रभायां [ अभि ]धावता [ तु ] मणिः अवश्यं लभ्येत एव ॥

દૂર રહેલા તે બંને અજવાળાને જોઇને " તે મણિ છે " એવી બુદ્ધિવડે તે ભણી દોડનારા બંને મનુષ્યોનુ પણ અજવાળામાં મણિની બુદ્ધિરૂપ જ્ઞાન તો મિથ્યાજ્ઞાનજ છે. દીવાના અજવાળાભણી દોડનારા મનુષ્યને મણિની પ્રાપ્તિ થતી નથી, પરંતુ મણિના અજવાળાભણી દોડનારા મનુષ્યને અવશ્ય મણિની પ્રાપ્તિ થાય છેજ. ૪–૫

હવે સંવાદિભ્રમનું અને વિસંવાદિભ્રમનું સ્વરૂપ કહે છેઃ—

दीपप्रभामणिभ्रांतिर्विसंवादिभ्रमः स्मृतः ।
मणिप्रभामणिभ्रांतिः संवादिभ्रम उच्यते ॥ ६ ॥

दीपप्रभामणिभ्रांतिः विसंवादिभ्रमः स्मृतः, [तथा] मणिप्रभामणिभ्रांतिः संवादिभ्रमः उच्यते ॥

દીવાના અજવાળામાં જે મણિની ભ્રાંતિ તે વિસંવાદિભ્રમ કહેવાય છે, અને મણિના અજવાળામાં જે મણિની ભ્રાંતિ તે સંવાદિભ્રમ કહેવાય છે. ૬

પ્રત્યક્ષ વિષયમાં સંવાદિભ્રમ જણાવીને હવે અનુમાનના વિષયમાં સંવાદિભ્રમ જણાવે છેઃ—

वाष्पं धूमतया बुद्ध्वा तत्रांगारानुमानतः ।
वह्निर्यदृच्छया लब्धः स संवादिभ्रमो मतः ॥ ७ ॥

वाष्पं धूमतया बुद्ध्वा तत्र अंगारानुमानतः [प्रवृत्तेन] यदृच्छया वह्निः लब्धः सः संवादिभ्रमः मतः ॥

કોઇ ઠેકાણે શીઆળામાં કોઇ જલના ઝરણામાંથી નીકળતી વરાળને ધૂમાડારૂપે જાણીને તે સ્થલે અગ્નિના અંગારાના અનુમાનથી અગ્નિ મેળવવાને પ્રવૃત્ત થયેલા મનુષ્યને જો પ્રારબ્ધવડે (અનાયાસે) ત્યાં અગ્નિ પ્રાપ્ત થયો તો તે સંવાદિભ્રમ માનેલો છે. ૭

હવે શાસ્ત્રસંબંધી સંવાદિભ્રાંતિ દેખાડે છેઃ—

गोदावर्युदकं गंगोदकं मत्वा विशुद्धये ।
संप्रोक्ष्य शुद्धिमाप्नोति स संवादिभ्रमो मतः ॥ ८ ॥

गोदावर्युदकं गंगोदकं मत्वा विशुद्धये संप्रोक्ष्य शुद्धिं आप्नोति सः संवादिभ्रमः मतः ॥

કોઇ શ્રદ્ધાલુ મનુષ્ય ગોદાવરીનદીના જલને ગંગાનદીનું જલ માનીને પવિત્રતામાટે પોતાના શરીરઉપર પ્રોક્ષણ કરીને પવિત્રપણાને પામે છે તે સંવાદિભ્રમ માનેલ છે.

ગોદાવરીના જલથી પણ પવિત્રતા પ્રાપ્ત થાય છે, પરંતુ ગોદાવરીના જલમાં ગંગાના જલની કલ્પના તે ભ્રાંતિજ છે, યથાર્થજ્ઞાન નથી. ૮

શાસ્ત્રજન્ય સંવાદિભ્રમનું બીજું ઉદાહરણ આપે છેઃ—

ज्वरेणाप्तः संनिपातं भ्रांत्या नारायणं स्मरन् ।
मृतः स्वर्गमवाप्नोति स संवादिभ्रमो मतः ॥ ९ ॥

સાક્ષિરૂપ આત્માને નહિ જાણીને વેદાંતશાસ્ત્રથી "બ્રહ્મ છે" એવી રીતે વિષ્ણુ આદિની મૂર્તિની પેઠે તેનું (બ્રહ્મનું) જે સામાન્યજ્ઞાન થાય છે તે અહીં (ઉપાસનામાં) પરોક્ષજ્ઞાન કહેવાને ઇચ્છિત છે. ૧૫

શાસ્ત્રથી વિષ્ણુ આદિની મૂર્તિનું ચાર હાથવાળાપણું આદિ જણાય છે તો પછી તે જ્ઞાનને પરોક્ષજ્ઞાન કેમ કહેવાય એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**चतुर्भुजाद्यवगतावपि मूर्तिमनुल्लिखन् ।**
**अक्षैः परोक्षज्ञान्येव न तदा विष्णुमीक्षते ॥ १६ ॥**

[ शास्त्रात् ] चतुर्भुजाद्यवगतौ अपि मूर्तिं अनुल्लिखन् [ पुरुषः ] परोक्षज्ञानी एव, [ अतः ] तदा अक्षैः विष्णुं न ईक्षते ॥

શાસ્ત્રથી વિષ્ણુનું ચતુર્ભુજાદિરૂપે જ્ઞાન થયા છતાં પણ તે સ્વરૂપને પ્રત્યક્ષ નહિ જાણનારો પુરુષ પરોક્ષજ્ઞાનીજ છે. આ કારણથી ધ્યાનના સમયમાં તે પોતાની આંખોવડે વિષ્ણુને પ્રત્યક્ષ જોતો નથી. ૧૬

તેવા પરોક્ષજ્ઞાનને ભ્રાંતિજ્ઞાન કહેવું જોઇએ, કેમકે પરોક્ષજ્ઞાનનો વિષય પ્રત્યક્ષ દેખાતો નથી એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**परोक्षत्वापराधेन भवेन्नातत्त्ववेदनम् ।**
**प्रमाणेनैव शास्त्रेण सत्यमूर्तेर्विभासनात् ॥ १७ ॥**

परोक्षत्वापराधेन अतत्त्ववेदनं न भवेत्, [ इह तु ] प्रमाणेन शास्त्रेण एव सत्यमूर्तेः विभासनात् ॥

પરોક્ષપણારૂપ અપરાધવડે તે પરોક્ષજ્ઞાન ભ્રાંતિજ્ઞાન થતું નથી. અહીં આપેલા ઉદાહરણમાં તો પ્રમાણરૂપ શાસ્ત્રવડેજ વિષ્ણુ આદિની સત્યમૂર્તિનું જ્ઞાન થાય છે, એટલે તે પરોક્ષજ્ઞાન ભ્રાંતિરૂપ નથી. ૧૭

સચ્ચિદાનંદસ્વરૂપને વિષય કરનારું બ્રહ્મસ્વરૂપનું શાસ્ત્રજન્ય જ્ઞાન છે તેને પરોક્ષપણું કેમ સંભવે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**सच्चिदानंदरूपस्य शास्त्राज्ज्ञानेऽप्यनुल्लिखन् ।**
**प्रत्यंचं साक्षिणं तत्तु ब्रह्म साक्षान्न वीक्षते ॥ १८ ॥**

सच्चिदानंदरूपस्य शास्त्रात् ज्ञाने अपि प्रत्यंचं साक्षिणं अनुल्लिखन् तु तत् ब्रह्म साक्षात् न वीक्षते ॥

સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું શાસ્ત્રથી જ્ઞાન થયા છતાં પણ અંતરાત્મરૂપ સાક્ષીને વિષય નહિ કરનારો પુરુષ તો તે બ્રહ્મને સાક્ષાત અનુભવતો નથી, તેથી શાસ્ત્રથી

થયેલા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મના જ્ઞાનનું પરોક્ષપણું સંભવે છે. ૧૮

એવી રીતે થયેલા બ્રહ્મના પરોક્ષજ્ઞાનનું તત્ત્વજ્ઞાનપણું કેમ સંભવે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**शास्त्रोक्तेनैव मार्गेण सच्चिदानंदनिश्चयात् ।**

**परोक्षमपि तज्ज्ञानं तत्त्वज्ञानं न तु भ्रमः ॥ १९ ॥**

तत् ज्ञानं परोक्षं अपि शास्त्रोक्तेन एव मार्गेण सच्चिदानंदनिश्चयात् तत्त्वज्ञानं [ एव, ] तु भ्रमः न ॥

વેદાંતશાસ્ત્રથી થયેલું બ્રહ્મનું તે જ્ઞાન પરોક્ષ છતાં પણ શાસ્ત્રે કહેલા પ્રકારવડેજ બ્રહ્મના સચ્ચિદાનંદસ્વરૂપના નિશ્ચયથી તે પરોક્ષજ્ઞાન વાસ્તવિક જ્ઞાનજ છે, પણ ભ્રાંતિજ્ઞાન નથી. ૧૯

વેદાંતશાસ્ત્રથી ઉપજેલું બ્રહ્મજ્ઞાન અંતરાત્માને વિષય કરનારું હોવાથી તે જ્ઞાન અપરોક્ષજ છે, પરોક્ષ નથી, એવી શંકા ઉપજાવીને તેનું સમાધાન કરે છેઃ—

**ब्रह्म यद्यपि शास्त्रेषु प्रत्यक्त्वेनैव वर्णितम् ।**

**महावाक्यैस्तथाप्येतद्दुर्बोधमविचारिणः ॥ २० ॥**

यद्यपि शास्त्रेषु ब्रह्म महावाक्यैः प्रत्यक्त्वेन एव वर्णितम् , तथापि एतत् अविचारिणः दुर्बोधम् ॥

જોકે વેદાંતશાસ્ત્રોમાં ( ઉપનિષદોમાં ) બ્રહ્મનું " तत्त्वमसि " આદિ મહાવાક્યોવડે પ્રત્યક્‌પણાવડેજ વર્ણન કરેલું છે, તોપણ આ બ્રહ્મનું પ્રત્યક્-સ્વરૂપ અન્વયવ્યતિરેકવડે નહિ વિચારનારા પુરુષોને સમજી શકાય એવું નથી, તેથી માત્ર વેદાંતશાસ્ત્રનાં વચનોવડે સામાન્ય મનુષ્યોને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થઇ શકતું નથી, માત્ર પરોક્ષજ્ઞાન થાય છે. ૨૦

" તે તું છે " ઇત્યાદિ વેદાંતશાસ્ત્રનાં વાક્યોરૂપ પ્રમાણ વિદ્યમાન છે, અને બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ વસ્તુ પણ વિદ્યમાન છે, તો પછી વિચાર-વિના બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન કેમ ન થઈ શકે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**देहाद्यात्मत्वविभ्रांतौ जाग्रत्यां न हठात्पुमान् ।**

**ब्रह्मात्मत्वेन विज्ञातुं क्षमते मंदधीत्वतः ॥ २१ ॥**

देहाद्यात्मत्वविभ्रांतौ जाग्रत्यां मंदधीत्वतः पुमान् हठात् ब्रह्म आत्मत्वेन विज्ञातुं न क्षमते ॥

ज्वरेण संनिपात आप्तः भ्रांत्या नारायणं स्मरन् मृतः स्वर्गं अवाप्नोति सः संवादिभ्रमः मतः ॥

જ્વરવડે સંનિપાતને પ્રાપ્ત થયેલો પુરુષ ભ્રાંતિવડે નારાયણનો મહિમા સમજ્યાવિના નારાયણનું સ્મરણ કરતો છતો જો મરણ પામ્યો તો તે સ્વર્ગને પ્રાપ્ત થાય છે તે સંવાદિભ્રમ માનેલો છે. ૯

એવી રીતે પ્રત્યક્ષપ્રમાણથી, અનુમાનપ્રમાણથી અને શબ્દપ્રમાણથી સંવાદિભ્રમને ઉદાહરણવડે સિદ્ધ કરીને હવે ઉદાહરણવડે સિદ્ધ થયેલા અર્થને કહે છેઃ—

प्रत्यक्षस्यानुमानस्य तथा शास्त्रस्य गोचरे ।
उक्तन्यायेन संवादिभ्रमाः संति हि कोटिशः ॥ १० ॥

उक्तन्यायेन प्रत्यक्षस्य, अनुमानस्य तथा शास्त्रस्य गोचरे संवादिभ्रमाः कोटिशः सन्ति हि ॥

ઉપર જણાવેલા ન્યાયવડે પ્રત્યક્ષ, અનુમાન અને શાસ્ત્રના વિષયમાં સંવાદિભ્રમો કરોડો છે આ વાત પ્રસિદ્ધ છે. ૧૦

જો સંવાદિભ્રમ માનવામા ન આવે તો કહેલી વાતો સંભવી શકતી નથી એમ જણાવીને કહેલા અર્થને દૃઢ કરે છેઃ—

अन्यथा मृत्तिकादारुशिलाः स्युर्देवताः कथम् ।
अग्नित्वादिधियोपास्याः कथं वा योषिदादयः ॥ ११ ॥

अन्यथा मृत्तिका-दारु-शिलाः देवताः कथं स्युः ? वा योषिदादयः अग्नित्वादिधिया कथं उपास्याः [ स्युः ] ? ॥

જો સંવાદિભ્રમ માનવામા ન આવે તો માટી, લાકડું અને પાષાણ અર્થાત્ તેની બનાવેલી દેવપ્રતિમાઓ દેવ કેવી રીતે સંભવી શકે ? અથવા પંચાગ્નિવિદ્યામાં જણાવેલ સ્ત્રી, પુરુષ, પૃથ્વી, મેઘ અને સ્વર્ગ એ અગ્નિપણું આદિની બુદ્ધિવડે કેવી રીતે ઉપાસના કરવાયોગ્ય થાય ? અને મન તથા આદિત્ય પણ બ્રહ્મપણાની બુદ્ધિવડે કેવી રીતે ઉપાસના કરવાયોગ્ય થાય ? ૧૧

હવે સંવાદિભ્રમનો અર્થ ટુંકામા કહે છેઃ—

अयथावस्तुविज्ञानात्फलं [1]लभ्यत ईप्सितम् ।
काकतालीयतः सोऽयं संवादिभ्रम उच्यते ॥ १२ ॥

[1] અહીં કોઇ ટીકાકાર लभ्येत એવો પાઠ સ્વીકારે છે

[ यस्मात् ] अयथावस्तुविज्ञानात् काकतालीयतः ईप्सितं फलं लभ्यते, सः अयं संवादिभ्रमः उच्यते ॥

જે વસ્તુ જેવી નથી તે વસ્તુના તેવા જ્ઞાનથી અર્થાત્ કોઇ વસ્તુના વિપરીત જ્ઞાનથી કાકતાલીયન્યાયથી ( કાગડાનું બેસવું ને તાડનું વા તાડના ફલનું પડવું થાય એ દષ્ટાંતથી ) ઇચ્છેલું ફલ પ્રાપ્ત થાય છે તે આ સંવાદિભ્રાંતિ કહેવાય છે. ૧૨

સંવાદિભ્રાંતિરૂપ બ્રહ્મની ઉપાસનાથી યથાર્થજ્ઞાનવડે પ્રાપ્ત થનારા મોક્ષરૂપ ફલની પ્રાપ્તિ કેવી રીતે સભવી શકે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**स्वयं भ्रमोऽपि संवादी यथा सम्यक्फलप्रदः ।**

**ब्रह्मतत्त्वोपासनापि तथा मुक्तिफलप्रदा ॥ १३ ॥**

संवादी स्वयं भ्रमः अपि यथा सम्यक्फलप्रदः तथा ब्रह्मतत्त्वोपासना अपि मुक्तिफलप्रदा [ भवति ] ॥

સંવાદિભ્રમ પોતે ભ્રમરૂપ છતાં પણ જેવી રીતે યથાર્થ ફલ આપનારો થાય છે તેવી રીતે બ્રહ્મતત્ત્વની ઉપાસના પણ મોક્ષરૂપ ફલ આપનારી થાય છે. ૧૩

વેદાંતશાસ્ત્રોથી બ્રહ્મતત્ત્વને પરોક્ષ જાણીને પછી " તે બ્રહ્મ હું છું " એવી રીતે ઉપાસક બ્રહ્મની ઉપાસના કરે છે એમ જણાવે છેઃ—

**वेदांतेभ्यो ब्रह्मतत्त्वमखंडैकरसात्मकम् ।**

**परोक्षमवगम्यैतदहमस्मीत्युपासते ॥ १४ ॥**

वेदांतेभ्यः अखंडैकरसात्मकं ब्रह्मतत्त्वं परोक्षं अवगम्य एतत् अहं अस्मि इति उपासते ॥

વેદાંતશાસ્ત્રોથી અખંડ એકરસ સ્વભાવવાળા બ્રહ્મસ્વરૂપને પરોક્ષ જાણીને બ્રહ્મોપાસક " આ બ્રહ્મસ્વરૂપ હું છું " એવી ઉપાસના કરે છે. ૧૪

ઉપાસના કરવાયોગ્ય બ્રહ્મતત્ત્વના પરોક્ષજ્ઞાનના સ્વરૂપને કહે છેઃ—

**प्रत्यग्व्यक्तिमनुल्लिख्य शास्त्राद्विष्ण्वादिमूर्तिवत् ।**

**अस्ति ब्रह्मेति सामान्यज्ञानमत्र परोक्षधीः ॥ १५ ॥**

प्रत्यग्व्यक्तिं अनुल्लिख्य शास्त्रात् " ब्रह्म अस्ति " इति विष्ण्वादिमूर्तिवत् सामान्यज्ञानं अत्र परोक्षधीः [ विवक्षिता ] ॥

શરીર આદિ જડપદાર્થોમાં આત્મપણાની દૃઢ ભ્રાંતિ વિદ્યમાન હોવાથી મદબુદ્ધિપણાથી પુરુષ બલાત્કારથી બ્રહ્મને આત્મપણાવડે અનુભવવાને સમર્થ થતો નથી, અર્થાત્ દેહાદિમાં રહેલી આત્માની ભ્રાંતિ બ્રહ્મથી અભિન્ન આત્માનો વિચાર કરવાથીજ દૂર થાય છે, અન્યથા તે દૂર થતી નથી. ૨૧

પ્રતીત થતા દ્વૈતની ભ્રાંતિ શાસ્ત્રવડે જાણેલા પરોક્ષ અદ્વૈતજ્ઞાનની વિરોધી ન હોવાથી શ્રદ્ધાલુ પુરુષને શાસ્ત્રદ્વારા બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થઈ શકે છે એમ જણાવે છેઃ—

ब्रह्ममात्रं सुविज्ञेयं श्रद्धालोः शास्त्रदर्शिनः ।
अपरोक्षद्वैतबुद्धिः परोक्षाद्वैतबुद्ध्यनुत् ॥ २२ ॥

[ यतः ] अपरोक्षद्वैतबुद्धिः परोक्षाद्वैतबुद्ध्यनुत् [ अतः ] श्रद्धालोः शास्त्रदर्शिनः ब्रह्ममात्रं सुविज्ञेयम् ॥

જે કારણથી અપરોક્ષદ્વૈતબુદ્ધિ પરોક્ષઅદ્વૈતબુદ્ધિનો નાશ કરી શકતી નથી તે કારણથી શાસ્ત્રાદિમાં શ્રદ્ધા રાખનારા અને શાસ્ત્રના અર્થને તાત્પર્યથી જાણનારા મનુષ્યોને કેવલબ્રહ્મ સુખપૂર્વક જાણી શકાય એવું છે. ૨૨

અપરોક્ષભ્રાંતિ પરોક્ષતત્ત્વજ્ઞાનની વિરોધી નથી એમ દૃષ્ટાંત આપીને જણાવે છેઃ—

अपरोक्षशिलाबुद्धिर्न परोक्षेशतां नुदेत् ।
प्रतिमादिषु विष्णुत्वे को वा विप्रतिपद्यते ॥ २३ ॥

अपरोक्षशिलाबुद्धिः परोक्षेशतां न नुदेत्, प्रतिमादिषु विष्णुत्वे कः वा विप्रतिपद्यते ? ॥

પાષાણની બનાવેલી દેવની પ્રતિમામાં જે પ્રત્યક્ષ પાષાણનું જ્ઞાન છે તે પરોક્ષ ઈશ્વરપણાને દૂર કરતું નથી. વિષ્ણુની પ્રતિમાદિવિષે વિષ્ણુપણામાં કોણ વિવાદ કરે છે? કોઈ આસ્તિક તેમાં વિવાદ કરતો નથી. ૨૩

નાસ્તિક મનુષ્યોને વિષ્ણુની પથ્થરની પ્રતિમામાં વિષ્ણુની બુદ્ધિ થતી નથી એમ જો કોઇ કહે તો તેનું સમાધાન કરે છેઃ—

अश्रद्धालोरविश्वासो नोदाहरणमर्हति ।
श्रद्धालोरेव सर्वत्र वैदिकेष्वधिकारतः ॥ २४ ॥

सर्वत्र वैदिकेषु श्रद्धालोः एव अधिकारतः अश्रद्धालोः अविश्वासः उदाहरणं न अर्हति ॥

સર્વ સ્થલે વૈદિકકર્માદિમાં શ્રદ્ધાવાળા પુરુષનોજ અધિકાર હોવાથી અશ્રદ્ધાલુ પુરુષનો અવિશ્વાસ ઉદાહરણરૂપ થઇ શકતો નથી. ૨૪

ઉપર જણાવેલા પ્રસંગથી જે સિદ્ધ થાય છે તે જણાવે છેઃ—

सकृदाप्तोपदेशेन परोक्षज्ञानमुद्भवेत् ।
विष्णुमूर्त्युपदेशो हि न मीमांसामपेक्षते ॥ २५ ॥

सकृदाप्तोपदेशेन परोक्षज्ञानं उद्भवेत्, हि विष्णुमूर्त्युपदेशः मीमांसां न अपेक्षते ॥

વિશ્વાસ રાખવાયોગ્ય પ્રામાણિક પુરુષના એક વાર કરેલા ઉપદેશવડે શ્રદ્ધાલુ મનુષ્યને પરોક્ષજ્ઞાન ઉત્પન્ન થાય છે, કેમકે શાલગ્રામમાં કે વિષ્ણુની પ્રતિમામાં વિષ્ણુની મૂર્તિનો ઉપદેશ આસ્તિકને માટે વિચારની અપેક્ષા કરતો નથી. ૨૫

આપ્તપુરુષે કરેલા ઉપદેશમાં જો વિચાર કરવાની અગત્ય ન હોય તો પછી પૂર્વમીમાંસા આદિ ગ્રંથોમાં કર્મના સબંધમાં તથા ઉપાસનાના સંબંધમાં શામાટે વિચાર કરવામાં આવ્યો છે એમ જો શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

कर्मोपास्ती विचार्येते अनुष्टेयाविनिर्णयात् ।
वहुशाखाविप्रकीर्णं निर्णेतुं कः प्रभुर्नरः ॥ २६ ॥

अनुष्टेयाविनिर्णयात् कर्मोपास्ती विचार्येते, वहुशाखाविप्रकीर्णं निर्णेतुं कः नरः प्रभुः [ अस्ति ? ] ॥

અનુષ્ઠાન કરવાયોગ્ય જે કર્મ અને ઉપાસના તેનો નિર્ણય ન થઇ શકવાથી કર્મના ને ઉપાસનાના સબંધમાં પૂર્વમીમાંસા આદિ ગ્રન્થોમાં વિચાર કરવામાં આવ્યો છે, કેમકે વેદની અનેક શાખાઓમાં કહેલાં કર્મ ને ઉપાસના બહુ ફેલાઇ ગયેલાં હોવાથી તેને એકત્ર કરીને તેનો નિર્ણય કરવામાટે કયો પુરુષ સમર્થ છે? કોઇ નથી, તેથી તેનો પૂર્વમીમાંસા આદિ ગ્રંથોમાં વિચાર કરેલો છે. ૨૬

જ્યારે કર્મના ને ઉપાસનાના સ્વરૂપનો નિર્ણય થઇ શકતો નથી ત્યારે કર્મ ને ઉપાસના શી રીતે થઇ શકશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

निर्णीतोऽर्थः कल्पसूत्रैर्ग्रथितस्तावताऽऽस्तिकः ।
विचारमंतरेणापि शक्तोऽनुष्ठातुमंजसा ॥ २७ ॥

निर्णीतः अर्थः कल्पसूत्रैः ग्रथितः [ अस्ति, ] तावता आस्तिकः विचारं अंतरेण अपि अंजसा अनुष्ठातुं शक्तः [ अस्ति ] ॥

શ્રીજૈમિનિ આદિ આચાર્યોએ પૂર્વમીમાંસાદ્વારા નિર્ણય કરેલો જે અનુષ્ઠાનનો પ્રકાર છે તે અનુષ્ઠાનનો પ્રકાર આશ્વલાયનાદિએ રચેલાં કલ્પ-સૂત્રોવડે ગુથેલો છે, એટલે તેનો એક ઠેકાણે સંગ્રહ કરેલો છે. તે કલ્પસૂત્રોને અનુસરીને આસ્તિક પુરુષ વિશેષ વિચાર કર્યા વિના પણ કર્મનું ને ઉપાસનાનું યથાર્થરીતે અનુષ્ઠાન કરવાને સમર્થ થઇ શકે છે. ૨૭

કલ્પસૂત્રાદિમાં માત્ર વૈદિકકર્મનોજ વિચાર કરેલો છે, ઉપાસનાનો વિચાર કરેલો નથી, તેથી ઉપાસનાનું અનુષ્ઠાન સંભવી શકતું નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

उपास्तीनामनुष्ठानमार्षग्रंथेषु वर्णितम् ।
विचाराक्षममर्त्याश्च तच्छ्रुत्वोपासते गुरोः ॥ २८ ॥

उपास्तीनां अनुष्ठानं आर्षग्रंथेषु वर्णितं [ अस्ति, ] च विचाराक्षममर्त्याः गुरोः तत् श्रुत्वा उपासते ॥

ઉપાસનાઓના અનુષ્ઠાનનો પ્રકાર શ્રીવસિષ્ઠ આદિ ઋષિઓએ રચેલા ગ્રંથોમાં વર્ણવેલો છે, અને વિચાર કરવામાં અશક્ત પુરુષો યોગ્ય ગુરુના મુખથી તે ઉપાસનાનું સ્વરૂપ સાંભળીને ઉપાસના કરે છે. એવી રીતે ઉપા-સનાનું અનુષ્ઠાન સંભવી શકે છે. ૨૮

જો એમ છે તો કેટલાક મનુષ્યો વેદનાં વચનોનો વિચાર શામાટે કરે છે એમ શંકા થાય તો તેનુ સમાધાન કરે છેઃ—

वेदवाक्यानि निर्णेतुमिच्छन्मीमांसतां जनः ।
आप्तोपदेशमात्रेण ह्यनुष्ठानं हि संभवेत् ॥ २९ ॥

वेदवाक्यानि निर्णेतुं इच्छन् जनः मीमांसतां हि आप्तोपदेशमात्रेण अनु-ष्ठानं हि संभवेत् ॥

વેદનાં વચનોનો નિર્ણય કરવાની ઇચ્છા રાખનાર મનુષ્ય ભલે વેદના વચનોનો વિચાર કરે, પરતુ પ્રામાણિક વક્તાના ઉપદેશમાત્રવડે કર્મનું ને ઉપાસનાનું અનુષ્ઠાન તો સંભવી શકે છે. ૨૯

બ્રહ્મની ઉપાસનાપ્રમાણે બ્રહ્મનો સાક્ષાત્કાર માત્ર આપ્તપુરુષના ઉપદેશથી સિદ્ધ થઇ શકતો નથી એમ જણાવે છેઃ—

ब्रह्मसाक्षात्कृतिस्त्वेवं विचारेण विना नृणाम् ।
आप्तोपदेशमात्रेण न संभवति कुत्रचित् ॥ ३० ॥

तु एवं नृणां ब्रह्मसाक्षात्कृतिः विचारेण विना आप्तोपदेशमात्रेण कुत्रचित् न संभवति ॥

પણ ઉપાસનાના અનુષ્ઠાનની પેઠે મનુષ્યોને બ્રહ્મનો સાક્ષાત્કાર બ્રહ્મ-સ્વરૂપના વિચારવિના બ્રહ્મવેત્તાના ઉપદેશમાત્રવડે કદીપણ સંભવતો નથી. ૩૦

પ્રામાણિક વિદ્વાનના ઉપદેશવડે બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થાય છે, પણ બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન બ્રહ્મના વિચારવિના થતું નથી તેનું કારણ જણાવે છેઃ—

परोक्षज्ञानमश्रद्धा प्रतिबध्नाति नेतरत् ।
अविचारोऽपरोक्षस्य ज्ञानस्य प्रतिबंधकः ॥ ३१ ॥

अश्रद्धा परोक्षज्ञानं प्रतिबध्नाति. इतरत् न, अपरोक्षस्य ज्ञानस्य प्रतिबंधकः अविचारः [ अस्ति ] ॥

અશ્રદ્ધા બ્રહ્મના પરોક્ષજ્ઞાનનો પ્રતિબંધ કરે છે, અવિચાર તેનો પ્રતિબંધ કરતો નથી. બ્રહ્મના અપરોક્ષજ્ઞાનનો પ્રતિબંધક બ્રહ્મનો અવિચાર છે, તે પ્રતિ-બંધ બ્રહ્મના વિચારવડે દૂર થાય છે. ૩૧

બ્રહ્મનો વિચાર કર્યા છતાં પણ જો જિજ્ઞાસુને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન ન થાય તો જિજ્ઞાસુએ શું કરવું એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

विचार्याप्यापरोक्ष्येण ब्रह्मात्मानं न वेत्ति चेत् ।
आपरोक्ष्यावसानत्वाद्भूयो भूयो विचारयेत् ॥ ३२ ॥

विचार्य अपि आपरोक्ष्येण ब्रह्मात्मानं न वेत्ति चेत्, आपरोक्ष्यावसानत्वात् भूयः भूयः विचारयेत् ॥

બ્રહ્મસ્વરૂપનો વિચાર કર્યા છતાં પણ જિજ્ઞાસુ પુરુષ અપરોક્ષપણાવડે બ્રહ્મથી અભિન્ન આત્માને જો ન જાણે, તો બ્રહ્મવિચારની બ્રહ્મના સાક્ષાત્કારમાં પરિસમાપ્તિ હોવાથી તે વારે વારે બ્રહ્મસ્વરૂપનો આદરપૂર્વક વિચાર કરે. ૩૨

વારે વારે બ્રહ્મવિચાર કર્યા છતાં પણ જો બ્રહ્મસાક્ષાત્કાર ન થાય તો બ્રહ્મવિચાર વ્યર્થ થશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

विचारयन्नामरणं नैवात्मानं लभेत चेत् ।
जन्मांतरे लभेतैव प्रतिबंधक्षये सति ॥ ३३ ॥

आमरणं विचारयन् एव आत्मानं न लभेत चेत्, प्रतिबंधक्षये सति जन्मांतरे लभेत एव ॥

પોતાના મરણપર્યંત બ્રહ્મનો વિચાર કરતાં છતાં પણ જો તે જિજ્ઞાસુ પોતાના આત્મસ્વરૂપને પ્રાપ્ત નહિ થાય તો આત્મજ્ઞાનના પ્રતિબંધનો ક્ષય થયે સતે બીજા કે ત્રીજા જન્મમાં તે આત્મસ્વરૂપને પ્રાપ્ત થશેજ એમાં શંકા નથી. ૩૩

બ્રહ્મવિચાર કરનાર મનુષ્યને વર્તમાનજન્મમાં કે પછીના જન્મમાં બ્રહ્મસાક્ષાત્કાર થાય છે એમ ભગવાન્ સૂત્રકાર અને શ્રુતિઓ જણાવે છે એમ કહે છેઃ—

**इह वाऽमुत्र वा विद्येत्येवं सूत्रकृतोदितम् ।**
**शृण्वंतोऽप्यत्र बहवो यन्न विद्युरिति श्रुतिः ॥ ३४ ॥**

"इह वा अमुत्र वा विद्या" इति एवं सूत्रकृता उदितम् [ अस्ति, च ] "अत्र बहवः शृण्वंतः अपि यत् न विद्युः" इति श्रुतिः [ अस्ति ] ॥

બ્રહ્મવિચાર કરનાર મુમુક્ષુને આ જન્મમાં અથવા બીજા જન્મમાં બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ થાય છે એમ ભગવાન્ સૂત્રકારે કહ્યું છે, અને વર્તમાનજન્મમાં ઘણા મનુષ્યો વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરતાં છતાં પણ જે બ્રહ્મને જાણતા નથી એવી શ્રુતિ છે.

જેમના અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનનો પ્રતિબંધ કરનાર સંસ્કાર ન હોય તેઓને તે જન્મમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે, અને જેમના અંતઃકરણમાં બ્રહ્મજ્ઞાનનો પ્રતિબંધ કરનાર સંસ્કારો હોય તેમને તે સંસ્કારોની નિવૃત્તિ થયે બીજા કે ત્રીજા જન્મમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. પ્રતિબંધક સંસ્કારોને લીધે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કર્યાં છતાં પણ મનુષ્યોને બ્રહ્મસાક્ષાત્કારનો લાભ થતો નથી. જ્યારે પ્રતિબંધક સંસ્કાર દૂર થાય છે ત્યારે તેમને બ્રહ્મસાક્ષાત્કારનો લાભ થાય છે એવો શ્રુતિનો ને ભગવાન્ સૂત્રકારનો અભિપ્રાય છે. ૩૪

વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરનારા જે જિજ્ઞાસુને તે જન્મમાં બ્રહ્મનું જ્ઞાન થતું નથી તેને પ્રતિબંધક સંસ્કાર દૂર થવાથી બીજા જન્મમાં બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે એમ ઐતરેય–ઉપનિષદ્‌માં શ્રીવામદેવનો પ્રસંગ કહીને જણાવ્યું છે એમ કહે છેઃ—

**गर्भ एव शयानः सन्वामदेवोऽवबुद्धवान् ।**
**पूर्वाभ्यस्तविचारेण यद्वदध्ययनादिषु ॥ ३५ ॥**

यद्वत् अध्ययनादिषु [ तद्वत् ] वामदेवः गर्भे एव शयानः सन् पूर्वाभ्यस्तविचारेण अवबुद्धवान् ॥

જેમ શાસ્ત્રના અધ્યયનાદિમાં પૂર્વદિવસે અભ્યાસ કર્યો હોય તે પછી બીજે દિવસે અનાયાસે સ્ફુરે છે તેમ વામદેવ ગર્ભમાં સૂતા છતા ગયા જન્મમાં કરેલા અભ્યાસવડે જ્ઞાનપ્રતિબંધની નિવૃત્તિ થવાથી બ્રહ્મને જાણતા હવા. ૩૫

ઉપર જે અધ્યયનનું દષ્ટાંત આપ્યું તેનું સ્પષ્ટીકરણ કરે છે:—

बहुवारमधीतेऽपि [1]तदा नायाति चेत्पुनः।
दिनांतरेऽनधीत्यैव पूर्वाधीतं स्मरेत्पुमान् ॥ ३६ ॥

बहुवारं अधीते अपि तदा न आयाति चेत् पुनः दिनांतरे अनधीत्य एव पुमान् पूर्वाधीतं स्मरेत् ॥

ઘણી વાર શાસ્ત્રોનું અધ્યયન કર્યા છતાં પણ તે વેલા જો તે અધ્યયન પોતાના અંતઃકરણમાં સ્થિર ન થાય તો પુનઃ બીજે દિવસે અધ્યયન કર્યા વિનાજ પુરુષ આગલ્યે દિવસે અધ્યયન કરેલાનું સ્મરણ કરે છે, અર્થાત્ તેને તેનું અનાયાસે સ્મરણ થાય છે. ૩૬

આગળ પાંત્રીશમા શ્લોકમાં "अध्ययनादिषु" એવો જે શબ્દ છે તે-માંના આદિશબ્દવડે કહેવાને ઇચ્છિત અર્થનાં બીજાં દષ્ટાંત આપે છે:—

कालेन परिपच्यंते कृषिगर्भादयो यथा।
तद्वदात्मविचारोऽपि शनैः कालेन पच्यते ॥ ३७ ॥

यथा कृषिगर्भादयः कालेन परिपच्यंते तद्वत् आत्मविचारः अपि कालेन शनैः पच्यते ॥

જેવી રીતે ખેડ અને ગર્ભ આદિ સમય જતાં પરિપાકને પામે છે તેવી રીતે આત્માનો વિચાર પણ સમય જતાં ધીરે ધીરે પરિપાકને પામે છે, તુરતજ તેનો પરિપાક થતો નથી. ૩૭

આત્મસ્વરૂપનો વારે વારે વિચાર કર્યો છતાં પણ પ્રતિબંધકના સદ્ભાવથી આત્મસાક્ષાત્કાર થતો નથી એમ વાર્તિકકારે જણાવ્યું છે એમ કહે છે:—

पुनः पुनर्विचारेऽपि त्रिविधप्रतिबंधतः।
न वेत्ति तत्त्वमित्येतद्वार्तिके सम्यगीरितम् ॥ ३८ ॥

पुनः पुनः विचारे अपि त्रिविधप्रतिबंधतः [ पुरुषः ] तत्त्वं न वेत्ति इति एतत् वार्तिके सम्यक् ईरितम् [ अस्ति ] ॥

વારે વારે આત્મસ્વરૂપનો વિચાર કરવા છતાં પણ ભૂત, વર્તમાન અને

[1] અહીં કોઇ यदा એવો પાઠ માને છે.

ભાવી આ ત્રણ પ્રકારના પ્રતિબંધથી પુરુષ આત્મસ્વરૂપને જાણતો નથી એમ આ વાત **શ્રીસુરેશ્વરાચાર્યે** પોતાના વાર્તિકમાં સ્પષ્ટપણે કહેલી છે. ૩૮

**શ્રીસુરેશ્વરાચાર્યના** વાર્તિકમાંના તે શ્લોકો નીચે આપે છેઃ—

कुतस्तज्ज्ञानमिति चेत्तद्धि वंधपरिक्षयात्।
असावपि च भूतो वा भावी वा वर्ततेऽथ वा ॥ ३९ ॥
अधीतवेदवेदार्थोऽप्यत्त एव न मुच्यते ।
हिरण्यनिधिदृष्टांतादिदमेव हि दर्शितम् ॥ ४० ॥

तत् ज्ञानं कुतः इति चेत् तत् हि वंधपरिक्षयात्, च असौ अपि भूतः वा भावी वा अथ वर्तते वा ॥ अतः एव अधीतवेदवेदार्थः अपि न मुच्यते, हिरण्यनिधिदृष्टांतात् इदं एव हि दर्शितं [ अस्ति ] ॥

તે આત્મજ્ઞાન કેવી રીતે થાય છે એમ જો તમે પૂછો તો કહેવાનું કે તે આત્મજ્ઞાન પ્રતિબંધનો સારી રીતે ક્ષય થવાથી થાય છે એમ જાણો. આ પ્રતિબંધ પણ ભૂત, ભાવી અને વર્તમાન એમ ત્રણ પ્રકારનો હોય છે. આ ત્રણ પ્રતિબંધ હોવાથીજ જેણે વેદનો અને વેદના અર્થનો અભ્યાસ કર્યો હોય છે એવો પુરુષ પણ મોક્ષ પામતો નથી, ભૂમિમાં રહેલા સોનાના ભંડારના દૃષ્ટાંતથી આજ વાત શ્રુતિમાં દેખાડી છે.

પ્રતિબંધના સદ્ભાવથી આત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી એ વાત જેમ ભૂમિમા રહેલા સોનાના ભંડારઉપર ફરનારો મનુષ્ય ભૂમિમાં રહેલા ભંડારને વચ્ચે માટી અને પાષાણ હોવાથી જાણતો નથી તેમ અજ્ઞાનને તથા પ્રતિબંધને લીધે મનુષ્ય પોતાના આત્મસ્વરૂપને જાણતો નથી. ૩૯–૪૦

ભૂતપ્રતિબંધ કોઇ સ્થલે જોવામા આવતો નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अतीतेनापि महिषीस्नेहेन प्रतिवंधतः ।
भिक्षुस्तत्त्वं न वेदेति गाथा लोके प्रगीयते ॥ ४१ ॥

अतीतेन महिषीस्नेहेन अपि प्रतिवंधतः भिक्षुः तत्त्वं न वेद इति गाथा लोके प्रगीयते ॥

ભૂતકાલમાં–ગૃહસ્થાશ્રમના સમયમાં–રાજાની રાણીઉપર થયેલા અથવા પોતાની ભેંસઉપર થયેલા પ્રેમવડે બ્રહ્મસ્વરૂપના જ્ઞાનમાં પ્રતિબંધ થવાથી

कोई संन्यासी पोताना गुरुओ उपदेश करेला ब्रह्मने जाणी शक्यो नहि એવી वार्ता લોકમાં કહેવાય છે. આ ભૂતપ્રતિબંધનું ઉદાહરણ છે. ૪૧

પછી તે સંન્યાસીને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ શી રીતે થઇ એમ જાણવાની ઇચ્છા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अनुसृत्य गुरुः स्नेहं महिष्यां तत्त्वमुक्तवान् ।
ततो यथावद्वेदैष प्रतिबंधस्य संक्षयात् ॥ ४२ ॥

गुरुः स्नेहं अनुसृत्य महिष्यां तत्त्वं उक्तवान्, ततः एषः प्रतिबंधस्य संक्षयात् यथावत् वेद ॥

તેના સદ્ગુરુ તે સંન્યાસીના મહિષીપરના ( રાજાની રાણીપરના અથવા ભેંશપરના ) પ્રેમને અનુસરીને તે સંન્યાસીને મહિષીમાં અધિષ્ઠાનરૂપે રહેલા બ્રહ્મનું સ્વરૂપ કહેતા હવા. પછી આ સંન્યાસી પોતાના બ્રહ્મજ્ઞાનના ભૂતપ્રતિબંધનો સારી રીતે ક્ષય થવાથી પોતાના સદ્ગુરુએ ઉપદેશ કરેલા બ્રહ્મનું સ્વરૂપ સારી રીતે જાણતો હવો. ૪૨

એવી રીતે ઉપરના બે શ્લોકમાં બ્રહ્મજ્ઞાનના ભૂતપ્રતિબંધનું નિરૂપણ કરીને નીચેના શ્લોકમાં વર્તમાનપ્રતિબંધનું નિરૂપણ કરે છેઃ—

प्रतिबंधो वर्तमानो विषयासक्तिलक्षणः ।
प्रज्ञामांद्यं कुतर्कश्च विपर्ययदुराग्रहः ॥ ४३ ॥

वर्तमानः प्रतिबंधः विषयासक्तिलक्षणः, प्रज्ञामांद्यं, कुतर्कः च विपर्ययदुराग्रहः ॥

બ્રહ્મજ્ઞાનનો વર્તમાનપ્રતિબંધ ચાર પ્રકારનો છે, વિષયાસક્તિ, બુદ્ધિનું મંદપણું, કુતર્ક અને વિપર્યયમાં દુરાગ્રહ.

વિષયાસક્તિ એટલે શબ્દાદિ વિષયોમાં અને તેનાં સાધનોમાં ઘાટી પ્રીતિ, બુદ્ધિનું મંદપણું એટલે શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા બ્રહ્મનું સ્વરૂપ સમજવામાં બુદ્ધિની નિર્બલતા, કુતર્ક એટલે શ્રુતિસ્મૃતિથી વિપરીત સૂકા તર્કો કરવાનો સ્વભાવ અને વિપર્યયમાં દુરાગ્રહ એટલે દેહાદિમાં આત્મપણાનો નિશ્ચય અને જગતમાં સત્યપણાનો નિશ્ચય. ૪૩

આ ચાર પ્રકારના વર્તમાનપ્રતિબંધની નિવૃત્તિ કયા સાધનથી થાય છે તે કહે છેઃ—

शमाद्यैः श्रवणाद्यैश्च तत्र तत्रोचितैः क्षयम् ।
नीतेऽस्मिन्प्रतिबंधेऽतः स्वस्य ब्रह्मत्वमश्नुते ॥ ४४ ॥

तत्र तत्र उचितैः शमाद्यैः च श्रवणाद्यैः अस्मिन् प्रतिबंधे क्षयं नीते [ सति ] अतः स्वस्य ब्रह्मत्वं अश्नुते ॥

તે તે પ્રતિબંધને યોગ્ય શમાદિ સાધનોવડે અને વેદાંતનાં શ્રવણાદિ સાધનોવડે આ પ્રતિબંધનો ક્ષય કરવાથી પછી મુમુક્ષુ પોતાના બ્રહ્મસ્વરૂપને પામે છે.

જો વિષયાસક્તિરૂપ વર્તમાનપ્રતિબંધ હોય તો તેની નિવૃત્તિ શમ, દમ, વિવેક ને વૈરાગ્યવડે કરવી; જો બુદ્ધિના મંદપણારૂપ વર્તમાનપ્રતિબંધ હોય તો તેની નિવૃત્તિ વેદાંતશાસ્ત્રના શ્રવણ, મનન ને બ્રહ્મવેત્તા પુરુષના સંગવડે કરવી; જો કુતર્કરૂપ વર્તમાનપ્રતિબંધ હોય તો તેની નિવૃત્તિ વેદાંતદર્શનના પહેલા અધ્યાયના અને બીજા અધ્યાયના શ્રવણમનનવડે કરવી, અને જો વિ-પર્યયમાં દુરાગ્રહરૂપ વર્તમાનપ્રતિબંધ હોય તો તેની નિવૃત્તિ આત્માથી અભિન્ન બ્રહ્મના ધ્યાનવડે કરવી. એવી રીતનો શુભ પ્રયત્ન કરવાથી ઉપર જણાવેલા ચાર પ્રકારના વર્તમાનપ્રતિબંધોમાંનો જે પ્રતિબંધ બ્રહ્મજ્ઞાનમાં અડચણ કરતો હોય તે દૂર થાય છે, અને તેમ થવાથી મુમુક્ષુને આત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર થાય છે. ૪૪

હવે ભાવિપ્રતિબંધનું સ્વરૂપ ઉદાહરણસહિત જણાવે છેઃ—

**आगामिप्रतिबंधश्च वामदेवे समीरितः ।**
**एकेन जन्मना क्षीणो भरतस्य त्रिजन्मभिः ॥ ४५ ॥**

च आगामिप्रतिबंधः वामदेवे समीरितः [ सः तस्य ] एकेन जन्मना क्षीणः, भरतस्य त्रिजन्मभिः [ क्षीणः ] ॥

અને બ્રહ્મજ્ઞાનનો ભાવિપ્રતિબંધ +વામદેવનામના મુનિને વિષે સારી રીતે કહેલો છે. એ વામદેવનો ભાવિપ્રતિબંધ તે વામદેવના એક જન્મવડે નિવૃત્ત થયો, અને રાજર્ષિ *ભરતનો ભાવિપ્રતિબંધ તેમના ત્રણ જન્મોવડે નિવૃત્ત થયો.

+ શ્રીવામદેવે પોતાના પૂર્વજન્મમાં ઉત્તમપ્રકારે વેદાંતનાં શ્રવણમનનાદિ કર્યાં છતાં પણ તેમના એક જન્મના ભાવિપ્રતિબંધને લઇને તેમને તેજ જન્મમાં જ્ઞાન થયું નહિ. પછી નવા જન્મમાં તેમને માતાના ગર્ભમાં બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિદ્વારા સર્વાત્મભાવની પ્રાપ્તિ થઇ.

* રાજર્ષિ ભરત વનમાં તપશ્ચર્યાપરાયણ હતા તેમને ત્રણ જન્મ આપનારા ભાવિ-પ્રતિબંધને લઇને મૃગના બચ્ચામાં વધારે દયા ઉત્પન્ન થઇ, અને તેમાં પ્રેમ બંધાયો, તેથી તે શરીર છોડ્યા પછી તેઓ મૃગનો જન્મ પામ્યા. તે શરીર છોડ્યા પછી તેમને બ્રાહ્મણના શરીરની પ્રાપ્તિ થઇ, ને તે જન્મમાં બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયો. એવી રીતે ત્રીજા જન્મમાં ભાવિપ્રતિબંધ દૂર થવાથી તેમને બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થયું.

ભવિષ્યના જન્મનું કારણ થનાર પ્રારબ્ધકર્મનો અવશેષભાગ તે ભાવિ-પ્રતિબંધ અથવા આગામિપ્રતિબંધ કહેવાય છે. તે પ્રારબ્ધકર્મરૂપ હોવાથી તેની ભોગવિના નિવૃત્તિ થતી નથી. તેથી વેદાંતશાસ્ત્રનું શ્રવણાદિ કર્યાં છતાં પણ તે મુમુક્ષુને બ્રહ્મજ્ઞાન થઇ શકતું નથી. પછી જ્યારે તે પ્રારબ્ધકર્મની નિવૃત્તિ થાય છે ત્યારે સદ્ગુરુના ઉપદેશવિના પણ તે મુમુક્ષુને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. ૪૫

બ્રહ્મવિચાર કર્યાં છતાં જો તે જન્મમાં મુમુક્ષુને બ્રહ્મજ્ઞાન ન થાય તો પછીના જન્મમાં તેને બ્રહ્મજ્ઞાન થાય છે, એટલે બ્રહ્મવિચાર નિરર્થક નથી એમ જણાવે છેઃ—

**योगभ्रष्टस्य गीतायामतीते वहुजन्मनि ।**
**प्रतिबंधक्षयः प्रोक्तो न विचारोऽप्यनर्थकः ॥ ४६ ॥**

गीतायां योगभ्रष्टस्य वहुजन्मनि अतीते [ सति ] प्रतिबंधक्षयः प्रोक्तः, [ अतः ] विचारः अपि अनर्थकः न ॥

શ્રીમદ્ભગવદ્ગીતામાં બ્રહ્મવિચાર કર્યાં છતાં પણ જેમને બ્રહ્મસાક્ષાત્કાર થયો નથી એવા યોગભ્રષ્ટને ઘણા જન્મો વ્યતીત થયા પછી તેમના પ્રતિબંધનો નાશ થઇ બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે એમ શ્રીકૃષ્ણભગવાને અર્જુન-પ્રતિ કહ્યું છે. આથી બ્રહ્મવિચાર કદીપણ વ્યર્થ થતો નથી, અર્થાત્ તે બ્રહ્મ-સાક્ષાત્કારરૂપ ફલ આપનારો થાય છે. ૪૬

ભગવદ્ગીતામાં નિરૂપણ કરેલા અર્થને ભગવદ્ગીતાના ચાર શ્લોકોનો અનુવાદ કરીને જણાવે છેઃ—

**प्राप्य पुण्यकृतां लोकानात्मतत्त्वविचारतः ।**
**शुचीनां श्रीमतां गेहे साभिलाषोऽभिजायते ॥ ४७ ॥**

साभिलाषः आत्मतत्त्वविचारतः पुण्यकृतां लोकान् प्राप्य शुचीनां श्रीमतां गेहे अभिजायते ॥

વિષયાભિલાષવાળો યોગભ્રષ્ટ પુરુષ આત્મસ્વરૂપના વિચારથી પુણ્ય કર-નારાઓના સ્વર્ગાદિ લોકોને પામીને–સ્વર્ગાદિનાં સુખોના ભોગનો અનુભવ કરીને–પૃથ્વીઉપર પવિત્ર ધનવાનોને ઘેર ઉત્પન્ન થાય છે. ૪૭

વિષયાભિલાષવાળા યોગભ્રષ્ટની ગતિ કહીને હવે વૈરાગ્યવાળા યોગભ્રષ્ટની ગતિ કહે છેઃ—

अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
निःस्पृहो ब्रह्मतत्त्वस्य विचारात्तद्धि दुर्लभम् ॥ ४८ ॥

अथवा निःस्पृहः ब्रह्मतत्त्वस्य विचारात् धीमतां योगिनां एव कुले भवति, तत् दुर्लभं हि ॥

હવે જો તે યોગભ્રષ્ટ વિષયની સ્પૃહાથી રહિત હોય તો બ્રહ્મસ્વરૂપના વિચારથી આત્મસ્વરૂપના નિશ્ચયવાળા અને બ્રહ્મમાં ચિત્તની એકાગ્રતાવાળા પુરુષોના કુલમાં તે ઉત્પન્ન થાય છે. આવી રીતનો તે જન્મ અવશ્ય દુર્લભ છે. અલ્પપુણ્યવાળાને એવે ઠેકાણે જન્મની પ્રાપ્તિ થવી સંભવિત નથી. ૪૮

તેવા જન્મના દુર્લભપણાનું પ્રતિપાદન કરે છેઃ—

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयस्तस्मादेतद्धि दुर्लभम् ॥ ४९ ॥

हि तत्र पौर्वदेहिकं तं बुद्धिसंयोगं लभते, च ततः भूयः यतते, तस्मात् एतत् दुर्लभम् ॥

વળી તે જન્મમાં તેને પૂર્વજન્મના તે બ્રહ્મનિશ્ચયનો સંયોગ પ્રાપ્ત થાય છે, અને પછી તે પૂર્વજન્મના પ્રયત્નના કરતાં અધિક પ્રયત્ન કરે છે, તેથી આ જન્મ દુર્લભજ ગણાય છે. ૪૯

પૂર્વના બ્રહ્મવિચારના અભ્યાસનુ તેને વર્તમાનમાં થનારુ ફલ જણાવે છેઃ-

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥ ५० ॥

तेन पूर्वाभ्यासेन एव अवशः अपि ह्रियते, [ एवं ] अनेकजन्मसंसिद्धः सः ततः परां गतिं याति ॥

યોગભ્રષ્ટના તે પૂર્વજન્મના અભ્યાસવડેજ તે યોગભ્રષ્ટ પરાધીન હોય તોપણ બ્રહ્મવિચારભણી આકર્ષાય છે, અને તે પરમાદરપૂર્વક બ્રહ્મવિચાર કરે છે. પછી અનેક જન્મવડે ઉત્તમપ્રકારનો બ્રહ્મવેત્તા થઇ તે બ્રહ્મવેત્તા તે બ્રહ્મજ્ઞાનવડે ઉત્તમ ગતિને એટલે વિદેહમુક્તિને પામે છે. ૫૦

જેના અંતઃકરણમાં બ્રહ્મલોકના ભોગોની ઇચ્છા હોય તે બ્રહ્મવિચાર કર્યા છતાં પણ બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરી શકતો નથી એમ જણાવે છેઃ—

ब्रह्मलोकाभिवांछायां सम्यक्सत्यां निरुध्य ताम् ।
विचारयेद्य आत्मानं न तु साक्षात्करोत्ययम् ॥ ५१ ॥

ब्रह्मलोकाभिवांछायां सम्यक् सत्यां तां निरुध्य यः आत्मानं विचारयेत् अयं तु न साक्षात्करोति ॥

પોતાના અંતઃકરણમાં બ્રહ્મલોકની પ્રાપ્તિની દૃઢ ઇચ્છા છતાં તે ઇચ્છાનો નિરોધ કરીને જે મુમુક્ષુ આત્મસ્વરૂપનો વિચાર કરે છે આ મુમુક્ષુ અવશ્ય બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છારૂપ પ્રતિબંધ હોવાથી આત્માનો સાક્ષાત્કાર કરી શકતો નથી. ૫૧

આત્મવિચાર કર્યાં છતાં બ્રહ્મલોકની વાસનાથી બ્રહ્મલોકમાં ગયેલા તે મુમુક્ષુની શી ગતિ થાય છે તે જણાવે છેઃ—

वेदांतविज्ञानसुनिश्चितार्था इति शास्त्रतः ।
ब्रह्मलोके स कल्पांते ब्रह्मणा सह मुच्यते ॥ ५२ ॥

" वेदांतविज्ञानसुनिश्चितार्थाः " इति शास्त्रतः सः ब्रह्मलोके कल्पांते ब्रह्मणा सह मुच्यते ॥

" વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા વિજ્ઞાનમાં અત્યંત દૃઢ નિશ્ચયવાળા પુરુષો " આ શ્રુતિરૂપ શાસ્ત્રથી તે મુમુક્ષુ બ્રહ્મલોકમા બ્રહ્માના શરીરનું પતન થાય ત્યારે બ્રહ્માની સાથે વિદેહકૈવલ્યને પામે છે. ૫૨

પાપસંસ્કારના બહુપણાથી કેટલાક મનુષ્યોને આત્મવિચાર કરવાની ઇચ્છાજ થતી નથી એમ જણાવે છેઃ—

केषांचित्स विचारोऽपि कर्मणा प्रतिबध्यते ।
श्रवणायापि बहुभिर्यो न लभ्य इति श्रुतेः ॥ ५३ ॥

" श्रवणायापि बहुभिः यः न लभ्यः " इति श्रुतेः केषांचित् सः विचारः अपि कर्मणा प्रतिबध्यते ॥

જે પરમાત્મા ઘણા મનુષ્યોને શ્રવણને માટે પણ પ્રાપ્ત થવાયોગ્ય નથી આવા ભાવની શ્રુતિ હોવાથી કેટલાક મનુષ્યને તે આત્મવિચાર પણ પાપકર્મના સંસ્કારવડે પ્રતિબંધ પામે છે ૫૩

આત્મવિચાર કરવામા જે પુરુષો અસમર્થ હોય તેમણે નિરંતર બ્રહ્મની ઉપાસના કરવી જોઇએ એમ નીચેના શ્લોકથી જણાવે છે.—

अत्यंतबुद्धिमांद्याद्वा सामग्र्या वाप्यसंभवात् ।
यो विचारं न लभते ब्रह्मोपासीत सोऽनिशम् ॥ ५४ ॥

अत्यंतबुद्धिमांद्यात् वा सामग्र्याः अपि असंभवात् वा यः विचारं न लभते सः ब्रह्म अनिशं उपासीत ॥

પોતાની બુદ્ધિના અત્યંત મંદપણાથી અથવા બ્રહ્મોપદેશ કરનારા સદ્ગુરુની અપ્રાપ્તિરૂપ, વેદાંતશાસ્ત્રની અપ્રાપ્તિરૂપ અથવા અનુકૂલ દેશકાલાદિની અપ્રાપ્તિરૂપ સામગ્રીના અસંભવથી જે જિજ્ઞાસુ પુરુષ આત્મવિચારને પ્રાપ્ત ન કરી શકે તે પુરુષ નિરંતર બ્રહ્મની ઉપાસના કરે. ૫૪

નિર્ગુણબ્રહ્મ ગુણરહિત હોવાથી તેની ઉપાસના સંભવી શકે નહિ એમ શંકા થાય તો તેના સમાધાનમાં સગુણબ્રહ્મની ઉપાસનાની રીતે નિર્ગુણબ્રહ્મની ઉપાસના પણ સંભવી શકે છે એમ જણાવે છેઃ—

**निर्गुणब्रह्मतत्त्वस्य न ह्युपास्तेरसंभवः ।**
**सगुणब्रह्मणीवात्र प्रत्ययावृत्तिसंभवात् ॥ ५५ ॥**

सगुणब्रह्मणि इव अत्र प्रत्ययावृत्तिसंभवात् निर्गुणब्रह्मतत्त्वस्य उपास्तेः असंभवः न हि ॥

સગુણબ્રહ્મની પેઠે આ નિર્ગુણબ્રહ્મમાં પણ અંતઃકરણની વૃત્તિઓની આવૃત્તિ કરવારૂપ ઉપાસનાનો સંભવ હોવાથી નિર્ગુણબ્રહ્મસ્વરૂપની ઉપાસનાનો અસંભવ નથી, અર્થાત્ સગુણબ્રહ્મના અનુસંધાનની પેઠે નિર્ગુણબ્રહ્મનું અનુસંધાન પણ સંભવી શકે છે. ૫૫

નિર્ગુણબ્રહ્મ વાણીના અને મનના અવિષયરૂપ છે તેથી તેના ચિંતનરૂપ ઉપાસના સંભવી શકે નહિ એવી કોઈ શંકા કરે તો તેના સમાધાનમાં જ્ઞાનપક્ષમાં પણ આ દોષ આવે છે એમ કહે છેઃ—

**अवाङ्मनसगम्यं तन्नोपास्यमिति चेत् तदा ।**
**अवाङ्मनसगम्यस्य वेदनं न च संभवेत् ॥ ५६ ॥**

तत् अवाङ्मनसगम्यं न उपास्यं इति चेत् तदा अवाङ्मनसगम्यस्य वेदनं च न संभवेत् ॥

તે નિર્ગુણબ્રહ્મ વાણીના ને મનના અવિષયરૂપ હોવાથી તેની ઉપાસના સંભવી શકે નહિ એમ જો તમે કહો તો વાણીના ને મનના અવિષયરૂપ બ્રહ્મનું જ્ઞાન પણ સંભવી શકે નહિ એમ તમારે માનવું પડશે, જે અયોગ્ય છે. ૫૬

બ્રહ્મ વાણીના ને મનના અવિષયરૂપ છે એવું જ્ઞાન સંભવી શકે છે એમ જો તમે કહો તો તેવીજ રીતે બ્રહ્મની ઉપાસના પણ સંભવી શકે છે એમ કહે છેઃ—

**वागाद्यगोचराकारमित्येवं यदि वेत्त्यसौ ।**
**वागाद्यगोचराकारमित्युपासीत नो कुतः ॥ ५७ ॥**

वागाद्यगोचराकारं इति एवं यदि असौ वेत्ति, [ तर्हि ] वागाद्यगोचराकारं इति कुतः नो उपासीत ? ॥

વાણીના ને મનના અવિષયરૂપસ્વરૂપવાળું બ્રહ્મ છે એવી રીતે આ મુમુક્ષુ જાણે છે એમ જો તમે કહો, તો વાણી અને મનના અવિષયરૂપસ્વરૂપવાળું બ્રહ્મ છે એવી રીતે તે બ્રહ્મની ઉપાસના મુમુક્ષુ કેમ ન કરી શકે? અર્થાત્ કરી શકે. ૫૭

નિર્ગુણબ્રહ્મ જો ઉપાસના કરવાયોગ્ય થાય તો તે ગુણવાળું થશે એવી આશંકા કરીને તેનું જ્ઞાનનું વિષયપણું માનવાથી પણ તેને ગુણવાળું માનવું પડશે એમ કહે છેઃ—

सगुणत्वमुपास्यत्वाद्यदि वेद्यत्वतोऽपि तत् ।
वेद्यं चेल्लक्षणावृत्त्या लक्षितं समुपास्यताम् ॥ ५८ ॥

यदि उपास्यत्वात् सगुणत्वं [ तर्हि ] वेद्यत्वतः अपि तत् [ भविष्यति एव ] लक्षणावृत्त्या वेद्यं चेत् लक्षितं समुपास्यताम् ॥

જો ઉપાસ્યપણાથી બ્રહ્મનું સગુણપણું થાય તો જ્ઞાનના વિષયપણાથી પણ તે બ્રહ્મ સગુણ થશેજ. જો તમે કહો કે લક્ષણાવૃત્તિવડે બ્રહ્મ જ્ઞાનના વિષયરૂપ થાય છે તો લક્ષણાવૃત્તિવડે જ્ઞાત થનારા બ્રહ્મની લક્ષણાવૃત્તિવડે સારી રીતે ઉપાસના કરવી. ૫૮

નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો શ્રુતિએ નિષેધ કરેલો છે એવી વાદીની શંકા નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

ब्रह्म विद्धि तदेव त्वं न त्विदं यदुपासते ।
इति श्रुतेरुपास्यत्वं निषिद्धं ब्रह्मणो यदि ॥ ५९ ॥

तत् एव ब्रह्म त्वं विद्धि, तु यत् इदं उपासते [ तत् ] न इति श्रुतेः ब्रह्मणः उपास्यत्वं निषिद्धं [ इति ] यदि [ वदसि चेत् ] ॥

" જે મનવાણીના વિષયરૂપ નથી તેજ બ્રહ્મ છે એમ તું જાણ, પણ ઉપાસક જે આ નામરૂપવાળા પદાર્થની તેને બ્રહ્મ માની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી " એવી શ્રુતિથી નિર્ગુણબ્રહ્મનુ ઉપાસ્યપણુ નિષિદ્ધ છે એમ જો તમે કહો તો; ૫૯

તમારી શંકાનું સમાધાન સાંભળોઃ—

विदितादन्यदेवेति श्रुतेर्वेद्यत्वमस्य न ।
यथाश्रुत्यैव वेद्यं चेत्तथाश्रुत्याऽप्युपास्यताम् ॥ ६० ॥

विदितात् अन्यत् एव इति श्रुतेः अस्य वेद्यत्व न, यथाश्रुत्या एव वेद्यं चेत् तथाश्रुत्या अपि उपास्यताम् ॥

જો તમે કહો છો એ વાત સત્ય માનીએ તો "જાણેલા પદાર્થથી તે નિર્ગુણબ્રહ્મ ભિન્નજ છે" એવી શ્રુતિથી આ નિર્ગુણબ્રહ્મનું જાણવાયોગ્યપણું નથી એમ સિદ્ધ થાય. શ્રુતિએ પ્રતિપાદન કરેલી રીતે તે જાણવાયોગ્ય છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે શ્રુતિએ કહેલી રીતેજ તે બ્રહ્મની ઉપાસના કરવી.

"જેનુ મનવડે મનન થઇ શકતું નથી." એવા ભાવવાળી શ્રુતિએ ઉપાસ્ય-ના બ્રહ્મપણાનો નિષેધ કરેલો છે. "જે વાણીથી ને મનથી પર છે તેજ બ્રહ્મ છે એમ તું જાણ. મનુષ્ય જેની ઉપાસના કરે છે તે બ્રહ્મ નથી" એમ પણ શ્રુતિમાં કહ્યુ છે. એવી શ્રુતિઓ બ્રહ્મના ઉપાસ્યપણાનો નિષેધ કરે છે એમ જો વાદી કહે તો તેના ઉત્તરમાં સિદ્ધાંતી કહે છે કેઃ–"તે બ્રહ્મ જાણેલા પદાર્થથી અને નહિ જાણેલા પદાર્થથી પણ ભિન્ન છે" એમ પણ શ્રુતિમાં કહ્યુ છે, તેથી બ્રહ્મ જ્ઞાનનો વિષય થઇ શકે નહિ એમ તમારે માનવું જોઇએ. જો વાદી કહે કે શ્રુતિમાં કહેલી રીતે બ્રહ્મ જ્ઞાનનો વિષય થઇ શકે છે તો સિદ્ધાંતી કહે છે કે શ્રુતિમા કહેલી રીતે તે બ્રહ્મની ઉપાસના પણ થઇ શકે છે. ૬૦

બ્રહ્મનું વેદ્યપણું વાસ્તવિક નથી એમ જો વાદી કહે તો બ્રહ્મનુ ઉપાસ્ય-પણું પણ વાસ્તવિક નથી એમ સિદ્ધાંતી કહે છેઃ-

अवास्तवी वेद्यता चेदुपास्यत्वं तथा न किम् ।
वृत्तिव्याप्तिर्वेद्यता चेदुपास्यत्वेऽपि तत्समम् ॥ ६१ ॥

वेद्यता अवास्तवी चेत् उपास्यत्वं तथा न किम् ? वृत्तिव्याप्तिः वेद्यता चेत् उपास्यत्वे अपि तत् समम् ॥

બ્રહ્મનું વેદ્યપણું અવાસ્તવિક છે એમ જો તમે કહો તો બ્રહ્મનુ ઉપાસ્યપણું પણ તેવું (અવાસ્તવિક) નથી શુ ? વૃત્તિવ્યાપ્તિ (અંતઃકરણની વૃત્તિવડે બ્રહ્મસ્વરૂપપરના આવરણનો ભંગ થયો તે) વેદ્યપણું છે એમ જો તમે કહો તો ઉપાસ્યપણામાં પણ તે સમાન છે, અર્થાત્ તેમાં પણ આવરણનો ભંગ કરી ઉપાસ્યને આકારે અંતઃકરણની વૃત્તિ થાય છે. ૬૧

નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો દ્વેષ કરવો ઉચિત નથી, કેમકે ઘણી શ્રુતિઓ-માં નિર્ગુણબ્રહ્મની ઉપાસના વર્ણવેલી છે એમ કહે છેઃ—

का ते भक्तिरुपास्तौ चेत्कस्ते द्वेषस्तदीरय ।
मानाभावो न वाच्योऽस्यां बहुश्रुतिषु दर्शनात् ॥ ६२ ॥

उपास्तौ ते का भक्तिः [ इति ] चेत् ? ते कः द्वेषः तत् ईरय, बहुश्रुतिषु दर्शनात् अस्यां मानाभावः न वाच्यः ॥

નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં તમારી આટલી બધી ભક્તિ કેમ છે ? એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં તમારો આટલો બધો દ્વેષ શામાટે છે ? તે કહો. ઘણી શ્રુતિઓમાં નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો ઉપદેશ કરેલો જોવામાં આવે છે તેથી નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં પ્રમાણનો અભાવ છે એમ તમારાથી કહી શકાય નહિ. ૬૨

હવે કઇ શ્રુતિઓમાં નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનું નિરૂપણ કરેલું છે તે જણાવે છેઃ—

**उत्तरस्मिँस्तापनीये शैब्यप्रश्नेऽथ काठके ।**

**मांडूक्यादौ च सर्वत्र निर्गुणोपास्तिरीरिता ॥ ६३ ॥**

उत्तरस्मिन् तापनीये, शैब्यप्रश्ने, अथ काठके च मांडूक्यादौ सर्वत्र निर्गुणोपास्तिः ईरिता [ अस्ति ]॥

અથર્વવેદની નૃસિંહ–ઉત્તરતાપનીયનામની ઉપનિષદ્‌માં, પ્રશ્નોપનિષદ્‌માં શૈબ્યનામના મુનિના પ્રશ્નમાં, વળી કાઠકોપનિષદ્‌માં અને માંડૂક્ય આદિ સર્વ ઉપનિષદોમાં નિર્ગુણબ્રહ્મની ઉપાસના કહેલી છે. ૬૩

[ ઉપનિષદોનામના આનંદાશ્રમ–ગ્રીલખા–માંથી પ્રકટ થયેલા પુસ્તકમાં ઉપર જણાવેલી ઉપનિષદો આવી જાય છે, માટે જેમને તે સંબધી વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે તે ગ્રથમાં જોવું. ]

નિર્ગુણબ્રહ્મની ઉપાસના કેવી રીતે થાય છે તે જણાવે છેઃ—

**अनुष्ठानप्रकारोऽस्याः पंचीकरण ईरितः ।**

**ज्ञानसाधनमेतच्चेन्नेति केनात्र वारितम् ॥ ६४ ॥**

अस्याः अनुष्ठानप्रकारः पंचीकरणे ईरितः [ अस्ति, ] एतत् ज्ञानसाधनं [ इति ] चेत् ? अत्र न इति केन वारितम् ? ॥

આ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાના અનુષ્ઠાનનો પ્રકાર શ્રીસુરેશ્વરાચાર્યકૃત પચીકરણમાં કહેલો છે. આ ઉપાસના જ્ઞાનનું સાધન છે એમ જો તમે કહો તો આ ઉપાસના જ્ઞાનનું સાધન નથી એમ તેનું કોણે નિવારણ કરેલું છે ?

અર્થાત નિર્ગુણ–ઉપાસનાવડે નિર્ગુણબ્રહ્મનું જ્ઞાન થાય છે, અને નિર્ગુણ-બ્રહ્મના જ્ઞાનથી વિદેહકૈવલ્યનો લાભ થાય છે. ૬૪

ઘણા મનુષ્યો સગુણબ્રહ્મની ઉપાસના કરે છે, પણ નિર્ગુણબ્રહ્મની ઉપાસના

કોઇ કરતું નથી, માટે નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવાયોગ્ય નથી એમ જો વાદી શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

नानुतिष्ठति कोऽप्येतदिति चेन्माऽनुतिष्ठतु ।
पुरुषस्यापराधेन किमुपास्तिः प्रदुष्यति ? ॥ ९५ ॥

कः अपि एतत् न अनुतिष्ठति इति चेत् मा अनुतिष्ठतु, पुरुषस्य अपराधेन उपास्तिः प्रदुष्यति किम् ? ॥

કોઇ પણ મનુષ્ય આ નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરતો નથી એમ જો તમે કહો તો ભલે કોઇ નિર્ગુણબ્રહ્મની ઉપાસના ન કરે, મનુષ્યના અપરાધવડે શું ઉપાસના દોષયુક્ત થાય ? અર્થાત્ કોઇ મનુષ્ય નિર્ગુણબ્રહ્મની ઉપાસના ન કરે તેથી કરીને નિર્ગુણબ્રહ્મની ઉપાસના દોષયુક્ત થતી નથી, તાત્પર્ય કે શ્રુતિરૂપ પ્રમાણથી સિદ્ધ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાને ખોટી કહી શકાય નહિ. ૯૫

શ્રુતિરૂપ પ્રમાણથી સિદ્ધ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનું અનુષ્ઠાન કોઇ કરતું ન હોય તો તેથી તે નિર્ગુણબ્રહ્મની ઉપાસના ત્યજવાયોગ્ય સિદ્ધ થતી નથી એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

इतोऽप्यतिशयं मत्वा मंत्रान्वश्यादिकारिणः ।
मूढा जपंतु तेभ्योऽतिमूढाः कृषिमुपासताम् ॥ ९६ ॥

मूढाः इतः अपि अतिशयं मत्वा वश्यादिकारिणः मंत्रान् जपन्तु, [ अथवा ] तेभ्यः अतिमूढाः कृषिं उपासताम् ॥

મૂઢ મનુષ્યો સગુણબ્રહ્મની ઉપાસનાથી પણ અધિક લાભદાયક માનીને વશીકરણાદિ મંત્રોનો જપ કરો, અથવા તેમનાથી પણ અત્યંત મૂઢ મનુષ્યો ખેડ કરો.

કેટલોક સમય ગયા પછી ફલ દેનારી સગુણબ્રહ્મની ઉપાસનાના કરતાં વશીકરણ આદિ મંત્રોને આ લોકમાં ફલ દેનારા મોટા ગુણવાળા માનીને મૂર્ખ લોકો તે મંત્રોના જપ આદિમાં જો પ્રવૃત્ત થાય તો તેથી સગુણબ્રહ્મની ઉપાસનાનો મહિમા જાણનારા સગુણબ્રહ્મની ઉપાસનાનો ત્યાગ કરતા નથી. વશીકરણાદિ મંત્રોમાં નિયમપૂર્વક જપ કરવો આદિ નિયમોની અપેક્ષા હોવાથી અતિસ્થૂલ બુદ્ધિવાળા મનુષ્યો એવા મંત્રોના કરતાં નિયમોની અપેક્ષાવિનાનાં ખેતી અને વેપાર આદિને વધારે ઉપકારક માનીને તેમાં પ્રવૃત્ત થાય છે, પણ તેમની તેવી પ્રવૃત્તિથી વશીકરણાદિ મંત્રોમાં પ્રવૃત્તિ કરનારા તે મંત્રોના જપનું અનુષ્ઠાન ત્યજી દેતા નથી. એવી રીતે સાંસારિક ફલની ઇચ્છા કરનારા મનુષ્યો

નિર્ગુણબ્રહ્મની ઉપાસના ન કરતા હોય તેથી મુમુક્ષુઓ નિર્ગુણબ્રહ્મના ઉપાસનાનો ત્યાગ કરતા નથી. ૬૬

પ્રસંગથી પ્રાપ્ત થયેલી ચર્ચાની સમાપ્તિ કરીને હવે ચાલુ વિષયનું નિરૂપણ કરે છે:—

तिष्ठंतु मूढाः प्रकृता निर्गुणोपास्तिरीर्यते ।
विद्यैक्यात्सर्वशाखास्थान्गुणानत्रोपसंहरेत् ॥ ६७ ॥

मूढाः तिष्ठंतु, प्रकृता निर्गुणोपास्तिः ईर्यते, विद्यैक्यात् सर्वशाखास्थान् गुणान् अत्र उपसंहरेत् ॥

અજ્ઞાની મનુષ્યોની વાત આટલેથી પૂરી થાઓ. એ વિષે વિશેષ કહેવું ઉપયોગી નથી. હવે જેનું નિરૂપણ કરવાનો આરંભ કર્યો છે તેવી નિર્ગુણબ્રહ્મની ઉપાસના કહેવાય છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસનાના એકપણાથી વેદોની સર્વ શાખાઓમાં કહેલા બ્રહ્મના ગુણોનો આ નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં ઉપસંહાર કરવો, અર્થાત્ નિર્ગુણબ્રહ્મની ઉપાસના એક હોવાથી વેદોની ભિન્ન ભિન્ન શાખાઓમાં કહેલા ઉપાસ્યરૂપ નિર્ગુણબ્રહ્મના ગુણોનો આ નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં ઉપસંહાર કરીને નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવી. ૬૭

બ્રહ્મના આનંદાદિ ગુણોનો ઉપસંહાર બ્રહ્મની ઉપાસનામાં કરવો એમ **શ્રીવ્યાસભગવાને** કહેલું છે એમ જણાવે છે:—

आनंदादेर्विधेयस्य गुणसंघस्य संहृतिः ।
आनंदादय इत्यस्मिन्सूत्रे व्यासेन वर्णिता ॥ ६८ ॥

आनंदादेः विधेयस्य गुणसंघस्य संहृतिः " आनंदादयः " इति अस्मिन् सूत्रे व्यासेन वर्णिता ॥

આનંદાદિ બ્રહ્મના વિધાન કરવાયોગ્ય ગુણના સમૂહનો બ્રહ્મની ઉપાસનામાં ઉપસંહાર કરવો એમ "आनंदादयः प्रधानस्य" ( આનંદાદિ બ્રહ્મના ગુણો વા સ્વભાવો છે તે સર્વ શાખામાંથી ઉપાસનામાં લેવા ) આ સૂત્રમાં **શ્રીવ્યાસભગવાને** વર્ણવેલુ છે.

વિધાન કરવાયોગ્ય એટલે વેદનાં વિધિવાક્યોવડે સમજવાજેવા અને નિષેધ્ય એટલે વેદના નિષેધ કરનારાં વચનોવડે સમજવાજેવા. " બ્રહ્મ આનંદરૂપ છે " અને " બ્રહ્મ વિજ્ઞાનરૂપ ને આનંદરૂપ છે " ઇત્યાદિ બ્રહ્મના વિધેયગુણ કહેવાય છે. ૬૮

બ્રહ્મના વિધેય ગુણોની પેઠે બ્રહ્મના નિષેધ્ય ગુણોનો પણ ઉપાસનામાં ઉપસંહાર કરવો એમ **શ્રીવ્યાસભગવાને** કહેલુ છે એમ જણાવે છે:—

अस्थूलादेर्निषेध्यस्य गुणसंघस्य संहृतिः ।
तथा व्यासेन सूत्रेऽस्मिन्नुक्ताऽक्षरधियां त्विति ॥ ६९ ॥

तथा व्यासेन "अक्षरधियां तु०" इति अस्मिन् सूत्रे अस्थूलादेः निषेध्यस्य गुणसंघस्य संहृतिः उक्ता ॥

જેમ બ્રહ્મના વિધેય ગુણોનો બ્રહ્મની ઉપાસનામાં ઉપસંહાર કરવાનું કહેલું છે તેમ વ્યાસભગવાને "अक्षरधियां तु०" (બ્રહ્મમાં દ્વૈતસબંધી વિશેષોના નિષેધનો નિશ્ચય સર્વ ઉપનિષદોમાં સરખો છે) આ સૂત્રમાં બ્રહ્મના અસ્થૂલાદિ નિષેધ કરવાયોગ્ય ગુણના સમૂહનો બ્રહ્મની ઉપાસનામાં ઉપસંહાર કરવાનું કહેલું છે.

અસ્થૂલાદિમાં જે આદિ શબ્દ છે તેવડે અનણુ, અહ્રસ્વ, અદૃશ્ય, અગ્રાહ્ય, અશબ્દ, અસ્પર્શ, અરૂપ ને અવ્યય ઇત્યાદિ વેદની ભિન્ન ભિન્ન શાખામાં કહેલા બ્રહ્મના નિષેધ કરવાયોગ્ય ગુણોનું ગ્રહણ કરવું. ૬૯

નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં ગુણોનો ઉપસંહાર કરવો યોગ્ય નથી, કેમકે તેમ કરવાથી તે ઉપાસનાનું નિર્ગુણબ્રહ્મની ઉપાસનાપણું રહેશે નહિ એમ જો વાદી કહે તો એ ઠપકો અમને આપવાયોગ્ય નથી એમ ગ્રંથકારશ્રી કહે છેઃ—

निर्गुणब्रह्मतत्त्वस्य विद्यायां गुणसंहृतिः ।
न युज्येतेत्युपालंभो व्यासं प्रत्येव मां न तु ॥ ७० ॥

निर्गुणब्रह्मतत्त्वस्य विद्यायां गुणसंहृतिः न युज्येत इति उपालंभः व्यासं प्रति एव, मां [ प्रति ] तु न ॥

નિર્ગુણબ્રહ્મસ્વરૂપની ઉપાસનામાં બ્રહ્મના ગુણોનો ઉપસંહાર કરવો યોગ્ય નથી, અર્થાત બ્રહ્મને નિર્ગુણ કહીને પછી તેમા ગુણોનો ઉપસહાર કરવો તે ઉચિત નથી આવો ઠપકો ભગવાન્ વ્યાસનેજ તમારે આપવો જોઇએ, મને એ ઠપકો નજ આપવો જોઇએ, કેમકે હું તો ભગવાન્ વ્યાસે જે વાત વેદાંતદર્શનમાં કહી છે તેનો અનુવાદ કરીને કહુ છુ. વ્યાસભગવાન્ સર્વજ્ઞ હોવાથી તેમણે પ્રતિપાદન કરેલા વિષયમાં તમારા જેવાએ એવી શંકા કરવી ઉચિત નથી. ૭૦

જેનાં દાઢીમૂછ સોનાનાં છે તેવા ગુણવાળી મૂર્તિનું કથન નિર્ગુણબ્રહ્મમાં ન હોવાથી બ્રહ્મના વિધેય ગુણોવડે અને નિષેધ્ય ગુણોવડે નિર્ગુણબ્રહ્મની ઉપાસના

કહી છે એમ જો તમે કહો તો એમાં અમને કોઇ પ્રકારનો વિરોધ નથી એમ જણાવે છેઃ—

हिरण्यश्मश्रुसूर्यादिमूर्तीनामनुदाहृतेः।
अविरुद्धं निर्गुणत्वमिति चेत्तुष्यतां त्वया ॥ ७१ ॥

हिरण्यश्मश्रुसूर्यादिमूर्तीनां अनुदाहृतेः निर्गुणत्वं अविरुद्धं इति चेत् त्वया तुष्यताम् ॥

સોનાના જેવી દાઢી અને મૂછવાળા સૂર્યાદિની મૂર્તિઓનું નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં કથન ન હોવાથી આનંદાદિસ્વભાવવાળા બ્રહ્મનું નિર્ગુણપણું વિરોધ-રહિત છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તમે તેવા અંગી-કારવડે સંતોષ પામો, અર્થાત્ તમારા તે કથનનું ખંડન કરવાની અમને આવશ્યકતા નથી. ૭૧

આનંદાદિ વિધેયગુણોનો અને સ્થૂલ આદિ નિષેધ્ય ગુણોનો ઉપાસના કરવાયોગ્ય બ્રહ્મમાં પ્રવેશ થવો અશક્ય હોવાથી તે તે ગુણોવાળા બ્રહ્મની ઉપાસના કેવી રીતે થઇ શકે એમ જો તમે શંકા કરો તો તેનું ઉત્તર સાંભળોઃ—

गुणानां लक्षकत्वेन न तत्त्वेऽतःप्रवेशनम्।
इति चेदस्त्वेवमेव ब्रह्मतत्त्वमुपास्यताम् ॥ ७२ ॥

गुणानां लक्षकत्वेन तत्त्वे अंतःप्रवेशनं न [ भवति ] इति चेत्, एवं एव अस्तु, ब्रह्मतत्त्वं उपास्यताम् ॥

આનંદાદિ અને અસ્થૂલાદિ બ્રહ્મના ગુણોનો લક્ષકપણાવડે (ઓળખાણ કરાવવાવડે) બ્રહ્મસ્વરૂપની અંતર પ્રવેશ થતો નથી એમ જો તમે કહો તો તે એમજ હો. તમે તેવી રીતે બ્રહ્મસ્વરૂપની ઉપાસના કરો. ૭૨

તેવી ઉપાસનાનો પ્રકાર જણાવે છેઃ—

आनंदादिभिरस्थूलादिभिश्चात्माऽत्र लक्षितः।
अखंडैकरसः सोऽहमस्मीत्येवमुपासते ॥ ७३ ॥

अत्र [ यः ] अखंडैकरसः आत्मा आनंदादिभिः च अस्थूलादिभिः लक्षितः सः अहं अस्मि इति एवं उपासते ॥

અહીં એટલે સર્વ ઉપનિષદોમાં જે અખંડ અને એકરસ આત્મા આનંદાદિ ગુણોવડે અને અસ્થૂલાદિ ગુણોવડે લક્ષણાથી જણાવેલો છે તે આત્મા હું છું એવી રીતે મુમુક્ષુઓ નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરે છે, ૭૩

તો પછી બ્રહ્મજ્ઞાનમાં અને નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં ભેદ શામાટે માનવામાં આવે છે એમ જો શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ-

**वोधोपास्त्योर्विशेषः क इति चेदुच्यते शृणु ।**
**वस्तुतंत्रो भवेद्बोधः कर्तृतंत्रमुपासनम् ॥ ७४ ॥**

वोधोपास्त्योः कः विशेषः इति चेत्, उच्यते शृणु, वोधः वस्तुतंत्रः भवेत्, उपासनं [ तु ] कर्तृतंत्रं [ अस्ति ] ॥

તો પછી નિર્ગુણબ્રહ્મના જ્ઞાનમાં અને નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં શો ફેર છે એમ જો તમે કહો તો તેનું ઉત્તર કહેવાય છે તે સાંભળો. નિર્ગુણબ્રહ્મનું જ્ઞાન નિર્ગુણબ્રહ્મરૂપ વસ્તુને આશ્રયે રહેલું છે, અને નિર્ગુણબ્રહ્મની ઉપાસના તો નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારાને આશ્રયે રહેલી છે.

કોઇ પણ વસ્તુનું જ્ઞાન તે વસ્તુને આશ્રયે રહેલ છે, અને ઉપાસના અથવા ભાવના તો ઉપાસના કરનારને આશ્રયે રહેલ છે. શંકરના બાણુમાં પથ્થરનું જ્ઞાન થવું તે પથ્થરરૂપ વસ્તુને અધીન છે, પણ તેમાં શંકરની ભાવના કરવી વા ન કરવી તે મનુષ્યને અધીન છે. ૭૪

જ્ઞાનમાં અને ઉપાસનામાં વિલક્ષણપણું સિદ્ધ કરવામાટે નીચેના બે શ્લોકવડે જ્ઞાનનું કારણ, જ્ઞાનનું સ્વરૂપ ને જ્ઞાનનું ફલ જણાવે છેઃ—

**विचाराज्जायते वोधोऽनिच्छा यं न निवर्तयेत् ।**
**स्वोत्पत्तिमात्रात्संसारे दहत्यखिलसत्यताम् ॥ ७५ ॥**

विचारात् वोधः जायते, अनिच्छा यं न निवर्तयेत्, स्वोत्पत्तिमात्रात् संसारे अखिलसत्यतां दहति ॥

બ્રહ્મસ્વરૂપના વિચારથી બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન ઉત્પન્ન થાય છે. મનુષ્યની ઇચ્છાનો અભાવ તે જ્ઞાનનું નિવારણ કરી શકતો નથી. તે બ્રહ્મજ્ઞાન પોતાની ઉત્પત્તિમાત્રથી સંસારમાં રહેલી સમગ્ર સત્યતાને બાળી નાંખે છે. ૭૫

**तावता कृतकृत्यः सन्नित्यतृप्तिमुपागतः ।**
**जीवन्मुक्तिमनुप्राप्य प्रारब्धक्षयमीक्षते ॥ ७६ ॥**

तावता कृतकृत्यः सन् नित्यतृप्तिं उपागतः [ मुमुक्षुः ] जीवन्मुक्तिं अनुप्राप्य प्रारब्धक्षयं ईक्षते ॥

એટલાવડે એટલે સંસારની સત્યતાની નિવૃત્તિવડે કૃતાર્થ થઇને નિત્યતૃપ્તિને પ્રાપ્ત થયેલો મુમુક્ષુ શીઘ્ર જીવન્મુક્તિને પામીને વિદેહકૈવલ્યને માટે તે પ્રારબ્ધકર્મના નાશની વાટ જુએ છે. ૭૬

હવે બ્રહ્મજ્ઞાનથી બ્રહ્મની ઉપાસનાનું વિલક્ષણપણું સિદ્ધ કરવામાટે બ્રહ્મની ઉપાસનાનું સાધન, તેનું સ્વરૂપ અને તેનું ફલ જણાવે છેઃ—

**आप्तोपदेशं विश्वस्य श्रद्धालुरविचारयन् ।**

**चिंतयेत्प्रत्ययैरन्यैरनंतरितवृत्तिभिः ॥ ७७ ॥**

श्रद्धालुः आप्तोपदेशं विश्वस्य अविचारयन् अन्यैः प्रत्ययैः अनंतरितवृत्तिभिः चिंतयेत् ॥

શાસ્ત્રાદિકે કહેલી ઉપાસનામાં વિશ્વાસ રાખનારો મુમુક્ષુ વિશ્વાસ રાખવાયોગ્ય સમર્થ સદ્ગુરુના ઉપાસનાસંબંધી ઉપદેશમાં વિશ્વાસ રાખીને ઉપાસ્યના સ્વરૂપમાં સંશય નહિ રાખતાં અંતઃકરણની બીજી વૃત્તિઓવડે અંતરાય નહિ પામેલી વૃત્તિઓવડે બ્રહ્મનું ચિંતન કરે. તેવડે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. ૭૭

આવી ઉપાસના કેટલો સમય કરવી જોઈએ તે જણાવે છેઃ—

**यावच्चिंत्यस्वरूपत्वाभिमानः स्वस्य जायते ।**

**तावद्विचिंत्य पश्चाच्च तथैवाऽऽमृति धारयेत् ॥ ७८ ॥**

यावत् स्वस्य चिंत्यस्वरूपत्वाभिमानः जायते तावत् विचिंत्य पश्चात् च तथा एव आमृति धारयेत् ॥

જ્યાંસુધી પોતાના ઉપાસ્યસ્વરૂપપણાનું અભિમાન અંતઃકરણમાં ઉત્પન્ન થાય ત્યાંસુધી પોતાના ઉપાસ્યસ્વરૂપ બ્રહ્મનું સારી રીતે ચિંતન કરીને પછી તેવીજ રીતે પોતાના શરીરનો પાત થાય ત્યાંસુધી તેને ધારણ કરે, તેનો પરિત્યાગ ન કરે. ૭૮

ઉપાસકને ઉપાસ્યના સ્વરૂપપણાનું અભિમાન ઉત્પન્ન થાય છે એમ ઉદાહરણ આપીને સમજાવે છેઃ—

**ब्रह्मचारी भिक्षमाणो युतः संवर्गविद्यया ।**

**संवर्गरूपतां चित्ते धारयित्वा ह्यभिक्षत ॥ ७९ ॥**

संवर्गविद्यया युतः ब्रह्मचारी भिक्षमाणः [ सन् ] चित्ते संवर्गरूपतां धारयित्वा अभिक्षत हि ॥

સંવર્ગવિદ્યાથી યુક્ત કોઇ બ્રહ્મચારી અભિપ્રતારીનામના રાજાની આગળ ભિક્ષા માગતો છતો પોતાના અંતઃકરણમાં પોતાના સંવર્ગરૂપપણાને ધારણ કરીને ભિક્ષા માગતો હવો એ શ્રુતિપ્રસિદ્ધ છે.

અગ્નિ આદિ દેવોમાં વાયુ સંવર્ગ છે, અને વાણી આદિમાં મુખ્યપ્રાણ

સંવર્ગ એટલે તે સર્વનો પોતાનામાં ઉપસંહાર કરનારો છે. સંવર્ગગુણયુક્ત પ્રાણજ હું છું એવી ઉપાસના કરનારો કોઈ બ્રહ્મચારી પોતાનો પ્રાણથી અભેદ અનુભવીને અભિપ્રતારીરાજાપાસે ભિક્ષા માગવા આવ્યો હતો એવું વર્ણન છાંદોગ્ય-ઉપનિષદ્‌માં છે. ૭૯

ઉપાસકે ઉપાસ્યને આકારે પોતાના અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ સતત ચલાવવો જોઇએ એમ કહે છેઃ—

पुरुषस्येच्छया कर्तुमकर्तुं कर्तुमन्यथा ।
शक्योपास्तिरतो नित्यं कुर्यात्प्रत्ययसंततिम् ॥ ८० ॥

उपास्तिः पुरुषस्य इच्छया कर्तुं, अकर्तुं, अन्यथा कर्तुं शक्या, अतः प्रत्ययसंततिं नित्यं कुर्यात् ॥

ઉપાસના ઉપાસક પુરુષની ઇચ્છાવડે કરવાને, નહિ કરવાને અને શાસ્ત્રમાં કહેલી રીતથી બીજે પ્રકારે કરવાને શક્ય છે, આ કારણથી અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ઉપાસ્યને આકારે નિરંતર ચલાવવો જોઇએ. ૮૦

બ્રહ્મનું ધ્યાન કરનાર ઉપાસકે પોતાના અંતઃકરણને ધ્યાનના સંસ્કારોવડે યુક્ત કરવું જોઇએ એમ જણાવે છેઃ—

वेदाध्यायी ह्यप्रमत्तोऽधीते स्वप्नेऽधिवासतः ।
जपिता तु जपत्येव तथा ध्याताऽपि वासयेत् ॥ ८१ ॥

[ यथा ] हि अप्रमत्तः वेदाध्यायी अधिवासतः स्वप्ने अधीते, जपिता तु जपति एव, तथा ध्याता अपि वासयेत् ॥

જેવી રીતે સર્વદા સાવધાનતાવાળો થઇને ઋગ્વેદાદિનું અધ્યયન કરનાર પુરુષ તેની દૃઢ વાસનાવડે સ્વપ્નમાં પણ વેદનું અધ્યયન કરે છે, અને સતત જપ કરનારો પુરુષ પણ સ્વપ્નમાં જપજ કરે છે, તેવી રીતે બ્રહ્મનું ધ્યાન કરનારો ઉપાસક પણ ધ્યાનની દૃઢ વાસનાવડે સ્વપ્નમાં પણ ધ્યાન કરે. ૮૧

સ્વપ્નાદિકમાં પણ બ્રહ્મના ધ્યાનની અનુવૃત્તિ થવાનું કારણ જણાવે છેઃ—

विरोधिप्रत्ययं त्यक्त्वा नैरंतर्येण भावयन् ।
लभते वासनावेशात्स्वप्नादावपि भावनाम् ॥ ८२ ॥

विरोधिप्रत्ययं त्यक्त्वा नैरंतर्येण भावयन् [ मुमुक्षुः ] वासनावेशात् स्वप्नादौ अपि भावनां लभते ॥

બ્રહ્મધ્યાનની વિરોધી વૃત્તિઓનો ત્યાગ કરીને નિરંતર બ્રહ્મનું ધ્યાન

કરનારો મુમુક્ષુ તે ધ્યાનની વાસનાના આવેશથી સ્વપ્નમાં ને મનોરાજ્યમાં પણ બ્રહ્મધ્યાનને પ્રાપ્ત થાય છે. ૮૨

આરબ્ધકર્મવડે પ્રાપ્ત થનારા વિષયોનો ઉપભોગ કરનાર મુમુક્ષુ પુરુષથી નિરંતર બ્રહ્મધ્યાન કેવી રીતે કરી શકાય એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

भुंजानोऽपि निजारब्धमास्थातिशयतोऽनिशम् ।
ध्यातुं शक्तो न संदेहो विषयव्यसनी यथा ॥ ८३ ॥

यथा विषयव्यसनी [तथा] निजारब्धं भुंजानः अपि आस्थातिशयतः अनिशं ध्यातुं शक्तः [ अस्ति, ] संदेहः न ॥

જેવી રીતે શબ્દાદિ વિષયોમાં ઘાટી આસક્તિવાળો પુરુષ પોતાનો પ્રાપ્તવ્યવહાર કરતો છતો પણ પોતાના વિષયોનું ધ્યાન કર્યા કરે છે તેવી રીતે બ્રહ્મનું ધ્યાન કરનારો પુરુષ પણ પોતાના પ્રારબ્ધકર્મના ફલનો ઉપભોગ કરતો છતો પણ બ્રહ્મમાં પોતાના અંતઃકરણની અત્યંત પ્રીતિ હોવાથી નિરંતર બ્રહ્મનું ધ્યાન કરવાને માટે સમર્થ થાય છે. એમાં કોઇ પણ પ્રકારનો સંશય નથી. ૮૩

ઉપર જણાવેલા દષ્ટાંતને સ્પષ્ટ કરે છેઃ—

परव्यसनिनी नारी व्यग्राऽपि गृहकर्मणि ।
तदेवाऽऽस्वादयत्यंतः परसंगरसायनम् ॥ ८४ ॥

परव्यसनिनी नारी गृहकर्मणि व्यग्रा अपि अंतः तत् एव परसंगरसायनं आस्वादयति ॥

પરપુરુષમાં અત્યંત આસક્તિવાળી સ્ત્રી પોતાના ઘરના કામમાં વ્યાકુલ છતાં પણ પોતાના અંતઃકરણમાં તે પરપુરુષના સંગથી પ્રાપ્ત થયેલા આનંદનો જ અત્યંત સ્વાદ લીધા કરે છે. ૮૪

તે સ્ત્રી એવી રીતે આનંદાનુભવ કરવી છતી પોતાના ઘરનું કામ ઉપર-ટપકે કર્યા કરે છે એમ જણાવે છેઃ—

परसंगं स्वादयंत्या अपि नो गृहकर्म तत् ।
कुंठीभवेदपि त्वेतदापातेनैव वर्तते ॥ ८५ ॥

परसंगं स्वादयंत्याः अपि तत् गृहकर्म नो कुंठीभवेत्, अपि तु एतत् आपातेन एव वर्तते ॥

પરપુરુષના સંગનો પોતાના મનમાં સ્વાદ લેનારી તે સ્ત્રીના ઘરનું કામ

અટકી જતું નથી, પણ આ કામ ઉપરટપકે તે કર્યેજ જાય છે, અર્થાત્ મનને તેમાં જોડીને તે કરતી નથી. ૮૫

પોતાના ઘરના કામમાં આસક્તિવાળી સ્ત્રી પોતાના ઘરનું કામ જેવી રીતે કરે છે તેવી રીતનું કામ પરપુરુષમાં આસક્તિવાળી સ્ત્રી કરી શકતી નથી એમ જણાવે છેઃ—

**गृहकृत्यव्यसनिनी यथा सम्यक् करोति तत् ।**
**परव्यसनिनी तद्वन्न करोत्येव सर्वथा ॥ ८६ ॥**

गृहकृत्यव्यसनिनी यथा तत् सम्यक् करोति तद्वत् परव्यसनिनी सर्वथा न करोति एव ॥

પોતાના ઘરના કામમા પ્રીતિવાળી સ્ત્રી જેવી રીતે તે કામ ઉત્તમપ્રકારે કરે છે તેવી રીતે પરપુરુષમાં આસક્તિવાળી સ્ત્રી સર્વપ્રકારે કરી શકતી નથીજ. ૮૬

ઉપર જણાવેલા દૃષ્ટાંતની સિદ્ધાંતની સાથે યોજના કરે છેઃ—

**एवं ध्यानैकनिष्ठोऽपि लेशाल्लौकिकमारभेत्[1] ।**
**तत्त्ववित्त्वविरोधित्वाल्लौकिकं सम्यगाचरेत् ॥ ८७ ॥**

एवं ध्यानैकनिष्ठः अपि लेशात् लौकिकं आरभेत् , तत्त्ववित् तु अविरोधित्वात् लौकिकं सम्यक् आचरेत् ॥

ઉપર જણાવેલા દૃષ્ટાંતની પેઠે બ્રહ્મના ધ્યાનમાં મુખ્યનિષ્ઠાવાળો પુરુષ પણ લેશથી–અંશથી–પોતાના લૌકિકકર્મનો આરંભ કરે છે, પણ બ્રહ્મજ્ઞાની પુરુષ તો લૌકિકકર્મનું બ્રહ્મજ્ઞાનની સાથે અવિરોધીપણું હોવાથી પોતાનું લૌકિકકર્મ ઉત્તમપ્રકારે કરે છે. ૮૭

લૌકિકકર્મ બ્રહ્મજ્ઞાનનુ કેવી રીતે વિરોધી નથી તે જણાવે છેઃ—

**मायामयः प्रपंचोऽयमात्मा चैतन्यरूपधृक् ।**
**इति बोधे विरोधः को लौकिकव्यवहारिणः ॥ ८८ ॥**

अयं प्रपंचः मायामयः [ तु ] आत्मा चैतन्यरूपधृक् इति बोधे लौकिकव्यवहारिण. कः विरोध. ? ॥

બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતો આ સંસાર માયામય એટલે મિથ્યા છે, અને આત્મા ચૈતન્યસ્વરૂપને ધારણ કરનારો છે, અર્થાત્ ચેતનરૂપજ છે. આવું જ્ઞાન થવાથી પોતાનો પ્રાપ્ત લૌકિકવ્યવહાર કરનાર જ્ઞાનીને પોતાના બ્રહ્મજ્ઞાનની સાથે શો વિરોધ આવે છે ? અર્થાત્ કાંઇ વિરોધ આવતો નથી. ૮૮

૧ અહીં કોઇ પ્રતમાં **आचरेत्** એવો પાઠ જોવામાં આવે છે.

હવે લૌકિકવ્યવહાર અને બ્રહ્મજ્ઞાન એ બંનેના અવિરોધને કહે છે:—

**अपेक्षते व्यवहृतिर्न प्रपंचस्य वस्तुताम्।**

**नाप्यात्मजाड्यं किंत्वेषा साधनान्येव कांक्षति ॥ ८९ ॥**

व्यवहृतिः प्रपंचस्य वस्तुतां न अपेक्षते, आत्मजाड्यं अपि न [ अपेक्षते, ] किंतु एषा साधनानि एव कांक्षति ॥

લૌકિકવ્યવહાર પદાર્થના સત્યપણાની અપેક્ષા કરતો નથી, અને તે આત્માના જડપણાની પણ અપેક્ષા કરતો નથી, કિંતુ તે વ્યવહાર પોતાનાં સાધનોની ઇચ્છા કરે છે, આમ હોવાથી બ્રહ્મજ્ઞાનનો ને વ્યવહારનો કોઇ પણ પ્રકારનો વિરોધ નથી. ૮૯

વ્યવહારનાં સાધનો કયાં છે તે જણાવે છે:—

**मनोवाक्कायतद्बाह्यपदार्थाः साधनानि तान्।**

**तत्त्वविन्नोपमृद्नाति व्यवहारोऽस्य नो कुतः ॥ ९० ॥**

मनोवाक्कायतद्बाह्यपदार्थाः साधनानि, तान् तत्त्ववित् न उपमृद्नाति, [ अतः ] अस्य व्यवहारः कुतः नो [ भवति ? ] ॥

મન, વાણી, શરીર ને શરીરની બહારના સ્ત્રી, પુત્ર ને ગૃહાદિ પદાર્થો એ વ્યવહારનાં સાધનો છે. તે સાધનોને બ્રહ્મવેત્તા પુરુષ હણી નાંખતા નથી, આ કારણથી આ બ્રહ્મવેત્તાનો વ્યવહાર શા કારણથી ન થાય ? અર્થાત્ વ્યવહારનાં સાધનો વિદ્યમાન હોવાથી બ્રહ્મવેત્તાથી પ્રાપ્તવ્યવહાર કરી શકાય છે. ૯૦

બ્રહ્મવેત્તા જો બહારના પદાર્થોનો નાશ ન કરી શકે તો ભલે, પણ તેમણે પોતાના ચિત્તનો નાશ ( નિરોધ ) તો કરવો જોઇએ એમ જો કોઇ કહે તો તેનું ઉત્તર આપે છે:—

**उपमृद्नाति चित्तं चेद्ध्याताऽसौ न तु तत्त्ववित्।**

**न बुद्धिमर्दयन्दृष्टो घटतत्त्वस्य वेदिता ॥ ९१ ॥**

चित्तं उपमृद्नाति चेत् असौ ध्याता, तु तत्त्ववित् न, घटतत्त्वस्य वेदिता बुद्धिं अर्दयन् न दृष्टः ॥

જો કોઇ પુરુષ પોતાના ચિત્તનો નિરોધ કરતો હોય તો. તે પુરુષ ધ્યાન કરનારો કહેવાય છે, પણ બ્રહ્મવેત્તા કહેવાતો નથી. ઘટના સ્વરૂપને જાણનારો કોઇ પણ પુરુષ પોતાની બુદ્ધિનો નિરોધ કરતો જોવામાં આવતો નથી. બ્રહ્મનું ધ્યાન કરનારો પુરુષ પોતાના બ્રહ્મધ્યાનના પરિપાકમાટે ભલે

પોતાના ચિત્તનો નિરોધ કરે, પણ જેમને બ્રહ્મનું દૃઢજ્ઞાન થયું છે તેમને પોતાના ચિત્તનો નિરોધ કરવાની લેશ પણ આવશ્યકતા નથી. ૯૧

ઘડો સ્થૂલ હોવાથી તેના જ્ઞાનમાટે મનુષ્યને પોતાના ચિત્તનો નિરોધ કરવો પડતો નથી, પણ બ્રહ્મ અત્યંતસૂક્ષ્મ હોવાથી તેના જ્ઞાનની પ્રાપ્તિમાટે ચિત્તના નિરોધની આવશ્યકતા છે એમ જો કોઇ કહે તો તેનું ઉત્તર આપે છેઃ-

सकृत्प्रत्ययमात्रेण घटश्चेद्भासते सदा ।
स्वप्रकाशोऽयमात्मा किं घटवच्च न भासते ॥ ९२ ॥

सकृत्प्रत्ययमात्रेण घटः सदा भासते [ इति ] चेत्, अयं स्वप्रकाश: आत्मा च घटवत् किं न भासते ? ॥

એકવાર જ્ઞાત થવાવડેજ જો ઘડો મનુષ્યને સર્વદા પ્રતીત થાય છે તો આ સ્વયપ્રકાશ આત્મા પણ ઘડાની પેઠે તત્ત્વજ્ઞાનીને શામાટે પ્રતીત ન થાય? પ્રતીત થાયજ, અર્થાત્ તેના જ્ઞાનમાટે ચિત્તના નિરોધની તેમને અપેક્ષા નથી. ૯૨

અંતઃકરણની વૃત્તિ ક્ષણિક હોવાથી તે વૃત્તિને વારંવાર આત્મામાં એકાગ્ર કરવી જોઇએ એમ જો વાદી કહે તો ઘટાદિકને પણ તેના જ્ઞાનમાટે આ ન્યાય લાગુ કરવો જોઇએ એવું સિદ્ધાંતીનું કહેવું જણાવે છેઃ--

स्वप्रकाशतया किं ते तद्बुद्धिस्तत्त्ववेदनम् ।
बुद्धिश्च क्षणनाश्येति चोद्यं तुल्यं घटादिषु ॥ ९३ ॥

स्वप्रकाशतया ते किं ? तद्बुद्धि· तत्त्ववेदनं, च बुद्धिः क्षणनाश्या, इति चोद्यं घटादिषु तुल्यम् ॥

આત્માના સ્વપ્રકાશપણાવડે તમને શો લાભ થશે? એમ જો વાદી કહે તો અમે તેને કહીએ છીએ કે આત્માને વિષય કરનારી બુદ્ધિ તે આત્મજ્ઞાન છે. તે બુદ્ધિ ક્ષણમાં નાશ પામનારી છે એમ જો વાદી કહે તો અમે કહીએ છીએ કે આવો પ્રશ્ન ઘટાદિમા પણ સમાન છે. ૯૩

તેમાં ઉપર પુનઃ શંકા અને સમાધાન કહે છેઃ—

घटादौ निश्चिते बुद्धिर्नश्यत्येव यदा घटः ।
इष्टो नेतुं तदा शक्य इति चेत्सममात्मनि ॥ ९४ ॥

घटादौ निश्चिते बुद्धि नश्यति एव, यदा घटः इष्टः तदा नेतुं शक्यः इति चेत् आत्मनि [ तत् ] समम् ॥

ઘટાદિકનો નિશ્ચય થયા પછી તેના સંબંધવાળી બુદ્ધિ નાશ પામે છેજ, તેથી ઘટાદિકનું જ્ઞાન ક્ષણિક છે, છતાં જ્યારે ઘડાનો વ્યવહાર કરવાની ઇચ્છા થાય ત્યારે તેનો વ્યવહાર થઇ શકે છે એમ જો વાદી કહે તો આત્મામાં પણ તે સમાન છે, અર્થાત આત્માનો એક વાર નિશ્ચય થયા પછી જ્યારે ઇચ્છા થાય ત્યારે તેનો વ્યવહાર કરી શકાય છે. ૯૪

ઉપરના શ્લોકમાં જણાવેલા વિષયને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

निश्चित्य सकृदात्मानं यदाऽपेक्षा तदैव तम् ।
वक्तुं मंतुं तथा ध्यातुं शक्नोत्येव हि तत्त्ववित् ॥ ९५ ॥

आत्मानं सकृत् निश्चित्य यदा अपेक्षा तदा एव तं वक्तुं मंतुं तथा ध्यातुं तत्त्ववित् शक्नोति एव हि ॥

ઘડાની પેઠે આત્માનો એક વાર નિશ્ચય કરીને તે સંબંધની બુદ્ધિ નાશ પામ્યા છતાં પણ પછી જ્યારે અપેક્ષા થાય ત્યારેજ તે આત્માના સંબંધમાં કહેવાને, મનન કરવાને અને તેનું ધ્યાન કરવાને આત્મવેત્તાપુરુષ સમર્થ થાય છેજ. ૯૫

ઉપાસકની પેઠે આત્મવેત્તા પણ આત્માનું અનુસંધાન કરવાથી જગતને વિસરી જશે એમ જો વાદી કહે તો તેનું સમાધાન કરે છેઃ—

उपासक इव ध्यायँल्लौकिकं विस्मरेद्यदि ।
विस्मरत्वेव सा ध्यानाद्विस्मृतिर्न तु वेदनात् ॥ ९६ ॥

उपासकः इव ध्यायन् [ ज्ञानी ] यदि लौकिकं विस्मरेत्, [ तर्हि ] विस्मरतु एव, सा विस्मृतिः ध्यानात्, तु वेदनात् न ॥

બ્રહ્મની ઉપાસના કરનારની પેઠે આત્માનું ધ્યાન કરનારો આત્મજ્ઞાની પણ જો જગતને વિસરી જાય તો ભલે તે જગતને વિસરી જાય. જગતની તે વિસ્મૃતિ આત્માના ધ્યાનથી થાય છે, પણ આત્માના જ્ઞાનથી થતી નથી. ૯૬

આત્મવેત્તાને મોક્ષની સિદ્ધિમાટે આત્મધ્યાન કરવું જોઇએ એવો નિયમ નથી એમ જણાવે છેઃ—

ध्यानं त्वैच्छिकमेतस्य वेदनान्मुक्तिसिद्धितः ।
ज्ञानादेव तु कैवल्यमिति शास्त्रेषु डिंडिमः ॥ ९७ ॥

वेदनात् मुक्तिसिद्धितः एतस्य ध्यानं तु ऐच्छिकं, ज्ञानात् एव तु कैवल्यं इति शास्त्रेषु डिंडिमः ॥

આત્મજ્ઞાનથી મોક્ષની સિદ્ધિ થવાથી આ આત્મવેત્તાને આત્માનું ધ્યાન તો ઐચ્છિક છે, અર્થાત્ તેની ઇચ્છા થાય તો તે આત્માનું ધ્યાન કરે, અથવા ઇચ્છા ન થાય તો ન કરે. આત્માના દૃઢજ્ઞાનથીજ વિદેહકૈવલ્ય પ્રાપ્ત થાય છે એમ વેદાંતશાસ્ત્રોમાં "ज्ञानादेव तु कैवल्यम्" (જ્ઞાનથીજ કૈવલ્ય પામે છે) ઇત્યાદિ વચનોથી ડંકો વગાડીને કહ્યુ છે. ૯૭

જો આત્મવેત્તા પુરુષ આત્મધ્યાન નહિ કરે તો તેમની બાહ્યપ્રવૃત્તિ થશે એવી શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

**तत्त्वविद्यदि न ध्यायेत्प्रवर्तेत तदा बहिः ।**
**प्रवर्ततां सुखेनायं को बाधोऽस्य प्रवर्तने ॥ ९८ ॥**

तत्त्ववित् यदि न ध्यायेत् तदा बहिः प्रवर्तेत, अयं सुखेन प्रवर्ततां, अस्य प्रवर्तने कः बाधः ? ॥

આત્મતત્ત્વને જાણનાર પુરુષ જો આત્મધ્યાન નહિ કરે તો તેઓ બહારના વિષયોમાં પ્રવૃત્ત થશે એમ જો કહો તો અમે કહીએ છીએ કે આ આત્મવેત્તા સુખપૂર્વક બહારના વિષયોમાં પ્રવૃત્ત થાઓ. આ આત્મવેત્તાની બહારના વિષયોમાં પ્રવૃત્તિ થવાથી તેમને શો બાધ થવાનો છે? અર્થાત્ તેમની બાહ્યપ્રવૃત્તિ તેમના આત્મજ્ઞાનને કોઇ પણ પ્રકારે અડચણ કરી શકતી નથી. ૯૮

જો આત્મવેત્તાની બાહ્યપ્રવૃત્તિ સ્વીકારવામાં આવે તો તેમનામાં નિષિદ્ધ પ્રવૃત્તિ પણ સંભવશે એવી શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

**अतिप्रसंग इति चेत्प्रसंगं तावदीरय ।**
**प्रसंगो विधिशास्त्रं चेन्न तत्तत्त्वविदं प्रति ॥ ९९ ॥**

अतिप्रसंगः इति चेत्, प्रसंगं तावत् ईरय, विधिशास्त्रं प्रसंगः [ इति ] चेत्, तत् तत्त्वविदं प्रति न ॥

આત્મવેત્તા બહારના વિષયમાં પ્રવૃત્ત થાય છે એમ માનવાથી તેમની નિષિદ્ધકર્મમાં પણ પ્રવૃત્તિ થશે એમ જો તમે કહો તો નિયમ વા વિહિત વિષય કયો તે કહો. વિધિને કહેનારું શાસ્ત્ર નિયમ વા વિધિ છે એમ જો તમે કહો તો તે વિધિશાસ્ત્ર આત્મવેત્તાને માટે નથી, પણ જેમને આત્માનું જ્ઞાન થયું નથી તેવા મનુષ્યોમાટે છે. ૯૯

વિધિશાસ્ત્ર અને નિષેધશાસ્ત્ર કોને માટે છે તે જણાવે છેઃ—

**वर्णाश्रमवयोऽवस्थाभिमानो यस्य विद्यते ।**
**तस्यैव च निषेधाश्च विधयः सकला अपि ॥ १०० ॥**

यस्य वर्णाश्रमवयोऽवस्थाभिमानः विद्यते, तस्य एव च निषेधाः च सकलाः अपि विधयः ॥

જે મનુષ્યના અંતઃકરણમાં બ્રાહ્મણાદિ વર્ણનું, બ્રહ્મચર્ય આદિ આશ્રમનું, શરીરના વયનું અને અવસ્થાનું અભિમાન હોય છે તેને માટેજ સર્વ નિષેધો અને સઘળાય વિધિઓ શાસ્ત્રમાં કહ્યા છે. ૧૦૦

આત્માને જાણનાર શરીરધારી હોવાથી તેમનામાં વર્ણાશ્રમ, આદિનું અભિમાન હોવું જોઇએ એમ કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

वर्णाश्रमादयो देहे मायया परिकल्पिताः ।

नाऽऽत्मनो बोधरूपस्येत्येवं तस्य विनिश्चयः ॥ १०१ ॥

वर्णाश्रमादयः देहे मायया परिकल्पिताः [ सन्ति, ] बोधरूपस्य आत्मनः न इति एवं तस्य विनिश्चयः [ वर्तते ] ॥

બ્રાહ્મણાદિ વર્ણ અને બ્રહ્મચર્ય આદિ આશ્રમો, તથા વય અને અવસ્થા સ્થૂલશરીરમાં માયાવડે સર્વપ્રકારે કલ્પાયેલાં છે, તે સર્વ જ્ઞાનસ્વરૂપ આત્મામાં નથી આવો તેમનો દૃઢ નિશ્ચય હોય છે, એટલે તેઓ શરીરધારી છતાં પણ તેમના અતઃકરણમાં વર્ણાશ્રમ આદિનું અભિમાન હોતું નથી. ૧૦૧

દૃઢ આત્મજ્ઞાનીને સમાધિ કે શાસ્ત્રોકત કર્મ એ બેમાંનું એકે કર્તવ્ય નથી એમ જણાવે છેઃ—

समाधिमथ कर्माणि मा करोतु करोतु वा ।

हृदयेनास्तसर्वास्थो मुक्त एवोत्तमाशयः ॥ १०२ ॥

[ यः ] हृदयेन अस्तसर्वास्थः उत्तमाशयः [ सः ] मुक्तः एव, [ अतः सः ] समाधिं अथ कर्माणि करोतु वा मा करोतु ॥

જેણે પોતાના અતઃકરણવડે દશ્યમાં રહેલી સત્યપણાની બુદ્ધિને નિવૃત્ત કરી છે એવા ઉત્તમ અભિપ્રાયવાળા ( દૃઢ આત્મજ્ઞાનવાળા ) જે પુરુષ છે તે મુક્તજ છે, આ કારણથી તે દૃઢ આત્મજ્ઞાની સમાધિ અને શાસ્ત્રોકત કર્મ કરો, અથવા ન કરો, અર્થાત્ સમાધિ કે શાસ્ત્રોક્ત કર્મ કરવાં કે ન કરવાં એ તેમની ઇચ્છાનો વિષય છે. ૧૦૨

જેનું મન દશ્યની વાસનાથી રહિત થયુ છે એવા દૃઢ આત્મજ્ઞાનીને કાંઇ કર્તવ્ય નથી એમ જણાવે છેઃ—

नैष्कर्म्येण न तस्यार्थस्तस्यार्थोऽस्ति न कर्मभिः ।

न समाधानजप्याभ्यां यस्य निर्वासनं मनः ॥ १०३ ॥

यस्य मनः निर्वासनं [अभूत्] तस्य नैष्कर्म्येण अर्थः न, [च] तस्य कर्मभिः अर्थः न, [च] समाधानजप्याभ्यां [अर्थः] न अस्ति ॥

જેનું મન વિષયની વાસનાથી રહિત થયું છે તે પુરુષને કર્મના રહિત-પણાથી કંઇ ફલ નથી, અને તેમને શાસ્ત્રોક્ત કર્મો કરવાવડે પણ કંઇ ફલ નથી. વળી તેમને સમાધિ કરવાવડે અને જપ કરવાવડે પણ કાંઇ ફલ નથી. ૧૦૩

આત્મજ્ઞાનીના મનમાં દૃશ્યની વાસના શા કારણથી રહેતી નથી તે જણાવે છે:-

आत्मासंगस्ततोऽन्यत्स्यादिंद्रजालं हि मायिकम् ।
इत्यचंचलनिर्णीते कुतो मनसि वासना ॥ १०४ ॥

आत्मा असंगः ततः अन्यत् मायिकं इंद्रजालं हि स्यात् इति अचंचलनिर्णीते मनसि वासना कुतः [स्यात्] ? ॥

આત્મા અસંગ છે, અને તેનાથી ભિન્ન અન્ય સર્વ માયાના કાર્યરૂપ ઇંદ્ર-જાલજ છે, અર્થાત્ મિથ્યા પ્રતીત થનારું છે આવો સુદૃઢ નિશ્ચય થવાથી આત્મજ્ઞાનીના મનમાં દૃશ્યની વાસના કેવી રીતે રહી શકે? અર્થાત્ નજ રહી શકે. ૧૦૪

આત્મજ્ઞાનીને વિધિ અને નિષેધ એ બન્ને સ્પર્શ કરી શકતાં નથી એમ કહે છે:-

एवं नास्ति प्रसंगोऽपि कुतोऽस्यातिप्रसंजनम् ।
प्रसंगो यस्य तस्यैव शंक्येतातिप्रसंजनम् ॥ १०५ ॥

एवं अस्य प्रसंगः अपि न अस्ति, अतिप्रसंजनं कुतः ? यस्य प्रसंगः तस्य एव अतिप्रसंजनं शंक्येत ॥

એવી રીતે આ આત્મજ્ઞાનીને જ્યારે વિધિ પણ નથી ત્યારે તેમને નિષેધ પણ ક્યાંથી સંભવે? જે પુરુષને શાસ્ત્રે કહેલો વિધિ પ્રાપ્ત હોય તે પુરુષને માટેજ નિષેધની શંકા કરાય. આત્મજ્ઞાની માયાના ત્રણ ગુણોથી પર રહેલા હોવાથી તેમને શાસ્ત્રોક્ત કોઇ પણ વિધિનિષેધ સ્પર્શ કરી શકતા નથી. ૧૦૫

જ્ઞાનીને વિધિનિષેધ નથી એ વાત દૃષ્ટાંત આપીને સમજાવે છે:-

विध्यभावान्न बालस्य दृश्यतेऽतिप्रसंजनम् ।
स्यात्कुतोऽतिप्रसंगोऽस्य विध्यभावे समे सति ॥ १०६ ॥

विध्यभावात् वालस्य अतिप्रसंजनं न दृश्यते, विध्यभावे समे सति अस्य अतिप्रसंगः कुतः स्यात् ? ॥

શાસ્ત્રોક્ત વિધિના અભાવથી બાલકને નિષેધ પણ જોવામાં આવતો નથી. શાસ્ત્રોક્ત વિધિનો અભાવ બાલકને અને જ્ઞાનીને સમાન હોવાથી આ આત્મજ્ઞાનીને નિષેધ શી રીતે પ્રાપ્ત થાય? અર્થાત નજ પ્રાપ્ત થાય. ૧૦૬

બાલકને તેના અજ્ઞપણાથી વિધિ નથી, અને આત્મજ્ઞાનીને તેના સર્વજ્ઞપણાથી વિધિ નથી એમ કહે છેઃ-

न किंचिद्वेत्ति वालश्चेत्सर्वं वेत्त्येव तत्त्ववित् ।
अल्पज्ञस्यैव विधयः सर्वे स्युर्नान्ययोर्द्वयोः ॥ १०७ ॥

बालः किंचित् [अपि] न वेत्ति [इति] चेत्, तत्त्ववित् सर्वं वेत्ति एव, सर्वे विधयः अल्पज्ञस्य एव स्युः, अन्ययोः द्वयोः न ॥

બાલક કંઇ પણ જાણતો નથી તેથી તેને શાસ્ત્રોક્ત વિધિ સંભવી શકે નહિ એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે આત્મવેત્તા સર્વરૂપ બ્રહ્મને જાણે છેજ તેથી તેમને પણ શાસ્ત્રોક્ત વિધિ સંભવે નહિ. શાસ્ત્રમાં કહેલા સર્વ વિધિઓ અલ્પજ્ઞ પુરુષને માટેજ છે, અજ્ઞાની ને આત્મજ્ઞાની એ બનેને માટે તે વિધિઓ નથી. ૧૦૭

જેમનામા શાપ દેવાનુ અને કૃપા કરવાનું સામર્થ્ય હોય તે આત્મજ્ઞાની ગણાય, બીજા આત્મજ્ઞાની ન ગણાય, એવી શંકા કરી તેનુ સમાધાન કરે છેઃ-

शापानुग्रहसामर्थ्यं यस्यासौ तत्त्वविद्यदि ।
तन्न शापादिसामर्थ्यं फलं स्यात्तपसो यतः ॥ १०८ ॥

यस्य शापानुग्रहसामर्थ्यं असौ यदि तत्त्ववित्, तत् न, यतः शापादिसामर्थ्यं तपसः फलं स्यात् ॥

જે પુરુષમાં વ્યાસભગવાન્ આદિની પેઠે શાપ આપવાનુ અને અનુગ્રહ કરવાનું બલ હોય આ આત્મજ્ઞાની છે એમ જો કોઇ કહે તો તે યોગ્ય નથી, કારણકે શાપ આપવાનુ અને અનુગ્રહ કરવાનુ સામર્થ્ય શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને વશ રાખવારૂપ તપનુ ફલ છે, વેદાંતના શ્રવણાદિનુ તે ફલ નથી. ૧૦૮

શ્રીવ્યાસાદિ મુનિઓ આત્મસ્વરૂપને જાણનારા અને અપરાધીને શાપ આપવામા ને ભક્તપર અનુગ્રહ કરવામાં સમર્થ હતા તે વાત સાચી, પરંતુ તેમના શાપ આપવાના ને અનુગ્રહ કરવાના સામર્થ્યનો આત્મજ્ઞાનસાથે કોઇ પણ પ્રકારનો સબંધ નથી એમ જણાવે છેઃ—

व्यासादेरपि सामर्थ्यं दृश्यते तपसो बलात्।
शापादिकारणादन्यत्तपो ज्ञानस्य कारणम् ॥ १०९ ॥

तपसः बलात् व्यासादेः अपि सामर्थ्यं दृश्यते, शापादिकारणात् अन्यत् तपः ज्ञानस्य कारणं [ भवति ] ॥

શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને વશ રાખવારૂપ તપના સામર્થ્યથીજ શ્રીવ્યાસાદિમાં પણ શાપાનુગ્રહરૂપ સામર્થ્ય હતું એમ શાસ્ત્રમાં જોવામાં આવે છે. શાપાદિ સામર્થ્યના કારણરૂપ તપથી આત્મવિચારરૂપ બીજું તપ આત્મજ્ઞાનનું કારણ થાય છે. ૧૦૯

શ્રીવ્યાસાદિકમાં આત્મજ્ઞાનીપણું અને શાપાનુગ્રહનું સામર્થ્ય શા કારણથી હતું તે જણાવે છેઃ—

द्वयं यस्यास्ति तस्यैव सामर्थ्यज्ञानयोर्जनिः ।
एकैकं तु ततः कुर्वन्नेकैकं लभते फलम् ॥ ११० ॥

यस्य द्वयं अस्ति तस्य एव सामर्थ्यज्ञानयोः जनिः, ततः एकैकं तु कुर्वन् एकैकं फलं लभते ॥

જે પુરુષમાં બંને પ્રકારનાં તપ હોય છે તે પુરુષના અંતઃકરણમાંજ શાપાનુગ્રહરૂપ સામર્થ્ય અને આત્મજ્ઞાન એ બંને ઉત્પન્ન થાય છે. તે કારણથી જે પુરુષ એ બેમાનું એક તપ કરે છે તે પુરુષ એક એક ફલને પ્રાપ્ત થાય છે. શ્રીવ્યાસાદિકે બંને પ્રકારનાં તપ કરેલાં હોવાથી તેમનામાં શાપાનુગ્રહરૂપ સામર્થ્ય અને આત્મજ્ઞાન એ બંને હતા. ૧૧૦

શાપાનુગ્રહરૂપ સામર્થ્યથી રહિત આત્મજ્ઞાની જો વિધિથી રહિત હશે તો તે વિહિતકર્મનું અનુષ્ઠાન કરનારા પુરુષોવડે નિંદાને પાત્ર થશે એમ શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

[1]सामर्थ्यहीनो निंद्यश्चेद्यतिभिर्विधिवर्जितः ।
निंद्यंते यतयोऽप्यन्यैरनिशं भोगलंपटैः ॥ १११ ॥

सामर्थ्यहीनः विधिवर्जितः यतिभिः निंद्यः चेत्, यतयः अपि अन्यैः भोगलंपटैः अनिशं निंद्यंते ॥

---

૧ આ શ્લોકનું પાઠાંતર નીચે પ્રમાણે છે.—

सामर्थ्यहीनो निंद्यश्चेत्तर्हि विधिविवर्जितः ।
निंद्यते तसपोऽप्यन्यैरनिशं भोगलंपटैः ॥

શાપાનુગ્રહસામર્થ્યથી રહિત અને વિહિતનું અનુષ્ઠાન નહિ કરનારો આત્મજ્ઞાની વિહિતનું આચરણ કરનારા સંન્યાસીઓવડે નિંદાનું પાત્ર થશે એમ જો તમે કહો તો વિહિતનું આચરણ કરનારા સંન્યાસીઓ પણ બીજા વિષયોપભોગમાં અત્યંત આસક્ત પુરુષોવડે નિરંતર નિંદાય છે. આમ હોવાથી શાપાનુગ્રહથી રહિત અને વિહિતનું અનુષ્ઠાન નહિ કરનારા આત્મજ્ઞાનીને અજ્ઞાનીઓની નિંદાથી ભય પામવાનું કાંઇ કારણ નથી. ૧૧૧

વિષયસુખમાટે વિહિત આચરણ કરનારા તે સંન્યાસી વિષયોને સંપાદન કરશે એમ જો તમે કહો તો તેમ કરવાથી તેમનું સંન્યાસીપણું નાશ પામશે એમ કહે છે—

भिक्षावस्त्रादि रक्षेयुर्यद्येते भोगतुष्टये ।
अहो यतित्वमेतेषां वैराग्यभरमंथरम् ॥ ११२ ॥

यदि एते भोगतुष्टये भिक्षावस्त्रादि रक्षेयुः [ तर्हि ] एतेषां वैराग्यभरमंथरं यतित्वम् अहो ! ॥

જો એ સંન્યાસીઓ ભોગજન્ય સંતોષમાટે ભિક્ષાના પદાર્થોનું અને વસ્ત્રાદિનું રક્ષણ કરશે તો તેઓનું વૈરાગ્યના ભારવડે ભારે થયેલું સંન્યાસીપણું વખાણવાજેવું છે એમ કહેવું પડશે અર્થાત્ તેઓ પોતાના સંન્યાસીના ધર્મથી ભ્રષ્ટ થશે. ૧૧૨

કર્માનુષ્ઠાનમાં તત્પર રહેનારા દેહાભિમાનીઓએ કરેલી નિંદાવડે આત્મવેત્તાની કંઇ હાનિ થતી નથી એમ જણાવે છેઃ—

वर्णाश्रमपरान्मूढा निंदंत्वित्युच्यते यदि ।
देहात्ममतयो बुद्धं निंदंत्वाश्रममानिनः ॥ ११३ ॥

मूढाः वर्णाश्रमपरान् निंदंतु इति यदि उच्यते, [ तर्हि ] आश्रममानिनः देहात्ममतयः बुद्धं निंदंतु ॥

અજ્ઞાનીઓ વર્ણના અને આશ્રમના ધર્મોનું પરિપાલન કરનારની ભલે નિંદા કરે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે આશ્રમનું અભિમાન રાખનારા અને દેહમાં આત્માની બુદ્ધિ રાખનારા પુરુષો ભલે આત્મજ્ઞાનીને નિંદો. તેમની નિંદાથી આત્મજ્ઞાનીની કાંઇ હાનિ થવાની નથી. ૧૧૩

હવે પ્રસંગથી પ્રાપ્ત થયેલા વિચારને બંધ રાખીને ચાલતા પ્રસંગનું પ્રતિપાદન કરે છેઃ—

तदित्थं तत्त्वविज्ञाने साधनानुपमर्दनात् ।
ज्ञानिनाऽऽचरितुं शक्यं सम्यग्राज्यादि लौकिकम् ॥ ११४ ॥

तत् इत्थं, तत्त्वविज्ञाने [ सति ] साधनानुपमर्दनात् ज्ञानिना लौकिकं राज्यादि सम्यक् आचरितुं शक्यम् ॥

તે એવી રીતે સિદ્ધ થયું. આત્માનો દૃઢ સાક્ષાત્કાર થયે સતે શરીર અને ઇંદ્રિયાદિ જ્ઞાનનાં અને કર્મનાં સાધનોનો નાશ ન થવાથી તે આત્મજ્ઞાની પુરુષવડે રાજ્યાદિ વા લૌકિકકર્મ ઉત્તમપ્રકારે કરવાને શક્ય છે. ૧૧૪

સંસાર મિથ્યા છે એવું જ્ઞાન થવાથી આત્મજ્ઞાનીને સંસારના વિષયોની ઇચ્છા થશે નહિ એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તેઓ ભલે પોતાના પ્રારબ્ધકર્મને અનુસરીને વર્તે એમ કહે છેઃ—

मिथ्यात्वबुद्ध्या तत्रेच्छा नास्ति चेत्तर्हि मास्तु तत् ।
ध्यायन्वाथ व्यवहरन्यथारब्धं वसत्वयम् ॥ ११५ ॥

मिथ्यात्वबुद्ध्या तत्र इच्छा न अस्ति [ इति ] चेत्, तर्हि तत् मा अस्तु, अयं ध्यायन् अथवा व्यवहरन् [ सन् ] यथारब्धं वसतु ॥

સંસારમાં મિથ્યાપણાની બુદ્ધિવડે આત્મજ્ઞાનીને તેમાં ઇચ્છા થતી નથી એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે ભલે તેમને સંસારના પદાર્થની ઇચ્છા ન થાય. આ આત્મજ્ઞાની આત્માનું ધ્યાન કરતા છતા અથવા વ્યવહાર કરતા છતા જેમ તેઓનું પ્રારબ્ધ હોય તેમ ભલે રહો. ૧૧૫

બ્રહ્મની ઉપાસના કરનારની સ્થિતિ તેથી બીજા પ્રકારની છે એમ કહે છેઃ-

उपासकस्तु सततं ध्यायन्नेव वसेद्यतः ।
ध्यानेनैव कृतं तस्य ब्रह्मत्वं विष्णुतादिवत् ॥ ११६ ॥

उपासकः तु सततं ध्यायन् एव वसेत्, यतः विष्णुतादिवत् तस्य ब्रह्मत्वं ध्यानेन एव कृतम् ॥

બ્રહ્મની ઉપાસના કરનાર તો નિરંતર બ્રહ્મનું ધ્યાન કરતો છતોજ રહે, કારણકે વિષ્ણુપણા આદિની પેઠે તેનું બ્રહ્મપણું બ્રહ્મના ધ્યાનવડેજ કરેલું છે. ઉપાસકે જ્ઞાનવડે વાસ્તવિક બ્રહ્મપણું પ્રાપ્ત કર્યું નથી. ૧૧૬

ધ્યાનવડે પ્રાપ્ત કરેલુ બ્રહ્મપણું વાસ્તવિક નથી, કેમકે ધ્યાન ત્યજી દેતાં તે નિવૃત્ત થઇ જાય છે એમ જણાવે છેઃ—

ध्यानोपादानकं यत्तद्ध्यानाभावे विलीयते ।
वास्तवी ब्रह्मता नैव ज्ञानाभावे विलीयते ॥ ११७ ॥

यत् ध्यानोपादानकं तत् ध्यानाभावे विलीयते, वास्तवी ब्रह्मता [ तु ] ज्ञानाभावे न विलीयते एव ॥

જે ધ્યાનવડે ઉપજનારું હોય છે તે ધ્યાનના અભાવમાં વિલીન થઇ જાય છે, પણ વાસ્તવિક બ્રહ્મપણું તો જ્ઞાનના અભાવમાં વિલીન થતું નથીજ. ૧૧૭

બ્રહ્મ વાસ્તવિક હોવાથી જ્ઞાનવડે તે ઉત્પન્ન કરવામાં આવતું નથી એમ જણાવે છેઃ—

ततोऽभिज्ञापकं ज्ञानं न नित्यं जनयत्यदः।
ज्ञापकाभावमात्रेण न हि सत्यं विलीयते ॥ ११८ ॥

[ यत ] अदः [ ब्रह्मत्वं ] नित्यं ततः ज्ञानं [ तस्य ] अभिज्ञापकं, न जनयति, हि सत्यं ज्ञापकाभावमात्रेण न विलीयते ॥

જે કારણથી આ બ્રહ્મપણુ નિત્ય રહેનારુ છે તે કારણથી જ્ઞાન તેને જણાવનારુ છે, પણ તેને ઉત્પન્ન કરતું નથી, અને જે સત્ય હોય છે તે માત્ર જણાવનારના અભાવવડે વિલીન થતું નથીજ. ૧૧૮

જ્ઞાનીના વાસ્તવિક બ્રહ્મપણાની પેઠે ઉપાસકનું પણ વાસ્તવિક બ્રહ્મપણું એમ જો તમે કહો તો તેનુ ઉત્તર સાંભળોઃ—

अस्त्येवोपासकस्यापि वास्तवी ब्रह्मतेति चेत्।
पामराणां तिरश्चां च वास्तवी ब्रह्मता न किम्? ॥ ११९ ॥

उपासकस्य अपि वास्तवी ब्रह्मता अस्ति एव इति चेत्, पामराणां तिरश्चां च वास्तवी ब्रह्मता न किम्? ॥

ઉપાસકનું પણ વાસ્તવિક બ્રહ્મપણુ છેજ એમ જો તમે કહો તો પામર મનુષ્યોનુ અને પશુપક્ષી આદિનુ પણ શુ વાસ્તવિક બ્રહ્મપણું નથી? અર્થાત તે સર્વનુ બ્રહ્મપણું છે ત્યારે ઉપાસકનુ બ્રહ્મપણુ હોય એમા શુ આશ્ચર્ય? ૧૧૯

પામર મનુષ્ય આદિનુ બ્રહ્મપણુ છતા પણ તેમને પોતાનુ બ્રહ્મપણું જ્ઞાત ન હોવાથી તે પુરુષાર્થમાં ઉપયોગી થતું નથી એમ શકા કરી તેનું સમાધાન કરે છેઃ—

अज्ञानादपुमर्थत्वमुभयत्रापि तत्समम्।
उपवासाद्यथा भिक्षा वरं ध्यानं तथाऽन्यतः ॥ १२० ॥

अज्ञानात् अपुमर्थत्वं उभयत्र अपि तत् समम्, यथा उपवासात् भिक्षा तथा अन्यतः ध्यानं वरम् ॥

પોતાના બ્રહ્મપણાના અજ્ઞાનથી દુ:ખની અનિવૃત્તિ અને પરમાનંદની અપ્રાપ્તિરૂપ અપુરુષાર્થપણું બંને સ્થલે પણ (ઉપાસકમાં અને પામર આદિમાં

પણ ) સમાન છે. જેવી રીતે અન્ન ન મળવાથી થતા ઉપવાસથી ભિક્ષા સારી ગણાય છે તેવી રીતે બીજાં સાધનોના કરતાં બ્રહ્મધ્યાન શ્રેષ્ઠ ગણાય છે. ૧૨૦

હવે બીજી ક્રિયાઓના કરતાં બ્રહ્મધ્યાનનું શ્રેષ્ઠપણું બતાવે છેઃ—

पामराणां व्यवहृतेर्वरं कर्माद्यनुष्ठितिः।
ततोऽपि सगुणोपास्तिर्निर्गुणोपासना ततः॥ १२१॥

पामराणां व्यवहृतेः कर्माद्यनुष्ठितिः वरम्, ततः अपि सगुणोपास्तिः, ततः निर्गुणोपासना॥

શાસ્ત્રસંસ્કારરહિત પામર મનુષ્યોના વ્યવહારના કરતાં,શાસ્ત્રોક્ત કર્માદિનું અનુષ્ઠાન શ્રેષ્ઠ છે, તે શાસ્ત્રોક્ત કર્માદિના કરતાં પણ સગુણબ્રહ્મની ઉપાસના શ્રેષ્ઠ છે, અને તે સગુણબ્રહ્મની ઉપાસનાના કરતાં પણ નિર્ગુણબ્રહ્મની ઉપાસના શ્રેષ્ઠ છે. ૧૨૧

તેમના ઉત્તરોત્તર શ્રેષ્ઠપણાનું કારણ કહે છેઃ—

यावद्विज्ञानसामीप्यं तावच्छ्रैष्ठ्यं विवर्धते।
ब्रह्मज्ञानायते साक्षान्निर्गुणोपासनं शनैः॥ १२२॥

यावत् विज्ञानसामीप्यं तावत् श्रैष्ठ्यं विवर्धते, निर्गुणोपासनं शनैः साक्षात् ब्रह्मज्ञानायते॥

જે સાધનનું જેટલું બ્રહ્મસાક્ષાત્કારનું સમીપપણું તેટલું તે સાધનનું શ્રેષ્ઠપણું વૃદ્ધિ પામે છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસના ધીરે ધીરે સાક્ષાત્ બ્રહ્મજ્ઞાનરૂપ થાય છે. ૧૨૨

ઉપર કહેલી વાતને દૃષ્ટાંતથી સુદૃઢ કરે છેઃ—

यथा संवादिविभ्रांतिः फलकाले प्रमायते।
विद्यायते तथोपास्तिर्मुक्तिकालेऽतिपाकतः॥ १२३॥

यथा संवादिविभ्रांतिः फलकाले प्रमायते तथा उपास्तिः अतिपाकतः मुक्तिकाले विद्यायते॥

જેવી રીતે સંવાદિભ્રમ પ્રથમ ભ્રમ છતાં પણ ફલના સમયમાં સત્યરૂપ થાય છે તેવી રીતે નિર્ગુણબ્રહ્મની ઉપાસના પણ તેનો પૂરો પરિપાક થવાથી મોક્ષકાલે બ્રહ્મજ્ઞાનરૂપ થાય છે. ૧૨૩

જેમ સંવાદિભ્રમ યથાર્થ જ્ઞાનરૂપ નહિ છતાં પણ તે ભ્રમવડે પ્રવૃત્ત

થયેલા પુરુષને ઇંદ્રિયનો વિષયની સાથે સંયોગ થવાથી યથાર્થજ્ઞાનરૂપ થાય છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં પણ થાય છે એમ જણાવે છેઃ—

**संवादिभ्रमतः पुंसः प्रवृत्तस्यान्यमानतः ।**

**प्रमेति चेत्तथोपास्तिर्मांतरे कारणायताम् ॥ १२४ ॥**

संवादिभ्रमतः प्रवृत्तस्य पुंसः अन्यमानतः प्रमा इति चेत्, तथा उपास्तिः मांतरे कारणायताम् ॥

સંવાદિભ્રમથી પ્રવૃત્ત થયેલા પુરુષને પ્રત્યક્ષપ્રમાણથી તે યથાર્થજ્ઞાનરૂપ થાય છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે એવીજ રીતે નિર્ગુણબ્રહ્મની ઉપાસના પણ નિદિધ્યાસનરૂપ થઇને મહાવાક્યજન્ય બ્રહ્મના સાક્ષાત્કારનું કારણ થાય છે. ૧૨૪

દેવની મૂર્તિનું ધ્યાનાદિક પણ અંતઃકરણની એકાગ્રતા સંપાદન કરવાદ્વારા બ્રહ્મજ્ઞાનનું કારણ થાય છે, તો પછી નિર્ગુણબ્રહ્મની ઉપાસનાની શી અગત્ય છે એમ શંકા કરી તેનું સમાધાન કરે છેઃ—

**मूर्तिध्यानस्य मंत्रादेरपि कारणता यदि ।**

**अस्तु नाम तथाप्यत्र प्रत्यासत्तिर्विशिष्यते ॥ १२५ ॥**

मूर्तिध्यानस्य (च) मंत्रादेः अपि यदि कारणता [ तर्हि ] अस्तु नाम, तथापि अत्र प्रत्यासत्तिः विशिष्यते ॥

હરિહરાદિ દેવની મૂર્તિના ધ્યાનનું અને શાસ્ત્રોક્ત મંત્રના જપ આદિનું પણ બ્રહ્મજ્ઞાનનું સાધનપણું છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે ભલે તેમ હો, તોપણ આ નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં અન્ય સાધનોના કરતાં બ્રહ્મસાક્ષાત્કારનું સમીપપણું આ વિશેષ છે. ૧૨૫

નિર્ગુણબ્રહ્મની ઉપાસના કેવી રીતે બ્રહ્મજ્ઞાનની સમીપ છે તે જણાવે છેઃ-

**निर्गुणोपासनं पक्वं समाधिः स्याच्छनैस्ततः ।**

**यः समाधिर्निरोधाख्यः सोऽनायासेन लभ्यते ॥ १२६ ॥**

निर्गुणोपासनं [ यदा ] पक्वं [ भवति तदा ] शनैः समाधिः स्यात्, ततः [ शनैः ] निरोधाख्यः यः समाधिः सः अनायासेन लभ्यते ॥

નિર્ગુણબ્રહ્મની ઉપાસના જ્યારે પરિપક્વ થાય છે ત્યારે ધીરે ધીરે તે સવિકલ્પસમાધિરૂપ થાય છે, અને પછી તે સવિકલ્પસમાધિ ધીરે ધીરે નિર્વિકલ્પનામનો જે સમાધિ તે સમાધિ તે ઉપાસકને સુખપૂર્વક પ્રાપ્ત થાય છે. ૧૨૬

નિર્વિકલ્પસમાધિથી કયો લાભ થાય છે તે કહે છેઃ—

निरोधलाभे पुंसोऽन्तरसंगं वस्तु शिष्यते।
पुनः पुनर्वासितेऽस्मिन्वाक्याज्जायेत तत्त्वधीः ॥१२७॥

निरोधलाभे [ सति ] पुंसः अंतः असंगं वस्तु शिष्यते, अस्मिन् पुनः पुनः वासिते [ सति ] वाक्यात् तत्त्वधीः जायेत ॥

નિર્વિકલ્પસમાધિનો લાભ થવાથી તે પુરુષના અંતઃકરણમાં અસંગ વસ્તુરૂપ આત્મા અવશેષ રહે છે. આ આત્મામાં વારવાર ભાવના કરવાથી મહાવાક્યવડે આત્મસ્વરૂપનું જ્ઞાન ઉત્પન્ન થાય છે, અથવા "હું બ્રહ્મ છું" એવું તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થાય છે. ૧૨૭

હવે તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ સ્પષ્ટ કરે છેઃ-

निर्विकारासंगनित्यस्वप्रकाशैकपूर्णताः।
बुद्धौ झटिति शास्त्रोक्ता आरोहन्त्यविवादतः ॥ १२८ ॥

शास्त्रोक्ताः निर्विकारासंगनित्यस्वप्रकाशैकपूर्णताः बुद्धौ झटिति अविवादतः आरोहन्ति ॥

વેદાંતશાસ્ત્રમાં કહેલું નિર્વિકારીપણું, અસંગપણું, નિત્યપણું, સ્વપ્રકાશપણું, એકપણું અને પૂર્ણપણું આ ચેતનના સ્વભાવો નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનાર પુરુષના અંતઃકરણમાં શીઘ્ર નિઃશંકપણે આરૂઢ થાય છે. ૧૨૮

અમૃતબિંદુ આદિ ઉપનિષદોમાં નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાટે યોગનું નિરૂપણ કરેલું છે એમ જણાવે છે —

योगाभ्यासस्त्वेतदर्थोऽमृतबिंद्वादिषु श्रुतः।
एवं च दृष्टद्वाराऽपि हेतुत्वादन्यतो वरम् ॥ १२९ ॥

अमृतबिंद्वादिषु तु योगाभ्यासः एतदर्थः श्रुतः [ अस्ति, ] एवं च दृष्टद्वारा अपि हेतुत्वात् अन्यत वरम् ॥

અમૃતબિંદુ-ઉપનિષદ્ અને કઠોપનિષદ્ ઇત્યાદિ ઉપનિષદોમાં જે યોગાભ્યાસ વર્ણવેલો છે તે યોગાભ્યાસ આ નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિમાટે વર્ણવેલો છે. એવી રીતે નિર્વિકલ્પસમાધિરૂપ દૃષ્ટસાધનદ્વારા પણ બ્રહ્મસાક્ષાત્કારનું હેતુપણું હોવાથી સગુણબ્રહ્મની ઉપાસના આદિ બીજા સાધનોથી નિર્ગુણબ્રહ્મની ઉપાસના શ્રેષ્ઠ છે. ૧૨૯

જેઓ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો ત્યાગ કરીને બીજે સાધનોમાં પ્રવૃત્તિ કરે છે તેઓને માત્ર પરિશ્રમજ થાય છે એમ લૌકિકયુક્તિથી જણાવે છેઃ-

**उपेक्ष्य तत्तीर्थयात्राजपादीनेव कुर्वताम् ।**
**पिंडं समुत्सृज्य करं लेढीति न्याय आपतेत् ॥ १३० ॥**

तद् उपेक्ष्य तीर्थयात्राजपादीन् एव कुर्वताम् "पिंडं समुत्सृज्य करं लेढि" इति न्यायः आपतेत् ॥

તે નિર્ગુણબ્રહ્મની ઉપાસનાની ઉપેક્ષા કરીને તીર્થયાત્રા અને જપાદિ કરનારના ઉપર "માખણનો પિંડો ફેંકી દઈને હાથ ચાટવા લાગ્યો" આ ન્યાય લાગુ થાય છે, અર્થાત્ ઉત્તમ સાધનનો ત્યાગ કરીને અધિકારીએ ઊતરતા-સાધનમાં પ્રવૃત્તિ કરવી તે ઉચિત નથી. ૧૩૦

જો એમ છે તો પછી બ્રહ્મવિચારનો ત્યાગ કરીને નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરવી ઉચિત નથી એમ જો વાદી કહે તો તે વાતને અમે સ્વીકારીએ છીએ એમ ગ્રંથકારશ્રી કહે છેઃ—

**उपासकानामप्येवं विचारत्यागतो यदि ।**
**बाढं तस्माद्विचारस्यासंभवे योग ईरितः ॥ १३१ ॥**

विचारत्यागतः उपासकानां अपि यदि एवं, बाढं, तस्मात् [ एव ] विचारस्य असंभवे योगः ईरितः [ अस्ति ] ॥

બ્રહ્મવિચારના ત્યાગથી નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારને પણ ઉપરનો ન્યાય લાગુ પડે છે એમ જો તમે કહો તો તે તમારું કહેવું ઠીક છે, તેથીજ બ્રહ્મવિચારના અસંભવમાં મુમુક્ષુમાટે નિર્ગુણબ્રહ્મની ઉપાસનારૂપ યોગ કહેલો છે. ૧૩૧

બ્રહ્મવિચાર નહિ થઈ શકવાનું કારણ બતાવે છેઃ—

**बहुव्याकुलचित्तानां विचारात्तत्त्वधीर्न हि ।**
**योगो मुख्यस्ततस्तेषां धीदर्पस्तेन नश्यति ॥ १३२ ॥**

बहुव्याकुलचित्तानां हि विचारात् तत्त्वधीः न, ततः तेषां योगः मुख्यः, तेन धीदर्पः नश्यति ॥

જેમનાં અંતઃકરણ અત્યંત વ્યાકુલ રહે છે તેવા પુરુષોને માત્ર બ્રહ્મવિચારથી બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન થતું નથી, તેથી તેવા પુરુષોને નિર્ગુણબ્રહ્મની ઉપાસનારૂપ યોગ મુખ્યસાધનરૂપ છે. તે સાધનવડે તેમના અંતઃકરણનું વ્યાકુલપણું નાશ પામે છે. ૧૩૨

જેઓનાં ચિત્ત વ્યાકુલ નથી તેમને બ્રહ્મવિચારજ મુખ્યસાધનરૂપ છે એમ કહે છેઃ—

**अव्याकुलधियां मोहमात्रेणाच्छादितात्मनाम् ।**
**सांख्यनामा विचारः स्यान्मुख्यो झटिति सिद्धिदः ॥१३३॥**

अव्याकुलधियां मोहमात्रेण आच्छादितात्मनां सांख्यनामा विचारः मुख्यः स्यात्, झटिति सिद्धिदः ॥

વ્યાકુલતારહિત અંતઃકરણવાળા અને માત્ર અવિવેકવડે જેમનાં અંતઃકરણ આચ્છાદન પામેલાં છે તેવા, અર્થાત જેમને આત્મસ્વરૂપનું જ્ઞાન થયુ નથી એવા જિજ્ઞાસુઓને સમ્યક્જ્ઞાનનામનો બ્રહ્મવિચાર મુખ્યસાધન છે, કેમકે તે તેમને તુરત બ્રહ્મસાક્ષાત્કારરૂપ સિદ્ધિ આપનાર થાય છે. ૧૩૩

બ્રહ્મવિચાર અને નિર્ગુણબ્રહ્મની ઉપાસનારૂપ યોગ એ બનેનું બ્રહ્મજ્ઞાનદ્વારા મુક્તિનું સાધનપણુ છે એમ ગીતાજીમાં પણ કહ્યું છે એમ જણાવે છેઃ—

**यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।**
**एकं सांख्यं च योगं च यः पश्यति स पश्यति ॥१३४॥**

यत् स्थानं सांख्यैः प्राप्यते, तत् योगैः अपि गम्यते [ अतः ] यः सांख्यं च योगं च एकं पश्यति सः पश्यति ॥

બ્રહ્મરૂપ જે સ્થાન બ્રહ્મજ્ઞાનીઓવડે પ્રાપ્ત કરાય છે તે બ્રહ્મરૂપ સ્થાન નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનાર યોગીઓવડે પણ પ્રાપ્ત કરાય છે, આથી જે પુરુષ બ્રહ્મજ્ઞાનને અને બ્રહ્મોપાસનરૂપ યોગને એકરૂપ જાણે છે તે પુરુષજ શાસ્ત્રના અર્થને યથાર્થ જાણે છે. ૧૩૪

તેમાં એકલુ ગીતાવાક્યજ પ્રમાણ નથી, પણ તેના મૂલભૂત શ્રુતિ પણ પ્રમાણ છે એમ જણાવે છેઃ—

**तत्कारणं सांख्ययोगाधिगम्यमिति हि श्रुतिः ।**
**यस्तु श्रुतेर्विरुद्धः स आभासः सांख्ययोगयोः ॥१३५॥**

" तत्कारणं सांख्ययोगाधिगम्यं " इति हि श्रुतिः [ अस्ति, ] यः तु सांख्ययोगयोः श्रुतेः विरुद्धः [ अर्थः ] स आभासः ॥

આ જગતનું જે કારણ છે તે કારણ ઉપર જણાવેલા સાંખ્યવડે અને યોગવડે પ્રાપ્ત થવાયોગ્ય છે એવી શ્રુતિ પણ છે. સાંખ્યશાસ્ત્રનો અને યોગશાસ્ત્રનો શ્રુતિથી વિરુદ્ધ જે અર્થ છે તે અર્થ આભાસરૂપ છે, અર્થાત્ સત્યરૂપ નથી. ૧૩૫

૧ અહીં કેટલીક પ્રતિમા **योगाभिपन्न** એવો પાઠ જોવામા આવે છે.

નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારો પુરુષ બ્રહ્મજ્ઞાન થયા પહેલાં મરણ પામે તો તેની શી ગતિ થાય છે તે કહે છે:—

**उपासनं नातिपक्वमिह यस्य परत्र सः ।**
**मरणे ब्रह्मलोके वा तत्त्वं विज्ञाय मुच्यते ॥ १३६ ॥**

यस्य उपासनं इह अतिपक्वं न सः परत्र, मरणे, ब्रह्मलोके वा तत्त्वं विज्ञाय मुच्यते ॥

જે ઉપાસકની ઉપાસના વર્તમાનજન્મમાં અતિપક્વ થઇ ન હોય તે ઉપાસક બીજા જન્મમાં ઉપાસનાનો પરિપાક થવાથી બ્રહ્મસ્વરૂપને જાણીને વિદેહકૈવલ્યને પામે છે, અથવા મરણસમયમાં જો તેની ઉપાસનાનો પરિપાક થાય તો બ્રહ્મને જાણીને વિદેહમુક્તિને પામે છે, કિંવા બ્રહ્મલોકની વાસના હોય તો બ્રહ્મલોકમાં જઇને ત્યાં બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર કરીને વિદેહકૈવલ્ય પામે છે. ૧૩૬

ઉપાસકને મરણકાલે બ્રહ્મજ્ઞાન થઇને મોક્ષ મળે છે તેમાં પ્રમાણ કહે છે:-

**यं यं वापि स्मरन्भावं त्यजत्यंते कलेवरम् ।**
**तं तमेवैति यच्चित्तस्तेन यातीति शास्त्रतः ॥ १३७ ॥**

अपि वा यं यं भावं स्मरन् अंते कलेवरं त्यजति, तं तं एव एति, [ च ] यच्चित्तः तेन याति इति शास्त्रतः ॥

અથવા જે જે પદાર્થનું સ્મરણ કરતો છતો મરણકાલમાં મનુષ્ય પોતાના શરીરનો ત્યાગ કરે છે તે તે પદાર્થનેજ તે પામે છે એ શાસ્ત્રવચનથી અને મનુષ્ય જેમાં ચિત્તવાળો હોય છે તે ચિત્તવડે પોતાના ઇચ્છિત લોકભણી જાય છે એવું શાસ્ત્રવચન હોવાથી મરણસમયમાં નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો પરિપાક થવાથી તેને બ્રહ્મજ્ઞાન થવું સંભવિત છે. ૧૩૭

ઉપરનાં શાસ્ત્રવચનો મરણસમયમાં મનુષ્યનું જેમાં ચિત્ત હોય તેવા જન્મને તે પામે છે એટલુંજ કહે છે, જ્ઞાનદ્વારા તેને મોક્ષ થાય છે એમ કહેતાં નથી, એવી શંકા કરી તેનું સમાધાન કરે છે:—

**अंत्यप्रत्ययतो नूनं भावि जन्म तथा सति ।**
**निर्गुणप्रत्ययोऽपि स्यात् सगुणोपासने यथा ॥ १३८ ॥**

नूनं अंत्यप्रत्ययतः भावि जन्म, तथा सति यथा सगुणोपासने [ तथा ] निर्गुणप्रत्ययः अपि स्यात् ॥

અવશ્ય મરણસમયની ભાવનાથી મનુષ્યને ભવિષ્યનો ઇચ્છિત જન્મ પ્રાપ્ત થાય છે, તેમ હોવાથી જેમ સગુણબ્રહ્મની ઉપાસનાથી સગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાથી પણ નિર્ગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થશે. નિર્ગુણબ્રહ્મનો જે સાક્ષાત્કાર તેજ મોક્ષ છે. ૧૩૮

નિર્ગુણબ્રહ્મની ઉપાસનાથી નિર્ગુણબ્રહ્મની પ્રાપ્તિરૂપ મોક્ષ થાય છે એમ કહે છેઃ—

**नित्यनिर्गुणरूपं तन्नाममात्रेण गीयताम् ।**
**अर्थतो मोक्ष एवैष संवादिभ्रमवन्मतः ॥ १३९ ॥**

तत् नित्यनिर्गुणरूपं नाममात्रेण गीयताम्, अर्थतः [ तु ] संवादिभ्रमवत् एषः मोक्षः एव मतः ॥

તે બ્રહ્મ નિત્યનિર્ગુણરૂપ છે એમ માત્ર નામવડે કહો, અર્થથી તો સંવાદિભ્રમની પેઠે આ મોક્ષજ માનેલો છે. નિર્ગુણબ્રહ્મ અને સ્વરૂપે સ્થિતિ થવારૂપ મોક્ષ એકજ વસ્તુ છે. ૧૩૯

નિર્ગુણબ્રહ્મની ઉપાસનાવડે થનારું બ્રહ્મજ્ઞાન મોક્ષનું સાધન છે એમ જણાવે છેઃ—

**तत्सामर्थ्याज्जायते धीर्मूलाविद्यानिवर्तिका ।**
**अविमुक्तोपासनेन तारकब्रह्मबुद्धिवत् ॥ १४० ॥**

अविमुक्तोपासनेन तारकब्रह्मबुद्धिवत् तत्सामर्थ्यात् मूलाविद्यानिवर्तिका धीः जायते ॥

જેમ સગુણબ્રહ્મની ઉપાસનાવડે સંસારસાગરથી તારનાર સગુણબ્રહ્મનું જ્ઞાન થાય છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાના સામર્થ્યથી આ સંસારના કારણરૂપ અવિદ્યાને નિવૃત્ત કરનારી બ્રહ્મવિદ્યા એટલે બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થાય છે. ૧૪૦

નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનું ફલ મોક્ષ છે એવી રીતે શ્રુતિમાં જણાવ્યું છે એમ કહે છે—

**सोऽकामो निष्काम इति ह्यशरीरो निरिंद्रियः ।**
**अभयं हीति मुक्तत्वं तापनीये फलं श्रुतम् ॥ १४१ ॥**

"सः अकामः निष्कामः" इति [ तथा ] हि "अशरीरः निरिंद्रियः" [ इति तथा ] हि "अभयं" इति तापनीये मुक्तत्वं फलं श्रुतं [ अस्ति ] ॥

તે જ્ઞાની સ્થૂલવિષયોની કામનાથી રહિત અને સૂક્ષ્મવિષયોની કામનાથી રહિત છે એવી રીતે, તથા તે જ્ઞાની સ્થૂલશરીરથી રહિત અને ઇંદ્રિયોથી

રહિત છે એવી રીતે, અને તે જ્ઞાની અભયરૂપ બ્રહ્મને પામે છે એવી રીતે નૃસિંહ-ઉત્તરતાપનીય-ઉપનિષદ્‌માં મુક્તપણું એ નિર્ગુણ ઉપાસનાનું ફલ છે એમ સાંભળ્યું છે. ૧૪૧

જો તમે નિર્ગુણબ્રહ્મની ઉપાસનાવડે મોક્ષ મળે છે એમ કહેશો તો, "नान्यः पन्था विद्यतेऽयनाय" (મોક્ષને માટે જ્ઞાનથી ભિન્ન બીજું કોઇ સાધન નથી) એ શ્રુતિની સાથે વિરોધ આવશે એમ કહો તો તેનું ઉત્તર સાંભળો:—

उपासनस्य सामर्थ्याद्विद्योत्पत्तिर्भवेत्ततः ।
नान्यः पंथा इति ह्येतच्छास्त्रं नैव विरुध्यते ॥ १४२ ॥

हि उपासनस्य सामर्थ्यात् विद्योत्पत्तिः भवेत्, ततः "नान्यः पन्था०" इति एतत् शास्त्रं न विरुध्यते एव ॥

જેથી નિર્ગુણબ્રહ્મની ઉપાસનાના સામર્થ્યથી બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિ થાય છે તેથી "नान्य पन्था विद्यतेऽयनाय" (મોક્ષને માટે જ્ઞાનથી ભિન્ન બીજું કોઇ સાધન નથી) એવું આ શાસ્ત્રવચન વિરોધ પામતું નથીજ, અર્થાત્ નિર્ગુણબ્રહ્મની ઉપાસના પોતે મોક્ષ આપતી નથી, પણ તે ઉપાસના બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષ આપનારી થાય છે, એટલે અમારા કહેવામાં અને શ્રુતિના કહેવામાં વિરોધ રહેતો નથીજ. ૧૪૨

કામનારહિત નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારને જ્ઞાનદ્વારા મોક્ષલાભ થાય છે, અને કામનાવાળા નિર્ગુણબ્રહ્મના ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, એવી રીતે શ્રુતિમાં કહ્યું છે એમ જણાવે છે —

निष्कामोपासनान्मुक्तिस्तापनीये समीरिता ।
ब्रह्मलोकः सकामस्य शैव्यप्रश्ने समीरितः ॥ १४३ ॥

तापनीये निष्कामोपासनात् मुक्तिः समीरिता [ तथा ] शैव्यप्रश्ने सकामस्य ब्रह्मलोकः समीरितः ॥

નૃસિંહ-ઉત્તરતાપનીય-ઉપનિષદ્‌માં નિર્ગુણબ્રહ્મની કામનારહિત ઉપાસનાથી બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે, અને પ્રશ્નોપનિષદ્‌માં શૈબ્યમુનિના પ્રશ્નમાં નિર્ગુણબ્રહ્મની સકામ ઉપાસના કરનારને બ્રહ્મલોક પ્રાપ્ત થાય છે એમ પિપ્પલાદમુનિએ કહ્યું છે. ૧૪૩

ઉપર જણાવેલા પ્રશ્નોપનિષદ્‌ના વચનને અર્થથી કહે છે —

य उपास्ते त्रिमात्रेण ब्रह्मलोके स नीयते ।
स एतस्माज्जीवघनात्परं पुरुषमीक्षते ॥ १४४ ॥

यः त्रिमात्रेण उपास्ते सः ब्रह्मलोके नीयते, सः एतस्मात् जीवघनात् परं पुरुषं ईक्षते ॥

જે ઉપાસક अ, उ ને म આ ત્રણ માત્રાથી યુક્ત ૐકારવડે બ્રહ્મની ઉપાસના કરે છે તે ઉપાસક દેવોવડે બ્રહ્મલોકભણી લઇ જવાય છે. પછી તે ઉપાસક આ સમષ્ટિરૂપ હિરણ્યગર્ભથી શ્રેષ્ઠ એવા ઉપાધિરહિત સચ્ચિદાનંદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર કરે છે. ૧૪૪

કામનાવાળો ઉપાસક બ્રહ્મલોકમાં જાય છે એના સંબંધમાં વેદાંતદર્શનનું સૂત્ર પ્રમાણરૂપે આપે છેઃ—

अप्रतीकाधिकरणे तत्क्रतुन्याय ईरितः ।
ब्रह्मलोकफलं तस्मात्सकामस्येति वर्णितम् ॥ १४५ ॥

अप्रतीकाधिकरणे तत्क्रतुन्यायः ईरितः, तस्मात् सकामस्य ब्रह्मलोकफलं इति वर्णितम् ॥

અપ્રતીકાધિકરણમાં (પ્રતીક ઉપાસનાથી ભિન્ન અહંગ્રહ ઉપાસનાનું સ્વરૂપ જે અધિકરણમાં જણાવ્યું છે તે અધિકરણમાં) તત્ક્રતુનામનો ન્યાય (સંકલ્પપ્રમાણે મનુષ્યને ફલની પ્રાપ્તિ થાય છે એવી યુક્તિ) કહેલો છે, તેથી ત્યાં કામનાવાળા ઉપાસકને બ્રહ્મલોકની પ્રાપ્તિરૂપ ફલ થાય છે એમ વર્ણવેલું છે. ૧૪૫

બ્રહ્મલોકમાં ગયેલા ઉપાસકને બ્રહ્મજ્ઞાન કેવીરીતે થાય છે તે જણાવે છેઃ—

निर्गुणोपास्तिसामर्थ्यात्तत्र तत्त्वमवेक्षते ।
पुनरावर्तते नायं कल्पांते च विमुच्यते ॥ १४६ ॥

तत्र निर्गुणोपास्तिसामर्थ्यात् तत्त्वं अवेक्षते, [ च ] अयं पुनः न आवर्तते, च कल्पांते विमुच्यते ॥

બ્રહ્મલોકમાં ગયેલો ઉપાસકને તે લોકમાં નિર્ગુણબ્રહ્મની ઉપાસનાના સામર્થ્યથી બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે. પછી આ ઉપાસક પુનર્જન્મને પામતો નથી; પણ બ્રહ્માને જ્યારે વિદેહકૈવલ્ય થાય ત્યારે આ ઉપાસક વિદેહકૈવલ્ય પામે છે. ૧૪૬

પ્રણવ-ઉપાસના બે પ્રકારની છે એમ કહે છેઃ—

प्रणवोपास्तयः प्रायो निर्गुणा एव वेदगाः ।
क्वचित्सगुणताप्युक्ता प्रणवोपासनस्य हि ॥ १४७ ॥

वेदगाः प्रणवोपास्तयः प्रायः निर्गुणाः एव, हि प्रणवोपासनस्य सगुणता अपि क्वचित् उक्ता ॥

વેદમાં કહેલી પ્રણવની ઉપાસનાઓ બહુધા નિર્ગુણબ્રહ્મસંબંધીજ છે, એમ છતાં પણ પ્રણવની ઉપાસનાનું સગુણબ્રહ્મસંબંધીપણું પણ કોઇ સ્થલે કહેલું છે ૧૪૭

ૐકારની ઉપાસનાના દ્વિવિધપણાસંબંધી પ્રમાણ કહે છે :—

**परापरब्रह्मरूप ॐकार उपवर्णितः ।**

**पिप्पलादेन मुनिना सत्यकामाय पृच्छते ॥ १४८ ॥**

पिप्पलादेन मुनिना पृच्छते सत्यकामाय परापरब्रह्मरूपः ॐकारः उपवर्णितः ॥

શ્રીપિપ્પલાદનામના મુનિએ પોતાને પૂછનાર સત્યકામને (શૈબ્યને) પરબ્રહ્મરૂપે (નિર્ગુણબ્રહ્મરૂપે) અને અપરબ્રહ્મરૂપે (સગુણબ્રહ્મરૂપે) ૐકાર સારી રીતે વર્ણવેલો છે ૧૪૮

શ્રીકઠવલ્લી-ઉપનિષદમાં આ આલંબનને જાણીને, ઇત્યાદિ વાક્યવડે પ્રણવની ઉપાસનાનું દ્વિવિધપણું કહ્યું છે એમ જણાવે છે —

**एतदालंबनं ज्ञात्वा यो यदिच्छति तस्य तत् ।**

**इति प्रोक्तं यमेनापि पृच्छते नचिकेतसे ॥ १४९ ॥**

पृच्छते नचिकेतसे यमेन अपि "एतत् आलंबनं ज्ञात्वा यः यत् इच्छति तस्य तत्" इति प्रोक्तम् ॥

પોતાને પૂછનારા નચિકેતાને શ્રીયમે પણ 'આ ૐકારરૂપ આલંબનને જાણીને જે ઉપાસક જેની (સગુણબ્રહ્મની વા નિર્ગુણબ્રહ્મની) ઇચ્છા કરે છે તેને તે પ્રાપ્ત થાય છે' એમ કહેલું છે ૧૪૯

નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે એમ જણાવે છે —

**इह वा मरणे वास्य ब्रह्मलोकेऽथवा भवेत् ।**

**ब्रह्मसाक्षात्कृतिः सम्यगुपासीनस्य निर्गुणम् ॥ १५० ॥**

सम्यक् निर्गुण उपासीनस्य अस्य ब्रह्मसाक्षात्कृतिः इह वा मरणे वा अथवा ब्रह्मलोके भवेत् ॥

ઉત્તમરીતે નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારા આ બ્રહ્મોપાસકને બ્રહ્મનો સાક્ષાત્કાર આ જન્મમાં મરણપહેલાં, અથવા મરણના સમયમાં, કિંવા બ્રહ્મલોકમાં પ્રતિબંધનો ક્ષય થયે થાય છે ૧૫૦

આત્મગીતામાં પણ આત્મવિચાર કરવામાં અસમર્થ પુરુષને નિર્ગુણબ્રહ્મનું ધ્યાન કરવાનું કહ્યું છે એમ જણાવે છે —

अर्थोऽयमात्मगीतायामपि स्पष्टमुदीरितः।
विचाराक्षम आत्मानमुपासीतेति संततम् ॥ १५१ ॥

विचाराक्षमः संततं आत्मानं उपासीत इति अयं अर्थः आत्मगीतायां अपि स्पष्टं उदीरितः ॥

આત્મવિચાર કરવામાં અસમર્થ પુરુષે નિરંતર નિર્ગુણબ્રહ્મનું ધ્યાન કરવું એવો આ અર્થ આત્મગીતાનામના ગ્રંથમાં પણ સ્પષ્ટ કહેલો છે. ૧૫૧

આ વિષયને સ્પષ્ટ કરવા આત્મગીતાના ત્રણ શ્લોકો નીચે આપે છેઃ—

साक्षात्कर्तुमशक्तोऽपि चिंतयेन्मामशंकितः।
कालेनानुभवारूढो भवेयं[1] फलितो ध्रुवम् ॥ १५२ ॥
यथागाधनिधेर्लब्धौ नोपायः खननं विना।
मल्लाभेऽपि तथा स्वात्मचिंतां मुक्त्वा न चापरः ॥ १५३ ॥
देहोपलमपाकृत्य बुद्धिकुद्दालकात्पुनः।
खात्वा मनोभुवं भूयो गृह्णीयान्मां निधिं पुमान् ॥ १५४ ॥

साक्षात्कर्तुं अशक्तः अपि मां अशंकितः चिंतयेत्, कालेन [ अहं ] अनुभवारूढः [ च ] फलितः ध्रुवं भवेयम् ॥ यथा अगाधनिधेः लब्धौ खननं विना उपायः न [ अस्ति ] तथा च मल्लाभे अपि स्वात्मचिंतां मुक्त्वा अपरः [ उपायः ] न [ वर्तते ] ॥ पुमान् देहोपलं अपाकृत्य पुनः बुद्धिकुद्दालकात् मनोभुवं भूयः खात्वा मां निधिं गृह्णीयात् ॥

મારો સાક્ષાત્કાર કરવાને અસમર્થ પુરુષ પણ મારું શંકારહિત થઈ ચિંતન કરે, એમ કરવાથી યોગ્ય સમય જતાં હું તેના અનુભવમાં આરૂઢ અને ધ્યાનના ફલરૂપ અવશ્ય થઈશ. ૧૫૨

જેવી રીતે ઘણા ઊંડાણમાં રહેલા દ્રવ્યભંડારની પ્રાપ્તિમાં ભૂમિને ખોદવા વિના બીજું સાધન નથી તેવી રીતે મારી પ્રાપ્તિમાં પણ મારા સ્વરૂપભૂત પોતાના આત્માનું ચિંતન મૂકી દઈને બીજું સાધન નથી. ૧૫૩

જિજ્ઞાસુ પુરુષ ત્રણ શરીરરૂપ પથ્થરને દૂર કરીને પુનઃ દૃઢવિવેકરૂપ કોદાળીથી અંતઃકરણરૂપ ભૂમિને ખોદીને હુંરૂપ દ્રવ્યભંડારને ગ્રહણ કરે. ૧૫૪

બ્રહ્મનો વિચાર કરવામાં અસમર્થ પુરુષનો બ્રહ્મનાં ધ્યાનમાં અધિકાર છે એમ જણાવે છે:—

[1] અહીં કોઈ ટીકાકાર भवेदाफलितः એવો પાઠ માને છે.

अनुभूतेरभावेऽपि ब्रह्मास्मीत्येव चिंत्यताम् ।
अप्यसत्प्राप्यते ध्यानान्नित्याप्तं ब्रह्म किं पुनः ॥ १५५ ॥

अनुभूतेः अभावे अपि '[अहं] ब्रह्म अस्मि' इति एव चिंत्यताम्, ध्यानात् असत् अपि प्राप्यते, किं पुनः नित्याप्तं ब्रह्म ? ॥

બ્રહ્મના અનુભવના અભાવમા પણ 'હુ બ્રહ્મ છું' એવુજ ચિંતન કરે. ધ્યાનથી ધ્યાન કરનારને દેવભાવરૂપ અસત (પૂર્વે અવિદ્યમાન) વસ્તુ પણ પ્રાપ્ત થાય છે, તો પછી નિત્યપ્રાપ્ત બ્રહ્મ પ્રાપ્ત થાય એમા શુ કહેવુ ? ૧૫૫

બ્રહ્મધ્યાનનુ ફલ પ્રત્યક્ષ છે માટે પણ મુમુક્ષુએ બ્રહ્મધ્યાન કરવુ જોઇએ એમ જણાવે છે —

अनात्मबुद्धिशैथिल्यं फलं ध्यानाद्दिने दिने ।
पश्यन्नपि न चेद्ध्यायेत्कोऽपरोऽस्मात्पशुर्वद ॥ १५६ ॥

ध्यानात् दिने दिने अनात्मबुद्धिशैथिल्यं फलं पश्यन् अपि पुरुषः न ध्यायेत् चेत् अस्मात् अपरः कः पशुः ? वद ॥

આત્માથી અભિન્ન બ્રહ્મના ધ્યાનથી દિવસે દિવસે અનાત્મબુદ્ધિના શિથિલપણારૂપ ફલને જોતો છતો પણ જો પુરુષ આત્માથી અભિન્ન બ્રહ્મનુ ધ્યાન ન કરે તો પછી આના કરતા બીજો કયો પશુ છે ? તે કહો ૧૫૬

અહીંસુધી પ્રતિપાદન કરેલા અર્થને હવે સક્ષેપમા કહે છે —

देहाभिमानं विध्वस्य ध्यानादात्मानमद्वयम् ।
पश्यन्मर्त्योऽमृतो भूत्वा ह्यत्र ब्रह्म समश्नुते ॥ १५७ ॥

ध्यानात् देहाभिमानं विध्वस्य अद्वयं आत्मानं पश्यन् मर्त्यः अमृतः भूत्वा हि अत्र ब्रह्म समश्नुते ॥

આત્મસ્વરૂપના ધ્યાનથી દેહમા રહેલી આત્માની બુદ્ધિનો નાશ કરીને અદ્વિતીય આત્માને જાણનારો મરણસ્વભાવવાળો પુરુષ અવિનાશી થઇને વર્તમાનશરીરમા બ્રહ્મસ્વરૂપને સારી રીતે પામે છે ૧૫૭

હવે આ ધ્યાનદીપપ્રકરણનુ અનુસધાન કરનારા પુરુષને થનારુ ફલ કહે છે—

ध्यानदीपमिमं सम्यक्परामृशति यो नरः ।
मुक्तसंशय एवायं ध्यायति ब्रह्म संततम् ॥ १५८ ॥

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां ध्यानदीपः ॥ ९ ॥

अन्वयः–यः नरः इमं ध्यानदीपं सम्यक् परामृशति, अयं मुक्तसंशयः एव संततं ब्रह्म ध्यायति ॥

જે મનુષ્ય આ ધ્યાનદીપનો ઉત્તમપ્રકારે વિચાર કરે છે આ પુરુષ સંશયથી રહિત થઈનેજ નિરંતર બ્રહ્મનું ધ્યાન કરે છે, અને બ્રહ્મના ધ્યાનવડે બ્રહ્મનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થાય છે. ૧૫૮

એ પ્રમાણે શ્રીમદ્‌ભારતીતીર્થસ્વામિવિરચિત પંચદશીમાં ધ્યાનદીપનામના નવમા પ્રકરણની **શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થદીપિકાનામની** ટીકા પૂરી થઈ. ૯

## ધ્યાનદીપનો સાર

સંવાદિભ્રમપ્રમાણે બ્રહ્મસ્વરૂપની ઉપાસના કરવાથી પણ જ્ઞાનદ્વારા મોક્ષ મળે છે, માટે નૃસિંહ-ઉત્તરતાપનીય-ઉપનિષદ્‌માં બ્રહ્મસ્વરૂપની ઉપાસના વર્ણવેલી છે. ભ્રમથી પ્રવૃત્ત થયેલા મનુષ્યને જો ઇચ્છિત વસ્તુનો લાભ થાય તો તેને સંવાદિભ્રમ કહેવામાં આવે છે. જેમ કોઇ મનુષ્ય દૂર રહેલા મણિના અજવાળાને મણિ સમજીને તે લેવાને તે તરફ જાય છે, પછી ત્યાં જઈને આ અજવાળું મણિ નથી, પણ તેનું અજવાળું છે એમ તેને જણાય છે, અને તેને મણિની પ્રાપ્તિ પણ થાય છે, આ સંવાદિભ્રમ છે. કોઇ બીજો મનુષ્ય દીવાના અજવાળાને જોઇને તે મણિ છે એમ માની તેને લેવાને તે તરફ જાય છે, તેની પાસે જતાં તેને જણાય છે કે આ મણિ નથી, પણ દીવાનું અજવાળું છે, આ મનુષ્યને મણિનો લાભ થતો નથી, આ વિસંવાદિભ્રમ કહેવાય છે. પ્રત્યક્ષ વિષયોમાં, અનુમાનના વિષયોમાં ને શાસ્ત્રના વિષયોમાં ઉપર જણાવેલા બંને પ્રકારના ભ્રમો પ્રતીત થાય છે. ભ્રમવાળા જ્ઞાનથી પણ કાકતાલીયન્યાયવડે જો ઇચ્છિત ફલની પ્રાપ્તિ થાય તો તેને સંવાદિભ્રમ કહેવામાં આવે છે. તે ભ્રમરૂપ છતાં પણ સત્યફલ આપનાર થાય છે. એવી રીતે બ્રહ્મસ્વરૂપની ઉપાસના ભ્રમરૂપ છતાં મુક્તિરૂપ સત્યફલને આપે છે. વેદાંતશાસ્ત્રદ્વારા બ્રહ્મસ્વરૂપ અપરિચ્છિન્ન એકરૂપ છે એવું પરોક્ષજ્ઞાન પ્રાપ્ત કરીને "તે બ્રહ્મ હું છું" એવી રીતે મુમુક્ષુ મનુષ્ય ઉપાસના કરે છે. બુદ્ધ્યાદિના સાક્ષિરૂપે રહેલ અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર નહિ કરીને બ્રહ્મ સત્યરૂપ, જ્ઞાનરૂપ ને અનંતરૂપ છે ઇત્યાદિ વેદાંતશાસ્ત્રનાં વચનોથી બ્રહ્મ છે એવું જે સામાન્યજ્ઞાન થવું તે જ્ઞાન ઉપાસનામાં પરોક્ષજ્ઞાન કહેવાય છે. શિવ અને વિષ્ણુ આદિની મૂર્તિનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્રવચનોથી થનારું તેમનું જ્ઞાન પણ પરોક્ષજ્ઞાન છે, કેમકે શાસ્ત્રથી તેમનું પાંચ મુખવાળું કે ચાર હાથવાળું સ્વરૂપ છે એવો બોધ થાય છે, પણ તેવું સ્વરૂપ તેમને પ્રત્યક્ષ

જોવામાં આવતું નથી. તે પરોક્ષજ્ઞાન ભ્રાંતિજ્ઞાન કહી શકાય નહિ, કેમકે જે જ્ઞાનનો વિષય અસત્ય હોય તેજ ભ્રાંતિજ્ઞાન કહેવાય છે. પ્રામાણિકશાસ્ત્રથી જાણવામાં આવનારી શિવની અને વિષ્ણુની મૂર્તિનું આરંભમાં પ્રત્યક્ષજ્ઞાન હોતું નથી, છતાં તે જ્ઞાન ભ્રાંતિજ્ઞાન મનાતું નથી. એવી રીતે શાસ્ત્રથી સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું જ્ઞાન પ્રાપ્ત કર્યાં છતાં પણ તે બ્રહ્મજ સાક્ષી છે એવી રીતે બ્રહ્મનું અંતરાત્મપણું નહિ જાણનારો પુરુષ બ્રહ્મને પ્રત્યક્ષ અનુભવી શકતો નથી, તોપણ તે જ્ઞાન ભ્રાંતિજ્ઞાન કહેવાતું નથી, કેમકે મનુષ્યને શાસ્ત્રમાં કહેલી રીતે બ્રહ્મના સચ્ચિદાનંદરૂપપણાનું પરોક્ષજ્ઞાન થયેલું હોય છે. એમ હોવાથી પરોક્ષજ્ઞાન પણ યથાર્થજ્ઞાનજ છે.

વેદાંતશાસ્ત્રમાં તત્ત્વમસિ આદિ મહાવાક્યોવડે બ્રહ્મને અંતરાત્માસ્વરૂપે વર્ણવેલ છે, છતાં અન્વયવડે અને વ્યતિરેકવડે તત્પદના અર્થનો અને ત્વંપદના અર્થનો વિવેક નહિ કરનારા મંદબુદ્ધિવાળા અધિકારીને બ્રહ્મના ને આત્માના એકપણાનું અપરોક્ષજ્ઞાન થતું નથી. શરીરને તથા ઇંદ્રિયાદિને આત્મા માનવારૂપ ભ્રાંતિ જ્યાંસુધી વિદ્યમાન હોય ત્યાંસુધી મુમુક્ષુને બ્રહ્મના ને આત્માના એકપણાનું જ્ઞાન પ્રાપ્ત થઇ શકતું નથી. બ્રહ્મવિચારથીજ તે ભ્રાંતિની નિવૃત્તિ થઇ શકે છે, માટે તત્ત્વમસિ આદિ મહાવાક્યોના વિચારની અપેક્ષા છે. શ્રદ્ધાવાળા પુરુષને શાસ્ત્રદ્વારા બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થઇ શકે છે, કેમકે પ્રત્યક્ષ દ્વૈતનું જ્ઞાન પરોક્ષ અદ્વૈતજ્ઞાનનું વિરોધ કરતું નથી. શાલગ્રામ શિલા છે આ પ્રત્યક્ષજ્ઞાન તેના પરોક્ષવિષ્ણુપણાની નિવૃત્તિ કરતું નથી. વિશ્વાસ રાખવાયોગ્ય પુરુષે એક વાર કરેલા ઉપદેશથી સાંભળનાર મનુષ્યને તેનું પરોક્ષજ્ઞાન થઇ શકે છે. વિષ્ણુની મૂર્તિના ઉપદેશમાં પૂજ્યભાવવાળો સૂક્ષ્મવિચાર કરવાની અગત્ય રહેતી નથી એ વાત પ્રસિદ્ધ છે. શાસ્ત્રોક્ત કર્મમાં અને ઉપાસનામાં સૂક્ષ્મવિચારની અગત્ય રહે છે, કેમકે વેદની અનેક શાખાઓમાં ભિન્ન ભિન્ન સ્થલે કહેલાં કર્મોનો ને ઉપાસનાનો નિર્ણય કરવામાં સાધારણબુદ્ધિવાળો મનુષ્ય સમર્થ થતો નથી, તેથી જૈમિનિ આદિ મુનિઓએ કર્મના ને ઉપાસનાના અનુષ્ઠાનનો પ્રકાર નક્કી કરેલો છે. કલ્પસૂત્ર કરનારાઓએ તેનો સંગ્રહ કરેલો છે. એ ઉપરથી સાધારણબુદ્ધિવાળો શ્રદ્ધાલુ મનુષ્ય પણ તેના સંબંધમાં વિશેષ વિચાર ન કરતાં શાસ્ત્રમાં કહેલા કર્મનું ઉત્તમપ્રકારે અનુષ્ઠાન કરી શકે છે. કેટલાંક કલ્પસૂત્રોમાં ઉપાસનાની રીત પણ વર્ણવેલી છે. પોતાના ગુરુના મુખથી સમજી લઇને કોઇ પણ શ્રદ્ધાલુ મનુષ્ય ઉપાસના કરી શકે છે. કોઇ મનુષ્યને પોતાના સંતોષને માટે વેદનાં વચનોનો નિર્ણય કરવાની ઇચ્છા થાય તો ભલે તે વેદવચનોનો સૂક્ષ્મવિચાર કરે, પરંતુ કર્મનું અનુષ્ઠાન અને ઉપાસનાનું અનુષ્ઠાન તો એકલા વિશ્વાસ રાખવાયોગ્ય પુરુષના ઉપદેશથી સંભવી શકે છે,

કિંતુ બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર એકલા ઉપદેશથીજ થઇ શકતો નથી. પરોક્ષજ્ઞાનમે અશ્રદ્ધા પ્રતિબંધ કરે છે, અને અપરોક્ષજ્ઞાનને અવિચાર પ્રતિબંધ કરે છે, માટે તત્પદના અર્થનો અને ત્વંપદના અર્થનો ઉત્તમપ્રકારે વિચાર કર્યા છતા પણ જો બ્રહ્મનુ અપરોક્ષજ્ઞાન ન થાય તો વારે વારે મુમુક્ષુએ તેનો વિચાર કરવો. બ્રહ્મવિચારનો છેડો બ્રહ્મના અપરોક્ષજ્ઞાનમાંજ છે મરણસુધી બ્રહ્મવિચાર કર્યા છતા પણ જો બ્રહ્મનો સાક્ષાત્કાર ન થયો તો બીજા જન્મમા પ્રતિબંધનો નાશ થયા પછી તેને અવશ્ય બ્રહ્મસાક્ષાત્કાર થશેજ આમ હોવાથી બ્રહ્મવિચાર કદી પણ નિષ્ફલ થતો નથી તેના સબંધમા શ્રુતિમા અને સૂત્રોમા અનેક પ્રમાણો છે વામદેવને માતાના ગર્ભાશયમા છતા આત્માથી અભિન્ન બ્રહ્મનુ જ્ઞાન થયુ એવું શ્રુતિમા કથન કરેલુ છે જેમ બહુવાર ગોખ્યા છતા પણ જે પાઠ મોઢે થતો નથી તે પાઠ બીજે દિવસે અનાયાસે સ્મરણમા આવે છે તેમ વર્તમાનજન્મમા કરેલો બ્રહ્મવિચાર આ જન્મમા બ્રહ્મનો સાક્ષાત્કાર ન કરાવી શકે તો બીજા જન્મમા તેનો સાક્ષાત્કાર કરાવી શકે છે ખેડ અને ગર્ભ આદિ જેમ અમુક સમય ગયા પછી પરિપક્વ થાય છે તેમ આત્મવિચાર પણ સમય જતા ધીરે ધીરે પરિપક્વ થાય છે ભૂત, વર્તમાન અને ભાવી આવા ત્રણ પ્રકારના પ્રતિબંધ હોવાથી વારવાર બ્રહ્મવિચાર કર્યા છતા પણ મુમુક્ષુને બ્રહ્મજ્ઞાન થતું નથી. તે પ્રતિબંધનો ક્ષય થયા પછીજ તેને બ્રહ્મનુ જ્ઞાન થાય છે જેમ ભૂમિમા સુવર્ણનો ભંડાર હોય તેની પ્રાપ્તિ માટી અને પથ્થરરૂપ પ્રતિબંધને દૂર કર્યા વિના થતી નથી તેમ આત્માનો સાક્ષાત્કાર પણ ત્રણ પ્રકારના પ્રતિબંધને નિવૃત્ત કર્યા વિના થતો નથી કોઈ સન્યાસીને પોતાની ગૃહસ્થાશ્રમવાળી સ્થિતિમા પોતાની ભેંસમા ઘણો સ્નેહ હોવાથી તેને ભૂતપ્રતિબંધથી વેદાંતશાસ્ત્રનુ શ્રવણ કર્યા છતા પણ બ્રહ્મજ્ઞાન થયુ નહિ, પણ જ્યારે તેના સદ્‌ગુરુએ મહિષીરૂપ ઉપાધિવાળા બ્રહ્મસ્વરૂપનો બોધ કર્યો, ત્યારે તેનો ભેંશમા રહેલા રાગરૂપ ભૂતપ્રતિબંધનો નાશ થયો, ને તેને બ્રહ્મનુ જ્ઞાન થયુ. શબ્દાદિ વિષયોમા ઘાટી પ્રીતિ, બુદ્ધિનુ મંદપણું, શ્રુતિ અને સ્મૃતિથી વિરોધી તર્ક, અને દેહાદિમા આત્માની બુદ્ધિરૂપ ને જગતમા સત્યપણાની બુદ્ધિરૂપ વિપર્યયમા દુરાગ્રહ આ ચાર વર્તમાનપ્રતિબંધ છે શમાદિવડે અને શ્રવણાદિ યોગ્ય સાધનોવડે વર્તમાનપ્રતિબંધનો નાશ કરવાથી બ્રહ્મથી અભિન્ન આત્માનું જ્ઞાન થાય છે એક વા અનેક જન્મ આપનારો જે પ્રતિબંધ તે પ્રતિબંધ ભાવિપ્રતિબંધ કહેવાય છે વામદેવ અને રાજર્ષિ ભરત એ ભાવિપ્રતિબંધના દષ્ટાંત છે વામદેવનો ભાવિપ્રતિબંધ, એક જન્મે દૂર થયો, અને રાજર્ષિ ભરતનો ભાવિપ્રતિબંધ ત્રણ જન્મે દૂર થયો શ્રીમદ્‌ભગવદ્‌ગીતામા યોગભ્રષ્ટના પ્રતિબંધનો ક્ષય અનેક જન્મોવડે થાય છે એમ કહેલુ છે આમ

છતાં કરેલો બ્રહ્મવિચાર નિષ્ફલ થતો નથી. પોતાના અંતઃકરણમાં બ્રહ્મલોકની પ્રાપ્તિની ઇચ્છા છતાં તેને રોકીને જે બ્રહ્મધ્યાન કરે છે તેને બ્રહ્મનો સાક્ષાત્કાર થતો નથી, પણ બ્રહ્મલોકમાં જઇને જ્યારે બ્રહ્માને વિદેહકૈવલ્ય થાય છે ત્યારે તે વિદેહમુક્ત થાય છે, આવું ઉપનિષદોમાં, સ્મૃતિઓમાં અને પુરાણોમાં નિરૂપણ કરેલું જોવામાં આવે છે. પાપસંસ્કારના બહુપણાથી કેટલાક મનુષ્યોને બ્રહ્મવિચાર કરવો જોઇએ એમ સમજાતું નથી. શ્રીયમે નચિકેતાને જે આત્મા ઘણા મનુષ્યોને શ્રવણને માટે પણ પ્રાપ્ત થવાને યોગ્ય નથી એ વચનોવડે એજ વાત કહી છે. બુદ્ધિના મંદપણાથી કિંવા સદ્ગુરુ ને શાસ્ત્રાદિરૂપ બ્રહ્મજ્ઞાનની સામગ્રીના અભાવથી જેઓથી બ્રહ્મવિચાર કરી શકાય નહિ તેમણે બ્રહ્મની ઉપાસના કરવી.

નિર્ગુણબ્રહ્મની ઉપાસના બનવી શકે છે. પોતાના અંતઃકરણની વૃત્તિ વારંવાર બ્રહ્મને આકારે કર્યા કરવી તે નિર્ગુણબ્રહ્મની ઉપાસના કહેવાય છે. જેમ સગુણબ્રહ્મની ઉપાસના થઇ શકે છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસના પણ થઇ શકે છે. વાણીથી અને મનથી પર નિર્ગુણબ્રહ્મની ઉપાસના કેવી રીતે થઇ શકે એમ જો વાદી કહે તો અમે તેને પૂછીએ છીએ કે વાણીથી અને મનથી પર નિર્ગુણબ્રહ્મનું જ્ઞાન કેવી રીતે સંભવે ? જો વાદી કહે કે વાણીના ને મનના અવિષયરૂપ બ્રહ્મ છે તેવું તેનું જ્ઞાન થઇ શકે, તો અમે તેને કહીએ છીએ કે બ્રહ્મ જ્ઞાનના વિષયરૂપ થવાથી પણ સગુણ થશે. બ્રહ્મ લક્ષણાવૃત્તિવડે જ્ઞાનના વિષયરૂપ થાય છે એમ વાદી કહે તો અમે તેને કહીએ છીએ કે લક્ષણાવડે જણાનારું બ્રહ્મ ઉપાસ્ય છે એમ જાણીને તેની ઉપાસના કરવી. કેનોપનિષદ્‌માં જેમ જેની ઉપાસના કરાય છે તે બ્રહ્મ નથી એમ કહ્યું છે તેમ તે બ્રહ્મ જાણેલી વસ્તુથી ને નહિ જાણેલી વસ્તુથી અત્યંત વિલક્ષણ છે એમ પણ તેજ ઉપનિષદ્‌માં કહ્યું છે. બ્રહ્મનું જ્ઞાનના વિષયરૂપપણું અસત્ય છે તેવીજ રીતે તેનું ઉપાસનાના વિષયરૂપપણું પણ અસત્ય છે. અંતઃકરણની વૃત્તિ બ્રહ્મની ઉપરના આવરણનો ભંગ કરે એજ બ્રહ્મનું વેદ્યપણું ને ઉપાસ્યપણું છે. નૃસિંહતાપનીય અને પ્રશ્ન આદિ ઘણી ઉપનિષદોમાં નિર્ગુણબ્રહ્મની ઉપાસના વર્ણવેલી છે, તેથી નિર્ગુણબ્રહ્મની ઉપાસનામાં કોઇ પ્રમાણ નથી એમ વાદીથી કહી શકાય નહિ. નિર્ગુણબ્રહ્મની ઉપાસનાની રીત પંચીકરણમાં શ્રીસુરેશ્વરાચાર્યે કહેલી છે. તે ઉપાસના નિર્ગુણબ્રહ્મના જ્ઞાનનું સાધન છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસના ઘણા લોકો કરતા નથી તેથી કરીને તે ઉપાસના ત્યજવાયોગ્ય ઠરતી નથી. શાસ્ત્રસંસ્કારવિનાના કેટલાક મનુષ્યોને વશીકરણાદિ મંત્રોમાં લાભની પ્રતીતિ થાય છે તેથી તે સગુણબ્રહ્મની ઉપાસનાનો ત્યાગ કરીને વશીકરણાદિ મંત્રોના જપમાં પ્રવૃત્તિ કરે છે. તેના કરતા વધારે મૂઢ માણસો વશીકરણાદિ મંત્રોના કરતાં

ખેડ અને વ્યાપાર આદિમાં વધારે લાભ છે એમ સમજી તે વશીકરણાદિ મંત્રોનો ત્યાગ કરીને ખેડમાં ને વ્યાપારમાં પ્રવૃત્ત થાય છે. એવીજ રીતે કેટલાક મનુષ્યો નિર્ગુણબ્રહ્મની ઉપાસનાનો ત્યાગ કરીને સગુણબ્રહ્મની ઉપાસનામાં પ્રવૃત્તિ કરે છે તેથીજ કાંઇ નિર્ગુણબ્રહ્મની ઉપાસના ત્યજવાયોગ્ય સિદ્ધ થતી નથી. નિર્ગુણબ્રહ્મની ઉપાસના એક પ્રકારની બ્રહ્મવિદ્યા છે માટે વેદોની સર્વ શાખાઓની ઉપનિષદોમાં કહેલા આનંદાદિ વિધેયગુણોનો અને અસ્થૂલાદિ નિષેધ્યગુણોનો એક સ્થલેજ ઉપસંહાર કરીને તે સર્વ ગુણોથી યુક્ત બ્રહ્મની ઉપાસના કરવી, અર્થાત તે બ્રહ્મ હુ છું એમ નિરતર ચિંતવવું. જ્ઞાન વસ્તુને અધીન છે, અને ઉપાસના કર્તાને અધીન છે. વસ્તુના સ્વરૂપનો વિચાર કરવાથી મનુષ્યની ઇચ્છા ન હોય તોપણ તેને વસ્તુનું જ્ઞાન થાય છે, અને ઉત્પન્ન થયેલુ બ્રહ્મનું જ્ઞાન સંસારમાં રહેલા સત્યપણાના ભ્રમને બાળી નાંખે છે, તેથી પુરુષ કૃતાર્થ થઇ નિત્યતૃપ્તિનો અનુભવ કરે છે. તે જીવન્મુક્ત થઇને વિદેહમુક્તિમાટે પોતાના પ્રારબ્ધકર્મના ક્ષયની વાટ જુએ છે. ઉપાસનાની રીત જ્ઞાનના કરતાં બીજા પ્રકારની છે. બ્રહ્મની ઉપાસના કરનારો પુરુષ પોતાના સદ્ગુરુનાં ઉપાસ્યના સ્વરૂપનું પ્રતિપાદન કરનારાં વચનોપર શ્રદ્ધા રાખીને નિરંતર નિર્ગુણબ્રહ્મનું ચિંતન કરે છે. ઉપાસ્યજ મારુ સ્વરૂપ છે એવું અભિમાન ઉપાસનાવડે ઉત્પન્ન કરીને પછી મરણપર્યંત તેજ અભિમાન સ્થિર રાખવું. આવી ઉપાસનાનું એક બ્રહ્મચારીનું ઉદાહરણ છાંદોગ્ય-ઉપનિષદ્‌માં આપેલુ છે. ઉપાસના કરવી, વા ન કરવી, અથવા શાસ્ત્રે કહેલી રીતથી બીજી રીતે કરવી એ વાત પુરુષને અધીન છે.

જેમ નિરતર વેદાભ્યાસ કરનારો પુરુષ પોતાની દૃઢ વાસનાથી સ્વપ્નમાં પણ જાણે વેદાધ્યયન કરતો હોય એમ જણાય છે, અને નિરંતર મંત્રજપ કરનારો પુરુષ સ્વપ્નમાં પણ જાણે મંત્રજપ કરતો હોય એમ અનુભવે છે, તેમ નિરતર બ્રહ્મનુ ધ્યાન કરનારો ઉપાસક પણ ઉપાસનાની દૃઢ વાસનાવડે સ્વપ્નમા પણ જાણે પોતે બ્રહ્મધ્યાન કરતો હોય એવો એને અનુભવ થાય છે. પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે પ્રાપ્ત થયેલા સુખનો કે દુઃખનો અનુભવ કરતા છતા પણ શ્રદ્ધાલુ ઉપાસક બ્રહ્મરૂપ ઉપાસ્યનું ધ્યાન કરી શકે છે. જેમ કોઇ વ્યસની પુરુષનું મન પોતાના પ્રિય વિષયમાં આસક્ત છતાં પણ તે પોતાનો પ્રાપ્ત લૌકિકવ્યવહાર સાધારણરીતે કરે છે તેવીજ રીતે બ્રહ્મધ્યાનમાં નિષ્ઠાવાળો પુરુષ પણ સાધારણરીતે પોતાનો પ્રાપ્ત લૌકિકવ્યવહાર કરે છે. વ્યસનરહિત મનુષ્ય જેમ પોતાનું પ્રાપ્ત લૌકિકકર્તવ્ય ઉત્તમપ્રકારે કરે છે તેવીજ રીતે બ્રહ્મવેત્તા પુરુષ પણ પોતાનુ પ્રાપ્ત લૌકિકકર્તવ્ય સારી રીતે કરે છે. બ્રહ્મજ્ઞાનનો અને વ્યવહારનો પરસ્પર વિરોધ નથી. સંસાર માયિક છે, અને આત્મા ચૈતન્યરૂપ

છે આવા જ્ઞાનમાં અને આસ લૌકિકવ્યવહારમાં વિરોધ નથી. વ્યવહાર સંસાર-ના સત્યપણાની અપેક્ષા કરતો નથી, અને આત્માના જડપણાની પણ અપેક્ષા કરતો નથી, કિંતુ માત્ર ક્રિયાનાં સાધનોનીજ અપેક્ષા કરે છે. મન, વાણી આદિ ઇંદ્રિયો, શરીર અને બહારના વિષયો એ વ્યવહારનાં સાધનો છે. આત્મજ્ઞાની તે સાધનોનુ નિવારણ કરતો નથી, એટલે તેનાથી પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે પ્રાપ્ત થયેલો લૌકિકવ્યવહાર કરી શકાય છે. આત્મજ્ઞાનીને પોતાના ચિત્તનો નિરોધ કરવાની આવશ્યકતા નથી. બ્રહ્મધ્યાન કરનારાને પોતાના ચિત્તનો નિરોધ કરવાની આવશ્યકતા રહે છે. કોઇ પણ પદાર્થનું સ્વરૂપ એક વેલા પૂરેપૂરુ સમજવામાં આવ્યા પછી પોતાના અંતઃકરણની વૃત્તિ ક્ષણિકસ્વભાવવાળી છતાં પણ તે પુરુષ જ્યારે પોતાની ઇચ્છા થાય ત્યારે તે જાણેલા પદાર્થસંબંધી વ્યવહાર કરી શકે છે. ઉપાસકની પેઠે બ્રહ્મનુ ધ્યાન કરનારો જ્ઞાની જો લૌકિકવ્યવહારનુ વિસ્મરણ કરે તો તે વિસ્મરણ તેમના બ્રહ્મધ્યાનથી થયુ છે, બ્રહ્મજ્ઞાનથી થયેલું હોતું નથી. બ્રહ્મજ્ઞાની પુરુષની બ્રહ્મધ્યાન કરવાની ઇચ્છા થાય તો ભલે તે બ્રહ્મધ્યાન કરે. બ્રહ્મધ્યાન ન કરવાથી બ્રહ્મજ્ઞાનીના વિદેહકૈવલ્યમાં કાંઇ અડચણ આવતી નથી, કેમકે બ્રહ્મજ્ઞાનવડેજ વિદેહકૈવલ્ય થાય છે આ વેદાંતશાસ્ત્રનો સિદ્ધાંત છે. બ્રહ્મવેત્તા પુરુષ બ્રહ્મધ્યાનના અભાવને લીધે લૌકિક-વ્યવહારમાં પ્રવૃત્ત થશે એમ જો તમે કહો તો તેમના પ્રારબ્ધકર્માનુસાર તેઓ પોતાના લૌકિકવ્યવહારમા પ્રવૃત્ત થાય તો તેથી તેમની વિદેહમુક્તિમાં કાંઇ હાનિ થતી નથી. જેમને વર્ણ, આશ્રમ અને અવસ્થાદિકનું અભિમાન હોય તેમને ધર્મશાસ્ત્રમાં કહેલા વિધિ અને નિષેધ લાગુ પડે છે. વર્ણાશ્રમાદિ માયાવડે શરીરમાં કલ્પાયેલા છે, તે સચ્ચિદાનંદરૂપ આત્માના ધર્મ નથી, એવો આત્મજ્ઞાનીઓનો નિશ્ચય છે. આત્મજ્ઞાની શાસ્ત્રોક્ત કર્મ કરો, વા ન કરો, એ તેમની ઇચ્છાનો વિષય છે. જે પુરુષે સંસારના સત્યપણાની બુદ્ધિનો ત્યાગ કર્યો છે તે ઉત્તમ આત્મવેત્તા મુક્તજ છે. જે પુરુષનું મન વિષય-વાસનાથી રહિત છે એવા આત્મજ્ઞાનીને કર્મરહિતપણું, કર્મ, સમાધિ અને જપ મોક્ષમાટે ઉપયોગનાં નથી. આત્મા અસંગ છે, અને તેનાથી ભિન્ન અન્ય સર્વે માયાના કાર્યરૂપ એટલે મિથ્યા છે, આવી રીતે સંશયરહિત નક્કી થાય તો પછી તે પુરુષના મનમાં વિષયની વાસના કેવી રીતે સંભવી શકે ? આત્મ-જ્ઞાની પુરુષને વિધિનિષેધરૂપ શાસ્ત્રનો પ્રસંગ નથી તો પછી તેમને અતિપ્રસંગ શી રીતે લાગુ પડે ? અત્યંત નાનુ બાળક કંઇ જાણતું નથી તેથી તેને વિધિ અને નિષેધ નથી, અને આત્મજ્ઞાની સર્વને બ્રહ્મરૂપ જાણે છે તેથી તેમને પણ વિધિ ને નિષેધ નથી. ધર્મશાસ્ત્રમા જે વિધિ અને નિષેધ કહેલા છે તે અલ્પજ્ઞ મનુષ્યોમાટે છે, બાળકને માટે કે આત્મજ્ઞાનીને માટે નથી.

શાપ આપવાનું સામર્થ્ય અને અન્યના ઉપર અનુગ્રહ કરવાનું સામર્થ્ય આત્મજ્ઞાનીનું લક્ષણ નથી, કેમકે તે સામર્થ્ય શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને વશ રાખવાથી ઉત્પન્ન થાય છે. આત્મજ્ઞાનનું કારણ આત્મવિચારરૂપ તપ છે, ઉપર જણાવેલું તપ નથી. શ્રીવ્યાસાદિકમાં ઉપર જણાવેલાં બંને પ્રકારનાં તપ હોવાથી તેમનામાં આત્મજ્ઞાન અને શાપ આપવાનું તથા અનુગ્રહ કરવાનું એ બંને પ્રકારનાં સામર્થ્ય હતાં. જો આત્મજ્ઞાનીમાં શાપ આપવાનું અને અનુગ્રહ કરવાનું બલ ન હોય તે આત્મજ્ઞાનીની કર્મઠ લોકો નિંદા કરશે એમ જો તમે કહો તો વિષયમાં આસક્તિવાળા મનુષ્યો કર્મઠની પણ નિંદા કરશે. કોઇએ કોઇની નિંદા કરી તેપરથી કોઇ પણ નિર્દોષ વસ્તુ દોષવાળી સિદ્ધ થતી નથી. આત્મજ્ઞાની વિષયસુખને માટે ભિક્ષાન્નનો ને વસ્ત્રાદિનો સંગ્રહ કરવા લાગે તો તેનું વૈરાગ્યરહિત સંન્યાસીપણું તુચ્છ ગણાય છે. શાસ્ત્રસંસ્કારવિનાના મનુષ્યો વર્ણાશ્રમના ધર્મોનું પાલન કરનારની નિંદા કરે છે, અને વર્ણાશ્રમના ધર્મનું પાલન કરનારા દેહાભિમાની મનુષ્યો આત્મજ્ઞાનીની નિંદા કરે છે. તેમની નિંદાથી આત્મજ્ઞાનીને કોઇ પણ પ્રકારની વાસ્તવિક હાનિ થતી નથી. આત્મજ્ઞાનવડે કર્મનાં દેહાદિ સાધનોનો નાશ થતો નથી તેથી આત્મજ્ઞાની પુરુષ પોતાના પ્રારબ્ધકર્મથી રાજ્યપાલનાદિ લૌકિકવ્યવહાર ઉત્તમપ્રકારે કરી શકે છે. આત્મજ્ઞાનીને સંસાર મિથ્યા છે આવી દૃઢ ભાવના થયેલી હોવાથી તેમને રાજ્યપાલનાદિ લૌકિકવ્યવહારની ઇચ્છાજ નહિ થાય એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે આત્મજ્ઞાની પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે બ્રહ્મધ્યાન કરો, કિંવા લૌકિકવ્યવહાર કરો. બ્રહ્મની ઉપાસના કરનારની રીત આત્મજ્ઞાનીથી કેવલ ઊલટી છે. બ્રહ્મોપાસકે નિરંતર બ્રહ્મનું ધ્યાન કર્યા કરવું જોઇએ, કેમકે ધ્યાનવડે પ્રાપ્ત કરેલા વિષ્ણુપણા આદિની પેઠે તેનું બ્રહ્મપણું પણ બ્રહ્મધ્યાનવડે સિદ્ધ થાય છે. તે બ્રહ્મપણું જ્ઞાનથી પ્રાપ્ત થયેલું નથી. ધ્યાનવડે પ્રાપ્ત કરેલું બ્રહ્મપણું ધ્યાનના અભાવમાં નિવૃત્ત થઇ જાય છે, જ્ઞાનવડે અનુભવમાં આવેલું બ્રહ્મપણું વાસ્તવિક હોવાથી જ્ઞાનના અભાવમાં તે નાશ પામતું નથી. કોઇ પણ વસ્તુનું જ્ઞાન તે વસ્તુને જણાવનારું છે, તે વસ્તુને ઉત્પન્ન કરનારું નથી. કોઇ પણ સત્ય વસ્તુ તેને જણાવનાર સામગ્રીના અભાવથી નાશ પામતી નથી. જો તમે કહો કે આત્મજ્ઞાનીની પેઠે બ્રહ્મની ઉપાસના કરનારનું પણ વાસ્તવિક બ્રહ્મપણું છે, એટલે આત્મજ્ઞાનીના બ્રહ્મપણામાં ને ઉપાસના કરનારના બ્રહ્મપણામાં કાંઇ ફેર રહેતો નથી, તો અમે તેના ઉત્તરમાં કહીએ છીએ કે પામર મનુષ્યોનું, પશુઓનું અને પક્ષીઓનું પણ વાસ્તવિક બ્રહ્મપણું છે. જો તમે કહો કે તેમને પોતાના બ્રહ્મપણાનું ભાન ન હોવાથી તેમનું તે બ્રહ્મપણું દુઃખની નિવૃત્તિમાં ને સુખની પ્રાપ્તિમાં ઉપયોગી થતું નથી તો અમે કહીએ છીએ કે ઉપાસકનું

બ્રહ્મપણું પણ તેને બ્રહ્મસ્વરૂપનો સાક્ષાત્કાર થયેલો ન હોવાથી દુઃખની નિવૃત્તિમાં ને સુખની પ્રાપ્તિમાં ઉપયોગી થતું નથી. અન્ન ન મળવાથી થતા ઉપવાસના કરતાં જેમ ભિક્ષા સારી તેમ શાસ્ત્રોક્ત કર્મના કરતાં બ્રહ્મધ્યાન સારું. પામરોના પશુના જેવા લૌકિકવ્યવહારના કરતાં શાસ્ત્રોક્ત નિત્યકર્માદિનું અનુષ્ઠાન સારું, તેના કરતાં સગુણબ્રહ્મની ઉપાસના સારી, અને સગુણબ્રહ્મની ઉપાસનાના કરતાં નિર્ગુણબ્રહ્મની ઉપાસના સારી છે. બ્રહ્મના અનુભવનું સમીપપણું જેટલું વધારે તેટલું તેનું શ્રેષ્ઠપણું વધારે છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસના ધીરે ધીરે બ્રહ્મજ્ઞાનરૂપ થાય છે. સંવાદિભ્રમ જેમ ફલના સમયમાં યથાર્થરૂપ થાય છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસના તેનો અત્યંત પરિપાક થવાથી મુક્તિવેલા બ્રહ્મવિદ્યારૂપ થાય છે. સંવાદિભ્રમવડે પ્રવૃત્ત થયેલા પુરુષને વસ્તુના પ્રત્યક્ષપણાવડે તે યથાર્થજ્ઞાનરૂપ થાય છે, તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસના પણ નિદિધ્યાસનરૂપ થઇને મહાવાકયથી ઉપજતા બ્રહ્મના અપરોક્ષજ્ઞાનનું કારણ થાય છે. ઈશ્વરની મૂર્તિનું ધ્યાન અને મંત્રનો જપ ઇત્યાદિ ચિત્તની એકાગ્રતાદ્વારા બ્રહ્મના અપરોક્ષજ્ઞાનનું સાધન થાય છે, પણ નિર્ગુણબ્રહ્મની ઉપાસના બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિમાં બહુ સમીપ છે તેથી ઈશ્વરની મૂર્તિના ધ્યાનથી અને મંત્રના જપથી તે શ્રેષ્ઠ છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસના ધીરે ધીરે સવિકલ્પસમાધિરૂપ થાય છે, અને પછી તે નિર્વિકલ્પસમાધિરૂપ થાય છે. નિર્વિકલ્પસમાધિમાં સંગરહિત બ્રહ્મ અવશેષ રહે છે, અને તેની વારંવાર ભાવના કરવાથી વેદાંતના મહાવાકયવડે બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન થાય છે. વિકારરહિતપણું, સંગરહિતપણું, નિત્યપણું, જ્ઞાનસ્વરૂપપણું ને પરિપૂર્ણપણું ઇત્યાદિ વેદાંતશાસ્ત્રમાં કહેલા બ્રહ્મના સ્વભાવો ઉપાસનાવડે ઉપાસકની બુદ્ધિમાં સંશયરહિત સ્થિર થાય છે, તે માટે અમૃતબિંદુ આદિ ઉપનિષદોમાં યોગનું વર્ણન કરેલું છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસનાવડે નિર્વિકલ્પસમાધિની પ્રાપ્તિ થાય છે માટે નિર્ગુણબ્રહ્મની ઉપાસના સગુણબ્રહ્મની ઉપાસનાથી શ્રેષ્ઠ કહી છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસનાની ઉપેક્ષા કરીને જેઓ તીર્થયાત્રા અને મંત્રજપાદિ કરે છે તેઓ હાથમાંના માખણના પિંડાને ફેંકી દઇને પોતાનો હાથ ચાટવાનું કામ કરનારના જેવા ગણાય છે. જેઓ બ્રહ્મવિચારનો ત્યાગ કરીને બ્રહ્મની ઉપાસના કરે છે તેઓ પણ એવોજ દોષ કરે છે, તેથી બ્રહ્મવિચારના અસંભવમાં યોગનો ઉપદેશ કરેલો છે. જે જિજ્ઞાસુનું અંતઃકરણ બહુ વ્યાકુલ હોય તેને બ્રહ્મવિચારથી બ્રહ્મજ્ઞાન થઇ શકતું નથી, તેથી તે મનુષ્યને માટે યોગ એ મુખ્ય સાધન છે. યોગના અભ્યાસવડે તેના અંતઃકરણની વ્યાકુલતા દૂર થાય છે. જેનું અંતઃકરણ અવ્યાકુલ એટલે શાંત હોય છે, અને આવરણદોષવાળું હોય છે, તેને સાંખ્યનામનો બ્રહ્મવિચારજ મુખ્યસાધન છે. તે તેને ઉતાવળે બ્રહ્મસાક્ષાત્કાર કરાવે છે.

જે ઉપાસકની ઉપાસના વર્તમાનશરીરમાં પરિપકવ ન થઇ હોય તેને મરણ-સમયમા, વા બીજા શરીરમાં, અથવા બ્રહ્મલોકમા બ્રહ્મજ્ઞાન થઇને તે વિદેહમુક્ત થાય છે. ભગવદ્‌ગીતામાં અને પ્રશ્નોપનિષદ્‌માં આ પ્રસગ વર્ણવેલો છે. જેવી રીતે સગુણબ્રહ્મની ઉપાસના કરનારનું અતઃકરણ સગુણબ્રહ્મને આકારે થાય છે તેવી રીતે નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારનું અતઃકરણ નિર્ગુણબ્રહ્મને આકારે થાય છે. સવાદિભ્રમ કથનમાત્ર ભ્રમ છે, વાસ્તવિકરીતે તો તે યથાર્થજ્ઞાનજ છે, એવી રીતે નિર્ગુણબ્રહ્મની ઉપાસના પણ કથનમાત્ર ઉપાસના છે, વસ્તુતાએ તો બ્રહ્મના જ્ઞાનદ્વારા તે મોક્ષરૂપજ છે. અંતરાત્માથી અભિન્ન બ્રહ્મરૂપે સ્થિતિ કરવી આજ મોક્ષ છે. સગુણબ્રહ્મની ઉપાસનાવડે જેમ સસારથી તારનારુ સગુણબ્રહ્મનું જ્ઞાન ઉત્પન્ન થાય છે તેમ નિર્ગુણબ્રહ્મની ઉપાસનાવડે નિર્ગુણબ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. નિર્ગુણબ્રહ્મની ઉપાસના કરનારને મોક્ષરૂપ ફલ થાય છે એમ નૃસિંહતાપનીય-ઉપનિષદ્‌માં કહેલું છે. બ્રહ્મની ઉપાસનાના બળથી બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન થાય છે, તેથી જ્ઞાનજ મુક્તિનુ સાધન છે આ શાસ્ત્રવચનની સાથે ઉપાસનાનો વિરોધ આવતો નથી. બ્રહ્મની કામનારહિત ઉપાસના કરનારને મોક્ષલાભ થાય છે એમ નૃસિંહતાપનીય-ઉપનિષદ્‌માં કહ્યુ છે, અને બ્રહ્મની કામનાસહિત ઉપાસના કરનારને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે એમ પ્રશ્નોપનિષદ્‌માં કહેલું છે. વેદાંત-દર્શનમાં પણ એમ જણાવેલું છે. સગુણબ્રહ્મની ઉપાસના કરનાર બ્રહ્મલોકમાં જઇને નિર્ગુણબ્રહ્મની ઉપાસનાવડે બ્રહ્મને જાણે છે. તે ઉપાસક પુનર્જન્મ પામતો નથી, પણ બ્રહ્માની સાથે વિદેહમુક્ત થાય છે. ૐકારની ઉપાસના બહુધા નિર્ગુણબ્રહ્મસબંધી છે. કોઇ સ્થલે પ્રણવની ઉપાસના સગુણબ્રહ્મસંબધી પણ કહેલી જણાય છે. પ્રશ્નોપનિષદ્‌મા અને કઠોપનિષદ્‌માં આ વાત જણાવેલી છે.

આત્મગીતામાં આ સબંધમા આ પ્રમાણે કહ્યું છેઃ—બ્રહ્મસ્વરૂપનો વિચાર કરવામાં જે પુરુષ અસમર્થ હોય તેણે આત્માથી અભિન્ન બ્રહ્મની ઉપાસના સતત કરવી. મારુ નિરતર ચિંતન કરનાર પુરુષને તેના ચિંતનના પરિપાકે મારો સાક્ષાત્કાર થાય છે. જેમ ભૂમિના ઊંડાણમાં રહેલા ખજાનાની પ્રાપ્તિનું સાધન એ ભૂમિને ખોદવી એજ છે તેમ મારુ ચિંતન કરવું એ મારી પ્રાપ્તિનુ સાધન છે. બુદ્ધિરૂપી કોદાળીવડે શરીરરૂપ માટીને ને પાણાને દૂર કરવામાટે મનોરૂપ ભૂમિને ખોદવી, અને બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ ખજાનાની પ્રાપ્તિ કરવી.

આત્મબુદ્ધિ દિવસે દિવસે શિથિલ થતી જાય છે તે પ્રત્યક્ષ જોતો છતો પણ જે બ્રહ્મનું ધ્યાન કરતો નથી તે પશુજેવો જાણવો. દેહાભિમાનનો ત્યાગ કરીને બ્રહ્મધ્યાનવડે અદ્વિતીય બ્રહ્મને અનુભવનારો મનુષ્ય મરણરહિત થઈને જીવતાંજ પોતાના બ્રહ્મપણાનો અનુભવ કરે છે.

જે પુરુષ આ ધ્યાનદીપનો સમજપૂર્વક વિચાર કરે છે તે પુરુષ સર્વ સંશયોથી રહિત થઈને નિરંતર બ્રહ્મનું ચિંતન કરે છે.

એ પ્રમાણે **શ્રીમદ્‌ભારતીતીર્થ**સ્વામિવિરચિત પંચદશીના ધ્યાનદીપ-નામના નવમા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મ**વિરચિત સાર પૂરો થયો. ૯



## ૧૦ नाटकदीप ॥

### ટીકાકારકૃત મંગલ

દોહરો

નૃત્યશાલાના દીપસમ, આત્મા વપુમોઝાર;<br>
તે અવિકૃતને જાણતાં, આવે દુઃખનો પાર. ૧

આરંભ કરેલા ગ્રંથની નિર્વિઘ્ને સમાપ્તિ થવામાટે પરમાત્માના સ્મરણરૂપ મંગલાચરણ કરીને મંદબુદ્ધિવાળા જિજ્ઞાસુને બ્રહ્મથી અભિન્ન આત્માનું જ્ઞાન સુખપૂર્વક થવામાટે અધ્યારોપ ને અપવાદવડે પ્રપંચરહિત બ્રહ્મનું પ્રતિપાદન કરાય છે, આ કથનને અનુસરીને પ્રથમ પરમાત્મામાં જગદ્‌ભાવનો ને જીવ-ભાવનો અધ્યારોપ કરે છે:—

**परमात्माद्वयानंदपूर्णः पूर्वं स्वमायया ।**<br>
**स्वयमेव जगद्भूत्वा प्राविशज्जीवरूपतः ॥ १ ॥**

अन्वयः—पूर्वं अद्वयानंदपूर्णः परमात्मा स्वमायया स्वयं एव जगत् भूत्वा जीवरूपतः प्राविशत् ॥

સૃષ્ટિની પૂર્વે અદ્વિતીય, સુખરૂપ અને પરિપૂર્ણ પરમાત્મા હતા, તે પોતાની માયાવડે પોતેજ જગદ્રૂપ થઈને તેમાં જીવરૂપે પ્રવેશ કરતા હવા.

"सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्" ( હે પ્રિયદર્શન ! જગતની ઉત્પત્તિની પૂર્વે આ સર્વ સદ્રૂપજ હતું, એકજ અદ્વિતીય હતું, ) એ શ્રુતિમાં બ્રહ્મને અદ્વિતીય કહ્યું છે, "विज्ञानमानंदं ब्रह्म" (બ્રહ્મ વિજ્ઞાનરૂપ અને આનંદરૂપ છે,) એ શ્રુતિમાં બ્રહ્મને સુખરૂપ કહેલ છે, અને "पूर्णमदः" (આ પરમાત્મા ત્રણ પ્રકારના ભેદથી રહિત છે, ) એ શ્રુતિમાં બ્રહ્મને પૂર્ણ કહેલું છે. "मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम्" (માયાને તો આ જગતનું ઉપાદાનકારણ જાણે, અને માયાના સ્વામીને મહેશ્વર જાણે,) એ શ્રુતિમાં માયાનું અને પરમાત્માનું સ્વરૂપ જણાવ્યું છે. "तत्सृष्ट्वा तदेवानुप्राविशत्" ( તેને રચીને તેમાંજ પ્રવેશ કરતા હવા, ) આ શ્રુતિવડે જગતને રચીને પરમાત્માએ તેમાં પ્રવેશ કર્યો એમ જણાવ્યું છે. "अनेन जीवेनात्मनाऽनुप्रविश्य" ( આ જીવરૂપે અનુપ્રવેશ કરીને, ) આ શ્રુતિમાં પરમાત્માએ જીવરૂપે પ્રવેશ કર્યાનું જણાવ્યું છે. ૧

જો એકજ પરમાત્મા બધાં શરીરામાં પ્રવેશ પામીને રહ્યા હોય તો પછી આ જગતમાં કોઇ પૂજ્ય અને કોઇ પૂજક એવા ઉત્તમભાવની અને અધમભાવની શી રીતે પ્રતીતિ થાય છે એમ શંકા થાય તો તેનું સમાધાન કહે છેઃ—

विष्ण्वाद्युत्तमदेहेषु प्रविष्टो देवता भवेत्[1] ।
मर्त्याद्यधमदेहेषु स्थितो भजति मर्त्यताम्[2] ॥ २ ॥

विष्ण्वादि–उत्तमदेहेषु प्रविष्टः देवता भवेत्, मर्त्यादि–अधमदेहेषु स्थितः मर्त्यतां भजति ॥

શ્રીવિષ્ણુ આદિ ઉત્તમ શરીરામાં પ્રવેશ પામેલા પરમાત્મા દેવ થાય છે, અને મનુષ્યાદિ ઊતરતા શરીરામાં પ્રવેશ પામેલા પરમાત્મા મનુષ્યપણાને પામે છે. વ્યવહારમાં પ્રતીત થતા ઉત્તમભાવ ને અધમભાવ સ્વાભાવિક નથી, પણ તેમના શરીરરૂપ ઉપાધિને લઇને છે. ૨

પરમાત્મામાં સૃષ્ટિનો અધ્યારોપ કેવી રીતે થાય છે તે સંક્ષેપથી કહીને હવે તેનો અપવાદ સાધનસહિત સંક્ષેપમાં કહે છેઃ—

अनेकजन्मभजनात्स्वविचारं चिकीर्षति ।
विचारेण विनष्टायां मायायां शिष्यते स्वयम् ॥ ३ ॥

अनेकजन्मभजनात् स्वविचारं चिकीर्षति, विचारेण मायायां विनष्टायां स्वयं शिष्यते ॥

૧ કોઇ પ્રતમાં અહીં अभवत् પાઠ જોવામાં આવે છે. ૨ અહીં देवताम् એવો પાઠ પણ જોવામાં આવે છે.

પૂર્વના અનેક જન્મોમાં કરેલાં શાસ્ત્રોક્ત કર્મો પરમાત્માને અર્પણ કરવારૂપ ભજનવડે મનુષ્ય "હું કોણ છું" આવી રીતે પોતાના વાસ્તવિકસ્વરૂપનો શાસ્ત્રશ્રવણદ્વારા વિચાર કરવાની ઇચ્છા કરે છે, પોતાના સ્વરૂપના વિચારવડે માયારૂપ આવરણનો નાશ થતાં બ્રહ્મથી અભિન્ન આત્મા પોતેજ અવશેષ રહે છે. ૩

"એ બ્રહ્મ હું છું" એમ જાણીને મુમુક્ષુ સર્વ બંધોથી સારી રીતે મોકળો થાય છે એવા ભાવની અનેક શ્રુતિઓ બંધની નિવૃત્તિરૂપ મોક્ષને જ્ઞાનના ફલરૂપે કહે છે, એથી આત્મરૂપે અવશેષ રહેવું એ જ્ઞાનનું ફલ છે એમ કહેવું ઉચિત નથી એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**अद्वयानंदरूपस्य सद्वयत्वं च दुःखिता ।**
**बंधः प्रोक्तः स्वरूपेण स्थितिर्मुक्तिरितीर्यते ॥ ४ ॥**

*अद्वयानंदरूपस्य सद्वयत्वं च दुःखिता बंधः प्रोक्तः [ तथा ] स्वरूपेण स्थितिः मुक्तिः इति ईर्यते ॥*

અદ્વિતીયરૂપ અને આનંદરૂપ આત્માનું સદ્વિતીયપણું અને દુઃખીપણું બંધ છે એમ શાસ્ત્રમાં કહ્યું છે, અને આત્મસ્વરૂપે સ્થિતિ એ મુક્તિ છે એમ શાસ્ત્રમાં કહેવાય છે. આત્મામાં વાસ્તવિક બંધ અને વાસ્તવિક મોક્ષ નથી, એટલે અમારા કહેવામાં કોઇ પણ પ્રકારનો વિરોધ નથી. ૪

રાજર્ષિ જનકાદિ કર્મવડે સિદ્ધ થયા એમ ભગવદ્‌ગીતામાં કહ્યું છે, તે ઉપરથી કર્મ મોક્ષનું સાધન છે એમ નક્કી થાય છે, તો પછી વિચારજન્ય જ્ઞાનનો શો ઉપયોગ છે એમ શંકા થાય તો તેનું નિરાકરણ કરે છેઃ—

**अविचारकृतो बंधो विचारेण निवर्तते ।**
**तस्माज्जीवपरात्मानौ सर्वदैव विचारयेत् ॥ ५ ॥**

*अविचारकृतः बंधः विचारेण निवर्तते, तस्मात् जीवपरात्मानौ सर्वदा एव विचारयेत् ॥*

આત્માના અવિચારરૂપ અજ્ઞાને ઉપજાવેલો બંધ છે. તે બંધ આત્મવિચારવડે ઉપજેલા આત્મજ્ઞાનથી નિવૃત્ત થાય છે, તે કારણથી મુમુક્ષુ જીવાત્માના અને પરમાત્માના સ્વરૂપનો નિરંતરજ આદરપૂર્વક વિચાર કરે. રાજર્ષિ જનકાદિ કર્મવડે સિદ્ધિને એટલે મુક્તિને નહિ, પણ અંતઃકરણની શુદ્ધિને પામ્યા હતા એવો ભગવદ્‌ગીતાના વચનનો અભિપ્રાય છે, એટલે કર્મથી મોક્ષ થતો નથી, પણ આત્મવિચારવડે ઉપજેલા જ્ઞાનથી મોક્ષ થાય છે એમ સિદ્ધ થયું. ૫

નીચેના શ્લોકથી જીવનું વાસ્તવિક સ્વરૂપ કહે છેઃ—

अहमित्यभिमंता यः कर्तासौ तस्य साधनम्।
मनस्तस्य क्रिये अंतर्बहिर्वृत्ती क्रमोत्थिते ॥ ६ ॥

यः अहं इति अभिमंता असौ कर्ता, तस्य साधनं मनः, क्रमोत्थिते अंतर्बहिर्वृत्ती तस्य क्रिये ॥

જે દેહાદિમાં હું એવું અભિમાન કરનાર છે તે કર્તા (કર્તાપણાદિધર્મવાળો જીવ) છે તે કર્તાનું સાધન મન છે મનમાંથી અનુક્રમે ઉત્પન્ન થનારી અંતરના વિષયોને વિષય કરનારી અને બહારના વિષયોને વિષય કરનારી જે વૃત્તિ તે એ મનની ક્રિયા. ૬

હવે તે બે વૃત્તિનું સ્વરૂપ અને વિષય કહે છે —

अंतर्मुखाहमित्येषा वृत्तिः कर्तारमुल्लिखेत्।
बहिर्मुखेदमित्येषा बाह्यं वस्त्विदमुल्लिखेत् ॥ ७ ॥

अहं इति एषा अंतर्मुखा वृत्तिः कर्तारं उल्लिखेत्, [तथा] इदं इति एषा बहिर्मुखा [वृत्तिः] इदं बाह्यवस्तु उल्लिखेत् ॥

હું એવી આ અંતર્મુખવૃત્તિ કર્તાને વિષય કરે છે, અને આ એવી આ બહિર્મુખવૃત્તિ આ દેહાદિની બહારના પદાર્થને વિષય કરે છે ૭

મનવડે જો સર્વ વ્યવહાર સિદ્ધ થતો હોય તો પછી નેત્રાદિ ઇંદ્રિયો નિરર્થક થશે એવી શંકા કરી તેનું સમાધાન કરે છે—

इदमो ये विशेषाः स्युर्गंधरूपरसादयः।
असांकर्येण तान्भिंद्याद्घ्राणादींद्रियपंचकम् ॥ ८ ॥

इदमः ये गंधरूपरसादयः विशेषाः स्युः, तान् घ्राणादींद्रियपंचकं असांकर्येण भिंद्यात् ॥

આના (બાહ્યવૃત્તિના વિષયના) જે ગંધ, રૂપ ને રસ ઇત્યાદિ ભેદો છે તેમને નાસિકાદિ પાંચ જ્ઞાનેંદ્રિયો પૃથક્પૃથક્પણે ગ્રહણ કરે છે. ૮

જીવનું અને તેના સાધનોનું નિરૂપણ કરીને હવે સાક્ષીના સ્વરૂપને કહે છે —

कर्तारं च क्रियां तद्वद्व्यावृत्तविषयानपि।
स्फोरयेदेकयत्नेन योऽसौ साक्ष्यत्र चिद्वपुः ॥ ९ ॥

कर्तारं च क्रियां तद्वत् व्यावृत्तविषयान् अपि यः चिद्वपुः एकयत्नेन, स्फोरयेत् असौ अत्र साक्षी ॥

અહંકારરૂપ કર્તાને, મનોવૃત્તિરૂપ ક્રિયાને, અને તે પ્રમાણે નાસિકાદિ ઇંદ્રિયોવડે ગ્રાહ્ય ભિન્ન ભિન્ન ગંધાદિ વિષયોને પણ જે ચેતનરૂપ આત્મા એકયત્નવડે (એકજ સમયે) પ્રકાશે છે આ આત્મા વેદાંતશાસ્ત્રમાં સાક્ષી કહેવાય છે. ૯

કર્તા, ક્રિયા ને વિષયો આ સર્વને એકજ સમયમાં સાક્ષી કેવી રીતે પ્રકાશે છે તે જણાવે છેઃ—

**ईक्षे शृणोमि जिघ्रामि स्वादयामि स्पृशाम्यहम् ।**
**इति भासयते सर्वं नृत्यशालास्थदीपवत् ॥ १० ॥**

अहं ईक्षे, शृणोमि, जिघ्रामि, स्वादयामि, स्पृशामि इति नृत्यशालास्थदीपवत् सर्वं भासयते ॥

હું જોઉં છું, હું સાંભળું છું, હું સુંઘું છું, હું ચાખું છું, અને હું સ્પર્શ કરું છું, એવી રીતે નૃત્યશાળામાં રહેલા દીવાની પેઠે તે સર્વને અવિકારી રહીને સાક્ષી પ્રકાશે છે. ૧૦

હવે ઉપરના દષ્ટાંતને સ્પષ્ટ કરે છેઃ—

**नृत्यशालास्थितो दीपः प्रभुं सभ्यांश्च नर्तकीम् ।**
**दीपयेदविशेषेण तदभावेऽपि दीप्यते ॥ ११ ॥**

नृत्यशालास्थितः दीपः प्रभुं सभ्यान् च नर्तकीं अविशेषेण दीपयेत् [तथा] तदभावे अपि दीप्यते ॥

નૃત્યશાળામાં રહેલો દીવો તે નૃત્યશાળાના અધ્યક્ષને, સભાસદોને અને નાચનારી સ્ત્રીને વિકાર પામ્યા વિના સમાનપણે પ્રકાશિત કરે છે, તથા તે અધ્યક્ષાદિના અભાવમાં પણ તે દીપક પોતે પ્રકાશે છે. ૧૧

ઉપર જણાવેલા દષ્ટાંતને સિદ્ધાંતની સાથે જોડે છેઃ—

**अहंकारं धियं साक्षी विषयानपि भासयेत् ।**
**अहंकाराद्यभावेऽपि स्वयं भात्येव पूर्ववत् ॥ १२ ॥**

साक्षी अहंकारं धियं विषयान् अपि भासयेत् [तथा] अहंकाराद्यभावे अपि पूर्ववत् स्वयं भाति एव ॥

સાક્ષિરૂપ આત્મા અહંકારરૂપ અધ્યક્ષને, બુદ્ધિરૂપ નાચનારીને અને

વિષયોરૂપ સભ્યોને પણ વિકાર પામ્યા વિના જાગ્રત્મા ને સ્વપ્નમા પ્રકાશે છે, અને સુષુપ્તિ-અવસ્થામા અહકારાદિના અભાવમા પણ પૂર્વની પેઠે એટલે જાગ્રદવસ્થાની ને સ્વપ્નાવસ્થાની પેઠે પોતે પ્રકાશે છેજ ૧૨

જ્ઞાનસ્વભાવવાળી બુદ્ધિ અહકારાદિ સર્વ પદાર્થને પ્રકાશવામા સમર્થ છે, માટે તેમાથી ભિન્ન સાક્ષીની કલ્પના કરવાની કાઇ આવશ્યકતા નથી એમ શકા થાય તો તેનુ સમાધાન કરે છે —

निरंतरं भासमाने कूटस्थे ज्ञप्तिरूपतः ।
तद्भासा भास्यमानेयं बुद्धिर्नृत्यत्यनेकधा ॥ १३ ॥

कूटस्थे ज्ञप्तिरूपतः निरंतर भासमाने [ सति ] तद्भासा भास्यमाना इय बुद्धिः अनेकधा नृत्यति ॥

અવિકારિસ્વરૂપવાળો આત્મા જ્ઞાનરૂપથી નિરતર પ્રકાશતો હોવાથી તેના પ્રકાશવડે પ્રકાશ પામેલી આ બુદ્ધિ ઘટપટાદિ અનેકરૂપે થવારૂપ નાચ કરે છે, અર્થાત્ પદાર્થના આકારરૂપ પરિણામને પામે છે બુદ્ધિ પરિણામ પામનારી હોવાથી જડ છે જડપદાર્થ જ્ઞાનસ્વભાવવાળો ન હોવાથી બીજાને પ્રકાશી શકે નહિ, માટે તેનાથી ભિન્ન સર્વને પ્રકાશનારો ચેતનરૂપ સાક્ષી અવશ્ય માનવો જોઇએ ૧૩

આ સિદ્ધાતને નાટકરૂપે નિરૂપણ કરે છે —

अहंकारः प्रभुः सभ्या विषया नर्तकी मतिः ।
तालादिधारीण्यक्षाणि दीपः साक्ष्यवभासकः ॥ १४ ॥

अहकार प्रभु, विषया सभ्या मतिः नर्तकी, अक्षाणि तालादिधारीणि [ च ] साक्षी अवभासक दीप. ॥

અહકાર નાટકશાલાનો અધ્યક્ષ છે, ગધાદિ વિષયો સભાસદો છે, બુદ્ધિ નાચ કરનારી સ્ત્રી છે, નાસિકાદિ ઇદ્રિયો તાલાદિ ધારણ કરનારી દાસીઓ છે, અને અવિકારી સાક્ષી તે સર્વને પ્રકાશનારો નાટકશાલાનો દીપક છે ૧૪

નાટકશાલાના દીપકજેવો સાક્ષી વિકાર પામતો નથી એમ જણાવે છે —

स्वस्थानसंस्थितो दीपः सर्वतो भासयेद्यथा ।
स्थिरस्थायी तथा साक्षी वहिरंतः प्रकाशयेत् ॥ १५ ॥

स्वस्थानसस्थित दीप यथा सर्वत भासयेत् तथा स्थिरस्थायी साक्षी वहिः अत प्रकाशयेत् ॥

પોતાના સ્થાનમા સારી રીતે સ્થિર રહેલો દીપક જેમ આસપાસના

સર્વ પદાર્થને વિકાર પામ્યા વિના પ્રકાશે છે તેમ કોઈ પણ પ્રકારની ક્રિયા નહિ કરતાં સ્થિર રહેનારો સાક્ષી બહારના ને અંતરના વિષયોને પ્રકાશે છે. ૧૫

બહારના અને અતરના જે વિષયો કહ્યા તે કોની અપેક્ષાએ કહ્યા તે જણાવે છે:—

बहिरंतर्विभागोऽयं देहापेक्षो न साक्षिणि।
विषया बाह्यदेशस्था देहस्यांतरहंकृतिः॥ १६॥

अयं बहिरंतर्विभागः देहापेक्षः, साक्षिणि न [ वर्तते, ] विषयाः देहस्य बाह्यदेशस्थाः, अहंकृतिः अंतः[स्था]॥

આ બહારનો ને અતરનો વિભાગ સ્થૂલશરીરની અપેક્ષાવાળો છે. તે વિભાગ સાક્ષીમા રહેલો નથી ગધાદિ વિષયો સ્થૂલશરીરની બહારના દેશમા રહેલા છે, ને અહકાર શરીરની અતર રહેલો છે. ૧૬

સાક્ષી ચચલપણાથી રહિત છે, અજ્ઞાનવડે બુદ્ધિનુ ચચલપણુ સાક્ષીમા આરોપાય છે એમ કહે છે —

अंतःस्था धीः सहैवाक्षैर्बहिर्याति पुनः पुनः।
भास्यबुद्धिस्थचांचल्यं साक्षिण्यारोप्यते वृथा॥ १७॥

अतःस्था धीः अक्षैः सह एव पुनः पुन बहिः याति, [ तथा च ] भास्यबुद्धिस्थचांचल्यं साक्षिणि वृथा आरोप्यते॥

સ્થૂલશરીરની અતર રહેલી બુદ્ધિ નેત્રાદિ ઇંદ્રિયોસાથેજ વારવાર બહાર જાય છે. એમ થવાથી સાક્ષીવડે પ્રકાશ પામેલી બુદ્ધિમા રહેલુ ચચલપણુ તેને પ્રકાશનારા સાક્ષીમા વૃથા આરોપાય છે. ૧૭

પ્રકાશના વિષયરૂપ પદાર્થના ચંચલપણાનો આરોપ પ્રકાશ કરનારપર થાય છે આવો અનુભવ કયે સ્થલે થાય છે એવી શકા ગ્રહણ કરીને નીચેના બે શ્લોકમા દૃષ્ટાત અને સિદ્ધાતદ્વારા તેવો અનુભવ થવાનુ જણાવે છે —

गृहांतरगतः स्वल्पो गवाक्षादातपोऽचलः।
तत्र हस्ते नर्त्यमाने नृत्यतीवातपो यथा॥ १८॥

निजस्थानस्थितः साक्षी बहिरंतर्गमागमौ।
अकुर्वन्बुद्धिचांचल्यात्करोतीव तथा तथा॥ १९॥

गवाक्षात् गृहांतरगतः स्वल्पः आतपः अचलः [ एव वर्तते, किंतु ] तत्र हस्ते

नर्त्यमाने [ सति ] यथा आतपः नृत्यति इव, [ तथा ] निजस्थानस्थितः साक्षी वहिः अतः गमागमौ अकुर्वन् [एव सन्] बुद्धिचांचल्यात् तथा तथा करोति इव ॥

જાળીઆમાંથી ઘરની અંદર પડેલો થોડો તડકો સ્થિરજ જણાય છે, પરંતુ તેમાં હાથ નચાવવાથી જેમ તે તડકો નાચતો હોય તેમ જણાય છે, તેવી રીતે પોતાના સ્થાનમાંજ રહેલો સાક્ષી બહાર, અને અંતર જવુંઆવવું નહિ કરતાં છતાં પણ બુદ્ધિના ચંચલપણાથી તેવી તેવી રીતે કરતો ( બહાર જવું ને આવવું કરતો ) હોય એમ જણાય છે ૧૮-૧૯

સાક્ષી શરીરની અંતર ને બહાર રહેલો નથી, અંતર ને બહાર એ બુદ્ધિના દેશ છે એમ કહે છે —

न बाह्यो नांतरः साक्षी बुद्धेर्देशौ हि तावुभौ ।
बुद्ध्याद्यशेषसंशांतौ यत्र भात्यस्ति तत्र सः ॥ २० ॥

साक्षी न बाह्यः न [च] आंतरः, हि तौ उभौ बुद्धेः देशौ [ स्तः,अतः ] बुद्ध्याद्यशेषसंशांतौ यत्र भाति तत्र सः अस्ति ॥

સાક્ષી શરીરની બહાર નથી, અને શરીરની અંતર પણ નથી પ્રસિદ્ધ તે બે-બહાર ને અંતર-બુદ્ધિના દેશ છે, આથી બુદ્ધિ અને ઇંદ્રિયો એ સર્વની સંપૂર્ણ શાંતિ થવાથી જ્યાં તે પ્રકાશે છે ત્યાં તે છે, અર્થાત્ તે સર્વદા પોતાના અવિકારિસ્વરૂપમાંજ છે ૨૦

બુદ્ધિ આદિ સર્વનો વ્યવહાર શાંત થયા પછી કોઈ દેશ પ્રતીત થતો નથી તો પછી જ્યાં તે પ્રતીત થાય છે ત્યાં તે છે એમ કેમ કહો છો એમ જો શંકા થાય તો તેનું સમાધાન કરે છે —

देशः कोऽपि न भासेत यदि तर्ह्यस्त्वदेशभाक् ।
सर्वदेशप्रक्लृप्त्यैव सर्वगत्वं न तु स्वतः ॥ २१ ॥

यदि कः अपि देशः न भासेत तर्हि अदेशभाक् अस्तु, सर्वदेशप्रक्लृप्त्या एव सर्वगत्वं, स्वतः तु न ॥

જો સાક્ષીમાં કોઈ પણ દેશ પ્રતીત થતો નથી એમ તમે કહો તો સાક્ષી ભલે દેશરહિતજ હો સાક્ષીમાં સર્વ દેશની કલ્પના હોવાથીજ તેવડે અદ્વિતીય ને અસંગ સાક્ષીનું સર્વવ્યાપકપણું છે, પોતાથી તો નથી ૨૧

સર્વવ્યાપકપણાની પેઠે તે સાક્ષીનું સર્વસાક્ષીપણું પણ વાસ્તવિક નથી એમ કહે છે —

अंतर्बहिर्वा सर्वं वा यं देशं परिकल्पयेत्।
बुद्धिस्तद्देशगः साक्षी तथा वस्तुषु योजयेत्॥ २२॥

बुद्धिः अंतः वा बहिः वा सर्वं [वा] यं देशं परिकल्पयेत्, तद्देशगः साक्षी वस्तुषु तथा योजयेत्॥

બુદ્ધિ શરીરની અંદરનો દેશ અથવા શરીરની બહારનો દેશ અથવા સર્વ દેશ એમ જે દેશની કલ્પના કરે છે તે દેશમાં રહેનારો તેનો સાક્ષી છે. સર્વ વસ્તુઓમાં તેમને પ્રકાશીને તે સાક્ષિરૂપે પ્રતીત થાય છે એમ યોજના કરવી. ૨૨

વસ્તુઓને પ્રકાશીને તે સાક્ષિરૂપે પ્રતીત થાય છે એમ જે ઉપર કહ્યું તેને સ્પષ્ટ કરે છેઃ—

यद्यद्रूपादि कल्प्येत बुद्ध्या तत्तत्प्रकाशयन्।
तस्य तस्य भवेत्साक्षी स्वतो वाग्बुद्ध्यगोचरः॥ २३॥

बुद्ध्या यत् यत् रूपादि कल्प्येत, तत् तत् प्रकाशयन् तस्य तस्य साक्षी भवेत्, स्वतः वाग्बुद्ध्यगोचरः॥

બુદ્ધિવડે જે જે રૂપાદિ વિષયોની કલ્પના કરાય છે તે તે રૂપાદિ વિષયોને પ્રકાશનારો ચેતનરૂપ આત્મા તેનો તેનો સાક્ષી થાય છે, અને પોતે, વાણીના અને બુદ્ધિના અવિષયરૂપે રહે છે. ૨૩

આત્મા જો વાણીનો અને બુદ્ધિનો અવિષય હોય તો પછી મુમુક્ષુને તેનુ જ્ઞાન કેવી રીતે થઇ શકે એમ શંકા થાય તો તેનુ સમાધાન કરે છેઃ—

कथं तादृङ् मया ग्राह्य इति चेन्मैव गृह्यताम्।
सर्वग्रहोपसंशांतौ स्वयमेवावशिष्यते॥ २४॥

तादृक् मया कथं ग्राह्यः इति चेत्, मा एव गृह्यतां, सर्वग्रहोपसंशांतौ [ सः ] स्वय एव अवशिष्यते॥

તેવા પ્રકારના આત્માને મારે કેવી રીતે ગ્રહણ કરવો યોગ્ય છે એમ જો તમે પૂછો તો તે આત્મા અંતઃકરણનો ને ઇંદ્રિયોનો વિષય ન હોવાથી તમે તેનુ ગ્રહણ નજ કરો. ગ્રહણ થઇ શકે એવી સર્વ દૃશ્ય વસ્તુની ઉત્તમ-પ્રકારે શાંતિ થતાં તે પોતે અવશેષ રહે છે ૨૪.

અવશેષ રહેલા તે આત્માના અપરોક્ષજ્ઞાનમાટે કોઇ પ્રમાણની અપેક્ષા નથી એમ જણાવો છેઃ—

न तत्र मानापेक्षास्ति स्वप्रकाशस्वरूपतः ।
तादृग्व्युत्पत्त्यपेक्षा चेच्छ्रुतिं पठ गुरोर्मुखात् ॥ २५ ॥

स्वप्रकाशस्वरूपतः तत्र मानापेक्षा न अस्ति, तादृक् व्युत्पत्त्यपेक्षा चेत् गुरोः मुखात् श्रुतिं पठ ॥

આત્મા સ્વયપ્રકાશસ્વરૂપવાળો હોવાથી તેને જાણવામાટે પ્રત્યક્ષાદિ પ્રમાણની અપેક્ષા નથી જો એવા પ્રકારના તેના જ્ઞાનની તને અપેક્ષા હોય તો તું શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરુના મુખથી ઉપનિષદ્‌નું અધ્યયન કર. એમ કરવાથી તને પ્રત્યક્ષાદિ પ્રમાણના અવિષયભૂત આત્માનુ અપરોક્ષજ્ઞાન થશે ૨૫

ઉત્તમ અધિકારીને આત્માના જ્ઞાનનું સાધન કહીને હવે મદ અધિકારીને માટે આત્માના અપરોક્ષજ્ઞાનનુ સાધન કહે છે —

यदि सर्वग्रहत्यागोऽशक्यस्तर्हि धियं व्रज ।
शरणं तदधीनोऽन्तर्बहिर्वैषोऽनुभूयताम् ॥ २६ ॥

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पचदश्यां नाटकदीप ॥ १० ॥

अन्वयः-यदि सर्वग्रहत्यागः अशक्यः तर्हि धियं शरणं व्रज, तदधीनः अंतः वा बहिः एषः अनुभूयताम् ॥

જો સર્વ વિષયોના અનુભવનો ત્યાગ કરવો તને અશક્ય જણાય તો તુ તારી બુદ્ધિને શરણે જા, અર્થાત્ તે બુદ્ધિવડે જે જે અંતરના અને બહારના વિષયોની કલ્પના કરવામા આવે તે તે વિષયોના સાક્ષીપણાવડે રહેલા આ આત્માનો તારે અનુભવ કરવો ૨૬

એ પ્રમાણે શ્રીમદ્‌ભારતીતીર્થસ્વામિવિરચિત પચદશીનાં નાટકદીપ નામના દશમા પ્રકરણની શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થદીપિકાનામની ટીકા પૂરી થઇ ૧૦

### નાટકદીપનો સાર

આ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે અદ્વિતીય, આનંદઘન અને સર્વ પરિચ્છેદથી રહિત પરિપૂર્ણ પરમાત્માએ પોતાની અઘટિતઘટના કરવાના સામર્થ્યવાળી માયાવડે પોતેજ જગદ્રૂપ થઇને તેમા જીવરૂપે પ્રવેશ કર્યો તે પરમાત્મા શકર અને વિષ્ણુ આદિરૂપે ઉત્તમ શરીરોમા પ્રવેશ કરીને દેવરૂપ થયા, અને કનિષ્ઠ શરીરોમા પ્રવેશ કરીને તેઓ મનુષ્ય, પશુ અને પક્ષિરૂપે થયા શરીરાદિરૂપ ઉપાધિવડે પરમાત્મામા ઉત્તમ અને કનિષ્ઠ એવો ભેદ

પ્રતીત થાય છે, વાસ્તવિકરીતે પરમાત્મામાં કોઇ પણ પ્રકારનો ભેદ નથી. પરમાત્મામાં આ જગતનો આરોપ થયો છે. પૂર્વના અનેક જન્મોમાં શુભકર્મો કરીને તે ઇશ્વરાર્પણ કરવામાં આવ્યાં હોય ત્યારે તેવી શુભપ્રવૃત્તિરૂપ ભજનથી અધિકારી મનુષ્યને બ્રહ્મરૂપ આત્માના જ્ઞાનનુ સાધન જે વેદાંતશાસ્ત્રનું શ્રવણાદિક તે કરવાની ઇચ્છા ઉપજે છે. પછી આત્મવિચારવડે આત્મજ્ઞાની થઇને આનંદસ્વરૂપ આત્માને ઢાંકનારી માયાને વા અવિદ્યાને નિવૃત્ત કરી પોતે અદ્વિતીય, આનંદઘન અને પરિપૂર્ણ પરમાત્મરૂપે અવશેષ રહે છે. અદ્વિતીય અને આનંદસ્વરૂપ આત્માનુ સદ્વિતીયપણું અને દુ:ખીપણું જણાય છે તે બંધ કહેવાય છે, અને આત્માનું સ્વરૂપે સ્થિત થવું તે મોક્ષ કહેવાય છે. આત્મસ્વરૂપના વિચારનો આરંભ કર્યા પહેલાં આત્માનુ જે સ્વાભાવિક અજ્ઞાન હોય છે, તેથી મનુષ્યને બંધનું ભાન થાય છે, અને તે જ્યારે આત્મસ્વરૂપનો વિધિવત્ વિચાર કરવા લાગે છે ત્યારે આત્મવિચારથી ઉપજેલા જ્ઞાનવડે તે બંધની નિવૃત્તિ થાય છે. બંધની નિવૃત્તિમાટે જિજ્ઞાસુ મનુષ્યે આત્માનો સાક્ષાત્કાર થાય ત્યાંસુધી જીવના સ્વરૂપનો ને પરમાત્માના સ્વરૂપનો આદરપૂર્વક નિરંતર વિચાર કરવો. શરીરમા ને ઇંદ્રિયાદિકના સમૂહમાં હું એવી બુદ્ધિ રાખનારો ચિદાભાસસહિત જે અહંકાર તે કર્તાપણા ને ભોક્તાપણા આદિથી યુક્ત જીવ કહેવાય છે. કામાદિ વૃત્તિઓથી યુક્ત જે અંત:કરણનો ભાગ તે મન કહેવાય છે, તેની હું અને આ એવી બે વૃત્તિઓ છે. તેમાની હું આ અંતર્મુખવૃત્તિ કર્તારૂપ જીવને વિષય કરે છે, અને આ એવી બહિર્મુખવૃત્તિ શરીરની બહારના પદાર્થોને વિષય કરે છે. ગંધ, રસ, રૂપ, સ્પર્શ અને શબ્દ તે આ એવી વૃત્તિના ભેદ છે. નાસિકા, જીભ, નેત્ર, ત્વચા અને શ્રોત્ર આ પાચ ઇંદ્રિયો તે શબ્દાદિ વિષયોનો જીવાત્માને પૃથક્ પૃથક્ અનુભવ કરાવે છે.

કર્તા એ જીવ, હુ અને આ એ મનની ક્રિયા અને એકબીજાથી અત્યત ભિન્ન રહેલા ગંધાદિ વિષય એ સર્વને જે ચેતનરૂપ આત્મા એકજ સમયમા પ્રકાશિત કરે છે તેને વેદાંતશાસ્ત્રમા સાક્ષી કહેલો છે. તે સાક્ષી નૃત્યશાલામાં રહેલા દીવાની પેઠે હું રૂપ જોઉ છુ, અને હું શબ્દ સાભળુ છું ઇત્યાદિ દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય આદિ બધી ત્રિપુટીઓને એકજ સમયમાં પોતે નિર્વિકારી રહી પ્રકાશે છે. જેમ નૃત્યશાલામા રહેલો દીવો નૃત્યશાલાના સ્વામીને, નૃત્ય જોનારા સભ્યોને, અને નૃત્ય કરનારીને સમાનપણે પ્રકાશે છે, અને તેમનો અભાવ હોય ત્યારે પણ તેમના અભાવને પોતે પ્રકાશે છે, તેમ સાક્ષી અહંકારને, વિષયોને, અને બુદ્ધિને જાગ્રતમા અને સ્વપ્નમા પ્રકાશે છે, ને સુષુપ્તિ આદિ અવસ્થામા તે સર્વનો અભાવ થાય ત્યારે તે અભાવના સાક્ષીપણાવડે પોતે પ્રકાશે છે આ અવિકારી આત્મા જ્ઞાનસ્વરૂપે નિરંતર પ્રકાશમાન હોવાથી તેના પ્રકાશવડે પ્રકાશિત

થનારી બુદ્ધિ અનેક વિષયોના આકારે થાય છે. અહંકાર નૃત્યશાલાનો સ્વામી છે, ગંધાદિ વિષયો એ સભાસદો છે, બુદ્ધિ એ નાચ કરનારી છે, અને ઇંદ્રિયો તાલ ધારણ કરનારી છે. એ સર્વને પ્રકાશનારો સાક્ષી એ દીવારૂપ છે.

નાટકશાલામાં પોતાના સ્થાનમાંજ રહેલો દીવો જેવી રીતે નાટકશાલાનો અધ્યક્ષ આદિ સર્વને પ્રકાશે છે તેવી રીતે સર્વ વિકારથી રહિત સાક્ષી અહંકાર આદિ સર્વને પ્રકાશે છે. સાક્ષીને પોતાથી કાંઇ અંતર નથી, અને પોતાથી કાંઇ બહાર પણ નથી. અંતર અને બહાર આ વિભાગ સ્થૂલશરીરની અપેક્ષાએ છે. અહંકાર સ્થૂલશરીરની અંતર છે, અને ગંધાદિ વિષયો સ્થૂલશરીરની બહાર છે. બુદ્ધિ ઇંદ્રિયોદ્વારા પુનઃ પુનઃ શરીરમાંથી બહાર જાય છે સાક્ષીવડે પ્રકાશ પામેલી બુદ્ધિમાં રહેલું ચંચલપણું અજ્ઞાનથી સાક્ષીમાં આરોપવામાં આવે છે. જાળીઆમાંથી ઘરમાં પડતા સૂર્યના તડકામાં હાથ નચાવવાથી તે તડકો નાચતો હોય એમ ભ્રાંતિ થાય છે તે પ્રમાણે બુદ્ધિના ચંચલપણાથી પોતાના સ્વરૂપમાં સ્થિત રહેલો અવિકારી સાક્ષી શરીરની અતર ને બહાર ગમનાગમન કરતો હોય એમ ભ્રાંતિ થાય છે. અંતર અને બહાર એ બુદ્ધિના દેશ છે. સર્વવ્યાપક સાક્ષીના દેશ નથી. બુદ્ધિ તથા ઇંદ્રિયો ને તેની સર્વ વૃત્તિઓ અત્યત શાંત થતાં તે સાક્ષી જ્યાં પ્રતીત થાય છે ત્યાંજ તે છે. સાક્ષીનો કોઇ દેશજ નથી, કેમકે સાક્ષી દેશાદિ સર્વ કલ્પનાઓનું અધિષ્ઠાન છે. સર્વદેશની કલ્પનાને લીધે તેનું સર્વવ્યાપકપણું અને સર્વસાક્ષીપણું કહેવાય છે. બુદ્ધિ રૂપાદિ જે જે વિષયોની કલ્પના કરે છે તે તે વિષયોનો આત્મા સાક્ષી થાય છે, અને પોતે વાણીના ને મનના અવિષયભૂત રહે છે. તેનું ઇંદ્રિયાદિકવડે ગ્રહણ થઇ શકતું નથી. આત્માથી ભિન્ન સર્વ પદાર્થો મિથ્યા છે આવો નિશ્ચય થઇને તેનો બાધ થાય તો આત્મા પોતાના સત્યસ્વરૂપે અવશેષ રહે છે. તે સ્વયપ્રકાશ હોવાથી તેને પોતાની સિદ્ધિમાટે બીજા કોઇ પ્રમાણની અપેક્ષા રહેતી નથી. ઉપનિષદોમાં સાક્ષીનુ સ્વરૂપ એવા પ્રકારનુંજ વર્ણવેલુ છે. ઉત્તમ મુમુક્ષુવડે અતઃકરણની ને ઇંદ્રિયોની સર્વ વૃત્તિઓનો ત્યાગ સિદ્ધ કરી શકાય છે, પણ મંદ મુમુક્ષુથી તેમ થઇ શકતું નથી, માટે તેણે પોતાની બુદ્ધિનો આશ્રય કરવો; અને તે બુદ્ધિ જે જે બહારના વિષયોની અને અતરના વિષયોની કલ્પના કરે તે તે વિષયોના સાક્ષીપણાવડે તે તે વિષયોના અધિષ્ઠાનરૂપ પરમાત્માનો અનુભવ કરવો.

એ પ્રમાણે **શ્રીમદ્ભારતીતીર્થસ્વામિવિરચિત** પંચદશીના નાટકદીપનામના દશમા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મ**વિરચિત સાર પૂરો થયો. ૧૦



## ॥ ब्रह्मानंदे योगानंदः ॥

### ટીકાકારકૃત મંગલ

દોહરો

બ્રહ્મરૂપ આનંદનું, ભાન યોગથી થાય;
બ્રહ્માનંદના અનુભવે, ત્રિવિધ તાપ વિલાય. ૧

આ બ્રહ્માનંદનામના ગ્રંથમાં યોગાનંદ આદિ પાંચ પ્રકરણો છે. તેમાંનું આ બ્રહ્માનંદમાં યોગાનંદ એ નામનું પહેલું પ્રકરણ છે. આ પ્રકરણના પહેલા શ્લોકનો પહેલો શબ્દ બ્રહ્માનંદ છે, તે શબ્દવડે આ ગ્રંથનું મંગલાચરણ થઇ જાય છે. આ પ્રકરણના વિષયને અને પ્રયોજનને કહીને પછી આ પ્રકરણના આરંભની પ્રતિજ્ઞા કરે છે:—

**ब्रह्मानंदं प्रवक्ष्यामि ज्ञाते तस्मिन्नशेषतः ।**
**ऐहिकामुष्मिकानर्थव्रातं हित्वा सुखायते ॥ १ ॥**

ब्रह्मानंदं प्रवक्ष्यामि, तस्मिन् ज्ञाते [ सति ] ऐहिकामुष्मिकानर्थव्रातं अशेषतः हित्वा सुखायते ॥

હું બ્રહ્મરૂપ આનંદનું પ્રતિપાદન કરનાર આ બ્રહ્માનંદનામના ગ્રંથને સારી રીતે કહું છું. તે ગ્રંથવડે બ્રહ્મસ્વરૂપ આનંદનું જ્ઞાન થવાથી આ લોકના અને પરલોકના અનર્થના સમૂહનો નિઃશેષ ત્યાગ કરીને મોક્ષસાધક સુખરૂપ જે બ્રહ્મ તે રૂપ થાય છે. ૧

બ્રહ્મજ્ઞાન ઇષ્ટની પ્રાપ્તિ અને અનિષ્ટની નિવૃત્તિ કરનારું છે એમ ઘણી શ્રુતિઓમાં ને સ્મૃતિઓમાં કહેલું છે એમ જણાવવામાટે નીચેના શ્લોકમાં કેટલીક શ્રુતિઓને અર્થથી કહે છે:—

**ब्रह्मवित्परमाप्नोति शोकं तरति चात्मवित् ।**
**रसो ब्रह्मरसं लब्ध्वाऽऽनंदी भवति नान्यथा ॥ २ ॥**

ब्रह्मवित् परं आप्नोति, च आत्मवित् शोकं तरति, [ असौ ] रसः, ब्रह्मरसं लब्ध्वा आनंदी भवति, अन्यथा न ॥

બ્રહ્મને જાણનાર પુરુષ માયાથી પર રહેલા બ્રહ્મને અભેદભાવે પ્રાપ્ત થાય છે, અને પોતાના વાસ્તવિક સચ્ચિદાનંદસ્વરૂપને જાણનારો પુરુષ માનસસતાપરૂપ શોકને તરી જાય છે. આ આત્મા આનંદરૂપ છે આત્માથી અભિન્ન બ્રહ્મરૂપ આનંદને પામીને મનુષ્ય આનંદી થાય છે બીજા કોઇ પણ ઉપાયે એ આનંદી થતો નથી ૨

પુનઃ બીજી બે શ્રુતિઓનો નીચેના શ્લોકમા અનુવાદ કરી આત્મામા અભેદભાવે રહેનાર મનુષ્ય નિર્ભય થાય છે, અને તેમા ભેદ રાખનાર ભય પામે છે એમ જણાવે છે —

प्रतिष्ठां विंदते स्वस्मिन्यदा स्यादथ सोऽभयः ।
कुरुतेऽस्मिन्नंतरं चेदथ तस्य भयं भवेत् ॥ ३ ॥

यदा स्वस्मिन् प्रतिष्ठां विंदते, अथ सः अभयः स्यात्, अस्मिन् अंतरं कुरुते चेत्, अथ तस्य भय भवेत् ॥

જ્યારે મુમુક્ષુ પોતાના સચ્ચિદાનંદરૂપ આત્મસ્વરૂપમા સશયવિપર્યયરહિત સુસ્થિર થાય છે ત્યારે તે મુમુક્ષુ સર્વપ્રકારના ભયથી રહિત થાય છે, અને આ આત્મામા કોઈ મુમુક્ષુ જો થોડો પણ અંતર (ભેદ) કરે છે તો તેને પ્રતિકૂલતાનુ ભાન થઇ ભયની પ્રાપ્તિ થાય છે ૩

ભેદદૃષ્ટિ રાખનારાને ભયની પ્રાપ્તિ થાય છે આ વાર્તા સુદૃઢ કરવામાટે બ્રહ્મથી આત્માના એકપણાના જ્ઞાનથી રહિત વાયુ આદિ દેવોને ભયની પ્રાપ્તિ દેખાડનારી શ્રુતિ નીચેના શ્લોકમા અર્થથી કહે છે —

वायुः सूर्यो वह्निरिंद्रो मृत्युर्जन्मांतरेऽतरम् ।
कृत्वा धर्मं विजानन्तोऽप्यस्माद्भीत्या चरन्ति हि ॥ ४ ॥

वायुः, सूर्यः, वह्निः, इंद्रः [ च ] मृत्युः जन्मांतरे धर्मं विजानन्तः अपि अंतरं कृत्वा अस्मात् भीत्या चरन्ति हि ॥

વાયુ, સૂર્ય, અગ્નિ, ઇંદ્ર ને યમ એ દેવો પૂર્વજન્મમા ઇષ્ટાપૂર્તાદિરૂપ ધર્મનુ જ્ઞાનપૂર્વક અનુષ્ઠાન કરનારા છતા પણ બ્રહ્મથી પોતાનો ભેદ માનવાથી આ જન્મમા બ્રહ્મના ભયવડે પોતપોતાનુ કામ સાવધાનતાપૂર્વક કરે છે ૪

આનંદસ્વરૂપ બ્રહ્મને જાણનારો પુરુષ કોઇથી ભય પામતો નથી, અને ચિંતાને વશ થતો નથી એવા ભાવની શ્રુતિઓને અર્થથી જણાવે છેઃ—

आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन ।
एतमेव तपन्नैषा चिंता कर्माग्निसंभृता ॥ ५ ॥

ब्रह्मणः आनंदं विद्वान् कुतश्चन न बिभेति, एषा कर्माग्निसंभूता चिंता एत न तपेत् एव ॥

બ્રહ્મના સ્વરૂપભૂત સ્વાભાવિક આનંદને જાણનારો પુરુષ આ લોકના અથવા પરલોકના કોઈ પણ નિમિત્તથી ભય પામતો નથી આ શુભાશુભકર્મરૂપ અગ્નિથી ઉત્પન્ન થનારી ચિંતા આ પુરુષને તપાવતી નથીજ

પુણ્યકર્મ ન કરવાથી ભાવિસુખની અપ્રાપ્તિના વિચારવડે અજ્ઞાની મનુષ્યને ચિંતા થાય છે, અને પાપકર્મ કરવાથી પણ ભાવિ દુઃખની પ્રાપ્તિના વિચારવડે અજ્ઞાની મનુષ્યને ચિંતા થાય છે બ્રહ્મથી અભિન્ન આત્માને જાણનાર પુરુષને પુણ્ય ને પાપ એ બન્ને પોતાના આત્મસ્વરૂપમા કલ્પિત છે એમ જણાવાથી પુણ્યકર્મ ન કરવાથી અને પ્રારબ્ધવશાત થઈ ગયેલા પાપકર્મથી તેમને ચિંતા ઉપજીને તપાવતી નથી ૫

પુણ્યકર્મ અને પાપકર્મ આત્મજ્ઞાનીને શામાટે પરિતાપ ઉપજાવતા નથી એ વાત શ્રુતિના આધારથી નીચેના શ્લોકવડે જણાવે છે —

एवं विद्वान्कर्मणी द्वे हित्वाऽऽत्मानं स्मरेत्सदा ।
कृते च कर्मणी स्वात्मरूपेणैवैष पश्यति ॥ ६ ॥

एव विद्वान् द्वे कर्मणी हित्वा सदा आत्मान स्मरेत् च एषः कृते कर्मणी स्वात्मरूपेण एव पश्यति ॥

મારુ વાસ્તવિકસ્વરૂપ બ્રહ્મજ છે એમ જાણનાર જ્ઞાની પુરુષ પુણ્યકર્મ ને પાપકર્મ એ બન્નેને મિથ્યા સમજી તેનો ત્યાગ કરીને નિરંતર બ્રહ્મથી અભિન્ન પોતાના આત્માનુ સ્મરણ કરે છે, અને આ આત્મજ્ઞાની પોતે કરેલા પુણ્યકર્મને ને પોતે કરેલા પાપકર્મને પોતાના આત્મસ્વરૂપેજ જુએ છે, તેનાથી ભિન્ન જોતા નથી, તેથી તેમને કરેલા પુણ્યકર્મો ને પાપકર્મો પરિતાપ ઉપજાવી શકતા નથી ૬

બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી બ્રહ્મવેત્તાના કર્મો નાશ પામી જાય છે એમ મુંડકોપનિષદ્‌ની શ્રુતિવડે કહે છે —

भिद्यते हृदयग्रंथिश्छिद्यंते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्टे परावरे ॥ ७ ॥

तस्मिन् परावरे दृष्टे [ सति ] अस्य हृदयग्रंथिः भिद्यते, सर्वसंशयाः छिद्यंते च कर्माणि क्षीयंते ॥

હિરણ્યગર્ભાદિ દેવોથી શ્રેષ્ઠ તે બ્રહ્મનો દૃઢસાક્ષાત્કાર થવાથી આ બ્રહ્મવેત્તા

પુરુષની અહંકારના ને આત્માના એકપણાની ભ્રાંતિરૂપ હૃદયની ગ્રંથિ છેદાઇ જાય છે, તેના આત્માદિના સ્વરૂપને લગતા સર્વ સંશયો છેદાઇ જાય છે, અને તેના પુણ્યપાપરૂપ સર્વ સંચિતકર્મો વિનાશ પામી જાય છે.

પર એટલે વિરાટ્થી શ્રેષ્ઠ જે હિરણ્યગર્ભ તે જેનાથી અવર એટલે કનિષ્ઠ છે તે પરાવર એટલે બ્રહ્મ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી તે બ્રહ્મવેત્તાની હૃદયગ્રંથિ એટલે આત્માના ને અહંકારના એકપણાની ભ્રાંતિ નિવૃત્ત થઇ જાય છે. આત્મા દેહાદિરૂપ છે ? વા દેહાદિથી ભિન્ન છે ? તે કર્તૃત્વાદિ ધર્મવાળો છે ? અથવા કર્તૃત્વાદિ ધર્મથી રહિત છે ? આત્મા બ્રહ્મથી ભિન્ન છે ? વા બ્રહ્મસ્વરૂપ છે ? અને માત્ર આત્મજ્ઞાનજ મુક્તિનું સાધન છે ? વા કર્મઉપાસનાસહિત આત્મજ્ઞાન મુક્તિનું સાધન છે ? ઇત્યાદિ સંશયોનો પણ બ્રહ્મના સાક્ષાત્કારવડે નાશ થાય છે બ્રહ્મના જ્ઞાનવડે અજ્ઞાનનો નાશ થવાથી પુણ્યપાપના સંસ્કારરૂપ સર્વ સંચિતકર્મો નાશ પામે છે, ક્રિયમાણકર્મના સંસ્કાર પડતા નથી, ને પ્રારબ્ધકર્મનો ઉપભોગવડે નાશ થાય છે ૭

બ્રહ્મજ્ઞાનવડે મોક્ષલાભ થાય છે, અન્ય સાધનોવડે મોક્ષનો સાક્ષાત્ લાભ થતો નથી, એમ જણાવનારી શ્રુતિઓનો નીચેના શ્લોકમાં અનુવાદ કરે છે —

**तमेव विद्वानत्येति मृत्युं पंथा न चेतरः ।**
**ज्ञात्वा देवं पाशहानिः क्षीणैः क्लेशैर्न जन्मभाक् ॥ ८ ॥**

त एव विद्वान् मृत्यु अत्येति च इतरः पंथाः न [ विद्यते, ] देवं ज्ञात्वा पाशहानिः [ स्यात्, ] क्षीणैः क्लेशैः जन्मभाक् न [ भवति ] ॥

તે બ્રહ્મનેજ જાણનારો જન્મમરણાદિરૂપ સંસારનું ઉલ્લંઘન કરી જાય છે. બ્રહ્મના જ્ઞાનવિના કર્મ કે ઉપાસના એ મોક્ષનું સાક્ષાત સાધન નથી સ્વયં પ્રકાશરૂપ બ્રહ્મને જાણીને જ્ઞાની કામ, ક્રોધ ને લોભાદિરૂપ વા અહંતામમતારૂપ પાશથી મોકળો થાય છે, અને અવિદ્યાદિ કલેશો ક્ષીણ થવાથી તે જ્ઞાની પુનર્જન્મનું પાત્ર થતો નથી ૮

બ્રહ્મના સાક્ષાત્કારવડે જ્ઞાની હર્ષશોકનો પરિત્યાગ કરે છે, અને નહિ કરેલા પુણ્યકર્મ ને કરેલા પાપકર્મ તેમને તપાવતા નથી એવું જણાવનારી શ્રુતિનો અનુવાદ નીચેના શ્લોકમાં કરે છે —

**देवं मत्वा हर्षशोकौ जहात्यत्रैव धैर्यवान् ।**
**नैनं कृताकृते पुण्यपापे तापयतः क्वचित् ॥ ९ ॥**

धैर्यवान् देवं मत्वा अत्र एव हर्षशोकौ जहाति, एन कृताकृते पुण्यपापे क्वचित् न तापयत ॥

ધીરજવાળો મુમુક્ષુ પુરુષ સ્વયંપ્રકાશ બ્રહ્મનો સાક્ષાત્કાર કરીને વર્તમાન-જન્મમાંજ હર્ષનો ને શોકનો પરિત્યાગ કરે છે.- આ બ્રહ્મજ્ઞાનીને પૂર્વે નહિ કરેલાં પુણ્ય અને કરેલાં પાપ કદીપણ તપાવતાં નથી.

કરેલાં પુણ્યકર્મો ભવિષ્યમાં તેથી સુખ થશે એવા વિચારવડે મનુષ્યના મનમાં હર્ષ ઉત્પન્ન કરે છે, અને નહિ કરેલાં પુણ્યકર્મો ભવિષ્યમાં મને સુખની પ્રાપ્તિ નહિ થાય એવા વિચારવડે મનુષ્યના મનમાં શોક ઉત્પન્ન કરે છે. નહિ કરેલું પાપકર્મ ભવિષ્યમાં દુઃખ નહિ થાય એવા વિચારવડે મનુષ્યના મનમાં હર્ષ ઉત્પન્ન કરે છે, અને કરેલું પાપકર્મ ભવિષ્યમાં દુઃખ ઉપજાવશે એવા વિચારવડે મનુષ્યના મનમાં ખેદ ઉત્પન્ન કરે છે. બ્રહ્મવેત્તા પુરુષને એ પુણ્યકર્મ કે પાપકર્મ હર્ષરૂપ વા ખેદરૂપ તાપને ઉત્પન્ન કરી શકતાં નથી, કેમકે તેમણે પોતાના અસગ ને અક્રિય આત્માને જાણ્યો છે. ૯

બ્રહ્મજ્ઞાન દુઃખની નિવૃત્તિ અને આનંદની પ્રાપ્તિ કરે છે એમ ઘણી શ્રુતિઓ અને પુરાણ આદિના વચનો જણાવે છે એમ કહે છેઃ—

**इत्यादि श्रुतयो बह्वयः पुराणैः स्मृतिभिः सह ।**
**ब्रह्मज्ञानेऽनर्थहानिमानंदं चाप्यघोषयन् ॥ १० ॥**

इत्यादि बह्व्यः श्रुतयः पुराणैः [ च ] स्मृतिभिः सह ब्रह्मज्ञाने [ सति ] अनर्थहानिं च आनंदं अपि अघोषयन् ॥

ઉપર જણાવેલી અને બીજી ઘણી શ્રુતિઓ પુરાણોનાં વચનોસાથે અને સ્મૃતિઓનાં વચનોસાથે બ્રહ્મનુ જ્ઞાન પ્રાપ્ત થવાથી ત્રિવિધતાપરૂપ અનર્થની નિવૃત્તિ થાય છે, અને નિરુપાધિક પરમાનંદની પ્રાપ્તિ પણ થાય છે એમ પોકારે છે. ૧૦

હવે આનંદના ભેદો કહીને બ્રહ્માનંદનુ સ્વરૂપ જણાવવાની પ્રતિજ્ઞા કરે છે—

**आनंदस्त्रिविधो ब्रह्मानंदो विद्यासुखं तथा ।**
**विषयानंद इत्यादौ ब्रह्मानंदो विविच्यते ॥ ११ ॥**

ब्रह्मानंदः, विद्यासुखं तथा विषयानंदः इति त्रिविधः आनंदः [ अस्ति, तत्र ] आदौ ब्रह्मानंदः विविच्यते ॥

બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ એમ ત્રણ પ્રકારનો આનંદ છે. તેમાં પ્રથમ બ્રહ્માનંદનું વિવેચન કરવામાં આવે છે. ૧૧

તૈત્તિરીયોપનિષદ્માં બ્રહ્મ આનંદસ્વરૂપ છે એમ કહ્યું છે એમ જણાવવા ભૃગુવલ્લીનો અર્થ સંક્ષેપથી કહે છે.—

भृगुः पुत्रः पितुः श्रुत्वा वरुणाद्ब्रह्मलक्षणम् ।
अन्नप्राणमनोबुद्धीस्त्यक्त्वाऽऽनंदं विजज्ञिवान् ॥ १२ ॥

पुत्र भृगु॰ वरुणात् पितुः ब्रह्मलक्षणं श्रुत्वा अन्न–प्राण–मनो–बुद्धी त्यक्त्वा आनंद विजज्ञिवान् ॥

શ્રીવરુણના પુત્ર ભૃગુ પોતાના વરુણનામના પિતાની પાસેથી "જેમાંથી આ ભૂતો ઉત્પન્ન થાય છે" ઇત્યાદિ બ્રહ્મનું લક્ષણ સાભળીને અન્ન, પ્રાણ, મન અને બુદ્ધિ એ ચારનો ત્યાગ કરીને આનંદને બ્રહ્મરૂપ જાણતા હવા, અર્થાત્ અન્નમયકોશ, પ્રાણમયકોશ, મનોમયકોશ અને વિજ્ઞાનમયકોશ બ્રહ્મરૂપ નથી, પણ આનંદ બ્રહ્મસ્વરૂપ છે એમ તે જાણતા હવા ૧૨

ભૃગુવલ્લીમાના તે શ્રુતિવાક્યને અર્થથી કહે છે—

आनंदादेव भूतानि जायंते तेन जीवनम् ।
तेषां लयश्च तत्रातो ब्रह्मानंदो न संशयः ॥ १३ ॥

आनदात् एव भूतानि जायन्ते, तेषां तेन [एव] जीवन [ भवति, ] च लयः तत्र [ एव, ] अत [ सः ] ब्रह्मानदः, सशयः न ॥

સ્ત્રીપુરુષના સયોગજન્ય આનંદથીજ સર્વે પ્રાણીઓ ઉત્પન્ન થાય છે તે પ્રાણીઓનુ વિષયભોગજન્ય આનદવડેજ જીવન ચાલે છે, અને તે પ્રાણીઓનો લય સુષુપ્તિકાલના સ્વરૂપભૂત આનદમાજ થાય છે, આ કારણથી તે આનદ બ્રહ્માનદ છે, એમા સશય નથી ૧૩

છાંદોગ્ય-ઉપનિષદ્મા પણ એમજ કહ્યુ છે એમ જણાવવામાટે ભગવાન્ સનત્કુમાર અને નારદના સવાદરૂપ બ્રહ્મસ્વરૂપનુ પ્રતિપાદન કરનારા વાક્યનો અર્થ સક્ષેપમા કહે છે —

भूतोत्पत्तेः पुरा भूमा त्रिपुटीद्वैतवर्जनात् ।
ज्ञातृज्ञानज्ञेयरूपा त्रिपुटी प्रलये हि नो ॥ १४ ॥

भूतोत्पत्ते पुरा त्रिपुटीद्वैतवर्जनात् भूमा [ आसीत्, ] प्रलये ज्ञातृज्ञानज्ञेयरूपा त्रिपुटी नो हि ॥

આકાશાદિ ભૂતોની ઉત્પત્તિની પહેલા ત્રિપુટીરૂપ દ્વૈતથી રહિત તથા દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત ભૂમા (પરમાત્મા) હતા સૃષ્ટિના પ્રલયકાલમા જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયરૂપ ત્રિપુટી હોતી નથી આ વાત સર્વ ઉપનિષદોથી સિદ્ધ છે એ ત્રિપુટીરહિત ભૂમા વાસ્તવિક આનદરૂપ છે ૧૪

હવે જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયનુ સ્વરૂપ કહે છે —

विज्ञानमय उत्पन्नो ज्ञाता ज्ञानं मनोमयः ।
ज्ञेयाः शब्दादयो नैतत्त्रयमुत्पत्तितः पुरा ॥ १५ ॥

उत्पन्नः विज्ञानमयः ज्ञाता, मनोमयः ज्ञानं, [ च ] शब्दादयः ज्ञेयाः, एतत् त्रयं उत्पत्तितः पुरा न [ आसीत् ] ॥

પરમાત્માથી ભ્રાંતિવડે ઉત્પન્ન થયેલો બુદ્ધિરૂપ ઉપાધિવાળો જીવ જે વિજ્ઞાનમય તે જ્ઞાતા છે, મનોમયકોશ ( પદાર્થને આકારે થયેલું મન ) એ જ્ઞાન છે, અને શબ્દસ્પર્શાદિ વિષયો એ જ્ઞેય છે. આ જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેય કાર્ય હોવાથી જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે કારણરૂપ પરમાત્માથી ભિન્ન હોતાં નથી. ૧૫

ઉપર જણાવેલી ત્રિપુટીઓના અભાવમાં દ્વૈતરહિત પરિપૂર્ણ બ્રહ્મજ હોય છે એમ જણાવે છેઃ—

त्रयाभावे तु निर्द्वैतः पूर्ण एवानुभूयते ।
समाधिसुप्तिमूर्च्छासु पूर्णः सृष्टेः पुरा तथा ॥ १६ ॥

समाधिसुप्तिमूर्च्छासु त्रयाभावे तु निर्द्वैतः पूर्णः एव अनुभूयते, तथा सृष्टेः पुरा पूर्णः ॥

જેમ સમાધિ, સુષુપ્તિ અને મૂર્છામાં જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય આ ત્રિપુટીના અભાવમાં તો દ્વૈતથી રહિત પરિપૂર્ણ આત્માજ અનુભવાય છે, તેમ આ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે પણ ત્રિપુટીથી તથા દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત પરમાત્માજ હોય છે. ૧૬

ભૂમા ( પરમાત્મા ) સુખરૂપ છે, પરિચ્છિન્ન વિષયો સુખરૂપ નથી, એવા ભાવનું છાંદોગ્ય-ઉપનિષદ્‌નું વચન અર્થથી કહે છેઃ--

यो भूमा स सुखं नाल्पे सुखं त्रेधा विभेदिनि ।
सनत्कुमारः प्राहैवं नारदायातिशोकिने ॥ १७ ॥

यः भूमा सः सुखं, त्रेधा विभेदिनि अल्पे सुखं न [ अस्ति,] एवं सनत्कुमारः अतिशोकिने नारदाय प्राह ॥

દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદરહિત જે ભૂમા છે તે આનંદરૂપ છે, દેશ, કાલ ને વસ્તુ એ રૂપ ત્રણ પ્રકારે ભેદ પામેલા પરિચ્છિન્ન દ્વૈતમાં વાસ્તવિક આનંદ નથી, એવી રીતે ભગવાન્ સનત્કુમાર અત્યંત શોક કરનારા નારદપ્રતિ કહેતા હવા. ૧૭

છાંદોગ્ય-ઉપનિષદ્‌માં નારદને અત્યંત શોક થવાનું જે કારણ કહ્યું છે તે કારણનો નીચેના શ્લોકમાં અનુવાદ કરે છેઃ-

सपुराणान्पंच वेदाञ्छास्त्राणि विविधानि च ।
ज्ञात्वाऽप्यनात्मवित्त्वेन नारदोऽतिशुशोच ह ॥ १८ ॥

सपुराणान् पंच वेदान् च विविधानि शास्त्राणि ज्ञात्वा अपि अनात्मवित्त्वेन नारदः अतिशुशोच ह ॥

પુરાણોસહિત પાંચ ( ચાર વેદો ને ઇતિહાસ મળીને પાંચ ) વેદોને, તથા નાનાપ્રકારનાં શાસ્ત્રોને જાણીને પણ પોતાના વાસ્તવિક સ્વરૂપને નહિ જાણનાર હોવાથી નારદ અત્યંત શોક કરતા હવા એમ છાંદોગ્ય-ઉપનિષદ્‌માં કહ્યું છે. ૧૮

નારદને વેદાદિ શાસ્ત્રોનું જ્ઞાન હતું, છતાં તેઓને અત્યંત શોક શામાટે થયો એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

वेदाभ्यासात्पुरा तापत्रयमात्रेण शोकिता ।
पश्चात्त्वभ्यासविस्मारभंगगर्वैश्च शोकिता ॥ १९ ॥

वेदाभ्यासात् पुरा तापत्रयमात्रेण शोकिता, [ च ] पश्चात् तु अभ्यास-विस्मार-भंग-गर्वैः च शोकिता ॥

વેદના અભ્યાસની પહેલાં દ્વિજને કેવલ આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક આ ત્રણ પ્રકારના તાપથી શોક થાય છે, અને વેદાભ્યાસ કર્યા પછી તો તેને તે અધ્યયન કરેલા શાસ્ત્રના જ્ઞાનને પરિપક્વ રાખવામાટે કરવા પડતા અભ્યાસવડે, અધ્યયન કરેલા શાસ્ત્રના વિસ્મરણ થવાના ભયવડે, પોતાનાથી વધારે અધ્યયન કરેલા વિદ્વાનોવડે થતા અપમાનવડે અને પોતાનાથી ઊતરતા વિદ્વાનને જોઇને તેના કરતાં હું શ્રેષ્ઠ છું આવી રીતના ઉપજતા ગર્વવડે શોક થાય છે. ગર્વવડે પાપના સંસ્કારો પડી તે સંસ્કારો કોઇદ્વારા પરાભવ પમાડી શોક ઉપજાવે છે માટે ગર્વને પણ શોકના હેતુભૂત કહ્યો છે. ૧૯

નારદે ભગવાન્ સનત્કુમારપાસે પોતાનું શોકયુક્તપણું જણાવ્યું, અને તેમને ભગવાન્ સનત્કુમારે શોકના પારરૂપ ભૂમાનો ઉપદેશ કર્યો એમ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

सोऽहं विद्वन्प्रशोचामि शोकपारं नयात्र माम् ।
इत्युक्तः सुखमेवास्य पारमित्यभ्यधादृषिः ॥ २० ॥

[ हे ] विद्वन् ! सः अहं प्रशोचामि, अत्र मां शोकपारं नय इति उक्तः ऋषिः सुखं एव अस्य पारं इति अभ्यधात् ॥

હે શોકરહિત પરમાત્માને જાણનાર ભગવાન્ સનત્કુમાર! "તે હું વેદાદિને જાણનારો અત્યંત શોક કરું છું. આ શોકમાંથી મને શોકના સામા કાંઠારૂપ પરમાત્મપ્રતિ લઇ જાઓ." એમ નારદે જેમને કહેલું છે એવા **શ્રી-સનત્કુમારમુનિ** "નિરતિશય-આનંદરૂપ પરમાત્માજ આ શોકનો સામો કાંઠો છે" એમ નારદને કહેતા હવા. ૨૦

વિષયજન્ય સુખ દુઃખથી મિશ્ર હોવાથી ભગવાન્ સનત્કુમારે તે સુખને દુઃખરૂપ કહ્યું છે એમ જણાવે છેઃ—

सुखं वैषयिकं शोकसहस्रेणावृतत्वतः ।
दुःखमेवेति मत्वाह नाल्पेऽस्ति सुखमित्यसौ ॥ २१ ॥

वैषयिकं सुखं शोकसहस्रेण आवृतत्वतः दुःखं एव इति मत्वा अल्पे सुखं न अस्ति इति असौ आह ॥

વિષયના સેવનથી ઉપજનારું સુખ હજારો શોકોવડે વીંટાયેલું હોવાથી દુઃખરૂપજ છે એમ માનીને તુચ્છ વિષયમાં સુખ નથી એવી રીતે આ ભગવાન્ સનત્કુમાર નારદપ્રતિ કહેતા હવા. ૨૧

જો દ્વૈતમાં સુખ નથી એમ આપ કહો છો તો અદ્વૈતમાં પણ સુખ નથી એમ મને જણાય છે એવી વાદીની શંકા નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

ननु द्वैते सुखं मा भूदद्वैतेऽप्यस्ति नो सुखम् ।
अस्ति चेदुपलभ्येत तथा च त्रिपुटी भवेत् ॥ २२ ॥

ननु, द्वैते सुखं मा भूत्, अद्वैते अपि सुखं नो अस्ति, अस्ति चेत् उपलभ्येत, तथा च त्रिपुटी भवेत् ॥

શંકાઃ—દ્વૈતમાં ભલે સુખ ન હો, પરંતુ દ્વૈતની પેઠે અદ્વૈતમાં પણ સુખ નથી. અદ્વૈતમાં જો સુખ હોય તો તે જોનારને પ્રતીત થવું જોઇએ, અને જો જોનારને અદ્વૈતમાં સુખ પ્રતીત થાય તો ત્રિપુટી થાય, ને એમ થવાથી અદ્વૈતની હાનિ થાય, તેથી અદ્વૈતમાં સુખ નથી એમ માનવું જોઇએ. ૨૨

એ શંકાનું સમાધાન નીચેના શ્લોકમાં કરે છેઃ-

माऽस्त्वद्वैते सुखं किंतु सुखमद्वैतमेव हि ।
किं मानमिति चेन्नास्ति मानाकांक्षा स्वयंप्रभे ॥ २३ ॥

अद्वैते सुखं मा अस्तु, किंतु हि अद्वैतं सुखं एव, [तत्र] किं मानं इति चेत् स्वयंप्रभे मानाकांक्षा न अस्ति ॥

સમાધાનઃ—ભલે અદ્વૈતમાં ભોગ્યરૂપ સુખ ન હો, પરંતુ ત્રિપુટીરહિત અદ્વૈત સુખ રૂપજ છે. તે અદ્વૈતમાં શું પ્રમાણ છે એમ જો તમે પૂછો તો અમે કહીએ છીએ કે સ્વયંપ્રકાશ અદ્વૈતમાં પ્રમાણની અપેક્ષાજ નથી. ૨૩

અદ્વૈત સ્વયંપ્રકાશ છે એમાં શું પ્રમાણ છે એવી શંકા ગ્રહણ કરીને તમારું વચનજ એમાં પ્રમાણ છે એમ ઉત્તર આપે છેઃ–

स्वप्रभत्वे भवद्वाक्यं मानं यस्माद्भवानिदम्।
अद्वैतमभ्युपेत्यास्मिन्सुखं नास्तीति भाषते ॥ २४ ॥

यस्मात् भवान् इदं अद्वैतं अभ्युपेत्य अस्मिन् सुखं न अस्ति इति भाषते [तस्मात् अस्य] स्वप्रभत्वे भवद्वाक्यं मानम् ॥

જે કારણથી પ્રમાણની અપેક્ષા કર્યા વિના તમે આ અદ્વૈતનો સ્વીકાર કરીને આ અદ્વૈતમાં સુખ નથી એમ કહો છો તે કારણથી આ અદ્વૈતના સ્વયંપ્રકાશપણામાં તમારું વાક્યજ પ્રમાણરૂપ છે. ૨૪

હું અદ્વૈતનો સ્વીકાર કરતો નથી, પણ તમે કહેલા અદ્વૈતનો અનુવાદ કરીને તેમાં દોષ આપું છું, તેથી મારા વચનવડે અદ્વૈતના સ્વયંપ્રકાશપણાની સિદ્ધિ થતી નથી એવી શંકા લઈને તેની પાસે અદ્વૈતનો સ્વીકાર કરાવવામાટે સિદ્ધાંતી વાદીને પ્રશ્ન કરે છેઃ—

नाभ्युपैम्यहमद्वैतं त्वद्वचोऽनूद्य दूषणम् ।
वच्मीति चेत्तदा ब्रूहि किमासीद्द्वैततः पुरा ॥ २५ ॥

अहं अद्वैतं न अभ्युपैमि [ किंतु ] त्वद्वचः अनूद्य दूषणं वच्मि इति चेत् तदा द्वैततः पुरा किं आसीत् ब्रूहि ॥

હું અદ્વૈતનો સ્વીકાર કરતો નથી, પરંતુ તમારા વચનનો અનુવાદ કરીને તેમાં દૂષણ જણાવું છું એમ જો તમે કહો તો દ્વૈતની પૂર્વે શું હતું તે કહો. ૨૫

દ્વૈતની પૂર્વે શું હતું એ શબ્દોથી સૂચવેલા ત્રણ વિકલ્પો નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

किमद्वैतमुत द्वैतमन्यो वा कोटिरंतिमः ।
अप्रसिद्धो न द्वितीयोऽनुत्पत्तेः शिष्यतेऽग्रिमः ॥ २६ ॥

किं अद्वैतं, उत द्वैतं, अन्यः वा कोटिः ? अंतिमः अप्रसिद्धः, अनुत्पत्तेः न द्वितीयः, [अतः] अग्रिमः शिष्यते ॥

દ્વૈતની પૂર્વે શું અદ્વૈત હતું ? અથવા દ્વૈત હતું ? કે તે બેથી ભિન્ન બીજો કોઇ પ્રકાર હતો ? તેમાં છેલ્લો એટલે અદ્વૈતથી ને દ્વૈતથી ભિન્ન કાંઇક હતું એવો પ્રકાર લોકમાં અપ્રસિદ્ધ હોવાથી સંભવતો નથી, કેમકે દ્વૈતથી અને અદ્વૈતથી વિલક્ષણપ્રકાર આ જગત્‌માં કોઇ સ્થલે પ્રતીત થતો નથી. દ્વૈતની ઉત્પત્તિની પૂર્વે દ્વૈત ન હોવાથી દ્વૈતની ઉત્પત્તિની પૂર્વે દ્વૈત હતું એ બીજો વિકલ્પ પણ સંભવતો નથી, આ કારણથી દ્વૈતની ઉત્પત્તિની પૂર્વે અદ્વૈત હતું આ પહેલો વિકલ્પ વા પક્ષ અવશેષ રહે છે. ૨૬

અદ્વૈત યુક્તિથી સિદ્ધ થાય છે, અનુભવથી સિદ્ધ થતું નથી, એમ જો વાદી કહે તો તેને સિદ્ધાંતી પૂછે છેઃ—

**अद्वैतसिद्धिर्युक्त्यैव नानुभूत्येति चेद्वद ।**
**निर्दृष्टांता सदृष्टांता वा कोट्यंतरमत्र नो ॥ २७ ॥**

अद्वैतसिद्धिः युक्त्या एव, अनुभूत्या न इति चेत् [ सा युक्तिः ] निर्दृष्टांता वा सदृष्टांता वद, अत्र कोट्यंतरं नो [अस्ति] ॥

અદ્વૈતની સિદ્ધિ યુક્તિવડેજ થાય છે, અનુભવવડે થતી નથી, એમ જો તમે કહો તો અમે કહેલી યુક્તિ દૃષ્ટાંતરહિત છે ? અથવા દૃષ્ટાંતવાળી છે ? તે કહો, અહીં દૃષ્ટાંતરહિત અને દૃષ્ટાંતસહિત એ બે પક્ષથી ભિન્ન અન્ય ત્રીજો પ્રકાર (પક્ષ) સંભવતો નથી. ૨૭

અદ્વૈતની સિદ્ધિ કરનારી અમારી યુક્તિ દૃષ્ટાંતરહિત નથી એવા ભાવનું સિદ્ધાંતી પ્રશ્નપૂર્વક જણાવે છેઃ—

**नानुभूतिर्न दृष्टांत इति युक्तिस्तु शोभते ।**
**सदृष्टांतत्वपक्षे तु दृष्टांतं वद मे मतम् ॥ २८ ॥**

न अनुभूतिः न दृष्टांतः इति युक्तिः तु शोभते ! सदृष्टांतत्वपक्षे तु मे मतं दृष्टांतं वद ॥

અદ્વૈતનો અનુભવ નથી, અને તેનું દૃષ્ટાંત પણ નથી, આવી તમે માનેલી યુક્તિ તો બહુ શોભે છે ! દૃષ્ટાંતવાળાપણાના પક્ષમાં તો મને માનવામાં આવે એવું દૃષ્ટાંત તમે કહો.

અદ્વૈતની સિદ્ધિ યુક્તિથી થાય છે એમ કહેનારા તમને અદ્વૈતનો અનુભવ સ્વીકારવો ગમે એમ નથી, અને યુક્તિ દૃષ્ટાંતવિના સાધ્યને સિદ્ધ કરી શકતી નથી, માટે યુક્તિ દૃષ્ટાંતરહિત છે એમ કહેવું યોગ્ય નથી યુક્તિ જો દૃષ્ટાંતવાળી છે એમ તમે કહો તો મને સંમત એવું કોઇ દૃષ્ટાંત તમારે કહેવું જોઇએ. ૨૮

હું દૃષ્ટાંતવડે અદ્વૈતના સદ્‌ભાવની યુક્તિને સિદ્ધ કરું છું એમ વાદી કહે છે, અને સિદ્ધાંતી તેને પૂછે છેઃ—

**अद्वैतः प्रलयो द्वैतानुपलंभेन सुप्तिवत् ।**
**इति चेत्सुप्तिरद्वैतेत्यत्र[1] दृष्टांतमीरय ॥ २९ ॥**

**प्रत्वयः** अद्वैतः, द्वैतानुपलंभेन, सुप्तिवत्, इति चेत् सुप्तिः अद्वैता इति अत्र दृष्टांतं ईरय ॥

જગત્‌નો પ્રલય દ્વૈતથી રહિત છે, કેમકે તે વેળા દ્વૈતની પ્રતીતિ થતી નથી, સુષુપ્તિની પેઠે, એમ જો તમે કહો તો સુષુપ્તિ દ્વૈતથી રહિત છે એમાં અહીં તમે દૃષ્ટાંત કહો.

આ અનુમાનમાં પ્રલય એ પક્ષ છે, દ્વૈતથી રહિતપણું આ સાધ્ય છે, દ્વૈતની પ્રતીતિ થતી નથી તેથી આ હેતુ છે, અને સુષુપ્તિની પેઠે આ દૃષ્ટાંત છે. વાદીએ આપેલા દૃષ્ટાંતઉપરથી સિદ્ધાંતી તેને પૂછે છે કે તું જે સુષુપ્તિનું દૃષ્ટાંત આપે છે તે કોની સુષુપ્તિનું દૃષ્ટાંત આપે છે? તારી સુષુપ્તિનું કે બીજાની સુષુપ્તિનું? જો તું તારી સુષુપ્તિનું દૃષ્ટાંત આપતો હોય તો તે બીજાના અનુભવમાં આવી શકનારી ન હોવાથી તેની સિદ્ધિ તારે યુક્તિદ્વારા કરવી પડશે, તે યુક્તિમાં તું કોનું દૃષ્ટાંત આપે છે તે કહે. ૨૯

બીજાની સુષુપ્તિનું દૃષ્ટાંત કહ્યું છે એમ વાદી કહે છે, અને સિદ્ધાંતી તેનુ ઉત્તર આપે છેઃ—

**दृष्टांतः परसुप्तिश्चेदहो ते कौशलं महत् ।**
**यः स्वसुप्तिं न वेत्त्यस्य परसुप्तौ तु का कथा ॥ ३० ॥**

*परसुप्तिः दृष्टांतः [इति] चेत् अहो ते महत् कौशलं! यः स्वसुप्तिं न वेत्ति अस्य परसुप्तौ तु का कथा?॥*

બીજાની સુષુપ્તિ દૃષ્ટાંત છે એમ જો તમે કહો તો તે તમારી મોટી ચતુરાઇ છે! જે પોતાની સુષુપ્તિને જાણતો નથી તેને બીજાની સુષુપ્તિનું જ્ઞાન ન હોય તેમાં શું કહેવું છે? અર્થાત્ જેને પોતાની સુષુપ્તિનું જ્ઞાન નથી તેને બીજાની સુષુપ્તિનું જ્ઞાન હોઇ શકે નહિ એ સ્પષ્ટજ છે. ૩૦

અનુમાનથી બીજાની સુષુપ્તિનું જ્ઞાન થાય છે એમ જો વાદી કહે તો તેને સિદ્ધાંતી ઉત્તર આપે છેઃ—

---

૧ અહીં કેટલાક ટીકાકાર तत्र એવો પાઠ માને છે.

निश्चेष्टत्वात्परः सुप्तो यथाऽहमिति चेत्तदा ।
उदाहर्तुः सुषुप्तेस्ते स्वप्रभत्वं बलाद्भवेत् ॥ ३१ ॥

यथा अहं [तथा] परः निश्चेष्टत्वात् सुप्तः [अस्ति] इति चेत् तदा उदाहर्तुः ते सुषुप्तेः स्वप्रभत्वं बलात् भवेत् ॥

જેવી રીતે હુ પ્રાણસહિત ચેષ્ટારહિતપણાથી ઘાટી નિદ્રાને પ્રાપ્ત થાઉં છું તેવી રીતે બીજો મનુષ્ય પણ પ્રાણસહિત ચેષ્ટારહિતપણાથી ઘાટી નિદ્રાને પ્રાપ્ત થયો હોય છે એમ જો તમે કહો તો પોતાની સુષુપ્તિનું ઉદાહરણ દેનારા જે તમે તે તમારી સુષુપ્તિનું સ્વયપ્રકાશપણું બલાત્કારે સિદ્ધ થાય છે. ૩૧

તે સ્વયંપ્રકાશપણું કેવી રીતે છે એમ શકા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

नेंद्रियाणि न दृष्टांतस्तथाप्यंगीकरोषि ताम् ।
इदमेव स्वप्रभत्वं यज्ज्ञानं साधनैर्विना ॥ ३२ ॥

इंद्रियाणि न, दृष्टांतः न, तथापि तां अंगीकरोषि, साधनैः विना यत् भानं इदं एव स्वप्रभत्वं ॥

સુષુપ્તિના સમયમાં બધી ઇંદ્રિયો પોતપોતાના કારણમાં લીન થયેલી હોવાથી તે ઇંદ્રિયો સુષુપ્તિનું ગ્રહણ કરી શકતી નથી, અને બંને પક્ષ સ્વીકારે એવું તેના સંબંધી દૃષ્ટાંત પણ નથી, તોપણ તમે તે સુષુપ્તિનો અંગીકાર કરો છો. જ્ઞાનનાં સાધનોવિના સુષુપ્તિનું જે ભાન થવું (સુષુપ્તિનો અનુભવ થવો ) આજ તેનું સ્વપ્રકાશપણું છે. ૩૨

પ્રલયના દૃષ્ટાંતપણાવડે કહેલી સુષુપ્તિમાં રહેલું અદ્વૈતપણું અને સ્વયંપ્રકાશ-પણું સિદ્ધ કરીને તેમાં સુખની સિદ્ધિ કરવામાટે પૂર્વપક્ષ ઉપજાવીને તેનું સમાધાન કરે છેઃ—

स्तामद्वैतस्वप्रभत्वे वद सुप्तौ सुखं कथम् ।
शृणु दुःखं तदा नास्ति ततस्ते शिष्यते सुखम् ॥ ३३ ॥

अद्वैतस्वप्रभत्वे स्ताम्, [किंतु] सुप्तौ सुखं कथं? वद, शृणु, तदा दुःखं न अस्ति ततः ते सुखं शिष्यते ॥

વાદી કહે છે—સુષુપ્તિમાં અદ્વૈતપણું અને સ્વયંપ્રકાશપણું એ બે ધર્મ ભલે હો, પણ સુષુપ્તિમાં સુખ કેવી રીતે છે? તે કહો. સિદ્ધાંતી વાદીને કહે છે કે તમારા પ્રશ્નનું ઉત્તર સાંભળોઃ—સુષુપ્તિકાલમાં દુઃખ નથી તેથી તે વેલા તમારું સુખ અવશેષ રહે છે. ૩૩

સુષુપ્તિના સમયમાં દુઃખ નથી તેમાં શું પ્રમાણ એવી શકા કરીને તેનું સમાધાન આપે છેઃ—

अंधः सन्नप्यनन्धः स्याद्विद्धोऽविद्धोऽथ रोग्यपि ।
अरोगीति श्रुतिः प्राह तच्च सर्वे जना विदुः ॥ ३४ ॥

अंधः सन् अपि अनन्धः स्यात्, विद्धः अविद्धः [ स्यात् ] अथ रोगी अपि अरोगी इति श्रुतिः प्राह, च तत् सर्वे जनाः विदुः ॥

મનુષ્ય આંધળો છતાં પણ સુષુપ્તિકાલમાં અંધાપાના દુઃખથી રહિત થાય છે, શસ્ત્રાદિથી વીંધાયેલો છતાં પણ સુષુપ્તિમાં નહિ વીંધાયાજેવો થાય છે, અર્થાત્ તેના દુઃખથી રહિત થાય છે, અને રોગી છતાં પણ સુષુપ્તિમાં રોગરહિત થયાજેવો થાય છે, એમ છાંદોગ્યોપનિષદ્‌ની શ્રુતિ કહે છે, અને તે વાત સર્વે મનુષ્યો પોતાના અનુભવવડે જાણે છે. ૩૪

જ્યાં દુઃખ ન હોય ત્યાં સુખ હોય છે એવો કાંઇ નિયમ નથી એવી શંકા કરીને તેનું ઉત્તર આપે છેઃ—

न दुःखाभावमात्रेण सुखं लोष्टशिलादिषु ।
द्वयाभावस्य दृष्टत्वादिति चेद्विषमं वचः ॥ ३५ ॥

लोष्टशिलादिषु द्वयाभावस्य दृष्टत्वात् [ तत्र ] दुःखाभावमात्रेण न सुखं इति चेत् विषमं वचः ॥

માટીના ઢેફામાં અને પાષાણાદિ સર્વ જડ પદાર્થોમાં સુખ અને દુઃખ એ બંનેનો અભાવ પ્રત્યક્ષ જોવામાં આવે છે, તેથી ત્યાં ( સુષુપ્તિમાં ) માત્ર દુઃખના અભાવવડે સુખની સિદ્ધિ થતી નથી એમ જો તમે કહો તો તમારું તે વચન વિષમ છે, અર્થાત્ તમારું દૃષ્ટાંતરૂપ વચન સિદ્ધાંતને અનુસરતું નથી. ૩૫

તમારું દૃષ્ટાંતરૂપ વચન સિદ્ધાંતને અનુસરનારું કેવી રીતે નથી તેનું પ્રતિપાદન કરે છેઃ—

मुखदैन्यविकासाभ्यां परदुःखसुखोहनम् ।
दैन्याद्यभावतो लोष्टे दुःखाद्यूहो न संभवेत् ॥ ३६ ॥

मुखदैन्यविकासाभ्यां परदुःखसुखोहनं [ भवति, किंतु ] लोष्टे दैन्याद्यभावतः दुःखाद्यूहः न संभवेत् ॥

મુખના દીનપણાવડે અને મુખના વિકાસવડે બીજાના દુઃખની અને સુખની કલ્પના થાય છે, પરંતુ માટીના ઢેફામાં દીનપણાદિના અભાવથી દુઃખાદિની કલ્પના સંભવતી નથી, અર્થાત્ તે દુઃખી છે કે સુખી છે તેનો નિર્ણય થઇ શકતો નથી. ૩૬

હવે બીજાના સુખદુઃખથી પોતાના સુખદુઃખનું વિષમપણું જણાવે છેઃ-

स्वकीये सुखदुःखे तु नोहनीये ततस्तयोः ।
भावो वेद्योऽनुभूत्यैव तदभावोऽपि नान्यतः ॥ ३७ ॥

तु स्वकीये सुखदुःखे न ऊहनीये, ततः तयोः भावः अनुभूत्या एव वेद्यः, तदभावः अपि अन्यतः न ॥

પણ પોતાનું સુખદુઃખ અનુભવમાં આવનારું હોવાથી તેમાં કલ્પના કરવાજેવું રહેતું નથી, તેથી તે બનેનો સદ્ભાવ અનુભવવડેજ જાણવાયોગ્ય છે, અને તે સુખદુઃખનો અભાવ પણ અનુભવવિના બીજા કોઇ સાધનથી જાણવામાં આવતો-નથી. ૩૭

ઉપરના શ્લોકનું તાત્પર્ય નીચે પ્રમાણે છે એમ જણાવે છેઃ—

तथा सति [1]स्वसुप्तौ च दुःखाभावोऽनुभूतितः ।
विरोधिदुःखराहित्यात्सुखं निर्विघ्नमिष्यताम् ॥ ३८ ॥

तथा सति स्वसुप्तौ च दुःखाभावः अनुभूतितः [ सिद्धः, अतः ] विरोधिदुःखराहित्यात् निर्विघ्नं सुखं इष्यताम् ॥

ઉપર જણાવેલી રીતે સુખદુઃખ અનુભવગમ્ય હોવાથી પોતાની સુષુપ્તિમાં દુઃખનો અભાવ અનુભવથી સિદ્ધ થયો. આ કારણથી–સુષુપ્તિમાં સુખના વિરોધી દુઃખનું રહિતપણું હોવાથી–સુષુપ્તિમાં વિઘ્નરહિત સુખનો તમારે સ્વીકાર કરવો જોઇએ. ૩૮

માણસ શય્યાદિ સુખનાં સાધનો સંપાદન કરે છે તેથી પણ સુષુપ્તિમાં સુખ હોય છે આ વાત સિદ્ધ થાય છે એમ જણાવે છેઃ—

महत्तरप्रयासेन मृदुशय्यादिसाधनम् ।
कुतः संपाद्यते सुप्तौ सुखं चेत्तत्र नो भवेत् ॥ ३९ ॥

तत्र सुप्तौ सुखं नो भवेत् चेत् [ तर्हि ] महत्तरप्रयासेन मृदुशय्यादिसाधनं कुतः संपाद्यते ? ॥

તે સુષુપ્તિમાં જો સુખ ન હોય તો સૂનાર મનુષ્ય બહુ મોટા પ્રયાસવડે કોમલ શય્યાદિરૂપ ( ગાદલા ને ઓશિકા આદિરૂપ ) સાધનનું સંપાદન શામાટે કરે છે ? ૩૯

તેના સંબંધમાં શંકા કરી સમાધાન કરે છેઃ—

[1] અહીં કોઇ પ્રતમાં સુસુપ્તૌ એવો પાઠ જોવામાં આવે છે,

दुःखनाशार्थमेवेतदिति चेद्रोगिणस्तथा ।
भवत्वरोगिणस्त्वेतत्सुखायैवेति निश्चिनु ॥ ४० ॥

एतत् दुःखनाशार्थं एव इति चेत् रोगिणः तथा भवतु, अरोगिणः तु एतत् सुखाय एव इति निश्चिनु ॥

આ કોમલ શય્યાદિરૂપ સાધનનું સંપાદન પોતાના દુઃખની નિવૃત્તિને માટેજ મનુષ્ય કરે છે એમ જો તમે કહો તો રોગી મનુષ્યને કોમલ શય્યાદિનું સંપાદન રોગાદિ દુઃખના નાશને માટે ભલે હો, પણ નીરોગ મનુષ્યને તો આ શય્યાદિરૂપ સાધનનું સંપાદન તેના સુખને માટેજ છે એમ નિશ્ચય કરો. ૪૦

સુષુપ્તિમાં કોમલ શય્યાદિરૂપ સાધનથી જો સુખ ઉપજતું હોય તો તે સુખ વિષયજન્ય થશે એવી શંકા કરીને તેનું સમાધાન કરે છેઃ—

तर्हि साधनजन्यत्वात्सुखं वैषयिकं भवेत् ।
[1]भवत्वेवात्र निद्रायाः पूर्वं शय्यासनादिजम् ॥ ४१ ॥

तर्हि साधनजन्यत्वात् [ इदं ] सुखं वैषयिकं भवेत्, अत्र निद्रायाः पूर्वं शय्यासनादिजं भवतु एव ॥

જો સુષુપ્તિમાં શય્યાદિથી સુખની પ્રાપ્તિ થતી હોય તો તે સુખના સાધન-જન્યપણાથી આ સુષુપ્તિસમયનું સુખ વિષયથી ઉપજતું સુખ થશે, તે આત્મ-સ્વરૂપભૂત સુખ નહિ ગણાય, એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે અહીં નિદ્રાની પૂર્વે શય્યા અને આસન આદિથી ઉત્પન્ન થનારું સુખ ભલે વિષયજન્ય હો, પણ સુષુપ્તિમાં અનુભવાતું સુખ વિષયજન્ય નથી, તે આત્મસ્વરૂપભૂત સુખજ છે. ૪૧

સુષુપ્તિમાં જે સુખ અનુભવાય છે તે આત્મસ્વરૂપભૂત સુખ છે એ કથનની દૃઢતા કરવામાટે પુનઃ નીચે પ્રમાણે જણાવે છેઃ—

निद्रायां तु सुखं यत्तज्जन्यते केन हेतुना ।
सुखाभिमुखधीरादौ पश्चान्मज्जेत्परे सुखे ॥ ४२ ॥

निद्रायां तु यत् सुखं तत् केन हेतुना जन्यते? आदौ सुखाभिमुखधीः पश्चात् परे सुखे मज्जेत् ॥

નિદ્રાના સમયમા જે સુખ સૂનારને અનુભવાય છે તે સુખ જો વિષયજન્ય હોય તો તે કયા સાધનવડે ઉત્પન્ન થાય છે તે કહો. તે સુખ કોમલ શય્યાદિવડે ઉત્પન્ન થતું નથી, કેમકે તે વેલા સૂનારને તે શય્યાદિકનુ ભાન થતું નથી,

---

૧ અહીં કોઇ પ્રતમા भवत्येवात्र એવો પાઠ જોવામા આવે છે,

તેથી તે સુખ શય્યાદિકથી ઉપજેલું કહી શકાય નહિ. નિદ્રામાં શય્યાદિ સાધનથી ન ઉપજનારું આત્મસ્વરૂપભૂત સુખ હોય તો તે વેલા કેમ અનુભવમાં આવતું નથી એમ જો તમે કહો તો તેનું સમાધાન સાંભળોઃ-નિદ્રા આવ્યા પૂર્વે મનુષ્યની આત્મસ્વરૂપભૂત સુખની અભિમુખ થયેલી બુદ્ધિ પછી નિદ્રાના સમયમાં ઉત્કૃષ્ટ સુખમાં લીન થાય છે, એટલે તે સુખ અનુભવના વિષયરૂપે જણાતું નથી. ૪૨

ઉપર જણાવેલા વિષયને વધારે સ્પષ્ટ કરે છેઃ—

[૧]जाग्रद्व्यापृतिभिः श्रांतो विश्रम्याथ विरोधिनि ।
अपनीते स्वस्थचित्तोऽनुभवेद्विषये सुखम् ॥ ४३ ॥

जाग्रद्व्यापृतिभिः श्रांतः विश्रम्य अथ विरोधिनि अपनीते [ सति ] स्वस्थचित्तः [ सन् ] विषये सुखं अनुभवेत् ॥

જાગ્રદવસ્થામાં ભિન્ન ભિન્ન પ્રકારના વ્યવહારો કરવાવડે થાકી ગયેલો મનુષ્ય કોમલ શય્યાદિકઉપર વિશ્રાંતિ લઇને પછી જાગ્રદવસ્થાના વ્યવહારથી ઉપજેલા વિષયસુખના વિરોધી દુઃખની નિવૃત્તિ થવાથી વ્યાકુલતારહિત ચિત્તવાળો થયો છતો તે મનુષ્ય કોમલ શય્યાદિરૂપ વિષયથી ઉપજેલા સુખનો અનુભવ કરે છે. ૪૩

આત્માની અભિમુખ થયેલી બુદ્ધિવૃત્તિમાં અનુભવાતું સુખ ત્રિપુટીજન્ય હોવાથી મનુષ્યને તે વેલા શ્રમ પ્રતીત થાય છે એમ જણાવે છેઃ—

आत्माभिमुखधीवृत्तौ स्वानंदः प्रतिबिंबति ।
अनुभूयैनमत्रापि त्रिपुट्या श्रांतिमाप्नुयात् ॥ ४४ ॥

आत्माभिमुखधीवृत्तौ स्वानंदः प्रतिबिंबति, अत्र अपि एनं अनुभूय त्रिपुट्या श्रांतिं आप्नुयात् ॥

જાગ્રદવસ્થામાં ઇચ્છિત વિષયોની પ્રાપ્તિ કરવામાટે પ્રયત્ન કરવાથી થાકી ગયેલો મનુષ્ય શ્રમજનિત દુઃખને દૂર કરવામાટે બિછાનામાં પડે છે. પછી સુષુપ્તિના સમયની પૂર્વે આત્માની અભિમુખ થયેલી બુદ્ધિવૃત્તિમાં આત્મસ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબિત થાય છે. આ સમયમાં પણ આ શય્યાદિજન્ય વિષયાનંદનો અનુભવ કરીને મનુષ્ય ત્રિપુટીવડે શ્રમને પામે છે. ૪૪

તે શ્રમની નિવૃત્તિ કરવામાટે મનુષ્ય પરમાત્માભણી વેગવાળો થાય છે, અને પરમાત્માને પામીને પરમાનંદરૂપ થાય છે એમ કહે છેઃ—

૧ અહીં કોઇ પ્રતમાં जाग्रद्व्यावृत्तिभिः એવો પાઠ જોવામાં આવે છે.

तच्छ्रमस्यापनुत्यर्थं जीवो धावेत्परात्मनि ।
तेनैक्यं प्राप्य तत्रत्यो ब्रह्मानंदः स्वयं भवेत् ॥ ४५ ॥

तच्छ्रमस्य अपनुत्यर्थं जीवः परात्मनि धावेत् [ तथा च ] तेन ऐक्यं प्राप्य स्वयं तत्रत्यः ब्रह्मानंदः भवेत् ॥

તે ત્રિપુટીજન્ય શ્રમની નિવૃત્તિ કરવામાટે બિછાનાપર પડેલો તે જીવ આનંદરૂપ બ્રહ્મભણી ઊતાવળે જાય છે, અને તે આનંદરૂપ બ્રહ્મની સાથે એકપણાને પામીને પોતે તે સુષુપ્તિમાં રહેલા બ્રહ્માનંદરૂપ થાય છે. ૪૫

સુષુપ્તિમાં પ્રતીત થતા આનંદના સંબંધમાં શ્રુતિએ શકુનિ આદિનાં દૃષ્ટાંતો આપેલાં છે એમ જણાવે છેઃ—

दृष्टांताः शकुनिः श्येनः कुमारश्च महानृपः ।
महाब्राह्मण इत्येते सुप्त्यानंदे श्रुतीरिताः ॥ ४६ ॥

सुप्त्यानंदे शकुनिः, श्येनः, कुमारः, महानृपः च महाब्राह्मणः इति एते दृष्टांताः श्रुतीरिताः ॥

સુષુપ્તિ-અવસ્થાના આનંદના સંબધમાં બાજ, સિંચાણો, નાનો બાલક, ચક્રવર્તી મહારાજા અને શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ પુરુષ એવાં આ દૃષ્ટાંતો છાંદોગ્યાદિ ઉપનિષદોમાં કહેલાં છે. એ દૃષ્ટાંતોવડે સુષુપ્તિમાં સુખ નથી એવા પૂર્વપક્ષનું નિરાકરણ કરેલું છે. ૪૬

એ છાંદોગ્યશ્રુતિમાં બાજના દૃષ્ટાંતપર અને તેના સિદ્ધાંતના પ્રતિપાદનપર જે શ્રુતિવચનો છે તેનો અર્થ નીચેના બે શ્લોકોવડે સંક્ષેપમાં કહે છેઃ—

शकुनिः सूत्रबद्धः सन् दिक्षु व्यापृत्य विश्रमम् ।
अलब्ध्वा बंधनस्थानं हस्तस्तंभाद्युपाश्रयेत् ॥ ४७ ॥
जीवोपाधिमनस्तद्वद्धर्माधर्मफलाप्तये ।
स्वप्ने जाग्रति च भ्रांत्वा क्षीणे कर्मणि लीयते ॥ ४८ ॥

शकुनिः सूत्रबद्धः सन् दिक्षु व्यापृत्य विश्रमं अलब्ध्वा हस्तस्तंभादि बंधनस्थानं [ यथा ] उपाश्रयेत्, तद्वत् जीवोपाधिमनः धर्माधर्मफलाप्तये स्वप्ने च जाग्रति भ्रांत्वा कर्मणि क्षीणे [ सति ] लीयते ॥

બાજપક્ષી હાથની સાથે અથવા થાંભલા આદિની સાથે સૂત્રની દોરીથી બંધાયેલો છતો પૂર્વાદિ દિશાઓમાં ઊડવાનો પ્રયત્ન કરીને ત્યાં કોઇ સ્થલે આધારને નહિ પામીને પુનઃ હાથ કે થાંભલા ઇત્યાદિ બંધનના સ્થાનનો જેવી

રીતે આશ્રય કરે છે તેવી રીતે જીવના ઉપાધિરૂપ મન પુણ્યપાપનાં સુખ-દુઃખરૂપ ફલો ભોગવવામાટે સ્વપ્નાવસ્થામાં તથા જાગ્રદવસ્થામાં ભમીને ભોગ આપનારાં કર્મો ક્ષીણ થયે સતે પોતાના ઉપાદાનકારણરૂપ અજ્ઞાનના અંશમાં લીન થાય છે. મનનો લય થવાથી મનોરૂપ ઉપાધિવાળો જીવ તે વેલા બ્રહ્મરૂપ થાય છે. ૪૭-૪૮

હવે શ્યેનના ( સિંચાણાના ) દૃષ્ટાંતપરનાં શ્રુતિવાક્યોનો અર્થ સંક્ષેપમાં કહે છેઃ—

**श्येनो वेगेन नीडैकलंपटः शयितुं व्रजेत् ।**
**जीवः सुप्त्यै तथा धावेद्ब्रह्मानंदैकलंपटः ॥ ४९ ॥**

[ यथा ] श्येनः शयितुं नीडैकलंपटः [ सन् ] वेगेन व्रजेत्, तथा जीवः ब्रह्मानंदैकलंपटः [ सन् ] सुप्त्यै धावेत् ॥

જેવી રીતે સિંચાણો આકાશમાં સર્વભણી ઊડીને આકાશમાં ઊડવાથી થયેલા પરિશ્રમને દૂર કરવામાટે પોતાના માળામાં સુવાસારુ માત્ર પોતાના માળાનીજ ઇચ્છા કરીને પોતાના માળાભણી ઊતાવળે ઊડે છે એવી રીતે જીવ ( મનોરૂપ ઉપાધિવાળો ચિદાભાસ ) માત્ર બ્રહ્મરૂપ આનંદની ઇચ્છાવાળો થયો છતો સુષુપ્તિને માટે હૃદયાકાશમાં રહેલા બ્રહ્મભણી ઊતાવળે ગમન કરે છે. ૪૯

હવે નાના બાલકના દૃષ્ટાંતના શ્રુતિવચનોને તથા તે પરનાં સિદ્ધાંતનાં શ્રુતિવચનોને નીચેના શ્લોકમાં સંક્ષેપથી કહે છેઃ—

**अतिबालः स्तनं पीत्वा मृदुशय्यागतो हसन् ।**
**रागद्वेषाद्यनुत्पत्तेरानंदैकस्वभावभाक् ॥ ५० ॥**

[ यथा ] अतिबालः स्तनं पीत्वा मृदुशय्यागतः हसन् रागद्वेषाद्यनुत्पत्तेः आनंदैकस्वभावभाक् [ भवति ] ॥

જેવી રીતે ધાવણો બાલક પોતાની માતાના સ્તનમાં રહેલા દૂધનું પાન કરીને કોમલ બિછાનાપર પડ્યો પડ્યો હસતો છતો પોતા'નુ ને અન્યનું વિશેષ ભાન ન હોવાથી પોતાના મનમાં રાગદ્વેષની ઉત્પત્તિ ન થવાથી માત્ર આનંદ-સ્વભાવવાળો થઇને રહે છે, તેવી રીતે જીવન્મુક્ત પુરુષ અથવા સુષુપ્તિને પામેલો જીવ દ્વૈતનો બાધ કરી, અથવા વિસ્મરણ કરી, રાગદ્વેષાદિની ઉત્પત્તિના અભાવથી માત્ર આનંદસ્વરૂપેજ રહે છે. ૫૦

ચક્રવર્તી મહારાજાના દૃષ્ટાંતનાં શ્રુતિવચનોને તથા તેના સિદ્ધાંતનાં શ્રુતિ-વચનોને સંક્ષેપથી કહે છેઃ—

महाराजः सार्वभौमः संतृप्तः सर्वभोगतः ।
मानुषानंदसीमानं प्राप्यानंदैकमूर्तिभाक् ॥ ५१ ॥

सर्वभोगतः संतृप्तः सार्वभौमः महाराजः मानुषानंदसीमानं प्राप्य आनंदैकमूर्तिभाक् [ भवति ] ॥

જેમ સર્વપ્રકારના વ્યાવહારિક શ્રેષ્ઠ ભોગથી સંપૂર્ણપણે સંતોષ પામેલા ચક્રવર્તી મહારાજા પૃથ્વીપરના મનુષ્યને પ્રાપ્ત થનારા આનંદની સીમાને પામીને પછી ઇચ્છવાયોગ્ય એવો કોઈ પણ પ્રકારનો લૌકિક ભોગ ન રહેવાથી રાગદ્વેષરહિત થઇને કેવલ આનંદની મૂર્તિરૂપ થઇને રહે છે તેમ જીવ સુષુપ્તિમાં રાગદ્વેષરહિત થઈને કેવલ આનંદની મૂર્તિરૂપ થઇને રહે છે. ૫૧

હવે બ્રહ્મવેત્તાના દૃષ્ટાંતરૂપ શ્રુતિવચનોને તથા તેના સિદ્ધાંતરૂપ શ્રુતિવચનોને સંક્ષેપથી કહે છેઃ—

महाविप्रो ब्रह्मवेदी कृतकृत्यत्वलक्षणाम् ।
विद्यानंदस्य परमां काष्ठां प्राप्यावतिष्ठते ॥ ५२ ॥

[ अथवा यथा ] महाविप्रः ब्रह्मवेदी कृतकृत्यत्वलक्षणां विद्यानंदस्य परमां काष्ठां प्राप्य अवतिष्ठते [ तथा सुप्तः अपि आनंदरूपः तिष्ठति ] ॥

અથવા જેવી રીતે અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને જાણનારા બ્રહ્મવેત્તા કૃતાર્થપણાના લક્ષણવાળા વિદ્યાનંદના પરમ અવધિને પામીને રહે છે તેવી રીતે સુષુપ્તિને પામેલો જીવ પણ પરમાનંદરૂપ થઇને રહે છે. ૫૨

નાનો બાલક, ચક્રવર્તી મહારાજા અને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને જાણનાર બ્રહ્મવેત્તા એ ત્રણનાંજ દૃષ્ટાંત શ્રુતિમાં શામાટે આપેલાં છે તે જણાવે છેઃ—

मुग्धबुद्धातिबुद्धानां लोके सिद्धा सुखात्मता ।
उदाहृतानामन्ये तु दुःखिनो न सुखात्मकाः ॥ ५३ ॥

उदाहृतानां मुग्धबुद्धातिबुद्धानां लोके सुखात्मता सिद्धा, अन्ये तु दुःखिनः सुखात्मकाः न ॥

ઉપર જણાવેલા જે ત્રણ દૃષ્ટાંતો છે તેમાં વિવેકરહિત નાનું બાલક, વ્યાવહારિકવિવેકવાળા ચક્રવર્તી મહારાજા અને અતિવિવેકવાળા બ્રહ્મવેત્તા એ ત્રણનું રાગદ્વેષરહિતપણું હોવાથી તેમનું સુખરૂપપણું લોકમાં પ્રસિદ્ધ છે, તેમનાથી ભિન્ન બીજા રાગદ્વેષવાળા હોવાથી દુઃખીજ છે, સુખી નથી, આ કારણથી શ્રુતિમાં તે ત્રણનાં દૃષ્ટાંત આપ્યાં છે. ૫૩

ઉપરનાં દૃષ્ટાંતોના સિદ્ધાંતરૂપ શ્રુતિવાક્યોનું તાત્પર્ય કહે છેઃ—

कुमारादिवदेवायं ब्रह्मानंदैकतत्परः ।
स्त्रीपरिष्वक्तवद्वेद न बाह्यं नापि चांतरम् ॥ ५४ ॥

कुमारादिवत् एव ब्रह्मानंदैकतत्परः अयं स्त्रीपरिष्वक्तवत् न बाह्यं न च आंतरं अपि वेद ॥

નાનો બાલક, ચક્રવર્તી મહારાજા ને બ્રહ્મવેત્તા એ ત્રણની પેઠેજ માત્ર બ્રહ્માનંદમાં તત્પર રહેલો આ સુષુપ્તિને પામેલો પુરુષ પ્રિય સ્ત્રીએ જેને ગાઢ આલિંગન આપ્યું છે એવા વિષયી પુરુષની પેઠે બહારનું ને અંતરનું કાંઇ પણ જાણતો નથી, અર્થાત્ આનંદરૂપે સ્થિત થાય છે. ૫૪

હવે દૃષ્ટાંતમાં અને સિદ્ધાંતમાં જે બહાર ને અંતર એવા શબ્દો છે તે શબ્દોનો અર્થ કહે છેઃ—

बाह्यं रथ्यादिजं वृत्तं गृहकृत्यं यथांतरम् ।
तथा जागरणं बाह्यं नाडीस्थः स्वप्न आंतरः ॥ ५५ ॥

यथा रथ्यादिजं वृत्तं बाह्यं [च] गृहकृत्यं आंतरं, तथा जागरणं बाह्यं, नाडीस्थः स्वप्नः आंतरः ॥

જેવી રીતે રાજમાર્ગાદિમાં થતી ક્રિયા એ ઘરની બહાર કહેવાય છે, અને ઘરની અંતરનું કર્મ તે ઘરની આંતર કહેવાય છે તેવી રીતે સિદ્ધાંતમાં જાગ્રત તે બહાર કહેવાય છે, અને હિતાનાડીમાં રહેલું સ્વપ્ન તે આંતર કહેવાય છે. ૫૫

જીવ સુષુપ્તિમાં કેવલ બ્રહ્માનંદરૂપે સ્થિત થાય છે તેમાં યુક્તિ જણાવનારી "અહીં પિતા અપિતા થાય છે" એ શ્રુતિના તાત્પર્યને કહે છેઃ-

पितापि सुप्तावपितेत्यादौ जीवत्ववारणात् ।
सुप्तौ ब्रह्मैव नो जीवः संसारित्वासमीक्षणात् ॥ ५६ ॥

सुप्तौ पिता अपि अपिता [भवति] इत्यादौ जीवत्ववारणात् सुप्तौ संसारित्वासमीक्षणात् ब्रह्म एव नो जीवः ॥

સુષુપ્તિ-અવસ્થામાં પિતા પણ પિતાપણાના ભાવથી રહિત થાય છે, અને માતા માતાપણાના ભાવથી રહિત થાય છે, ઇત્યાદિ શ્રુતિમાં પિતાપણા આદિ આરોપિત જીવધર્મની નિવૃત્તિ થવાથી સુષુપ્તિ-અવસ્થામાં સંસારીપણાના એટલે જીવપણાના અદર્શનથી તે જીવ બ્રહ્મસ્વરૂપજ થાય છે, તે વેલા તે જીવરૂપ હોતો નથી. ૫૬

દેહાભિમાનના અભાવવડે સંસારનો અભાવ થાય છે, ને તેથી સુષુપ્તિમાં હૃદયના સર્વ શોકની નિવૃત્તિ થાય છે એમ કહે છેઃ—

पितृत्वाद्यभिमानो यः सुखदुःखाकरः स हि ।
तस्मिन्नपगते तीर्णः सर्वाञ्छोकान्भवत्ययम् ॥ ५७ ॥

यः पितृत्वाद्यभिमानः सः हि सुखदुःखाकरः, [ अतः ] तस्मिन् अपगते [ सति ] अयं सर्वान् शोकान् तीर्णः भवति ॥

જે પિતાપણા આદિનું અભિમાન છે તેજ સુખદુઃખની ખાણ છે. આ કારણથી તે અભિમાન દૂર થવાથી આ પુરુષ સુષુપ્તિ-અવસ્થામાં સર્વ શોકોને તરી ગયેલો થાય છે. ૫૭

" तीर्णो हि तदा सर्वान् शोकान् हृदयस्य भवति " ( સુષુપ્તિ-અવસ્થામાં મનુષ્ય હૃદયના સર્વ શોકોને તરી ગયેલો થાય છે ) એ શ્રુતિમાં સુષુપ્તિ-અવસ્થામાં સુખની પ્રાપ્તિ થાય છે એવું સ્પષ્ટ કહેલું નથી એવી શંકા ગ્રહણ કરીને સુષુપ્તિમાં સુખની પ્રાપ્તિ થાય છે એમ પ્રત્યક્ષ કહેનારું કૈવલ્યશ્રુતિનું વચન અર્થથી કહે છેઃ—

सुषुप्तिकाले सकले विलीने तमसाऽऽवृतः ।
सुखरूपमुपैतीति ब्रूते ह्याथर्वणी श्रुतिः ॥ ५८ ॥

सुषुप्तिकाले सकले विलीने [ सति ] तमसा आवृतः [ सः ] सुखरूपं उपैति इति हि आथर्वणी श्रुतिः ब्रूते ॥

સુષુપ્તિના સમયમાં જાગ્રદવસ્થાના ને સ્વપ્નાવસ્થાના સર્વ પ્રપંચનો પોતાના ઉપાદાનકારણરૂપ તમોગુણપ્રધાન પ્રકૃતિમાં લય થવાથી તે તમોગુણ-પ્રધાન પ્રકૃતિથી ઢંકાયેલો જીવ સુખરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે એ પ્રમાણે પ્રસિદ્ધ અથર્વવેદની કૈવલ્ય-ઉપનિષદ્‌ની શ્રુતિ કહે છે. ૫૮

સુષુપ્તિમાં જીવ સુખરૂપ બ્રહ્મને પ્રાપ્ત થાય છે એમ એકલી શ્રુતિજ કહેતી નથી, પણ સર્વ લોકના અનુભવમાં પણ એ વાત આવે છે એમ કહે છેઃ—

सुखमस्वाप्समत्राहं न वै किंचिद्वेदिषम् ।
इति सुप्ते सुखाज्ञाने परामृशति चोत्थितः ॥ ५९ ॥

च उत्थितः अहं अत्र सुखं अस्वाप्सं, किंचित् न वै अवेदिषं इति सुप्ते सुखाज्ञाने परामृशति ॥

વળી સુષુપ્તિમાંથી ઊઠેલો મનુષ્ય હું આટલો સમય સુખપૂર્વક સૂતો હતો, અને મેં કાંઇ પણ જાણ્યું નહિ, એવી રીતે સુષુપ્તિમાં રહેલા સુખનું ને અજ્ઞાનનું સ્મરણ કરે છે તેથી સુષુપ્તિમાં સુખ રહેલું છે એમ સિદ્ધ થાય છે. ૫૯

સુષુપ્તિસમયના સુખના અને અજ્ઞાનના જાગ્રતમાં થતા સ્મરણની સિદ્ધિ તેના મૂલભૂત તે બંનેના અનુભવવડે થાય છે એમ કહે છે:—

परामर्शोऽनुभूतेऽस्तीत्यासीदनुभवस्तदा ।
चिदात्मत्वात्स्वतो भाति सुखमज्ञानधीस्ततः ॥ ६० ॥

परामर्शः अनुभूते अस्ति इति [ हेतोः ] तदा अनुभवः आसीत्, चिदात्मत्वात् सुखं स्वतः भाति, ततः अज्ञानधीः ॥

સ્મરણ અનુભવ કરેલા પદાર્થનું થાય છે, અનુભવ નહિ કરેલા પદાર્થનું સ્મરણ થતું નથી, આવો નિયમ હોવાથી સુષુપ્તિના સમયમાં સુખનો ને અજ્ઞાનનો અનુભવ થતો હતો એવો નિશ્ચય થાય છે. સુખ સ્વયંપ્રકાશ ચેતનરૂપ હોવાથી તેના અનુભવમાટે અંતઃકરણરૂપ ને ઇંદ્રિયરૂપ સાધનની આવશ્યકતા નથી, તે પોતાની મેળે પ્રતીત થાય છે, અને સ્વયંપ્રકાશ સુખના સામર્થ્યથી બહારના સ્થૂલસૂક્ષ્મ પદાર્થના જ્ઞાનને આચ્છાદન કરનારા અજ્ઞાનનું ભાન થાય છે. ૬૦

જો સુષુપ્તિમાં સ્વયંપ્રકાશ સુખ હોય તો તે સુખ બ્રહ્મરૂપ છે એમ કયા પ્રમાણવડે જાણવું એવી શંકા થાય તો તેનું ઉત્તર આપે છે:—

ब्रह्म विज्ञानमानंदमिति वाजसनेयिनः ।
पठंत्यतः स्वप्रकाशं सुखं ब्रह्मैव नेतरत् ॥ ६१ ॥

ब्रह्म विज्ञानं आनंदं इति वाजसनेयिनः पठंति, अतः स्वप्रकाशं सुखं ब्रह्म एव इतरत् न ॥

બ્રહ્મ વિજ્ઞાનરૂપ ને આનંદરૂપ છે એમ “ विज्ञानमानंदं ब्रह्म ” એ શ્રુતિવડે વાજસનેયિશાખાનું અધ્યયન કરનારાઓ (શુક્લયજુર્વેદીઓ) બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં ભણે છે, આ કારણથી સ્વયંપ્રકાશ સુખ બ્રહ્મજ છે, તેનાથી અન્ય ( જીવ કે બીજું કાંઇ ) નથી. ૬૧

વિજ્ઞાનમયકોશ અને મનોમયકોશ જેમાં લીન થાય છે તે નિદ્રા અથવા અજ્ઞાન કહેવાય છે એમ કહે છે:—

यदज्ञानं तत्र लीनौ तौ विज्ञानमनोमयौ ।
तयोर्हि विलयावस्था निद्राऽज्ञानं च सैव हि ॥ ६२ ॥

यत् अज्ञानं तत्र तौ विज्ञानमनोमयौ लीनौ, हि तयोः विलयावस्था निद्रा च सा एव अज्ञानं हि ॥

સુષુપ્તિના સમયમાં મને કાંઇ ભાન નહોતું આવું જાગ્રતમાં મનુષ્યને જે સ્મરણ થાય છે તે સ્મરણઉપરથી સુષુપ્તિકાલે અનુભવેલું જે અજ્ઞાન તે વ્યષ્ટિ-અજ્ઞાનમાં જાગ્રદવસ્થામાં અનુભવાયેલા તે વિજ્ઞાનમયકોશ અને મનોમયકોશ લીન થઇ જાય છે, કેમકે તે બંને કોશોની વિલયાવસ્થા નિદ્રા છે, અને એજ (નિદ્રાજ) પ્રસિદ્ધ અજ્ઞાન છે. ૬૨

સુષુપ્તિ-અવસ્થામાં આનંદમયકોશરૂપે થયેલો વિજ્ઞાનમયકોશ સુખનો અને અજ્ઞાનનો અનુભવ કરે છે, અને જાગ્રદવસ્થામાં ઘનીભાવરૂપ થયેલો આનંદમયકોશ જે વિજ્ઞાનમયકોશને નામે કહેવાય છે તે સુષુપ્તિકાલમાં અનુભવેલા સુખનું અને અજ્ઞાનનું સ્મરણ કરે છે એમ જણાવે છેઃ—

विलीनघृतवत्पश्चात्स्याद्विज्ञानमयो घनः ।
विलीनावस्थ आनंदमयशब्देन कथ्यते ॥ ६३ ॥

विलीनघृतवत् पश्चात् विज्ञानमयः घनः स्यात्, विलीनावस्थः आनंदमयशब्देन कथ्यते ॥

ઉષ્ણતા લાગવાથી ઓગળી ગયેલા ઘીની પેઠે અર્થાત્ ઉષ્ણતા લાગવાથી ઓગળેલું ઘી જેમ પછી ટાઢ લાગવાથી ઘાટું થાય છે તેમ જાગ્રતમાં ને સ્વપ્નમાં ફલ આપનારાં કર્મોનો (સંસ્કારોનો) ક્ષય થવાથી નિદ્રારૂપે (વ્યષ્ટિ-અજ્ઞાનમાં) લીન થયેલી બુદ્ધિ પુનઃ ભોગ આપનારાં કર્મોવડે (સંસ્કારોવડે) જાગ્રદવસ્થામાં વિજ્ઞાનમયકોશરૂપે ઘન થાય છે. સુષુપ્તિકાલે વિલીનાવસ્થાવાળો વિજ્ઞાનમયકોશ આનંદમયશબ્દવડે કહેવાય છે. ૬૩

વ્યષ્ટિ-અજ્ઞાનમાં લીન થયેલી બુદ્ધિવૃત્તિ આનંદમયકોશરૂપ થાય છે એમ કહે છેઃ—

सुप्तिपूर्वक्षणे बुद्धिवृत्तिर्या सुखबिंबिता ।
सैव तद्बिंबसहिता लीनाऽऽनंदमयस्ततः ॥ ६४ ॥

सुप्तिपूर्वक्षणे या बुद्धिवृत्तिः सुखबिंबिता, सा एव ततः तद्बिंबसहिता लीना आनंदमयः ॥

સુષુપ્તિ-અવસ્થાના વ્યવધાનરહિત પૂર્વક્ષણમાં જે અંતર્મુખ થયેલી બુદ્ધિવૃત્તિ આત્મસ્વરૂપભૂત આનંદના પ્રતિબિંબથી યુક્ત થાય છે તે બુદ્ધિવૃત્તિજ પછી તે પ્રતિબિંબસહિત નિદ્રારૂપે લીન થઇ સતી આનંદમયકોશરૂપ થાય છે. ૬૪

આનંદમયકોશનું સ્વરૂપ કહીને એ આનંદમયકોશજ જાગ્રદવસ્થામાં વિજ્ઞાનરૂપે સુખનું સ્મરણ કરનારો છે આ વાત સિદ્ધ કરવામાટે સુષુપ્તિ-અવસ્થાના આનંદાનુભવને પ્રતિપાદન કરે છેઃ—

अंतर्मुखो य आनंदमयो ब्रह्मसुखं तदा ।
भुंक्ते चिद्बिंबयुक्ताभिरज्ञानोत्पन्नवृत्तिभिः ॥ ६५ ॥

यः अंतर्मुखः [ सः ] आनंदमयः, [ सः ] तदा चिद्बिंबयुक्ताभिः अज्ञानोत्पन्नवृत्तिभिः ब्रह्मसुखं भुंक्ते ॥

જે અંતર્મુખવૃત્તિવાળો વિજ્ઞાનમયકોશ છે તે આનંદમયકોશ કહેવાય છે. તે આનંદમયકોશ સુષુપ્તિ-અવસ્થામાં ચેતનના પ્રતિબિંબવાળી અજ્ઞાનથી ( વ્યષ્ટિ-અવિદ્યાથી ) ઉપજેલી વૃત્તિઓવડે બ્રહ્માનંદને ( બ્રહ્મના સ્વરૂપભૂત સુખને ) ભોગવે છે. ૬૫

જાગ્રદવસ્થાની પેઠે સુષુપ્તિ-અવસ્થામાં હું આનંદ ભોગવું છું એવું અભિમાન સૂતેલા મનુષ્યને કેમ થતું નથી એવી શંકા ઉપજાવીને અંતઃકરણની વૃત્તિની પેઠે અજ્ઞાનની ( વ્યષ્ટિ-અવિદ્યાની ) વૃત્તિ સ્પષ્ટ ન હોવાથી તેવું અભિમાન સૂતેલા મનુષ્યને ઉત્પન્ન થતું નથી એમ જણાવે છેઃ—

अज्ञानवृत्तयः सूक्ष्मा विस्पष्टा बुद्धिवृत्तयः ।
इति वेदांतसिद्धांतपारगाः प्रवदन्ति हि ॥ ६६ ॥

अज्ञानवृत्तयः सूक्ष्माः [ च ] बुद्धिवृत्तयः विस्पष्टाः इति वेदांतसिद्धांतपारगाः प्रवदन्ति हि ॥

અવિદ્યાની વૃત્તિઓ સૂક્ષ્મ એટલે અસ્પષ્ટ હોય છે, અને બુદ્ધિની વૃત્તિઓ અત્યંત સ્પષ્ટ હોય છે, એમ વેદાંતસિદ્ધાંતનો પાર પામેલા પુરુષો સ્પષ્ટપણે કહે છે. ૬૬

આનંદમયકોશ સૂક્ષ્મ એવી અવિદ્યાની વૃત્તિઓવડે બ્રહ્માનંદને ભોગવે છે તેમાં શું પ્રમાણ છે એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

मांडूक्यतापनीयादिश्रुतिष्वेतदतिस्फुटम् ।
आनंदमयभोक्तृत्वं ब्रह्मानंदे च भोग्यता ॥ ६७ ॥

आनंदमयभोक्तृत्वं च ब्रह्मानंदे भोग्यता [ इति ] एतत् मांडूक्य-तापनीयादि-श्रुतिषु अतिस्फुटं [अस्ति] ॥

ઘનપણું થાય છે, અર્થાત્ આકાશમાંથી પડતા હિમના કણોનું ઘાટાપણું થાય છે, તેવી રીતે પૂર્વે ( જાગ્રતમાં અને સ્વપ્નમાં ) ઘટાદિકના જ્ઞાનરૂપ જે બુદ્ધિવૃત્તિઓ હતી તે બુદ્ધિવૃત્તિઓ હવે સુષુપ્તિકાલમાં ઘટાદિ પદાર્થોની પ્રતીતિના અભાવે એક વ્યષ્ટિ-અજ્ઞાનરૂપ અથવા એક સાક્ષિરૂપ થઇ જાય છે. ૭૦

હવે પ્રજ્ઞાનઘનપણાના સંબંધમાં કેટલુંક વિશેષ નિરૂપણ કરે છેઃ—

**तद्घनत्वं साक्षिभावं दुःखाभावं प्रचक्षते ।**

**लौकिकास्तार्किका यावद्दुःखवृत्तिविलोपनात् ॥ ७१ ॥**

[यत्] साक्षिभावं घनत्वं तत् लौकिकाः [ च ] तार्किकाः दुःखाभावं प्रचक्षते, यावद्दुःखवृत्तिविलोपनात् ॥

જે સાક્ષિભાવરૂપ પ્રજ્ઞાનઘનપણું છે તેને શાસ્ત્રસંસ્કારવિનાના લૌકિક મનુષ્યો અને ન્યાયવૈશેષિકને માનનારા તાર્કિકો દુઃખનો અભાવ કહે છે, કેમકે જેટલી દુઃખને વિષય કરનારી વૃત્તિઓ છે તે સર્વે વૃત્તિઓનો તે અવસ્થામાં અત્યંત લોપ થઇ જાય છે. ૭૧

હવે માંડૂક્યશ્રુતિમાંના ચેતોમુખશબ્દનો અર્થ નીચેના શ્લોકમાં કહે છેઃ—

**अज्ञानविंबिता चित्स्यान्मुखमानंदभोजने ।**

**भुक्तं ब्रह्मसुखं त्यक्त्वा बहिर्यात्यथ कर्मणा ॥ ७२ ॥**

अज्ञानविंबिता चित् आनंदभोजने मुखं स्यात्, अथ भुक्तं ब्रह्मसुखं त्यक्त्वा कर्मणा बहिः याति ॥

અવિદ્યાની વૃત્તિઓમાં પ્રતિબિંબિત થયેલું ચેતન આનંદનો ઉપભોગ કરવાના સાધનરૂપ છે. સુષુપ્તિ-અવસ્થાના આનંદને ત્યજી દઇને જીવ દુઃખમય જાગ્રતમાં કે સ્વપ્નમાં શા કારણથી આવે છે તે જણાવે છેઃ-પછી સુષુપ્તિકાલે ભોગવેલા આત્મસ્વરૂપભૂત આનંદનો ત્યાગ કરીને સુષુપ્તિમાં રહેલો તે જીવ પોતાના પુણ્યપાપના સંસ્કારોને વશ થઇને તેનું સુખદુઃખરૂપ ફલ ભોગવવા બહાર એટલે જાગ્રતમાં કે સ્વપ્નમાં આવે છે. ૭૨

પુણ્યપાપના સંસ્કારવડે જીવ સુષુપ્તિમાંથી જાગ્રતમાં આવે છે તેવા ભાવની કૈવલ્યોપનિષદ્ની શ્રુતિને નીચેના શ્લોકમાં અર્થથી કહે છેઃ—

**कर्म जन्मांतरेऽभूद्यत्तद्योगाद्बुध्यते पुनः ।**

**इति कैवल्यशाखायां कर्मजो बोध ईरितः ॥ ७३ ॥**

यत् कर्म जन्मांतरे अभूत् तद्योगात् पुनः बुद्ध्यते इति कैवल्यशाखायां कर्मजः बोधः ईरितः [ अस्ति ] ॥

જે શુભાશુભકર્મ પૂર્વજન્મમાં કર્યાં હતાં તેનાં ફલ આપવાને તત્પર થયેલા સંસ્કારવડે જીવ પુનઃ જાગ્રદવસ્થામાં આવે છે, એ પ્રમાણે અથર્વવેદની કૈવલ્યશાખામાં શુભાશુભકર્મથી ઉપજેલી જાગ્રદવસ્થા કહેલી છે. ૭૩

સુષુપ્તિ-અવસ્થામાં જીવ બ્રહ્માનંદનો અનુભવ કરે છે તેને જણાવનારો હેતુ કહે છે:—

**कंचित्कालं प्रबुद्धस्य ब्रह्मानंदस्य वासना ।**
**अनुगच्छेद्यतस्तूष्णीमास्ते निर्विषयः सुखी ॥ ७४ ॥**

प्रबुद्धस्य [अपि] कंचित् कालं ब्रह्मानंदस्य वासना अनुगच्छेत्, यतः [सः] निर्विषयः [च] सुखी [ सन् ] तूष्णीम् आस्ते ॥

સુષુપ્તિમાંથી જાગેલા મનુષ્યને પણ કેટલાક સમયસુધી બ્રહ્માનંદની વાસના અનુગત ( પાછળ આવનારી-સુષુપ્તિના અંતમાંથી જાગ્રતના પ્રારંભમાં આવનારી ) થાય છે, તે કારણથી જાગ્રત થયેલો તે પુરુષ કેટલોક સમય સ્થૂલસૂક્ષ્મ વિષયથી રહિત ને સુખી થયો છતો શાંત (મૌન) રહે છે. ૭૪

સુષુપ્તિનો ત્યાગ કર્યા પછી તે જીવ શામાટે શાંત રહી શકતો નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે:—

**कर्मभिः प्रेरितः पश्चान्नानादुःखानि भावयन् ।**
**शनैर्विस्मरति ब्रह्मानंदमेषोऽखिलो जनः ॥ ७५ ॥**

कर्मभिः प्रेरितः एषः अखिलः जनः पश्चात् नानादुःखानि भावयन् ब्रह्मानंदं शनैः विस्मरति ॥

પૂર્વના શુભાશુભકર્મોવડે પ્રેરાયેલો આ સર્વ જનસમૂહ સુષુપ્તિ-અવસ્થા-પછી અનેક દુઃખોની ભાવના કરતો છતો સુષુપ્તિકાલના બ્રહ્મસુખને ધીરે ધીરે ભૂલી જાય છે ૭૫

આ કારણથી વિવેકીએ બ્રહ્માનંદના સંબંધમાં વિવાદ કરવો ઉચિત નથી એમ જણાવે છે.—

**प्रागूर्ध्वमपि निद्रायाः पक्षपातो दिने दिने ।**
**ब्रह्मानंदे नृणां तेन प्राज्ञोऽस्मिन्विवदेत कः ॥ ७६ ॥**

नृणां दिने दिने निद्रायाः प्राक् ऊर्ध्वं अपि ब्रह्मानंदे पक्षपातः [अस्ति,] तेन कः प्राज्ञः अस्मिन् विवदेत ? ॥

મનુષ્યોનો પ્રત્યેક દિવસે નિદ્રાના આરંભમાં અને નિદ્રાના અંતમાં પણ

બ્રહ્માનંદમાં પક્ષપાત (સ્નેહવાળી લાગણી) જણાય છે, આ કારણથી તે નિદ્રાના આરંભમાં કોમલ શય્યાદિકને મેળવે છે, અને નિદ્રાના અંતમાં શય્યાનો ત્યાગ નહિ કરતાં કેટલોક સમય શાંત રહે છે, આમ હોવાથી કયો સમજુ મનુષ્ય સુષુપ્તિના સમયના આ બ્રહ્માનંદમાં વિવાદ કરે ? કોઇ પણ સમજુ મનુષ્ય વિવાદ ન કરે. ૭૬

અંતઃકરણાદિની શાંતસ્થિતિમાં બ્રહ્માનંદનું ભાન થાય છે એવું સાંભળીને વાદી શંકા કરે છેઃ—

**ननु तूर्ष्णींस्थितौ ब्रह्मानंदश्चेद्भाति लौकिकाः ।**

**अलसाश्चरितार्थाः स्युः शास्त्रेण गुरुणाऽत्र किम् ॥ ७७ ॥**

ननु, ब्रह्मानंदः तूर्ष्णींस्थितौ भाति चेत् अलसाः लौकिकाः चरितार्थाः स्युः, अत्र गुरुणा [च] शास्त्रेण किम् ? ॥

શંકાઃ—અંતર્મુખવૃત્તિવડે અને સદ્‌ગુરુની કૃપાવડે પ્રાપ્ત થનાર બ્રહ્માનંદ માત્ર અંતઃકરણ આદિની શાંતસ્થિતિમાં પ્રાપ્ત થાય છે એમ જો તમે કહો તોઃ પછી આળસુ ને શાસ્ત્રસંસ્કારવિનાના મનુષ્યો પ્રયત્નવિના કૃતાર્થ થશે. પછી આ બ્રહ્માનંદની પ્રાપ્તિમાં ગુરુવડે અને શાસ્ત્રવડે શું પ્રયોજન સિદ્ધ કરવાનું રહેશે ? અર્થાત્ બ્રહ્માનંદની પ્રાપ્તિમાટે મનુષ્યને તેમની કાંઇ પણ અગત્ય નહિ રહે. ૭૭

હવે ઉપરની શંકાનું સમાધાન કરે છેઃ—

**बाढं ब्रह्मेति विद्युश्चेत्कृतार्थास्तावतैव ते ।**

**गुरुशास्त्रे विनाऽत्यंतं गंभीरं ब्रह्म वेत्ति कः ॥ ७८ ॥**

बाढं [ तत् ] ब्रह्म इति विद्युः चेत् [तर्हि] तावता एव ते कृतार्थाः [ स्युः, किंतु ] गुरुशास्त्रे विना अत्यंतं गंभीरं ब्रह्म कः वेत्ति ? ॥

તમારું કહેવું કેટલેક અંશે સાચું છે. અંતઃકરણાદિની શાંતસ્થિતિમાં અનુભવાતું સુખ બ્રહ્મ છે એમ જો તેઓ સમજે તો તેટલાવડેજ તેઓ કૃતાર્થ થશે, પણ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરુવિના ને સતશાસ્ત્રવિના અત્યંત ગંભીર ને સૂક્ષ્મતમ બ્રહ્મને કોણ જાણી શકે ? અર્થાત્ કોઇ પણ જાણી શકે નહિ. ૭૮

જો એમ હોય તો તમારા કહેવાથી બ્રહ્માનંદનું સ્વરૂપ જાણનારા મને કૃતાર્થપણું કેમ પ્રાપ્ત થતું નથી એવી વાદીની શંકા અને તેનું હાસ્યપૂર્વક સિદ્ધાંતીનું સમાધાન નીચેના શ્લોકમાં કહે છેઃ—

**जानाम्यहं त्वदुक्त्याद्य कुतो मे न कृतार्थता ।**

**शृण्वत्र त्वादृशो वृत्तं प्राज्ञंमन्यस्य कस्यचित् ॥ ७९ ॥**

अहं त्वदुक्त्या अद्य [ ब्रह्मानंदं ] जानामि, मे कुतः कृतार्थता न? अत्र कस्यचित् त्वादृशः प्राज्ञंमन्यस्य वृत्तं शृणु ॥

હું તમારા કથનવડે આજ બ્રહ્મને જાણું છું, છતાં મને શા કારણથી કૃતાર્થપણું પ્રાપ્ત થતું નથી એમ જો તમે કહો તો અહીં કોઇ તમારા જેવા પોતાની મેળે પોતાને બુદ્ધિમાન્ માનનારા ( મૂર્ખ ) મનુષ્યનો વૃત્તાંત કહું છું તે સાંભળો. ૭૯

હવે એ મૂર્ખનો વૃત્તાંત કહે છેઃ—

चतुर्वेदविदे देयमिति शृण्वन्नवोचत ।
वेदाश्चत्वार इत्येवं वेद्मि मे दीयतां धनम् ॥ ८० ॥

चतुर्वेदविदे देयं इति शृण्वन् वेदाः चत्वारः इति एवं [ अहं ] वेद्मि, [अतः] मे धनं दीयताम् [ इति ] अवोचत ॥

આ સર્વ ધન ચાર વેદને જાણનારા કોઇ બ્રાહ્મણને આપવાનું છે એવાં કોઇ રાજાનાં કે ધનાઢ્યનાં વચનો સાંભળીને કોઇ મૂર્ખ મનુષ્ય વેદો ચાર છે એમ હું તમારાં વચનોથી જાણું છું માટે મને તે સર્વ ધન આપો એમ તે બોલ્યો, એવીજ રીતે તમારા કહેવાથી હું બ્રહ્મને જાણું છું એવું તમારું કહેવું પણ છે. ૮૦

તેના સંબંધમાં શંકા અને સમાધાન કહે છેઃ—

संख्यामेवैष जानाति न तु वेदानशेषतः ।
यदि तर्हि त्वमप्येवं नाशेषं ब्रह्म वेत्सि हि ॥ ८१ ॥

एषः संख्यां एव जानाति, तु वेदान् अशेषतः न, एवं यदि, तर्हि त्वं अपि ब्रह्म अशेषं न वेत्सि हि ॥

આ ધન માગનારો મનુષ્ય અન્યના કહેવાથી માત્ર વેદોની સંખ્યાનેજ જાણે છે, પણ વેદોને સંપૂર્ણપણે જાણતો નથી, એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તમે પણ બ્રહ્મને સંપૂર્ણપણે જાણતા નથીજ, તેથી તમને પણ કૃતાર્થપણું પ્રાપ્ત થતું નથી. ૮૧

અપરિચ્છિન્ન ને એકરસ બ્રહ્મમાં સંપૂર્ણપણું ને અપૂર્ણપણું સંભવતાં નથી એમ વાદી શંકા કરે છેઃ—

अखंडैकरसानंदे मायातत्कार्यवर्जिते ।
अशेषत्वसशेषत्ववार्तावसर एव कः ॥ ८२ ॥

मायातत्कार्यवर्जिते अखंडैकरसानंदे अशेषत्वसशेषत्ववार्तावसरः एव कः [ अस्ति ? ] ॥

માયાથી અને માયાનાં કાર્યથી રહિત, અખંડ, એકરસ અને આનંદરૂપ બ્રહ્મમાં સંપૂર્ણપણાની અને અસંપૂર્ણપણાની વાર્તાનો અવસરજ ક્યાં છે? અને એમ હોવાથી હું બ્રહ્મને સંપૂર્ણરીતે જાણતો નથી એમ તમારાથી કહી શકાય નહિ. ૮૨

એ વાદીને વિકલ્પ કરીને સિદ્ધાંતી સમજાવે છેઃ—

शब्दानेव पठस्याहो तेषामर्थं च पश्यसि ।

शब्दपाठेऽर्थबोधस्ते संपाद्यत्वेन शिष्यते ॥ ८३ ॥

शब्दान् एव पठसि आहो तेषां अर्थं च पश्यसि ? ते शब्दपाठे अर्थबोधः संपाद्यत्वेन शिष्यते ॥

અખંડ, એકરસ ને આનંદરૂપ બ્રહ્મ છે એમ તમે માત્ર શબ્દોજ કહો છો? કે તે શબ્દોના વાસ્તવિક અર્થોને પણ તમે સમજપૂર્વક જાણો છો? જો તમને માત્ર શબ્દોજ કહેતાં આવડતા હોય તો તમારે તે શબ્દોના વાસ્તવિક અર્થોનો બોધ સંપાદન કરવાયોગ્યપણાવડે અવશેષ રહે છે. ૮૩

પુનઃ પણ વાદીને સિદ્ધાંતી તેનું કર્તવ્ય સૂચવે છેઃ—

अर्थे व्याकरणाद्बुद्धे साक्षात्कारोऽवशिष्यते ।

स्यात्कृतार्थत्वधीर्यावत्तावद्गुरुमुपास्व भोः ॥ ८४ ॥

व्याकरणात् अर्थे बुद्धे [ सति ] साक्षात्कारः अवशिष्यते, [ अतः ] यावत् कृतार्थत्वधीः स्यात् तावत् भोः ! गुरुं उपास्व ॥

વ્યાકરણથી ને કોશથી શબ્દના અર્થનું જ્ઞાન અને તેવડે બ્રહ્મનું પરોક્ષજ્ઞાન થયા છતાં પણ બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર કરવાનુ કામ બાકી રહે છે. આ કારણથી જ્યાંસુધી તમને કૃતાર્થપણાનુ જ્ઞાન થાય ત્યાંસુધી હે ભાઈ! તમે સદ્ગુરુની શ્રદ્ધા, ધૈર્ય ને સાવધાનતાથી ઉપાસના કરો. ૮૪

એવી રીતે પ્રસંગથી પ્રાપ્ત થયેલી શંકાનું નિરાકરણ કરીને હવે ચાલતા વિષયનું પ્રતિપાદન કરે છેઃ—

आस्तामेतद्यत्र यत्र सुखं स्याद्विषयैर्विना ।

तत्र सर्वत्र विद्ध्येतां ब्रह्मानंदस्य वासनाम् ॥ ८५ ॥

एतत् आस्ताम्, यत्र यत्र विषयैः विना सुखं स्यात् तत्र सर्वत्र एतां ब्रह्मानंदस्य वासनां विद्धि ॥

હવે આ નિરર્થક પ્રસંગ અહીં પૂરો થાઓ. જે જે સમયમાં વિષયોવિના મનુષ્યને સુખ થાય છે તે તે સર્વ સમયમાં તેમને આ બ્રહ્માનંદની વાસના અનુભવાય છે એમ જાણો. ૮૫

બ્રહ્માનંદનું અને વાસનાનંદનું સંક્ષેપમાં કથન કરીને હવે વિષયાનંદનું કથન કરે છેઃ—

विषयेष्वभिलब्धेषु तदिच्छोपरमे सति ।
अंतर्मुखमनोवृत्तावानंदः प्रतिविंबति ॥ ८६ ॥

विषयेषु अभिलब्धेषु तदिच्छोपरमे सति अंतर्मुखमनोवृत्तौ आनंदः प्रतिविंबति ॥

ઇચ્છિત વિષયની પૂરી પ્રાપ્તિ થવાથી મનુષ્યના મનમાંથી તે વિષયની ઇચ્છા નિવૃત્ત થાય છે, તેથી આત્માભિમુખ થયેલી મનોવૃત્તિમાં જે આત્મસ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબિત થાય છે તે વિષયાનંદ છે. ૮૬

આ વિશ્વમાં બ્રહ્માનંદ, વાસનાનંદ ને વિષયાનંદ એવા ત્રણ પ્રકારના આનંદ છે એમ કહે છેઃ—

ब्रह्मानंदो वासना च प्रतिविंब इति त्रयम् ।
अंतरेण जगत्यस्मिन्नानंदो नास्ति कश्चन ॥ ८७ ॥

ब्रह्मानंदः, वासना च प्रतिविंबः इति त्रयं अंतरेण अस्मिन् जगति कश्चन आनंदः न अस्ति ॥

બ્રહ્માનંદ, વાસનાનંદ અને પ્રતિબિંબરૂપ વિષયાનંદ આ ત્રણ આનંદથી ભિન્ન આ જગતમાં બીજો કોઈ પણ આનંદ નથી.

બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ એમ ત્રણ પ્રકારના આનંદ કહેવાય છે. વળી મુખ્યાનંદ, આત્માનંદ, યોગાનંદ, બ્રહ્માનંદ ને અદ્વૈતાનંદ એવા પણ આનંદો કહેવાય છે. તેમાં વિદ્યાનંદનો વિષયાનંદમાં અંતર્ભાવ થાય છે, અને મુખ્યાનંદાદિ સર્વ આનંદો બ્રહ્માનંદનાં ભિન્ન ભિન્ન નામો છે, એટલે આનંદનાં ભિન્ન ભિન્ન નામોવડે એ આનંદોનો પરસ્પર વિરોધ થતો નથી. ૮૭

આ બ્રહ્માનંદના પ્રકરણમાં વિષયાનંદનું અને વાસનાનંદનું નિરૂપણ કરવું અસંગત છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

तथा च विषयानंदो वासनानंद इत्यमू ।
आनंदौ जनयन्नास्ते ब्रह्मानंदः स्वयंप्रभः ॥ ८८ ॥

तथा च [यः] स्वयंप्रभः [आनंदः] विषयानंदः [ च ] वासनानंदः इति अमू आनंदौ जनयन् आस्ते [ सः ] ब्रह्मानंदः ॥

એવો જે સ્વયંપ્રકાશ બ્રહ્મરૂપ આનંદ વિષયાનંદ ને વાસનાનંદ એવા આ બે આનંદને ઉપજાવતો છતો રહે છે એ બ્રહ્માનંદ છે, અર્થાત્ વિષયાનંદ ને વાસનાનંદ બ્રહ્માનંદથી ભિન્ન નથી, એટલે તે બે આનંદનું નિરૂપણ આ પ્રકરણમાં કરવાથી ચાલતા વિષયમાં અસંગતપણું થતું નથી. ૮૮

સુષુપ્તિના સમયમાં બ્રહ્માનંદને સિદ્ધ કર્યાનું ને બીજી અવસ્થામાં પણ તેનો સદ્ભાવ હોવાનું જણાવે છે:—

श्रुतियुक्त्यनुभूतिभ्यः स्वप्रकाशचिदात्मके ।
ब्रह्मानंदे सुप्तिकाले सिद्धे सत्यन्यदा शृणु ॥ ८९ ॥

श्रुतियुक्त्यनुभूतिभ्यः सुप्तिकाले स्वप्रकाशचिदात्मके ब्रह्मानंदे सिद्धे सति अन्यदा शृणु ॥

શ્રુતિ, યુક્તિ ને અનુભવ એ ત્રણવડે સુષુપ્તિદશામાં સ્વયંપ્રકાશ ચેતનરૂપ બ્રહ્માનંદની સિદ્ધિ થયા પછી જાગ્રદવસ્થામાં ને સ્વપ્નાવસ્થામાં તે બ્રહ્માનંદનો જે સદ્ભાવ જણાય છે તે સાંભળો. ૮૯

સુષુપ્તિમાં રહેલો આનંદમય સ્થાનભેદથી સ્વપ્નને અથવા જાગ્રતને પામે છે એમ કહે છે:—

य आनंदमयः सुप्तौ स विज्ञानमयात्मताम् ।
गत्वा स्वप्नं प्रबोधं वा प्राप्नोति स्थानभेदतः ॥ ९० ॥

सुप्तौ यः आनंदमयः सः विज्ञानमयात्मतां गत्वा स्थानभेदतः स्वप्नं वा प्रबोधं प्राप्नोति ॥

સુષુપ્તિદશામાં જે આનંદમય [redacted] તે વિજ્ઞાનમયપણાને પ્રાપ્ત થઈને કંઠમાં રહેલી હિતાનાડીરૂપ વા નેત્રાદિના ગોલકરૂપ સ્થાનના ભેદથી સ્વપ્નને વા જાગ્રતને પોતાના કર્માનુસાર પ્રાપ્ત થાય છે. ૯૦

હવે જાગ્રદાદિ ત્રણ અવસ્થાનાં ત્રણ શરીરોમાં રહેલાં સ્થાનો જણાવે છે:—

नेत्रे जागरणं कंठे स्वप्नः सुप्तिर्हृदंबुजे ।
आपादमस्तकं देहं व्याप्य जागर्ति चेतनः ॥ ९१ ॥

नेत्रे जागरणं, कंठे स्वप्नः [च] हृदंबुजे सुप्तिः [अस्ति,] चेतनः आपादमस्तकं देहं व्याप्य जागर्ति ॥

હવે આ નિરર્થક પ્રસંગ અહીં પૂરો થાઓ. જે જે સમયમાં વિષયોવિના મનુષ્યને સુખ થાય છે તે તે સર્વ સમયમાં તેમને આ બ્રહ્માનંદની વાસના અનુભવાય છે એમ જાણો. ૮૫

બ્રહ્માનંદનું અને વાસનાનંદનું સંક્ષેપમાં કથન કરીને હવે વિષયાનંદનું કથન કરે છેઃ—

विषयेष्वभिलब्धेषु तदिच्छोपरमे सति।
अंतर्मुखमनोवृत्तावानंदः प्रतिबिंबति ॥ ८६ ॥

विषयेषु अभिलब्धेषु तदिच्छोपरमे सति अंतर्मुखमनोवृत्तौ आनंदः प्रतिबिंबति ॥

ઇચ્છિત વિષયની પૂરી પ્રાપ્તિ થવાથી મનુષ્યના મનમાંથી તે વિષયની ઇચ્છા નિવૃત્ત થાય છે, તેથી આત્માભિમુખ થયેલી મનોવૃત્તિમાં જે આત્મસ્વરૂપભૂત આનંદ પ્રતિબિંબિત થાય છે તે વિષયાનંદ છે. ૮૬

આ વિશ્વમાં બ્રહ્માનંદ, વાસનાનંદ ને વિષયાનંદ એવા ત્રણ પ્રકારના આનંદ છે એમ કહે છેઃ—

ब्रह्मानंदो वासना च प्रतिबिंब इति त्रयम्।
अंतरेण जगत्यस्मिन्नानंदो नास्ति कश्चन ॥ ८७ ॥

ब्रह्मानंदः, वासना च प्रतिबिंबः इति त्रयं अंतरेण अस्मिन् जगति कश्चन आनंदः न अस्ति ॥

બ્રહ્માનંદ, વાસનાનંદ અને પ્રતિબિંબરૂપ વિષયાનંદ આ ત્રણ આનંદથી ભિન્ન આ જગતમાં બીજો કોઇ પણ આનંદ નથી.

બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ એમ ત્રણ પ્રકારના આનંદ કહેવાય છે. વળી મુખ્યાનંદ, આત્માનંદ, યોગાનંદ, બ્રહ્માનંદ ને અદ્વૈતાનંદ એવા પણ આનંદો કહેવાય છે. તેમાં વિદ્યાનંદનો વિષયાનંદમાં અંતર્ભાવ થાય છે, અને મુખ્યાનંદાદિ સર્વ આનંદો બ્રહ્માનંદનાં ભિન્ન ભિન્ન નામો છે, એટલે આનંદનાં ભિન્ન ભિન્ન નામોવડે એ આનંદોનો પરસ્પર વિરોધ થતો નથી. ૮૭

આ બ્રહ્માનંદના પ્રકરણમાં વિષયાનંદનું અને વાસનાનંદનું નિરૂપણ કરવું અસંગત છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

तथा च विषयानंदो वासनानंद इत्यमू।
आनंदौ जनयन्नास्ते ब्रह्मानंदः स्वयंप्रभः ॥ ८८ ॥

तथा च [यः] स्वयंप्रभः [आनंदः] विषयानंदः [ च ] वासनानंदः इति अमू आनंदौ जनयन् आस्ते [ सः ] ब्रह्मानंदः ॥

એવો જે સ્વયંપ્રકાશ બ્રહ્મરૂપ આનંદ વિષયાનંદ ને વાસનાનંદ એવા આ બે આનંદને ઉપજાવતો છતો રહે છે એ બ્રહ્માનંદ છે, અર્થાત્ વિષયાનંદ ને વાસનાનંદ બ્રહ્માનંદથી ભિન્ન નથી, એટલે તે બે આનંદનું નિરૂપણ આ પ્રકરણમાં કરવાથી ચાલતા વિષયમાં અસંગતપણું થતું નથી. ૮૮

સુષુપ્તિના સમયમાં બ્રહ્માનંદને સિદ્ધ કર્યાનું ને બીજી અવસ્થામાં પણ તેનો સદ્ભાવ હોવાનું જણાવે છેઃ—

श्रुतियुक्त्यनुभूतिभ्यः स्वप्रकाशचिदात्मके ।
ब्रह्मानंदे सुप्तिकाले सिद्धे सत्यन्यदा शृणु ॥ ८९ ॥

श्रुतियुक्त्यनुभूतिभ्यः सुप्तिकाले स्वप्रकाशचिदात्मके ब्रह्मानंदे सिद्धे सति अन्यदा शृणु ॥

શ્રુતિ, યુક્તિ ને અનુભવ એ ત્રણવડે સુષુપ્તિદશામાં સ્વયંપ્રકાશ ચેતનરૂપ બ્રહ્માનંદની સિદ્ધિ થયા પછી જાગ્રદવસ્થામાં ને સ્વપ્નાવસ્થામાં તે બ્રહ્માનંદનો જે સદ્ભાવ જણાય છે તે સાંભળો. ૮૯

સુષુપ્તિમાં રહેલો આનંદમય સ્થાનભેદથી સ્વપ્નને અથવા જાગ્રત્‌ને પામે છે એમ કહે છેઃ—

य आनंदमयः सुप्तौ स विज्ञानमयात्मताम् ।
गत्वा स्वप्नं प्रबोधं वा प्राप्नोति स्थानभेदतः ॥ ९० ॥

सुप्तौ यः आनंदमयः सः विज्ञानमयात्मतां गत्वा स्थानभेदतः स्वप्नं वा प्रबोधं प्राप्नोति ॥

સુષુપ્તિદશામાં જે આનંદમય છે તે વિજ્ઞાનમયપણાને પ્રાપ્ત થઈને કંઠમાં રહેલી હિતાનાડીરૂપ વા નેત્રાદિના ગોલકરૂપ સ્થાનના ભેદથી સ્વપ્નને વા જાગ્રતને પોતાના કર્માનુસાર પ્રાપ્ત થાય છે. ૯૦

હવે જાગ્રદાદિ ત્રણ અવસ્થાનાં ત્રણ શરીરોમાં રહેવાનાં સ્થાનો જણાવે છેઃ—

नेत्रे जागरणं कंठे स्वप्नः सुप्तिर्हृदंबुजे ।
आपादमस्तकं देहं व्याप्य जागर्ति चेतनः ॥ ९१ ॥

नेत्रे जागरणं, कंठे स्वप्नः [च] हृदंबुजे सुप्तिः [अस्ति,] चेतनः आपादमस्तकं देहं व्याप्य जागर्ति ॥

નેત્રમાં ને બીજી ઇંદ્રિયોનાં ગોલકોમાં જાગ્રદવસ્થા, કંઠમાં હિતાનામની નાડીમાં સ્વપ્નાવસ્થા ને હૃદયકમલમાં સુષુપ્તિ–અવસ્થા રહે છે. જાગ્રદવસ્થામાં ચેતનરૂપ જીવ પગથી માંડીને મસ્તકપર્યંત શરીરને વ્યાપીને વ્યવહાર કરે છે. ૯૧

જીવ સ્થૂલશરીરને વ્યાપીને પોતાનો વ્યવહાર કરે છે એ અર્થને દૃષ્ટાંતવડે સ્પષ્ટ કરે છેઃ—

देहतादात्म्यमापन्नस्तप्तायःपिंडवत्ततः ।
अहं मनुष्य इत्येवं निश्चित्यैवात्रतिष्ठते ॥ ९२ ॥

[यतः] तप्तायःपिंडवत् देहतादात्म्यं आपन्नः ततः अहं मनुष्यः इति एवं निश्चित्य एव अवतिष्ठते ॥

જેથી તપેલા લોઢાના ગોળાની પેઠે જીવાત્મા મનુષ્યાદિના શરીરની સાથે એકપણાને પામેલો થાય છે તેથી હું મનુષ્ય છું એવી રીતે નિશ્ચય કરીનેજ તે રહે છે. ૯૨

દેહની સાથે જીવાત્માના એકપણાની ભ્રાંતિ થવાથી તેને જે અવસ્થાઓ પ્રાપ્ત થાય છે તે કહે છેઃ—

उदासीनः सुखी दुःखीत्यवस्थात्रयमेत्यसौ ।
सुखदुःखे कर्मकार्ये त्वौदासीन्यं स्वभावतः ॥ ९३ ॥

असौ उदासीनः, सुखी [च] दुःखी इति अवस्थात्रयं एति, सुखदुःखे कर्मकार्ये, औदासीन्यं तु स्वभावतः ॥

આ જીવાત્મા દેહની સાથે એકપણાની ભ્રાંતિ થવાથી ઉદાસીન, સુખી અને દુઃખી આ ત્રણ અવસ્થાને પ્રાપ્ત થાય છે. તેમાં સુખ અને દુઃખ પુણ્યરૂપ અને પાપરૂપ કર્મનાં ફલ છે, ને ઉદાસીનપણું તો સ્વાભાવિક છે, અર્થાત્ આત્મસ્વભાવ છે. ૯૩

આ સુખદુઃખના બે ભેદ અને ઉદાસીનપણું ક્યારે હોય છે તે જણાવે છેઃ-

बाह्यभोगान्मनोराज्यात्सुखदुःखे द्विधा मते ।
सुखदुःखांतरालेषु भवेत्तूष्णीमवस्थितिः ॥ ९४ ॥

बाह्यभोगात् [च] मनोराज्यात् सुखदुःखे द्विधा मते, सुखदुःखान्तरालेषु तूष्णीं अवस्थितिः भवेत् ॥

બહારના વિષયોના ભોગથી અને મનોરાજ્યથી પ્રાપ્ત થતાં સુખ અને દુઃખ બે પ્રકારનાં માનેલાં છે. સુખ અને દુઃખ એ બેની વચ્ચે મૌનાવસ્થા એટલે તૂષ્ણીંભાવ હોય છે તે ઉદાસીનતા કહેવાય છે. ૯૪

અંતઃકરણની સ્વાભાવિક ઉદાસીનતાના સમયમાં આત્માનંદનું ભાન થાય છે એમ જણાવે છેઃ—

न कापि चिंता मेऽस्त्यद्य सुखमास इति ब्रुवन्।
औदासीन्ये निजानंदभानं वक्त्यखिलो जनः ॥ ९५ ॥

अद्य मे का अपि चिंता न अस्ति, [अहं] सुखं आसे इति ब्रुवन् अखिलः जनः औदासीन्ये निजानंदभानं वक्ति ॥

આ સમયમાં મને કાંઇ પણ ચિંતા નથી, હું સુખરૂપ બેઠો છું એમ બોલનારા સર્વ મનુષ્યો પોતાના અંતઃકરણની રાગદ્વેષરહિતપણાવાળી સ્થિતિરૂપ ઉદાસીનતામાં આત્માનંદના અનુભવને કહે છે. એવી રીતે જાગ્રદવસ્થામાં પણ મનુષ્યને આત્માનંદનું ભાન થાય છે. ૯૫

અંતઃકરણની ઉદાસીન—અવસ્થામાં અનુભવાતા આનંદને જો નિજાનંદ કહેવામાં આવે તો તે નિજાનંદ બ્રહ્માનંદરૂપ થયો, તેથી તેને પૂર્વે કહેલું વાસનાનંદપણું રહ્યું નહિ એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अहमस्मीत्यहंकारसामान्याच्छादितत्वतः ।
निजानंदो न मुख्योऽयं किंत्वसौ तस्य वासना ॥ ९६ ॥

अहं अस्मि इति अहंकारसामान्याच्छादितत्वतः अयं मुख्यः निजानंदः न, किंतु असौ तस्य वासना ॥

હું છું એવા સામાન્ય અહંકારવડે આચ્છાદિતપણાથી આ આનંદ મુખ્ય નિજાનંદ નથી, પરંતુ આ આનંદ મુખ્ય નિજાનંદની વાસના છે. ૯૬

મુખ્ય નિજાનંદથી ભિન્ન વાસનાનંદ છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

नीरपूरितभांडस्य बाह्ये शैत्यं न तज्जलम् ।
किंतु नीरगुणस्तेन नीरसत्तानुमीयते ॥ ९७ ॥

नीरपूरितभांडस्य बाह्ये [यत्] शैत्यं [अस्ति] तत् जलं न, किंतु नीरगुणः, तेन नीरसत्ता अनुमीयते ॥

શીતલ પાણીથી ભરેલા વાસણનો બહારથી સ્પર્શ કરવાવડે અનુભવમાં આવતું જે શીતલપણું છે તે શીતલપણું પોતે પાણી નથી, પરંતુ તે શીતલ પાણીનો ગુણ છે. તે શીતલતારૂપ ગુણવડે તે વાસણમાં શીતલ પાણીના હોવાનું અનુમાન થાય છે. ૯૭

જેમ પાત્રની શીતલતાવડે તે પાત્રમાં શીતલ પાણી હોવાનું અનુમાન

થાય છે તેમ સમાધિના અભ્યાસવડે અહંકારનું વિસ્મરણ થવાથી નિજાનંદનું અનુમાન થાય છે એમ જણાવે છેઃ—

यावद्यावदहंकारो विस्मृतोऽभ्यासयोगतः।
तावत्तावत्सूक्ष्मदृष्टेर्निजानंदोऽनुमीयते ॥ ९८ ॥

अभ्यासयोगतः यावत् यावत् अहंकारः विस्मृतः तावत् तावत् सूक्ष्मदृष्टेः निजानंदः अनुमीयते ॥

નિર્વિકલ્પસમાધિના અભ્યાસના બળથી જેટલો જેટલો અહંકાર ભૂલાય છે તેટલો તેટલો અંતઃકરણની સૂક્ષ્મદૃષ્ટિથી નિજાનંદ અનુમાન કરાય છે. ૯૮

અહંકારની સર્વથા વિસ્મૃતિ થવાથી અહંકારની નિદ્રાથી ભિન્ન અત્યંત સૂક્ષ્મ સ્થિતિ થાય છે એમ જણાવે છેઃ—

सर्वात्मना विस्मृतः सन्सूक्ष्मतां परमां व्रजेत्।
अलीनत्वान्न निद्रैषा ततो देहोऽपि नो पतेत् ॥ ९९ ॥

सर्वात्मना विस्मृतः सन् [अहंकारः] परमां सूक्ष्मतां व्रजेत्, अलीनत्वात् एषा निद्रा न, ततः देहः अपि नो पतेत् ॥

સર્વપ્રકારે વિસ્મૃત થયો છતો અહંકાર અત્યંતસૂક્ષ્મપણાને પામે છે. અહંકાર અજ્ઞાનમાં લીન થયેલો ન હોવાથી અહંકારની આ પરમસૂક્ષ્મ અવસ્થા નિદ્રા નથી, તે કારણથી તે સ્થિતિમાં સુષુપ્તિની પેઠે સ્થૂલશરીર ભૂમિપર પડવા લાગતું નથી. ૯૯

એ સ્થિતિમાં જે સુખ છે તે બ્રહ્માનંદ છે એમ ભગવદ્‌ગીતાનું પ્રમાણ આપીને કહે છેઃ—

न द्वैतं भासते नापि निद्रा तत्रास्ति यत्सुखम्।
स ब्रह्मानंद इत्याह भगवानर्जुनं प्रति ॥ १०० ॥

[यत्र] द्वैतं न भासते, निद्रा अपि न, तत्र यत् सुखं अस्ति सः ब्रह्मानंदः इति भगवान् अर्जुनं प्रति आह ॥

જે સમયમાં દ્વૈતરૂપ પ્રપંચ પ્રતીત થતો નથી, અને નિદ્રા પણ હોતી નથી, તે સમયમાં મનુષ્યને જે સ્વાભાવિક સુખ અનુભવાય છે તે બ્રહ્માનંદ છે એ પ્રમાણે શ્રીકૃષ્ણભગવાન્ અર્જુનપ્રતિ કહેતા હવા. ૧૦૦

શ્રીકૃષ્ણભગવાનનું ભગવદ્‌ગીતામાં આવેલું તે વચન નીચે આપે છેઃ—

शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया।
आत्मसंस्थं मनः कृत्वा न किंचिदपि चिंतयेत् ॥१०१॥

धृतिगृहीतया बुद्ध्या शनैः शनैः उपरमेत् [च] मनः आत्मसंस्थं कृत्वा किंचित् अपि न चिंतयेत् ॥

ધીરજના બળવાળી બુદ્ધિવડે પોતાના અંતઃકરણને ધીરે ધીરે વિષયચિંતનથી રહિત કરે, અર્થાત તેને આત્માભિમુખ કરે, અને તે અંતઃકરણને આત્મામાં સારી રીતે સ્થિર કરીને પછી બહારના કે અંતરના સ્થૂલસૂક્ષ્મ વિષયનું કાંઈ પણ ચિંતન ન કરે. ૧૦૧

વિષયાભિમુખ થતા મનને મુમુક્ષુએ આત્મામાં કેવી રીતે સ્થિર કરવું તે પણ શ્રીકૃષ્ણભગવાનના નીચેના વચનવડે કહે છેઃ--

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम्।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥१०२॥

चंचलं [च] अस्थिरं मनः यतः यतः निश्चरति, ततः ततः एतत् नियम्य आत्मनि एव वशं नयेत् ॥

સ્વભાવથીજ ચંચલ અને એક વિષયમાં નિયમપૂર્વક સ્થિર નહિ રહેનારું મન જે જે શબ્દાદિ વિષયો રૂપ નિમિત્તથી ચલાયમાન થાય તે તે શબ્દાદિરૂપ વિષયોથી દોષદર્શનાદિરૂપ ઉપાયવડે યોગાભ્યાસી આ મનને પાછું વાળીને આત્મામાંજ સુસ્થિર કરે. ૧૦૨

મન અત્યંત શાંત થવાથી થનારા ફલને કહે છેઃ--

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम्।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥१०३॥

शांतरजसं प्रशांतमनसं अकल्मषं एनं योगिनं उत्तमं ब्रह्मभूतं सुखं हि उपैति ॥

જેના અંતઃકરણમાંનો રજોગુણ શાંત થઇ ગયો છે, જેનું મન અત્યંત શાંત થયું છે, અને જેના અંતઃકરણમાંના પાપસંસ્કારો નિવૃત્ત થયા છે એવા આ યોગીને ઉત્તમ એવો બ્રહ્મસ્વરૂપભૂત આનંદ નિશ્ચય પ્રાપ્ત થાય છે. ૧૦૩

ઉપર જણાવેલા સંક્ષિપ્ત અર્થનેઃસ્પષ્ટ કરવામાટે ગ્રંથકાર શ્રીકૃષ્ણભગવાનના ચાર શ્લોકો નીચે આપે છેઃ--

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया।
यत्र चैवात्मनात्मानं पश्यन्नात्मनि तुष्यति ॥१०४॥

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम्।
वेत्ति यत्र न चैवायं स्थितश्चलति तत्त्वतः॥१०५॥
यं लब्ध्वा चापरं लाभं मन्यते नाधिकं ततः।
यस्मिंस्थितो न दुःखेन गुरुणाऽपि विचाल्यते॥१०६॥
तं विद्याद्दुःखसंयोगवियोगं योगसंज्ञितम्।
स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्णचेतसा॥१०७॥

यत्र योगसेवया निरुद्धं चित्तं उपरमते च यत्र आत्मना आत्मानं पश्यन् आत्मनि एव तुष्यति॥ [यत्र च] यत् बुद्धिग्राह्यं अतींद्रियं आत्यंतिकं सुखं तत् वेत्ति, च यत्र स्थितः अयं तत्त्वतः न चलति एव॥च यं लब्ध्वा अपरं लाभं ततः अधिकं न मन्यते, यस्मिन् स्थितः गुरुणा अपि दुःखेन न विचाल्यते॥ तं दुःखसंयोगवियोगं योगसंज्ञितं विद्यात्, सः योगः अनिर्विण्णचेतसा निश्चयेन योक्तव्यः॥

જે સમયમાં યોગાનુષ્ઠાનવડે નિરોધ કરેલું ચિત્ત શાંત થાય છે, અને જે સમયમાં વિવેકવાળા અંતઃકરણવડે અંતરાત્માને અનુભવતો છતો યોગી આનંદઘન આત્મામાંજ સંતોષ પામે છે, તથા જે અવસ્થામાં જે નિર્મલબુદ્ધિદ્વારા ગ્રહણ કરવાયોગ્ય ને નેત્રાદિ ઇંદ્રિયોના અવિષયીભૂત નિઃસીમ સુખ છે તેને યોગી જાણે છે, અને જે અવસ્થામાં સ્થિર થયેલો આ યોગી આત્મસ્વરૂપથી ચલાયમાન થતો નથીજ, તથા જેને પામીને તેનાથી બીજો કોઇ પણ અધિક લાભ માનતો નથી, ને જે સ્વરૂપમાં સ્થિર થયેલો આ યોગી મોટા દુઃખવડે પણ ચલાયમાન થતો નથી, તે ત્રિવિધ દુઃખના સંયોગના અત્યંત વિયોગને યોગનામવાળો જાણ. તે ચિત્તના નિરોધરૂપ યોગ મુમુક્ષુએ ખેદરહિત અંતઃકરણવડે નિશ્ચયપૂર્વક અનુષ્ઠાન કરવાયોગ્ય છે. ૧૦૪, ૧૦૫, ૧૦૬, ૧૦૭

ઉપર જણાવેલા અર્થની શ્રીકૃષ્ણભગવાનના વચનવડે ગ્રંથકાર સમાપ્તિ કરે છેઃ--

युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते॥१०८॥

एवं आत्मानं सदा युंजन् विगतकल्मषः योगी ब्रह्मसंस्पर्शं अत्यंतं सुखं अश्नुते॥

એવી રીતે પોતાના અંતઃકરણને સર્વદા આત્મામાં જોડતો છતો પ્રતિબંધ

કરનારા પાપસંસ્કારોથી રહિત થયેલો યોગી બ્રહ્મના સ્વરૂપભૂત નિરતિશય-સુખને અનાયાસે અનુભવે છે. ૧૦૮

ખેદ પામ્યા વિના યોગનો અભ્યાસ કરવાથી મનનો નિગ્રહ થાય છે એમ દૃષ્ટાંતસહિત કહે છેઃ—

**उत्सेक उदधेर्यद्वत्कुशाग्रेणैकबिंदुना ।**

**मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥ १०९ ॥**

कुशाग्रेण एकबिंदुना यद्वत् उदधेः उत्सेकः, तद्वत् मनसः निग्रहः अपरिखेदतः भवेत् ॥

દર્ભના અગ્રવડે સમુદ્રના એક એક બિંદુને બહાર કાઢવાવડે જેમ ટીંટોડાને સમુદ્રને ઊલેચવાનું ફલ થયું, તેમ મનનો નિગ્રહ ખેદ પામ્યા વિના પ્રયત્ન કરવાથી થાય છે.

કોઈ ટીંટોડાનાં ઇંડાં સમુદ્રે ઉપાડી લીધાં હતાં, તે ઇંડાં પાછાં મેળવવા-માટે ટીંટોડાએ પોતાની ચાંચમાં દર્ભનો કકડો લઇને સમુદ્રને સૂકવવામાટે સમુદ્રનું જલ બહાર કાઢવાનો પ્રયત્ન કર્યો, તો તેના પ્રયત્નથી અનેક પક્ષીઓએ, શ્રીનારદજીએ અને ગરુડે તે ટીંટોડાને સાહાય્ય કર્યું. પછી સૂકાઇ જવાની બીકથી સમુદ્રે તે ટીંટોડાને તેનાં ઇંડાં પાછાં આપ્યાં,[1] તેમ ચિત્તનો નિરોધ કરવા મથતા ખેદરહિત મનવાળા યોગાભ્યાસીને સારા સદ્‌ગુરુની પ્રાપ્તિ અને ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત થવાથી તે પોતાના મનનો નિરોધ કરી શકે છે. ૧૦૯

મનની શાંતિવડે બ્રહ્માનંદનો અનુભવ થાય છે આ વાત મૈત્રાયણી-શાખામાં પણ કહી છે એમ જણાવે છેઃ—

**बृहद्रथस्य राजर्षेः शाकायन्यो मुनिः सुखम् ।**

**प्राह मैत्राख्यशाखायां समाध्युक्तिपुरःसरम् ॥ ११० ॥**

मैत्राख्यशाखायां शाकायन्यः मुनिः बृहद्रथस्य राजर्षेः समाध्युक्तिपुरःसरं सुखं प्राह ॥

મૈત્રાયણીનામની કૃષ્ણયજુર્વેદની શાખામાં શાકાયન્યનામના મુનિ પોતાની પાસે શિષ્યભાવે આવેલા બૃહદ્રથનામના રાજર્ષિપ્રતિ સમાધિના ક્રમપૂર્વક બ્રહ્માનંદનું નિરૂપણ કરતા હવા. ૧૧૦

અંતઃકરણની વૃત્તિઓનો ક્ષય થવાથી ચિત્તની શી સ્થિતિ થાય છે તે દૃષ્ટાંતસહિત જણાવે છેઃ—

---

૧ આ ઉદાહરણનું વિશેષ વર્ણન જાણવાની ઇચ્છાવાળાએ શ્રીયોગકૌસ્તુભમાંથી તે જોઇ લેવું

यथा निरिंधनो वह्निः स्वयोनावुपशाम्यति ।
तथा वृत्तिक्षयाच्चित्तं स्वयोनावुपशाम्यति ॥ १११ ॥

यथा निरिंधनः वह्निः स्वयोनौ उपशाम्यति तथा चित्तं वृत्तिक्षयात् स्वयोनौ उपशाम्यति ॥

જેવી રીતે ઇંધનરહિત થયેલો અગ્નિ જ્વાલાદિરૂપ પોતાના વિશેષ આકારનો ત્યાગ કરીને પોતાના કારણભૂત સામાન્યતેજોરૂપે રહે છે તેવી રીતે ચિત્ત પોતાની વૃત્તિઓનો ક્ષય થવાથી પોતાના કારણભૂત સત્ત્વગુણરૂપે અવશેષ રહે છે. ૧૧૧

પછી તે મનની શી સ્થિતિ થાય છે તે જણાવે છેઃ—

स्वयोनावुपशांतस्य मनसः सत्यकामिनः ।
इंद्रियार्थविमूढस्यानृताः कर्मवशानुगाः ॥ ११२ ॥

सत्यकामिनः स्वयोनौ उपशांतस्य इंद्रियार्थविमूढस्य मनसः कर्मवशानुगाः अनृताः [ स्युः ] ॥

સત્યરૂપ બ્રહ્મની ઇચ્છા કરનારા, પોતાના ઉપાદાનકારણમાં લીન થયેલા અને ઇંદ્રિયોના વિષયોથી વિમુખ થયેલા અર્થાત્ વિષયજ્ઞાનથી રહિત થયેલા મનને શુભાશુભકર્મરૂપ સાધનને અધીન રહેલા સુખદુઃખરૂપ ભાવ બાધિકપણાના જ્ઞાનથી મિથ્યા થાય છે, અર્થાત્ મિથ્યા જણાય છે. ૧૧૨

ચિત્ત શાંત થવાથી જગત્ મિથ્યા જણાય છે એમ કહેવું યોગ્ય નથી, કેમકે ચિત્ત આ જગતનું ઉપાદાનકારણ નથી એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

चित्तमेव हि संसारस्तत्प्रयत्नेन शोधयेत् ।
यच्चित्तस्तन्मयो मर्त्यो गुह्यमेतत्सनातनम् ॥ ११३ ॥

चित्तं एव हि संसारः [ अतः ] तत् प्रयत्नेन शोधयेत्, मर्त्यः यच्चित्तः तन्मयः एतत् सनातनं गुह्यं [अस्ति] ॥

બહિર્મુખ ચિત્તજ પ્રતીત થતો સંસાર ( જગત્ ) છે, આ કારણથી તે ચિત્તનું પ્રયત્નવડે શોધન કરવું–દોષથી રહિત કરવું. મનુષ્ય જે વિષયમાં ચિત્તવાળો થાય છે તે વિષયરૂપ તે થઇ જાય છે આ બાધરહિત ગુપ્ત વાત છે.

જગત ઇશ્વરરચિત છતાં પણ તેમાં મનુષ્યનું ચિત્ત ભોગ્યપણાનો આરોપ કરે છે તેથી તે જીવનું ચિત્ત પણ પોતે કલ્પેલા જગતનું કારણ થાય છે, આ કારણથી આ શ્લોકમાં ચિત્તજ જગત્ છે એમ કહ્યું છે. સુષુપ્તિ–અવસ્થામાં

ચિત્તનો પોતાના ઉપાદાનકારણ અજ્ઞાનમાં લય થવાથી સુખદુ:ખનો અનુભવ થતો નથી, અને જાગ્રત્સ્વપ્નમાં મનુષ્યને સુખદુઃખનો અનુભવ થાય છે. તે ચિત્તને અભ્યાસવૈરાગ્યરૂપ પ્રયત્નવડે રજોગુણથી ને તમોગુણથી રહિત કરવું તે તેનું શોધન કરવું કહેવાય છે. આત્મા ગુણરહિત હોવાથી તેનું શોધન કરવાનું નથી. ચિત્તનું સારી રીતે શોધન કરવાથી જીવાત્માના કલ્પિત સંસારની નિવૃત્તિ થાય છે આ અનાદિસિદ્ધ રહસ્ય છે. ૧૧૩

ચિત્તની નિર્મલતાવડે બ્રહ્મસાક્ષાત્કાર થતાં શુભાશુભકર્મનો નાશ થઇ મુમુક્ષુ અવિનાશી સુખને પામે છે એમ કહે છેઃ—

चित्तस्य हि प्रसादेन हंति कर्म शुभाशुभम् ।
प्रसन्नात्माऽऽत्मनि स्थित्वा सुखमक्षय्यमश्नुते ॥ ११४ ॥

चित्तस्य प्रसादेन हि शुभाशुभं कर्म हंति, [यथा च] प्रसन्नात्मा आत्मनि स्थित्वा अक्षय्यं सुखं अश्नुते ॥

ચિત્તની નિર્મલતાવડેજ મનુષ્ય શુભાશુભકર્મના સંસ્કારોને નિવૃત્ત કરે છે. પછી નિર્મલ અંતઃકરણવાળો મનુષ્ય પોતાના આત્મસ્વરૂપમાં સ્થિતિ કરીને અવિનાશી આનંદને પામે છે. ૧૧૪

બ્રહ્મમાં જેનું ચિત્ત આસક્ત થયુ છે એવો મનુષ્ય બંધનથી મોકળો થાય છે એમ કહે છેઃ—

समासक्तं यथा चित्तं जन्तोर्विषयगोचरे ।
यद्येवं ब्रह्मणि स्यात्तत्को न मुच्येत बंधनात् ॥ ११५ ॥

*जंतोः चित्तं विषयगोचरे यथा समासक्तं [अस्ति] एवं यदि ब्रह्मणि तत् स्यात्,* [ तर्हि ] कः बंधनात् न मुच्येत ? ॥

પ્રાણીનું ચિત્ત ઇંદ્રિયોના વિષયરૂપ ભૂમિમાં જેવું અત્યંત આસક્ત થઇ રહેલુ હોય છે તેવું જો સર્વના આધારભૂત બ્રહ્મમાં તે ચિત્ત અત્યત આસક્ત થાય તો કયો પ્રાણી સંસારરૂપ બંધનથી મોકળો ન થાય? અર્થાત સર્વે પ્રાણી સંસારરૂપ બંધનથી મોકળા થાય. ૧૧૫

હવે મનના બે પ્રકારના ભેદને તથા તેના સ્વરૂપને કહે છેઃ—

मनो हि द्विविधं प्रोक्तं शुद्धं चाशुद्धमेव च ।
अशुद्धं कामसंपर्काच्छुद्धं कामविवर्जितम् ॥ ११६ ॥

शुद्धं च अशुद्धं एव च [इति] मनः द्विविधं प्रोक्तं, हि कामसंपर्कात् [ तत् ] अशुद्धं [च] कामविवर्जितं शुद्धं [भवति] ॥

પવિત્ર અને અપવિત્ર એમ મન શાસ્ત્રમાં બે પ્રકારનું કહેલું છે. વિષયતૃષ્ણાના સંબંધથી તે મન અપવિત્ર થાય છે, અને વિષયતૃષ્ણાથી રહિત થયેલું મન પવિત્ર થાય છે. ૧૧૬

તે બે પ્રકારનું મન ક્રમથી સંસારની પ્રાપ્તિમાં ને મોક્ષની પ્રાપ્તિમાં નિમિત્ત થાય છે એમ જણાવે છેઃ—

**मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः ।**
**बंधाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥ ११७ ॥**

मनुष्याणां बंधमोक्षयोः कारणं मनः एव [ अस्ति, तत्र ] विषयासक्तं बंधाय [च] निर्विषयं मुक्त्यै स्मृतम् ॥

મનુષ્યોના બંધનું અને મોક્ષનું કારણ મનજ છે. તેમાં વિષયમાં આસક્તિવાળું મન જીવના બંધને માટે થાય છે, અને વિષયની આસક્તિવિનાનું મન મુક્તિને માટે કહેલું છે. ૧૧૭

સમાધિથી પવિત્ર થયેલું મન બ્રહ્મસુખનો અનુભવ કરવાને સમર્થ થાય છે એમ શ્રુતિરૂપ પ્રમાણવડે જણાવે છેઃ—

**समाधिनिर्धूतमलस्य चेतसो,**
**निवेशितस्यात्मनि यत्सुखं भवेत् ।**
**न शक्यते वर्णयितुं गिरा तदा,**
**स्वयं तदंतःकरणेन गृह्यते ॥ ११८ ॥**

आत्मनि निवेशितस्य समाधिनिर्धूतमलस्य चेतसः तदा यत् सुखं भवेत् [ तत् ] गिरा वर्णयितुं न शक्यते, तत् स्वयं अंतःकरणेन गृह्यते ॥

અંતરાત્મામાં અત્યંત પ્રવેશ પામેલા અને ચિત્તની એકાગ્રતારૂપ સમાધિવડે રજોગુણરૂપ ને તમોગુણરૂપ મેલો જેના ધોવાઇ ગયા છે તેવા ચિત્તને તે સમાધિવેલા જે નિરુપમ સ્વરૂપભૂત સુખ અનુભવાય છે તે અલૌકિક સુખનું વાણીવડે વર્ણન કરવું શક્ય નથી. તે વેલા તે સુખ બીજાના સાહાય્યવિના અંતઃકરણવડેજ ગ્રહણ કરાય છે. ૧૧૮

આ સમાધિ મનુષ્યોને દુર્લભ હોવાથી તેવડે બ્રહ્માનંદનો નિશ્ચય કેવી રીતે થઇ શકે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**यद्यप्यसौ चिरं कालं समाधिर्दुर्लभो नृणाम् ।**
**तथापि क्षणिको ब्रह्मानंदं निश्चाययत्यसौ ॥ ११९ ॥**

यद्यपि असौ समाधिः नृणां चिरं कालं दुर्लभः, तथापि असौ क्षणिकः ब्रह्मानंदं निश्चाययति ॥

જોકે આ સમાધિ મનુષ્યોને લાંબા સમયસુધી પ્રાપ્ત થવો દુર્લભ છે, તોપણ આ ક્ષણવાર રહેતો સમાધિ પણ બ્રહ્માનંદનો નિશ્ચય કરાવી શકે છે, અર્થાત્ બ્રહ્મરૂપ આનંદનો સદ્ભાવ છે એમ જણાવી શકે છે. કોઇ પ્રતિમાં બ્રહ્માનંદને સ્થાને બ્રહ્માનંદઃ એવો પાઠ જોવામાં આવે છે. ૧૧૯

શ્રદ્ધારહિત મનુષ્યને બ્રહ્માનંદનો નિશ્ચય ભલે ન થાય, પણ શ્રદ્ધાલુ મનુષ્યને તેનો નિશ્ચય થાય છે એમ જણાવે છેઃ—

श्रद्धालुर्व्यसनी योऽत्र निश्चिनोत्येव सर्वथा ।
निश्चिते तु सकृत्तस्मिन्विश्वसित्यन्यदाप्ययम् ॥ १२० ॥

यः श्रद्धालुः व्यसनी [सः] अत्र सर्वथा निश्चिनोति एव, तस्मिन् सकृत् निश्चिते तु अयं अन्यदा अपि विश्वसिति ॥

જે મનુષ્ય શાસ્ત્રાદિના વચનમાં પ્રામાણિકપણાના નિશ્ચયવાળો અને સમાધિની પ્રાપ્તિ કરવામાં સદાગ્રહવાળો હોય છે તે મનુષ્ય સમાધિમાં અનુભવાતા બ્રહ્માનંદનો સર્વપ્રકારે નિશ્ચય કરે છેજ. તે સમાધિમાં બ્રહ્માનંદનો એકવાર નિશ્ચય થવાથી આ મનુષ્ય બીજા સમયમાં પણ બ્રહ્મના સ્વરૂપભૂત આનંદના સદ્ભાવમાં વિશ્વાસ કરે છે. ૧૨૦

તે મનુષ્ય આનંદની વાસનાની ઉપેક્ષા કરીને મુખ્યાનંદની ભાવનામાં તત્પર થાય છે એમ જણાવે છેઃ—

तादृक्पुमानुदासीनकालेऽप्यानंदवासनाम् ।
उपेक्ष्य मुख्यमानंदं भावयत्येव तत्परः ॥ १२१ ॥

तादृक् पुमान् उदासीनकाले अपि आनंदवासनां उपेक्ष्य तत्परः [ सन् ] मुख्यं आनंदं एव भावयति ॥

એવો શ્રદ્ધાલુ ને સદાગ્રહી પુરુષ જેણે બ્રહ્માનંદનો એકવાર નિશ્ચય કર્યો છે તે ઉદાસીનકાલમાં પણ આનંદની વાસનાની ઉપેક્ષા કરીને મુખ્યાનંદમાં તત્પર થયો છતો મુખ્યાનંદનીજ ભાવના કરે છે. ૧૨૧

શ્રદ્ધાલુ અને સદાગ્રહી પુરુષ વ્યવહારકાલે પણ બ્રહ્માનંદની ભાવના કરે છે એ વાત દૃષ્ટાંત અને સિદ્ધાંતવડે નીચેના બે શ્લોકોથી કહે છેઃ—

परव्यसनिनी नारी व्यग्रापि गृहकर्मणि ।
तदेवास्वादयत्यंतः परसंगरसायनम् ॥ १२२ ॥

एवं तत्त्वे परे शुद्धे धीरो विश्रांतिमागतः ।
तदेवास्वादयत्यंतर्बहिर्व्यवहरन्नपि ॥ १२३ ॥

[यथा] परव्यसनिनी नारी गृहकर्मणि व्यग्रा अपि तत् परसंगरसायनं एव अंतः आस्वादयति, एवं परे शुद्धे तत्त्वे विश्रांतिं आगतः धीरः बहिः व्यवहरन् अपि अंतः तत् एव आस्वादयति ॥

જેવી રીતે પરપુરુષમાં અતિપ્રેમવાળી સ્ત્રી પોતાના ઘરના કામમાં વ્યગ્રમનવાળી છતાં પણ તે પરપુરુષના સંગરૂપ સુખનોજ પોતાના મનમાં સ્વાદ લીધા કરે છે, તેવી રીતે માયા ને માયાનાં કાર્યથી પર રહેલા પવિત્ર, બ્રહ્મસ્વરૂપમાં વિશ્રાંતિ પામેલા ધીર જ્ઞાની પુરુષ પોતાનો બહારનો પ્રારબ્ધવ્યવહાર કરતા છતા પણ પોતાના મનમાં એ બ્રહ્મસુખનોજ સ્વાદ લીધા કરે છે. ૧૨૨-૧૨૩

ઉપરના શ્લોકમાં જે ધીરશબ્દ આવેલો છે તેનો અર્થ કહે છેઃ—

धीरत्वमक्षप्रावल्येऽप्यानंदास्वादवांछया ।
तिरस्कृत्याखिलाक्षाणि तच्चिंतायां प्रवर्तनम् ॥ १२४ ॥

अक्षप्राबल्ये अपि आनंदास्वादवांछया अखिलाक्षाणि तिरस्कृत्य तच्चिंतायां प्रवर्तनं धीरत्वम् ॥

ઇંદ્રિયોનું પોતપોતાના વિષયોભણી જવાનું પ્રબલપણું છતાં પણ નિજાનંદનો સ્વાદ લેવાની પ્રબલ ઇચ્છાવડે તે સર્વ ઇંદ્રિયોનો તિરસ્કાર કરીને નિજાનંદના અનુસંધાનમાંજ પ્રવૃત્ત થવું તે ધીરપણું છે. ૧૨૪

૧૨૩મા શ્લોકમાં જે વિશ્રાંતિશબ્દ છે તેનો કહેવાને ઇચ્છિત અર્થ દૃષ્ટાંતસહિત જણાવે છેઃ—

भारवाही शिरोभारं मुक्त्वाऽऽस्ते विश्रमं गतः ।
संसारव्यापृतित्यागे तादृग्बुद्धिस्तु विश्रमः ॥ १२५ ॥

[यथा] भारवाही शिरोभारं मुक्त्वा विश्रमं गतः [ सन् ] आस्ते [तथा] संसारव्यापृतित्यागे [सति] तादृग्बुद्धिः तु विश्रमः ॥

જેવી રીતે પોતાના માથાપર ભારનું વહન કરનારો પુરુષ શ્રમનું કારણ થનારા પોતાના મસ્તકઉપરનો ભાર નીચે ઊતારીને શ્રમરહિત થઈને રહે છે, તેવી રીતે સંસારના રાગદ્વેષવાળા કામકાજનો ત્યાગ કરવાથી હું શ્રમરહિત થયો છું આવા પ્રકારની થનારી જે બુદ્ધિ-તે વિશ્રાંતિ-એ શબ્દવડે કહી છે. ૧૨૫

એવી વિશ્રાંતિ પામેલો પુરુષ સુખદુઃખની અવસ્થામાં પણ નિજાનંદમાં તત્પર થાય છે એમ કહે છેઃ—

विश्रांतिं परमां प्राप्तस्त्वौदासीन्ये यथा तथा ।
सुखदुःखदशायां च तदानंदैकतत्परः ॥ १२६ ॥

परमां विश्रांतिं प्राप्तः यथा औदासीन्ये तथा सुखदुःखदशायां च तदानंदैकतत्परः [ भवति ] ॥

ઉત્તમપ્રકારની વિશ્રાંતિને પામેલો પુરુષ જેમ પોતાની ઉદાસીનદશામાં નિજાનંદના અનુભવમાં તત્પર હોય છે તેમ પ્રારબ્ધકર્મવશાત્ પ્રાપ્ત થયેલી સુખદુઃખની અવસ્થામાં પણ તે તેના ( સુખદુઃખના ) વિચારનો ત્યાગ કરીને નિજાનંદનો અનુભવ લેવામાંજ તત્પર થાય છે. ૧૨૬

વિષયસુખનું અનુસંધાન નિજાનંદના અનુસંધાનનું વિરોધી છે તેથી વિવેકી પુરુષ વિષયસુખનું અનુસંધાન કરતો નથી એમ દષ્ટાંત આપીને સમજાવે છે–

अग्निप्रवेशहेतौ धीः शृंगारे यादृशी तथा ।
धीरस्योदेति विषयेऽनुसंधानविरोधिनि ॥ १२७ ॥

अग्निप्रवेशहेतौ शृंगारे यादृशी धीः तथा अस्य धीः अनुसंधानविरोधिनि विषये उदेति ॥

દેવભાવ પામવામાટે અગ્નિમાં પ્રવેશ કરીને ઊતાવળે પોતાના સ્થૂલશરીરનો ત્યાગ કરવો એવી દૃઢ ઇચ્છા જેના મનમાં ઉત્પન્ન થઇ છે એવા પુરુષને દેહત્યાગમાં વિલંબ કરનારા અલંકાર ધારણ કરવા ઇત્યાદિ શોભાની સામગ્રીમાં જેવી વિરાગવાળી બુદ્ધિ થાય છે તેવી વિરાગ આદિ સાધનસંપન્ન આ વિવેકી પુરુષની બુદ્ધિ નિજાનંદના અનુસંધાનમાં વિરોધી સંસારના વિષયોમાં ઉદય પામે છે, અર્થાત્ તેની બુદ્ધિ વિષયોમાં વિરાગવાળી થાય છે. ૧૨૭

વિવેકી મનુષ્યની બુદ્ધિ નિજાનંદના અવિરોધી સુખમાં પ્રારબ્ધકર્મને લીધે પ્રવૃત્તિ કરે છે એમ જણાવે છેઃ—

अविरोधि सुखे बुद्धिः स्वानंदे च गमागमौ ।
कुर्वत्यास्ते क्रमादेषा काकाक्षिवदितस्ततः ॥ १२८ ॥

एषा बुद्धिः अविरोधि सुखे च स्वानंदे काकाक्षिवत् क्रमात् इतस्ततः गमागमौ कुर्वती आस्ते ॥

વિવેકી મનુષ્યની આ બુદ્ધિ નિજાનંદના અનુસંધાનનો વિરોધ નહિ કરનારા સુખમાં અને નિજાનંદમાં કાગડાની નેત્રેંદ્રિયની પેઠે ક્રમથી અહીં તહીં ગમનાગમન કરતી છતી રહે છે. ૧૨૮

ઉપરના દૃષ્ટાંતને સિદ્ધ કરી સિદ્ધાંત સમજાવે છેઃ—

## બ્રહ્માનંદગત યોગાનંદનો સાર

હવે આ બ્રહ્માનંદનામના પાંચ પ્રકરણમાં બ્રહ્માનંદનું સ્વરૂપ કહું છું. એ બ્રહ્મરૂપ આનંદનું જ્ઞાન થવાથી આ લોકનાં ને પરલોકનાં સર્વ દુઃખોનો ત્યાગ કરીને મુમુક્ષુ આનંદરૂપ બ્રહ્મજ થાય છે. બ્રહ્મનું જ્ઞાન સર્વ અનિષ્ટનો નાશ અને ઇષ્ટની પ્રાપ્તિ કરે છે આ વાત ઘણી શ્રુતિઓરૂપ ને સ્મૃતિઓરૂપ પ્રમાણથી સિદ્ધ છે. આનંદ ત્રણ પ્રકારનો છે. બ્રહ્માનંદ, વિદ્યાનંદ ને વિષયાનંદ. તેમાં બ્રહ્માનંદનું નિરૂપણ પ્રથમનાં ત્રણ પ્રકરણમાં કર્યું છે. ભૃગુનામના જિજ્ઞાસુ પુત્રે પોતાના વરુણનામના બ્રહ્મવેત્તા પિતાને મુખેથી બ્રહ્મનું લક્ષણ સાંભળ્યું, અને પછી ક્રમથી અન્નમય, પ્રાણમય, મનોમય ને વિજ્ઞાનમય આ ચાર કોશોનો ત્યાગ કરીને આનંદમયકોશને આત્મા જાણીને પશ્ચાત્ આનંદમયકોશના આધારરૂપે જે નિરુપાધિક આનંદ છે તેજ બ્રહ્મ છે એમ જાણ્યુ. જેમાંથી જગત્‌ની ઉત્પત્તિ થાય છે, જેનાવડે જગત્‌ની સ્થિતિ થાય છે, અને પ્રલયકાલે જેમાં જગત્‌નો અભેદભાવે પ્રવેશ થાય છે તે બ્રહ્મ છે. એ બ્રહ્મના લક્ષણને તે ભૃગુએ આનંદમાં જોડ્યું. મૈથુનરૂપ નિમિત્તવાળા આનંદથી પ્રાણીઓ ઉત્પન્ન થાય છે, વિષયોપભોગાદિથી ઉપજતા આનંદવડે તેમના જીવનનો નિર્વાહ થાય છે, અને સુષુપ્તિકાલે તે પ્રાણીઓનો લય આત્મસ્વરૂપભૂત આનંદમાંજ થાય છે, આવી રીતે તે ભૃગુએ બ્રહ્મના લક્ષણની આનંદમાં યોજના કરી. એ પછી આનંદના સૂક્ષ્મરૂપનો વિચાર કરીને નિરુપાધિક એટલે વિષયનિરપેક્ષ આનંદજ બ્રહ્મ છે એમ ભૃગુએ નિશ્ચય કર્યો.

આકાશાદિ પાંચ ભૂતોની અને ભૌતિક પદાર્થોની ઉત્પત્તિની પૂર્વે ત્રણ પરિચ્છેદથી રહિત એક બ્રહ્મજ હતું. તે વેલા જ્ઞાતા, જ્ઞાન ને જ્ઞેયરૂપ ત્રિપુટી નહોતી. બ્રહ્મમાંથી વિવર્તરૂપે ઉત્પન્ન થયેલો જીવ એ જ્ઞાતા, શબ્દાદિ વિષયને આકારે થયેલી મનોવૃત્તિ તે જ્ઞાન, અને શબ્દાદિ વિષય તે જ્ઞેય. તે જ્ઞાતાદિ પણ કાર્યરૂપ હોવાથી તેમની ઉત્પત્તિની પૂર્વે તે કારણરૂપ બ્રહ્મથી ભિન્ન નહોતાં. એ ત્રિપુટીનો જ્યારે અભાવ હોય છે ત્યારે એટલે સમાધિમાં, સુષુપ્તિમાં ને મૂર્છામાં સર્વ દ્વૈતથી રહિત પૂર્ણ બ્રહ્મનોજ અનુભવ હોય છે. આ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે ત્રિપુટીના અભાવમાં એ બ્રહ્મ તેવી રીતેજ પરિપૂર્ણ હોય છે. ત્રિપુટીથી રહિત જે બ્રહ્મ તેજ વાસ્તવિક સુખ છે. ત્રિપુટીરૂપે ભેદ પામેલું દ્વૈત વાસ્તવિક સુખરૂપ નથી એમ ભગવાન્ સનત્કુમારે અત્યંત શોક પામેલા નારદજીને કહ્યું છે. નારદજીએ ઘણી વિદ્યાઓનું અધ્યયન કર્યું હતું, પણ તેમને આત્મસ્વરૂપનો અનુભવ નહિ થયેલો હોવાથી માનસપરિતાપરૂપ ઘણો શોક થયો. શાસ્ત્રાભ્યાસ કરવાની પૂર્વે મનુષ્યને આધ્યાત્મિક, આધિભૌતિક ને આધિદૈવિક આ ત્રણ તાપજ પીડા કરે છે, પણ શાસ્ત્રાભ્યાસ કર્યા પછી તે અજ્ઞાની

મનુષ્યને તે ત્રણ તાપઉપરાંત વારંવાર કરવા પડતા શાસ્ત્રના અભ્યાસરૂપ, અભ્યાસ કરેલા શાસ્ત્રના વિસ્મરણરૂપ, પોતાનાથી ઊતરતા વિદ્વાનને જોઇને થનાર ગર્વરૂપ, અને પોતાનાથી ચઢીઆતા વિદ્વાનવડે થનારા પોતાના માનના ભંગરૂપ આ ચાર તાપ તેને વધે છે. શોકથી પીડા પામેલા નારદજી પોતાને શરણે આવ્યાં ત્યારે ભગવાન્ સનત્કુમારે તેમને સુખરૂપ બ્રહ્મજ શોકની નિવૃત્તિનું સાધન છે એમ કહ્યું. વિષયથી ઉપજેલુ સુખ અનેક દુઃખોથી ઘેરાયેલુ હોવાથી દુઃખજ છે એમ સમજીને ભગવાન્ સનત્કુમારે દ્વૈતમાં સુખ નથી એમ કહ્યું છે.

શંકાઃ—જેમ દ્વૈતમાં સુખ નથી તેમ અદ્વૈતમાં પણ સુખ નથી. અદ્વૈતમાં જો સુખ હોય તો તે જણાવું જોઇએ. જો તે જણાય તો જાણનારો અને જાણવાનો વિષય એમ બે પદાર્થ થવાથી દ્વૈતની પ્રાપ્તિ થાય, અને અદ્વૈતની હાનિ થાય.

સમાધાનઃ—અદ્વૈત એ સુખનું અધિકરણ નથી એ સાચી વાત છે, પણ અદ્વૈત સુખસ્વરૂપજ છે, અને તે સ્વપ્રકાશ હોવાથી તેની સિદ્ધિમાટે બીજા પ્રમાણની અપેક્ષા રહેતી નથી. આ જગતની ઉત્પત્તિની પૂર્વે શું દ્વૈત હતું? અથવા શું અદ્વૈત હતું? અથવા શું દ્વૈત અને અદ્વૈતથી ભિન્ન બીજું કાંઇ હતું? તેમાં દ્વૈત અને અદ્વૈતથી ભિન્ન બીજું કાંઇ હતું એમ કહી શકાય નહિ, કેમકે એવી કોઈ પણ વસ્તુનો સદ્ભાવ આ જગતમાં ક્યાંઇ જોવામાં આવતો નથી. દ્વૈતની ઉત્પત્તિની પૂર્વે દ્વૈત હતું એમ પણ કહી શકાય નહિ, કેમકે દ્વૈત તો જગતની ઉત્પત્તિની પછી સંભવી શકે છે. એમ હોવાથી આ જગતની ઉત્પત્તિની પૂર્વે અદ્વૈતજ હતું એમજ સ્વીકારવું જોઇએ. સુષુપ્તિમાં દ્વૈતનો અનુભવ થતો નથી આ વાત લોકપ્રસિદ્ધ છે. સુષુપ્તિમાં પ્રતીત થતું સુખ સ્વપ્રકાશ છે. તે અવસ્થામાં ઇંદ્રિયો હોતી નથી, અને તે અવસ્થાના આનંદને સિદ્ધ કરવામાટે કોઇ દૃષ્ટાંત પણ જડતું નથી, તોપણ પ્રત્યેક મનુષ્ય તે અવસ્થામાં આનંદનો સ્વીકાર કરે છે તેથી તે અવસ્થામાં અનુભવાતા આનંદનું સ્વપ્રકાશપણું સિદ્ધ થાય છે. સાધનવિના જે જાણવામાં આવે તે સ્વપ્રકાશ કહેવાય છે. એવી રીતે સુષુપ્તિના સમયમાં અનુભવાતા સુખનું અદ્વૈતપણું ને સ્વપ્રકાશપણું સિદ્ધ થયું.

સુષુપ્તિ-અવસ્થામાં દુઃખ ન હોવાથી અર્થથી તેમાં સુખનો સદ્ભાવ છે એમ સિદ્ધ થાય છે. સુષુપ્તિમાં આંધળાને અંધાપાનું દુઃખ જણાતું નથી, રોગીને રોગનું દુઃખ જણાતું નથી, અને બીજાં કોઇ પણ દુઃખો તે વેળા મનુષ્યોને પ્રતીત થતાં નથી. લાકડાં, પાણા અને માટીનાં ઢેફાં ઇત્યાદિમાં સુખ જણાતું નથી, અને દુઃખ પણ જણાતું નથી, એમ હોવાથી એટલે તેમાં દુઃખ ન હોવાથી સુખ છે એમ કહેવાતું નથી, તેમ સુષુપ્તિમાં દુઃખ ન હોવાથી

एकैव दृष्टिः काकस्य वामदक्षिणनेत्रयोः ।
यात्यायात्येवमानंदद्वये तत्त्वविदो मतिः ॥ १२९ ॥

[यथा] काकस्य एका एव दृष्टिः वामदक्षिणनेत्रयोः याति [च] आयाति एवं तत्त्वविदः मतिः आनंदद्वये [याति च आयाति] ॥

જેવી રીતે કાગડાની એકજ નેત્રેંદ્રિય ડાબા અને જમણા નેત્રગોલકમાં જાય છે, ને આવે છે, તેવી રીતે બ્રહ્મસ્વરૂપને જાણનારા મનુષ્યની બુદ્ધિ નિજાનંદના અવિરોધી સુખમાં અને નિજાનંદમાં જાય છે, ને આવે છે. ૧૨૯

હવે ઉપર જણાવેલા સિદ્ધાંતને અધિક સ્પષ્ટ કરે છે:—

भुंजानो विषयानंदं ब्रह्मानंदं च तत्त्ववित् ।
द्विभाषाभिज्ञवद्विद्यादुभौ लौकिकवैदिकौ ॥ १३० ॥

तत्त्ववित् [ विषयान् ] भुंजानः विषयानंदं च ब्रह्मानंदं लौकिकवैदिकौ उभौ द्विभाषाभिज्ञवत् विद्यात् ॥

બ્રહ્મસ્વરૂપને જાણનાર પુરુષ નિજાનંદના અવિરોધી વિષયોને ભોગવતા છતા તે વિષયના આનંદરૂપ તથા બ્રહ્મવિચારવડે પ્રાપ્ત થયેલા બ્રહ્માનંદરૂપ લૌકિક અને વૈદિક એવા બંને આનંદોને બે ભાષા જાણનારા મનુષ્યની પેઠે જાણે છે. ૧૩૦

તે વિવેકી પુરુષને દુઃખની પ્રાપ્તિમાં ઉદ્વેગ થતો નથી એમ જણાવે છે:—

दुःखप्राप्तौ न चोद्वेगो यथापूर्वं यतो द्विदृक् ।
गंगामग्नार्धकायस्य पुंसः शीतोष्णधीर्यथा ॥ १३१ ॥

यतः द्विदृक् [ततः] गंगामग्नार्धकायस्य पुंसः यथा शीतोष्णधीः [तथा] दुःखप्राप्तौ यथापूर्वं उद्वेगः च न [ भवति ] ॥

જે કારણથી આ વિવેકી પુરુષ લૌકિક અને વૈદિક વ્યવહાર જાણનારા છે તે કારણથી ઊનાળામાં હરદ્વારની આગળ ગંગાનદીમાં જેનું અર્ધું શરીર ડુબેલું છે એવા પુરુષને જેમ નીચે શીતલતાની અને ઉપર થોડી ઉષ્ણતાની પ્રતીતિ થાય છે તેવી રીતે પ્રારબ્ધકર્મને લીધે પ્રાપ્ત થયેલા દુઃખની પ્રાપ્તિમાં અજ્ઞાનદશાની પેઠે તેમને ઉદ્વેગ થતો નથી, અર્થાત્ અંતઃકરણના ઉપરના ભાગમાં તેમને સાધારણ ઉદ્વેગ થયા છતાં પણ તેમના અંતઃકરણના ઊંડાણના ભાગમાં નિજાનંદ બન્યો રહે છે. ૧૩૧

એ વિવેકીને વ્યવહારદશામાં અનુભવાતો બ્રહ્માનંદ સ્વપ્નાવસ્થામાં પણ અનુભવાય છે એમ કહે છે:—

इत्थं जागरणे तत्त्वविदो ब्रह्मसुखं सदा ।
भाति तद्वासनाजन्ये स्वप्ने तद्भासते तथा ॥ १३२ ॥

इत्थं तत्त्वविदः जागरणे सदा ब्रह्मसुखं भाति, तद्वासनाजन्ये स्वप्ने तत् तथा भासते ॥

આવી રીતે બ્રહ્મવેત્તાને જાગ્રદવસ્થામાં નિરંતર બ્રહ્માનંદની પ્રતીતિ થાય છે. જાગ્રદવસ્થાના બ્રહ્માનંદની વાસનાથી ઉપજેલા સ્વપ્નમાં પણ તે બ્રહ્માનંદ તેમને જાગ્રદવસ્થાની પેઠે પ્રતીત થાય છે. ૧૩૨

તેમનું તે સ્વપ્ન જો આનંદના અનુભવની વાસનાથી ઉપજતું હોય તો તેમને સ્વપ્નમાં આનંદનોજ અનુભવ થવો જોઇએ, પણ દુઃખનો અનુભવ કદી-પણ નજ થવો જોઇએ એવી કોઇ શંકા કરે તો તેનું સમાધાન કરે છેઃ—

अविद्यावासनाप्यस्तीत्यतस्तद्वासनोत्थिते ।
स्वप्ने मूर्खवदेवैष सुखं दुःखं च वीक्षते ॥ १३३ ॥

अविद्यावासना अपि अस्ति इति अतः तद्वासनोत्थिते स्वप्ने एषः मूर्खवत् एव सुखं च दुःखं वीक्षते ॥

તેમના અંતઃકરણમાં બ્રહ્માનંદની વાસનાની પેઠે બાધ પામેલી અવિદ્યાની વાસના પણ હોય છે, આ કારણથી તે અવિદ્યાની વાસનાથી ઉપજેલા સ્વપ્નમાં આ બ્રહ્મવેત્તા પુરુષ અજ્ઞાની પુરુષની પેઠેજ પ્રારબ્ધકર્મવશાત બાધ પામેલા વિષયસુખને અને દુઃખને પણ જુએ છે. ૧૩૩

હવે બ્રહ્માનંદમાં યોગાનંદ આ નામના પ્રકરણની સમાપ્તિ કરે છેઃ—

ब्रह्मानंदाभिधे ग्रंथे ब्रह्मानंदप्रकाशकम् ।
योगिप्रत्यक्षमध्याये प्रथमेऽस्मिन्नुदीरितम् ॥ १३४ ॥

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां ब्रह्मानंदे योगानंदः ॥ ११ ॥

अन्वयः—ब्रह्मानंदाभिधे ग्रंथे अस्मिन् प्रथमे अध्याये ब्रह्मानंदप्रकाशकं योगिप्रत्यक्षं उदीरितम् ॥

આ બ્રહ્માનંદનામના પાંચ અધ્યાયરૂપ ગ્રંથમાં આ પહેલા અધ્યાયવિષે સુષુપ્તિમાં, ઉદાસીનસ્થિતિમાં, સમાધિદશામાં અને સુખદુઃખના સમયમાં સ્વપ્રકાશચૈતનરૂપ બ્રહ્માનંદને પ્રકાશ કરનાર યોગીના અનુભવનું નિરૂપણ કર્યું છે. ૧૩૪

એ પ્રમાણે શ્રીમદ્‌ભારતીતીર્થસ્વામિવિરચિત પંચદશીના બ્રહ્માનંદમાં યોગાનંદ એ નામના અગિયારમા પ્રકરણની શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થ-દીપિકાટીકા પૂરી થઇ. ૧૧

સુખ છે એમ કહી શકાય નહિ એ ખરું, પણું બીજાના દુઃખની અને સુખની કલ્પના બીજા મનુષ્યો તેના સુખનો સંકોચ અને તેના સુખનો વિકાસ જોઇને કરી શકે છે. લાકડાં આદિ જડ પદાર્થોમાં તેવાં ચિહ્નો જોવામાં આવતાં નથી તેથી તેના સુખદુઃખની કલ્પના કરી શકાતી નથી. મનુષ્યનાં સુખ-દુઃખ મનુષ્યને પોતાના અનુભવથી જણાય છે તેથી તેનું હોવાપણું ને ન હોવાપણું તેને પ્રત્યક્ષ પ્રતીત થાય છે, તેમાં અનુમાન કરવું પડતું નથી. સુષુપ્તિમાં દુઃખનો અભાવ અનુભવસિદ્ધ છે, અને સુખનુ વિરોધી દુઃખ ન હોવાથી તે સ્થિતિમાં એકલું સુખજ હોય છે એમ સિદ્ધ થાય છે. જો સુષુપ્તિમાં સુખ ન હોય તો મનુષ્ય મોટા પ્રયત્નવડે કોમલ શય્યારૂપ સામગ્રી સંપાદન કરે છે તે તેણે સંપાદન ન કરવી જોઇએ. દુઃખના નાશમાટે કોમલ શય્યારૂપ સામગ્રી સંપાદન કરે છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે રોગીને માટે ભલે તેમ હોય, પણ રોગરહિત મનુષ્ય જે કોમલ શય્યારૂપ સામગ્રી સંપાદન કરે છે તે સુખને માટેજ કરે છે એમ માનવું જોઇએ. જો તમે કહો કે સુષુપ્તિનું સુખ શય્યારૂપ સાધનજન્ય માનવાથી તે સુખ વિષયસંબંધી સુખ થશે, અને તેથી તેને આત્મસ્વરૂપભૂત સુખ નહિ કહી શકાય, તો તેના ઉત્તરમાં અમે કહીએ છીએ કે નિદ્રા આવે ત્યાંસુધી કોમલ શય્યાદિરૂપ સાધનોવડે પ્રાપ્ત થનારું સુખ ભલે વિષયસંબંધી સુખ હોય, પણ નિદ્રા આવ્યા પછી જે સુખ થાય છે તે સુખ વિષયસંબંધી સુખ નથી. નિદ્રા આવ્યા પહેલાં મનુષ્યનું અંતઃકરણ કોમલ શય્યાથી ઉપજેલા હૃદયસ્થ સુખની અભિમુખ થાય છે, પછી નિદ્રાના સમયમાં તે મનુષ્યનું અંતઃકરણ આત્મસ્વરૂપભૂત સુખમાં લીન થાય છે. જાગ્રદવસ્થામાં ઘણા કામકાજવડે શ્રમિત થયેલો મનુષ્ય કોમલ શય્યાઉપર પડીને પ્રથમ પોતાનો શ્રમ દૂર કરે છે, અને પછી સ્થિર અંતઃકરણવાળો થઇને કોમલ શય્યારૂપ વિષયસુખથી ઉપજતા સુખનો અનુભવ કરે છે. તે વેલા આત્માની અભિમુખ થયેલી અંતઃકરણની વૃત્તિમાં આત્માના આનંદસ્વભાવનું પ્રતિબિંબ પડે છે, પણ તે વેલા ત્રિપુટી હોવાથી તેને કાંઇક શ્રમ જણાય છે. તે શ્રમ દૂર કરવામાટે તે જીવ પરમાનંદરૂપ બ્રહ્મભણી જાય છે, અને તેની સાથે એકપણાને પામીને પોતે તે બ્રહ્માનંદરૂપ થાય છે. તેના સંબંધમાં બાજ, નાનો બાલક, સિંચાણો, મહારાજા અને બ્રહ્મવેત્તા પુરુષ એ પાંચનાં દૃષ્ટાંતો શ્રુતિમાં આપેલાં છે. જેવી રીતે બાજ આકાશમાં દશે દિશાભણી ઊડીને ત્યાં તેને આધાર ન મળવાથી પુનઃ પોતાના આધારરૂપ થાંભલાઉપર કે મનુષ્યના હાથઉપર આવીને બેસે છે, તેવી રીતે જીવના ઉપાધિરૂપ મન પણ પુણ્યપાપના ફલરૂપ સુખદુઃખને ભોગવવામાટે જાગ્રદ-વસ્થામાં ને સ્વપ્નાવસ્થામાં ભ્રમણ કરીને ભોગ આપનારાં કર્મો ક્ષીણ થવાથી

તે પોતાના ઉપાદાનકારણરૂપ અજ્ઞાનમાં લીન થાય છે, ને મનનો લય થવાથી જીવ બ્રહ્મરૂપ થાય છે. નાનો બાલક સ્તનપાન કરીને કોમલ બિછાનાપર પડ્યો પડ્યો હસે છે. તેના મનમાં રાગદ્વેષનો દૃઢ આવિર્ભાવ થયેલો ન હોવાથી તે આનંદસ્વભાવવાળો જણાય છે. સિંચાણો આકાશમાં ઊડીને જ્યારે થાકે છે ત્યારે વિશ્રાંતિ લેવામાટે પોતાના માળાતરફ જેવા વેગથી ઊડે છે તેવા વેગથી જીવ સંસારનાં કામકાજોથી થાકીને બ્રહ્મસ્વરૂપ આનંદમાં પ્રીતિવાળો થઇ નિદ્રા લેવામાટે ઊતાવળે હૃદયાકાશમાં રહેલા બ્રહ્મભણી જાય છે. ચક્રવર્તી મહારાજા સર્વ પ્રકારના વિષયોના ભોગથી બહુજ સંતોષવાળા થઇ મનુષ્યને પ્રાપ્ત થવાયોગ્ય આનંદના અવધિને પામીને આનંદરૂપ થઇને રહે છે. તેને કોઇ પણ વ્યાવહારિક વિષયની આકાંક્ષા રહેતી નથી, તેથી તેને અસંતોષ પણ થતો નથી. અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો જેમને દૃઢ સાક્ષાત્કાર થયો છે એવા બ્રહ્મવેત્તા પુરુષ હું કૃતાર્થ છું એવા વિદ્યાનંદના અવધિને પ્રાપ્ત થઇને પરમાનંદસ્વરૂપેજ રહે છે. મૂઢ, વ્યાવહારિકજ્ઞાની અને બ્રહ્મજ્ઞાની આ ત્રણેની સુખરૂપતા લોકમાં પ્રસિદ્ધ છે, તેનાથી ભિન્ન બીજા સર્વ મનુષ્યો દુઃખી છે. આ દૃષ્ટાંતમાંના બાલક આદિની પેઠેજ આ સુષુપ્તિ-અવસ્થાને પામેલો પુરુષ બ્રહ્માનંદમાંજ તત્પર થઇને જાગ્રતના વિષયોને ને સ્વપ્નના વિષયોને જાણતો નથી. સુષુપ્તિમાં જીવભાવ નિવૃત્ત થાય છે, કારણ શ્રુતિમાં સુષુપ્તિકાલે કર્મના સંબંધનો અભાવ હોવાથી પિતા અપિતા થાય છે, અને માતા અમાતા થાય છે ઇત્યાદિ નિરૂપણ કરેલું છે. વળી તે અવસ્થામાં સંસારીપણાનો અનુભવ હોતો નથી. હું માતા છું, હું પિતા છું, ને હું પુત્ર છુ ઇત્યાદિ અભિમાન સુખદુઃખની ઉત્પત્તિમાં નિમિત્તકારણ છે. તે અભિમાન નિવૃત્ત થવાથી સુષુપ્તિમાં જીવ બધા શોકનું અતિક્રમણ કરે છે એમ કહ્યું છે. કૈવલ્યોપનિષદ્‌માં સુષુપ્તિના સમયમાં જાગ્રત્સ્વપ્નનો સર્વ પ્રપંચ તમોગુણપ્રધાન પ્રકૃતિમાં લીન થવાથી અજ્ઞાનવડે આચ્છાદિત થયેલો જીવ સુખરૂપ બ્રહ્મને પામે છે એમ કહેલું છે. નિદ્રામાંથી ઊઠેલો મનુષ્ય હું સુખથી સૂતો હતો, મને બહારનું કાંઇ ભાન નહોતું એમ કહે છે, એટલે તે વેલા તે સુષુપ્તિમાં અનુભવેલા સુખનું ને અજ્ઞાનનું સ્મરણ કરે છે તે ઉપરથી સુષુપ્તિ-અવસ્થામાં મનુષ્યને સુખાનુભવ થાય છે એમ નક્કી થાય છે. ઊંઘમાંથી ઊઠેલો પુરુષ સુષુપ્તિ-અવસ્થામાં અનુભવેલા સુખનું સ્મરણ કરે છે તેથી તે જ્ઞાનને ભ્રાંતિજ્ઞાન કહી શકાય નહિ. સુષુપ્તિમાં અનુભવાતું સુખ સ્વપ્રકાશ ચેતનરૂપ છે. તે સુખ અન્ય પ્રમાણવિના પોતાથીજ પ્રતીત થાય છે, અને તે સ્વપ્રકાશસુખવડે આત્માને આચ્છાદિત કરનારા અજ્ઞાનની પ્રતીતિ થાય છે. બ્રહ્મ વિજ્ઞાનરૂપ ને આનંદરૂપ છે એમ બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં કહ્યું છે,

તેથી સુષુપ્તિમાં જણાતું જે સ્વપ્રકાશસુખ છે તે બ્રહ્મજ છે. સુષુપ્તિ-અવસ્થામાં રહેલા અજ્ઞાનમાં વિજ્ઞાનમયકોશ અને મનોમયકોશ વિલીન થાય છે. તે બંને કોશોની જે વિલયાવસ્થા તેજ નિદ્રા કહેવાય છે. થીજી ગયેલા ઘીની પેઠે જાગ્રતમાં ને સ્વપ્નમાં વિજ્ઞાનમયકોશ ને મનોમયકોશ ઘનરૂપ (સ્થૂલરૂપ) હોય છે. ભોગ આપનારાં કર્મોનો ક્ષય થવાથી ઓગળી ગયેલા ઘીની પેઠે તે બંને કોશો ગળી જઇ તે અજ્ઞાનમાં લીન થાય છે. તે વેલાની તે બંને કોશની સ્થિતિને આનંદમયકોશ કહેવામાં આવે છે. થીજી ગયેલું ઘી અગ્નિ આદિથી ઓગળે છે તે જેમ ભિન્ન દ્રવ્યરૂપ થતું નથી તેમ ઓગળેલા ઘીના જેવા થયેલા વિજ્ઞાનમયકોશથી તેની વિલીનાવસ્થારૂપ આનંદમયકોશ ભિન્ન વસ્તુરૂપ નથી તેથી આનંદમયકોશવાળા પ્રાજ્ઞે અનુભવેલા સુખનું અને અજ્ઞાનનું વિજ્ઞાનમયકોશવાળા વિશ્વને સ્મરણ થાય છે. નિદ્રા આવવાના પૂર્વક્ષણમાં જે બુદ્ધિવૃત્તિ આનંદના પ્રતિબિંબથી યુક્ત હોય છે તે પછીથી તે સુખના પ્રતિબિંબસહિત નિદ્રારૂપે લીન થાય છે તે આનંદમયકોશ કહેવાય છે. અંતર્મુખવૃત્તિવાળા આનંદમયકોશનો અભિમાની પ્રાજ્ઞ અવિદ્યાથી ઉત્પન્ન થયેલી ચેતનના પ્રતિબિંબવાળી વૃત્તિવડે બ્રહ્માનંદનો અનુભવ કરે છે. અવિદ્યાની વૃત્તિ સૂક્ષ્મ હોય છે, ને બુદ્ધિની વૃત્તિ સ્પષ્ટ હોય છે. આ કારણથી હું સુખનો અનુભવ કરુ છું એવું નિદ્રાકાલે જીવને સ્પષ્ટ અભિમાન હોતું નથી, અને જાગ્રદવસ્થામાં તે સુખાદિનું અભિમાન સ્પષ્ટ હોય છે. આનંદમયકોશનો અભિમાની પ્રાજ્ઞ ભોક્તા છે, અને બ્રહ્માનંદ ભોગ્ય છે આ વાત માંડૂક્યોપનિષદ્‌માં અને નૃસિંહતાપનીય ઇત્યાદિ ઉપનિષદોમાં વર્ણવેલી છે. જાગ્રદવસ્થામાં જે જીવ વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય ને ચક્ષુર્મય ઇત્યાદિ અનેક આકારવાળો હોય છે તેજ વિજ્ઞાન અને મન આદિ જીવના ઉપાધિનો સુષુપ્તિકાલે અજ્ઞાનમાં લય થવાથી ભિન્ન ભિન્ન પ્રકારના ચોખાના લોટપ્રમાણે એક આકારવાળો થાય છે, તેથી માંડૂક્યશ્રુતિમાં તેને એકીભૂત કહેલ છે. પૃથ્વીના ઉત્તરભણીના શીતલપ્રદેશમાં પડેલા હિમના કણો જેમ બરફરૂપ થાય છે તેમ જાગ્રદવસ્થામાં ને સ્વપ્નાવસ્થામાં ઘટાદિ પદાર્થોને વિષય કરનારી જે બુદ્ધિની વૃત્તિઓ હોય છે તે વૃત્તિઓ સુષુપ્તિ-અવસ્થામાં ઘટાદિ પદાર્થોને અભાવે એક ચેતનરૂપ થાય છે. વેદાંતશાસ્ત્રમાં સાક્ષીપણાવડે કહેલ જે પ્રજ્ઞાનઘનપણું તેને શાસ્ત્રસંસ્કારવિનાના મનુષ્યો અને તાર્કિકો દુઃખાભાવ એમ કહે છે, કેમકે તે વેલા દુઃખને વિષય કરનારી સર્વ વૃત્તિઓનો અભાવ હોય છે. સુષુપ્તિ—અવસ્થામાં બ્રહ્માનંદના અનુભવનું સાધન અવિદ્યાની વૃત્તિમાં પ્રતિબિંબિત થયેલું ચેતન છે. સુષુપ્તિમાં જીવને જોકે બ્રહ્માનંદનો અનુભવ થાય છે, તોપણ તે જીવ પોતાનાં પૂર્વકર્મોને લીધે તે બ્રહ્માનંદનો ત્યાગ કરીને જાગ્રતમાં આવે

છે. પુનઃ જન્માંતરોનાં કર્મોવડે તે ઊંઘી ગયેલો જીવ જાગ્રત થાય છે એમ કૈવલ્યોપનિષદ્‌માં કહેલું છે. નિદ્રામાંથી જાગ્રત્ થયા પછી કેટલોક સમય નિદ્રામાં અનુભવેલા બ્રહ્માનંદની વાસના રહેલી હોય છે તેથી મનુષ્ય જાગ્યા પછી કેટલોક સમય શાંતસ્થિતિમાં રહે છે, તે ઉપરથી પણ નિદ્રામાં બ્રહ્માનંદના સદ્‌ભાવની કલ્પના થાય છે. તે આનંદાવસ્થામાં મનુષ્ય લાંબો સમય રહી શકતો નથી, કેમકે જન્માંતરનાં કર્મોની પ્રેરણાવડે તે નાનાપ્રકારનાં દુઃખોનું અનુસંધાન કરવા લાગે છે, અને ધીરે ધીરે બ્રહ્માનંદને ભૂલી જાય છે. મનુષ્ય નિત્ય નિદ્રાની પૂર્વે કોમલ શય્યારૂપ સામગ્રી પ્રાપ્ત કરે છે, અને નિદ્રા પૂરી થયા પછી તે તુરત શય્યા છોડવાની ઇચ્છા કરતો નથી, તેથી તેનો બ્રહ્માનંદઉપર કેટલો સ્નેહ છે તેની કલ્પના થઇ શકે છે. સુષુપ્તિમાં અનુભવાતા આ બ્રહ્માનંદના અસ્તિત્વના સંબંધમાં કયો બુદ્ધિમાન્ પુરુષ વિવાદ કરે ? અર્થાત કોઇ પણ વિવાદ ન કરે.

જો અંતઃકરણાદિની શાંતદશામાં બ્રહ્માનંદ પ્રતીત થતો હોય તો પછી ગુરુશાસ્ત્રાદિના સાહાય્યવિના આળસુ માણસો પણ કૃતાર્થ થઇ જશે. એવી શંકા કરવી ઉચિત નથી, કેમકે અંતઃકરણાદિની શાંતાવસ્થામાં જે આનંદ અનુભવાય છે તે બ્રહ્મજ છે એમ જો મનુષ્ય જાણે તો તે કૃતાર્થ થાય એ સાચી વાત છે, પણ સદ્‌ગુરુવિના અને વેદાંતશાસ્ત્રવિના અત્યંતગંભીર બ્રહ્મ મનુષ્યથી પોતાની મેળે જાણી શકાતું નથી. બ્રહ્મના સંબંધનું એકલું શબ્દવડે થનારું જ્ઞાન ઉપયોગી નથી. વ્યાકરણ અને કોશવડે અખંડ એકરસ ને આનંદરૂપ બ્રહ્મ છે એ શબ્દના અર્થ જાણવાથી પરોક્ષજ્ઞાન થાય, પણ બ્રહ્મવિચારવિના તેનું અપરોક્ષજ્ઞાન થાય નહિ, માટે હું કૃતાર્થ છું એવું જ્ઞાન જ્યાંસુધી મુમુક્ષુને થાય નહિ ત્યાંસુધી તેણે સદ્‌ગુરુનો આશ્રય લઇને વેદાંતશાસ્ત્રનું શ્રવણ આદરપૂર્વક કરવું જોઇએ.

અંતઃકરણાદિની તૂષ્ણીંસ્થિતિમાં વિષયના અનુભવવિના જે આનંદ થાય છે તે આનંદ વિષયથી ઉપજેલો ન હોવાથી અને સામાન્ય અહંકારવડે તે ઢંકાયેલો હોવાથી તે વાસનાનંદ કહેવાય છે. એવી રીતે સુષુપ્તિ–અવસ્થામાં સ્વયંપ્રકાશ બ્રહ્માનંદ કહ્યો, અને તૂષ્ણીંસ્થિતિમાં વાસનાનંદ કહ્યો. હવે વિષયાનંદનું સ્વરૂપ કહેવાય છે. પ્રિય વિષયની પ્રાપ્તિ થતાં તે વિષયની ઇચ્છા નિવૃત્ત થવાથી મન આત્માભિમુખ થાય છે. આત્માભિમુખ થયેલા મનમાં આત્માના આનંદનું પ્રતિબિંબ પડે છે તે વખતે જે સુખ થાય છે તે વિષયાનંદ કહેવાય છે. એવી રીતે આ જગતમાં ત્રણ પ્રકારના આનંદ છે. આત્માનંદ, નિજાનંદ, મુખ્યાનંદ, યોગાનંદ ને અદ્વૈતાનંદ આ બ્રહ્માનંદનાંજ નામો છે. વિદ્યાનંદ આ વિષયાનંદ છે. સ્વયંપ્રકાશ બ્રહ્માનંદ વિષયાનંદને ને વાસનાનંદને ઉત્પન્ન કરે છે. શ્રુતિ, યુક્તિ અને અનુભવવડે

સુષુપ્તિ-અવસ્થામાં ચેતનરૂપ બ્રહ્માનંદ છે એમ સિદ્ધ કર્યું. હવે જાગ્રદવસ્થામાં બ્રહ્માનંદના જ્ઞાનનું સાધન કહેવાય છે. સુષુપ્તિઅવસ્થામાં જે આનંદમયકોશનો અભિમાની પ્રાજ્ઞ છે તે વિજ્ઞાનમયકોશના અભિમાની તૈજસપણાને વા વિશ્વપણાને પામીને સ્થાનભેદથી પોતાના કર્માનુસાર સ્વપ્નાવસ્થાનો અથવા જાગ્રદવસ્થાનો અનુભવ ગ્રહણ કરે છે. જાગ્રદવસ્થા સર્વ સ્થૂલશરીરમાં રહે છે. સ્વપ્નાવસ્થા કંઠમાં હિતાનામની નાડીમાં રહે છે, અને સુષુપ્તિ-અવસ્થા હૃદયકમલની ઉપરની પુરીતતનામની નાડીમાં રહે છે. જાગ્રદવસ્થામાં જીવાત્મા નખથી, શિખાસુધી સર્વશરીરમાં વ્યાપીને રહે છે. તપાવેલા લોઢાના ગોળાની સાથે જેમ અગ્નિ એકપણાને પામે છે તેમ શરીરની સાથે એકપણાને પામીને જીવ "હું મનુષ્ય છું" ઇત્યાદિ નિશ્ચય કરીને રહે છે. દેહની સાથેના એકપણાના અભિમાનથી તે જીવ સુખી, દુઃખી અને ઉદાસીન એવી ત્રણ અવસ્થાને પ્રાપ્ત થાય છે. તેમાં પુણ્યકર્મથી સુખીપણું ને પાપકર્મથી દુઃખીપણું પ્રાપ્ત થાય છે. ઉદાસીનપણું સ્વાભાવિક છે, અર્થાત્ તે કર્મનું ફલ નથી. સુખ અને દુઃખ બહારના વિષયોના ઉપભોગવડે થાય છે, અને મનોરાજ્યવડે પણ થાય છે. સુખ અને દુઃખ એ બેની વચલી અવસ્થામાં તૂષ્ણીંઅવસ્થા પ્રાપ્ત થાય છે. "આ વેલા મને કાંઇ ચિંતા નથી, હું સુખરૂપે સ્થિત છું" એમ તૂષ્ણીંઅવસ્થામાં બેઠેલો મનુષ્ય ઉદાસીનકાલમાં પોતાના નિજાનંદનો અનુભવ અન્યને કહે છે, તેથી જાગ્રદવસ્થામાં પણ નિજાનંદનું ભાન થાય છે એમ સિદ્ધ થાય છે. આ આનંદ "હું સુખી છું" એવા સામાન્ય અહંકારવડે ઢંકાયેલો હોવાથી તે મુખ્યાનંદ નથી, પણ મુખ્યાનંદની વાસના છે. શીતલ પાણીથી ભરેલા વાસણનો બહારથી સ્પર્શ કરવાવડે શીતલતાનો અનુભવ થાય છે તે શીતલતા જલ નથી, કેમકે તેમાં પ્રવાહીપણારૂપ જલનો સ્વભાવ નથી. શીતલપણું એ જલનો ગુણ છે. તે ગુણવડે તે વાસણમાં જલના સદ્ભાવનું અનુમાન થાય છે. સમાધિના અભ્યાસવડે મુમુક્ષુ મનુષ્યનો અહંકાર જેટલો જેટલો વિસ્મૃત થાય છે તેટલી તેટલી તેના અંતઃકરણની સૂક્ષ્મદૃષ્ટિવડે તેને તેના નિજાનંદનું અનુમાન થાય છે. અંતઃકરણની બધી વૃત્તિઓનો નિરોધ કરીને તે અહંકારનું સર્વપ્રકારે વિસ્મરણ કરવાથી તે અહંકાર અત્યંતસૂક્ષ્મપણાને પામી આત્માકાર થાય છે. આત્માનો સાક્ષાત્કાર થવો એ અહંકારની સૂક્ષ્મતાનો અવધિ છે. તે વેલા અંતઃકરણની સર્વ વૃત્તિઓનો વિલય થયા છતાં પણ અંતઃકરણના સ્વરૂપનો પોતાના કારણ અજ્ઞાનમાં વિલય થતો નથી તેથી તે સ્થિતિ નિદ્રા નથી. સુષુપ્તિ-અવસ્થામાં અહંકારનો પોતાના કારણરૂપ અજ્ઞાનમાં વિલય થવાથી મનુષ્યનું શરીર નમી જાય છે, વા ભૂમિપર પડી જાય છે, પણ આ અવસ્થામાં શરીર નમી જતું નથી, વા ભૂમિપર પડી જતું નથી તેથી તે અવસ્થા નિદ્રા નથી. જે સમયમાં દ્વૈત પ્રતીત

થતું નથી, અને નિદ્રા પણ હોતી નથી, તે સમયમાં મનુષ્યને જે એકલા નિરુપાધિક સુખનોજ અનુભવ થાય છે તે બ્રહ્માનંદ છે એમ શ્રીકૃષ્ણભગવાને અર્જુનપ્રતિ કહ્યું છે.

લેશ પણ કંટાળો ન લાવતાં સદાગ્રહપૂર્વક સતત યોગાભ્યાસ કરવાથી મનનો નિગ્રહ થાય છે. શ્રીશાકાયન્યમુનિએ રાજર્ષિ બૃહદ્રથને સમાધિપૂર્વક બ્રહ્માનંદનું સ્વરૂપ કહેલું છે. ઇંધણવિનાનો અગ્નિ જેમ પોતાના કારણરૂપ સામાન્ય અગ્નિમાં લીન થાય છે તેમ વૃત્તિઓનો ક્ષય થવાથી ચિત્ત પોતાના વિવર્તોપાદાનકારણરૂપ આત્મામાં શાંત થાય છે. આત્માની કામનાવડે પોતાના વિવર્તોપાદાનકારણરૂપ આત્મામાં શાંત થયેલા અને વિષયથી વિમુખ થયેલા મનને વિષયસુખનાં સાધનોસહિત સર્વે વિષયસંબંધી સુખો મિથ્યા પ્રતીત થાય છે. ચિત્તજ સંસાર છે. તે ચિત્તને અભ્યાસ અને વૈરાગ્યાદિરૂપ પ્રયત્નવડે રજોગુણથી ને તમોગુણથી રહિત એકાગ્ર કરવું. મનુષ્યનું ચિત્ત જેમાં આસક્ત થાય છે તે રૂપ તે મનુષ્ય થાય છે. ચિત્તના સંસર્ગથીજ આત્માને સંસારીપણું છે. ચિત્તને બ્રહ્મમાં એકાગ્ર કરવાથી આત્માના સંસારની નિવૃત્તિ થાય છે. ચિત્તની નિર્મલતાથી પુણ્યપાપરૂપ શુભાશુભકર્મનો નાશ થાય છે. જેનું ચિત્ત નિર્મલ હોય છે તે જીવાત્મા પોતાના વાસ્તવિકસ્વરૂપમાં સ્થિત થઇને અવિનાશી આનંદનો અનુભવ કરે છે. મનુષ્યાદિનું ચિત્ત જેવું શબ્દાદિ વિષયોમાં આસક્ત હોય છે તેવું જો તે બ્રહ્મમાં આસક્ત થાય તો આ સંસારમાંથી કયો મનુષ્ય મોક્ષ ન પામે ? મન શુદ્ધ ને અશુદ્ધ એમ બે પ્રકારનું હોય છે. દૃશ્યની તૃષ્ણાના સંબંધથી તે અશુદ્ધ થાય છે, ને દૃશ્યની તૃષ્ણાના ત્યાગથી તે શુદ્ધ થાય છે. મનજ મનુષ્યોના બંધનું અને મોક્ષનું કારણ છે. શબ્દાદિ વિષયોમાં આસક્તિવાળું મન બંધનું કારણ થાય છે, અને શબ્દાદિ વિષયોની આસક્તિવિનાનું મન મનુષ્યના મોક્ષનું કારણ થાય છે. અંતરાત્માથી અભિન્ન બ્રહ્મને આકારે અંતઃકરણની વૃત્તિઓનો પ્રવાહ ચલાવીને રજોગુણથી ને તમોગુણથી રહિત કરેલા અને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મમાં સુસ્થિર કરેલા અંતઃકરણને તે વેલા જે સુખ થાય છે તેનું વર્ણન વાણીથી કરી શકાતું નથી. તે સુખ પવિત્ર ને એકાગ્ર અંતઃકરણથી ગ્રહણ કરી શકાય છે. આ સમાધિ બધા મનુષ્યોથી દીર્ઘકાલ કરી શકાતો નથી, તોપણ તેના થોડા સમયનો અનુભવ પણ બ્રહ્માનંદનો નિશ્ચય કરાવી શકે છે, અને એકવાર તે સમાધિવડે અનુભવાતા બ્રહ્માનંદનો નિશ્ચય થયો કે પછી સર્વદા મનુષ્ય તેમાં વિશ્વાસ કરે છે. આવી રીતનો મનુષ્ય ઉદાસીનસમયમાં પણ બ્રહ્માનંદની વાસનાની ઉપેક્ષા કરીને મુખ્યાનંદમાં તત્પર થઇને તેનીજ ભાવના કરે છે. પરપુરુષમાં અત્યંત આસક્તિવાળી સ્ત્રી જેમ પોતાના ઘરના કામકાજમાં અત્યંત વ્યાકુલ છતાં

પણ પોતાના મનમાં પરપુરુષના સંગથી ઉપજેલા આનંદનો સ્વાદ લીધા કરે છે તેમ પરમપવિત્ર બ્રહ્મસ્વરૂપમાં વિશ્રાંતિ પામેલો ધીરપુરુષ પણ પોતાનો બહારનો વ્યવહાર કરતાં છતાં પણ મનમાં બ્રહ્મરૂપ આનંદનો સ્વાદ લીધા કરે છે. પોતાની ઇંદ્રિયો સામર્થ્યવાળી છતાં પણ સ્વરૂપાનંદના અનુસંધાનની ઇચ્છા-વડે સર્વ ઇંદ્રિયોના બાહ્યવેગનો તિરસ્કાર કરીને નિજાનંદનુંજ અનુસંધાન કરવું તે ધીરપણું કહેવાય છે. પોતાના મસ્તકપર ભારનું વહન કરનાર મનુષ્ય પોતાના મસ્તકઉપરનો ભાર ઊતારીને જેમ થાકથી રહિત થાય છે તેમ સંસાર-ના કામકાજનો ત્યાગ કરીને જીવાત્મા સંસારરૂપ થાકથી રહિત થાય છે. તે વિશ્રાંતિ કહેવાય છે. બ્રહ્મસ્વરૂપમાં પરમવિશ્રાંતિ પામેલો પુરુષ ઉદાસીન-પણાની સ્થિતિમાં જેવો પરમાનંદના અનુભવમાં તત્પર હોય છે તેવોજ તે સુખદુઃખાદિના નિમિત્તની પ્રાપ્તિ થાય છે ત્યારે પણ તેનું અનુસંધાન ન કરતાં નિજાનંદના અનુભવમાં નિમગ્ન રહે છે. વૈરાગ્યાદિ સાધનોવડે યુક્ત વિવેકી પુરુષને બ્રહ્મના અનુસંધાનમાં વિરોધ કરનાર વિષયસુખ ગમતું નથી. બ્રહ્મા-નંદનું અવિરોધી સુખ અને બ્રહ્માનંદ તેમાં તેની બુદ્ધિ ક્રમથી કાગડાની નેત્રેં-દ્રિયપ્રમાણે જાઆવ કરે છે. કાગડાની એકજ નેત્રેંદ્રિય બંને નેત્રગોલકોમાં જેમ જાઆવ કરે છે તેમ બ્રહ્મવેત્તાની બુદ્ધિ બ્રહ્માનંદના અવિરોધી વિષયસુખમાં અને બ્રહ્માનંદમાં જાઆવ કરે છે. બે ભાષા જાણનારની પેઠે બ્રહ્મવેત્તા પુરુષ લૌકિક વિષયાનંદ અને વૈદિક બ્રહ્માનંદ એ બંનેનો અનુભવ કરે છે. મંદપ્રારબ્ધ-કર્મના ઉદયથી દુઃખ પ્રાપ્ત થાય તોપણ તેમને પૂર્વની—અજ્ઞાનાવસ્થાની—પેઠે હવે ઉદ્વેગ થતો નથી, કેમકે તેમને વ્યવહારનું મિથ્યા સ્વરૂપ ને બ્રહ્મનું સત્ય સ્વરૂપ સમજાયું છે. દુઃખની પ્રાપ્તિની વેલાએ તેઓ શરીરાદિનો ને આત્માનો વિવેક કરે છે તેથી તેમને નિજાનંદના અનુસંધાનમાં કાંઇ પણ અડચણ આવતી નથી.

બ્રહ્મવેત્તાને જેમ જાગ્રદવસ્થામાં સર્વદા બ્રહ્માનંદની પ્રતીતિ થાય છે તેમ સ્વપ્નાવસ્થામાં પણ તેમને બ્રહ્માનંદની વાસનાવડે તેવી પ્રતીતિ થાય છે. બ્રહ્મ-વેત્તાનું અજ્ઞાન નિવૃત્ત થયેલું હોય છે, પણ તેમની અજ્ઞાનની વાસના સર્વથા નિવૃત્ત થયેલી હોતી નથી તેથી તેમને સ્વપ્નમાં બાધ પામેલા સુખદુઃખનો અનુભવ પણ થાય છે.

આ બ્રહ્માનંદગત યોગાનંદનામના પ્રકરણમાં સુષુપ્તિદશામાં, ઉદાસીનપણાની સ્થિતિમાં, સમાધિમાં ને સુખદુઃખની સ્થિતિમાં સ્વપ્રકાશ ચેતનરૂપ બ્રહ્મને જણાવનાર યોગીઓને પ્રત્યક્ષ થતી વસ્તુરૂપ બ્રહ્મસ્વરૂપભૂત આનંદનું નિરૂપણ કર્યું.

એ પ્રમાણે **શ્રીમદ્ભારતીતીર્થસ્વામિવિરચિત** પંચદશીના બ્રહ્માનંદગત યોગાનંદ એ નામના અગિયારમા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મવિરચિત** સાર પૂરો થયો. ૧૧

---



# १२ ब्रह्मानंदे आत्मानंद ॥

## ટીકાકારકૃત મંગલ

### દોહરો

વિષયાનંદના બિંબરૂપ, આત્માનંદ જણાય;
તો મન તેમાં સ્થિર રહી, પરમાનંદી થાય. ૧

પંચદશીના અગિયારમા પ્રકરણમાં વિવેકી મનુષ્યને યોગવડે નિજાનંદનો અનુભવ કેવી રીતે થાય છે તે જણાવીને હવે મંદબુદ્ધિવાળા જિજ્ઞાસુને આત્માનંદનામના આ પ્રકરણમાં ત્વંપદાર્થનું વિવેચન કરીને તે દ્વારા બ્રહ્માનંદના અનુભવનો પ્રકાર દેખાડવામાટે શિષ્યનો પ્રશ્ન જણાવે છેઃ—

**नन्वेवं वासनानंदाद्ब्रह्मानंदादपीतरम् ।**
**वेत्तु योगी निजानंदं मूढस्यात्रास्ति का गतिः ॥ १ ॥**

अन्वयः—ननु, एवं योगी वासनानंदात् ब्रह्मानंदात् अपि इतरं निजानंदं वेत्तु, अत्र मूढस्य का गतिः अस्ति ? ॥

**શિષ્યની શંકાઃ**—એવી રીતે યોગી પુરુષ વાસનાનંદથી અને બ્રહ્માનંદથી પણ ભિન્ન નિજાનંદને ભલે જાણો, પણ અહીં મંદમતિવાળા મૂઢ મનુષ્યની શી ગતિ છે ? અર્થાત્ તેને બ્રહ્માનંદની પ્રાપ્તિ કયા સાધનથી થશે ? તે આપ કૃપા કરીને કહો. ૧

શિષ્યનો એવો પ્રશ્ન સાંભળી મંદમતિવાળા મૂઢનો બ્રહ્મવિદ્યામાં અધિકાર નથી એમ શ્રીસદ્ગુરુ કહે છેઃ—

**धर्माधर्मवशादेष जायतां म्रियतामपि ।**
**पुनः पुनर्देहलक्षैः किं नो दाक्षिण्यतो वद ॥ २ ॥**

एषः धर्माधर्मवशात् पुनः पुनः देहलक्षैः जायतां म्रियतां, अपि नः दाक्षिण्यतः किं ? वद ॥

આ મંદમતિવાળો મૂઢ મનુષ્ય પોતાના પૂર્વના અનેક જન્મોમાં કરેલાં પુણ્યપાપાનુસાર આ સંસારમાં વારંવાર લાખો શરીરોવડે જન્મો, અને મરો, પણ તેમાં અમારી તેમના ઉપરની દયાથી તેને શું ફલ મળશે ? તે કહો. ૨

શ્રીસદ્‌ગુરુ સર્વ મનુષ્યોના ઉપર અનુગ્રહ કરવાના સ્વભાવવાળા હોય છે; માટે આપે તે મંદમતિવાળા મૂઢને માટે પણ કોંઇ સાધન અવશ્ય કહેવું જોઇએ એમ શિષ્ય વિનતિ કરે છેઃ—

अस्ति वोऽनुजिघृक्षत्वाद्दाक्षिण्येन प्रयोजनम् ।
तर्हि ब्रूहि स मूढः किं जिज्ञासुर्वा पराङ्मुखः ॥ ३ ॥

वः अनुजिघृक्षत्वात् दाक्षिण्येन प्रयोजनं अस्ति, तर्हि सः मूढः किं जिज्ञासुः ? वा पराङ्मुखः ? ब्रूहि ॥

શિષ્યઃ—આપની સર્વ પ્રાણીઓના ઉપર દયા કરવાની ઇચ્છા હોવાથી આપની દયાવડે શિષ્યના ઉદ્ધારરૂપ પ્રયોજન સિદ્ધ થાય છે. તેના ઉત્તરમાં શ્રીસદ્‌ગુરુ શિષ્યને કહે છેઃ—જો તમે એમ કહો છો તો તે મંદમતિવાળો મનુષ્ય શું બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળો છે ? અથવા બહિર્મુખ એટલે શબ્દાદિ વિષયોમાં આસક્તિવાળો છે ? તે કહો. ૩

જો તે વિષયાનુરાગી હોય તો તેની વિષયાસક્તિને અનુસરીને તેને શાસ્ત્રોક્ત કર્મ અથવા શાસ્ત્રોક્ત ઉપાસના કહેવી એમ કહે છેઃ—

उपास्तिं कर्म वा ब्रूयात् विमुखाय यथोचितम् ।
मंदप्रज्ञं तु जिज्ञासुमात्मानंदेन बोधयेत् ॥ ४ ॥

विमुखाय यथोचितं कर्म वा उपास्तिं ब्रूयात्, मंदप्रज्ञं जिज्ञासुं तु आत्मानंदेन बोधयेत् ॥

જો તે મનુષ્ય બ્રહ્મજ્ઞાનથી વિમુખ હોય તો તેને તેની યોગ્યતાપ્રમાણે શાસ્ત્રોક્ત કર્મનો વા ઉપાસનાનો ઉપદેશ કરવો, અર્થાત જો તે સ્વર્ગની ઇચ્છા રાખનારો હોય તો તેને શાસ્ત્રોક્ત કર્મનો ઉપદેશ કરવો, અને જો તે બ્રહ્મલોકની ઇચ્છા રાખનારો હોય તો તેને શાસ્ત્રોક્ત ઉપાસનાનો ઉપદેશ કરવો. જો તે મંદબુદ્ધિવાળો મનુષ્ય જિજ્ઞાસુ હોય તો તેને આત્માનંદવડે ઉપદેશ કરવો, અર્થાત તેને શરીરથી ભિન્ન આત્માના સ્વરૂપભૂત આનંદનો ઉપદેશ કરવો. ૪

આવી રીતે પૂર્વે કોણે કોને ઉપદેશ કર્યો હતો એમ જાણવાની ઇચ્છા થાય તો તેનું ઉત્તર આપે છેઃ—

बोधयामास मैत्रेयीं याज्ञवल्क्यो निजप्रियाम् ।
न वा अरे पत्युरर्थे पतिः प्रिय इतीरयन् ॥ ५ ॥

अरे पत्युः अर्थे पतिः प्रियः न वा इति ईरयन् याज्ञवल्क्यः निजप्रियां मैत्रेयीं बोधयामास ॥

અરે મૈત્રેયી! સ્ત્રીને પતિના પ્રયોજનમાટે પતિ વહાલો થતો નથીજ, પણ પોતાના પ્રયોજનમાટે તેને પોતાનો પતિ વહાલો થાય છે, એવી રીતે કહેતા છતા ભગવાન્ યાજ્ઞવલ્ક્ય પોતાનાં પ્રિય સ્ત્રી મૈત્રેયીને ઉપદેશ કરતા હવા. ૫

આત્મા પરમપ્રેમનું સ્થાન છે, એટલે તે પરમાનંદરૂપ છે, એમ સિદ્ધ કરવામાટે પ્રથમ તેના પરમપ્રેમના સ્થાનપણાને સિદ્ધ કરવા શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌ના આ પ્રકરણમાંનાં સર્વ વાક્યોનો સાર કહે છેઃ—

पतिर्जाया पुत्रवित्ते पशुब्राह्मणबाहुजाः ।
लोका देवा वेदभूते सर्वं चात्मार्थतः प्रियम् ॥ ६ ॥

पतिः, जाया, पुत्रवित्ते, पशु-ब्राह्मण-बाहुजाः, लोकाः, देवाः च वेदभूते सर्वं आत्मार्थतः प्रियं [ अस्ति ] ॥

પતિ, સ્ત્રી, પુત્ર, ધન, પશુ, બ્રાહ્મણ, ક્ષત્રિય, ભૂરાદિ લોકો, હરિહરાદિ દેવો, ઋગાદિ વેદો, આકાશાદિ ભૂતો અને અન્ય સર્વ પ્રત્યેકને પોતાના પ્રયોજનમાટે પ્રિય લાગે છે, અર્થાત્ સર્વ ભોગ્ય પ્રાણિપદાર્થ ભોક્તાના ભોગનું સાધન હોવાથી ભોક્તાના પ્રયોજનમાટેજ પ્રિય થાય છે, એમના પોતાના પ્રયોજનમાટે તે પ્રિય થતાં નથી. ૬

પતિના પ્રયોજનમાટે પતિ પ્રિય થતો નથી એ શ્રીબૃહદારણ્યકના વાક્યનું તાત્પર્ય કહે છેઃ—

पत्याविच्छा यदा पत्न्यास्तदा प्रीतिं करोति सा ।
क्षुदनुष्ठानरोगाद्यैस्तदा नेच्छति तत्पतिः ॥ ७ ॥

यदा पत्न्याः पत्यौ इच्छा [भवति] तदा सा प्रीतिं करोति, [ यदा ] तत्पतिः क्षुदनुष्ठानरोगाद्यैः [ युक्तः भवति ] तदा [तां] न इच्छति ॥

જ્યારે સ્ત્રીને પોતાના પતિની ઇચ્છા થાય છે ત્યારે તે સ્ત્રી પોતાના પતિઉપર પ્રીતિ કરે છે. જ્યારે એ સ્ત્રીનો પતિ ભૂખ, જપાદિનું અનુષ્ઠાન કે રોગાદિવડે યુક્ત હોવાથી પત્નીની ઇચ્છાના અભાવવાળો હોય છે ત્યારે તે પત્નીની ઇચ્છા કરતો નથી. ૭

ઉપરના શ્લોકમાં જે વાત કહી છે તે વાતપરથી નીચે પ્રમાણે સિદ્ધ થાય છે એમ કહે છેઃ—

न पत्युरर्थे सा प्रीतिः स्वार्थ एव करोति ताम् ।
पतिश्चात्मन एवार्थे न जायार्थे कदाचन ॥ ८ ॥

सा प्रीतिः पत्युः अर्थे न, [ किंतु ] तां स्वार्थे एव करोति, च पतिः आत्मनः अर्थे एव, जायार्थे कदाचन न [ करोति ] ॥

પત્નીની એ પ્રીતિ પતિને માટે નથી, પણ એ પ્રીતિ પત્ની પોતાના સ્વાર્થમાટેજ કરે છે, અને પતિ પત્નીમાં જે પ્રીતિ કરે છે તે પ્રીતિ પણ પોતાને માટેજ કરે છે, પત્નીને માટે કદીપણ તે પ્રીતિ કરતો નથી. ૮

જ્યારે એકની ઇચ્છાવડે પ્રવૃત્તિ થાય છે ત્યારે તે પ્રીતિ ભલે પોતાના પ્રયોજનમાટે હોય, પણ જ્યારે પતિ અને પત્ની તે બંનેની એકજ સમયમાં સુખની ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ થાય ત્યારે તેમાં તે પ્રીતિ એકને માટે નહિ, પણ બંનેને માટે છે એમ કહેવું પડે, એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

अन्योन्यप्रेरणेऽप्येवं स्वेच्छयैव प्रवर्तनम् ॥ ९ ॥

अन्योन्यप्रेरणे अपि एवं स्वेच्छया एव प्रवर्तनम् ॥

તે બંનેની પરસ્પરની પ્રેરણામાં પણ પૂર્વે કહેલી રીતે પોતપોતાની ઇચ્છા પૂર્ણ કરવામાટેજ તેમની પ્રવૃત્તિ થાય છે, એટલે તે પ્રત્યેકની પોતપોતાના પ્રયોજનમાટે પ્રવૃત્તિ થાય છે. ૯

પોતાના પ્રયોજનમાટે મનુષ્યની પ્રવૃત્તિ થાય છે એ વાત ઉદાહરણ આપીને વધારે સ્પષ્ટ કરે છેઃ—

श्मश्रुकंटकवेधेन बाले रुदति तत्पिता ।
चुंबत्येव न सा प्रीतिर्बालार्थे स्वार्थ एव सा ॥ १० ॥

श्मश्रुकंटकवेधेन बाले रुदति [ सति अपि ] तत्पिता चुंबति एव, सा प्रीतिः बालार्थे न [ किंतु ] सा स्वार्थे एव ॥

પિતાના દાઢી અને મૂછના કાંટાજેવા વાળના વેધવડે ( ખુંચવાવડે ) બાલક રુએ છે, છતાં પણ તે બાલકનો પિતા તેના ગાલઉપર ચુંબન કર્યા કરે છેજ. પિતાની તે પ્રીતિ તે બાલકને માટે નથી, પરંતુ તે પ્રીતિ પિતાના પોતાના પ્રયોજનમાટેજ છે. ૧૦

સ્ત્રી અને પુત્રાદિ ભોગ્ય પદાર્થો ચેતનવાળા હોવાથી તેના સંબંધમાં તે સર્વ કોના પ્રયોજનમાટે પ્રવૃત્તિ કરે છે તે બરાબર સ્પષ્ટ થતું નથી, પરંતુ જડપદાર્થના સબંધમાં તેવો સંશય સંભવતો નથી, એટલામાટે જડપદાર્થના દૃષ્ટાંતવડે તે વાત સ્પષ્ટ કરે છેઃ—

निरिच्छमपि रत्नादिवित्तं यत्नेन पालयन् ।
प्रीतिं करोति स स्वार्थे वित्तार्थत्वं न शंकितम् ॥ ११ ॥

निरिच्छं रत्नादिवित्तं अपि यत्नेन पालयन् सः [ पुरुषः ] स्वार्थे प्रीतिं करोति, वित्तार्थत्वं शंकितं न ॥

જડ હોવાથી પોતાના પ્રયોજનની ઇચ્છાવિનાના રત્નાદિ દ્રવ્યનું પણ જે પુરુષ યત્નવડે રક્ષણ કરે છે તે પુરુષ પોતાના પ્રયોજનમાટે તેના ઉપર તેના રક્ષણરૂપ પ્રીતિ કરે છે. તે પ્રીતિ રત્નાદિરૂપ દ્રવ્યના પ્રયોજનમાટે છે એમ કોઇથી શંકા કરાતી નથી. ૧૧

બળદના ઉદાહરણવડે પણ એજ વાત સિદ્ધ કરે છેઃ—

आनिच्छति बलीवर्दे विवाहयिषते बलात् ।

प्रीतिः सा वणिगर्थैव बलीवर्दार्थता कुतः ॥ १२ ॥

बलीवर्दे अनिच्छति [सति] बलात् विवाहयिषते, सा प्रीतिः वणिगर्था एव, [ तस्याः ] बलीवर्दार्थता कुतः ? ॥

બળદની ઇચ્છા નહિ છતાં પણ વાણીઓ બલાત્કારથી તેના ઉપર ભાર ભરીને વહન કરાવવાની ઇચ્છા કરે છે તે પ્રીતિ વાણીઆને માટેજ છે, તે પ્રીતિમાં બળદનું પ્રયોજનપણું કેવી રીતે સંભવી શકે ? નજ સંભવી શકે. ૧૨

બ્રાહ્મણનું દૃષ્ટાંત આપીને પણ ઉપરની વાતને સિદ્ધ કરે છેઃ—

ब्राह्मण्यं मेऽस्ति पूज्योऽहमिति तुष्यति पूजया ।

अचेतनाया जातेर्नो संतुष्टिः पुंस एव सा ॥ १३ ॥

मे ब्राह्मण्यं अस्ति, अहं पूज्यः इति पूजया तुष्यति, [सा] संतुष्टिः अचेतनायाः जातेः नो, सा पुंसः एव ॥

મારું બ્રાહ્મણપણું છે, તેવડે હું પૂજવાયોગ્ય છું, એવી રીતે અન્ય લોકોએ કરેલી પૂજાવડે બ્રાહ્મણ સંતોષ પામે છે, તે સંતોષ જડસ્વભાવવાળી બ્રાહ્મણજાતિને માટે નથી, પણ તે સંતોષ તે બ્રાહ્મણરૂપ પુરુષને માટેજ છે. ૧૩

ક્ષત્રિયના અને વૈશ્યના ઉદાહરણવડે ઉપરની વાતને વધારે સ્પષ્ટ કરે છેઃ—

क्षत्रियोऽहं तेन राज्यं करोमीत्यत्र राजता ।

न जातेर्वैश्यजात्यादौ योजनायेदमीरितम् ॥ १४ ॥

अहं क्षत्रियः [ अस्मि ] तेन राज्यं करोमि इति अत्र राजता जातेः न, इदं वैश्यजात्यादौ योजनाय ईरितम् ॥

હું ક્ષત્રિય છું, ને તે ક્ષત્રિયપણાવડે હું રાજ્ય કરું છું, એવી રીતે અહીં રાજાપણું ક્ષત્રિયજાતિનું નથી, પણ તે ક્ષત્રિયનું પોતાનું છે. આ કથન વૈશ્યજાતિ આદિમાં જોડવાને માટે કરેલું છે. ૧૪

સ્વર્ગાદિ લોકને માટે સ્વર્ગાદિ લોક પ્રિય થતાં નથી એના શ્રુતિવાક્યનું તાત્પર્ય કહે છેઃ—

स्वर्गलोकब्रह्मलोकौ स्तां ममेत्यभिवांछनम् ।
लोकयोर्नोपकाराय स्वभोगार्थैव केवलम् ॥ १५ ॥

मम स्वर्गलोकब्रह्मलोकौ स्तां इति अभिवांछनं लोकयोः उपकाराय न, केवलं स्वभोगाय एव ॥

મને શાસ્ત્રોક્ત કર્મવડે સ્વર્ગલોક પ્રાપ્ત થાઓ, અથવા ઉપાસનાવડે મને બ્રહ્મલોક પ્રાપ્ત થાઓ, આવી મનુષ્યના મનની જે દૃઢ ઇચ્છા થાય છે તે સ્વર્ગલોકના અથવા બ્રહ્મલોકના પ્રયોજનમાટે થતી નથી, પણ માત્ર પોતાના ઉપભોગમાટેજ થાય છે. ૧૫

શ્રદ્ધાળુ મનુષ્ય દેવોનું પૂજન કરે છે તે પણ પોતાના લાભમાટે કરે છે, દેવોના લાભમાટે કરતા નથી એમ કહે છેઃ—

ईशविष्ण्वादयो देवाः पूज्यंते पापनष्टये ।
न तन्निष्पापदेवार्थं तत्तु स्वार्थं प्रयुज्यते ॥ १६ ॥

ईशविष्ण्वादयः देवाः पापनष्टये पूज्यंते, तत् निष्पापदेवार्थं न, [किं]तु तत् स्वार्थं प्रयुज्यते ॥

મહેશ્વર અને વિષ્ણુ-આદિ દેવો મનુષ્યના પોતાના પાપસંસ્કારની નિવૃત્તિને માટે મનુષ્યોવડે પૂજવામાં આવે છે, તે પૂજન પાપસંસ્કારરહિત દેવોને માટે કરવામાં આવતું નથી, પરંતુ તે પૂજન મનુષ્યના પોતાના સ્વાર્થમાટેજ કરવામાં આવે છે. ૧૬

વેદોનું અધ્યયન પણ પોતાને માટેજ કરવામાં આવે છે, વેદોને માટે કરવામાં આવતું નથી એમ જણાવે છેઃ—

ऋगादयो ह्यधीयंते दुर्ब्राह्मण्यानवाप्तये ।
न तत्प्रसक्तं वेदेषु मनुष्येषु प्रसज्यते ॥ १७ ॥

दुर्ब्राह्मण्यानवाप्तये ऋगादयः अधीयंते, हि तत् वेदेषु प्रसक्तं न, मनुष्येषु प्रसज्यते ॥

દુર્બ્રાહ્મણપણાની (વ્રાત્યપણાની) પ્રાપ્તિ ન થવામાટે બ્રાહ્મણવડે પ્રસિદ્ધ ઋગાદિ વેદો ભણવામાં આવે છે, કેમકે તે વ્રાત્યપણું ઋગાદિ વેદોમાં સંબંધ પામેલું નથી, પણ બ્રાહ્મણાદિ મનુષ્યોમાં તે સંબંધ પામેલું છે. ૧૭

પૃથ્વી આદિ પાંચ ભૂતોને પણ પ્રાણીઓ પોતાને માટે ઇચ્છે છે એમ જણાવે છેઃ—

**भूम्यादिपंचभूतानि स्थानतृट्पाकशोषणैः ।**
**हेतुभिश्चावकाशेन वांछंत्येषां न हेतवः ॥ १८ ॥**

[ सर्वे प्राणिनः ] स्थान-तृट्-पाक-शोषणैः हेतुभिः च अवकाशेन भूम्यादिपंचभूतानि वांछंति, एषां हेतवः न ॥

મનુષ્યાદિ પ્રાણીઓ પૃથ્વીને પોતાના રહેવાના સ્થાનરૂપ પ્રયોજનમાટે, જલને તરષની નિવૃત્તિરૂપ પ્રયોજનમાટે, અગ્નિને પાક કરવામાટે, વાયુને સૂકવવાને માટે અને આકાશને અવકાશને માટે એમ પૃથ્વી આદિ પાંચ ભૂતોને સ્થાન, તૃષા, પાક અને શોષણરૂપ તથા અવકાશરૂપ પોતાના પ્રયોજનમાટે ઇચ્છે છે, તેઓના પ્રયોજનમાટે તેઓ તેમને ઇચ્છતા નથી. ૧૮

સ્વામી અને ચાકર આદિ સર્વ પોતાના ઉપકારને માટે ચાકર ને સ્વામી આદિને ઇચ્છે છે એમ જણાવે છેઃ—

**स्वामिभृत्यादिकं सर्वं स्वोपकाराय वांछति ।**
**तत्तत्कृतोपकारस्तु तस्य तस्य न विद्यते ॥ १९ ॥**

स्वामिभृत्यादिकं सर्वं स्वोपकाराय वांछति, तत्तत्कृतोपकारः तु तस्य तस्य न विद्यते ॥

સ્વામી અને સેવક આદિ સર્વ પોતાના ઉપકારમાટે સેવકને અને સ્વામી આદિને ઇચ્છે છે. તે તે સ્વામી અને સેવકે કરેલો ઉપકાર તો વાસ્તવિકરીતે તેમને માટે કરેલો હોતો નથી, પણ પોતાને માટે હોય છે, અર્થાત સ્વામી સેવકને જે પગાર આપે છે તે પગાર પોતાના પ્રયોજનમાટે આપે છે, ને સેવક જે સેવા કરે છે તે પણ પોતાના પ્રયોજનમાટે કરે છે. ૧૯

બૃહદારણ્યકશ્રુતિમાં આવાં ઘણાં દૃષ્ટાંતો આપવાનું કારણ જણાવે છેઃ—

**सर्वव्यवहृतिष्वेवमनुसंधातुमीदृशम् ।**
**उदाहरणबाहुल्यं तेन स्वां वासयेन्मतिम् ॥ २० ॥**

सर्वव्यवहृतिषु एवं अनुसंधातुं ईदृशं उदाहरणबाहुल्यं [ उक्तम् ] तेन स्वां मतिं वासयेत् ॥

ઇચ્છાપૂર્વક થતા સર્વ વ્યવહારોમાં પોતાના સુખને માટે સર્વ પ્રિય થાય છે એવી રીતે અનુસંધાન કરવામાટે આવા ઉદાહરણનું બહુપણું છે, અર્થાત ઘણાં

દૃષ્ટાંતો આપ્યાં છે. તે દૃષ્ટાંતોવડે પોતાની બુદ્ધિને પોતાને માટે સર્વ પ્રિય થાય છે એજ નિર્ણયમાં દૃઢ કરે. ૨૦

પોતાને માટે અન્ય પ્રાણિપદાર્થમાં પ્રીતિ થાય છે એમ પ્રતિપાદન કરવામાં આવ્યું એ ઉદાહરણોમાં આવેલા પ્રીતિશબ્દના અર્થવિષે નીચેના દોઢ શ્લોકમાં શંકા કરે છેઃ—

अथ केयं भवेत्प्रीतिः श्रूयते या निजात्मनि।
रागो वध्वादिविषये श्रद्धा यागादिकर्मणि।
भक्तिः स्याद्गुरुदेवादाविच्छा त्वप्राप्तवस्तुनि ॥ २१ ॥

अथ निजात्मनि या प्रीतिः श्रूयते [ सा ] इयं का भवेत्? वध्वादिविषये रागः, यागादिकर्मणि श्रद्धा, गुरुदेवादौ भक्तिः तु अप्राप्तवस्तुनि इच्छा [ प्रीतिः ] स्यात्? ॥

હવે પોતાના આત્મામાં જે પ્રીતિ શ્રુતિમાં સાંભળવામાં આવે છે તે આ પ્રીતિ કઇ છે? તે શું રાગરૂપ છે? વા શ્રદ્ધારૂપ છે? વા ભક્તિરૂપ છે? કે ઇચ્છારૂપ છે? જો તે રાગરૂપ હોય તો તે સ્ત્રીપુત્રાદિકઉપર સંભવે, યજ્ઞયાગાદિકમાં સંભવે નહિ; જો તે શ્રદ્ધારૂપ હોય તો યજ્ઞયાગાદિ શાસ્ત્રોક્ત કર્મમાં સભવે, પણ સ્ત્રી આદિકમાં સંભવે નહિ; જો ભક્તિરૂપ હોય તો તે સદ્ગુરુમાં ને દેવાદિમાં સંભવે, બીજા વિષયમાં સંભવે નહિ; અને જો ઇચ્છારૂપ હોય તો નહિ પ્રાપ્ત થયેલી પ્રિય વસ્તુમાં સંભવે, પ્રાપ્તવસ્તુમાં સભવે નહિ. એવી રીતે તે પ્રીતિ સર્વ વિષયવિષે સંભવી શકે નહિ. ૨૧

ઉપર જણાવેલા ચાર પક્ષોથી ભિન્ન પક્ષનો સ્વીકાર કરીને ઉપરની શંકાનું સમાધાન કરે છેઃ—

तर्ह्यस्तु सात्त्विकी वृत्तिः सुखमात्रानुवर्तिनी।
प्राप्ते नष्टेऽपि सद्भावादिच्छातो व्यतिरिच्यते ॥ २२ ॥

तर्हि सुखमात्रानुवर्तिनी सात्त्विकी वृत्तिः अस्तु, प्राप्ते नष्टे अपि [ अस्याः ] सद्भावात् [ इयं ] इच्छातः व्यतिरिच्यते ॥

જો પ્રીતિના રાગાદિરૂપપણાનો અસંભવ છે તો માત્ર સુખમાં અનુવૃત્ત (ઓતપ્રોત) થઇને રહેનારી સત્ત્વગુણના પરિણામરૂપ ચિત્તવૃત્તિજ પ્રીતિ હો. પ્રાપ્ત થયેલા પ્રાણિપદાર્થમાં અને નાશ થયેલા પ્રાણિપદાર્થમાં પણ આ પ્રીતિનો સદ્ભાવ હોવાથી આ પ્રીતિ ઇચ્છાથી ભેદ પામે છે, અર્થાત્ ઇચ્છા અપ્રાપ્ત પ્રાણિપદાર્થમાં હોય છે, અને આ તો પ્રાપ્ત થયેલામાં ને નાશ થયેલામાં પણ હોય છે. ૨૨

સુખના સાધનરૂપ અન્નાદિ પદાર્થોપ્રમાણેજ આત્મામાં પ્રીતિ જણાવાથી આત્મા પણ અન્નાદિપ્રમાણે સુખનું સાધન થશે એવી શંકા ઉપજાવી તેનું સમાધાન કરે છેઃ—

सुखसाधनतोपाधेरन्नपानादयः प्रियाः ॥ २३ ॥
आत्माऽऽनुकूल्यादन्नादिसमश्चेदमुनात्र कः ।
अनुकूलयितव्यः स्यान्नैकस्मिन्कर्मकर्तृता ॥ २४ ॥

अन्नपानादयः सुखसाधनतोपाधेः [ यथा ] प्रियाः [ दृष्टाः तथा ] आत्मा [अपि] आनुकूल्यात् अन्नादिसमः [ इति ] चेत् अमुना अत्र कः अनुकूलयितव्यः? एकस्मिन् कर्मकर्तृता न स्यात् ॥

ખાવાના પદાર્થો અને પીવાના પદાર્થો ઇત્યાદિ સુખના સાધનપણારૂપ ઉપાધિથી જેમ પ્રિય જણાય છે તેમ આત્મા પણ અનુકૂલપણાથી (પ્રિય પ્રતીત થવાથી) અન્નાદિના સમાન થશે એમ જો તમે કહો તો તેનું સમાધાન સાંભળોઃ–આમ થવાવડે આ આત્માને આ લોકમાં અનુકૂલ માનીને ગ્રહણ કરનાર કયો ભોક્તા થશે? કોઇ પણ નહિ થાય, કેમકે આત્માજ ભોક્તા છે. તે આત્મા પોતેજ પોતાને અનુકૂલ કરીને તેને ભોગવશે એમ જો તમે કહો તો એકજ આત્મામાં કર્મપણું (ભોગ્યપણું) અને કર્તાપણું (ભોક્તાપણું) સંભવી શકે નહિ. ૨૩–૨૪

વિષયજન્ય સુખમાં સામાન્ય પ્રીતિ હોય છે, અને આત્મામાં તો નિરતિશય પ્રીતિ હોય છે એમ જણાવે છેઃ—

सुखे वैषयिके प्रीतिमात्रमात्मा त्वतिप्रियः ।
सुखे व्यभिचरत्येषा नात्मनि व्यभिचारिणी ॥ २५ ॥

वैषयिके सुखे प्रीतिमात्रं, आत्मा तु अतिप्रियः, सुखे एषा व्यभिचरति, आत्मनि व्यभिचारिणी न ॥

વિષયથી ઉપજતા સુખમાં સાધારણ પ્રીતિ હોય છે, અને આત્મા તો અત્યંત પ્રિય છે. વિષયથી ઉપજતા સુખમાં આ પ્રીતિ વ્યભિચાર પામે છે, અર્થાત્ એક વિષયસુખને છોડીને તે બીજા વિષયસુખમાં જાય છે, પણ આત્મામાં રહેલી પ્રીતિ વ્યભિચાર પામતી નથી, અર્થાત્ આત્માને છોડીને તે પ્રીતિ બીજે ઠેકાણે જઇ શકતી નથી. ૨૫

વિષયથી ઉપજતા સુખમાં પ્રીતિનો જે વ્યભિચાર થાય છે તે જણાવે છેઃ—

एकं त्यक्त्वान्यदादत्ते सुखं वैषयिकं सदा ।
नात्मा त्याज्यो न चादेयस्तस्मिन्व्यभिचरेत्कथम् ॥ २६ ॥

एकं वैषयिकं सुखं त्यक्त्वा सदा अन्यत् आदत्ते, आत्मा त्याज्यः न, च आदेयः न, तस्मिन् कथं व्यभिचरेत् ? ॥

એક વિષયસંબંધી સુખનો ત્યાગ કરીને મનુષ્યાદિનું મન સર્વદા બીજા વિષયસુખનું ગ્રહણ કરે છે, પણ આત્મા પોતાનું સ્વરૂપ હોવાથી પરિત્યાગ કરવાયોગ્ય નથી, અને ગ્રહણ કરવાયોગ્ય પણ નથી, તેથી તેમાં રહેલી પ્રીતિ કેવી રીતે વ્યભિચાર પામે? અર્થાત્ નજ પામે. ૨૬

જો આત્મા ત્યાગનો વિષય અને ગ્રહણનો વિષય ન થતો હોય તો તે તણખલાં આદિની પેઠે ઉપેક્ષાનો વિષય કેમ નહિ થાય એમ શંકા કરીને તેનું સમાધાન કરે છે:—

हानादानविहीनेऽस्मिन्नुपेक्षा चेत्तृणादिवत् ।
उपेक्षितुः स्वरूपत्वान्नोपेक्ष्यत्वं निजात्मनः ॥ २७ ॥

हानादानविहीने अस्मिन् तृणादिवत् उपेक्षा चेत् उपेक्षितुः स्वरूपत्वात् निजात्मनः उपेक्ष्यत्वं न ॥

ત્યાગથી અને ગ્રહણથી રહિત આ આત્મામાં તણખલાં આદિ તુચ્છ પદાર્થની પેઠે ઉપેક્ષા થશે એમ જો તમે કહો તો અમે તેના સમાધાનમાં કહીએ છીએ કે આ આત્મા ઉપેક્ષા કરનાર મનુષ્યનું સ્વરૂપ હોવાથી પોતાના સ્વરૂપનું ઉપેક્ષ્યપણું સંભવી શકતું નથી. ૨૭

આત્મા પરિત્યાગનો વિષય થતો નથી એમ જે તમે કહો છો તે યોગ્ય નથી, કેમકે રોગાદિવડે તેનું ત્યાજ્યપણું હોવાનો મનુષ્યોને અનુભવ થાય છે એવી શંકા કરીને તેનું ટુંકું સમાધાન કરે છે:—

रोगक्रोधाभिभूतानां मुमूर्षा वीक्ष्यते क्वचित् ।
ततो द्वेषाद्भवेत्याज्य आत्मेति यदि तन्न हि ॥ २८ ॥

रोगक्रोधाभिभूतानां क्वचित् मुमूर्षा वीक्ष्यते, ततः द्वेषात् आत्मा त्याज्यः भवेत् इति यदि [ तर्हि ] तत् नहि ॥

રોગ અને ક્રોધાદિવડે વ્યાકુલ થયેલા મનુષ્યોની ક્યારેક મરવાની ઇચ્છા જોવામાં આવે છે એ કારણથી આત્મા દ્વેષથી ત્યાગ કરવાયોગ્ય સિદ્ધ થાય છે એમ જો તમે કહો તો તે તમારું કહેવું યોગ્ય નથીજ. ૨૮

ત્યાગનો વિષય આત્મા નથી, પણ તેનાથી ભિન્ન દેહ ત્યાગનો વિષય છે એમ પૂર્વોક્ત શંકાનું સમાધાન કરે છેઃ—

त्यक्तुं योग्यस्य देहस्य नात्मता त्यक्तुरेव सा ।
न त्यक्तर्यस्ति स द्वेपस्त्याज्ये द्वेपे तु का क्षतिः ॥ २९ ॥

त्यक्तुं योग्यस्य देहस्य आत्मता न, [ किंतु ] सा त्यक्तुः एव, [ अतः ] सः द्वेपः त्यक्तरि न अस्ति, त्याज्ये द्वेपे तु का क्षतिः ? ॥

રોગાદિવડે પરાભવ પામેલા પુરુષને ત્યાગ કરવાયોગ્ય જણાતા શરીરનું આત્મપણું નથી, પરંતુ તે આત્મપણું દેહાદિથી ભિન્ન દેહનો ત્યાગ કરવા ઇચ્છનારા આત્માનુંજ છે, આ કારણથી આગળ જણાવેલો દ્વેષ ત્યાગ કરવા ઇચ્છનારા આત્મામાં નથી. ત્યાગ કરવાયોગ્ય શરીરમાં કોઇ કારણથી જો દ્વેષ થાય તો તેમાં આત્માના ત્યાગનો અસંભવ છે એમ કહેનારા અમારી શી હાનિ થાય છે? કાંઇ હાનિ થતી નથી. ૨૯

પતિના સુખમાટે પતિ પ્રિય થતો નથી ત્યાંથી આરંભીને આત્માના સુખમાટે સર્વ પ્રિય થાય છે ત્યાંસુધીની શ્રુતિના તાત્પર્યનું અવલોકન કરીને આત્માનું અત્યંત પ્રિયપણું દેખાડ્યું. હવે યુક્તિથી આત્માનું પ્રિયતમપણું દેખાડે છેઃ—

आत्मार्थत्वेन सर्वस्य प्रीतेश्चात्मा ह्यतिप्रियः ।
सिद्धो यथा पुत्रमित्रात्पुत्रः प्रियतरस्तथा ॥ ३० ॥

यथा पुत्रमित्रात् पुत्रः प्रियतरः तथा सर्वस्य आत्मार्थत्वेन प्रीतेः च आत्मा अतिप्रियः सिद्धः हि ॥

જેવી રીતે મનુષ્યને પોતાના પુત્રના મિત્રથી પોતાનો પુત્ર વધારે પ્રિય હોય છે તેવી રીતે પતિ સ્ત્રી આદિ સર્વ ભોગ્ય પ્રાણિપદાર્થનો સમૂહ આત્માના પ્રયોજનપણાવડે પ્રીતિનો વિષય થવાથીજ આત્મા અતિપ્રિય છે એમ સારી રીતે સિદ્ધ થયું. ૩૦

આત્મા નિરતિશય પ્રીતિનો વિષય છે એમ શ્રુતિવડે અને યુક્તિવડે સિદ્ધ કરીને હવે મનુષ્યોના અનુભવવડે પણ તેજ વાતને વધારે દૃઢ કરે છેઃ—

मा न भूवमहं किंतु भूयासं सर्वदेत्यसौ ।
आशीः सर्वस्य दृष्टेति प्रत्यक्षा प्रीतिरात्मनि ॥ ३१ ॥

अहं मा भूवं [ इति ] न, किंतु सर्वदा भूयासं इति असौ आशीः सर्वस्य दृष्टा इति आत्मनि प्रीतिः प्रत्यक्षा [अस्ति] ॥

હું ન હોઉં તો ઠીક એમ કોઈ પણ પ્રાણીને લાગતું નથી, પરંતુ હું સર્વદા રહું તો ઠીક એમ આ જીવવાની ઇચ્છા સર્વ પ્રાણીઓના અંતઃકરણમાં જોવામાં આવે છે. એવી રીતે આત્મામાં નિરતિશય પ્રીતિ પ્રત્યક્ષ થાય છે. ૩૧

મનુષ્યને આત્મામાં નિરતિશય પ્રેમ નથી, પણ પુત્ર ને સ્ત્રી આદિમાં નિરતિશય પ્રેમ છે એમ કેટલાક વાદીઓ કહે છે એમ જણાવે છેઃ—

इत्यादिभिस्त्रिभिः प्रीतौ सिद्धायामेवमात्मनि ।
पुत्रभार्यादिशेषत्वमात्मनः कैश्चिदीरितम् ॥ ३२ ॥

इत्यादिभिः त्रिभिः एवं आत्मनि प्रीतौ सिद्धायां [ सत्यां ] कैश्चित् आत्मनः पुत्रभार्यादिशेषत्वं ईरितं [अस्ति] ॥

શ્રુતિ, યુક્તિ ને અનુભવ આ ત્રણવડે પૂર્વે કહેલી રીતે આત્મામાં પ્રીતિ સિદ્ધ થયા છતાં પણ શ્રુતિ, સ્મૃતિ અને લોકાનુભવનું તાત્પર્ય નહિ જાણનારા કેટલાક મનુષ્યોએ આત્મા પુત્ર અને સ્ત્રી આદિના શેષરૂપ છે એમ કહેલું છે, અર્થાત્ પુત્ર ને સ્ત્રી આદિ ભોક્તા છે, અને આત્મા એમના ભોગનું સાધન છે એમ કહેલું છે. ૩૨

એ વાદીઓ પોતાનું કહેલું સિદ્ધ કરવા નીચે પ્રમાણે કહે છે એમ જણાવે છેઃ—

एतद्विवक्षया पुत्रे मुख्यात्मत्वं श्रुतीरितम् ।
आत्मा वै पुत्रनामेति तच्चोपनिषदि स्फुटम् ॥ ३३ ॥

एतद्विवक्षया "आत्मा वै पुत्रनामा" इति पुत्रे मुख्यात्मत्वं श्रुतीरितम् [ अस्ति, ] तत् च उपनिषदि स्फुटम् ॥

વાદીઓ કહે છે કે પુત્રનું આત્મપણું કહેવાની ઇચ્છાવડે "આત્મા જ પુત્ર છે" એ વચનોવડે પુત્રમાં મુખ્યાત્મપણું શ્રુતિમાં કહેલું છે, એટલે, પુત્રનું મુખ્યાત્મપણું ઐતરેયોપનિષદ્‌માં સ્પષ્ટ જણાવ્યું છે. ૩૩

ઐતરેયોપનિષદ્‌માં કયાં વચનોવડે પુત્રનું મુખ્યાત્મપણું કહેલું છે એ જાણવાની ઇચ્છા થાય તો તે વચનોને અર્થથી નીચેના શ્લોકમાં કહે છેઃ—

सोऽस्यायमात्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते ।
अथास्येतर आत्मायं कृतकृत्यः प्रमीयते ॥ ३४ ॥

अस्य सः अयं आत्मा पुण्येभ्यः कर्मभ्यः प्रतिधीयते, अथ अस्य इतरः अयं आत्मा कृतकृत्यः [ सन् ] प्रमीयते ॥

આ પિતાનો તે આ પુત્રરૂપ આત્મા પુણ્યકર્મોના અનુષ્ઠાનમાટે પોતાનો પ્રતિનિધિ કરાય છે. પછી આ પિતાનો પુત્રથી ભિન્ન વૃદ્ધાવસ્થાથી ઘેરાયેલો આ પિતૃરૂપ આત્મા કૃતાર્થ થયો છતો મરણ પામે છે. ૩૪

આ અર્થ સુદૃઢ કરવામાટે પુત્રરહિતને પરલોકની પ્રાપ્તિ થતી નથી એવા શાસ્ત્રવચનને વાદી અર્થથી નીચેના શ્લોકવડે કહે છેઃ—

सत्यप्यात्मनि लोकोऽस्ति नापुत्रस्यात एव हि ।
अनुशिष्टं पुत्रमेव लोक्यमाहुर्मनीषिणः ॥ ३५ ॥

अतः एव आत्मनि सति अपि अपुत्रस्य लोकः न अस्ति, हि मनीषिणः अनुशिष्टं पुत्रं एव लोक्यं आहुः ॥

જેથી પુત્રનું મુખ્યાત્મપણું છે તેથીજ પોતાનો આત્મા વિદ્યમાન છતાં પણ પુત્રરહિત મનુષ્યને પિતૃલોકની પ્રાપ્તિ થતી નથી એમ પુરાણાદિમાં કહેલું છે. શ્રુતિમાં પણ શાસ્ત્રને જાણનારા બુદ્ધિમાન્ પુરુષ "તું વેદ છે" ઇત્યાદિ મંત્રવડે જેને ઉપદેશ કર્યો છે એવો પુત્રજ પરલોકનું સાધન થાય છે એમ કહે છે. ૩૫

આ લોકનું સુખ પણ પુત્રવડેજ પ્રાપ્ત થાય છે એવા ભાવની શ્રુતિને અર્થથી નીચેના શ્લોકમાં કહે છેઃ—

मनुष्यलोको जय्यः स्यात्पुत्रेणैवेतरेण नो ।
मुमूर्षुर्मंत्रयेत्पुत्रं त्वं ब्रह्मेत्यादिमंत्रकैः ॥ ३६ ॥

मनुष्यलोकः पुत्रेण एव जय्यः स्यात्, इतरेण नो, मुमूर्षुः "त्वं ब्रह्म" इत्यादि मंत्रकैः पुत्रं मंत्रयेत् ॥

આ મનુષ્યલોકનું સુખ અને પ્રતિષ્ઠા પુત્રવડેજ પ્રાપ્ત કરી શકાય છે, બીજાં કર્માદિ સાધનવડે તે પ્રાપ્ત કરી શકાય એમ નથી, એ કારણથી જેનો મરણકાલ સમીપ આવ્યો છે એવો પુરુષ "તું વેદ છે" ઇત્યાદિ મંત્રોવડે પોતાના પુત્રને ગુપ્ત ઉપદેશ કરે છે, અર્થાત્ એ પુત્રને કહે છે કેઃ—"મેં જે વેદભાગનું અધ્યયન કર્યું નથી તે વેદભાગનું અધ્યયન તું મારી વતી કરજે, મેં જે યજ્ઞો કર્યા નથી તે યજ્ઞો તું મારી વતી કરજે, અને આ લોકમાં મારું જે લેવુંદેવું છે તે મારું લેવુંદેવું પણ તું મારી વતી લેજેદેજે." ૩૬

ઉપર જણાવેલા અર્થની વાદી નીચેના શ્લોકથી સમાપ્તિ કરે છેઃ—

इत्यादिश्रुतयः प्राहुः पुत्रभार्यादिशेषताम् ।
लौकिका अपि पुत्रस्य प्राधान्यमनुमन्वते ॥ ३७ ॥

इत्यादिश्रुतयः पुत्रभार्यादिशेषतां प्राहुः लौकिकाः अपि पुत्रस्य प्राधान्यं अनुमन्वते ॥

ઇત્યાદિ ઘણી શ્રુતિઓ આત્માના પુત્ર ને સ્ત્રી આદિના શેષપણાને એટલે આત્મા પુત્રના ને સ્ત્રી આદિના ભોગનું સાધન છે-એમ સ્પષ્ટ કહે છે. લૌકિક મનુષ્યો પણ પુત્રનું પ્રધાનપણું પ્રસિદ્ધપણે સ્વીકારે છે. ૩૭

ઉપર જણાવેલા અર્થને હવે યુક્તિથી સિદ્ધ કરે છેઃ—

**स्वस्मिन्मृतेऽपि पुत्रादिर्जीवेद्वित्तादिना यथा ।**

**तथैव यत्नं कुरुते मुख्याः पुत्रादयस्ततः ॥ ३८ ॥**

[यतः] स्वस्मिन् मृते अपि पुत्रादिः वित्तादिना यथा जीवेत् तथा एव यत्नं कुरुते ततः पुत्रादयः मुख्याः ॥

જે કારણથી પિતા પોતાના મરણપછી પણ પોતાનો પુત્ર અને પોતાની સ્ત્રી આદિ દ્રવ્ય અને ભૂમિ આદિવડે જેવી રીતે જીવતાં રહે તેવી રીતેજ પ્રયત્ન કરે છે, અર્થાત્ તેમનો જીવનનિર્વાહ સુખરૂપ ચાલે તેટલામાટે દ્રવ્યાદિ સંપાદન કરવા પ્રયત્ન કરે છે, તે કારણથી પુત્ર અને સ્ત્રી આદિ મુખ્યાત્મા છે. ૩૮

વાદીનું કથન કેટલેક અંશે સ્વીકાર્યા છતાં પણ આત્મા પુત્રાદિના ભોગના સાધનરૂપ છે એમ સિદ્ધ થતું નથી એમ સિદ્ધાંતી જણાવે છેઃ—

**बाढमेतावता नात्मा शेषो भवति कस्यचित् ।**

**गौणमिथ्यामुख्यभेदैरात्माऽयं भवति त्रिधा ॥ ३९ ॥**

बाढम्, एतावता आत्मा कस्यचित् शेषः न भवति, अयं आत्मा गौणमिथ्यामुख्यभेदैः त्रिधा भवति ॥

તમારું કહેવું કેટલેક અંશે ભલે સત્ય હોય, અર્થાત્ પુત્રાદિનું કોઇ પ્રસંગે ભલે પ્રધાનપણું હોય, પણ એટલા ઉપરથી મુખ્યાત્મા કોઇના ભોગના સાધનરૂપ છે એમ સિદ્ધ થતું નથી. આ આત્મા ગૌણ, મિથ્યા ને મુખ્ય એવા ભેદોવડે ત્રણ પ્રકારનો છે. ૩૯

તેમાં પુત્રાદિ ગૌણ આત્મા છે એ જણાવવામાટે ગૌણપ્રયોગનું લૌકિક દૃષ્ટાંત આપીને તેની પુત્રાદિકમાં યોજના કરે છેઃ—

**देवदत्तस्तु सिंहोऽयमित्यैक्यं गौणमेतयोः ।**

**भेदस्य भासमानत्वात्पुत्रादेरात्मता तथा ॥ ४० ॥**

अयं देवदत्तः तु सिंहः इति एतयोः ऐक्यं भेदस्य भासमानत्वात् गौणं, तथा पुत्रादेः आत्मता [ अपि ] ॥

આ દેવદત્ત તો સિંહ છે એવી રીતે દેવદત્તનું અને સિંહનું એકપણું એ બંનેનો ભેદ સ્પષ્ટ જણાતો હોવાથી જેમ ગૌણ છે તેમ પુત્રાદિનું આત્મપણું પણ ગૌણ છે. ૪૦

હવે મિથ્યા આત્મા કોણ છે તે જણાવે છેઃ—

**भेदोऽस्ति पंचकोशेषु साक्षिणो न तु भात्यसौ ।**
**मिथ्याऽऽत्मताऽतः कोशानां स्थाणोश्चोरात्मता यथा ॥ ४१ ॥**

पंचकोशेषु साक्षिणः भेदः अस्ति, तु असौ न भाति, अतः स्थाणोः चोरात्मता यथा [ मिथ्या तथा ] कोशानां आत्मता मिथ्या [ अस्ति ] ॥

આનંદમય, વિજ્ઞાનમય, મનોમય, પ્રાણમય ને અન્નમય એ પાંચ કોશનો તેમના સાક્ષિરૂપ આત્માથી ભેદ શાસ્ત્રદૃષ્ટિએ વિદ્યમાન છતાં પણ આ ભેદ મનુષ્યોને પ્રત્યક્ષ પ્રતીત થતો નથી, આ કારણથી ઠુંઠાનું ચોરપણું જેમ મિથ્યા છે તેમ પાંચ કોશોનું આત્મપણું પણ મિથ્યા છે. ૪૧

હવે સાક્ષિરૂપ આત્માનું મુખ્યાત્મપણું પ્રતિપાદન કરે છેઃ—

**न भाति भेदो नाप्यस्ति साक्षिणोऽप्रतियोगिनः ।**
**सर्वांतरत्वात्तस्यैव मुख्यमात्मत्वमिष्यते ॥ ४२ ॥**

अप्रतियोगिनः साक्षिणः भेदः न भाति, न अस्ति अपि, सर्वांतरत्वात् तस्य एव मुख्यं आत्मत्वं इष्यते ॥

જેનો કોઇ પ્રતિયોગી (પ્રતિપક્ષી) નથી એવા સાક્ષિરૂપ આત્માનો કોઇથી ભેદ જણાતો નથી, અને વસ્તુતાએ અન્ય કલ્પિત હોવાથી તેનો તેમનાથી ભેદ પણ નહિ. તે દેહાદિ સર્વની અંતર રહેનારો હોવાથી તેનુંજ મુખ્યાત્મપણું સ્વીકારાય છે.

જેવી રીતે પુત્રાદિ ગૌણાત્મા અને શરીરાદિ મિથ્યાત્મા પરસ્પર ને બીજાના પ્રતિપક્ષી થાય છે તેવી રીતે સર્વ કલ્પિતના અધિષ્ઠાનરૂપ હોવાથી મુખ્યાત્માનો કોઇ પ્રતિપક્ષી નથી, અર્થાત્ પુત્રાદિનો ને શરીરાદિનો પરસ્પરે ને અન્ય પદાર્થથી ભેદ છે, પરંતુ સાક્ષિરૂપ આત્માનો તે સર્વના અધિષ્ઠાનરૂપે હોવાથી કોઇ પણ પ્રાણિપદાર્થથી ભેદ નથી, એટલે તે સર્વદા પ્રતિપક્ષીવિનાનો છે. આત્મા સર્વનું અધિષ્ઠાન હોવાથી અન્ય સર્વ તેમાં કલ્પિત છે, એટલે તે કોઇથી ભેદ પામતો નથી. વળી તે ત્રણે શરીરોની અંતર રહેલો હોવાથી તેનુંજ મુખ્યાત્મપણું માનવું જોઇએ. ૪૨

આત્મા ભલે ત્રણ પ્રકારનો હોય, પણ તેથી પુત્રાદિકનું ભોક્તાપણું

(પ્રધાનપણું) અને આત્માનું ભોગ્યપણું (ગૌણપણું) જે અમે કહ્યું છે તેનું નિરાકરણ શી રીતે થાય છે એમ વાદીને શંકા થાય તો તેનું સમાધાન કરે છે–

**सत्येवं व्यवहारेषु येषु यस्यात्मतोचिता ।**
**तेषु तस्यैव शेषित्वं सर्वस्यान्यस्य शेषता ॥ ४३ ॥**

एवं सति येषु व्यवहारेषु यस्य आत्मता उचिता तेषु तस्य एव शेषित्वं, अन्यस्य सर्वस्य शेषता ॥

એવી રીતે આત્માનું ત્રિવિધપણું હોવાથી જે વ્યવહારોમાં (પાલન, પોષણ ને બ્રહ્માત્મપણું ઇત્યાદિ વ્યવહારોમાં) જે પુત્રાદિકનું, સ્થૂલદેહાદિકનું ને સાક્ષીનું આત્મપણું ઉચિત છે તે વ્યવહારોમાં તેનુંજ પ્રધાનપણું છે, અને અન્ય સર્વનું ગૌણપણું છે. ૪૩

ઉપર જણાવેલા વિષયને વિશેષ સ્પષ્ટ કરે છે:—

**मुमूर्षोर्गृहरक्षादौ गौणात्मैवोपयुज्यते ।**
**न मुख्यात्मा न मिथ्यात्मा पुत्रः शेषी भवत्यतः ॥ ४४ ॥**

मुमूर्षोः गृहरक्षादौ गौणात्मा एव उपयुज्यते, मुख्यात्मा न, मिथ्यात्मा [अपि] न, अतः पुत्रः शेषी भवति ॥

મરણપથારીપર પડેલા પુરુષને ઘરના રક્ષણ આદિના કામમાં પુત્ર અને સ્ત્રીરૂપ ગૌણાત્માનોજ ઉપયોગ થાય છે, કેમકે મરનારના પછી તે જીવતાં રહે છે. મુખ્યાત્મા એટલે સાક્ષી વિકારરહિત હોવાથી તે કામમાં તે ઉપયોગી થતો નથી, મિથ્યાત્મરૂપ સ્થૂલશરીર પણ મરણોન્મુખ થવાથી તેનો પણ કાંઇ ઉપયોગ નથી, આ કારણથી તે પ્રસંગમાં પુત્ર પ્રધાન થાય છે. ૪૪

પોતે વિદ્યમાન છતાં પણ પોતાના ગૃહાદિના રક્ષણમાટે પુત્રરૂપ ગૌણાત્માનો શામાટે સ્વીકાર કરાય છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છે:—

**अध्येता वह्निरित्यत्र सन्नप्यग्निर्न गृह्यते ।**
**अयोग्यत्वेन योग्यत्वाद्वटुरेवात्र गृह्यते ॥ ४५ ॥**

अध्येता वह्निः इति अत्र अग्निः सन् अपि अयोग्यत्वेन न गृह्यते, [किंतु] योग्यत्वात् अत्र वटुः एव गृह्यते ॥

આ વેદાદિનું અધ્યયન કરનારો અગ્નિ છે, આ વાક્યમાં અગ્નિ વિદ્યમાન છતાં પણ અધ્યયન કરવાના અયોગ્યપણાવડે અગ્નિશબ્દવડે ત્યાં તેનું ગ્રહણ કરવામાં આવતું નથી, પરંતુ અધ્યયન કરવાના યોગ્યપણાથી આ વાક્યમાં

અગ્નિચારીજ ગ્રહણ કરવામાં આવે છે, તેવી રીતે મરનાર મનુષ્ય વિદ્યમાન છતાં પણ તેનો ગૃહરક્ષણાદિમાં ઉપયોગ થઇ શકે એમ નથી, એટલે તેનું પ્રધાનપણું મનાતું નથી, પણ પુત્રાદિ ગૃહાદિનું રક્ષણ કરી શકે એમ [redacted] તેથી તેનું પ્રધાનપણું ગણાય છે. ૪૫

હવે મિથ્યાત્મરૂપ સ્થૂલશરીરનુ પ્રધાનપણું ક્યારે હોય છે તે જણાવે છેઃ-

**कृशोऽहं पुष्टिमाप्स्यामीत्यादौ देहात्मतोचिता ।**

**न पुत्रं विनियुंक्तेऽत्र पुष्टिहेत्वन्नभक्षणे ॥ ४६ ॥**

अहं कृशः [अस्मि,] पुष्टिं आप्स्यामि इत्यादौ देहात्मता उचिता, अत्र पुष्टिहेत्वन्नभक्षणे पुत्रं न विनियुंक्ते ॥

હું દુબળો છું, માટે અન્નાદિના ભક્ષણાદિરૂપ સાધનોવડે હું પુષ્ટ થઇશ; ઇત્યાદિ વ્યવહારમાં સ્થૂલશરીરનું આત્મપણું યોગ્ય છે. આ પુષ્ટિના સાધનરૂપ અન્નાદિના ભક્ષણમાં પુત્રનો ઉપયોગ કોઇ પણ મનુષ્ય કરતો નથી. ૪૬

હવે પોતાને કર્તા માનનારા જીવરૂપ મિથ્યાત્માનું પ્રધાનપણું જણાવે છેઃ-

**तपसा स्वर्गमेष्यामीत्यादौ कर्त्रात्मतोचिता ।**

**अनपेक्ष्य वपुर्भोगं चरेत्कृच्छ्रादिकं ततः ॥ ४७ ॥**

तपसा [अहं] स्वर्गं एष्यामि इत्यादौ कर्त्रात्मता उचिता, ततः वपुर्भोगं अनपेक्ष्य, कृच्छ्रादिकं चरेत् ॥

કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપવડે હું સ્વર્ગને પ્રાપ્ત થઇશ ઇત્યાદિ વ્યવહારમાં કર્તાપણાના અભિમાનવાળો જે જીવ તેનું આત્મપણું યોગ્ય છે, ત્યાં દેહાદિકનું આત્મપણું યોગ્ય નથી. તે કારણથી શરીરના ભોગની અપેક્ષા નહિ કરીને મનુષ્ય કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપ કરે છે. ૪૭

હવે ચેતનરૂપ આત્માનું મુખ્યાત્મપણું જણાવે છેઃ—

**मोक्ष्येऽहमित्यत्र युक्तं चिदात्मत्वं तदा पुमान् ।**

**तद्वेत्ति गुरुशास्त्राभ्यां न तु किंचिच्चिकीर्षति ॥ ४८ ॥**

[यदा] पुमान् अहं मोक्ष्ये इति [निश्चयं करोति] तदा गुरुशास्त्राभ्यां तत् वेत्ति, तु किंचित् न चिकीर्षति, अत्र चिदात्मत्वं युक्तम् ॥

જ્યારે મનુષ્ય હું વિવેકાદિ અને વેદાંતશ્રવણાદિ સાધનો સંપાદન કરીને મોક્ષ મેળવીશ એવો નિશ્ચય કરે [redacted] ત્યારે પોતાના સદ્ગુરુવડે અને વેદાંતશાસ્ત્રવડે ઉત્પન્ન થયેલા જ્ઞાનથી હું પુત્રાદિરૂપ ગૌણાત્મા નથી, અને શરીરા-

દિરૂપ મિથ્યાત્મા પણ નથી, પરંતુ સચ્ચિદાનંદઘન બ્રહ્મ હું છું, એમ બ્રહ્મથી અભિન્ન ચેતનરૂપ આત્માને જાણે છે, પછી કૃતાર્થ થયેલો તે કાંઇ પણ કર્માદિક કરવાને ઇચ્છતો નથી. આ પ્રસંગમાં ચેતનનું આત્મપણું ઉચિત છે. ૪૮

એવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારના વ્યવહારમાં ત્રણ પ્રકારના આત્માનું વ્યવસ્થાવડે પ્રધાનપણું છે એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

**विप्रक्षत्रादयो यद्वद्बृहस्पतिसवादिषु ।**

**व्यवस्थितास्तथा गौणमिथ्यामुख्या यथोचितम् ॥ ४९ ॥**

विप्रक्षत्रादयः यद्वत् बृहस्पतिसवादिषु व्यवस्थिताः तथा गौण–मिथ्या–मुख्याः [आत्मानः] यथोचितं [व्यवस्थिताः] ॥

જેમ બૃહસ્પતિસવમાં, રાજસૂયયજ્ઞમાં અને વૈશ્યસ્તોમમાં અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય વ્યવસ્થા પામેલા છે, અર્થાત્ અધિકારી ગણાય છે, તેમ પુત્રાદિરૂપ ગૌણાત્મા, શરીરાદિરૂપ મિથ્યાત્મા અને ચેતનરૂપ મુખ્યાત્મા એ આત્માઓનું પોતપોતાની યોગ્યતાપ્રમાણે પ્રધાનપણું વ્યવસ્થિત છે.

બ્રાહ્મણ બૃહસ્પતિસવવડે પરમાત્માનું યજન કરે, રાજા રાજસૂયયજ્ઞવડે પરમાત્માનું યજન કરે, અને વૈશ્ય વૈશ્યસ્તોમવડે પરમાત્માનું યજન કરે એવા ભાવનાં શ્રુતિવચનોવડે બૃહસ્પતિસવમાં બ્રાહ્મણનોજ અધિકાર છે, ક્ષત્રિયનો ને વૈશ્યનો અધિકાર નથી, રાજસૂયયજ્ઞમાં ક્ષત્રિયનોજ અધિકાર છે, બ્રાહ્મણનો અને વૈશ્યનો અધિકાર નથી; અને વૈશ્યસ્તોમમાં વૈશ્યનોજ અધિકાર છે, બ્રાહ્મણનો અને ક્ષત્રિયનો અધિકાર નથી, એવી રીતે ગૌણાત્માનું, મિથ્યાત્માનું અને મુખ્યાત્માનું પોતપોતાના યોગ્ય વ્યવહારમાંજ પ્રધાનપણું મનાય છે. ૪૯

હવે ઉપર પ્રતિપાદન કરેલા વિષયનો સાર કહે છેઃ—

**तत्र तत्रोचिते प्रीतिरात्मन्येवातिशायिनी ।**

**अनात्मनि तु तच्छेषे प्रीतिरन्यत्र नोभयम् ॥ ५० ॥**

तत्र तत्र उचिते आत्मनि एव अतिशायिनी प्रीतिः, तच्छेषे अनात्मनि तु प्रीतिः, अन्यत्र उभयं [अपि] न [अस्ति] ॥

જે જે વ્યવહારમાં જે જે આત્મા ઉચિત હોય છે તે તે વ્યવહારમાં તે તે ઉપયોગી હોવાથી પ્રધાનરૂપ તે તે આત્મામાંજ અતિશય પ્રીતિ હોય છે, અને તેના ભોગના સાધનરૂપ જડ વસ્તુમાં સાધારણપ્રીતિ હોય છે, અતિશય પ્રીતિ હોતી નથી. પ્રધાનરૂપ આત્માથી અને તેના ભોગના સાધનરૂપ જડવસ્તુથી ભિન્નમાં તો નિરતિશયપ્રીતિ કે સામાન્યપ્રીતિ પણ હોતી નથી. ૫૦

ઉપરના શ્લોકમાં અન્યત્ર (આત્મા અને આત્માના ભોગનું સાધન એ બેથી ભિન્ન) એવો શબ્દ આવેલો છે તેના પેટા ભેદ કહે છેઃ—

**उपेक्ष्यं द्वेष्यमित्यन्यद्द्वेधा मार्गतृणादिकम् ।**

**उपेक्ष्यं व्याघ्रसर्पादि द्वेष्यमेवं चतुर्विधम् ॥ ५१ ॥**

उपेक्ष्यं [च] द्वेष्यं इति अन्यत् द्वेधा, मार्गतृणादिकं उपेक्ष्यं, व्याघ्रसर्पादि द्वेष्यं, एवं [पदार्थजातं] चतुर्विधं [अस्ति] ॥

ઉપેક્ષા કરવાયોગ્ય ને દ્વેષ કરવાયોગ્ય એમ આત્મા અને આત્માના ભોગનાં સાધનથી ભિન્ન બીજા પદાર્થ બે પ્રકારના છે. માર્ગમાં પડેલાં તણખલાં, ઠીકરાં ને કાંકરા આદિ ઉપેક્ષા કરવાયોગ્ય છે, અને પોતાને પીડા કરનાર વાઘ, સર્પ ને સિંહાદિ દ્વેષ કરવાયોગ્ય છે. એવી રીતે આ જગતમાંના પદાર્થનો સમૂહ ચાર પ્રકારનો છે. ૫૧

એ ચાર પ્રકારના પદાર્થોનું સ્વરૂપ સ્પષ્ટ કરીને કહે છેઃ—

**आत्मा शेष उपेक्ष्यं च द्वेष्यं चेति चतुर्ष्वपि ।**

**न व्यक्तिनियमः किंतु तत्तत्कार्यात्तथा तथा ॥ ५२ ॥**

आत्मा, शेषः, उपेक्ष्यं च द्वेष्यं इति चतुर्षु अपि व्यक्तिनियमः न [अस्ति,] किंतु तत्तत्कार्यात् तथा तथा [भवति] ॥

આત્મા, આત્માને ઉપકાર કરનાર, ઉપેક્ષા કરવાયોગ્ય અને દ્વેષ કરવાયોગ્ય આ ચાર પ્રકારમાં પણ વ્યક્તિનો નિયમ નથી, પરતુ તે તે ઉપકારાદિરૂપ *કાર્યવિશેષથી તે તે પદાર્થ તેવો તેવો થાય છે, અર્થાત્ આત્મા સૌથી વધારે પ્રિય છે,* આત્માને ઉપકાર કરનાર હોય તે પ્રિય ગણાય છે, આત્માને ઉપકાર કે અપકાર કરનાર ન હોય તે ઉપેક્ષા કરવાયોગ્ય ગણાય છે, અને આત્માને અપકાર કરનાર હોય તે દ્વેષ કરવાયોગ્ય ગણાય છે. તેમા પદાર્થનો કોઇ પણ પ્રકારનો નિયમ નથી, પણ જે જે ઉપકારક આદિ હોય તે તે પ્રિય, ઉપેક્ષ્ય કે દ્વેષ્ય થાય છે. ૫૨

એકજ પ્રાણી તેના કાર્યઉપરથી દ્વેષ કરવાયોગ્ય, ઉપેક્ષા કરવાયોગ્ય કે પ્રિય થાય છે એમ દૃષ્ટાંત આપીને કહે છેઃ—

**स्याद्व्याघ्रः संमुखो द्वेष्यो ह्युपेक्ष्यस्तु पराङ्मुखः ।**

**लालनादनुकूलश्चेद्विनोदायेति शेषताम् ॥ ५३ ॥**

व्याघ्रः संमुखः द्वेष्यः स्यात्, पराङ्मुखः चेत् तु उपेक्ष्यः [स्यात्,] हि लालनात् अनुकूलः विनोदाय इति शेषतां [स्यात्] ॥

વાઘ ભક્ષણ કરવામાટે આપણા સામે દોડ્યો આવતો હોય ત્યારે તે દ્વેષ કરવાયોગ્ય ગણાય છે, અને જો આપણાથી બીજી બાજુએ ચાલ્યો જતો હોય તો તે ઉપેક્ષા કરવાયોગ્ય ગણાય છે, ને એને રમાડવાથી જો તે અનુકૂલ થાય તો તે વિનોદને માટે થાય છે, અને તેથી તે પ્રિયપણાને (સુખના સાધનપણાને) પામે છે. એવી રીતે એકજ વાઘ પોતાની પ્રવૃત્તિ-ઉપરથી દ્વેષ્ય, ઉપેક્ષ્ય અને પ્રિય થાય છે. ૫૩

જો એકજ પ્રાણિપદાર્થમાં પ્રિય, દ્વેષ્ય ને ઉપેક્ષ્ય એવા ત્રણ ધર્મ માનવામાં આવે તો વ્યવહારની વ્યવસ્થા રહી શકશે નહિ એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**व्यक्तीनां नियमो मा भूल्लक्षणात्तु व्यवस्थितिः ।**

**आनुकूल्यं प्रातिकूल्यं द्वयाभावश्च लक्षणम् ॥ ५४ ॥**

व्यक्तीनां नियमः मा भूत्, तु लक्षणात् व्यवस्थितिः [स्यात्,] आनुकूल्यं, प्रातिकूल्यं च द्वयाभावः लक्षणं [अस्ति] ॥

વ્યક્તિઓનો નિયમ ભલે ન હો, પણ તેમનાં લક્ષણથી તેમની વ્યવસ્થા સંભવી શકે છે. અનુકૂલપણું, પ્રતિકૂલપણું અને અનુકૂલપણાનો ને પ્રતિકૂલ-પણાનો અભાવ આ પ્રિયનું, દ્વેષ્યનું ને ઉપેક્ષ્યનું અનુક્રમે લક્ષણ છે. ૫૪

ઉપર પ્રતિપાદન કરેલા વિષયને સંક્ષેપથી કહે છેઃ—

**आत्मा प्रेयान् प्रियः शेषो द्वेष्योपेक्ष्ये तदन्ययोः ।**

**इति व्यवस्थितो लोको याज्ञवल्क्यमतं च तत् ॥ ५५ ॥**

आत्मा प्रेयान्, शेषः प्रियः, तदन्ययोः द्वेष्योपेक्ष्ये इति लोकः व्यवस्थितः, च तत् याज्ञवल्क्यमतम् ॥

આત્મા અતિપ્રિય છે, ઉપકારક વસ્તુ પ્રિય છે, તે બંનેથી ભિન્ન એટલે વ્યાઘ્રાદિ ને તણખલાં આદિ પ્રાણિપદાર્થ અનુક્રમે દ્વેષ કરવાયોગ્ય ને ઉપેક્ષા કરવાયોગ્ય છે. આવી રીતે આ લોક વ્યાવહારિક લોકરૂપ વ્યવસ્થા પામેલો છે, અને તે આત્મા આદિનું અતિપ્રિયપણું આદિ શ્રીયાજ્ઞવલ્ક્યાદિને ગમત છે ૫૫

માત્ર મૈત્રેયીબ્રાહ્મણમાંજ આત્માનું અતિપ્રિયપણું કહેલું છે એમ નહિ, પરતુ પુરુષવિધનામના બ્રાહ્મણમાં પણ એવી રીતે કહેલ છે એવા અભિપ્રાયથી તે બ્રાહ્મણમાનાં વચનોના અર્થને સંક્ષેપથી કહે છેઃ—

**अन्यत्रापि श्रुतिः प्राह पुत्राद्वित्तात्तथाऽन्यतः ।**

**सर्वस्मादांतरं तत्त्वं तदेतत्प्रेय इष्यताम् ॥ ५६ ॥**

पुत्रात् वित्तात् तथा अन्यतः सर्वस्मात् आंतरं [यत्] तत्त्वं [अस्ति] तत् एतत् प्रेयः इष्यतां [इति] अन्यत्र अपि श्रुतिः प्राह ॥

પુત્રથી, ધનથી તથા અન્ય સર્વ પ્રાણિપદાર્થથી અંતર જે તત્ત્વ છે તે આ આત્મતત્ત્વ અતિપ્રિય છે એમ સ્વીકારવું. એવી રીતે બીજે સ્થલે પણ શ્રુતિ કહે છે. ૫૬

જે સાક્ષી છે તે આત્મા છે, અને તે આત્માને પાંચ કોશોથી પૃથક્ કરીને જાણવો જોઇએ એમ કહે છે:—

**श्रौत्या विचारदृष्ट्याऽयं साक्ष्येवात्मा न चेतरः ।**
**कोशान्पंच विविच्यांतर्वस्तुदृष्टिर्विचारणा ॥ ५७ ॥**

श्रौत्या विचारदृष्ट्या अयं साक्षी एव आत्मा, च इतरः न, पंच कोशान् विविच्य अंतर्वस्तुदृष्टिः विचारणा ॥

શ્રુતિના અર્થના અવલોકનરૂપ વિચારદૃષ્ટિવડે આ સાક્ષી છે તેજ આત્મા છે, પણ પુત્રાદિ બીજો કોઇ મુખ્યાત્મા નથી. અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એ પાંચ કોશોને આત્માથી પૃથક્ કરીને તે સર્વની અંતર રહેલ આત્માનો અનુભવ કરવા પ્રયત્ન કરવો આ વિચારણા એટલે આત્મસ્વરૂપનું મનન છે. ૫૭

પાંચ કોશોની અંતર રહેલ આત્મસ્વરૂપ વસ્તુના સાક્ષાત્કારનો પ્રકાર કહે છે:—

**जागरस्वप्नसुप्तीनामागमापायभासनम् ।**
**यतो भवत्यसावात्मा स्वप्रकाशचिदात्मकः ॥ ५८ ॥**

जागरस्वप्नसुप्तीनां आगमापायभासनं यतः भवति, असौ स्वप्रकाशचिदात्मकः आत्मा ॥

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણની ઉત્પત્તિનું અને નાશનું ભાન જે ચૈતન્યરૂપ સાક્ષીથી થાય છે તે સ્વયંપ્રકાશ ચેતનરૂપ આત્મા છે. ૫૮

પ્રાણથી માંડીને ધનપર્યંતના પદાર્થો જેટલા પ્રમાણમાં આત્માની સમીપ હોય તેટલા પ્રમાણમાં તેમાં પ્રીતિ જણાય છે એમ કહે છે:—

**शेषाः प्राणादिवित्तांता आसन्नास्तारतम्यतः ।**
**प्रीतिस्तथा तारतम्यात्तेषु सर्वेषु वीक्ष्यते ॥ ५९ ॥**

माणादिवित्तान्ताः शेषाः तारतम्यतः आसन्नाः, तथा तेषु सर्वेषु प्रीतिः तारतम्यात् वीक्ष्यते ॥

મુખ્યાત્માથી ભિન્ન પ્રાણથી માંડીને ધનપર્યંત આત્માને ઉપકાર કરનારી વસ્તુ અધિકન્યૂનપણે આત્માની સમીપ છે, અને જેટલા અધિકન્યૂનપણાથી તેનું સમીપપણું હોય છે તેટલી તે સર્વમાં પ્રીતિ અધિકન્યૂનપણાથી જણાય છે. ૫૯

ધનાદિમાં પ્રીતિના ન્યૂનાધિકપણાવડે કેવો અનુભવ થાય છે તે જણાવે છેઃ–

वित्तात्पुत्रः प्रियः पुत्रात्पिंडः पिंडात्तथेंद्रियम् ।
इंद्रियाच्च प्रियः प्राणः प्राणादात्मा परः प्रियः ॥ ६० ॥

वित्तात् पुत्रः प्रियः, पुत्रात् पिंडः तथा पिंडात् इंद्रियं च इंद्रियात् प्राणः प्रियः, प्राणात् आत्मा परः प्रियः ॥

મનુષ્યને ધનથી પોતાનો પુત્ર પ્રિય છે, પુત્રથી પોતાનું સ્થૂલશરીર પ્રિય છે, પોતાના સ્થૂલશરીરથી પોતાની ઇંદ્રિયો પ્રિય છે, પોતાની ઇંદ્રિયોથી પોતાનો પ્રાણ પ્રિય છે, અને પોતાના પ્રાણથી પોતાનો આત્મા પરમપ્રિય છે.

પોતાના પુત્રાદિકનું દુઃખ દૂર કરવામાટે મનુષ્ય પોતાના ધનનો વ્યય કરે છે તેથી ધનના કરતાં પુત્રાદિ પ્રિય છે એમ નક્કી થાય છે, પોતાના શરીરના રક્ષણમાટે ક્યારેક મનુષ્ય પોતાના પુત્રાદિનો પણ ત્યાગ કરે છે તેથી પુત્રાદિના કરતાં મનુષ્યને પોતાનું શરીર પ્રિય છે એમ જણાય છે, પોતાની નેત્રાદિ ઇંદ્રિયોનું રક્ષણ કરવામાટે શરીરપર પડતા મારને મનુષ્ય સહન કરે છે તેથી પોતાના શરીરના કરતાં પોતાની ઇંદ્રિયો મનુષ્યને વધારે પ્રિય છે એમ જણાય છે, પોતાના પ્રાણનું રક્ષણ કરવામાટે મનુષ્ય પોતાની કોઇ એક ઇંદ્રિયનો નાશ પણ સહન કરે છે તેથી ઇંદ્રિયોના કરતાં પ્રાણ પ્રિય છે એમ જણાય છે, અને કોઇ વેલા મનુષ્ય પોતાના ત્રાસદુઃખની નિવૃત્તિમાટે પોતાના પ્રાણનો પણ ત્યાગ કરે છે તેથી પ્રાણના કરતાં પણ આત્મા વધારે પ્રિય છે એમ જણાય છે. ૬૦

એવી રીતે આત્માનું અત્યંતપ્રિયપણું શ્રુતિથી અને યુક્તિથી સિદ્ધ થયું. હવે જ્ઞાનીના અને અજ્ઞાનીના મતભેદનું નિરાકરણ કરવામાટે શ્રુતિએ તેમના વિરોધનું સંક્ષેપમાં વર્ણન કરી આત્માનું પરમપ્રિયપણું નક્કી કર્યું છે એમ જણાવે છેઃ–

एवं स्थिते विवादोऽत्र प्रतिबुद्धविमूढयोः ।
श्रुत्योदाहारि तत्रात्मा प्रेयानित्येव निर्णयः ॥ ६१ ॥

एवं स्थिते अत्र प्रतिबुद्धविमूढयोः विवादः श्रुत्या उदाहारि, तत्र आत्मा प्रेयान् इति एव निर्णयः ॥

એવી રીતે મુખ્યાત્મામાં અત્યતપ્રિયપણું શ્રુતિવડે અને યુક્તિવડે નિશ્ચય થયા છતાં પણ એ નિશ્ચયને વધારે-દૃઢ કરવામાટે જ્ઞાનીનો અને અજ્ઞાનીનો વાદ શ્રુતિએ ઉદાહરણરૂપે જણાવ્યો છે, અને તેમાં આત્મા સૌથી વધારે પ્રિય છે એવોજ નિર્ણય કર્યો છે. ૬૧

હવે આત્માના પ્રિયતમપણાના સંબધંમાં જ્ઞાનીનો ને અજ્ઞાનીનો જે પરસ્પરવિરોધ છે તે જણાવે છેઃ—

साक्ष्येव दृश्यादन्यस्मात्प्रेयानित्याह तत्त्ववित् ।
प्रेयान्पुत्रादिरेवेमं भोक्तुं साक्षीति मूढधीः ॥ ६२ ॥

साक्षी एव अन्यस्मात् दृश्यात् प्रेयान् इति तत्त्ववित् आह, पुत्रादिः एव प्रेयान्, इमं भोक्तुं साक्षी इति मूढधीः [आह] ॥

સાક્ષિરૂપ આત્માજ અન્ય સર્વ દૃશ્યથી અધિક પ્રિય છે એમ તત્ત્વવેત્તા પુરુષ કહે છે, અને પુત્રાદિજ વધારે પ્રિય છે, ને આ પુત્રાદિના ભોગમાટે સાક્ષિરૂપ આત્મા છે એમ મૂઢબુદ્ધિવાળો પુરુષ કહે છે. ૬૨

જિજ્ઞાસુ શિષ્ય અને દુરાગ્રહી પ્રતિવાદી આત્માથી ભિન્ન પુત્રાદિને પ્રિય કહેતા હોય તો તે બંનેને જ્ઞાનીએ આપેલુ ઉત્તર કેવું પરિણામ ઉપજાવે છે તે જણાવે છેઃ—

आत्मनोऽन्यं प्रियं ब्रूते शिष्यश्च प्रतिवाद्यपि ।
तस्योत्तरं वचो बोधशापौ कुर्यात्तयोः क्रमात् ॥ ६३ ॥

शिष्यः च प्रतिवादी अपि आत्मनः अन्यं प्रियं ब्रूते, तयोः तस्य उत्तरं वचः क्रमात् बोधशापौ कुर्यात् ॥

જિજ્ઞાસુ શિષ્ય ને દુરાગ્રહી પ્રતિવાદી પણ આત્માથી ભિન્ન પુત્રાદિ પ્રિય છે એમ કહે છે. તે બંનેને તેમના તે કથનનુ જ્ઞાની તરફથી ઉત્તરરૂપે અપાયેલુ નીચેના શ્લોકમા જણાવેલું વચન અનુક્રમે બોધરૂપ ને શાપરૂપ ફલ ઉત્પન્ન કરે છે, અર્થાત્ શિષ્યને બ્રહ્મવેત્તાના તે ઉત્તરથી બોધ થાય છે, અને પ્રતિવાદીને તે ઉત્તર શાપરૂપ પરિણામ ઉપજાવે છે. ૬૩

જે મનુષ્ય આત્માથી ભિન્ન પુત્રાદિને પ્રિયરૂપે કહે છે તેને તેના ઉત્તરમા "તારુ પ્રિય તને રોવરાવશે" એમ જ્ઞાની કહે છે એવા ભાવની શ્રુતિને અર્થથી નીચેના શ્લોકમાં કહે છેઃ—

प्रियं त्वां रोत्स्यतीत्येवमुत्तरं वक्ति तत्त्ववित् ।
स्वोक्तप्रियस्य दुष्टत्वं शिष्यो वेत्ति विवेकतः ॥ ६४ ॥

"प्रियं त्वां रोत्स्यति" इति एवं तत्त्ववित् उत्तरं वक्ति, [तेन] शिष्यः स्वोक्तप्रियस्य दुष्टत्वं विवेकतः वेत्ति ॥

હે અજ્ઞ ! તને પ્રિય લાગનારી પુત્રાદિરૂપ વસ્તુ પોતાનો નાશ થયે તને રોવરાવશે એવી રીતે બ્રહ્મવેત્તા તેને તેના કથનનું ઉત્તર આપે છે, તેમાં પુત્રાદિને પ્રિય કહેનાર જો શિષ્ય હોય તો બ્રહ્મજ્ઞાનીના તે કથનવડે શિષ્ય પોતે કહેલા પુત્રાદિરૂપ પ્રિયનું દુષ્ટપણું છે એમ વિવેકથી જાણે છે, અને પુત્રાદિમાંથી પ્રિયપણાનો ભાવ ત્યજે છે. એવી રીતે બ્રહ્મવેત્તાનું તે વચન શિષ્યને આશીર્વાદરૂપ થાય છે. ૬૪

પુત્રમાં રહેલા દોષોનો તે શિષ્ય આવી રીતે વિચાર કરે છેઃ—

अलभ्यमानस्तनयः पितरौ क्लेशयेच्चिरम् ।
लब्धोऽपि गर्भपातेन प्रसवेन च बाधते ॥ ६५ ॥
जातस्य ग्रहरोगादिः कुमारस्य च मूर्खता ।
उपनीतेऽप्यविद्यत्वमनुद्वाहश्च पंडिते ॥ ६६ ॥
यूनश्च परदारादि दारिद्र्यं च कुटुंबिनः ।
पित्रोर्दुःखस्य नास्त्यंतो धनी चेन्म्रियते तदा ॥ ६७ ॥

अलभ्यमानः तनयः पितरौ चिरं क्लेशयेत्, लब्धः अपि गर्भपातेन च प्रसवेन बाधते, जातस्य कुमारस्य ग्रहरोगादिः च मूर्खता, उपनीते अपि अविद्यत्वं, च पंडिते अनुद्वाहः, च यूनः परदारादि, च कुटुंबिनः दारिद्र्यं, धनी चेत् [यदा] म्रियते तदा पित्रोः दुःखस्य अंतः न अस्ति ॥

પ્રાપ્ત નહિ થયેલો પુત્ર ભવિષ્યમાં થનારાં પોતાનાં માતાપિતાને અમને પુત્ર નથી એવા વિચારવડે લાંબા સમયસુધી દુઃખ આપે છે. ગર્ભરૂપે પ્રાપ્ત થયેલો પુત્ર પણ ગર્ભના પડવાવડે અને પ્રસવવડે તેમને પીડા કરે છે. જન્મેલા પુત્રને જન્મવેલા અનુચિત ગ્રહ હોય વા તેને રોગાદિ થાય, અથવા તેનું મૂર્ખપણું જણાય તો તેથી તેનાં માતાપિતાને દુઃખ થાય છે. ઉપનયન થયા પછી પણ તેનું વિદ્યારહિતપણું દુઃખ આપે છે, અને ભણીને પંડિત થયા પછી પણ જો તેનો વિવાહ ન થાય તો તે દુઃખ આપે છે, ને જુવાન થયા પછી તેના પરસ્ત્રીના સેવનથી તેનાં માતાપિતાને દુઃખ થાય છે, અને જો તે મોટા પરિવારવાળો થઈ દરિદ્રી થાય તો તેથી તેનાં માતાપિતાને દુઃખ થાય છે, તથા ધનવાન્ થયા પછી જો મરણ પામે તો તેથી પણ તેનાં માતાપિતાના દુઃખનો પાર રહેતો નથી. એવી રીતે પુત્ર માતાપિતાને સર્વદા દુઃખ આપનાર છે, માટે તેને પ્રિય માનવો તે ઉચિત નથી. ૬૫-૬૬-૬૭

એવા વિવેકવડે શિષ્ય પુત્રાદિમાંથી પ્રીતિનો ત્યાગ કરીને પોતાના આત્મામા પરમપ્રીતિ કરે [redacted] એમ જણાવે છે.—

एवं विविच्य पुत्रादौ प्रीतिं त्यक्त्वा निजात्मनि ।
निश्चित्य परमां प्रीतिं वीक्षते तमहर्निशम् ॥ ६८ ॥

एवं विविच्य पुत्रादौ प्रीतिं त्यक्त्वा निजात्मनि परमां प्रीतिं निश्चित्य तं अहर्निशं वीक्षते ॥

એવી રીતે પુત્ર ને સ્ત્રી આદિ વિષયોમાં રહેલા દોષોને વિવેકવડે જાણીને પછી તે પુત્રાદિમા રહેલી પ્રીતિનો ત્યાગ કરીને પોતાના અંતરાત્મામાં પરમપ્રીતિનો નિશ્ચય કરી પછી તે અંતરાત્માને તે રાતદિવસ ચિંતવે છે. ૬૮

હવે બ્રહ્મજ્ઞાનીએ પ્રતિવાદીને "આમેહુ" ઉત્તર તેને કેવી રીતે શાપરૂપ થાય છે તે કહે છે:—

आग्रहाद्ब्रह्मविद्वेषादपि पक्षममुंचतः ।
वादिनो नरकः प्रोक्तो दोषश्च बहुयोनिषु ॥ ६९ ॥

आग्रहात् (च) ब्रह्मविद्वेषात् अपि पक्ष अमुंचतः वादिनः नरकः प्रोक्तः च बहुयोनिषु दोषः [प्रोक्तः अस्ति] ॥

મેં કહેલું પુત્રાદિનું વધારે પ્રિયપણું યથાર્થ છે એવા દુરાગ્રહથી અને તે બ્રહ્મજ્ઞાની ખોટું કહે છે એવા તે બ્રહ્મજ્ઞાનીપરના વિદ્વેષથી પણ પુત્રાદિકનું વધારે પ્રિયપણું છે આવા પોતાના પક્ષનો ત્યાગ નહિ કરનારા પ્રતિવાદીને નરકની પ્રાપ્તિ કહી છે, અને પશુપક્ષી આદિની અનેક અધમ યોનિઓમાં પ્રિયનો વિયોગ અને અપ્રિયની પ્રાપ્તિરૂપ દોષ શ્રુતિએ કહેલો છે. ૬૯

એકજ વાક્યમાં શિષ્યને અને પ્રતિવાદીને બે વિરુદ્ધપરિણામ કેવી રીતે થઈ શકે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છે.—

ब्रह्मविद्ब्रह्मरूपत्वादीश्वरस्तेन वर्णितम् ।
यद्यत्तत्तथैव स्यात्तच्छिष्यप्रतिवादिनोः ॥ ७० ॥

ब्रह्मवित् ब्रह्मरूपत्वात् ईश्वरः [अतः] तेन यत् यत् वर्णितं तत् तत् तच्छिष्यप्रतिवादिनोः तथा एव स्यात् ॥

બ્રહ્મને જાણનાર મહાપુરુષ પોતાના બ્રહ્મસ્વરૂપપણાથી ઈશ્વરરૂપ છે. આ કારણથી તેમણે જે જે કહ્યું હોય તે તે તેમના શિષ્યને અને તેમના પ્રતિવાદીને તેમજ થાય છે. ૭૦

જેઓ સાક્ષિરૂપ આત્માને ઉપાસે [redacted] તેમને થનારું ફલ કહે છે:—

यस्तु साक्षिणमात्मानं सेवते प्रियमुत्तमम् ।
तस्य प्रेयानसावात्मा न नश्यति कदाचन ॥ ७१ ॥

तु यः साक्षिणं आत्मानं [एव] उत्तमं प्रियं सेवते तस्य असौ प्रेयान् आत्मा कदाचन न नश्यति ॥

પુત્રાદિને પ્રિય કહેનારા પ્રતિવાદીથી ભિન્ન પ્રકારનો જે શિષ્ય તે સાક્ષિરૂપ આત્માનેજ નિરતિશયપ્રીતિનું સ્થાન સમજીને તેનું સર્વદા સ્મરણધ્યાન કરે છે તેનો આ અત્યંતપ્રિય આત્મા પ્રતિવાદીએ પ્રિય માનેલા પુત્રાદિ નાશ પામે છે તેમ કદીપણ નાશ પામતો નથી. ૭૧

આત્મા પરમપ્રેમનું સ્થાન છે એમ જાણનારા મનુષ્યને થનારું ફલ કહે છેઃ—

परप्रेमास्पदत्वेन परमानंदरूपता[1] ।
सुखवृद्धिः प्रीतिवृद्धौ सार्वभौमादिषु श्रुता ॥ ७२ ॥

परप्रेमास्पदत्वेन परमानंदरूपता, सार्वभौमादिषु प्रीतिवृद्धौ सुखवृद्धिः श्रुता ॥

સાક્ષિરૂપ આત્માના પરમપ્રેમના સ્થાનપણાવડે તેનું પરમાનંદરૂપપણું સિદ્ધ થાય છે. ચક્રવર્તી રાજા આદિમાં જ્યાં જ્યાં પ્રીતિની વૃદ્ધિ થાય છે ત્યાં ત્યાં સુખની વૃદ્ધિ થાય છે એમ તૈત્તિરીયશ્રુતિમાં અને બૃહદારણ્યકશ્રુતિમાં કહેલુ છે. ૭૨

આત્માના પરમાનંદપણામાં વાદી નીચેના શ્લોકવડે શંકા કરે છેઃ—

चैतन्यवत्सुखं चास्य स्वभावश्चेच्चिदात्मनः ।
धीवृत्तिष्वनुवर्तेत सर्वास्वपि चितिर्यथा ॥ ७३ ॥

चेत् अस्य चिदात्मनः चैतन्यवत् सुखं च स्वभावः [ तर्हि ] यथा चितिः [ तथा तत् ] अपि सर्वासु धीवृत्तिषु अनुवर्तेत ॥

જો આ ચેતનરૂપ આત્માનો ચેતનની પેઠે આનંદ પણ સ્વભાવ હોય તો જેમ તે ચેતન અંતઃકરણની સર્વ વૃત્તિઓમાં પ્રવેશ કરીને રહે છે તેમ તે આનંદ પણ અંતઃકરણની સર્વ વૃત્તિઓમાં પ્રવેશ કરીને રહેવો જોઈએ, પણ તેમ થતું હોય એમ જણાતું નથી, તેથી આનંદ આત્માનો સ્વભાવ નથી. ૭૩

ચેતન અને આનંદ એ બંનેનું આત્મસ્વરૂપપણું છતાં પણ અંતઃકરણની બધી વૃત્તિઓમાં ચેતનનો પ્રવેશ થયેલો જણાય છે, પણ કેટલીક વૃત્તિઓમાં

1 અહીં કોઈ ટીકાકાર परमानंद रूपताम् ( તે પરમાનંદસ્વરૂપ સ્વીકારાઓ ) એવો પાઠ માને છે.

તેઓની અયોગ્યતાથી આનંદનો પ્રવેશ થયેલો જણાતો નથી એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

मैवमुष्णप्रकाशात्मा दीपस्तस्य प्रभा गृहे ।
व्याप्नोति नोष्णता तद्वच्चितेरेवानुवर्तनम् ॥ ७४ ॥

मा एवं, दीपः उष्णप्रकाशात्मा [अस्ति, तथापि] तस्य प्रभा गृहे व्याप्नोति, [तु] उष्णता न, तद्वत् चितेः एव अनुवर्तनम् ॥

તમે કહો છો તે શંકા સંભવતી નથી. જેમ દીવો ઉષ્ણસ્વરૂપવાળો ને પ્રકાશસ્વરૂપવાળો છતાં પણ તેનું અજવાળું આખા ઘરમાં ફેલાય છે, પણ તેની ઉષ્ણતા આખા ઘરમાં ફેલાતી નથી, તેમ આત્માનો ચેતનસ્વભાવ (જ્ઞાનસ્વભાવ) અંતઃકરણની બધી વૃત્તિઓમાં પ્રવેશ કરીને રહેલો જણાય છે, પણ તેનો આનંદસ્વભાવ કેટલીક વૃત્તિઓની અયોગ્યતાને લીધે તેઓમાં પ્રવેશ કરીને રહેલો જણાતો નથી. ૭૪

આત્માના સ્વરૂપભૂત ચેતનનો અને આનંદનો જો અભેદ હોય તો અંતઃકરણની વૃત્તિઓમાં ચેતનની પ્રતીતિની પેઠે આનંદની પ્રતીતિ પણ થવી જોઈએ એવી વાદીની શંકાને ગ્રહણ કરીને પછી એવો નિયમ નથી એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

गंधरूपरसस्पर्शेष्वपि सत्सु यथा पृथक् ।
एकाक्षेणैक एवार्थो गृह्यते नेतरस्तथा ॥ ७५ ॥

यथा गंध–रूप–रस–स्पर्शेषु सत्सु अपि एकाक्षेण पृथक् एकः एव अर्थः गृह्यते, इतरः न, तथा [चितेः एव अनुवर्तनम्] ॥

જેમ કોઈ ફૂલમાં ગંધ, રૂપ, રસ અને સ્પર્શ એ ચારે ગુણો વિદ્યમાન છતાં પણ નાસિકાદિ એક એક ઇંદ્રિયવડે તેમાંના પૃથક્ પૃથક્ એક એક ગુણનુંજ ગ્રહણ કરાય છે, પણ બીજા ગુણનું ગ્રહણ થતું નથી તેમ અંતઃકરણની બધી વૃત્તિઓમાં આત્માનો એક ચેતનસ્વભાવજ પ્રવેશ કરીને રહેલો જણાય છે, પણ આનંદસ્વભાવ બધી વૃત્તિઓમાં પ્રવેશ કરીને રહેલો જણાતો નથી. ૭૫.

આ દૃષ્ટાંત અને સિદ્ધાંત સરખાં નથી એવી વાદીની શંકાને ગ્રહણ કરીને સિદ્ધાંતી વાદીને પ્રશ્ન કરે છેઃ—

चिदानंदौ नैव भिन्नौ गंधाद्यास्तु विलक्षणाः ।
इति चेत्तद्भेदोऽपि साक्षिण्यन्यत्र वा वद ॥ ७६ ॥

चिदानंदौ भिन्नौ न एव, गंधाद्याः तु विलक्षणाः इति चेत्, तद्‌भेदः अपि साक्षिणि वा अन्यत्र वद ? ॥

ચેતન અને આનંદ એ બે આત્મસ્વભાવ હોવાથી ભિન્ન નથીજ, અને ગંધાદિ ગુણો તો પરસ્પર વિલક્ષણ છે એમ જો તમે કહો તો અમે તમને પૂછીએ છીએ કે ચેતનનો અને આનંદનો અભેદ પણ શું સાક્ષિરૂપ આત્મામાં છે કે તેના ઉપાધિરૂપ અંતઃકરણની વૃત્તિમાં છે તે કહો. ૭૬

તેમાં પહેલા પક્ષમાં દૃષ્ટાંતનું અને સિદ્ધાંતનું સમપણું છે એમ જણાવે છેઃ—

आद्ये गंधादयोऽप्येवमभिन्नाः पुष्पवर्तिनः ।
अक्षभेदेन तद्भेदे वृत्तिभेदात्तयोर्भिदा ॥ ७७ ॥

आद्ये पुष्पवर्तिनः गंधादयः अपि एवं अभिन्नाः, अक्षभेदेन तद्भेदे [सति] वृत्तिभेदात् तयोः भिदा ॥

ચેતનનો ( જ્ઞાનનો ) અને આનંદનો સાક્ષીમાં ભેદ નથી આ પહેલો પક્ષ સ્વીકારવામાં આવે તો પુષ્પમાં રહેલા ગંધાદિ ગુણો પણ ચેતન અને આનંદપ્રમાણે પરસ્પર અભિન્ન છે, કેમકે તેમાંના એક ગુણને બીજા ગુણોથી પૃથક્ પાડી શકાતો નથી. બીજે પક્ષે એટલે ગંધાદિને ગ્રહણ કરનારી નાસિકાદિ ઇંદ્રિયોના ભેદથી ગંધાદિનો ભેદ થાય છે એમ જો સ્વીકારવામાં આવે તો તેજ પ્રમાણે ચેતનની અને આનંદની અભિવ્યક્તિનું કારણ થનાર રાજસવૃત્તિના અને સાત્ત્વિકવૃત્તિના ભેદથી ચેતનનો અને આનંદનો ભેદ થાય છે. ૭૭

અંતઃકરણની કઇ વૃત્તિમાં ચેતનનો અને સુખનો સાથે અનુભવ થાય છે અને કઇ વૃત્તિમાં સુખનો અનુભવ થતો નથી તે જણાવે છેઃ—

सत्त्ववृत्तौ चित्सुखैक्यं तद्वृत्तेर्निर्मलत्वतः ।
रजोवृत्तेस्तु मालिन्यात्सुखांशोऽत्र तिरस्कृतः ॥ ७८ ॥

सत्त्ववृत्तौ चित्सुखैक्यं [भासते,] तद्वृत्तेः निर्मलत्वतः, तु रजोवृत्तेः मालिन्यात् अत्र सुखांशः तिरस्कृतः [ भवति ] ॥

પુણ્યકર્મના ઉદયવડે ઉદય થયેલી સત્ત્વગુણવાળી અંતઃકરણની વૃત્તિમાં ચેતનનું અને આનંદનું એકપણું પ્રતીત થાય છે, કેમકે અંતઃકરણની તે વૃત્તિનું નિર્મલપણું હોય છે, પણ રજોગુણના વધારાવાળી અંતઃકરણની રાજસીવૃત્તિના મલિનપણાથી અહીં ( રાજસીવૃત્તિમાં ) સુખનો અંશ તિરોધાન પામે છે. ૭૮

સાક્ષીમાં સુખનો અંશ વિદ્યમાન છતાં પણ તે કેમ તિરોધાન પામે છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

तिंतिणिफलमत्यम्लं लवणेन युतं यदा ।
तदाम्लस्य तिस्कारादीपदम्लं यथा तथा ॥ ७९ ॥

तिंतिणिफलं अति-अम्लं [ वर्तते, तत् ] यदा लवणेन युतं तदा अम्लस्य तिरस्कारात् यथा ईषत् अम्ल [भवति] तथा [आनंदस्य तिरस्कारः भवति] ॥

આંબલીનું ફલ એટલે આંબલીનો કાતરો અત્યંત ખાટો હોય છે. આંબલીનો તે-કાતરો જ્યારે મીઠાવડે યુક્ત કરવામાં આવે [illegible] ત્યારે તેમાંની ખટાશનું તિરોધાન થવાથી જેમ તે થોડો ખાટો થઇ જાય છે તેમ સાત્ત્વિકવૃત્તિમાં અનુભવાતો આનંદ રાજસીવૃત્તિ ઉપજે ત્યારે તિરોધાન પામી જાય છે. ૭૯

ભલે આત્માનું પરમાનંદપણું સિદ્ધ થતું હોય, પણ તે પરમાનંદપણું યોગ-વિના શી રીતે જાણવામાં આવશે એમ પૂર્વપક્ષી શંકા કરે છેઃ—

ननु प्रियतमत्वेन परमानंदताऽऽत्मनि ।
विवेक्तुं शक्यतामेवं विना योगेन किं भवेत् ॥ ८० ॥

ननु, एवं मियतमत्वेन आत्मनि परमानंदता विवेक्तुं शक्यतां, योगेन विना किं भवेत् ? ॥

શંકાઃ—ઉપર જણાવેલી રીતે પરમપ્રેમના પાત્રપણાવડે આત્મામાં પરમાનંદરૂપપણાનો વિવેક કરી શકો, અર્થાત્ ગૌણાત્મા ને મિથ્યાત્મા જે પ્રિય [illegible] તેનાથી, અને ઉપેક્ષાના વિષયથી, તથા દ્વેષના વિષયથી પરમાનંદરૂપ મુખ્યાત્માં, પૃથક્પણાવડે ભલે જાણવામાં આવે, પણ યોગવિના મુમુક્ષુને શું ફલ મળવાનું છે ? અર્થાત્ ઉપર જણાવેલા વિવેકથી મુમુક્ષુને મોક્ષલાભ નહિ થાય, પણ યોગવડે પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષલાભ થશે. ૮૦

પૂર્વપક્ષીની ઉપર જણાવેલી શંકાનું ગ્રંથકાર નીચેના શ્લોકમાં સમાધાન કરે છેઃ—

यद्योगेन तदेवेति वदामो ज्ञानसिद्धये ।
योगः प्रोक्तो विवेकेन ज्ञानं किं नोपजायते ॥ ८१ ॥

यत् योगेन तत् एव इति वदामः, ज्ञानसिद्धये योगः प्रोक्तः, विवेकेन ज्ञानं न उपजायते किम् ? ॥

જે આત્મજ્ઞાન યોગવડે થાય [illegible] તેજ આત્મજ્ઞાન વિવેકવડે પણ થાય છે એમ અમે કહીએ છીએ. આત્મજ્ઞાનની ને મોક્ષની સિદ્ધિને માટે શાસ્ત્રમાં યોગ કહ્યો છે એ વાત સત્ય છતા પણ આત્મવિવેકવડે આત્મજ્ઞાન ને

મોક્ષલાભ થતાં નથી શું ? અર્થાત્ પાંચ કોશોથી પૃથક્ રહેલા આત્માનો પાંચ કોશોથી વિવેક કરવાથી પણ મુમુક્ષુને આત્મજ્ઞાન ને મોક્ષલાભ થઇ શકે છે. ૮૧

યોગીઓને અને વિવેકીઓને સમાનપદની પ્રાપ્તિ થાય છે એમ ભગવદ્‌ગીતાનું વચન આપીને જણાવે છેઃ—

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपि गम्यते ।

इति स्मृतं फलैकत्वं योगिनां च विवेकिनाम् ॥ ८२ ॥

यत् स्थानं सांख्यैः प्राप्यते, तत् योगैः अपि गम्यते इति योगिनां च विवेकिनां फलैकत्वं स्मृतम् ॥

જે બ્રહ્મરૂપ સ્થાન આત્મા-અનાત્માનો વિવેક કરનારાઓવડે પ્રાપ્ત કરવામાં આવે છે તેજ સ્થાન યોગીઓવડે પણ પ્રાપ્ત કરાય છે, એ પ્રમાણે યોગીઓના અને વિવેકીઓના ફલનું એકપણું ભગવદ્‌ગીતારૂપ સ્મૃતિમાં જણાવેલું છે, અર્થાત્ તે બંનેને આત્મજ્ઞાનદ્વારા મોક્ષરૂપ એકજ ફલ થાય છે એમ કહ્યું છે. ૮૨

જો વિવેકવડે અને યોગવડે એકજ ફલ થતું હોય તો પછી શાસ્ત્રોમાં તે બેમાંથી એકનુંજ પ્રતિપાદન કરવું જોઇએ, તે બનેનું પ્રતિપાદન ન કરવું જોઇએ, આવી શંકા ગ્રહણ કરીને અધિકારીઓના ભેદથી બંને પ્રકારનું પ્રતિપાદન શાસ્ત્રમાં કર્યું છે એમ જણાવે છેઃ—

असाध्यः कस्यचिद्योगः कस्यचिज्ज्ञाननिश्चयः ।

इत्थं विचार्य मार्गौ द्वौ जगाद परमेश्वरः ॥ ८३ ॥

कस्यचित् योगः असाध्यः, कस्यचित् ज्ञाननिश्चयः [असाध्यः] इत्थं विचार्य परमेश्वरः द्वौ मार्गौ जगाद ॥

કોઇ મુમુક્ષુને યોગ અસાધ્ય જણાય છે, અને કોઇ મુમુક્ષુને જ્ઞાનનો નિશ્ચય અસાધ્ય જણાય છે, આવો વિચાર કરીને પરમેશ્વર ઉપનિષદોદ્વારા તે બંને માર્ગ (સાધન) મુમુક્ષુઓને જણાવતા હવા. ૮૩

આત્મજ્ઞાન અને રાગદ્વેષાદિનો અભાવ યોગીમાં અને વિવેકીમાં સમાન હોવાથી તે બંનેમાં કંઇ પણ ચઢતાઊતરતાપણું નથી એમ જણાવે છેઃ—

योगे कोऽतिशयस्तेऽत्र ज्ञानमुक्तं समं द्वयोः ।

रागद्वेषाद्यभावश्च तुल्यो योगिविवेकिनोः ॥ ८४ ॥

ते योगे कः अतिशयः ? योगिविवेकिनोः द्वयोः अत्र ज्ञानं समं उक्तम् च रागद्वेषाद्यभावः तुल्यः ॥

તમે માનેલા યોગમાં કયો અતિશય (વિવેકના કરતાં વધારે ફલ આપવાનું સામર્થ્ય) છે ? યોગી અને આત્મા-અનાત્માના વિવેકવાળો એ બંનેને ભગવદ્‌ગીતાના ઉપર જણાવેલા વચનમાં આત્મજ્ઞાન સમાન કહેલું છે, અને તે બંનેને રાગદ્વેષાદિનો અભાવ પણ સમાન છે. ૮૪

વિવેકી પુરુષમાં રાગદ્વેષ હોતા નથી એમ નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

न प्रीतिर्विषयेष्वस्ति प्रेयानात्मेति जानतः ।

कुतो रागः कुतो द्वेषः प्रातिकूल्यमपश्यतः ॥ ८५ ॥

आत्मा प्रेयान् इति जानतः विषयेषु प्रीतिः न अस्ति, रागः कुतः ? [च] प्रातिकूल्यं अपश्यतः द्वेषः कुतः ? ॥

આત્મા અત્યંત પ્રિય છે એમ સુદૃઢ રીતે જાણનારા વિવેકી પુરુષની શબ્દાદિ વિષયોમાં પ્રીતિ હોતી નથી, તેથી તેમાં તેમનો રાગ કેવી રીતે સંભવે ? નજ સંભવે, અને પ્રતિકૂલપણાને નહિ જોનારા વિવેકી પુરુષમાં દ્વેષ પણ ક્યાંથી હોઈ શકે ? નજ હોઈ શકે, અર્થાત્ અનુકૂલપણાના જ્ઞાનના અભાવથી વિવેકીમાં રાગ હોતો નથી, અને પ્રતિકૂલપણાના જ્ઞાનના અભાવથી વિવેકીમાં દ્વેષ પણ હોતો નથી. ૮૫

દેહાદિને પ્રતિકૂલ પ્રસંગની પ્રાપ્તિ થયે યોગીને અને વિવેકીને દ્વેષાભાસ સમાન થાય છે એમ જણાવે છેઃ—

देहादेः प्रतिकूलेषु द्वेषस्तुल्यो द्वयोरपि ।

द्वेषं कुर्वन्न योगी चेदविवेक्यपि तादृशः ॥ ८६ ॥

द्वयोः अपि देहादेः प्रतिकूलेषु द्वेषः तुल्यः, द्वेषं कुर्वन् योगी न [इति] चेत् तादृशः अविवेकी अपि ॥

વિવેકીને અને યોગીને પણ દેહાદિના પ્રતિકૂલ પ્રસંગોમાં દ્વેષાભાસ સમાન થાય છે. તેવા પ્રસંગમાં દ્વેષ કરનારો યોગી નથી એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તેવા પ્રસંગોમાં દૃઢ દ્વેષ કરનારો વિવેકી પણ નથી,—અવિવેકી છે. ૮૬

વિવેકીને દ્વૈતનું દર્શન થાય છે, અને યોગીને દ્વૈતનું દર્શન થતું નથી, આ વિવેકીના કરતાં યોગીમાં વિશેષ છે એવી શંકા ગ્રહણ કરીને તેનું સમાધાન કરે છેઃ—

द्वैतस्य प्रतिभानं तु व्यवहारे द्वयोः समम् ।

समाधौ नेति चेत्तद्वन्नाद्वैतत्वविवेकिनः ॥ ८७ ॥

૧ કોઈ પ્રતિમાં નાદ્વૈતત્વે એવો પાઠ જોવામાં આવે છે તે ભૂલભરેલો છે એમ જાણવું.

व्यवहारे तु द्वैतस्य प्रतिभानं द्वयोः समं, समाधौ न इति चेत् तद्वत् अद्वैतत्वविवेकिनः [अपि] न ॥

વ્યવહારના સમયમાં તો દ્વૈતની પ્રતીતિ યોગી અને વિવેકી તે બંનેને સમાન છે. યોગીને સમાધિમાં દ્વૈતની પ્રતીતિ થતી નથી એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તેવી રીતે અદ્વૈતપણાના વિવેકવાળાને પણ વિવેકના સમયમાં દ્વૈત પ્રતીત થતું નથી. ૮૭

જડચેતનનો વિવેક કરવાના સમયમાં વિવેકીને દ્વૈતની પ્રતીતિ કેવી રીતે થતી નથી તે અમે હવે પછીના પ્રકરણમાં સ્પષ્ટ કરીને કહેનાર છીએ એમ કહે છેઃ—

विवक्ष्यते तदस्माभिरद्वैतानंदनामके ।
अध्याये हि तृतीयेऽतः सर्वमप्यतिमंगलम् ॥ ८८ ॥

तत् अस्माभिः अद्वैतानंदनामके तृतीये अध्याये हि विवक्ष्यते, अतः सर्वं अपि अतिमंगलम् ॥

વિવેકીને વિવેકકાલે દ્વૈતની પ્રતીતિ કેવી રીતે થતી નથી તે અમે અદ્વૈતાનંદનામના આ બ્રહ્માનંદગ્રંથના ત્રીજા અધ્યાયમાંજ કહેનાર છીએ; આથી, અમે કહેલું બધુંય બહુમંગલરૂપ છે. ૮૮

દ્વૈતના અદર્શનસહિત આત્મદર્શનને પામેલા પુરુષ યોગી છે એમ જો તમે કહો તો તે વાત અમને ઇષ્ટ છે એમ જણાવે છેઃ—

सदा पश्यन्निजानंदमपश्यन्निखिलं जगत् ।
अर्थाद्योगीति चेत्तर्हि संतुष्टो वर्धतां भवान् ॥ ८९ ॥

निजानंदं सदा पश्यन् [च] निखिलं जगत् अपश्यन् अर्थात् योगी इति चेत् तर्हि भवान् संतुष्टः [सन्] वर्धताम् ॥

સ્વસ્વરૂપના આનંદને નિરંતર અનુભવનારા અને સમગ્ર જગતને સત્યરૂપે નહિ જોનારા અર્થથી યોગી છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તમે સંતોષ પામ્યા છતા વૃદ્ધિ પામો, અર્થાત્ અમારું કહેવું ને તમારું કહેવું એકજ પ્રકારનું છે. ૮૯

હવે આ બ્રહ્માનંદનામના ગ્રંથના બીજા અધ્યાયનું સંક્ષેપથી તાત્પર્ય કહે છેઃ—

ब्रह्मानंदाभिधे ग्रंथे मंदानुग्रहसिद्धये ।
द्वितीयाध्याय एतस्मिन्नात्मानंदो विवेचितः ॥ ९० ॥

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां ब्रह्मानंदे आत्मानंदः ॥ १२ ॥

अन्वयः-ब्रह्मानंदाभिधे ग्रंथे एतस्मिन् द्वितीयाध्याये मंदानुग्रहसिद्धये आत्मानंदः विवेचितः ॥

આ બ્રહ્માનંદનામના ગ્રંથવિષે આ બીજા અધ્યાયમાં (પંચદશીના બારમા પ્રકરણમાં) મંદબુદ્ધિવાળા અધિકારીઉપર દયા કરવામાટે આત્માનંદનું વિવેચન કર્યું. ૯૦

એ પ્રમાણે **શ્રીમદ્‌ભારતીતીર્થમુનિવિરચિત** પંચદશીના બ્રહ્માનંદમાં આત્માનંદ એ નામના બારમા પ્રકરણની **શ્રીમન્નાથશર્મવિરચિત** ભાવાર્થ-દીપિકાટીકા પૂરી થઇ. ૧૨

---

## બ્રહ્માનંદગત આત્માનંદનો સાર

આ પ્રકરણમાં મંદબુદ્ધિવાળા જિજ્ઞાસુને આત્માનંદદ્વારા બ્રહ્માનંદનો અનુભવ કેવી રીતે પ્રાપ્ત થાય છે તે જણાવાય છે. અત્યંતમંદબુદ્ધિવાળો મનુષ્ય પોતાના પુણ્યપાપના સંસ્કારવડે આ અનાદિ સંસારમાં નાનાપ્રકારનાં શરીરો ધારણ કરીને વારંવાર જન્મમરણના પ્રવાહમાં તણાયા કરે છે. મંદબુદ્ધિવાળા મનુષ્યોનો મોટો ભાગ વિષયાનુરાગવાળો હોય છે, અને થોડો ભાગ વૈરાગ્ય-યુક્ત મનવાળો હોય છે. વિષયાનુરાગી બહિર્મુખ મનુષ્યને તેના અંતઃકરણની યોગ્યતાનો વિચાર કરીને શાસ્ત્રોક્ત કર્મ અથવા શાસ્ત્રોક્ત ઉપાસના ઉપદેશીકે કહેવી, કેમકે તે બ્રહ્મજ્ઞાનનો અધિકારી નથી. બ્રહ્મને જાણવાની ઇચ્છાવાળાઓ-માં કેટલાક બહુ વિવેકી હોય છે, અને ઘણા મંદબુદ્ધિવાળા હોય છે. તેમાં અતિવિવેકી જિજ્ઞાસુઓમાટે અગીઆરમા પ્રકરણમાં કહેલા યોગાનંદવડે ઉપદેશ કરવો ઉચિત છે. આ પ્રકરણમાં મંદબુદ્ધિવાળા જિજ્ઞાસુ મનુષ્યને માટે આત્માનંદ-દ્વારા બ્રહ્માનંદનો ઉપદેશ કરાય છે.

ભગવાન્ યાજ્ઞવલ્ક્યે પોતાના મૈત્રેયીનામનાં મુમુક્ષુ પત્નીને આત્માનંદ-દ્વારા બ્રહ્મસ્વરૂપ આનંદનો બોધ કર્યો છે. પતિ, સ્ત્રી, પુત્ર, ધન અને પશુ આદિ સર્વ આત્માને માટે એટલે પોતાને માટે પ્રિય થાય છે, તેમને માટે તે પ્રિય થતાં નથી, અર્થાત્ જે મનુષ્ય બીજા પ્રાણિપદાર્થઉપર પ્રીતિ કરે છે તે પોતાને માટે પ્રીતિ કરે છે, તે પ્રાણિપદાર્થને માટે પ્રીતિ કરતો નથી. પિતા પોતાના નાના બાલકના ગાલપર જે ચુંબન કરે છે તે પોતાના સુખને માટે ચુંબન કરે છે, બાલકના સુખને માટે ચુંબન કરતો નથી, કેમકે બાલકને તો તેના મૂછના અને દાઢીના કાંટાજેવા વાળ તેના કોમલ ગાલપર ખુંચવાથી દુઃખ થાય છે. મનુષ્યો રત્ન ને સોનારૂપા આદિ જડપદાર્થોનું રક્ષણ કરે છે તે પોતાને માટે કરે છે, તે રત્નમાટે ને સોનારૂપામાટે તેનું રક્ષણ કરતા નથી,

પેઢીઆઉપર ભાર ભરીને વહેવરાવવામાં આવે છે તે વેપારીના સુખમાટે છે, પેઢીઆના સુખમાટે નથી. બ્રાહ્મણ પોતામાં પૂજ્યપણું આદિ માની જે પ્રવૃત્તિ કરે છે તે પોતાને માટે છે, પોતાની બ્રાહ્મણપણારૂપ જડજાતિને માટે નથી. ક્ષત્રિયાદિની પ્રવૃત્તિમાટે પણ એમજ જાણવું. કોઇ મનુષ્ય સ્વર્ગલોકની કે બ્રહ્મલોકની ઇચ્છા કરે છે તે પોતાનેમાટે કરે છે, તે સ્વર્ગલોક કે બ્રહ્મલોકને માટે તેની પ્રાપ્તિની ઇચ્છા કરતા નથી. મનુષ્ય મહેશ્વર અને વિષ્ણુ આદિ દેવોની પૂજા કરે છે તે પોતાના પાપસંસ્કારના નાશમાટે કરે છે, પાપરહિત દેવોને માટે તે પૂજા કરતા નથી. દ્વિજો ઋગાદિ વેદોનું અધ્યયન પોતાના વ્રાત્યપણાની નિવૃત્તિમાટે કરે છે, વેદોને માટે તે અધ્યયન કરતા નથી. એવી રીતે જગતમાં પ્રત્યેક પ્રાણી પોતાના સુખને માટે પ્રવૃત્તિ કરે છે. આમ હોવાથી પોતાનું સ્વરૂપ જે આત્મા તે અત્યંતપ્રિય છે એવો નિશ્ચય મુમુક્ષુએ દૃઢ કરવો.

જેને પ્રીતિ કહેવામાં આવે છે તે પ્રીતિ રાગરૂપ, શ્રદ્ધારૂપ, ભક્તિરૂપ કે ઇચ્છારૂપ નથી, પણ સર્વ સુખમાં પ્રવેશ કરીને રહેનારી અંતઃકરણની સાત્ત્વિકવૃત્તિ તે અહીં પ્રીતિશબ્દથી કહેલ છે. ખાવાપીવાના પદાર્થો મનુષ્યના સુખના સાધનરૂપ હોવાથી પ્રિય મનાય છે, તે ખાવાપીવાના પદાર્થની પેઠે આત્મા સુખનું સાધન નથી, પણ સુખરૂપજ છે. આત્માને જો સુખનું સાધન માનવામાં આવે તો તે આત્માનો ઉપભોગ કરનાર કોઇ બીજો આત્મા માનવો પડે. આત્માજ ભોક્તા અને આત્માજ ભોગ્ય એમ સંભવી શકે નહિ. વિષયજન્ય સુખમાં મનુષ્યને સામાન્યપ્રીતિ હોય છે, અને આત્મામાં તો અતિપ્રીતિ હોય છે. વિષયજન્ય સુખમાં રહેલી પ્રીતિ સર્વદા એકસરખી રહેતી નથી, પણ તે ઘણી વેલા વ્યભિચાર પામે છે. મનુષ્યની આજ એકપ્રકારના વિષયસુખઉપર પ્રીતિ હોય છે, અને કાલે તે વિષયસુખઉપર પ્રીતિ ન થતાં બીજા કોઇ વિષયસુખઉપર તેની પ્રીતિ થાય છે. આવો ફેરફાર આત્માઉપરની પ્રીતિમાં થતો નથી. તે પ્રીતિ નિત્ય અને નિઃસીમ હોય છે. આત્માથી ભિન્ન પદાર્થો ત્યજવાયોગ્ય કે ગ્રહણ કરવાયોગ્ય હોય છે, આત્મા પોતાનું સ્વરૂપ હોવાથી તે ત્યજવાયોગ્ય કે ગ્રહણ કરવાયોગ્ય નથી. તણખલાં આદિ તુચ્છ પદાર્થો ઉપેક્ષા કરવાયોગ્ય ગણાય છે, પણ ઉપેક્ષા કરનારાનું વાસ્તવિકસ્વરૂપ જે આત્મા તે આત્મા ઉપેક્ષા કરવાયોગ્ય ગણાતો નથી. આત્મા પોતાનું સ્વરૂપ હોવાથી તે દ્વેષનો વિષય પણ નથી. રોગ અને ક્રોધાદિવડે વ્યગ્ર થયેલા મનુષ્યને કયારેક મરવાની ઇચ્છા થાય છે તે આત્માઉપરના દ્વેષને લીધે થતી નથી, પણ પ્રતિકૂલ પ્રતીત થતા દેહાદિઉપર તે દ્વેષ થાય છે, અને દ્વેષને લઇને તે વેલા ત્યજવાયોગ્ય દેહાદિકનો ત્યાગ કરાય છે, પણ પોતાના સ્વરૂપભૂત આત્માનો ત્યાગ કરાતો નથી. આત્મામાટે સુખના સાધનરૂપ મનાતા પદાર્થ

પ્રિય થાય છે તેથી સિદ્ધ થાય છે કે આત્મા અતિપ્રિય છે. આ વાત "અરે મૈત્રેયી ! પતિના સુખને માટે પતિ પ્રિય થતો નથી, પણ પોતાના સુખને માટે પતિ પ્રિય થાય છે," ઇત્યાદિ શ્રુતિઓમાં કહી છે. યુક્તિવડે વિચારીએ તોપણ એજ વાત સિદ્ધ થાય છે. પોતાના પુત્રના મિત્રના કરતાં પોતાનો પુત્ર મનુષ્યને અધિક પ્રિય હોય છે તે વાત લોકપ્રસિદ્ધ છે. એ પ્રમાણે આત્મા મુખ્યપ્રિય છે, અને આત્માને ઉપકારક થનાર પુત્રાદિક ગૌણપ્રિય છે. કોઇ પણ પ્રાણી પોતાના અભાવને કદીપણ ઇચ્છતો નથી, તેથી આત્મા અત્યંતપ્રિય છે એવો નિશ્ચય થાય છે.

એવી રીતે શ્રુતિ, યુક્તિ અને અનુભવવડે આત્મામાં અત્યંતપ્રીતિ છે એમ સિદ્ધ થાય છે. શ્રુતિના અર્થનો પૂર્વાપરનો વિચાર નહિ કરનારા કેટલાક મનુષ્યો પુત્ર અને સ્ત્રી એ મુખ્યાત્મા છે, અને આત્મા તેના શેષરૂપ ( સુખના સાધનરૂપ ) છે એમ કહે છે. ઋગ્વેદની ઐતરેય-ઉપનિષદ્‌માં પ્રથમગર્ભરૂપે પિતાના શરીરમાં રહેલો અને જન્મ્યા પછી પિતાએ સર્વપ્રકારે રક્ષણ કરવાયોગ્ય પુત્રરૂપ આત્મા તે પિતાવડે પુણ્યકર્મમાટે પોતાના પ્રતિનિધિરૂપે નીમવામાં આવે છે, અને એ પિતારૂપ વૃદ્ધ આત્મા મરણ પામે છે એમ વર્ણવેલું છે. પુત્રવિનાના પુરુષને સ્વર્ગરૂપ ઉત્તમ ગતિ પ્રાપ્ત થતી નથી એમ શાસ્ત્રોમાં સંભળાય છે, પુત્ર પરલોકનું સાધન છે એમ પણ કહેવામાં આવે છે, તથા મનુષ્યલોકનું સુખ પુત્રવડે પ્રાપ્ત થાય છે એમ પણ લોકમાં કહેવાય છે. એવી રીતે શ્રુતિ આદિના કહેવાથી આત્મા પુત્ર અને સ્ત્રી આદિના સુખના સાધનરૂપ છે એમ પૂર્વપક્ષી કહે છે. વળી તે કહે છે કેઃ—વ્યવહારકુશલ મનુષ્ય પુત્રાદિકના પ્રધાનપણાને સ્વીકારે છે, અને મનુષ્ય પોતાના મરવાપછી પોતાના પુત્રનું અને પોતાની સ્ત્રી આદિનું પોતાના ધનવડે રક્ષણ થાય એમ જાણીને તેમને માટે દુઃખ વેઠીને ધન મેળવવા પ્રયત્ન કરે છે, એ સર્વ ઉપરથી પુત્રાદિક મુખ્યાત્મા છે, પણ આત્મા મુખ્યાત્મા નથી એમ સિદ્ધ થાય છે.

એ પૂર્વપક્ષીનું કહેવું યોગ્ય નથી. મુખ્યાત્મા કદીપણ કોઇનો શેષ (સુખનું સાધન ) થતો નથી. આત્મા ત્રણ પ્રકારનો છે, ગૌણ, મિથ્યા અને મુખ્ય. દેવદત્ત સિંહ છે આ વાક્યમાં દેવદત્તનું સિંહપણું ગૌણ છે, કેમકે દેવદત્તનો અને સિંહનો ભેદ પ્રત્યક્ષ પ્રતીત થાય છે. એવી રીતે પુત્રાદિકનું આત્મપણું પણ ગૌણ છે, મુખ્ય નથી. અન્નમયાદિ પાંચ કોશોથી સાક્ષિરૂપ આત્માનો વાસ્તવિકરીતે ભેદ છે, તોપણ તે ભેદ પ્રત્યક્ષ પ્રતીત થતો નથી, તેથી ઠુંઠાનું ચોરપણું જેમ મિથ્યા છે તેમ અન્નમયાદિ કોશોનું આત્મપણું પણ મિથ્યા છે. સાક્ષિરૂપ આત્મા ગૌણ કે મિથ્યા નથી, તે તો મુખ્યાત્મા છે. તે આત્મા પોતાના શરીરની અને પુત્રાદિક અન્ય પ્રાણિપદાર્થોના શરીરની અંતર રહેલો

છે તેથી તેનો કોઇની સાથે વાસ્તવિક ભેદ કદીપણ સંભવતો નથી. જે વ્યવહારમાં જેનું આત્મપણું ઉચિત ગણાતું હોય તે વ્યવહારમાં તેનું પ્રધાનપણું ને બીજાનું ગૌણપણું મનાય છે. જેનું મરણ સમીપ આવ્યું હોય એવા મનુષ્યને પોતાના ઘરના રક્ષણાદિના કામમાટે પુત્રાદિ ગૌણ આત્માની આવશ્યકતા છે. તે કામમાં સાક્ષિરૂપ આત્માનો કાંઇ પણ ઉપયોગ થઇ શકતો નથી, કેમકે તે અસંગ ને વિકારરહિત છે, અને મિથ્યાત્મરૂપ શરીર તો મરણની અભિમુખ થયેલું છે, એટલે તેવે પ્રસંગે પુત્રાદિ પ્રધાનપણાને પામે છે. "વેદાદિનું અધ્યયન કરનારો આ અગ્નિ છે" એ વાક્યમાં અગ્નિ વિદ્યમાન છતાં પણ અગ્નિશબ્દવડે અગ્નિનું ગ્રહણ થતું નથી, કેમકે અગ્નિમાં શાસ્ત્રાદિનું અધ્યયન કરવાની યોગ્યતા નથી, માટે ત્યાં અગ્નિશબ્દવડે શાસ્ત્રાદિનું અધ્યયન કરવાયોગ્ય એવો દ્વિજ બ્રહ્મચારી ગ્રહણ કરાય છે.

હું દુબળો થયો છું માટે મારા શરીરને પુષ્ટ કરનારાં અન્નાદિ ખાઇને હું પુષ્ટ થઉં એવા લોકવ્યવહારમાં અન્નાદિનું ભક્ષણ કરવાને યોગ્ય સ્થૂલશરીરનુંજ પ્રધાનપણું (આત્મપણું) માનવું ઉચિત છે, એવા પ્રસંગમાં પોતાની વતી પુત્રાદિને અન્ન ખાવાનું કહેવાતું નથી. હું તપ કરીને સ્વર્ગમાં જઇશ ઇત્યાદિ પ્રસંગમાં જીવનુંજ પ્રધાનપણું (આત્મપણું) માનવું ઉચિત છે, તેમાં સ્થૂલશરીરનું આત્મપણું કે પુત્રાદિનું આત્મપણું માનવું ઉચિત નથી. સ્વર્ગ મેળવવાને ઇચ્છનાર મનુષ્ય પોતાના સ્થૂલશરીરના સુખની અપેક્ષા ન રાખતાં પોતાના શરીરને સૂકવનાર કૃચ્છ્રચાંદ્રાયણાદિરૂપ તપ કરે છે તેથી તેમાં સ્થૂલશરીરનું પ્રધાનપણું નથી, પણ જીવનું પ્રધાનપણું છે, એ સ્પષ્ટ છે. જ્યારે મુમુક્ષુ પુરુષ હું શમદમાદિ ને શ્રવણાદિ સાધનોને પ્રાપ્ત કરી મુક્તિ મેળવીશ એવો નિશ્ચય કરે છે ત્યારે તે આચાર્યના ઉપદેશવડે અને મહાવાક્યના વિચારવડે આત્મસ્વરૂપનું અપરોક્ષજ્ઞાન સંપાદન કરીને મોક્ષલાભ પ્રાપ્ત કરે છે. એ મોક્ષના પ્રસંગમાં સાક્ષિરૂપ આત્માનું આત્મપણું યોગ્ય છે, જીવાદિકનું આત્મપણું ત્યાં ઉચિત નથી. જેમ બૃહસ્પતિસવમાં બ્રાહ્મણનોજ અધિકાર છે, તેમાં ક્ષત્રિયાદિનો અધિકાર નથી, રાજસૂયયજ્ઞમાં ક્ષત્રિયનોજ અધિકાર છે, બ્રાહ્મણાદિનો અધિકાર નથી, અને વૈશ્યસ્તોમમાં વૈશ્યનોજ અધિકાર છે, બ્રાહ્મણાદિનો અધિકાર નથી. એવી રીતે કોઇ પ્રસંગમાં ગૌણાત્માનું, કોઇ પ્રસંગમાં મિથ્યાત્માનું અને કોઇ પ્રસંગમાં મુખ્યાત્માનું પ્રધાનપણું મનાય છે. જે વ્યવહારમાં જે આત્મા યોગ્ય ગણાય છે તે વ્યવહારમાં તેનો ઉપયોગ હોવાથી તેનું પ્રધાનપણું હોવાથી તે વેળા તેમાં અધિક પ્રીતિ હોય છે, અને તેના શેષભૂત (ઉપકાર કરનાર) પદાર્થઉપર સામાન્યપ્રીતિ હોય છે, અત્યંતપ્રીતિ હોતી નથી. જે આત્મા ન હોય, વા ઉપકારક ન હોય, તેના ઉપર સામાન્યપ્રીતિ કે વિશેષપ્રીતિ હોતી નથી. આત્મા

અને તેને ઉપકાર કરનાર વસ્તુથી ભિન્ન પદાર્થમાં કોઇ પદાર્થ ઉપેક્ષા કરવાયોગ્ય હોય છે, ને કોઇ પદાર્થ દ્વેષ કરવાયોગ્ય હોય છે. માર્ગમાં પડેલાં તણખલાં આદિ પદાર્થો ઉપેક્ષા કરવાયોગ્ય મનાય છે, અને દુઃખ દેનારા વ્યાઘ્રાદિ દ્વેષ કરવાયોગ્ય મનાય છે. આત્મા, આત્માને ઉપકાર કરનાર, ઉપેક્ષા કરવાયોગ્ય ને દ્વેષ કરવાયોગ્ય એમ ચાર પ્રકારના પદાર્થો છે. તેમાં અમુક પદાર્થજ નિત્ય અતિપ્રિય, અમુક પદાર્થ પ્રિય, અમુક પદાર્થ ઉપેક્ષા કરવાયોગ્ય અને અમુક પદાર્થ દ્વેષ કરવાયોગ્ય છે એવો નિયમ થઇ શકતો નથી, પરંતુ પ્રત્યેક પદાર્થ પોતપોતાના કાર્યવડે પ્રિય, ઉપેક્ષ્ય કે દ્વેષ્ય થાય છે. જેમ કોઇ વાઘ પોતાના સામે પોતાનું ભક્ષણ કરવા દોડ્યો આવતો હોય તે વેળા તે વાઘ દ્વેષ્ય ગણાય છે, તે દૂર બીજી બાજુએ દોડ્યો જતો હોય તે વેળા તે ઉપેક્ષ્ય ગણાય છે, અને જો તે કુદીકૂદીને આનંદ આપનારો થાય તો તે પ્રિય ગણાય છે. અનુકૂલપણું એ પ્રિયપણાનું લક્ષણ છે, અને પ્રિયપણાથી ને પ્રતિકૂલપણાથી રહિત હોવું તે ઉપેક્ષ્યનું લક્ષણ છે. અંતરાત્મા અતિશય પ્રિય છે, તેને ઉપકાર કરનાર પદાર્થ પ્રિય છે, પ્રતિકૂલ પદાર્થ દ્વેષ્ય છે, અને અનુકૂલ નહિ ને પ્રતિકૂલ નહિ એવા પદાર્થ ઉપેક્ષ્ય છે. અંતરાત્માનું અત્યંતપ્રિયપણું ભગવાન્ યાજ્ઞવલ્ક્યે મૈત્રેયીબ્રાહ્મણમાં કહ્યું છે, તેમજ બૃહદારણ્યક-ઉપનિષદ્‌ના પુરુષવિધબ્રાહ્મણમાં પણ તેનું અત્યંતપ્રિયપણું દર્શાવ્યું છે.

વેદવચનોનો વિચાર કરતાં સાક્ષિરૂપ આત્માનું મુખ્યાત્મપણું છે, પુત્રાદિકમાં મુખ્યાત્મપણું નથી એવો નિશ્ચય થાય છે. અન્નમયાદિ પાંચ કોશોને તૈત્તિરીય-ઉપનિષદ્‌માં કહ્યા પ્રમાણે આત્માથી જુદા કરીને તેની અંતર રહેલા આત્માનો સાક્ષાત્કાર કરવો તે આત્મજ્ઞાન કહેવાય છે. જાગ્રદાદિ અવસ્થાઓનું જ્ઞાન જેનાવડે થાય છે તે સ્વયંપ્રકાશ આત્મા છે. પ્રાણથી માંડીને દ્રવ્યપર્યંતના જે ઉપકારક પદાર્થ છે તે અધિકન્યૂનપ્રમાણથી આત્માની સમીપ રહે છે. તેમાં જે પદાર્થ જેટલો આત્માની અધિક સમીપ તેટલી તેના પર અધિક પ્રીતિ હોય છે. દ્રવ્યના કરતાં પુત્રાદિ પ્રિય છે, પુત્રાદિના કરતાં પોતાનું શરીર પ્રિય છે, શરીરના કરતાં ઇંદ્રિયો પ્રિય છે, ઇંદ્રિયોના કરતાં પ્રાણ પ્રિય છે, અને પ્રાણના કરતાં સાક્ષિરૂપ આત્મા અત્યંતપ્રિય છે. આત્મા મુખ્યપ્રીતિનું સ્થાન છે આ વાત આત્મવેત્તાઓના અનુભવવડે સિદ્ધ છે, અને બીજા દ્રવ્યાદિ પદાર્થ ઉત્તરોત્તર અધિક પ્રિય છે આ વાત બધા મનુષ્યોના અનુભવવડે સિદ્ધ છે.

આત્મા અત્યંતપ્રિય છે કે પુત્રાદિ અત્યંતપ્રિય છે એમાં જ્ઞાનીનો ને અજ્ઞાનીનો વિવાદ છે. આત્મવેત્તા અન્ય સર્વ દૃશ્ય પદાર્થના કરતાં સાક્ષિરૂપ આત્માજ અત્યંત-પ્રિય છે એમ કહે છે, અને અજ્ઞાની પુરુષ પુત્રાદિકજ અત્યંતપ્રિય છે, ને સાક્ષિરૂપ આત્મા તેના ભોગનું સાધન છે એમ કહે છે. આત્માથી ભિન્ન પુત્રાદિ પ્રિય છે એમ શિષ્ય અને પ્રતિવાદી બંને આત્મવેત્તાની સમીપ કહે છે. તેમનું કહેવું સાંભળીને તે

આત્મવેત્તા તમારું પ્રિય તમને રોવરાવશે એવું વાક્ય તે બંનેને સંભળાવે છે. શિષ્ય તેમના ઉપદેશનું તાત્પર્ય સમજીને હું જે પુત્રાદિને પ્રિય કહું છું તે પુત્રાદિ અનેકપ્રકારનું દુઃખ આપનાર છે એમ નીચે પ્રમાણે વિચાર કરીને સમજે છે. પુત્ર ન થયો હોય તો તે માતપિતાને દુઃખ આપે છે, ગર્ભમાં આવે તો ગર્ભના પાતથી તે માતપિતાને દુઃખ આપે છે, અને પ્રસવકાલમાં પણ તે માતપિતાને દુઃખ આપે છે, જન્મપછી રોગાદિકથી યુક્ત થાય તો માબાપને દુઃખ આપે છે, જો મૂર્ખ થાય તોપણ દુઃખ, ઉપનયન આપ્યા પછી ભણે નહિ તોપણ દુઃખ, ભણીને તેને કન્યા ન મળે તોપણ દુઃખ, યુવાવસ્થામાં જો દુરાચરણી થાય તોપણ દુઃખ ને ગૃહસ્થાશ્રમમાં મોટા કુટુંબવાળો થઇ જો દરિદ્રી થાય તોપણ દુઃખ ને ધનવાન્ થઇ મરણ પામે તો વળી માતપિતાને ઘણું દુઃખ આપે છે, એવો વિચાર કરીને પુત્રાદિ અતિપ્રિય નથી એમ સમજીને પુત્રાદિપરનો પ્રેમ છોડીને આત્મા અત્યંતપ્રિય છે એવો નિશ્ચય કરીને શિષ્ય તેનુંજ અનુસંધાન કરે છે. પ્રતિવાદી દુરાગ્રહને લીધે અને બ્રહ્મવેત્તાપરના દ્વેષને લીધે પોતાનો ખોટો પક્ષ છોડતો નથી, તેથી તેને તે આત્મવેત્તાએ પૂર્વે કહેલું વચન શાપરૂપ થાય છે. તેને પુત્રાદિ પ્રિય પ્રાણીઓનો વિયોગ થવાથી દુઃખ થાય છે, અને જડપદાર્થપર આસક્તિ રાખવાથી પશુપક્ષી આદિનાં અનેક શરીર ધારણ કરવાં પડે છે. આત્મવેત્તા પુરુષ ઇશ્વરરૂપ હોવાથી તેમના કહેલા એકજ વચનનું શિષ્યને અને પ્રતિવાદીને વિરોધવાળું પરિણામ થાય છે.

જે મુમુક્ષુ સાક્ષિરૂપ આત્માને અત્યંતપ્રેમનું સ્થાન સમજીને તેની ઉપાસના કરે છે તેનો આત્મા કદીપણ નાશ પામતો નથી. આત્મા પરમપ્રેમનું સ્થાન હોવાથી પરમાનંદરૂપ છે. ચક્રવર્તી રાજાથી માંડીને હિરણ્યગર્ભપર્યંત જ્યાં જ્યાં અધિક પ્રેમ થાય છે ત્યાં ત્યાં પ્રેમ રાખનારને અધિક સુખ થાય છે એમ તૈત્તિરીય આદિ શ્રુતિમાં કહેલું છે. પ્રીતિના અત્યંતપણાઉપરથી આત્માનું અત્યંતસુખરૂપપણું છે એમ સિદ્ધ થાય છે. આત્માના ચેતનસ્વભાવની પેઠે સુખ પણ આત્માનોજ સ્વભાવ છે, છતાં જેમ પ્રકાશ અને ઉષ્ણતા એ બે સ્વભાવવાળા દીવાનો એક પ્રકાશજ ઘરમાં ફેલાય છે, પણ તેની ઉષ્ણતા ઘરમાં ફેલાતી નથી તેમ આત્માનો ચેતનસ્વભાવ અંતઃકરણની સર્વ વૃત્તિઓમાં અનુપ્રવેશ કરીને રહે છે, અને આનંદ સત્ત્વગુણવાળી વૃત્તિમાં અનુપ્રવેશ પામે છે. જેમ કેરી આદિ પદાર્થમાં ગંધ, રૂપ, રસ અને સ્પર્શ આ ચાર ગુણ છતાં પણ તેનો એક એક ગુણ એક એક નાસિકાદિ ઇંદ્રિયવડે ગ્રહણ કરવામાં આવે છે તેમ આત્મામાં રહેલો ચેતનસ્વભાવ અંતઃકરણની સર્વ વૃત્તિઓમાં પ્રતીત થાય છે, અને આનંદસ્વભાવ સાત્ત્વિકવૃત્તિમાં પ્રતીત થાય છે. અંતઃકરણની સાત્ત્વિકવૃત્તિ નિર્મલ હોય છે તેથી તેમાં ચેતન અને આનંદ એ

આત્માના બંને સ્વભાવો જણાય છે, અને અંતઃકરણની રાજસવૃત્તિ મલિન હોવાથી તેમાં આત્માનો સુખસ્વભાવ પ્રતીત થતો નથી. આંબલીને મીઠું લગાડવાથી જેમ તેનું ખાટાપણું તિરોધાન પામે છે તેમ અંતઃકરણની રજોગુણપ્રધાન વૃત્તિમાં આત્માનો આનંદસ્વભાવ તિરોધાન પામે છે. આત્મજ્ઞાનની પ્રાપ્તિનાં આત્માનો અને અનાત્માનો વિવેક અને યોગ એ બે સાધન છે. વિવેકીને આત્મજ્ઞાનદ્વારા જે આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે તેજ આત્મસ્વરૂપની પ્રાપ્તિ યોગીઓને પણ યોગદ્વારા થાય છે એમ શ્રીકૃષ્ણભગવાને ભગવદ્ગીતામાં કહેલું છે. કોઇ મુમુક્ષુને યોગ અસાધ્ય લાગે છે, અને કોઇ મુમુક્ષુને આત્મજ્ઞાનનો નિશ્ચય અસાધ્ય લાગે છે, તેથી પરમેશ્વરે મોક્ષપ્રાપ્તિને માટે બે માર્ગ કહેલા છે. રાગનો અભાવ અને દ્વેષનો અભાવ વિવેકીને અને યોગીને બંનેને આવશ્યક છે, તેથી વિવેકીના કરતાં યોગીમાં અધિકપણું છે એમ કહી શકાય નહિ. આત્મા અતિપ્રિય છે એમ જાણનારા પુરુષને શબ્દાદિ વિષયોમાં પ્રીતિ સંભવતી નથી, તેથી તેના ચિત્તમાં રાગ અને દ્વેષ કેવી રીતે રહે ? શરીરાદિને દુઃખ દેનારા પદાર્થ બાહ્યદૃષ્ટિએ બંનેને અપ્રિય લાગે છે, છતાં સાચા યોગી કે સાચા વિવેકી તેનો દૃઢ દ્વેષ કરતા નથી. વ્યવહારકાલે દ્વૈતની પ્રતીતિ બંનેને સરખીજ હોય છે. સમાધિ-અવસ્થામાં યોગીને જેમ દ્વૈતનું ભાન હોતું નથી તેમ અદ્વૈતતત્ત્વના વિવેકકાલે વિવેકીને પણ દ્વૈતની પ્રતીતિ હોતી નથી. આગળના અધ્યાયમાં આ વાત અધિક સ્પષ્ટ થશે. એવી રીતે યોગીમાં અને વિવેકીમાં કાંઈ પણ ન્યૂનાધિકપણું ન હોવાથી સર્વદા નિજાનંદને જોનારા ને જગતને સત્યરૂપે નહિ જોનારા વિવેકી પુરુષ યોગીજ છે એમ જો તમે કહો તો અમે કહીએ છીએ કે તમે સંતોષ પામો. તમારા કહેવાથી અમારા સિદ્ધાંતને કોઇ જાતની હાનિ પહોંચતી નથી. મંદબુદ્ધિવાળા મુમુક્ષુના ઉપર અનુગ્રહ કરવામાટે આ બ્રહ્માનંદનામના ગ્રંથના બીજા અધ્યાયમાં આત્માનંદનું નિરૂપણ કર્યું.

એ પ્રમાણે પંચદશીના શ્રીમદ્ભારતીતીર્થમુનિવિરચિત બ્રહ્માનંદમાં આત્માનંદ એ નામના બારમા પ્રકરણનો **શ્રીમન્નાથશર્મવિરચિત** સાર પૂરો થયો. ૧૨





# १२ ब्रह्मानंदे अद्वैतानंद ॥

## ટીકાકારકૃત મંગલ

### દોહરો

સર્વ દ્વૈતનો બાધ કરી, અદ્વૈત સ્થિર કરાય;
તો અદ્વૈતાનંદવડે, સકલ દુઃખ દૂર થાય

બ્રહ્માનંદ, વિદ્યાનંદ અને વિષયાનંદ આમ આનંદ ત્રણ પ્રકારનો છે એમ પંચદશીના અગીઆરમા પ્રકરણમાં અને બ્રહ્માનંદનામના ગ્રંથના પહેલા અધ્યાયમાં કહેલું છે. આત્માનંદનામનો એક બીજો આનંદ પણ આ ગ્રંથના બારમા પ્રકરણમાં પ્રતિપાદન કરવામાં આવ્યો છે, તેથી પૂર્વના વચનની સાથે વિરોધની પ્રતીતિ થાય છે એમ જો કોઇ કહે તો ગ્રંથકારશ્રી તેનું સમાધાન કરે છે:—

**योगानंदः पुरोक्तो यः स आत्मानंद इष्यताम् ।**
**कथं ब्रह्मत्वमेतस्य सद्वयस्येति चेच्छृणु ॥ १ ॥**

अन्वयः-यः योगानंदः पुरा उक्तः सः आत्मानंदः इष्यताम्, सद्वयस्य एतस्य ब्रह्मत्वं कथं ? इति चेत् शृणु ॥

જે યોગાનંદ પૂર્વે (બ્રહ્માનંદનામના ગ્રંથના પહેલા અધ્યાયમાં) કહેલો છે તે યોગાનંદ આત્માનંદ છે એમ સમજવું. દ્વૈતથી યુક્ત એવા આ આત્માનંદનું બ્રહ્મપણું કેવી રીતે સંભવે એમ જો તમે કહો તો તેનું સમાધાન સાંભળો.

પૂર્વે કહેલો બ્રહ્માનંદ યોગવડે થતા સાક્ષાત્કારનો વિષય હોવાથી યોગાનંદ કહેવાય છે, અને નિરુપાધિપણાવડે તેજ બ્રહ્માનંદ નિજાનંદ કહેવાય છે, તે ગૌણાત્માના, મિથ્યાત્માના અને મુખ્યાત્માના વિવેકવડે જાણવામાં આવે છે માટે તે આત્માનંદ પણ કહેવાય છે. એવી રીતે આત્માનંદ અને નિજાનંદ બ્રહ્માનંદથી ભિન્ન નથી. ૧

આ આત્માનંદ સજાતીય પુત્રાદિ ગૌણાત્માથી તથા દેહાદિ મિથ્યા આત્માથી અને વિજાતીય આકાશ આદિથી ભિન્ન છે તેથી તે સદ્વિતીય છે, તે અદ્વિતીય યોગાનંદરૂપ કેવી રીતે સંભવે એમ શંકા થાય તો તેનું સમાધાન નીચેના શ્લોકમાં કહેવાશે, અર્થાત્ પુત્રાદિ ગૌણાત્માનો અને દેહાદિ મિથ્યાત્માનો

તૈત્તિરીયશ્રુતિમાં કહેલા જગતમાં અંતર્ભાવ થાય છે, અને આકાશાદિ જગતની આત્માનંદથી પૃથક્પણાવડે સત્તા નથી તેથી તે યોગાનંદનું અદ્વિતીય બ્રહ્મપણું સંભવે છે એમ નીચેના શ્લોકમાં કહે છે:—

**आकाशादिस्वदेहांतं तैत्तिरीयश्रुतीरितम् ।**
**जगन्नास्त्यन्यदानंदादद्वैतब्रह्मता ततः ॥ २ ॥**

तैत्तिरीयश्रुतीरितं आकाशादिस्वदेहांतं जगत् आनंदात् अन्यत् न अस्ति, ततः [तस्य] अद्वैतब्रह्मता ॥

કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયશ્રુતિમાં કહેલું આકાશથી માંડીને પોતાના શરીરપર્યંતનું જગત પોતાના વિવર્તોપાદાનકારણરૂપ આનંદથી ભિન્ન નથી, તેથી આ આત્માનંદનું અદ્વિતીયબ્રહ્મપણું છે. ૨

તમે કહેલી શ્રુતિમાં આત્મા આ જગતનું કારણ છે એમ કહ્યું છે, પણ આનંદ આકાશાદિ જગતનું કારણ છે એમ કહ્યું નથી એવી શંકા કોઇ કરે તો આનંદ આ જગતનું કારણ છે એમ કહેનારી તે શ્રુતિના આનંદથીજ પ્રસિદ્ધ આ ભૂતો ઉત્પન્ન થાય છે ઇત્યાદિ ભાગને અર્થથી કહે છે:—

**आनंदादेव तज्जातं तिष्ठत्यानंद एव तत् ।**
**आनंद एव लीनं चेत्युक्तानंदात्कथं पृथक् ॥ ३ ॥**

तत् आनंदात् एव जातं, तत् आनंदे एव तिष्ठति, च आनंदे एव लीनं इति उक्तानंदात् पृथक् कथं ? ॥

તે જગત આનંદથીજ ઉત્પન્ન થયું છે, તે આનંદમાંજ રહે છે, અને અંતે આનંદમાંજ લીન થાય છે એમ હોવાથી કહેલા આનંદથી જગત્ કેવી રીતે પૃથક્ હોઇ શકે ? જે કાર્ય હોય તે પોતાના ઉપાદાનકારણથી પૃથક્ ન હોય એ વાત લોકપ્રસિદ્ધ છે. ૩

કુંભારથી ઉત્પન્ન થયેલો ઘડો જેમ કુંભારથી ભિન્ન છે તેમ આનંદથી ઉત્પન્ન થયેલું જગત આનંદથી ભિન્ન હોવું જોઇએ એવી શંકા કરીને તે શંકાનું સમાધાન કરે છે:—

કુંભારથી ઘડો ઉત્પન્ન થયેલો છે, છતાં તે કુંભારથી ભિન્ન છે, પણ કુંભારરૂપ નથી એવી શંકા કરવી નહિ, કેમકે માટીની પેઠે આ આનંદ જગતનું ઉપાદાનકારણ છે, કુંભારની પેઠે નિમિત્તકારણ નથી. ૪

કુંભાર ઘડાનું ઉપાદાનકારણ શાથી નથી તે જણાવે છેઃ—

**स्थितिर्लयश्च कुंभस्य कुलाले स्तो न हि कचित्।**
**दृष्टौ तौ मृदि तद्वत्स्यादुपादानं तयोः श्रुतेः ॥ ५ ॥**

कुंभस्य स्थितिः च लयः कुलाले कचित् न स्तः, तौ हि मृदि दृष्टौ, तद्वत् [जगतः] तयोः (स्थितिलयपोः) श्रुतेः [आनंदः] उपादानं स्यात् ॥

ઘડાની સ્થિતિ અને તેનો લય કુંભારમાં કદીપણ થતાં નથી, ઘડાની સ્થિતિ અને તેનો લય એ બંને નિશ્ચય માટીમાં જોવામાં આવે છે, તેની (માટીની) પેઠે જગતના સ્થિતિ અને તેનો લય એ બંનેનું "આનંદથીજ" એ શ્રુતિવાક્યમાં કહેલો આનંદ ઉપાદાનકારણ છે. ૫

ઉપાદાનકારણ ત્રણ પ્રકારનાં છે એમ નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

**उपादानं त्रिधा भिन्नं विवर्ति परिणामि च।**
**आरंभकं च तत्रांत्यौ न निरंशेऽवकाशिनौ ॥ ६ ॥**

विवर्ति परिणामि च आरंभकं इति उपादानं त्रिधा भिन्नं [अस्ति,] च तत्र अंत्यौ [भेदौ] निरंशे अवकाशिनौ न [स्तः] ॥

વિવર્તી, પરિણામી અને આરંભક એવી રીતે ઉપાદાનકારણ ત્રણ પ્રકારે પૃથક્ પૃથક્ છે, પણ તેમાં પરિણામી ને આરંભક એ બે છેલ્લા પ્રકાર નિરવયવ આનંદરૂપ બ્રહ્મમાં અવકાશવાળા નથી. ૬

ઉપર જણાવેલાં ત્રણ પ્રકારનાં ઉપાદાનકારણમાંથી પ્રથમ આરંભક ઉપાદાનકારણ માનનારા આરંભવાદીના મતનું કથન કરે છેઃ—

**आरंभवादिनोऽन्यस्मादन्यस्योत्पत्तिमूचिरे।**
**तंतोः पटस्य निष्पत्तेर्भिन्नौ तंतुपटौ खलु ॥ ७ ॥**

आरंभवादिनः अन्यस्मात् अन्यस्य उत्पत्तिं ऊचिरे, तंतोः पटस्य निष्पत्तेः तंतुपटौ भिन्नौ खलु ॥

આરંભવાદને માનનારા નૈયાયિકો ને વૈશેષિકો કાર્યની અપેક્ષાએ ભિન્ન એવા પરમાણુ આદિ કારણથી કારણની અપેક્ષાએ ભિન્ન એવા દ્વયણુક આદિ કાર્યની ઉત્પત્તિ થાય છે એમ કહે છે. તાંતણાથી લુગડાની ઉત્પત્તિ થતી હોવાથી તાંતણા અને લુગડું એ બંને ભિન્ન પદાર્થ છે એ લોકપ્રસિદ્ધ વાત છે. ૭

નીચેના શ્લોકમાં પરિણામી ઉપાદાનકારણનું નિરૂપણ કરે છેઃ—

**अवस्थांतरतापत्तिरेकस्य परिणामिता ।**

**स्यात्क्षीरं दधि मृत्कुंभः सुवर्णं कुंडलं यथा ॥ ८ ॥**

एकस्य अवस्थांतरतापत्तिः परिणामिता, यथा क्षीरं दधि, मृत् कुंभः [च] सुवर्णं कुंडलं स्यात् ॥

એક પદાર્થને બીજી અવસ્થાની પ્રાપ્તિ થવી તે પરિણામિતા' કહેવાય છે. જેવી રીતે દૂધ દહીંરૂપ થાય છે, માટી ઘડારૂપ થાય છે, અને સોનું કુંડલરૂપ થાય છે. એમાં દૂધ આદિ પદાર્થ પોતાની અવસ્થાનો ત્યાગ કરીને દહીં આદિરૂપ બીજી અવસ્થાને પામે છે તેજ પરિણામ છે. ૮

હવે વિવર્તનું લક્ષણ કહે છેઃ—

**अवस्थांतरभानं तु विवर्तो रज्जुसर्पवत् ।**

**निरंशेऽप्यस्त्यसौ व्योम्नि तलमालिन्यकल्पनात् ॥ ९ ॥**

रज्जुसर्पवत् अवस्थांतरभानं तु विवर्तः, असौ निरंशे अपि अस्ति, व्योम्नि तलमालिन्यकल्पनात् ॥

દોરડીમાં સાપની પેઠે એક પદાર્થની અન્ય અવસ્થારૂપે પ્રતીતિ થવી તે વિવર્ત કહેવાય છે. આ વિવર્ત નિરવયવ પદાર્થમાં પણ સંભવી શકે છે. જેવી રીતે આકાશમાં કડાઈના તળીઆના જેવી અને નીલા ( આસમાની ) રંગની પ્રતીતિ થાય છે તેવી રીતે. ૯

નિરવયવ આનંદ ( બ્રહ્મ ) માયાવડે આ જગતનું વિવર્તોપાદાનકારણ સંભવી શકે છે એમ જણાવે છેઃ—

**ततो निरंश आनंदे विवर्तो जगदिष्यताम् ।**

**मायाशक्तिः कल्पिका स्यादैंद्रजालिकशक्तिवत् ॥ १० ॥**

ततः जगत् निरंशे आनंदे विवर्तः इष्यताम्, ऐंद्रजालिकशक्तिवत् मायाशक्तिः कल्पिका स्यात् ॥

ઉપર જણાવેલા કારણથી અર્થાત નિરવયવ વસ્તુમાં પણ ભ્રાંતિથી અન્યની પ્રતીતિ સંભવી શકે છે તેથી પ્રતીત થતું આ જગત્ અવયવરહિત આનંદમાં કલ્પિત છે એમ જાણવું. ઇંદ્રજાલ કરનારની શક્તિની પેઠે ઈશ્વરની માયાનામની શક્તિ આ જગતની કલ્પના કરનારી છે. ૧૦

આત્માથી પૃથક્ માયાશક્તિનો સ્વીકાર કરવાથી દ્વૈતની પ્રાપ્તિ થશે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

शक्तिः शक्तात्पृथङ्नास्ति तद्वद्दृष्टेर्न चाभिदा ।
प्रतिबंधस्य दृष्टत्वाच्छक्त्यभावे तु कस्य सः ॥ ११ ॥

शक्तिः शक्तात् पृथक् न अस्ति, [कुतः ?] तद्वत् दृष्टेः, च प्रतिबंधस्य दृष्टत्वात् अभिदा [अपि] न [अस्ति,] शक्त्यभावे तु सः कस्य ? ॥

કોઇ પણ શક્તિ તે શક્તિવાળાથી ભિન્ન હોતી નથી એમ શાથી કહો છો એમ જો તમે પૂછો તો અમે કહીએ છીએ કે એમ જોવામાં આવે છે તેથી એમ કહીએ છીએ, અને તે શક્તિનો પ્રતિબંધક સામગ્રીવડે પ્રતિબંધ થવાનું જોવામાં આવે છે તેથી તે શક્તિનો શક્તિવાળાથી અભેદ પણ નથી. શક્તિવાળાથી શક્તિ ભિન્ન નથી એમ કહીને જો શક્તિનો અભાવ માનવામાં આવે તો તે પ્રતિબંધ કોનો થાય છે ? તે કહો. પદાર્થથી શક્તિ ભિન્ન છતાં પણ તે પૃથક્ જોવામાં આવતી નથી. ૧૧

ઇંદ્રિયોવડે જોવામાં નહિ આવતી શક્તિનો પ્રતિબંધ કઇ રીતે જોવામાં આવે છે તે જણાવે છેઃ—

शक्तेः कार्यानुमेयत्वादकार्ये प्रतिबंधनम् ।
ज्वलतोऽग्नेरदाहे स्यान्मंत्रादिप्रतिबंधता ॥ १२ ॥

शक्तेः कार्यानुमेयत्वात् अकार्ये प्रतिबंधनं [अवगम्यते,] ज्वलतः अग्नेः अदाहे मंत्रादिप्रतिबंधता स्यात् ॥

પદાર્થની શક્તિનું તેના કાર્યવડે અનુમેયપણું હોવાથી જ્યારે કાર્ય ન થાય ત્યારે તેના પ્રતિબંધયુક્તપણાનું મનુષ્યને ભાન થાય છે. બળતા અગ્નિથી જ્યારે દાહ્ય પદાર્થનો દાહ ન થાય ત્યારે મંત્રાદિવડે તેના પ્રતિબંધયુક્તપણાની કલ્પના થાય છે. ૧૨

લૌકિકશક્તિનું કથન કરીને હવે માયાનામની શક્તિના હોવાપણાના સંબંધમાં *શ્વેતાશ્વતર–ઉપનિષદ્નું વચન અર્થથી કહે છેઃ—

देवात्मशक्तिं स्वगुणैर्निगूढां मुनयोऽविदन् ।
परास्य शक्तिर्विविधा क्रियाज्ञानबलात्मिका ॥ १३ ॥

मुनयः स्वगुणैः निगूढां देवात्मशक्तिं अविदन्, अस्य पराशक्तिः विविधा क्रियाज्ञानबलात्मिका ॥

આ જગતનું કારણ શોધવાનો પ્રયત્ન કરનારા મુનિઓ સ્થૂલશરીરરૂપ તથા સૂક્ષ્મશરીરરૂપ પોતાના ગુણોવડે અત્યંતગુપ્ત થઇને રહેલી પ્રકાશસ્વરૂપની

વસ્તુમાં નાશશક્તિ પ્રતીત થાય છે. જેમ ઇંડામાં મોટો સર્પ હોય છે તેમ સૂક્ષ્મતમ આત્મામાં અવ્યક્તરૂપે જગત્ હોય છે. ૧૫-૧૬-૧૭

આત્મામાં વિચિત્ર જગત્ કેવી રીતે રહે છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

**फलपत्रलतापुष्पशाखाविटपमूलवान् ।**
**ननु बीजे यथा वृक्षस्तथेदं ब्रह्मणि स्थितम् ॥ १८ ॥**

ननु यथा बीजे फल-पत्र-लता-पुष्प-शाखा-विटप-मूलवान् वृक्षः तथा इदं ब्रह्मणि स्थितम् ॥

નિશ્ચય જેમ વૃક્ષના બીજમાં ફલ, પાંદડાં, કુણી ડાળીઓ, ફૂલ, મોટી ડાળીઓ, થડ અને મૂલવાળું વૃક્ષ રહે છે તેમ આ સર્વ જગત્ બ્રહ્મમાં રહેલું છે. ૧૮

જો બ્રહ્મમાં સર્વ શક્તિઓ રહી હોય તો તે બધી શક્તિઓનો એકસાથે ઉદય કેમ પ્રતીત થતો નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**क्वचित्काश्चित्कदाचिच्च तस्मादुद्यंति शक्तयः ।**
**देशकालविचित्रत्वात्क्ष्मातलादिव शालयः ॥ १९ ॥**

क्ष्मातलात् शालयः इव देशकालविचित्रत्वात् तस्मात् क्वचित् कदाचित् काश्चित् शक्तयः च उद्यंति ॥

પૃથ્વીની સપાટીમાંથી ઉત્પન્ન થનારી શાળની (કમોદની) પેઠે દેશના અને કાલના વિચિત્રપણાથી તે બ્રહ્મમાંથી કોઇ સ્થલે કોઇ વેલા કોઈ શક્તિઓજ ઉત્પન્ન થાય છે, બધી શક્તિઓ, બધા સ્થાનમાં, બધી વેલા એકસાથે ઉત્પન્ન થતી નથી. ૧૯

આ જગત્ કલ્પિત છે એમ જણાવવામાટે જગતની કલ્પના કરનારા મનનું સ્વરૂપ કહે છેઃ-

**स आत्मा सर्वगो राम नित्योदितमहावपुः ।**
**यन्मनाङ्मननीं शक्तिं धत्ते तन्मन उच्यते ॥ २० ॥**

[हे] राम ! नित्योदितमहावपुः सर्वगः सः आत्मा यत् मनाक् मननीं शक्तिं धत्ते तत् मनः उच्यते ॥

હે રામચંદ્રજી ! સર્વદા પ્રકાશવાન્ મોટા સ્વરૂપવાળો તથા દેશ, કાલ અને વસ્તુના પરિચ્છેદથી રહિત તે આત્મા જે થોડી મનનશક્તિ (પોતાને અને પરને જાણવાની શક્તિ) ધારણ કરે છે તે શક્તિ મન કહેવાય છે. ૨૦

હવે જગતની કલ્પના કેવી રીતે થાય છે તે કહે છેઃ—

आदौ मनस्तदनु बंधविमोक्षदृष्टी,
पश्चात्प्रपंचरचना भुवनाभिधाना ।
इत्यादिका स्थितिरियं हि गता प्रतिष्ठा—
माख्यायिका सुभगबालजनोदितेव ॥ २१ ॥

आदौ मनः [ भवति, ] तदनु बंधविमोक्षदृष्टी [ भवतः ] पश्चात् भुवनाभिधाना प्रपंचरचना, इत्यादिका इयं स्थितिः सुभगबालजनोदिता आख्यायिका इव प्रतिष्ठां गता हि ॥

પ્રથમ મનની કલ્પના થાય છે. ત્યારપછી બંધની અને મોક્ષની કલ્પના થાય છે. તે પછી ચૌદ ભુવનનામવાળી સંસારની રચના થાય છે. આવી રીતની આ જગતની સ્થિતિ સુંદર બાલકને તેની ધાવે કહેલી કથાની પેઠે સત્યપણાને પ્રાપ્ત થયેલી છે. ૨૧

ધાવે બાલકને કહેલી કથા નીચેના પાંચ શ્લોકોવડે કહે છેઃ—

बालस्य हि विनोदाय धात्री वक्ति शुभां कथां ।
क्वचित्संति महाबाहो राजपुत्रास्त्रयः शुभाः ॥ २२ ॥
द्वौ न जातौ तथैकस्तु गर्भे एव न च स्थितः ।
वसंति ते धर्मयुक्ता अत्यंतासति पत्तने ॥ २३ ॥
स्वकीयाच्छून्यनगरान्निर्गत्य विमलाशयाः ।
गच्छंतो गगने वृक्षान्ददृशुः फलशालिनः ॥ २४ ॥
भविष्यन्नगरे तत्र राजपुत्रास्त्रयोऽपि ते ।
सुखमद्य स्थिताः पुत्र मृगयाव्यवहारिणः ॥ २५ ॥
धात्र्येति कथिता राम बालकाख्यायिका शुभा ।
निश्चयं स ययौ बालो निर्विचारणया धिया ॥ २६ ॥

बालस्य विनोदाय हि धात्री शुभां कथां वक्ति, [हे] महाबाहो ! क्वचित् शुभाः त्रयः राजपुत्राः सन्ति, द्वौ न जातौ तथा एकः तु गर्भे एव न च स्थितः, ते धर्मयुक्ताः [ सतः ] अत्यंतासति पत्तने वसंति, विमलाशयाः [ते] स्वकीयात् शून्यनगरात्

निर्गत्य गच्छन्तः गगने फलशालिनः वृक्षान् ददृशुः, पुत्र ! ते मृगयाव्यवहारिणः त्रयः अपि राजपुत्राः तत्र भविष्यन्नगरे अद्य सुखं स्थिताः संति, [ हे ] राम ! इति धात्र्या शुभा बालकाख्यायिका कथिता, सः बालः निर्विचारणया धिया निश्चयं ययौ ॥

બાલકના મનને પ્રસન્નતા ઉપજાવવામાટેજ ધાવ તેને આવી શુભ કથા કહે છેઃ–હે મહાબાહો ! કોઇ સ્થલે શુભકર્મ કરનારા ત્રણ રાજ્યપુત્રો હતા. તેમાંના બે જન્મ્યાજ નહોતા, અને એક તો માતાના ગર્ભમાં પણ સ્થિત થયો નહોતો તે ત્રણે ધર્મયુક્ત થયા છતા અત્યંત અસત્ એ નામવાળા એક નગરમાં રહેતા હતા. જેમનાં અંતઃકરણ અત્યંતશુદ્ધ છે એવા તે રાજપુત્રો એક સમય પોતાના શૂન્યનગરમાંથી નીકળીને જતા હતા ત્યાં તેમણે આકાશમાં ફલોવાળાં વૃક્ષો જોયાં. હે પુત્ર ! તે મૃગયા કરવાનું કામ કરનારા ત્રણે રાજપુત્રો ત્યાં ભવિષ્યમાં થનારા નગરમાં હમણાં સુખપૂર્વક સ્થિર થયેલા છે. હે રામ ! એ પ્રમાણે ધાવે શુભ એવી બાલકને વિનોદ ઉપજાવનારી કથા કહી. પછી તે કથા સાંભળનાર તે બાલકે વિચારરહિત બુદ્ધિવડે તેવોજ નિશ્ચય કર્યો. ૨૨–૨૬

ઉપરના દૃષ્ટાંતવડે સિદ્ધ થયેલા અર્થને સિદ્ધાંતની સાથે જોડીને કહે છેઃ—

इयं संसाररचना विचारोज्झितचेतसाम् ।
बालकाख्यायिकेवेत्थमवस्थितिमुपागता ॥ २७ ॥

बालकाख्यायिका इव इयं संसाररचना विचारोज्झितचेतसां इत्थं अवस्थितिं उपागता ॥

બાલકને કહેલી કથાની પેઠે આ સંસારની રચના સત્યાસત્યના વિચારરહિત ચિત્તવાળા મનુષ્યોને આવી રીતે સત્યરૂપે પ્રતીતિ પામી છે. ૨૭

હવે શ્રીવસિષ્ઠમુનિના કથનની સમાપ્તિ કરે છેઃ—

इत्यादिभिरुपाख्यानैर्मायाशक्तेश्च विस्तरम् ।
वसिष्ठः कथयामास सैव शक्तिर्निरूप्यते ॥ २८ ॥

इत्यादिभिः उपाख्यानैः वसिष्ठः मायाशक्तेः विस्तरं च कथयामास, सा शक्तिः एव निरूप्यते ॥

ઇત્યાદિ ઘણી કથાઓવડે શ્રીવસિષ્ઠમુનિ યોગવાસિષ્ઠમાં માયાશક્તિનો વિસ્તાર સ્પષ્ટ રીતે કહેતા હવા. તે માયાશક્તિજ અમારાવડે નિરૂપણ કરાય છે. ૨૮

આ શક્તિ પોતાના કાર્યથી અને પોતાના આશ્રયથી વિલક્ષણ છે એમ જણાવે છેઃ—

कार्यादाश्रयतश्चैषा भवेच्छक्तिर्विलक्षणा ।
स्फोटांगारौ दृश्यमानौ शक्तिस्तत्रानुमीयते ॥ २९ ॥

एषा शक्तिः कार्यात् च आश्रयतः विलक्षणा भवेत्, स्फोटांगारौ दृश्यमानौ, तत्र शक्तिः अनुमीयते ॥

આ શક્તિ પોતાના કાર્યથી અને પોતાના આશ્રયથી વિપરીતસ્વભાવવાળી છે. અગ્નિમાં રહેલી શક્તિના કાર્યરૂપ ફરફોલા અને તેના (શક્તિના) આશ્રયરૂપ અંગારા એ બે પ્રત્યક્ષ જોવામાં આવે છે, ત્યાં અગ્નિમાં રહેલી દાહકશક્તિ તેના કાર્યરૂપ ફરફોલાવડે અનુમાન કરાય છે. ૨૯

ઉપર જણાવેલો ન્યાય માટીમાં રહેલી શક્તિમાં જોડી બતાવે છેઃ—

पृथुबुध्नोदराकारो घटः कार्योऽत्र मृत्तिका ।
शब्दादिभिः पंचगुणैर्युक्ता शक्तिस्त्वतद्विधा ॥ ३० ॥

पृथुबुध्नोदराकारः घटः कार्यः, शब्दादिभिः पंचगुणैः युक्ता मृत्तिका अत्र [आश्रयः,] शक्तिः तु अतद्विधा ॥

જેનું પેટ મોટું અને ગોળ છે એવા આકારવાળો ઘડો માટીનું કાર્ય છે, અને શબ્દસ્પર્શાદિક પાંચ ગુણોથી યુક્ત માટી તેમાં રહેલી શક્તિનો આશ્રય છે, ને શક્તિ તો પૂર્વોક્ત આશ્રયથી તથા કાર્યથી ભિન્ન પ્રકારની છે. ૩૦

શક્તિ કાર્યથી અને આશ્રયથી કેવી રીતે બીજા પ્રકારની છે તે જણાવે છેઃ—

न पृथ्वादिर्न शब्दादिः शक्तावस्तु यथा तथा ।
अत एव ह्यचिंत्यैषा न निर्वचनमर्हति ॥ ३१ ॥

शक्तौ पृथ्वादिः न, [च] शब्दादिः न, [अतः] यथा तथा अस्तु, अतः एव हि एषा अचिंत्या, निर्वचनं न अर्हति ॥

માટીની શક્તિમાં સ્થૂલપણું અને ગોળાકારપણું એ ઘટરૂપ કાર્યના ધર્મ નથી, અને શબ્દસ્પર્શાદિ માટીરૂપ આશ્રયના ધર્મ પણ તેમાં નથી, આ કારણથી તે શક્તિ જેવા પ્રકારની હો તેવા પ્રકારની હો. તેથીજ આ શક્તિ ચિંતન ન કરી શકાય એવી છે, અને શબ્દવડે તેનું કથન થઈ શકતું નથી, અર્થાત્ તે પોતાના આશ્રયથી ભિન્ન છે કે અભિન્ન છે એ સમજી શકાતું નથી, અને તે વિષે કાંઇ કહી પણ શકાતું નથી. ૩૧

જો શક્તિ પોતાના કારણસ્વરૂપથી ભિન્ન હોય તો તે પોતાના કારણસ્વરૂપની પેઠે કેમ પ્રતીત થતી નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

कार्योत्पत्तेः पुरा शक्तिर्निगूढा मृद्यवस्थिता ।
कुलालादिसहायेन विकाराकारतां व्रजेत् ॥ ३२ ॥

शक्तिः कार्योत्पत्तेः पुरा मृदि निगूढा अवस्थिता, [ ततः ] कुलालादिसहायेन विकाराकारतां व्रजेत् ॥

માટીમાં રહેલી શક્તિ ઘટાદિ કાર્યની ઉત્પત્તિની પહેલાં માટીમાં ગુપ્તરૂપે રહેલી હોય છે. પછી કુંભાર અને ચાકડા આદિ સાહાય્ય કરનારવડે તે ઘટાદિ કાર્યના આકારપણાને પામે છે. એવી રીતે માટી આદિ કારણ અને ઘટાદિ કાર્ય પ્રતીત થાય છે, પણ માટી આદિમાં રહેલી શક્તિ ગૂઢ હોવાથી પ્રતીત થતી નથી. ૩૨

શક્તિનું કાર્ય જો કારણથી ભિન્ન છે તો પછી કાર્યનો ને કારણનો ભેદ કેમ પ્રતીત થતો નથી એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

पृथुत्वादिविकारांतं स्पर्शादिं चापि मृत्तिकां ।
एकीकृत्य घटं प्राहुर्विचारविकला जनाः ॥ ३३ ॥

विचारविकलाः जनाः पृथुत्वादिविकारांतं च स्पर्शादिं मृत्तिकां अपि एकीकृत्य घटं प्राहुः ॥

વિચારથી રહિત મનુષ્યો સ્થૂલપણાથી માંડીને કાર્યરૂપ ઘટસુધીને અને શબ્દસ્પર્શાદિ ગુણવાળી કારણભૂત માટીને પણ અવિચારવડે એક કરીને ઘટ એમ કહે છે, અર્થાત્ ભેદજ્ઞાન કરાવનારા વિચારને અભાવે વિચારહીન મનુષ્યોને કાર્યનો અને કારણનો વ્યાવહારિકભેદ પ્રતીત થતો નથી. ૩૩

કુંભારના પ્રયત્નની પૂર્વે જે માટી છે તે ઘટ કહેવાતી નથી, પણ કુંભારના પ્રયત્નપછી તેનો સ્થૂલપણાવાળો ને ગોળપણાવાળો જે આકાર થાય છે તેમાં ઘટ એવા નામનો આરોપ થાય છે એમ કહે છેઃ—

कुलालव्यापृतेः पूर्वो यावानंशः स नो घटः ।
पश्चात्तु पृथुबुध्नादिमत्त्वे युक्ता हि कुंभता ॥ ३४ ॥

कुलालव्यापृतेः पूर्वः यावान् अंशः सः घटः नो, तु पश्चात् पृथुबुध्नादिमत्त्वे कुंभता युक्ता हि ॥

કુંભારના પ્રયત્નની પૂર્વે જેટલો માટીનો અંશ છે તે ઘટ નથી, પણ

કુંભારના પ્રયત્નપછી તેનો સ્થૂલપણાવાળો ને ગોલપણાવાળો જે આકાર થાય છે તેમાં ઘટપણું યોગ્યજ છે. ૩૪

તે ઘડાને માટીથી ભિન્ન કે અભિન્ન કહેવાતો નથી એમ કહે છેઃ—

स घटो न मृदो भिन्नो वियोगे सत्यनीक्षणात् ।
नाप्यभिन्नः पुरा पिंडदशायामनवेक्षणात् ॥ ३५ ॥

वियोगे सति अनीक्षणात् सः घटः मृदः भिन्नः न, पुरा पिंडदशायां अनवेक्षणात् अभिन्नः अपि न ॥

માટીનો વિયોગ થવાથી ઘડો જોવામાં આવતો નથી તેથી તે ઘડો માટીથી ભિન્ન નથી, અને ઘડાની ઉત્પત્તિની પૂર્વે પિંડાની સ્થિતિમાં ઘડાની પ્રતીતિ થતી ન હોવાથી ઘડો માટીથી અભિન્ન પણ નથી. ૩૫

જેમ માટીમાં રહેલી શક્તિ અનિર્વચનીયા છે તેમ માટીની શક્તિમાંથી ઉપજેલો ઘડો પણ અનિર્વચનીય છે એમ જણાવે છેઃ—

अतोऽनिर्वचनीयोऽयं शक्तिवत्तेन शक्तिजः ।
अव्यक्तत्वे शक्तिरुक्ता व्यक्तत्वे घटनामभृत् ॥ ३६ ॥

अतः शक्तिवत् अयं अनिर्वचनीयः, तेन शक्तिजः, अव्यक्तत्वे शक्तिः उक्ता [च] व्यक्तत्वे घटनामभृत् ॥

ઉપર જણાવેલા કારણથી શક્તિની પેઠે આ ઘડો પણ અનિર્વચનીય છે, તેથી તે માટીની શક્તિમાંથી ઉત્પન્ન થનારો છે. ઘટના અવ્યક્તપણામાં જે સ્થિતિ છે તેને શક્તિ કહે છે, ને ઘટના વ્યક્તપણામાં તો તે ઘટનામને ધારણ કરનારી થાય છે. ૩૬

લોકમાં પ્રતીત થતી માયા પણ એવાજ પ્રકારની છે એમ કહે છેઃ—

ऐंद्रजालिकनिष्ठाऽपि माया न व्यज्यते पुरा ।
पश्चाद्गंधर्वसेनादिरूपेण व्यक्तिमाप्नुयात् ॥ ३७ ॥

ऐंद्रजालिकनिष्ठा माया अपि पुरा न व्यज्यते, पश्चात् गंधर्वसेनादिरूपेण व्यक्तिं आप्नुयात् ॥

ઐંદ્રજાલિકમાં (જાદુગરમાં) રહેલી માયા પણ પોતાના કાર્યની પૂર્વે પ્રતીત થતી નથી, પછી માયિક સેનાદિરૂપે તે પરિણામ પામી પ્રકટપણાને પામે છે. ૩૭

માટીની શક્તિના ઘટાદિ કાર્યનું મિથ્યાપણું અને માટીમાં રહેલી

શક્તિના આધારરૂપ માટીનું સત્યપણું છાંદોગ્યશ્રુતિમાં પણ કહ્યું છે એમ જણાવે છેઃ—

एवं मायामयत्वेन विकारस्यानृतात्मताम् ।
विकाराधारमृद्वस्तुसत्यत्वं चाब्रवीच्छ्रुतिः ॥ ३८ ॥

एवं मायामयत्वेन विकारस्य अनृतात्मतां च विकाराधारमृद्वस्तुसत्यत्वं श्रुतिः अब्रवीत् ॥

એવી રીતે માયાના (શક્તિના) કાર્યપણાવડે ઘટાદિરૂપ કાર્યના મિથ્યાપણાને અને ઘટાદિરૂપ કાર્યના આધારભૂત માટીરૂપ પદાર્થના સત્યપણાને છાંદોગ્યશ્રુતિ કહેતી હવી. ૩૮

ઉપર જણાવેલી છાંદોગ્યશ્રુતિને નીચેના શ્લોકમાં અર્થથી કહે છેઃ—

वाङ्निष्पाद्यं नाममात्रं विकारो नास्य सत्यता ।
स्पर्शादिगुणयुक्ता तु सत्या केवलमृत्तिका ॥ ३९ ॥

विकारः वाङ्निष्पाद्यं नाममात्रं, अस्य सत्यता न, तु स्पर्शादिगुणयुक्ता केवलमृत्तिका सत्या ॥

ઘટાદિ કાર્ય વાણીવડે સિદ્ધ થનારું નામમાત્ર છે. આ ઘટાદિ કાર્યનું સત્યપણું નથી, પરંતુ તેના કારણરૂપ સ્પર્શાદિ ગુણવાળી એકલી માટીજ સત્ય છે. ૩૯

હવે શક્તિનું અને તેના કાર્યનું મિથ્યાપણું અને શક્તિના તથા તેના કાર્યના આધારનું સત્યપણું શા કારણથી છે તે જણાવે છેઃ—

व्यक्ताव्यक्ते तदाधार इति त्रिष्वाद्ययोर्द्वयोः ।
पर्यायः कालभेदेन तृतीयस्त्वनुगच्छति ॥ ४० ॥

व्यक्ताव्यक्ते तदाधारः इति त्रिषु आद्ययोः द्वयोः कालभेदेन पर्यायः, तृतीयः तु [ उभयत्र ] अनुगच्छति ॥

ઘટાદિરૂપ કાર્ય તે વ્યક્ત (નામરૂપવડે પ્રકટ) અને તેના કારણરૂપ જે શક્તિ તે અવ્યક્ત (નામરૂપવડે અપ્રકટ) તથા તે બંનેના આધારરૂપ માટી આ ત્રણ પદાર્થોમાં પહેલા બેનો એટલે કાર્યનો અને શક્તિનો સમય ભિન્ન હોવાથી તે બંનેનું એક સમયમાં હોવાપણું સંભવતું નથી, પણ તે બંને ક્રમપૂર્વક રહે છે, અને શક્તિના ને કાર્યના આધારભૂત ત્રીજી જે માટી તે તો શક્તિ અને કાર્ય એ બંનેમાં અનુપ્રવેશ પામીને રહે છે. ૪૦

હવે કાર્યના અનિત્યપણાના હેતુને કહે છેઃ—

निस्तत्त्वं भासमानं च व्यक्तमुत्पत्तिनाशभाक् ।
तदुत्पत्तौ तस्य नाम वाचा निष्पाद्यते नृभिः ॥ ४१ ॥

व्यक्तं, निस्तत्त्वं च भासमानं [तथा] उत्पत्तिनाशभाक् [तथा च] तदुत्पत्तौ नृभिः तस्य नाम वाचा निष्पाद्यते ॥

નામરૂપથી પ્રકટ, વાસ્તવિકસ્વરૂપવિનાનું છતાં પણ પ્રતીત થનારું અને ઉત્પત્તિનાશવાળું તથા તેની ઉત્પત્તિપછી મનુષ્યોવડે તેનું નામ વાણીવડે સંપાદન કરાય છે એવું જે કાર્ય તે મિથ્યા છે. ૪૧

વ્યક્ત એટલે પ્રકટ વસ્તુ નામમાત્ર શાથી કહેવાય [illegible] તે જણાવે છેઃ—

व्यक्ते नष्टेऽपि नामैतन्नृवक्त्रेष्वनुवर्तते ।
तेन नाम्ना निरूप्यत्वाद्व्यक्तं तद्रूपमुच्यते ॥ ४२ ॥

व्यक्ते नष्टे अपि एतत् नाम नृवक्त्रेषु अनुवर्तते, तेन नाम्ना निरूप्यत्वात् व्यक्तं तद्रूपं उच्यते ॥

કાર્યરૂપ વસ્તુ નાશ પામ્યા છતાં પણ તેનું નામ મનુષ્યોનાં મુખોમાં વિદ્યમાન રહે છે. કાર્ય તે નામવડે નિરૂપણ કરવાયોગ્ય હોવાથી કાર્યરૂપ વસ્તુ નામરૂપ છે એમ કહેવાય છે. ૪૨

કાર્યરૂપ વસ્તુ તેના કારણની પેઠે સત્ય નથી એમ જણાવે છેઃ-

निस्तत्त्वत्वाद्विनाशित्वाद्वाचारंभणनामतः ।
व्यक्तस्य न तु तद्रूपं सत्यं किंचिन्मृदादिवत् ॥ ४३ ॥

व्यक्तस्य [यत्] रूपं [अस्ति] तत् किंचित् सत्यं न, निस्तत्त्वत्वात् विनाशित्वात् तु वाचारंभणनामतः, मृदादिवत् ॥

ઘટાદિરૂપ કાર્યનું જે સાંકડી ડોકવાળું ને મોટા પેટવાળું રૂપ છે તે લેશ પણ સત્ય નથી, તેના વાસ્તવિકરૂપરહિતપણાથી, વિનાશીપણાથી અને વાણી–ઇંદ્રિયજન્ય શબ્દમાત્રપણાથી; માટી આદિની પેઠે. તે કાર્ય નિત્ય નથી, અર્થાત્ માટીનું સ્વરૂપ ઘડાની અપેક્ષાએ વાસ્તવિક હોવાથી, ઘટાદિના જેવું વિનાશી ન હોવાથી ને ઘટાદિની પેઠે કેવલ શબ્દમાત્ર ન હોવાથી તે નિત્ય છે, અને ઘટાદિનું સ્વરૂપ તેથી વિપરીત હોવાથી અનિત્ય છે. ૪૩

ઘટાદિ કાર્યના અસત્પણાનું પ્રતિપાદન કરીને હવે તેના અધિષ્ઠાનરૂપ માટીના સત્યપણાનું પ્રતિપાદન કરે છેઃ-

व्यक्तकाले ततः पूर्वमूर्ध्वमप्येकरूपभाक् ।
सतत्त्वमविनाशं च सत्यं मृद्वस्तु कथ्यते ॥ ४४ ॥

व्यक्तकाले ततः पूर्वं ऊर्ध्वं अपि एकरूपभाक्, सतत्त्वं च अविनाशं मृद्वस्तु सत्यं कथ्यते ॥

ઘટાદિ કાર્યના સ્થિતિકાલમાં, તેની ઉત્પત્તિના પૂર્વસમયમાં અને નાશપછીના સમયમાં પણ એકસ્વરૂપે રહેનારી, વાસ્તવિકસ્વરૂપવાળી (ત્રણે કાલમાં પોતાને સ્વરૂપે રહેનારી,) અને વિનાશરહિત માટીનામની વસ્તુ સત્ય છે. એમ કહેવાય છે. ૪૪

જો ઘટાદિ કાર્ય અસત્ હોય તો દોરડીમાં કલ્પાયેલા સર્પની પેઠે માટીરૂપે અધિષ્ઠાનના જ્ઞાનથી તેની નિવૃત્તિ થવી જોઈએ એવી પૂર્વપક્ષી શંકા કરે છે.—

व्यक्तं घटो विकारश्चेत्येतैर्नामभिरीरितः ।
अर्थश्चेदनृतः कस्मान्न मृद्बोधे निवर्तते ॥ ४५ ॥

व्यक्तं, घटः च विकारः इति एतैः नामभिः ईरितः अर्थः अनृतः चेत् मृद्बोधे कस्मात् न निवर्तते ? ॥

નામરૂપવડે પ્રકટ, ઘડો અને કાર્ય એવાં આ નામોવડે કહેવાતો ઘટરૂપ પદાર્થ જો મિથ્યા હોય તો માટીનું જ્ઞાન થયા પછી કલ્પિત સર્પાદિની પેઠે તેની શામાટે નિવૃત્તિ થતી નથી ? ૪૫

ઉપરની શંકાનું સિદ્ધાંતી સમાધાન આપે છેઃ—

निवृत्त एव यस्मात्ते तत्सत्यत्वमतिर्गता ।
ईदृङ्निवृत्तिरेवात्र बोधजा न त्वभासनम् ॥ ४६ ॥

यस्मात् ते तत्सत्यत्वमतिः गता [ तस्मात् सः ] निवृत्तः एव, अत्र ईदृक् एव बोधजा निवृत्तिः, तु अभासनं न ॥

જેથી તમારી તેના સત્યપણાસંબંધી ભ્રાંતિ દૂર થઇ તેથી તે ઘટાદિ નિવૃત્ત થઇ ગયેલ છેજ. આવી સોપાધિકભ્રાંતિમાં આવા પ્રકારનીજ જ્ઞાનથી ઉત્પન્ન થયેલી નિવૃત્તિ છે, પણ આરોપિત વસ્તુનું અદર્શન થવું એવી નિવૃત્તિ નથી.

ઘટાદિ કાર્ય પોતાના કારણરૂપ જે માટી તેનાથી ભિન્ન નથી એમ સમજાયા પછી તમને ઘટાદિ કાર્યમાં સત્યપણાની બુદ્ધિ થતી નથી, પણ માટીમાં સત્યપણાની બુદ્ધિ રહે છે. કારણનું જ્ઞાન થવાથી કાર્યના સત્યપણાની નિવૃત્તિ થવી એ જ્ઞાનવડે થનારી નિવૃત્તિ કહેવાય છે..જે કલ્પિત વસ્તુ હોય

તેનું સોપાધિકભ્રાંતિમાં અદર્શન થતું નથી. ભ્રાંતિ બે પ્રકારની છે. સોપાધિક અને નિરુપાધિક. સૂર્યના કિરણમાં મૃગજલની પ્રતીતિ થાય છે તે સોપાધિક-ભ્રાંતિ છે. સૂર્યનો પ્રકાશ જ્યાંસુધી રહે ત્યાંસુધી તે સૂર્યનાં કિરણો છે એમ જાણ્યા છતાં પણ મૃગજલની પ્રતીતિ દૂર થતી નથી. દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે તે નિરુપાધિકભ્રાંતિ છે, કેમકે દીવાવડે સર્પની ભ્રાંતિ દૂર થતાં સર્પરૂપ વસ્તુનું અદર્શન થઇ જાય છે. કારણમાં કાર્યની જે પ્રતીતિ થાય છે તે સોપાધિકભ્રાંતિ કહેવાય છે. ૪૬

આવો અનુભવ કયે સ્થલે થાય છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

पुमानधोमुखो नीरे भातोऽप्यस्ति न वस्तुतः ।
तटस्थमर्त्यवत्तास्मिन्नैवास्था कस्यचित्क्वचित् ॥ ४७ ॥

नीरे अधोमुखः भातः अपि पुमान् वस्तुतः न अस्ति, तटस्थमर्त्यवत् तस्मिन् कस्यचित् क्वचित् आस्था न [ अस्ति ] एव ॥

જલાશયના તીરપર ઊભા રહેલા મનુષ્યને સ્થિર જલમાં પોતાનું મુખ નીચે અને ધડ ઉપર જણાતાં છતાં પણ તે જોનારો પુરુષ વસ્તુતાએ તેવો હોતો નથી. તે જલાશયના તીરઉપર ઊભા રહેલા મનુષ્યની પેઠે તે જલમાં નીચે મુખે પ્રતીત થનારા મનુષ્યમાં કોઇ પણ મનુષ્યને ક્યારે પણ સત્યપણાની બુદ્ધિ જોવામાં આવતી નથીજ. ૪૭

આરોપિત વસ્તુ મિથ્યા છે એટલા જ્ઞાનથી પુરુષાર્થની સિદ્ધિ થતી નથી એવી શંકા કરી તેનું સમાધાન કરે છેઃ—

ईदृग्बोधे पुमर्थत्वं मतमद्वैतवादिनाम् ।
मृद्रूपस्यापरित्यागाद्विवर्तत्वं घटे स्थितम् ॥ ४८ ॥

अद्वैतवादिनां ईदृक् बोधे पुमर्थत्वं मतम्, मृद्रूपस्य अपरित्यागात् घटे विवर्तत्वं स्थितम् ॥

અદ્વૈતવાદીઓએ આવી રીતના જ્ઞાનમાં પુરુષાર્થપણું માનેલુ છે, અર્થાત્ અદ્વૈતવાદીઓએ આત્માનંદથી ભિન્ન બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા સર્વ જગતનું મિથ્યાપણું છે આવો નિશ્ચય કરેલો હોવાથી એવા દૃઢ નિશ્ચયવાળા પુરુષના અંતઃકરણમાં અદ્વૈતાનંદની પ્રકટતા થવારૂપ પુરુષાર્થની સિદ્ધિ માનેલી છે. ઉપાદાનકારણરૂપ માટીના સ્વરૂપનો પરિત્યાગ નહિ થતાં ઘડાનું જ્ઞાન થવાથી ઘડો માટીનો વિવર્તકાર્યરૂપ છે એમ સિદ્ધ થયું. ૪૮

ઘડામાંથી માટીના રૂપનો ત્યાગ ન થવાથી ઘડો માટીનું પરિણામ છે એમ કેમ ન કહેવાય એવી શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

परिणामे पूर्वरूपं त्यजेत्तत्क्षीररूपवत् ।
मृत्सुवर्णे निवर्तेते घटकुंडलयोर्न हि ॥ ४९ ॥

क्षीररूपवत् परिणामे तत् पूर्वरूपं त्यजेत्, घटकुंडलयोः मृत्सुवर्णे निवर्तेते न हि ॥

દૂધના દહીંસ્વરૂપની પેઠે પરિણામમાં ઉપાદાનકારણ પોતાના પૂર્વરૂપનો ત્યાગ કરે છે, પણ ઘટમાં અને કુંડલમાં તેના કારણરૂપ માટી અને સોનું નિવૃત્ત થતાં નથી એ પ્રસિદ્ધ છે, તેથી ઘડો અને કુંડલ માટીના અને સોનાના પરિણામરૂપ નથી, પણ વિવર્તકાર્યરૂપ છે. ૪૯

ઘડો માટીના વિવર્તકાર્યરૂપ નથી, કેમકે ઘડાનો નાશ થયા પછી તે મૃત્તિકારૂપ થયેલો જોવામાં આવતો નથી એવી શંકા કરી તેનું સમાધાન કરે છેઃ—

घटे भग्ने न मृद्भावः कपालानामवेक्षणात् ।
मैवं चूर्णेऽस्ति मृद्रूपं स्वर्णरूपं त्वतिस्फुटम् ॥ ५० ॥

घटे भग्ने कपालानां अवेक्षणात् मृद्भावः न, मा एवं, [ यतः ] चूर्णे मृद्रूपं अस्ति, स्वर्णरूपं तु अतिस्फुटं [ वर्तते ] ॥

ઘડો ભાંગી ગયા પછી ઠીબડાંઓ જોવામાં આવવાથી ને માટી જોવામાં ન આવવાથી તે ઘડો માટીરૂપ થઈ જતો નથી, માટે તે વિવર્તકાર્યરૂપ નથી એમ તમારે કહેવું નહિ, કારણકે તે ઠીબડાંનો જ્યારે ભૂકો થાય ત્યારે તે ભૂકામાં માટીનું રૂપ જણાય છે, અને કુંડલ આદિમાં તો સોનાનું રૂપ મનુષ્યને અતિસ્પષ્ટજ જણાય છે. ૫૦

માટી અને સોનું એ બેને જેમ વિવર્તનાં દૃષ્ટાંત માન્યાં તેમ દૂધને પણ વિવર્તના દૃષ્ટાંતરૂપ શામાટે ન માનવું એમ શંકા કરી તેનું સમાધાન કરે છેઃ–

क्षीरादौ परिणामोऽस्तु पुनस्तद्भाववर्जनात् ।
एतावता मृदादीनां दृष्टांतत्वं न हीयते ॥ ५१ ॥

पुनः तद्भाववर्जनात् क्षीरादौ परिणामः अस्तु, एतावता मृदादीनां दृष्टान्तत्वं न हीयते ॥

એક વાર દૂધનું દહીં થયા પછી પુનઃ તેનું દૂધ થતું નથી તેથી દૂધ

આદિમાં તો પરિણામજ હો, પરંતુ એટલા ઉપરથી માટી આદિનું વિવર્તદષ્ટાંત-પણું ત્યજવાયોગ્ય થતું નથી, અર્થાત્ માટી અને સોનું ઘટાદિના ને કુંડલાદિના વિવર્તકારણરૂપે ગ્રહણ કરવામાં આવે છે. ૫૧

નીચે જણાવેલા દોષથી વેદાંતીઓ પરિણામવાદની પેઠે આરંભવાદને પણ સ્વીકારતા નથી એમ જણાવે છેઃ—

आरंभवादिनः कार्ये मृदो द्वैगुण्यमापतेत् ।
रूपस्पर्शादयः प्रोक्ताः कार्यकारणयोः पृथक् ॥ ५२ ॥

आरंभवादिनः कार्ये मृदः द्वैगुण्यं आपतेत्, रूपस्पर्शादयः कार्यकारणयोः पृथक् प्रोक्ताः ॥

આરંભવાદીઓના મતમાં ઘટાદિ માટીના કાર્યમાં માટી આદિ દ્રવ્યના કાર્યાકારવડે અને કારણાકારવડે બમણાપણું પ્રાપ્ત થશે, અર્થાત્ માટીના કરતાં તેના ઘટાદિ કાર્યનું તોલ બમણું થશે એ દોષ આવે છે. તેમણે રૂપ અને સ્પર્શાદિ ગુણો કાર્યમાં અને કારણમાં ભિન્ન કહેલા છે તેથી ઉપર જણાવેલો દોષ આવે છે, માટે આરંભવાદ ઉપેક્ષા કરવાયોગ્ય છે. ૫૨

વેદાંતીઓ કારણને સત્યરૂપ માને છે, અને તેના કાર્યને મિથ્યા માને છે એમ છાંદોગ્ય-ઉપનિષદ્‌માંનાં ત્રણ દષ્ટાંતો લઈને જણાવે છેઃ—

मृत्सुवर्णमयश्चेति दृष्टांतत्रयमारुणिः ।
प्राहातो वासयेत्कार्यानृतत्वं सर्ववस्तुषु ॥ ५३ ॥

मृद्, सुवर्णं च अयः इति दृष्टांतत्रयं आरुणिः प्राह, अतः सर्ववस्तुषु कार्यानृतत्वं वासयेत् ॥

માટી, સોનું અને લોઢુ આ ત્રણ દષ્ટાંત શ્રીઅરુણના પુત્ર શ્રીઉદ્દાલકે પોતાના પુત્ર શ્વેતકેતુપ્રતિ કારણનું સત્યપણું જણાવવામાટે કહેલાં છે, આ કારણથી ભૂતભૌતિક સર્વ વસ્તુઓમાં કાર્યનું મિથ્યાપણું વારંવાર વિચારીને નક્કી કરવું. ૫૩

ભગવાન્ ઉદ્દાલકે કારણનું જ્ઞાન થવાથી કાર્યનું જ્ઞાન થાય છે એમ ત્યાં કહ્યું છે, પણ કારણરૂપ સત્યનું જ્ઞાન થવાથી કાર્યરૂપ મિથ્યાનું જ્ઞાન કેવી રીતે થઇ શકે એવી પૂર્વપક્ષી શંકા કરે છેઃ—

कारणज्ञानतः कार्यविज्ञानं चापि सोऽवदत् ।
सत्यज्ञानेऽनृतज्ञानं कथमत्रोपपद्यते ॥ ५४ ॥

सः कारणज्ञानतः कार्यविज्ञानं च अपि अवदत्, अत्र सत्यज्ञाने अनृतज्ञानं कथं उपपद्यते ? ॥

શ્રીઅરુણના પુત્ર શ્રીઉદ્દાલક કારણનું જ્ઞાન થવાથી કાર્યનું જ્ઞાન થાય છે એમ પણ પોતાના પુત્ર શ્વેતકેતુને કહેતા હવા. તેમાં શંકા થાય છે કે આ મૃત્તિકાદિ કારણરૂપ સત્યના જ્ઞાનવડે ઘટાદિ કાર્યરૂપ મિથ્યાનું જ્ઞાન કેવી રીતે સંભવી શકે ? ૫૪

ગ્રંથકારશ્રી ઉપરની શંકાનું સમાધાન કરે છેઃ—

समृत्कस्य विकारस्य कार्यता लोकदृष्टितः ।
वास्तवोऽत्र मृदंशोऽस्य बोधः कारणबोधतः ॥ ५५ ॥

समृत्कस्य विकारस्य कार्यता लोकदृष्टितः, अत्र वास्तवः मृदंशः [ अस्ति, ] अस्य बोधः कारणबोधतः [ अस्ति ] ॥

અધિષ્ઠાનરૂપ માટીસહિત ઘટાદિ વિકારનું (કાર્યનું) કાર્યપણું લોકદૃષ્ટિથી છે. આ ઘટાદિ કાર્યમાં વાસ્તવિક માટીનો અંશ છે, આ ઘટાદિ કાર્યનું જ્ઞાન કારણરૂપ માટીના જ્ઞાનપૂર્વક થાય છે. ૫૫

કાર્યમાં જે કારણરૂપ સત્યનો અંશ છે તે જાણવો મુમુક્ષુને ઉપકારક છે, પણ તેમાં રહેલો મિથ્યા અંશ જાણવાથી મુમુક્ષુને લાભ નથી એમ કહે છેઃ—

अनृतांशो न बोद्धव्यस्तद्बोधानुपयोगतः ।
तत्त्वज्ञानं पुमर्थं स्यान्नानृतांशावबोधनम् ॥ ५६ ॥

तद्बोधानुपयोगतः अनृतांशः न बोद्धव्यः, तत्त्वज्ञानं पुमर्थं स्यात्, अनृतांशावबोधनं न ॥

ઘટાદિ કાર્યમાં પ્રતીત થતા નામરૂપ મિથ્યા અંશના જ્ઞાનનો મુમુક્ષુને પારમાર્થિક કંઇ પણ ઉપયોગ ન હોવાથી તેમાં રહેલો મિથ્યા અંશ મુમુક્ષુને જાણવાયોગ્ય નથી વસ્તુનું વાસ્તવિક જ્ઞાન પુરુષાર્થરૂપ છે, પણ મિથ્યા અંશનું જ્ઞાન પુરુષાર્થરૂપ નથી. ૫૬

તેના સંબંધમાં વાદી શંકા કરે છેઃ—

तर्हि कारणविज्ञानात् कार्यज्ञानमितीरिते ।
मृद्बोधान्मृत्तिका बुद्धेत्युक्तं स्यात्कोऽत्र विस्मयः ॥ ५७ ॥

અને યોગદર્શનવાળા પરિણામવાદી કહેવાય છે. શાસ્ત્રસંસ્કારવિનાના મનુષ્ય લૌકિક મનુષ્ય કહેવાય છે.

જે કોઇદ્વારા કાર્યની ઉત્પત્તિ કરે તે અસમવાયીકારણ કહેવાય છે. જે કાર્યની ઉત્પત્તિ કરે તે સમવાયીકારણ કહેવાય છે, જેને વેદાંતીઓ ઉપાદાનકારણ કહે છે. જે કાર્યમાં ભળ્યા વિના દૂર રહીને કાર્યની ઉત્પત્તિ કરે તે નિમિત્તકારણ કહેવાય છે. ૫૯

શ્રુતિવડે જેવો અર્થ સાંભળવામાં આવ્યો હોય તેવા અર્થનો ત્યાગ કરીને ક્લેશવડે સમજાય એવો અન્ય અર્થ કરવાનું શું કારણ છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

**अद्वैतेऽभिमुखीकर्तुमेवात्रैकस्य बोधतः ।**
**सर्वबोधः श्रुतौ नैव नानात्वस्य विवक्षया ॥ ६० ॥**

अद्वैते अभिमुखीकर्तुं एव अत्र श्रुतौ एकस्य बोधतः सर्वबोधः [ उक्तः, ] नानात्वस्य विवक्षया न एव ॥

શિષ્યને અદ્વૈતતત્ત્વની અભિમુખ કરવામાટેજ આ છાંદોગ્યશ્રુતિમાં એક કારણના જ્ઞાનથી તેનાં સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે એમ કહ્યું છે, કાર્યોનું અનેકપણું છે એમ કહેવાની ઇચ્છાવડે એમ કહ્યું નથીજ, અર્થાત્ કારણનાં અનેક કાર્યોને જણાવવામાટે શ્રુતિમાં એમ જણાવ્યું નથીજ, કેમકે મિથ્યાના જ્ઞાનથી મનુષ્યને મોક્ષ થતો નથી. ૬૦

એક માટીના પિંડાના જ્ઞાનથી જેમ માટીનાં સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે તેમ એક બ્રહ્મના જ્ઞાનથી જગતનું જ્ઞાન થાય છે એમ જણાવે છેઃ—

**एकमृत्पिंडविज्ञानात्सर्वमृण्मयधीर्यथा ।**
**तथैकब्रह्मबोधेन जगद्बुद्धिर्विभाव्यताम् ॥ ६१ ॥**

यथा एकमृत्पिंडविज्ञानात् सर्वमृण्मयधीः [ भवति, ] तथा एकब्रह्मबोधेन जगद्बुद्धिः विभाव्यताम् ॥

જેવી રીતે ઉપાદાનકારણરૂપ એક માટીના પિંડાના જ્ઞાનથી માટીનાં ઘટાદિ સર્વ કાર્યોનું મનુષ્યને જ્ઞાન થાય છે, તેવી રીતે જગતના કારણરૂપ એક બ્રહ્મના જ્ઞાનવડે તેના કલ્પિત કાર્યરૂપ સર્વ જગતનું જ્ઞાન થાય છે એમ જાણવું. ૬૧

બ્રહ્મનું ને જગતનું સ્વરૂપ જાણ્યા વિના બ્રહ્મના જ્ઞાનથી જગતનું જ્ઞાન થાય છે તે સમજાય નહિ, માટે હવે બ્રહ્મના અને જગતના સ્વરૂપને નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

सच्चित्सुखात्मकं ब्रह्म नामरूपात्मकं जगत् ।
तापनीये श्रुतं ब्रह्म सच्चिदानंदलक्षणम् ॥ ६२ ॥

ब्रह्म सच्चित्सुखात्मकं [ च ] जगत् नामरूपात्मकं [ अस्ति, ] तापनीये ब्रह्म सच्चिदानंदलक्षणं श्रुतं [ अस्ति ] ॥

બ્રહ્મ સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ છે, અને આહ્લાદદૃષ્ટિવડે પ્રતીત થતું જગત્ નામરૂપસ્વરૂપવાળું છે. નૃસિંહઉત્તરતાપનીય-ઉપનિષદ્‌માં બ્રહ્મ સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ લક્ષણવાળું છે એમ સાંભળ્યું છે. ૬૨

બીજી શ્રુતિઓમાં પણ બ્રહ્મ સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ કહ્યું છે એમ જણાવે છેઃ—

सद्रूपमारुणिः प्राह प्रज्ञानं ब्रह्म बह्वृचः ।
सनत्कुमार आनंदमेवमन्यत्र गम्यताम् ॥ ६३ ॥

आरुणिः सद्रूपं प्राह, बह्वृचः प्रज्ञानं ब्रह्म [ इति प्राहुः, ] सनत्कुमारः आनंदं [ आह ] अन्यत्र एवं गम्यताम् ॥

છાંદોગ્ય-ઉપનિષદ્‌માં શ્રીઅરુણના પુત્ર શ્રીઉદ્દાલક શ્વેતકેતુપ્રતિ "सदेव सोम्येदमग्र आसीत्" ( હે પ્રિયદર્શન ! આ જગત સૃષ્ટિની પૂર્વે સદ્રૂપજ હતું, ) આ વચનવડે બ્રહ્મને સદ્રૂપ કહેતા હવા. ઐતરેય-ઉપનિષદ્‌માં ઋગ્વેદીઓએ "प्रज्ञानं ब्रह्म" (પ્રજ્ઞાન બ્રહ્મરૂપ છે, ) એ વચનવડે બ્રહ્મને પ્રજ્ઞાનરૂપ કહ્યું છે, ને છાંદોગ્ય-ઉપનિષદ્‌માં ભગવાન્ સનત્કુમાર શ્રીનારદપ્રતિ "यो वै भूमा तत्सुखम्" ( જે પ્રસિદ્ધ બ્રહ્મ છે તે આનંદરૂપ છે, ) એ વચનોવડે બ્રહ્મના આનંદરૂપને કહેતા હવા. તૈત્તિરીયાદિ બીજી શ્રુતિઓમાં પણ બ્રહ્મનું આનંદસ્વરૂપ કહ્યું છે એમ જાણવું. ૬૩

હવે નામરૂપના સંબંધની શ્રુતિઓને નીચેના શ્લોકમાં અર્થથી જણાવે છેઃ—

विचिंत्य सर्वरूपाणि कृत्वा नामानि तिष्ठति ।
अहं व्याकरवाणीमे नामरूपे इति श्रुतेः ॥ ६४ ॥

सर्वरूपाणि विचिंत्य [ च ] नामानि कृत्वा तिष्ठति, अहं इमे नामरूपे व्याकरवाणि इति श्रुतेः ॥

સર્વ રૂપોના સંબંધમાં સારી રીતે વિચાર કરીને અને તેમનાં નામો પાડીને તે પરમાત્મા રહે છે. હું આ નામરૂપોને પ્રકટ કરું એવી શ્વેતાશ્વતર-ઉપનિષદ્‌ની અને તૈત્તિરીય-ઉપનિષદ્‌ની જગતના સંબંધની શ્રુતિઓ છે. ૬૪

તેના સંબંધની એક બીજી શ્રુતિને પણ નીચેના શ્લોકમાં જણાવે છેઃ-

**अव्याकृतं पुरा सृष्टेरूर्ध्वं व्याक्रियते द्विधा ।**
**अचिंत्यशक्तिर्मायैषा ब्रह्मण्यव्याकृताभिधा ॥ ६५ ॥**

सृष्टेः पुरा अव्याकृतं [ अभूत्, ] ऊर्ध्वं द्विधा व्याक्रियते, ब्रह्मणि [ या ] एषा अचिंत्यशक्तिः माया [ अस्ति, सा ] अव्याकृताभिधा ॥

આ જગત્‌ની ઉત્પત્તિની પૂર્વે નામરૂપવડે અપ્રકટ એવી એક માયા હતી. પછી તે નામ અને રૂપ એ બે પ્રકારે પ્રકટ કરાય છે. બ્રહ્મમાં જે આ ચિંતવી ન શકાય એવી શક્તિરૂપ માયા છે તે અવ્યાકૃતનામવાળી છે એમ બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં કહેલું છે. ૬૫

હવે તે માયાના સ્વરૂપને અને તેના નિયંતાને સંક્ષેપમાં કહે છેઃ-

**अविक्रियब्रह्मनिष्ठा विकारं यात्यनेकधा ।**
**मायां तु प्रकृतिं विद्यान्मायिनं तु महेश्वरम् ॥ ६६ ॥**

अविक्रियब्रह्मनिष्ठा [ सा ] अनेकधा विकारं याति, मायां तु प्रकृतिं विद्यात्, तु मायिनं महेश्वरं [ विद्यात् ] ॥

વિકારરહિત બ્રહ્મને આશ્રયે રહેલી તે માયા પાંચ ભૂતો અને અનેક ભૌતિક પદાર્થો એમ અનેકરીતે પરિણામ પામે છે. માયાનેજ પ્રકૃતિ એટલે આ જગતનું ઉપાદાનકારણ જાણવું, અને તે માયાના સ્વામીને મહેશ્વર જાણવા. ૬૬

હવે માયારૂપ ઉપાધિવાળા બ્રહ્મનું પહેલું વિવર્તકાર્ય નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

**आद्यो विकार आकाशः सोऽस्ति भात्यपि च प्रियः ।**
**अवकाशस्तस्य रूपं तन्मिथ्या न तु तत्त्रयम् ॥ ६७ ॥**

आद्यः विकारः आकाशः, सः अस्ति, भाति अपि च प्रियः, तस्य रूपं अवकाशः, तत् मिथ्या, तु तत् त्रयं न ॥

માયારૂપ ઉપાધિવાળા બ્રહ્મનું પહેલું વિવર્તકાર્ય આકાશ છે. તે આકાશ છે, પ્રતીત થાય છે, ને પ્રિય છે, તે ત્રણ બ્રહ્મસ્વભાવ આકાશમાં રહેલા છે. તે આકાશનું પોતાનું રૂપ અવકાશ છે. તેનું તે રૂપ મિથ્યા છે, પણ છે, પ્રતીત થાય છે, અને પ્રિયરૂપ છે એ ત્રણ તેમાં પ્રતીત થતા બ્રહ્મ-સ્વભાવ મિથ્યા નથી. ૬૭

આકાશનું જે અવકાશરૂપ છે તે શા કારણથી મિથ્યા છે તે જણાવે છેઃ-

न व्यक्तेः पूर्वमस्त्येव न पश्चाच्चापि नाशतः ।
आदावन्ते च यन्नास्ति वर्तमानेऽपि तत्तथा ॥ ६८॥

व्यक्तेः पूर्वं न अस्ति एव, च नाशतः पश्चात् अपि न, यत् आदौ च अन्ते न अस्ति, तत् वर्तमाने अपि तथा ॥

આ જગત્ પ્રતીત થયાની પૂર્વે તે અવકાશ નથીજ, અને મહાપ્રલયકાલે જગત્‌નો નાશ થયા પછી પણ તે અવકાશ નથીજ. જે પદાર્થ ઉત્પત્તિની પૂર્વે ન હોય, અને નાશની પછી પણ ન હોય, તે વર્તમાનસમયમાં રજ્જુમાં કલ્પાયેલા સર્પની પેઠે પ્રતીત થતો હોય તોપણ તેવોજ હોય છે, અર્થાત મિથ્યાજ હોય છે. ૬૮

શ્રીકૃષ્ણભગવાન્ ગીતાજીમાં પણ એમજ કહે છે એમ જણાવે છેઃ-

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येवेत्याह कृष्णोऽर्जुनं प्रति ॥ ६९ ॥

भारत ! अव्यक्तादीनि, व्यक्तमध्यानि [ च ] अव्यक्तनिधनानि एव भूतानि इति कृष्णः अर्जुनं प्रति आह ॥

હે અર્જુન ! જે ઉત્પત્તિની પૂર્વે નામરૂપથી અપ્રકટ છે, જે વર્તમાનકાલમાં એટલે મધ્ય અવસ્થામાં પ્રકટ છે, અને નાશની પછી પણ નામરૂપથી અપ્રકટજ થઇ જાય છે એવાં આ આકાશાદિ ભૂતો અથવા સર્વ પ્રાણીઓ છે એમ શ્રીકૃષ્ણભગવાને અર્જુનપ્રતિ ગીતાજીમાં કહેલું છે. ૬૯

હોવું, પ્રતીત થવું, અને પ્રિયરૂપપણું આ ત્રણ આકાશના કારણરૂપ બ્રહ્મના સ્વભાવો આકાશરૂપ કાર્યમાં હોય છે, અને આકાશનો અભાવ થાય તોપણ તે ત્રણ સ્વભાવો રહે છે, તેમાં અનુભવ પ્રમાણરૂપ છે એમ કહે છેઃ—

मृद्वत्ते सच्चिदानंदा अनुगच्छंति सर्वदा ।
निराकाशे सदादीनामनुभूतिर्निजात्मनि ॥ ७० ॥

मृद्वत् ते सच्चिदानंदाः सर्वदा अनुगच्छंति, निराकाशे निजात्मनि सदादीनां अनुभूतिः [ भवति ] ॥

પોતાના ગુણોસહિત માટી જેમ ઘટાદિ કાર્યમાં સર્વદા ( ત્રણે કાલમાં ) અનુપ્રવેશ પામીને રહે છે તેમ સત, ચિત્ ને આનંદ એ બ્રહ્મના ત્રણ સ્વભાવો બ્રહ્મના આકાશરૂપ કાર્યમાં સર્વદા અનુપ્રવેશ પામીને રહે છે. આકાશરહિત પોતાના આત્મામાં એ સત, ચિત્ અને આનંદનો વિવેકીને અનુભવ થાય છે. ૭૦

આકાશના ધર્મરૂપ અવકાશનું વિસ્મરણ થવાથી જે વસ્તુ અવશેષ રહે છે તે વસ્તુ બ્રહ્મજ છે એમ જણાવે છેઃ—

अवकाशे विस्मृतेऽथ तत्र किं भाति ते वद।
शून्यमेवेति चेदस्तु नाम तादृग्विभाति हि॥ ७१॥

अवकाशे विस्मृते [ सति ] अथ तत्र ते किं भाति? वद, शून्यं एव इति चेत् अस्तु नाम, तादृक् विभाति हि॥

અવકાશનું અને તેના ધર્મિરૂપ આકાશનું વિસ્મરણ થયા પછી ત્યાં તમને શું પ્રતીત થાય છે તે કહો, શૂન્યજ પ્રતીત થાય છે એમ જો તમે કહો તો ભલે તે હો. શૂન્ય એટલે કાંઇ નહિ એ પણ કોઇ પ્રકારે પ્રતીત થાય છે, એટલે તમે જેને શૂન્ય કહો છો તેનેજ અમે આનંદરૂપ બ્રહ્મ કહીએ છીએ. ૭૧

ઉપરના શ્લોકમાં જણાવેલી વાતને વધારે સ્પષ્ટ કરે છેઃ—

तादृक्त्वादेव तत्सत्त्वमौदासीन्येन तत्सुखम्।
आनुकूल्यप्रातिकूल्यहीनं यत्तन्निजं सुखम्॥ ७२॥

तादृक्त्वात् एव तत्सत्त्वम्, तत् औदासीन्येन सुखम्, यत् आनुकूल्यप्रातिकूल्यहीनं तत् निजं सुखम्॥

શૂન્ય છે એમ તમે કહ્યું તેથીજ તેનું હોવાપણું સિદ્ધ થાય છે. તે ઉદાસીનપણાવડે જણાવાથી અર્થાત્ ઉદાસીનપણાનો વિષય થવાથી સુખરૂપ છે. જે અનુકૂલપણાથી અને પ્રતિકૂલપણાથી રહિત છે તે આત્મસ્વરૂપભૂત સુખ છે. ૭૨

ઉપર જણાવેલી વાતનું સંભવિતપણું જણાવે છેઃ—

आनुकूल्ये हर्षधीः स्यात्प्रातिकूल्ये तु दुःखधीः।
द्वयाभावे निजानंदो निजदुःखं न तु क्वचित्॥ ७३॥

आनुकूल्ये हर्षधीः स्यात्, तु प्रातिकूल्ये दुःखधीः, द्वयाभावे निजानंदः, निजदुःखं तु क्वचित् [ अपि ] न॥

અનુકૂલપણામાં મનુષ્યને હર્ષનું જ્ઞાન થાય છે, અને પ્રતિકૂલપણામાં મનુષ્યને દુઃખનું જ્ઞાન થાય છે. હર્ષના જ્ઞાનના અને દુઃખના જ્ઞાનના અભાવમાં તો નિજાનંદ હોય છે. નિજદુઃખ આત્મસ્વભાવ ન હોવાથી તે નિજદુઃખ (આત્માના સ્વભાવરૂપ દુઃખ) તો કદીપણ હોતું નથી. ૭૩

નિજાનંદ નિત્ય છતાં મનુષ્યને સર્વદા આનંદનો અનુભવ નહિ થતાં ક્યારેક ક્યારેક શોકની પ્રતીતિ શામાટે થાય છે એમ શંકા થાય તો તેનું સમાધાન કરે છેઃ—

निजानंदे स्थिरे हर्षशोकयोर्व्यत्ययः क्षणात् ।
मनसः क्षणिकत्वेन तयोर्मानसतेष्यताम् ॥ ७४ ॥

निजानंदे स्थिरे [सति] हर्षशोकयोः व्यत्ययः क्षणात् [स्यात्, सः] मनसः क्षणिकत्वेन, तयोः मानसता इष्यताम् ॥

નિજાનંદ એટલે આત્માનંદ સર્વદા સ્થિર છતાં પણ મનુષ્યના મનમાં હર્ષનો ને શોકનો જે ફેરફાર ક્ષણમાત્રમાં થાય છે તે ફેરફાર મનના ક્ષણિક-પણાવડે જણાય છે, તેથી તે હર્ષનું અને શોકનું માનસપણું સ્વીકારવું; અર્થાત્ હર્ષ ને શોક આત્માના ધર્મ નથી એમ નક્કી કરવું. ૭૪

આકાશથી માંડીને સ્થૂલશરીરપર્યંત સચ્ચિદાનંદ બ્રહ્મ રહેલું છે એમ પ્રતિપાદન કરે છે:—

आकाशेऽप्येवमानंदः सत्ताभाने तु संमते ।
वाय्वादिदेहपर्यंतं वस्तुष्वेवं विभाव्यताम् ॥ ७५ ॥

एवं आकाशे अपि आनंदः [अस्ति,] सत्ताभाने तु संमते, वाय्वादिदेहपर्यंतं वस्तुषु एवं विभाव्यताम् ॥

ઉપર જણાવેલી રીતે આકાશમાં પણ આનંદ છે. તેમાં સત્તા અને પ્રતીતિ તો તમે પણ સ્વીકારેલી છે.-વાયુથી માંડીને સ્થૂલશરીરપર્યંત સર્વ વસ્તુઓમાં એવી રીતે સચ્ચિદાનંદરૂપ બ્રહ્મની ભાવના કરવી. ૭૫

હવે વાયુ, તેજ, જલ અને પૃથ્વીનાં રૂપો વા ધર્મો જણાવે છે:—

गतिस्पर्शौ वायुरूपं वह्नेर्दाहप्रकाशने ।
जलस्य द्रवता भूमेः काठिन्यं चेति निर्णयः ॥ ७६ ॥

गतिस्पर्शौ वायुरूपं, दाहप्रकाशने वह्नेः, द्रवता जलस्य च काठिन्यं भूमेः इति निर्णयः ॥

ગતિ અને સ્પર્શ એ વાયુનું રૂપ છે, દાહ અને પ્રકાશ અગ્નિનું રૂપ છે, પ્રવાહીપણું જલનું રૂપ છે, અને કઠિનપણું ભૂમિનું રૂપ છે એવો ચારે ભૂતોનાં રૂપોનો વા ધર્મોનો નિર્ણય જાણવો. ૭૬

એવી રીતે ઓષધી આદિમાં પણ તેમનાં અસાધારણરૂપો સમજવાં એમ કહે છે:—

असाधारण आकार औषध्यन्नवपुष्यपि ।
एवं विभाव्यं मनसा तत्तद्रूपं यथोचितम् ॥ ७७ ॥

[एवं] औषध्यन्नवपुषि अपि असाधारणः आकारः [ज्ञेयः,] एवं मनसा यथोचितं तत्तद्रूपं विभाव्यम् ॥

કહેલી રીતેજ ઔષધી, અન્ન અને શરીરમાં પણ તેમના અસાધારણ આકાર ( ધર્મો ) જાણુવાયોગ્ય છે. એવી રીતે મનવડે જેમ ઘટે તેમ તે તે વસ્તુના રૂપની ભાવના કરવાયોગ્ય છે. ૭૭

અનેક નામરૂપોમાં એકજ સચ્ચિદાનંદસ્વરૂપ રહ્યું છે એમ જણાવે છેઃ—

अनेकधा विभिन्नेषु नामरूपेषु चैकधा ।
तिष्ठंति सच्चिदानंदा विसंवादो न कस्यचित् ॥ ७८ ॥

अनेकधा विभिन्नेषु नामरूपेषु च सच्चिदानंदाः एकधा तिष्ठंति, [अत्र] कस्यचित् विसंवादः न [अस्ति] ॥

અનેકપ્રકારે અત્યંત ભિન્ન જણાતાં સર્વ નામરૂપોમાં પણ સત, ચિત ને આનંદ એકરૂપે રહેલ છે. આના સંબધમાં કોઈ પણ મનુષ્યનો વિવાદ નથી, અર્થાત પદાર્થમાત્રમાં સત્તા, ભાન ને પ્રીતિ રહેલાં છે એમ સૌ સ્વીકારે છે. ૭૮

ઉપર જણાવેલાં નામરૂપો બ્રહ્મમાં કલ્પિત છે. એમ જણાવે છેઃ—

निस्तत्त्वे नामरूपे द्वे जन्मनाशयुते च ते ।
बुद्ध्या ब्रह्मणि वीक्षस्व समुद्रे बुद्बुदादिवत् ॥ ७९ ॥

नामरूपे द्वे निस्तत्त्वे च जन्मनाशयुते, [अतः] समुद्रे बुद्बुदादिवत् बुद्ध्या ते ब्रह्मणि वीक्षस्व ॥

નામ અને રૂપ એ બે વાસ્તવિકસ્વરૂપવિનાનાં તથા જન્મથી ને નાશથી યુક્ત છે, આ કારણથી સમુદ્રમાં પરપોટા આદિની પેઠે વિવેકજ્ઞાનવડે તે બંને બ્રહ્મમાં કલ્પિત છે એમ જાણો. ૭૯

સચ્ચિદાનંદસ્વરૂપનો સાક્ષાત્કાર થવાથી જ્ઞાનીઓ નામરૂપની ઉપેક્ષા કરે છે એમ જણાવે છેઃ—

सच्चिदानंदरूपेऽस्मिन्पूर्णे ब्रह्मणि वीक्षिते ।
स्वयमेवावजानाति नामरूपे शनैः शनैः ॥ ८० ॥

अस्मिन् पूर्णे सच्चिदानंदरूपे ब्रह्मणि वीक्षिते [सति] नामरूपे शनैः शनैः स्वयं एव अवजानाति ॥

આ દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી તે બ્રહ્મવેત્તા નામની અને રૂપની ધીરે ધીરે પોતાની મેળેજ ઉપેક્ષા—અનાદર—કરવા લાગે છે. ૮૦

દ્વૈતની ઉપેક્ષા કરવાથી બ્રહ્મજ્ઞાનની દૃઢતા થાય છે, માટે વેદાંતશ્રવણાદિની પેઠે મુમુક્ષુએ દ્વૈતની ઉપેક્ષા પણ કરવી જોઈએ એમ જણાવે છેઃ—

**यावद्यावदवज्ञा स्यात्तावत्तावत्तदीक्षणम् ।**

**यावद्यावद्वीक्ष्यते तत्तावत्तावदुभे त्यजेत् ॥ ८१ ॥**

यावत् यावत् अवज्ञा स्यात् तावत् तावत् तदीक्षणम्, यावत् यावत् तत् वीक्ष्यते तावत् तावत् उभे त्यजेत् ॥

મુમુક્ષુવડે નામરૂપાત્મક દ્વૈતની જેટલી જેટલી ઉપેક્ષા વા અવજ્ઞા થતી જાય છે તેટલું તેટલું તેને બ્રહ્મનું દર્શન સ્પષ્ટ થતું જાય છે, અને તેના વડે જેટલું જેટલું બ્રહ્મનું વિશેષ દર્શન કરાય છે તેટલાં તેટલાં તેના વડે નામ અને રૂપ એ બંને ત્યજાય છે. ૮૧

દ્વૈતનો અનાદર કરવાનો અને બ્રહ્મનું દર્શન કરવાનો અભ્યાસ કરવાથી થનારું ફલ જણાવે છેઃ—

**तदभ्यासेन विद्यायां सुस्थितायामयं पुमान् ।**

**जीवन्नेव भवेन्मुक्तो वपुरस्तु यथा तथा ॥ ८२ ॥**

तदभ्यासेन विद्यायां सुस्थितायां [सत्यां] अयं पुमान् जीवन् एव मुक्तः भवेत्, [ततः परं] वपुः यथा तथा अस्तु ॥

દ્વૈતના અનાદરના અને બ્રહ્મના દર્શનના અભ્યાસવડે બ્રહ્મજ્ઞાન અત્યંત સ્થિર થવાથી આ પુરુષ જીવતાં છતાંજ મુક્ત થાય છે. ત્યારપછી તેમનુ શરીર જેમ તેમનુ પ્રારબ્ધ હોય તેમ ભલે રહો, તેથી તેમના બ્રહ્મજ્ઞાનને હાનિ થતી નથી. ૮૨

નીચેના શ્લોકમાં બ્રહ્માભ્યાસનું સ્વરૂપ કહે છેઃ—

**तच्चिंतनं तत्कथनमन्योन्यं तत्प्रबोधनम् ।**

**एतदेकपरत्वं च ब्रह्माभ्यासं विदुर्बुधाः ॥ ८३ ॥**

तच्चिंतनं, तत्कथनं, अन्योन्यं तत्प्रबोधनम् च एतत् एकपरत्वं बुधाः ब्रह्माभ्यासं विदुः ॥

એકાંતમાં તે બ્રહ્મનું ચિંતન કરવું, તે બ્રહ્મનું કોઈ અધિકારી મનુષ્ય

મળે તો તેની આગળ કથન કરવું, બ્રહ્મવિદ્યામાં રુચિ રાખનારા પુરુષ મળે તો પરસ્પર તે બ્રહ્મનોજ ઉત્તમપ્રકારે બોધ કરવો, અને એવી રીતે તે એક બ્રહ્મનેજ પરાયણ થવું તેને બ્રહ્મજ્ઞાનીઓ બ્રહ્માભ્યાસ જાણે છે. ૮૩

હવે દ્વૈતની વાસનાનો ક્ષય કરવાનો ઉપાય કહે છેઃ—

**वासनानेककालीना दीर्घकालं निरंतरम् ।**
**सादरं चाभ्यस्यमाने सर्वथैव निवर्तते ॥ ८४ ॥**

अनेककालीना वासना दीर्घकालं, निरंतरं च सादरं अभ्यस्यमाने [ सति ] सर्वथा एव निवर्तते ॥

અનેક સમયથી અંતઃકરણમાં સ્થિર થયેલી દ્વૈતની વાસના ( દૃઢસંસ્કાર ) લાંબો સમય, અંતરાયવિના અને આદરપૂર્વક અદ્વૈત બ્રહ્મનો અભ્યાસ કરવાથી સંપૂર્ણપણેજ નિવૃત્ત થાય છે. ૮૪

એક અને અદ્વિતીય બ્રહ્મ માયાવડે આ જગતનું કારણ થાય છે એમ જણાવે છેઃ—

**मृच्छक्तिवद्ब्रह्मशक्तिरनेकाननृतान्सृजेत् ।**
**यद्वा जीवगता निद्रा स्वप्नश्चात्र निदर्शनम् ॥ ८५ ॥**

मृच्छक्तिवत् ब्रह्मशक्तिः अनेकान् अनृतान् सृजेत्, यद्वा जीवगता निद्रा च स्वप्नः अत्र निदर्शनं [ अस्ति ] ॥

માટીમાં રહેલી શક્તિ જેમ ઘટાદિ અનેક કાર્યોને ઉત્પન્ન કરે છે તેમ બ્રહ્મને આશરે રહેલી માયા અનેક નામરૂપવાળા મિથ્યા પદાર્થોને પ્રતીત કરાવે છે. માટીમાં રહેલી શક્તિ સમસત્તાવાળી હોવાથી સત્યના જેવી છે, અને બ્રહ્મને આશરે રહેલી માયા સત્ય નથી એમ દૃષ્ટાંતનું ને સિદ્ધાંતનું વિષમપણું જણાય છે એમ જો શંકા થાય તો તે શંકાની નિવૃત્તિ કરવા બીજો પક્ષ કહે છેઃ–અથવા જીવમાં રહેલી નિદ્રા અને તેવડે પ્રતીત થતું સ્વપ્ન અહીં ઉદાહરણરૂપે ગ્રહણ કરવાં, અર્થાત્ જીવને આશરે રહેલી નિદ્રા જેમ સ્વપ્નના મિથ્યા પદાર્થોને પ્રતીત કરાવે છે તેમ બ્રહ્મને આશરે રહેલી માયા નામરૂપાત્મક મિથ્યા પદાર્થોને પ્રતીત કરાવે છે. ૮૫

ઉપર જણાવેલા વિષયને નીચેના શ્લોકવડે વધારે સ્પષ્ટ કરે છેઃ—

**निद्राशक्तिर्यथा जीवे दुर्घटस्वप्नकारिणी ।**
**ब्रह्मण्येषा स्थिता माया सृष्टिस्थित्यंतकारिणी ॥ ८६ ॥**

यथा निद्राशक्तिः जीवे दुर्घटस्वप्नकारिणी [तथा] ब्रह्मणि स्थिता एषा माया सृष्टिस्थित्यंतकारिणी [अस्ति] ॥

જેવી રીતે જીવમાં રહેલી નિદ્રાનામની શક્તિ જીવના સ્વરૂપમાં નહિ ઘટી શકે એવાં સ્વપ્નો ઉપજાવનારી જણાય છે તેવી રીતે બ્રહ્મને આશરે રહેલી આ માયા જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનારી છે. ૮૬

હવે જીવમાં રહેલી નિદ્રાનામની શક્તિનું અઘટિતઘટના કરવાનું સામર્થ્ય જણાવે છેઃ—

स्वप्ने वियद्गतिं पश्येत्स्वमूर्धच्छेदनं यथा ।
मुहूर्ते वत्सरौघं च मृतपुत्रादिकं पुनः ॥ ८७ ॥

यथा [जीवः] स्वप्ने वियद्गतिं पश्येत्, स्वमूर्धच्छेदनं [पश्येत्,] मुहूर्ते वत्सरौघं च मृतपुत्रादिकं पुनः [पश्येत्] ॥

જેમ સૂતેલો કોઇ પુરુષ સ્વપ્નાવસ્થામાં પોતાની આકાશમાં થતી ગતિને જુએ છે, અર્થાત્ પોતાને આકાશમાં ઊડતો જુએ છે, અને કોઇ સ્વપ્નમાં પોતાના માથાને કપાયેલું જુએ છે, તથા કોઇ સ્વપ્નમાં બે ઘડીમાં વર્ષોના સમૂહને જુએ છે, અને કોઇ સ્વપ્નમાં મરી ગયેલા પુત્રાદિકને પુનઃ જુએ છે એ પ્રસિદ્ધ છે. ૮૭

યોગ્યાયોગ્યની વ્યવસ્થા સ્વપ્નમાં થઇ શકતી નથી એમ જણાવે છેઃ—

इदं युक्तमिदं नेति व्यवस्था तत्र दुर्लभा ।
यथा यथेक्षते यद्यत्तत्तद्युक्तं तथा तथा ॥ ८८ ॥

इदं युक्तं, इदं न इति व्यवस्था तत्र दुर्लभा, यत् यत् यथा यथा ईक्षते तत् तत् तथा तथा युक्तम् ॥

આ યુક્ત (સંભવિત) છે, અને આ યુક્ત નથી એવી વ્યવસ્થા સ્વપ્નમાં મનુષ્યથી કરી શકાતી નથી. સ્વપ્નમાં જે જે વસ્તુ જેવી જેવી રીતે જોવામાં આવે છે તે તે વસ્તુ તેવી તેવી રીતે યુક્ત છે એમ મનાય છે. ૮૮

જીવની નિદ્રાશક્તિ જો ઉપર પ્રમાણે કરી શકે છે તો પછી બ્રહ્મને આશરે રહેલી માયાશક્તિ અદ્દ્ભુત કાર્ય કરી શકે એમાં આશ્ચર્ય માનવાનું નથી એમ જણાવે છેઃ—

ईदृशो महिमा दृष्टो निद्राशक्तेर्यदा तदा ।
मायाशक्तेरचिंत्योऽयं महिमेति किमद्भुतम् ॥ ८९ ॥

यदा निद्राशक्तेः ईदृशः महिमा दृष्टः, तदा मायाशक्तेः अयं अचिंत्यः महिमा इति किं अद्भुतम् ? ॥

જ્યારે જીવમાં રહેલી નિદ્રાશક્તિનો આવો મહિમા મનુષ્યે જોયો છે ત્યારે બ્રહ્મને આશરે રહેલી અતિબલવતી માયાશક્તિનો આ મનુષ્યથી ન ચિંતવી શકાય એવો મહિમા હોય તેમાં શું આશ્ચર્ય છે ? કાંઇ નહિ. ૮૯

વિકારરહિત બ્રહ્મને આશરે રહેલી માયા આ જગતનું કારણ કેવી રીતે થાય છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

शयाने पुरुषे निद्रा स्वप्नं बहुविधं सृजेत् ।
ब्रह्मण्येवं निर्विकारे विकारान्कल्पयत्यसौ ॥ ९० ॥

[ यथा ] शयाने पुरुषे निद्रा बहुविधं स्वप्नं सृजेत्, एवं निर्विकारे ब्रह्मणि असौ विकारान् कल्पयति ॥

જેવી રીતે સૂતેલા મનુષ્યમાં નિદ્રા બહુ પ્રકારનું સ્વપ્ન ઉત્પન્ન કરે છે એવી રીતે વિકારરહિત બ્રહ્મમાં આ માયા આકાશાદિ ભૂતોરૂપ, ભૌતિકરૂપ તથા કર્તાપણા ને ભોક્તાપણા આદિરૂપ અનેક વિકારોની કલ્પના કરાવે છે. ૯૦

હવે તે માયાના કાર્યોને અને પ્રાણીઓની બુદ્ધિમાં ચૈતન્યનું પ્રતિબિંબ પડે છે તેને કહે છેઃ—

खानिलाग्निजलोर्व्यंडलोकप्राणिशिलादिकाः ।
विकाराः प्राणिधीष्वंतश्चिच्छाया प्रतिबिंबिता ॥ ९१ ॥

खानिलाग्निजलोर्व्यंडलोकप्राणिशिलादिकाः विकाराः, प्राणिधीषु अंतः चिच्छाया प्रतिबिंबिता ॥

આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથ્વી, બ્રહ્માંડ, સત્યલોકાદિ ચૌદ લોકો, ભિન્ન ભિન્ન પ્રકારનાં પ્રાણીઓ અને પાષાણો આદિ માયાનાં કાર્યો છે, પ્રાણીઓનાં શરીરોમાં રહેલાં અંતઃકરણોમાં ચેતનનો આભાસ પડેલો પ્રતીત થાય છે. અંતઃકરણના સદ્ભાવથી જેમાં ચેતનનો આભાસ પ્રતીત થાય છે તે ચેતન વા જીવ કે પ્રાણી કહેવાય છે, અને જેમાં ચેતનનો આભાસ પ્રતીત થતો નથી તે જડપદાર્થ કહેવાય છે. ૯૧

જડચેતનરૂપ સર્વમાં બ્રહ્મ સમાનરૂપે રહ્યું છે અને તેમનાં નામરૂપ ભિન્ન ભિન્ન છે એમ જણાવે છેઃ—

चेतनाचेतनेष्वेषु सच्चिदानंदलक्षणम् ।
समानं ब्रह्म भिद्येते नामरूपे पृथक् पृथक् ॥ ९२ ॥

एषु चेतनाचेतनेषु सच्चिदानंदलक्षणं ब्रह्म समानं, [च] नामरूपे पृथक् पृथक् भिद्येते ॥

આ ચેતનમાં અને જડપદાર્થોમાં સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ સ્વભાવવાળું બ્રહ્મ સમાનપણે રહેલું છે. અને પ્રતીત થતાં જડચેતનના નામ અને રૂપ ભિન્ન ભિન્ન હોઇને તે ભેદ પામે છે. ૯૨

મુમુક્ષુએ કલ્પિત નામરૂપની ઉપેક્ષા કરીને સર્વત્ર બ્રહ્મસ્વરૂપની ભાવના કરવી એમ કહે છેઃ—

ब्रह्मण्येते नामरूपे पटे चित्रमिव स्थिते ।
उपेक्ष्य नामरूपे द्वे सच्चिदानंदधीर्भवेत् ॥ ९३ ॥

पटे चित्रं इव एते नामरूपे ब्रह्मणि स्थिते, [अतः] द्वे नामरूपे उपेक्ष्य सच्चिदानंदधीः भवेत् ॥

લુગડામાં ચિત્રની પેઠે બાહ્યદષ્ટિએ પ્રતીત થતા આ નામરૂપ બ્રહ્મમાં કલ્પિત રીતે રહેલા છે, ને બ્રહ્મ તે સર્વ નામરૂપની કલ્પનાનુ અધિષ્ઠાન હોવાથી તે સર્વ નામરૂપમા વ્યાપીને રહેલુ છે, આથી મુમુક્ષુએ આ બે કલ્પિત નામરૂપની ઉપેક્ષા કરીને સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપ બ્રહ્મના નિશ્ચયવાળા થવું. ૯૩

પ્રતીત થતા નામરૂપની ઉપેક્ષા કરીને બ્રહ્મમા મનને સ્થિર કરવાના સબધમાં દૃષ્ટાંત આપે છેઃ—

जलस्थेऽधोमुखे स्वस्य देहे दृष्टेऽप्युपेक्ष्य तम् ।
तीरस्थ एव देहे स्वे तात्पर्यं स्याद्यथा तथा ॥ ९४ ॥

जलस्थे अधोमुखे स्वस्य देहे दृष्टे अपि तं उपेक्ष्य तीरस्थे एव स्वे देहे यथा तात्पर्यं स्यात् तथा ॥

સ્થિર જલમા પ્રતીત થતો નીચા મુખવાળો પોતાનો દેહ જોયા છતાં પણ તેની ઉપેક્ષા કરીને મનુષ્ય તે જલાશયના કાઠાપર રહેલ જ પોતાના સ્થૂલદેહમાં જેમ તત્પર થાય છે, અર્થાત ઉપર મુખવાળોજ આ મારો સ્થૂલદેહ છે એમ માને છે તેમ મુમુક્ષુએ બાહ્યદષ્ટિએ પ્રતીત થતા નામરૂપની ઉપેક્ષા કરીને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મમા પોતાના મનને સ્થિર કરવુ ૯૪

મુમુક્ષુએ નામરૂપની કેવી રીતે ઉપેક્ષા કરવી તે સબધમા એક બીજું દૃષ્ટાંત આપે છે.—

**सहस्रशो मनोराज्ये वर्तमाने सदैव तत् ।**
**सर्वैरुपेक्ष्यते यद्वदुपेक्षा नामरूपयोः ॥ ९५ ॥**

सहस्रशः मनोराज्ये वर्तमाने यद्वत् तत् सर्वैः सदा एव उपेक्ष्यते [ तद्वत् ] नामरूपयोः उपेक्षा [ कर्तव्या ] ॥

પોતાના મનમાં હજારો મનોરાજ્ય ચાલતાં હોય તે છતાં પણ જેમ તે મનોરાજ્યની સર્વે મનુષ્યોવડે મિથ્યા સમજીને સર્વદાજ ઉપેક્ષા કરાય છે તેમ મુમુક્ષુએ બ્રહ્મબોધની પ્રાપ્તિમાટે નામરૂપની સર્વદા ઉપેક્ષા કરવી જોઇએ. ૯૫

ક્ષણે ક્ષણે પ્રતીત થતા મનોરાજ્યના જેવો આ બહારનો સંસાર છે એમ જણાવે છે:—

**क्षणे क्षणे मनोराज्यं भवत्येवान्यथाऽन्यथा ।**
**गतं गतं पुनर्नास्ति व्यवहारो बहिस्तथा ॥ ९६ ॥**

मनोराज्यं क्षणे क्षणे अन्यथा अन्यथा एव भवति, गतं गतं पुनः न अस्ति तथा बहिः व्यवहारः ॥

મનોરાજ્ય ક્ષણે ક્ષણે ભિન્ન ભિન્ન પ્રકારનુંજ પ્રતીત થાય છે. તેમાં ગયેલુ ગયેલું મનોરાજ્ય પુનઃ હોતું નથી, તેજ પ્રમાણે આ બહારનો સંસાર જાણો. ૯૬

ઉપર કહેલી વાતને નીચેના શ્લોકમાં વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

**न बाल्यं यौवने लभ्यं यौवनं स्थाविरे तथा ।**
**मृतः पिता पुनर्नास्ति नायात्येव गतं दिनम् ॥ ९७ ॥**

बाल्यं यौवने न लभ्यं, तथा यौवनं स्थाविरे [ न लभ्यम् ,] मृतः पिता पुनः न अस्ति, गतं दिनं न आयाति एव ॥

મનુષ્યની બાલ્યાવસ્થા તેની યુવાવસ્થામાં પ્રાપ્ત થઇ શકવાયોગ્ય હોતી નથી, તેવી રીતે યુવાવસ્થા વૃદ્ધાવસ્થામા પ્રાપ્ત થઇ શકે એવી હોતી નથી, મરણ પામેલા પિતા પુનઃ પ્રાપ્ત થતા નથી, અને ગયેલો દિવસ પુનઃ આવતો નથીજ. ૯૭

ક્ષણમાં નાશ પામનારા લૌકિક પદાર્થમાં સત્યપણાની બુદ્ધિ મુમુક્ષુએ ન રાખવી એમ કહે છેઃ—

**मनोराज्याद्विशेषः कः क्षणध्वंसिनि लौकिके ।**
**अतोऽस्मिन्भासमानेऽपि तत्सत्यत्वधियं त्यजेत् ॥ ९८ ॥**

क्षणध्वंसिनि लौकिके मनोराज्यात् कः विशेषः ? अतः अस्मिन् भासमाने अपि तत्सत्यत्वधियं त्यजेत् ॥

ક્ષણમાં નાશ પામનાર લૌકિક પ્રાણિપદાર્થમાં મનોરાજ્યના કરતાં શો વિશેષ છે ? આ કારણથી આ લૌકિક પ્રાણિપદાર્થ વાસનાના બળવડે પ્રતીત થતાં હોય તોપણ તેમાંથી સત્યપણાની બુદ્ધિનો મુમુક્ષુએ ત્યાગ કરવો. ૯૮

પ્રતીત થતા પ્રાણિપદાર્થની ઉપેક્ષા કરવાથી શો લાભ થાય છે તે જણાવે છેઃ—

उपेक्षिते लौकिके धीर्निर्विघ्ना ब्रह्मचिंतने ।
नटवत्कृत्रिमास्थायां[1] निर्वहत्येव लौकिकम् ॥ ९९ ॥

लौकिके उपेक्षिते ब्रह्मचिंतने धीः निर्विघ्ना [भवेत्,] नटवत् कृत्रिमास्थायां लौकिकं निर्वहति एव ॥

પ્રતીત થતા લૌકિક પ્રાણિપદાર્થની ઉપેક્ષા કરવાથી બ્રહ્મવિચારમાં મુમુક્ષુની બુદ્ધિ નિર્વિઘ્ન થાય છે. (વિઘ્નરહિત સ્થિર થાય છે.) ભવાયાની પેઠે ઉપરથી દેખાવવાળી આસ્થા રાખવાથી જ્ઞાનીના વ્યવહારનો નિર્વાહ થાય છેજ. ૯૯

નામરૂપ બદલાયા છતાં પણ તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ બદલાતું નથી એમ દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

प्रवहत्यपि नीरेऽधः स्थिरा प्रौढशिला यथा ।
नामरूपान्यथात्वेऽपि कूटस्थं ब्रह्म नान्यथा ॥ १०० ॥

नीरे प्रवहति अपि यथा अधः प्रौढशिला स्थिरा, [तथा] नामरूपान्यथात्वे अपि कूटस्थं ब्रह्म अन्यथा न [भवति] ॥

નદીમાં પાણી વેગથી વહેતું હોય તોપણ જેમ તે નદીના જળની નીચે રહેલી મોટી શિલા સ્થિર રહે છે તેમ પ્રારબ્ધકર્મને લઇને નામરૂપના અન્યથાપણામાં પણ અવિકારી બ્રહ્મ બીજે પ્રકારે થતું નથી. જ્ઞાનીનું અંતઃકરણ પ્રારબ્ધકર્મવશાત્ પોતાનો પ્રામવ્યવહાર કરે તોપણ તેથી તે જ્ઞાનીનો આત્મા વિકાર પામતો નથી એમ ઉપરના દૃષ્ટાંતથી સમજવું. ૧૦૦

બ્રહ્મમાં જગતની પ્રતીતિ કેવી રીતે થાય છે તે દૃષ્ટાંત આપીને સમજાવે છેઃ—

[1] અહીં કોઇ ગ્રંથમાં कृत्रिमास्थाय એવો પાઠ જોવામાં આવે છે.

निश्छिद्रे दर्पणे भाति वस्तुगर्भं बृहद्वियत् ।
सच्चिद्घने तथा नानाजगद्गर्भमिदं वियत् ॥ १०१ ॥

[ यथा ] निश्छिद्रे दर्पणे वस्तुगर्भं बृहत् वियत् भाति, तथा सच्चिद्घने इदं नानाजगद्गर्भं वियत् [ भाति ] ॥

જેમ છિદ્રરહિત દર્પણમા, જેમા અનેક પદાર્થો રહ્યા છે એવુ મોટુ આકાશ પ્રતીત થાય છે તેમ સદ્ઘનરૂપ ને ચિદ્ઘનરૂપ બ્રહ્મમા આ વિવિધ પ્રકારનુ જગત જેમા રહ્યુ છે એવુ આકાશ પ્રતીત થાય છે ૧૦૧

જગતનુ ભાન સચ્ચિદાનંદરૂપ બ્રહ્મના ભાનપૂર્વક થાય છે એમ દૃષ્ટાંતપૂર્વક જણાવે છે —

अदृष्ट्वा दर्पणं नैव तदंतस्थेक्षणं तथा ।
अमत्वा सच्चिदानंदं नामरूपमतिः कुतः ॥ १०२ ॥

दर्पण अदृष्ट्वा तदंतस्थेक्षणं न एव, तथा सच्चिदानद अमत्वा नामरूपमतिः कुतः ? ॥

જેમ દર્પણ જોયા વિના તેની અંતર રહેલા પદાર્થોનુ દર્શન થતુ નથીજ તેમ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મને નહિ જાણીને નામરૂપનુ જ્ઞાન શી રીતે થઇ શકે? અર્થાત્ પ્રથમ બ્રહ્મનુ જ્ઞાન થઇને પછી જગતનુ જ્ઞાન થાય છે ૧૦૨

પ્રથમ પ્રતીત થયેલા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મમા મુમુક્ષુએ પોતાના મનને રાખીને પછી તેને નામરૂપમા ન જવા દેવુ એમ કહે છે —

प्रथमं सच्चिदानंदे भासमानेऽथ तावता ।
बुद्धिं नियम्य नैवोर्ध्वं धारयेन्नामरूपयोः ॥ १०३ ॥

प्रथमं सच्चिदानदे भासमाने अथ तावता बुद्धिं नियम्य ऊर्ध्वं नामरूपयोः [ बुद्धिं ] न धारयेत् एव ॥

પ્રથમ સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ પ્રતીત થયા પછી તેટલાવડે બુદ્ધિને રોકીને અર્થાત્ અધિષ્ઠાનરૂપ બ્રહ્મમા બુદ્ધિને વિશ્રાંતિ આપી પછીથી પ્રતીત થનારા નામરૂપમા મુમુક્ષુએ પોતાની બુદ્ધિને સ્થિત થવા દેવી નહિજ ૧૦૩

સચ્ચિદાનંદસ્વભાવવાળા અદ્વૈતાનંદરૂપ બ્રહ્મમા મનુષ્યો વિશ્રાંતિ પામો એમ ગ્રંથકાર આશીર્વાદ આપે છે —

एवं च निर्जगद्ब्रह्म सच्चिदानंदलक्षणम् ।
अद्वैतानंद एतस्मिन्विश्राम्यंतु जनाश्चिरम् ॥ १०४ ॥

एवं च निर्जगद्ब्रह्म सच्चिदानंदलक्षणं [ भवति, ] एतस्मिन् अद्वैतानंदे जनाः चिरं विश्राम्यन्तु ॥

એવી રીતે બ્રહ્મમાં બુદ્ધિ સ્થિત થવાથી નામરૂપાત્મક જગતથી રહિત બ્રહ્મ સચ્ચિદાનંદસ્વભાવવાળું છે એમ તે વિવેકી મનુષ્યને સમજાય છે. આ અદ્વૈતાનંદરૂપ બ્રહ્મમાં પુણ્યશાળી મનુષ્યો લાંબો સમય વિશ્રાંતિ પામો. ૧૦૪

હવે આ અધ્યાયની સમાપ્તિ કરે છેઃ—

ब्रह्मानंदाभिधे ग्रंथे तृतीयोऽध्याय ईरितः ।
अद्वैतानंद एव स्याज्जगन्मिथ्यात्वचिंतया ॥ १०५ ॥

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां ब्रह्मानंदे अद्वैतानंदः ॥ १३ ॥

अन्वयः–ब्रह्मानंदाभिधे ग्रंथे [अयं] तृतीयः अध्यायः ईरितः, जगन्मिथ्यात्वचिंतया अद्वैतानंदः एव स्यात् ॥

બ્રહ્માનંદનામના આ ગ્રંથમાં આ ત્રીજો ( પંચદશીમાં તેરમો ) અધ્યાય કહ્યો. જગતના મિથ્યાપણાના વિચારવડે મુમુક્ષુઓ અદ્વૈતાનંદરૂપજ થાય છે. ૧૦૫

એ પ્રમાણે શ્રીમદ્ભારતીતીર્થસ્વામિવિરચિત પંચદશીમાં બ્રહ્માનંદમાં અદ્વૈતાનંદ એ નામના તેરમા પ્રકરણની શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થદીપિકા.ટીકા પૂરી થઈ. ૧૩

---

## બ્રહ્માનંદગત અદ્વૈતાનંદનો સાર

આગળ કહેલ યોગાનંદ તેજ આત્માનંદ છે. હવે દ્વૈતયુક્ત આનંદનું બ્રહ્મપણું કેવી રીતે છે તે કહેવાય છે. કૃષ્ણયજુર્વેદની તૈત્તિરીયશ્રુતિમાં કહેલ આકાશથી માંડીને શરીરપર્યંતના જગતના કારણરૂપ બ્રહ્મ આનંદથી ભિન્ન નથી, તેથી તે આનંદનું અદ્વિતીયપણું છે. આનંદમાંથી ઉત્પન્ન થઈને આનંદમાં સ્થિત થનારું અને અંતે આનંદમાં લય પામનારું આ જગત્ આનંદનું કાર્ય છે તેથી તે જગત્ આનંદથી ભિન્ન નથી. ઘડો કુંભારવડે ઉત્પન્ન થાય છે, અને તે કુંભારથી પૃથક્ હોય છે તે સત્ય વાત છે, પરંતુ કુંભાર ઘડાનું ઉપાદાનકારણ નથી, પણ નિમિત્તકારણ છે, અને માટી તેનું ઉપાદાનકારણ છે. એવી રીતે આનંદ આ જગતનું ઉપાદાનકારણ છે, નિમિત્તકારણ નથી. ઘટાદિના ઉપાદાનકારણરૂપ માટીથી ઘટાદિ જેમ પૃથક્ નથી તેમ આનંદથી આ જગત્ વસ્તુતાએ પૃથક્ નથી. ઘડાની સ્થિતિ માટીવડે થાય છે, અને તેનો લય પણ માટીમાં થાય છે, કુંભારમાં તેનો લય થતો નથી, તેથી માટી

ઘટાદિનું ઉપાદાનકારણ છે, કુંભાર તેનું ઉપાદાનકારણ નથી. આ જગતનાં ઉત્પત્તિ, સ્થિતિ અને લય આનંદરૂપ બ્રહ્મવડે થાય છે તેથી આનંદરૂપ બ્રહ્મ આ જગતનું ઉપાદાનકારણ છે. ઉપાદાનકારણ ત્રણ પ્રકારનાં છે, વિવર્તિ, પરિણામી ને આરંભક. અવયવરહિત બ્રહ્મ પરિણામિકારણ કે આરંભકકારણ સંભવી શકતું નથી. નૈયાયિકો ને વૈશેષિકો આરંભવાદી છે. તેઓ કારણમાંથી તેનાથી અત્યંત ભિન્ન કાર્ય ઉત્પન્ન થાય છે એમ કહે છે. તાંતણારૂપ કારણમાંથી તેનાથી અત્યંત ભિન્ન પટ ઉત્પન્ન થાય છે એમ તેઓ જણાવે છે. એક પદાર્થ પોતાની અવસ્થાનો ત્યાગ કરીને બીજી અવસ્થાને પ્રાપ્ત થાય તે પરિણામ કહેવાય છે, જેમ દૂધ દહીંરૂપ થાય છે. એક પદાર્થમાં બીજા પદાર્થનું ભાન થવું, અર્થાત્ ભ્રાંતિવડે પદાર્થનું મિથ્યાજ્ઞાન થવું આ વિવર્ત કહેવાય છે, જેમ દોરડીમાં સર્પની ભ્રાંતિ થાય છે. વિવર્ત સાવયવ પદાર્થમાંજ થાય એવો નિયમ નથી, અવયવરહિત પદાર્થમાં પણ વિવર્ત થાય છે, જેમ આકાશમાં નીલરંગની અને કડાઇના તળીઆની ભ્રાંતિ થાય છે. અવયવરહિત આકાશમાં જેમ નીલરગાદિની ભ્રાંતિ થાય છે તેમ નિરવયવ બ્રહ્મમાં આ જગતનો વિવર્ત એટલે મિથ્યા ભ્રમ થાય છે એમ જાણવું. બાજીગરમાં જેમ ઇંદ્રજાલ કરવાની શકિત રહેલી છે તેમ આનંદરૂપ બ્રહ્મને આશરે માયાનામની શકિત રહેલી છે, તે શકિત આનંદરૂપ બ્રહ્મમાં જગતરૂપ વિવર્તની ભ્રમણા કરાવે છે. કોઇ પણ શકિત શકિતવાળી વસ્તુથી ભિન્ન હોતી નથી. શ્વેતાશ્વતર-ઉપનિષદ્‌માં માયાનામની શક્તિનો સ્વીકાર કરવામાં આવ્યો છે. પરમાત્માની જગતના હેતુભૂત શકિત નાનાપ્રકારની છે. ક્રિયાશકિત, જ્ઞાનશકિત, ઇચ્છાશકિત અને મોહશકિત. આ સર્વ શકિતઓ પરમાત્માને આશરે રહેલી છે એમ શાસ્ત્રો કહે છે. શ્રીયોગવાસિષ્ઠમાં શ્રીવસિષ્ઠજીએ પણ તેનું વર્ણન કરેલું છે. બ્રહ્મ પોતાને આશરે રહેલી માયાનામની શકિતવડે ભિન્નભિન્નરૂપે પ્રતીત થાય છે. બ્રહ્મની જ્ઞાનશકિત દેવાદિનાં શરીરોમાં પ્રતીત થાય છે. પવન, પાષાણ, પાણી, આકાશ, અગ્નિ અને વિનાશ પામનારી વસ્તુઓમાં અનુક્રમે ગતિશકિત, દૃઢપણારૂપ શકિત, પ્રવાહીશક્તિ, શૂન્યશક્તિ, દાહશકિત અને નાશશકિત રહેલી છે. પ્રલયકાલે બ્રહ્મમાં જગતની અવ્યક્તરૂપે સત્તા હોય છે. સાપના ઇંડામાં જેમ મોટો સાપ ન જણાય એવી રીતે રહેલો હોય છે તેમ આત્મામાં ન જણાય એવી રીતે જગત્ રહેલું હોય છે. વૃક્ષના બીજમાં જેમ ફલ, ફૂલ, પાંદડાં અને પાતળી ડાળીઓ ઇત્યાદિસહિત ઝાડ ગુપ્તરૂપે રહે છે તેમ બ્રહ્મમાં જગત ગુપ્તરૂપે રહે છે. બ્રહ્મને આશરે રહેલી બધી શક્તિઓ સર્વસ્થલે એકસમયે પ્રકટ થતી નથી, પણ પૃથ્વીમાં જેમ ડાંગર આદિ બીજો રહેલાં છે તે બધે ઠેકાણે બધાં અંકુરાદિરૂપે થતાં નથી, પણ કોઇ દેશમાં ને

કોઇ કાલમાં તે અંકુરાદિરૂપે થાય ▮ તેમ બ્રહ્મને આશરે રહેલી શક્તિઓ-માંથી કોઇ શક્તિઓ કોઇ દેશમાં અને કોઇ કાલમાં પ્રકટ થાય છે. યોગ-વાસિષ્ઠમાં શ્રીવસિષ્ઠજીએ આ માયાશક્તિના સંબંધમાં ઘણો ઉપદેશ કરેલો છે.

આ માયાનામની શક્તિ પોતાના કાર્યરૂપ જગતથી અને પોતાના આશ્રય-રૂપ બ્રહ્મથી વિપરીતલક્ષણવાળી છે, જેમ અગ્નિમાં રહેલી દાહકશક્તિ પોતાના કાર્યરૂપ ફોલ્લાથી અને પોતાના આશ્રયરૂપ અંગારાથી વિલક્ષણ છે તેમ. અગ્નિની દાહકશક્તિના કાર્યરૂપ ફોડલો પ્રત્યક્ષ પ્રતીત થાય છે, અને તે દાહક-શક્તિના આશ્રયરૂપ અંગારા પણ પ્રત્યક્ષ પ્રતીત થાય છે, પરંતુ અગ્નિમાં રહેલી દાહકશક્તિ પ્રત્યક્ષ પ્રતીત થતી નથી. અગ્નિનો સ્પર્શ કરવાથી ફોડલો થયો એ કાર્યઉપરથી અગ્નિમાં દાહકશક્તિ રહેલી છે એમ અનુમાનવડે તે દાહકશક્તિ જણાય છે. જેનું પેટ મોટું ને ગોળ છે એવો ઘડો તે માટીમાં રહેલી શક્તિનું કાર્ય છે, અને શબ્દાદિ પાંચ ગુણવાળી માટી આ માટીમાં રહેલી શક્તિનો આશ્રય છે. માટીમાં ઘટાદિને ઉત્પન્ન કરવાની જે શક્તિ છે તે ઘટથી અને માટીથી વિપરીતલક્ષણવાળી છે. તેમાં ઘટાદિ કાર્યના ધર્મ નથી, અને શબ્દાદિરૂપ આશ્રયના ગુણ પણ નથી. શક્તિનું સ્વરૂપ સત્ય-અસત્યથી વિપરીત મનાય છે. ઘટાદિ કાર્ય ઉત્પન્ન થયાપૂર્વે તેને ઉત્પન્ન કરનારી શક્તિ માટી આદિ ઉપાદાનકારણમાં ગૂઢરૂપે રહે છે. પછી કુંભાર આદિ નિમિત્ત-કારણની ક્રિયાવડે તે પ્રકટ થાય છે. વિવેકવિનાના મનુષ્યો માટી આદિ કારણને અને તેના ઘટાદિ કાર્યને એક કરીને તેને ઘટાદિ કાર્ય એવું નામ આપે છે. કુંભાર આદિના પ્રયત્નની પૂર્વે માટી આદિ જે હોય છે તેને કોઇ ઘડા આદિનું નામ આપતા નથી, પણ કુંભાર આદિના પ્રયત્નપછી તેનો ઘડા આદિરૂપે આકાર બનાથી તેને ઘડા આદિનું નામ આપવામા આવે છે. તે ઘડો માટીથી જૂદો નથી, કેમકે તેને માટીથી જૂદો કરીને બતાવી શકાતો નથી. વળી તે ઘડો માટીરૂપ પણ નથી, કેમકે માટીની પિંડારૂપ સ્થિતિમા તે પ્રતીત થતો નથી. એમ શક્તિ અનિર્વચનીય છે તેમ તેનુ કાર્ય પણ અનિર્વચનીય છે. કાર્ય પોતાની અપ્રકટ સ્થિતિમાં શક્તિ કહેવાય છે, અને પ્રકટ સ્થિતિમાં તે ઘટ આદિ કાર્ય કહેવાય છે. બાજીગરમા રહેલી ઇંદ્રજાલ કરવાની શક્તિ પણ મણિ, મત્ર ને ઔષધીનો પ્રયોગ કરતાપહેલાં પ્રતીત થતી નથી, પણ મણિમત્રાદિના પ્રયોગ-પછી માયિક સૈનાદિરૂપે તે પ્રતીત થાય છે. સર્વ કાર્યો માયાનુ કાર્ય હોવાથી મિથ્યા છે. કાર્યો નામમાત્ર છે, અને તે કાર્યના હેતુભૂત શક્તિનો આશ્રય સત્ય છે એમ છાંદોગ્ય-ઉપનિષદ્‌માં કહ્યુ છે. વ્યક્તરૂપ કાર્ય, અવ્યક્તરૂપ શક્તિ અને અવ્યક્તરૂપ શક્તિનો આધાર એ ત્રણમાં શક્તિનો આધાર જે ઉપાદાનકારણ તે ત્રણે કાલમાં રહે છે. તેમાં શક્તિ અપ્રકટરૂપે રહે છે, અને

શક્તિનું પ્રકટરૂપ જે કાર્ય તે સર્વદા હોતું નથી, તે કારણથી શક્તિ અને કાર્ય મિથ્યા ગણાય છે, અને શક્તિના આધારરૂપ ઉપાદાનકારણ સત્ય ગણાય છે. કાર્ય સ્વરૂપથી મિથ્યા છતાં પ્રતીત થાય છે, તે ઉત્પત્તિનાશવાળું છે, અને તે ઉત્પન્ન થયા પછી વાણીવડે તેના નામથી વ્યવહાર થાય છે, તેથી તે મિથ્યા ગણાય છે. કાર્યનો નાશ થયા પછી પણ તેનું નામ મનુષ્યના મોઢામાં રહે છે તેથી કાર્ય નામસ્વરૂપવાળું કહેવાય છે. ઉપાદાનકારણ પોતાના કાર્યનો નાશ થાય તે વેલા નાશ પામતું નથી તેથી તે સત્ય કહેવાય છે. ઘટાદિના ઉપાદાનકારણરૂપ માટીનું જ્ઞાન થયા પછી માટીનાં કાર્ય ઘટાદિ નાશ પામતાં નથી, પણ તેનો બાધ થાય છે, અર્થાત્ ઘટાદિના કારણરૂપ માટીનું જ્ઞાન થવાથી માટીજ સત્ય છે, અને ઘટાદિ કાર્ય મિથ્યા છે એમ સમજાય છે. કોઇ જલાશયના કાંઠાઉપર ઊભા રહેલા મનુષ્યને તે જલાશયમાંના જલમાં પોતાના શરીરનું નીચા મુખવાળું પ્રતીત થતું શરીર મારું શરીર છે એવું લાગતું નથી, પણ જલાશયના કાંઠાઉપર રહેલું ઊંચા મસ્તકવાળું પોતાનું શરીર છે એમ તે માને છે. અદ્વૈતસિદ્ધાંતમાં આત્માનંદથી ભિન્ન સર્વ પદાર્થો મિથ્યા છે આવો નિશ્ચય થવાથી વિવેકીને અદ્વૈતાનંદની અભિવ્યક્તિરૂપ પુરુષાર્થની સિદ્ધિ થાય છે.

ઘડો માટીના વિવર્તરૂપ છે, કેમકે તે પોતાના ઉપાદાનકારણના સ્વરૂપનો ત્યાગ કરતો નથી. દૂધનું દહીંરૂપ પરિણામ થાય છે ત્યાં દૂધનું મૂલરૂપ રહેતું નથી. છાંદોગ્ય-ઉપનિષદ્‌માં માટીનું, સોનાનું અને લોઢાનું ઉદાહરણ આપીને ભગવાન્ ઉદ્દાલકે સર્વ કાર્યોનું મિથ્યાપણું વર્ણવ્યું છે તેથી મુમુક્ષુએ આકાશાદિ સર્વ ભૂતોમાં અને સર્વ ભૌતિક પદાર્થોમાં મિથ્યાપણાની ભાવના કરવી. માટીસહિત ઘટાદિ કાર્યોનું લોકદૃષ્ટિએ કાર્યપણું મનાય છે તેમાં માટીનો અંશ સત્ય હોય છે. સત્યરૂપ કારણનું સ્વરૂપ જાણવાથી લાભ થાય છે, અને કાર્યરૂપ મિથ્યાને જાણવાથી કંઇ લાભ થતો નથી. પદાર્થમાં રહેલા સત્યાંશના જ્ઞાનથી પુરુષાર્થની સિદ્ધિ થાય છે, માટે સર્વ પદાર્થમાં રહેલા સત્યાંશને મુમુક્ષુએ જાણવો. કારણના જ્ઞાનથી કાર્યનું જ્ઞાન થાય છે એમ કહેવાથી માટીના જ્ઞાનથી માટીનું જ્ઞાન થાય છે એવો તેનો અર્થ થાય છે, એ સાચી વાત છે, અને તેથી જાણનારને તેમાં કાંઇ આશ્ચર્ય લાગતું નથી, પણ કાર્યનું વાસ્તવિકસ્વરૂપ કારણ છે એમ નહિ જાણનારને તે સાંભળીને આશ્ચર્ય થાય છે. આરંભવાદી, પરિણામવાદી અને માત્ર લોકવ્યવહારને જાણનાર મનુષ્યને એક કારણના જ્ઞાનથી તેનાં સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે એ સાંભળીને આશ્ચર્ય થાય છે. શિષ્યને અદ્વૈતજ્ઞાનની અભિમુખ કરવામાટેજ છાંદોગ્ય-ઉપનિષદ્‌માં એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એમ કહ્યું છે, એક કારણના જ્ઞાનવડે અનેક

કાર્યોના જ્ઞાનની સિદ્ધિ જણાવવામાટે તે કહેલું નથી. એક માટીના પિંડાના જ્ઞાનથી જેમ માટીનાં સર્વ કાર્યોનું જ્ઞાન થાય છે તેમ બ્રહ્મના જ્ઞાનથી સર્વ જગતનું જ્ઞાન થાય છે એમ જાણવું. બ્રહ્મ સદ્રૂપ, ચિદ્રૂપ ને સુખરૂપ છે, અને જગત્ નામરૂપવાળું છે. નૃસિંહ-ઉત્તરતાપનીય-ઉપનિષદ્‌માં બ્રહ્મ સચ્ચિદાનંદરૂપ છે એમ કહ્યું છે. ભગવાન્ ઉદ્દાલકે બ્રહ્મને સદ્રૂપ કહેલ છે, ઐતરેયોપનિષદ્‌માં પ્રજ્ઞાન (જીવ) બ્રહ્મ છે એમ કહેલું છે, અને ભગવાન્ સનત્કુમારે બ્રહ્મને આનંદરૂપ કહેલું છે. બ્રહ્મને આશરે રહેલી ને મનુષ્યથી ચિંતવી શકાય નહિ એવી માયાશક્તિને અવ્યાકૃત કહેલ છે. વિકારરહિત બ્રહ્મમાં તે માયા નામરૂપવાળા વિકારો દેખાડે છે. શ્વેતાશ્વતર-ઉપનિષદ્‌માં માયાને પ્રકૃતિ કહી છે, અને માયાના સ્વામીને મહેશ્વર કહ્યા છે.

માયાનું પહેલું કાર્ય આકાશ છે. તેમા છે, પ્રતીત થાય છે, અને પ્રિયરૂપ છે, આ બ્રહ્મસ્વભાવ રહેલ છે. અવકાશ એ આકાશનું સ્વરૂપ છે. આકાશમાં જે છે, પ્રતીત થાય છે, અને પ્રિય છે એ ત્રણ અંશ છે તે બ્રહ્મસ્વરૂપ હોવાથી મિથ્યા નથી, પણ સત્ય છે. આકાશનો જે અવકાશધર્મ છે તે મિથ્યા છે. જે પદાર્થ ઉત્પત્તિની પૂર્વે અને નાશની પછી ન હોય તે પદાર્થ વર્તમાનમાં પ્રતીત થતો હોય તોપણ નથી એમ સમજવું. શ્રીકૃષ્ણભગવાને ભગવદ્‌ગીતામાં પણ ભૂતો અવ્યક્તમાંથી ઉત્પન્ન થાય છે, મધ્યમા વ્યક્ત થાય છે, અને અવ્યક્તમાં લીન થાય છે એમ કહ્યું છે. ઘટાદિ માટીના કાર્યમા જેમ માટી ત્રણે કાલમાં અનુપ્રવેશ પામીને રહે છે તેમ સર્વ જગતમાં સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ ત્રણે કાલમાં અનુપ્રવેશ પામીને રહે છે. આકાશરહિત આત્મામાં સદ્રૂપ, ચિદ્રૂપ અને આનંદરૂપની સર્વદા પ્રતીતિ થાય છે. આકાશના અવકાશધર્મની વિસ્મૃતિ કરવાથી બીજા કશાનો અનુભવ થતો નથી, પણ શૂન્યનો અનુભવ થાય છે, એમ કોઇ કહે તો ત્યાં પણ વસ્તુતાએ તે શૂન્ય અભાવરૂપ નથી. શૂન્યની પ્રતીતિ થવાઉપરથીજ તેના સદ્‌ભાવની સિદ્ધિ થાય છે. ઉદાસીનકાલમા આત્માના સુખસ્વરૂપનું મનુષ્યને ભાન થાય છે. અનુકૂલપણાથી અને પ્રતિકૂલપણાથી રહિત તે નિજાનંદ છે. અનુકૂલપણાના ભાનથી મનુષ્યને હર્ષ થાય છે, અને પ્રતિકૂલપણાના ભાનથી મનુષ્યને શોક વા દુઃખ થાય છે. હર્ષના વા શોકના અભાવમાં નિજાનંદનો અનુભવ થાય છે. તે નિજાનંદ નિત્ય છે. હર્ષની અને શોકની પ્રતીતિ મનવડે છે, અને મન ક્ષણિકસ્વભાવવાળું હોવાથી ક્ષણવારમાં હર્ષશોકની ઉત્પત્તિ અને નાશ થાય છે. મનના અધિષ્ઠાનરૂપ નિજાનંદ ક્ષણિક નથી.

આકાશમાં અનુકૂલપણાની વૃત્તિનો અને પ્રતિકૂલપણાની વૃત્તિનો અભાવ હોવાથી મનુષ્યને આકાશમાં આનંદનો અનુભવ થાય છે. આકાશની સત્તા અને આકાશનું ભાન તો સર્વ લોકોને જ્ઞાત છે. ઉપર જણાવેલી રીતે વાયુથી

માંડીને સ્થૂલશરીરપર્યંત સર્વ વસ્તુમાં અસ્તિ, ભાતિ ને પ્રિયરૂપ બ્રહ્મ રહેલું છે એમ નિશ્ચય કરવો. ગતિ ને સ્પર્શ એ વાયુનું અસાધારણરૂપ છે. પ્રકાશ અને દાહ એ અગ્નિનું અસાધારણરૂપ છે. પ્રવાહીપણું એ જલનું અને કઠણપણું એ પૃથિવીનું અસાધારણરૂપ છે. ઔષધી, અન્ન અને શરીરમાં રહેલાં અસાધારણરૂપોની પણ એવીજ રીતે કલ્પના કરવી. આ વિશ્વમાં અનેકપ્રકારે રહેલાં નામરૂપોમાં સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ એકજ છે એમાં કોઇનો મતભેદ સંભવતો નથી. પ્રતીત થનારાં નામરૂપો વાસ્તવિકસ્વરૂપવિનાનાં ને ઉત્પત્તિ નાશવાળાં છે. સમુદ્રમાં પરપોટાની પેઠે તે નામરૂપો બ્રહ્મમાં રહ્યાં છે એમ વિવેકદૃષ્ટિએ જોવું. સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી જ્ઞાની પોતાની મેળે ધીરેધીરે નામરૂપનો અનાદર કરવા લાગે છે. દ્વૈતના અનાદરનો વારંવાર અભ્યાસ કરવાથી બ્રહ્મજ્ઞાન સુદૃઢ થાય છે, અને તે બ્રહ્મજ્ઞાની જીવતા છતાં મુક્ત થાય છે. પછી તેમનું શરીર તેમના પ્રારબ્ધકર્મપ્રમાણે ભલે ગમે તે દેશમાં ગમે તે અવસ્થામા રહો.

અનાદિકાલથી પ્રવૃત્ત થયેલી દ્વૈતવાસના થોડા સમયના જ્ઞાનાભ્યાસથી નિવૃત્ત થવી સંભવિત નથી, માટે લાંબો સમય નિરંતર સત્કારપૂર્વક કરેલા બ્રહ્માભ્યાસવડે તેની નિવૃત્તિ કરવી જોઇએ. માટીમાં રહેલી શક્તિની પેઠે બ્રહ્મને આશરે રહેલી શક્તિ અનેક પદાર્થોને ઉત્પન્ન કરે છે. જીવની નિદ્રાશક્તિ જેમ ન ઘટે એવાં સ્વપ્નો ઉત્પન્ન કરે છે તેમ બ્રહ્મને આશરે રહેલી માયાશક્તિ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરે છે. કોઇ મનુષ્ય સ્વપ્નમાં આકાશમાં પોતાની ગતિ, કોઇ મનુષ્ય સ્વપ્નમાં પોતાના મસ્તકનું છેદન અને કોઇ મનુષ્ય સ્વપ્નમાં પોતાના મરી ગયેલા દીકરાનું દર્શન ઇત્યાદિ ઘણી જાગ્રતમાં ન સંભવી શકે એવી વાતો જુએ છે. સ્વપ્નાવસ્થામાં આ યોગ્ય છે, ને આ અયોગ્ય છે એવી વ્યવસ્થા કરી શકાતી નથી. તે વેલાએ જે જેમ દેખાય છે તે તેમ ઠીક છે એમ માનવું જોઇએ. જીવની નિદ્રાશક્તિનો જ્યારે આવો પ્રભાવ છે ત્યારે બ્રહ્મની માયાશક્તિનો ન ચિંતવી શકાય એવો પ્રભાવ હોય તેમાં કંઇ આશ્ચર્ય નથી. સૂતેલા મનુષ્યમાં નિદ્રા જેમ અનેકપ્રકારનાં સ્વપ્ન ઉત્પન્ન કરે છે તેમ માયા નિર્વિકાર, બ્રહ્મમા આકાશાદિ અનેક કાર્યો ઉત્પન્ન કરે છે. સર્વ કાર્યો ભૌતિક છતાં પણ પ્રાણીઓનાં અંતઃકરણોમાં ચેતનનું પ્રતિબિંબ પડે છે તેથી તે ચેતન કહેવાય છે, અને તેનાથી ભિન્ન પાષાણાદિ જડ કહેવાય છે. ચેતનમાં અને જડમાં બ્રહ્મનો સચ્ચિદાનંદસ્વભાવ સરખોજ હોય છે. લુગડામાં જેમ ચિત્રો હોય તેમ બ્રહ્મમાં નામરૂપો રહેલાં છે. પાણીમા મનુષ્ય પોતાનું નીચા મુખવાળું પ્રતિબિંબ જુએ તોપણ તેમાં તે સત્યપણાની બુદ્ધિ કરતો નથી, પણ કાંઠાઉપર રહેલા ઊંચા મોઢાવાળા સ્થૂલશરીરમા સત્યપણાની બુદ્ધિ કરે

છે. એવી રીતે મુમુક્ષુએ પ્રતીત થતા નામરૂપની ઉપેક્ષા કરીને તે નામરૂપમાં રહેલા સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું અનુસંધાન કરવું. મનુષ્ય જેમ મનોરાજ્યના પદાર્થોની ઉપેક્ષા કરે છે તેમ મુમુક્ષુએ જગતમાં પ્રતીત થતા નામરૂપની ઉપેક્ષા કરવી. મનોરાજ્ય જેમ ક્ષણભંગુર છે તેમ જગતના પદાર્થો પણ ક્ષણ-ભંગુર છે. જુવાનીમાં ગયેલી બાલ્યાવસ્થા આવી શકતી નથી, વૃદ્ધાવસ્થામાં ગયેલી જુવાની આવી શકતી નથી, મરેલા પિતા પુનઃ દેખી શકાતા નથી, અને ગયેલો દિવસ પણ પાછો આવતો નથી. ક્ષણભંગુર મનોરાજ્યમાં અને ક્ષણભંગુર વ્યાવહારિક પદાર્થોમાં વસ્તુતાએ કંઇ ફેર નથી. નામરૂપવાળું દ્વૈત દેખાતું હોય તોપણ તેમાં મુમુક્ષુએ સત્યપણાની બુદ્ધિ રાખવી નહિ. લૌકિક પદાર્થોની ઉપેક્ષા કરવાથી મુમુક્ષુની બુદ્ધિ બ્રહ્મચિંતનમાં વિઘ્નરહિત સુસ્થિર થાય છે. નાટકના પાત્રની પેઠે ઉપરછલી આસ્થા રાખીને જ્ઞાનીનો પ્રારબ્ધ-વ્યવહાર થઇ શકે છે. નદીના પાણીનો પ્રવાહ વેગથી ચાલતો હોય તોપણ તે નદીના નીચેના ભાગમાં પડેલી મોટી શિલા સ્થિર રહે છે તેમ જ્ઞાનીનું અંતઃકરણ પ્રારબ્ધકર્મને લીધે સંસારનું કામકાજ કરે તોપણ તેનો અવિકારી આત્મા કંઈ પણ ચલાયમાન થતો નથી. જેમ અવકાશરહિત દર્પણમાં ઘણા પદાર્થોથી ભરેલું આ મહાકાશ પ્રતીત થાય છે તેમ ચેતનઘન બ્રહ્મમાં અનેક પદાર્થોથી ભરેલું આ મહાકાશ પ્રતીત થાય છે. જેમ દર્પણને જોયા વિના તેમાં રહેલાં પ્રતિબિંબો જોવામા આવતાં નથી તેમ સચ્ચિદાનંદસ્વભાવવાળા બ્રહ્મના દર્શનવિના જગત્નો દેખાવ થવો સંભવિત નથી. આમ હોવાથી પહેલાં પ્રતીત થનાર સચ્ચિદાનંદ બ્રહ્મમાંજ મુમુક્ષુએ પોતાની બુદ્ધિને સ્થિર કરવી, તેને નામરૂપમાં જવા દેવી નહિ. બ્રહ્મ જગતરહિત સચ્ચિદાનંદરૂપ છે મુમુક્ષુજનો આ અદ્વૈત બ્રહ્મમાં લાંબો સમય વિશ્રાંતિ પામો. પ્રતીત થતું જગત્ મિથ્યા છે એમ લાંબો સમય ચિંતન કરવાથી મુમુક્ષુને અદ્વૈતાનંદની પ્રાપ્તિ થાય છે.

એ પ્રમાણે શ્રીમદ્ભારતીતીર્થસ્વામિવિરચિત પંચદશીના બ્રહ્માનંદમાં અદ્વૈતાનંદ એ નામના તેરમા પ્રકરણનો શ્રીમન્નાથશર્મવિરચિત સાર પૂરો થયો. ૧૩





# १४ ब्रह्मानंदे विद्यानंद ॥

## ટીકાકારકૃત મંગલ

### દોહરો

બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિથી, ત્રિવિધ દુઃખ દૂર થાય;
શાશ્વતી શાંતિ પમાય ને, પરમાનંદી થવાય    १

અધિકારભેદે આ બ્રહ્માનંદનામના ગ્રંથનાં પ્રથમનાં ત્રણ પ્રકરણોમાં બ્રહ્મરૂપ આનંદનો ઉપદેશ કર્યો. હવે આ ચોથા પ્રકરણમાં વિદ્યાનંદનું નિરૂપણ આરંભવાની ગ્રંથકાર પ્રતિજ્ઞા કરે છેઃ—

**योगेनात्मविवेकेन द्वैतमिथ्यात्वचिंतया ।**
**ब्रह्मानंदं पश्यतोऽथ विद्यानंदो निरूप्यते ॥ १ ॥**

अन्वयः-योगेन, आत्मविवेकेन [च] द्वैतमिथ्यात्वचिंतया ब्रह्मानंदं पश्यतः विद्यानंदः अथ निरूप्यते ॥

ચિત્તવૃત્તિને બ્રહ્મમાં જોડવારૂપ યોગવડે, આત્માના અને અનાત્માના વિવેકવડે તથા દ્વૈતના મિથ્યાપણાના ચિંતનવડે બ્રહ્માનંદનો અનુભવ કરનારા બ્રહ્મવેત્તાના વિદ્યાનંદનું ( બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિવડે તેમના અંતઃકરણમાં ઉપજતા આનંદનું ) હવે નિરૂપણ કરાય છે. १

હવે વિદ્યાનંદનું સ્વરૂપ તથા તેનાં પેટા ભેદ કહે છેઃ—

**विषयानंदवद्विद्यानंदो धीवृत्तिरूपकः ।**
**दुःखाभावादिरूपेण प्रोक्त एष चतुर्विधः ॥ २ ॥**

विषयानंदवत् विद्यानंदः धीवृत्तिरूपकः, एषः दुःखाभावादिरूपेण चतुर्विधः प्रोक्तः ॥

અનુકૂલ વિષયની પ્રાપ્તિવડે થનારો આનંદ જેમ બુદ્ધિની વૃત્તિરૂપ છે તેમ બ્રહ્મજ્ઞાનવડે થનારો આનંદ એટલે વિદ્યાનંદ પણ બુદ્ધિની વૃત્તિરૂપ છે. બ્રહ્મજ્ઞાનવડે ઉપજનારો આ આનંદ દુઃખાભાવાદિરૂપે શાસ્ત્રમાં ચાર પ્રકારનો કહ્યો છે. २

ઉપર જણાવેલા વિદ્યાનંદના ચાર પ્રકાર કહે છે:—

दुःखाभावश्च कामाप्तिः कृतकृत्योऽहमित्यसौ ।
प्राप्तप्राप्योऽहमित्येव चातुर्विध्यमुदाहृतम् ॥ ३ ॥

दुःखाभावः, कामाप्तिः, अहं कृतकृत्यः इति च असौ अहं प्राप्तप्राप्यः इति एव चातुर्विध्यं उदाहृतं [ अस्ति ] ॥

સર્વપ્રકારના દુઃખનો અભાવ, ઇચ્છિતની પ્રાપ્તિ, હું કૃતાર્થ થયો છું એવો નિશ્ચય અને હું પ્રાપ્ત કરવાયોગ્યને પ્રાપ્ત થયો છું એવો નિશ્ચય એમ વિદ્યાનંદનું ચાતુર્વિધ્યપણું શાસ્ત્રમાં કહેલુ છે. ૩

નિવૃત્ત કરવાયોગ્ય દુઃખના પ્રકાર કહે છે:—

ऐहिकं चामुष्मिकं चेत्येवं दुःखं द्विधेरितम् ।
निवृत्तिमैहिकस्याह बृहदारण्यकं वचः ॥ ४ ॥

ऐहिकं च आमुष्मिकं च इति एवं दुःखं द्विधा ईरितं [ अस्ति, ] बृहदारण्यकं वचः ऐहिकस्य निवृत्तिं आह ॥

આ લોકનું દુઃખ અને પરલોકનુ દુઃખ એમ શાસ્ત્રમાં દુઃખ બે પ્રકારનાં કહ્યા છે. બૃહદારણ્યકોપનિષદનુ વચન આત્મજ્ઞાનની પ્રાપ્તિવડે આ લોકના દુઃખની નિવૃત્તિને કહે છે. ૪

ઉપર જણાવેલા બૃહદારણ્યકોપનિષદના વચનને નીચેના શ્લોકરૂપે કહે છે:-

आत्मानं चेद्विजानीयादयमस्मीति पूरुषः ।
किमिच्छन्कस्य कामाय शरीरमनुसंज्वरेत् ॥ ५ ॥

पूरुषः आत्मानं अयं अस्मि इति विजानीयात् चेत् किं इच्छन् कस्य कामाय शरीरं अनुसंज्वरेत् ? ॥

પુરુષ પોતાના સચ્ચિદાનંદરૂપ આત્માને આ હુ છું એમ જો જાણે તો પછી તે કયા વિષયને ઇચ્છતો છતો કયા ભોક્તાને માટે શરીરની સાથે સંબધ રાખીને સંતાપ પામે ? ૫

આત્માના બે પ્રકારને અને જીવના સ્વરૂપને કહે છે:—

जीवात्मा परमात्मा चेत्यात्मा द्विविध ईरितः ।
चित्तादात्म्यात्त्रिभिर्देहैर्जीवः सन्भोक्तृतां व्रजेत् ॥ ६ ॥

जीवात्मा च परमात्मा इति आत्मा द्विविधः ईरितः [ अस्ति, ] त्रिभिः देहैः चित्तादात्म्यात् जीवः सन् भोक्तृतां व्रजेत् ॥

શાસ્ત્રમાં જીવાત્મા અને પરમાત્મા એમ આત્મા બે પ્રકારના કહ્યા છે. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ શરીરોની સાથે ચેતનના એકપણાની ભ્રાંતિથી તે ચેતન જીવરૂપ થઇને ભોક્તાપણાને પ્રાપ્ત થાય છે. ૬

હવે પરમાત્માનું સ્વરૂપ કહે છેઃ—

**परात्मा सच्चिदानंदस्तादात्म्यं नामरूपयोः ।**

**गत्वा भोग्यत्वमापन्नस्तद्विवेके तु नोभयम् ॥ ७ ॥**

परात्मा सच्चिदानंदः, नामरूपयोः तादात्म्यं गत्वा भोग्यत्वं आपन्नः, तद्विवेके तु उभयं न [ अस्ति ] ॥

પરમાત્મા સચ્ચિદાનંદરૂપ છે. અધિષ્ઠાનરૂપે રહેલા તે પરમાત્મા કલ્પિત નામની અને રૂપની સાથે એકપણાને પામીને ભોગ્યપણાને પ્રાપ્ત થયા છે. સ્થૂલાદિ ત્રણ શરીરોથી અને નામરૂપાત્મક જગતથી તે સચ્ચિદાનંદરૂપ પરમાત્મા (બ્રહ્મ) અત્યંત ભિન્ન છે એવું વિવેકજ્ઞાન થવાથી તે શુદ્ધચેતનમાં (બ્રહ્મમા) ભોક્તાપણું અને ભોગ્યપણું એ બને પ્રતીત થતાં નથી. ૭

ભોક્તાને માટે ભોગ્યને ઇચ્છવાથી સતાપ થાય છે તે સંતાપ આત્મામા નથી એમ કહે છે—

**भोग्यमिच्छन्भोक्तुरर्थे शरीरमनुसंज्वरेत् ।**

**ज्वरास्त्रिषु शरीरेषु स्थिता न त्वात्मनो ज्वराः ॥ ८ ॥**

भोक्तुः अर्थे भोग्यं इच्छन् शरीरं अनुसंज्वरेत्, ज्वराः त्रिषु शरीरेषु स्थिताः, तु ज्वराः आत्मनः न [ सन्ति ] ॥

ભોક્તાને માટે ભોગ્યને ઇચ્છનારો જીવ શરીરની સાથે એકપણાની ભ્રાતિથી સતાપ પામે છે. પ્રતિકૂલ પ્રતીત થતા સતાપો સ્થૂલાદિ ત્રણ શરીરોમાં રહેલા છે, પણ તે સતાપો આત્માના નથીજ. ૮

ત્રણ શરીરોમા રહેલા સંતાપો જણાવે છે—

**व्याधयो धातुवैषम्ये स्थूलदेहे स्थिता ज्वराः ।**

**कामक्रोधादयः सूक्ष्मे द्वयोर्बीजं तु कारणे ॥ ९ ॥**

धातुवैषम्ये [ ये ] व्याधयः [ ते ] स्थूलदेहे स्थिताः ज्वराः [ सन्ति, ] कामक्रोधादयः सूक्ष्मे [ स्थिताः, ] द्वयोः बीजं तु कारणे [ स्थितम् ] ॥

વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુના વિષમપણાથી પ્રાણીઓને જે રોગો થાય છે તે રોગો સ્થૂલદેહમા રહેલા સતાપો ( જ્વરો ) છે. કામ, ક્રોધ

અને લોભાદિ સૂક્ષ્મશરીરમાં રહેલા જ્વરો છે. ઉપર જણાવેલા બંને શરીરના જ્વરોનું બીજ (સંસ્કાર) તો કારણશરીરમાં રહેલું છે. ૯

બ્રહ્મવેત્તા અદ્વૈતાનંદનામના પ્રકરણમાં કહેલી રીતે બ્રહ્મથી જડને પૃથક્ કરીને પછી કોઇ પણ ભોગ્યને ઇચ્છતા નથી એમ જણાવે છેઃ—

**अद्वैतानंदमार्गेण परात्मनि विवेचिते ।**

**अपश्यन्वास्तवं भोग्यं किं नामेच्छेत्परात्मवित् ॥ १० ॥**

अद्वैतानंदमार्गेण परात्मनि विवेचिते [सति] भोग्यं वास्तवं अपश्यन् परात्मवित् किं नाम इच्छेत् ? ॥

આ બ્રહ્માનંદગ્રંથના ત્રીજા અધ્યાયરૂપ અદ્વૈતાનંદનામના પ્રકરણમાં જણાવેલા અદ્વૈતાનંદરૂપ બ્રહ્મના વિચારવડે માયાના કાર્યરૂપ નામરૂપથી પર સચ્ચિદાનંદરૂપ બ્રહ્મનું પૃથક્કરણ કરીને સર્વ દૃશ્ય મિથ્યા છે એવા નિશ્ચયવડે ભોગ્ય પદાર્થને સાચા નહિ જોનારા બ્રહ્મવેત્તા કયા પદાર્થની ઇચ્છા કરે ? અર્થાત્ તેઓ કોઇ મિથ્યા પદાર્થની ઇચ્છા ન કરે. ૧૦

જીવાત્માનું વાસ્તવિકસ્વરૂપ અવિકારી કૂટસ્થરૂપ છે એમ જાણવાથી કોઇ ભોક્તા રહેતો નથી એમ જણાવે છેઃ—

**आत्मानंदोक्तरीत्यास्मिन् जीवात्मन्यवधारिते ।**

**भोक्ता नैवास्ति कोऽप्यत्र शरीरे तु ज्वरः कुतः ॥ ११ ॥**

आत्मानंदोक्तरीत्या अस्मिन् जीवात्मनि अवधारिते [सति] अत्र शरीरे कः अपि भोक्ता न अस्ति एव, तु ज्वरः कुतः ? ॥

આત્માનંદનામના અધ્યાયમાં કહેલી રીતે આ જીવાત્માના વાસ્તવિકરૂપ કૂટસ્થનો દૃઢ નિશ્ચય કરવાથી આ શરીરમાં કોઇ પણ ભોક્તાજ રહેતો નથી, તોપછી જ્વર ક્યાંથીજ હોય ? ૧૧

હવે પારલૌકિક દુઃખને વા જ્વરને કહે છેઃ—

**पुण्यपापद्वये चिंता दुःखमामुष्मिकं भवेत् ।**

**प्रथमाध्याय एवोक्तं चिंता नैनं तपेदिति ॥ १२ ॥**

पुण्यपापद्वये [या] चिंता [तत् एव] आमुष्मिकं दुःखं भवेत्, एनं चिंता न तपेत् इति प्रथमाध्याये एव उक्तम् ॥

શુભકર્મરૂપ પુણ્ય અને અશુભકર્મરૂપ પાપ એ બેના સંબંધમાં મનુષ્યને જે ચિંતા થાય છે તેજ પરલોકસંબંધી દુઃખ કહેવાય છે. સર્વને બ્રહ્મરૂપ જોનારા આ બ્રહ્મવેત્તાને પુણ્યપાપની ચિંતા સંતાપ આપી શકતી નથી એમ આ બ્રહ્માનંદનામના ગ્રંથના પહેલા અધ્યાયમાંજ કહ્યું છે. ૧૨

બ્રહ્મવેત્તાને ક્રિયમાણકર્મનો સ્પર્શ થતો નથી એમ જણાવે છેઃ—

**यथा पुष्करपर्णेऽस्मिन्नपामश्लेषणं तथा ।**
**वेदनादूर्ध्वमागामिकर्मणोऽश्लेषणं बुधे ॥ १३ ॥**

यथा अस्मिन् पुष्करपर्णे अपां अश्लेषणं तथा बुधे वेदनात् ऊर्ध्वं आगामिकर्मणः अश्लेषणं [भवति] ॥

જેમ આ કમલના પાંદડાને જલનો સ્પર્શ થતો નથી તેમ બ્રહ્મવેત્તાને બ્રહ્મનો સાક્ષાત્કાર થયા પછી ક્રિયમાણકર્મનો સ્પર્શ થતો નથી. ૧૩

બ્રહ્મવેત્તાનાં સંચિતકર્મો બ્રહ્મજ્ઞાનથી બળી જાય છે એમ કહે છેઃ—

**इषीकातृणतूलस्य वह्निदाहः क्षणाद्यथा ।**
**तथा संचितकर्मास्य दग्धं भवति वेदनात् ॥ १४ ॥**

यथा इषीकातृणतूलस्य क्षणात् वह्निदाहः तथा अस्य संचितकर्म वेदनात् दग्धं भवति ॥

જેમ મુંજનામના ઘાસના શઠાઉપરના તૂલનો (ચમરીમાંના રૂજેવા ભાગનો) ક્ષણવારમા અગ્નિવડે દાહ થઇ જાય છે તેમ આ બ્રહ્મવેત્તાના સંચિતકર્મો બ્રહ્મના જ્ઞાનથી બળી જાય છે.

તેરમા શ્લોકમાં જણાવ્યા પ્રમાણે જ્ઞાનીને ક્રિયમાણકર્મનો સ્પર્શ થતો નથી, અને આ શ્લોકમા જણાવ્યા પ્રમાણે જ્ઞાનીનાં સંચિતકર્મો બળી જાય છે, તેથી તેમને બને પ્રકારના કર્મોના ફલોની ચિંતા રહેતી નથી. ૧૪

બ્રહ્મજ્ઞાનીના પ્રારબ્ધકર્મથી ભિન્ન બીજાં બે કર્મો બળી જાય [redacted] એમ ભગવદ્ગીતાનો શ્લોક નીચે આપીને સિદ્ધ કરે છેઃ—

**यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ १५ ॥**

अर्जुन ! यथा समिद्धः अग्निः एधांसि भस्मसात् कुरुते तथा ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात् कुरुते ॥

હે અર્જુન ! જેવી રીતે અત્યંત સળગેલો અગ્નિ સૂકા ઇધણાંઓને બાળીને ભસ્મ કરી નાખે છે તેવી રીતે બ્રહ્મજ્ઞાનરૂપ અગ્નિ પ્રારબ્ધકર્મથી ભિન્ન સર્વ કર્મોને બાળીને ભસ્મ કરી નાખે છે, અર્થાત્ તેમના સંચિત કર્મો બળી જાય છે, અને તેમને ક્રિયમાણકર્મનો સ્પર્શ થતો નથી. ૧૫

બ્રહ્મવેત્તાને ક્રિયમાણકર્મવડે બંધન થતું નથી એમ શ્રીમદ્ભગવદ્ગીતાનો શ્લોક નીચે આપીને નિશ્ચય કરે છે.—

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वापि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ १६ ॥

यस्य अहंकृतः भावः न, [च] यस्य बुद्धिः न लिप्यते, सः इमान् लोकान् हत्वा अपि न हन्ति [च] न निबध्यते ॥

જેને હું આ કર્મનો કર્તા છું એવું અભિમાન નથી, અને જેની બુદ્ધિ પ્રાપ્ત સુખદુઃખવડે હર્ષશોકરૂપ લેપ પામતી નથી તે ક્ષત્રિય પુરુષ ધર્મયુદ્ધ કરતાં વ્યાવહારિક રીતે આ લોકોનું હનન કરીને પણ પારમાર્થિક રીતે હનન કરતો નથી, અને અધોગતિરૂપ બંધનને પ્રાપ્ત થતો નથી. ૧૬

યોગ્ય પ્રસંગવશાત્ માતાના વધવડે અથવા તેમના અપમાનવડે કે પિતાના વધવડે અથવા તેમના અપમાનવડે વા બીજા કોઈ અશુભ જણાતા કર્મવડે બ્રહ્મવેત્તાની મુક્તિ નાશ પામતી નથી એવા ભાવની કૌષીતકિ-ઉપનિષદ્‌ની શ્રુતિને નીચેના શ્લોકમાં અર્થથી કહે છેઃ—

मातापित्रोर्वधः स्तेयं भ्रूणहत्यान्यदीदृशम् ।
न मुक्तिं नाशयेत्पापं मुखकांतिर्न नश्यति ॥ १७ ॥

मातापित्रोः वधः, स्तेयं, भ्रूणहत्या [च] ईदृशं अन्यत् पापं मुक्तिं न नाशयेत् [च] मुखकांतिः न नश्यति ॥

સ્વકર્તવ્યના પાલનરૂપે કરાયેલો માતાનો કે પિતાનો વધ, આપત્કાલમાં કરાયેલી અન્નાદિની ચોરી, ગર્ભપાત વા બાલકની હત્યા અને આવા પ્રકારનું બીજું પાપ બ્રહ્મવેત્તાની મુક્તિનો નાશ કરતું નથી, અને તેમના મુખઉપરની કાંતિ નાશ પામતી નથી, અર્થાત્ તેમના મુખઉપર શ્યામતા આવતી નથી. ૧૭

ઉપર પ્રમાણે દુઃખના અભાવરૂપ વિદ્યાનંદનું વર્ણન કરીને હવે ઇચ્છિતની પ્રાપ્તિરૂપ બીજા વિદ્યાનંદનું નિરૂપણ કરે છેઃ—

दुःखाभाववदेवास्य सर्वकामाप्तिरीरिता ।
सर्वान्कामानसावाप्त्वा ह्यमृतोऽभवदित्यतः ॥ १८ ॥

असौ सर्वान् कामान् आप्त्वा हि अमृतः अभवत् इति, अतः दुःखाभाववत् एव अस्य सर्वकामाप्तिः ईरिता ॥

આ બ્રહ્મવેત્તા સર્વે ઇચ્છિત ભોગોને પામીનેજ મરણરહિત થયા એવી રીતે શ્રુતિમાં કહ્યું છે, આ કારણથી લૌકિક અને પારલૌકિક દુઃખના અભાવની પેઠેજ આ બ્રહ્મવેત્તાને ઇચ્છિત ભોગોની પ્રાપ્તિ કહેલી છે. ૧૮

હવે બ્રહ્મવેત્તા ભક્ષણ કરતા છતા, ક્રીડા કરતા છતા તથા રમણ કરતા છતા પોતાના શરીરનું સ્મરણ કરતા નથી એ ભાવવાળી છાંદોગ્ય-ઉપનિષદ્ની શ્રુતિને નીચેના શ્લોકમાં અર્થથી કહે છેઃ—

जक्षन्क्रीडन्रतिं प्राप्तः स्त्रीभिर्यानैस्तथेतरैः ।
शरीरं न स्मरेत्प्राणः कर्मणा जीवयेदमुम् ॥ १९ ॥

जक्षन्, क्रीडन्, स्त्रीभिः, यानैः तथा इतरैः रतिं प्राप्तः शरीरं न स्मरेत्, प्राणः कर्मणा अमुं जीवयेत् ॥

પોતાના અધિકારપ્રમાણે ભક્ષણ કરતા છતા, અન્યની સાથે ક્રીડા કરતા છતા, સ્ત્રીઓવડે, વાહનોવડે અને બીજા જ્ઞાની, અજ્ઞાની ને મિત્રાદિવડે પ્રીતિ મેળવતા છતા બ્રહ્મવેત્તા પોતાના શરીરનું સ્મરણ કરતા નથી. તેમના શરીરમાં રહેલો પ્રાણ તેમના પ્રારબ્ધકર્મવડે તેમના શરીરને જીવાડે છે. ૧૯

તે બ્રહ્મવેત્તા સર્વ ભોગોને સાથે પામે છે એવા ભાવવાળી તૈત્તિરીયોપનિષદ્ની શ્રુતિને અર્થથી નીચેના શ્લોકમાં કહે છેઃ—

सर्वान्कामान्सहाप्नोति नान्यवज्जन्मकर्मभिः ॥
वर्तन्ते श्रोत्रिये भोगा युगपत् क्रमवर्जिताः ॥ २० ॥

सर्वान् कामान् सह आप्नोति, अन्यवत् जन्मकर्मभिः न, श्रोत्रिये भोगाः युगपत् क्रमवर्जिताः वर्तन्ते ॥

બ્રહ્મવેત્તા સર્વ ભોગોને એકસાથે પામે છે. બીજા અજ્ઞાની જનોની પેઠે જન્મોવડે અને કર્મોવડે તે ભોગોને પ્રાપ્ત થતા નથી. શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ પુરુષમાં સર્વે ભોગો એકસાથે ક્રમનો ત્યાગ કરીને રહે છે.

અજ્ઞાની મનુષ્ય તેના વર્તમાનજન્મવડે અને ભવિષ્યમાં થનારા જન્મવડે તથા શુભાશુભકર્મવડે ભોગોને ભોગવે છે, અને બ્રહ્મજ્ઞાની તો પોતાના વર્તમાનજન્મમાં ચક્રવર્તી રાજાથી માંડીને બ્રહ્મલોકસુધીનાં સુખોને એકસાથે ભોગવે છે, અને તેનાથી અધિક બ્રહ્માનંદનો લાભ પણ લે છે. બ્રહ્મજ્ઞાનીને પુનર્જન્મ ન હોવાથી તેમને બીજા જન્મવડે સુખ ભોગવવાનું રહેતું નથી. ૨૦

તૈત્તિરીય-ઉપનિષદ્માંની અને બૃહદારણ્યક-ઉપનિષદ્માંની આનંદનો વિચાર કરનારી શ્રુતિઓને અર્થથી નીચેના બે શ્લોકવડે કહે છેઃ—

युवा रूपी च विद्यावान् नीरोगो दृढचित्तवान् ।
सैन्योपेतः सर्वपृथ्वीं वित्तपूर्णां प्रपालयन् ॥ २१ ॥

सर्वैर्मानुष्यकैर्भोगैः संपन्नस्तृप्तभूमिपः।
यमानन्दमवाप्नोति ब्रह्मविच्च तमश्नुते ॥ २२ ॥

युवा, रूपी, विद्यावान्, नीरोगः, दृढचित्तवान्, सैन्योपेतः, वित्तपूर्णो सर्वपृथ्वीं मपालयन्, च सर्वैः मानुष्यकैः भोगैः संपन्नः तृप्तभूमिपः यं आनंदं अवाप्नोति तं ब्रह्मवित् च अश्नुते ॥

જુવાન, સારા રૂપવાળા, વિદ્વાન, રોગરહિત, દૃઢનિશ્ચયવાળા, યોગ્ય સેનાવાળા, ધનથી પરિપૂર્ણ સર્વપૃથિવીનું સારી રીતે પાલન કરનારા ને મનુષ્યલોકના સર્વ ભોગોવડે યુક્ત હોવાથી સંતોષ પામેલા રાજા જે સુખને પ્રાપ્ત થાય છે તે સુખને બ્રહ્મવેત્તા પણ પામે છે. ૨૧-૨૨

ચક્રવર્તી રાજાને અને બ્રહ્મવેત્તાને મર્ત્યલોકના વિષયની નિઃસ્પૃહતા સરખી હોવાથી તેમને તૃપ્તિ પણ સમાન થાય છે એમ કહે છેઃ—

मर्त्यभोगे द्वयोर्नास्ति कामस्तृप्तिरतः समा ।
भोगान्निष्कामतैकस्य परस्यापि विवेकतः ॥ २३ ॥

मर्त्यभोगे द्वयोः कामः न अस्ति, अतः तृप्तिः समा, एकस्य भोगात् निष्कामता, परस्य अपि विवेकतः ॥

મનુષ્યલોકના ભોગમાં ચક્રવર્તી રાજાને અને બ્રહ્મવેત્તાને તૃષ્ણા નથી, આથી તે બન્નેનો સંતોષ સમાન છે. એકને એટલે ચક્રવર્તી રાજાને ભોગથી તૃષ્ણારહિતપણું છે, અને બીજાને એટલે બ્રહ્મવેત્તાને પણ વિવેકથી-વિષયદોષદર્શનથી-તૃષ્ણારહિતપણું છે. ૨૩

બ્રહ્મવેત્તા વેદાદિ શાસ્ત્રોવડે વિષયોમાં રહેલા દોષોને જુએ છે તેથી તેમને વિષયો ભોગવવાની ઇચ્છા થતી નથી એવા ભાવનું જણાવે છેઃ—

श्रोत्रियत्वाद्वेदशास्त्रैर्भोगदोषानवेक्षते ।
राजा बृहद्रथो दोषांस्तान् गाथाभिरुदाहरत् ॥ २४ ॥

श्रोत्रियत्वात् वेदशास्त्रैः भोगदोषान् अवेक्षते, राजा बृहद्रथः तान् दोषान् गाथाभिः उदाहरत् ॥

વેદાદિ શાસ્ત્રના જ્ઞાતાપણાથી બ્રહ્મવેત્તા વેદોવડે અને શાસ્ત્રોવડે ભોગમાં રહેલા દોષોને સૂક્ષ્મદૃષ્ટિથી જુએ છે. બૃહદ્રથરાજા ભોગમાં રહેલા તે દોષોને મૈત્રાયણીશાખામાં ગાથાઓવડે (શ્લોકોવડે) કહેતા હવા. ૨૪

દેહાદિમાં રહેલા દોષોને જોવાથી રાજર્ષિ બૃહદ્રથની પેઠે વિવેકીને વિષયો ભોગવવાની ઇચ્છા થતી નથી એમ જણાવે છેઃ—

देहदोषांश्चित्तदोषान् भोग्यदोषाननेकशः ।
शुना वांते पायसे नो कामस्तद्वद्विवेकिनः ॥२५॥

[सः] देहदोषान्, चित्तदोषान् [च] अनेकशः भोग्यदोषान् [उदाहरत्,] [यथा] शुना वांते पायसे कामः नो [अस्ति] तद्वत् विवेकिनः ॥

તે બૃહદ્રથરાજા શ્રીશાકાયન્યમુનિપ્રતિ શરીરમાં રહેલા દોષોને, અંતઃકરણમાં રહેલા દોષોને અને ભોગ્યમાં-વિષયોમાં-રહેલા અનેકપ્રકારના દોષોને કહેતા હવા જેમ કુતરાએ વમન કરેલા દૂધપાકમાં કોઇ મનુષ્યની ઇચ્છા થતી નથી તેમ વિવેકીને દોષબહુલ વિષયો ભોગવવાની ઇચ્છા થતી નથી. ૨૫

ચક્રવર્તી રાજાના કરતા બ્રહ્મવેત્તાનુ અધિકપણુ નીચેના બે શ્લોકોવડે જણાવે છેઃ—

निष्कामत्वे समेऽप्यत्र राज्ञः साधनसंचये ।
दुःखमासीद्भाविनाशादेतिभीरनुवर्तते ॥ २६ ॥
नोभयं श्रोत्रियस्यातस्तदानंदोऽधिकोऽन्यतः ।
गंधर्वानंद आशास्ति राज्ञो नास्ति विवेकिनः ॥ २७ ॥

निष्कामत्वे समे अपि अत्र राज्ञः साधनसंचये दुःखं आसीत् [च] भाविनाशात् अतिभीः अनुवर्तते, श्रोत्रियस्य [इदं] उभयं न, अतः तदानंदः अन्यत अधिकः, राज्ञः गंधर्वानंदे आशा अस्ति, विवेकिनः न अस्ति ॥

આ લોકના ભોગમા રાજાનુ અને બ્રહ્મવેત્તાનુ તૃષ્ણારહિતપણુ સમાન છતા પણ અહીં ચક્રવર્તી રાજાને સાધનો એકત્ર કરવામા પૂર્વે દુઃખ થયુ હતું, અને તેના ભવિષ્યના નાશના વિચારથી તેના મનમાં અત્યત બીક રહ્યા કરે છે. બ્રહ્મવેત્તાને આ બને દુઃખ નથી, આ કારણથી બ્રહ્મવેત્તાનો આનંદ ચક્રવર્તી રાજાના આનદના કરતા અધિક છે વળી ચક્રવર્તી રાજાને મનુષ્યગંધર્વના આનદમા તૃષ્ણા છે, પણ બ્રહ્મવેત્તાને મનુષ્યગધર્વના આનદમા તૃષ્ણા નથી. ૨૬-૨૭

નીચેના બે શ્લોકોમા મનુષ્યગધર્વનુ અને દેવગંધર્વનુ સ્વરૂપ કહે છેઃ—

अस्मिन्कल्पे मनुष्यः सन्पुण्यपाकविशेषतः।
गंधर्वत्वं समापन्नो मर्त्यगंधर्व उच्यते ॥ २८ ॥

૧ અહીં કોઇ ગ્રથમા इति भीरनुवर्तते (એવી બીક અનુપ્રવેશ પામીને રહે છે) એવો પાઠ જોવામા આવે છે

पूर्वकल्पे कृतात्पुण्यात्कल्पादावेव चेद्भवेत् ।
गंधर्वत्वं तादृशोऽत्र देवगंधर्व उच्यते ॥ २९ ॥

अस्मिन् कल्पे मनुष्यः सन् पुण्यपाकविशेषतः गंधर्वत्वं समापन्नः मर्त्यगंधर्वः उच्यते, पूर्वकल्पे कृतात् पुण्यात् कल्पादौ एव गंधर्वत्वं भवेत् चेत् [ तर्हि ] तादृशः अत्र देवगंधर्वः उच्यते ॥

આ કલ્પમાં ( બ્રહ્માના દિવસમાં ) મનુષ્ય હોઈને અમુક પ્રકારના પુણ્યકર્મના પરિપાકથી જે આ કલ્પમાં દેવના ગવૈયાપણાને એટલે ગંધર્વપણાને પામ્યા હોય તે મનુષ્યગંધર્વ કહેવાય છે, અને પૂર્વકલ્પમાં કરેલા પુણ્યકર્મના પરિપાકથી વર્તમાનકલ્પના આરંભમાંજ જે ગંધર્વપણાને પામ્યા હોય તો તેવા પ્રકારના ગંધર્વને શાસ્ત્રમાં દેવગંધર્વ કહેવામાં આવે છે. ૨૮-૨૯

પિતૃઓના અને આજાનદેવોના સ્વરૂપને નીચેના શ્લોકમાં જણાવે છે:—

अग्निष्वात्तादयो लोके पितरश्चिरवासिनः ।
कल्पादावेव देवत्वं गता आजानदेवताः ॥ ३० ॥

लोके चिरवासिनः अग्निष्वात्तादयः पितरः, कल्पादौ एव देवत्वं गताः आजनदेवताः ॥

પિતૃલોકમાં ( અંતરિક્ષમાં ) લાંબો સમય નિવાસ કરનારા અગ્નિષ્વાત્તાદિક પિતૃઓ કહેવાય છે, અને કોઈ પણ કલ્પના આરંભમાંજ જેઓ દેવપણાને પામેલા હોય તેઓ આજાનદેવો કહેવાય છે ૩૦

નીચેના શ્લોકમાં કર્મદેવોનું સ્વરૂપ કહે છે:—

अस्मिन्कल्पेऽश्वमेधादि कर्म कृत्वा महत्पदम् ।
अवाप्याजानदेवैर्याः पूज्यास्ताः कर्मदेवताः ॥ ३१ ॥

अस्मिन् कल्पे अश्वमेधादि कर्म कृत्वा महत्पदं अवाप्य आजानदेवैः याः पूज्याः ताः कर्मदेवताः ॥

આ કલ્પમાં અશ્વમેધાદિ વેદોક્ત શુભકર્મ કરીને મોટા પદને પામીને આજાનદેવોવડે જેઓ પૂજવાયોગ્ય થયા છે તેઓ કર્મદેવતા કહેવાય છે. ૩૧

હવે મુખ્યદેવાદિના સ્વરૂપને કહે છે:—

यमादिमुख्या देवाः स्युर्ज्ञाताविंद्रबृहस्पती ।
प्रजापतिर्विराट् प्रोक्तो ब्रह्मा सूत्रात्मनामकः ॥ ३२ ॥

यमादिमुख्याः देवाः स्युः, इंद्रबृहस्पती ज्ञातौ, प्रजापतिः विराट् प्रोक्तः [च] ब्रह्मा सूत्रात्मनामकः [अस्ति] ॥

- યમ અને અગ્નિ આદિ જેમા મુખ્ય છે એવા દેવો તે મુખ્યદેવો છે. દેવોના રાજા ઇંદ્ર અને તેમના પુરોહિત બૃહસ્પતિ એ બંને શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે. પ્રજાપતિને શાસ્ત્રમા વિરાટ્ કહ્યા છે, અને બ્રહ્મા સૂત્રાત્મનામવાળા છે. ૩૨

ચક્રવર્તી રાજાથી માડીને બ્રહ્માસુધીનો જે આનંદ પુણ્યવાન્ મનુષ્યને પ્રાપ્ત થાય છે તે આનદના કરતા આત્માનંદ શ્રેષ્ઠ છે એમ જણાવે છે.—

सार्वभौमादिसूत्रांता उत्तरोत्तरकामिनः ।
अवाङ्मनसगम्योऽयमात्मानंदस्ततः परः ॥ ३३ ॥

सार्वभौमादिसूत्रांताः उत्तरोत्तरकामिनः [सन्ति, किंतु] अयं आत्मानंदः अवाङ्मनसगम्यः ततः परः [अस्ति] ॥

ચક્રવર્તી રાજાથી માડીને બ્રહ્મા એટલે સૂત્રાત્માપર્યંત સર્વે ઉત્તરોત્તરની એટલે પોતપોતાના પદકરતા ચઢતા પદની ઇચ્છા કરનારા છે, પરતુ આ આત્મસ્વરૂપભૂત આનદ જે વાણીના અને મનના અવિષયભૂત છે તે તો પૂર્વે જણાવેલા સર્વે આનદોના કરતા શ્રેષ્ઠ છે ૩૩

ઉપર જણાવેલા સર્વે આનદો બ્રહ્મવેત્તામા શા કારણથી હોય છે તે જણાવે છે —

तैस्तैः काम्येषु सर्वेषु सुखेषु श्रोत्रियो यतः ।
निःस्पृहस्तेन सर्वेषामानंदाः संति तस्य ते ॥ ३४ ॥

यतः श्रोत्रियः तैः तैः काम्येषु सर्वेषु सुखेषु निःस्पृहः तेन तस्य ते सर्वेषां आनदाः सन्ति ॥

જે કારણથી વેદાદિ શાસ્ત્રને જાણનારા બ્રહ્મવેત્તા તે તે ચક્રવર્તી રાજા આદિવડે ઇચ્છવામા આવતા સર્વસુખોમા તૃષ્ણારહિત છે તે કારણથી તે બ્રહ્મવેત્તાને તે સર્વેના સુખો પ્રાપ્ત હોય છે ૩૪

બ્રહ્મજ્ઞાનીને એક રીતે સર્વ ભોગોની પ્રાપ્તિ કહીને હવે બીજી રીતે તેમને સર્વ ભોગોની પ્રાપ્તિ જણાવે છે —

सर्वकामाप्तिरेषोक्ता यद्वा साक्षिचिदात्मना ।
स्वदेहवत्सर्वदेहेष्वपि भोगानवेक्षते ॥ ३५ ॥

एषा सर्वकामाप्तिः उक्ता, यद्वा साक्षिचिदात्मना स्वदेहवत् सर्वदेहेषु अपि भोगान् अवेक्षते ॥

બ્રહ્મવેત્તાને આ સર્વ ભોગોની એક પ્રકારે પ્રાપ્તિ કહી, હવે બીજે પ્રકારે ભોગોની પ્રાપ્તિ કહે છે, અથવા બ્રહ્મવેત્તા સાક્ષિચૈતન્યરૂપે પોતાના શરીરની પેઠે અન્ય સર્વ શરીરોમાં તેમના ભોગોને જુએ છે, તેથી સર્વ પ્રાણીઓના આનંદોની તેમને અર્થથી પ્રાપ્તિ હોય છે. ૩૫

અજ્ઞાનીને સર્વ આનંદોની પ્રાપ્તિ થતી નથી તેનું કારણ બતાવે છેઃ—

अज्ञस्याप्येतदस्त्येव न तु तृप्तिरबोधतः ।
यो वेद सोऽश्नुते सर्वान्कामानित्यब्रवीच्छ्रुतिः ॥ ३६ ॥

अज्ञस्य अपि एतत् अस्ति एव, तु अबोधतः तृप्तिः न [अस्ति,] श्रुतिः "यः वेद सः सर्वान् कामान् अश्नुते" इति अब्रवीत् ॥

અજ્ઞાની મનુષ્યને પણ આ આનંદની પ્રાપ્તિ હોય છેજ એમ જો તમે કહો તો તેના ઉત્તરમા અમે કહીએ છીએ કે તે અજ્ઞાનીને સર્વના સાક્ષિરૂપ પોતાના આત્માનુ જ્ઞાન ન હોવાથી તૃપ્તિ થતી નથી, અર્થાત્ સર્વ પ્રાણીઓના આનંદોનો હુ સાક્ષી છુ એવા જ્ઞાનના અભાવથી તેને સર્વ આનંદોની પ્રાપ્તિ અને નિરતિશયતૃપ્તિ થતા નથી, તૈત્તિરીયશ્રુતિ પણ "જે પાચ કોશોરૂપ ગુફામા ગૂઢરૂપે રહેલા બ્રહ્મને સ્પષ્ટરીતે જાણે છે તે પુરુષ સર્વે ભોગોને પામે છે" એમ કહે છે ૩૬

હવે સર્વ સુખની પ્રાપ્તિનો ત્રીજો પ્રકાર કહે છે —

यद्वा सर्वात्मता स्वस्य साम्ना गायति सर्वदा ।
अहमन्नं तथान्नादश्चेति साम ह्यधीयते ॥ ३७ ॥

यद्वा स्वस्य सर्वात्मता साम्ना सर्वदा गायति—"अहं अन्नं तथा च अन्नादः" इति हि साम अधीयते ॥

અથવા તે બ્રહ્મવેત્તા પોતાના સર્વાત્મપણાને નીચે જણાવેલા સામવેદના મંત્રવડે સર્વદા ગાય છે, અને પરમાનંદી રહે છે.—"હું ભોગ્ય છુ, તથા હુ ભોક્તા છુ," અર્થાત ભોગ્ય અને ભોક્તા મારા પરમાનંદસ્વરૂપમાં કલ્પિત છે એવી રીતે સામવેદનો પ્રસિદ્ધ મંત્ર ભણે છે. ૩૭.

કૃ.આભાવને અને ઇચ્છિતની પ્રાપ્તિને કહીને હવે અન્ય કહેવાના વિષયની પ્રતિજ્ઞા કરે છેઃ—

दुःखाभावश्च कामाप्तिरुभे ह्येवं निरूपिते ।
कृतकृत्यत्वमन्यच्च प्राप्तप्राप्यत्वमीक्षताम् ॥ ३८ ॥

एवं दुःखाभावः च कामाप्तिः [इति] उभे हि निरूपिते, अन्यत् कृतकृत्यत्वं च प्राप्तप्राप्यत्वं ईक्षताम् ॥

એવી રીતે આ લોકના ને પરલોકના દુ:ખનો અભાવ તથા સર્વ ભોગની પ્રાપ્તિ બ્રહ્મવેત્તાને થાય છે એ બનેનુ વર્ણન કર્યું હવે બીજું જે કૃતાર્થપણું અને પ્રાપ્તપ્રાપ્યપણું છે તે જુઓ, અર્થાત પાછળ તૃપ્તિદીપમા વર્ણવ્યા છે તેનુ અવલોકન કરો ૩૮

તે બને તૃપ્તિદીપમા અમે વર્ણવેલા છે એમ ગ્રંથકારશ્રી કહે છે:—

उभयं तृप्तिदीपे हि सम्यगस्माभिरीरितम् ।
त एवात्रानुसंधेयाः श्लोका बुद्धिविशुद्धये ॥ ३९ ॥

अस्माभिः उभयं तृप्तिदीपे सम्यक् ईरितं हि, बुद्धिविशुद्धये ते एव श्लोकाः अत्र अनुसंधेयाः ॥

અમે તે બનેને તૃપ્તિદીપનામના સાતમા પ્રકરણમા સારી રીતે કહેલાં છેજ. પોતાના અંત:કરણની અત્યતશુદ્ધિમાટે તે પ્રસિદ્ધ શ્લોકોનુ અહીં મુમુક્ષુએ અનુસધાન કરવુ યોગ્ય છે ૩૯

પૂર્વે કહેલા તે અઢાર શ્લોકો ક્રમથી નીચે પ્રમાણે છે—

ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै मुक्तेश्च सिद्धये ।
बहुकृत्यं पुरास्याभूत्तत्सर्वमधुना कृतम् ॥ ४० ॥

पुरा ऐहिकामुष्मिकव्रातसिद्ध्यै च मुक्तेः सिद्धये अस्य बहुकृत्यं अभूत्, अधुना तत् सर्वं कृतम् ॥

બ્રહ્મસાક્ષાત્કાર થયા પૂર્વે આ લોકના અને પરલોકના સુખના સમૂહની સિદ્ધિમાટે અને મુક્તિની પ્રાપ્તિમાટે આ જ્ઞાનીને ઘણું કર્તવ્ય હતું, પણ હમણા બ્રહ્મસાક્ષાત્કાર થવાથી તે સર્વ કરેલુ થયુ, અર્થાત હવે તેમને તે માટે કાંઇ પણ કર્તવ્ય રહ્યુ નથી ૪૦

तदेतत्कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरम् ।
अनुसंदधदेवायमेवं तृप्यति नित्यशः ॥ ४१ ॥

तद् एतत् कृतकृत्यत्वं प्रतियोगिपुरःसरं अनुसंदधत् एव अयं नित्यशः एवं तृप्यति ॥

તે આ કૃતકૃત્યપણાને તેના વિરોધી કર્તવ્યસહિત અનુસંધાન કરતો છતાજ આ બ્રહ્મવેત્તા નિરંતર આવી રીતે સંતોષ પામે છે. ૪૧



दुःखिनोऽज्ञाः संसरन्तु कामं पुत्राद्यपेक्षया ।
परमानंदपूर्णोऽहं संसरामि किमिच्छया ॥ ४२ ॥

अज्ञाः पुत्राद्यपेक्षया दुःखिनः कामं संसरन्तु, अहं परमानंदपूर्णः किमिच्छया संसरामि ? ॥

અજ્ઞાની મનુષ્યો પુત્રાદિની તૃષ્ણાવડે દુઃખી થઇને તેમની ઇચ્છામાં આવે તેમ ભલે સંસારમાં ભટકો, હું પરમાનંદથી પરિપૂર્ણ છું તે કયા વિષયની તૃષ્ણાવડે આ સંસારમાં ભટકું ? ૪૨

अनुतिष्ठंतु कर्माणि परलोकयियासवः ।
सर्वलोकात्मकः कस्मादनुतिष्ठामि किं कथम् ॥ ४३ ॥

परलोकयियासवः कर्माणि अनुतिष्ठंतु, सर्वलोकात्मकः [ अहं ] कस्मात् कथं किं अनुतिष्ठामि ? ॥

સ્વર્ગાદિ લોકરૂપ પરલોકમાં જવાની ઇચ્છાવાળાઓ સ્વર્ગાદિની પ્રાપ્તિ કરાવનારાં શાસ્ત્રોક્ત કર્મોનું ભલે અનુષ્ઠાન કરો, સર્વલોકસ્વરૂપ એવો હું શા કારણથી કેવી રીતે કયાં કર્મોનુ અનુષ્ઠાન કરું ? અર્થાત્ મારે સ્વર્ગાદિને પ્રાપ્ત કરાવનારાં કર્મોનું અનુષ્ઠાન કરવાની કાંઇ અગત્ય નથી. ૪૩

व्याचक्षतां ते शास्त्राणि वेदानध्यापयन्तु वा ।
येऽत्राधिकारिणो मे तु नाधिकारोऽक्रियत्वतः ॥ ४४ ॥

ये अत्र अधिकारिणः [ सन्ति ] ते शास्त्राणि व्याचक्षतां वा वेदान् अध्यापयन्तु, मे तु अक्रियत्वतः अधिकारः न [ अस्ति ] ॥

જે આચાર્યાદિ બીજાઓના કલ્યાણમાટે શાસ્ત્રોનું વ્યાખ્યાન સંભળાવવાના અને વેદોનું અધ્યયન કરાવવાના અધિકારી હોય તેઓ ભલે શાસ્ત્રોનું વ્યાખ્યાન કરે, અથવા વેદોનું અધ્યયન કરાવે, પણ મને તો અક્રિયપણાથી તે બને કર્મ કરવાનો અધિકાર નથી. ૪૪

निद्राभिक्षे स्नानशौचे नेच्छामि न करोमि च ।
द्रष्टारः कल्पयंति चेत् किं मे स्यादन्यकल्पनात् ॥ ४५ ॥

[ अहं ] निद्राभिक्षे स्नानशौचे न इच्छामि च न करोमि, द्रष्टारः चेत् कल्पयंति अन्यकल्पनात् मे किं स्यात् ? ॥

હું નિદ્રા અને ભિક્ષા તથા સ્નાન અને શૌચ ઇચ્છતો નથી, અને કરતો પણ નથી, જોનારાઓ જો મારે વિષે તે ક્રિયાઓ કલ્પે છે તો તે અન્યની કલ્પનાથી મને શું થાય ? અર્થાત્ તેમની કલ્પનાથી હું તે ક્રિયા કરનારો શી રીતે થઉં નજ થઉં. ૪૫

गुंजापुंजादि दह्येत नान्यारोपितवह्निना ।
नान्यारोपितसंसारधर्मानेवमहं भजे ॥ ४६ ॥

[ यथा ] अन्यारोपितवह्निना गुंजापुंजादि न दह्येत, एवं अहं अन्यारोपितसंसारधर्मान् न भजे ॥

જેમ વાંદરા વગેરેએ રાતી ચણોઠીના ઢગલામાં કે ગેરૂમાં કે બીજા કોઇ રાતા પદાર્થોમાં આરોપ કરેલા અગ્નિવડે તે ચણોઠીનો ઢગલો કે ગેરૂ આદિ કોઇને બાળતાં નથી તેમ હું સચ્ચિદાનંદરૂપ આત્મા બીજાઓએ મારામાં આરોપેલા સંસારના ધર્મોને વસ્તુતાએ સેવતો નથી. ૪૬

शृण्वंत्वज्ञाततत्त्वास्ते जानन्कस्माच्छृणोम्यहम् ।
मन्यंतां संशयापन्ना न मन्येऽहमसंशयः ॥ ४७ ॥

[ ये ] अज्ञाततत्त्वाः ते शृण्वंतु, अहं [तु] जानन् [ सन् ] कस्मात् शृणोमि ? संशयापन्नाः मन्यंतां, अहं असंशयः न मन्ये ॥

જેમણે બ્રહ્મસ્વરૂપને જાણ્યું નથી તેઓ ભલે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરે, હું બ્રહ્મસ્વરૂપને જાણતો છતો શામાટે વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરું ? જેઓ અદ્વૈત બ્રહ્માદિના સ્વરૂપમાં સંશય પામેલા છે તેઓ ભલે વેદાંતશાસ્ત્રે ઉપદેશેલા વેદાંતતત્ત્વનું મનન કરે, પણ હું બ્રહ્મના સ્વરૂપમાં, આત્માના સ્વરૂપમાં અને મોક્ષના સ્વરૂપમાં સંશયવાળો નથી તેથી હું મનન કરતો નથી. ૪૭

विपर्यस्तो निदिध्यासेत् किं ध्यानमविपर्यये ।
देहात्मत्वविपर्यासं न कदाचिद्भजाम्यहम् ॥ ४८ ॥

विपर्यस्तः निदिध्यासेत्, अविपर्यये ध्यानं किं ? अहं देहात्मत्वविपर्यासं कदाचित् न भजामि ॥

દેહાદિમાં આત્માની બુદ્ધિવાળા અને જગતમાં સત્યપણાની બુદ્ધિવાળા

ભલે બ્રહ્મનું ધ્યાન વા બ્રહ્મવિચાર કરે, મારામાં એ વિપર્યય ન હોવાથી મને ધ્યાન શું હોય ? હું શરીરમાં આત્મપણાની ભ્રાંતિને કોઈ પણ વેલા સેવતો નથી. ૪૮

अहं मनुष्य इत्यादि व्यवहारो विनाप्यमुम् ।
विपर्यासं चिराभ्यस्तवासनातोऽवकल्पते ॥ ४९ ॥

अहं मनुष्यः इत्यादि व्यवहारः अमुं विपर्यासं विना अपि चिराभ्यस्तवासनातः अवकल्पते ॥

હું મનુષ્ય છું ઇત્યાદિ વ્યવહાર આ ઉપર જણાવેલા વિપરીતજ્ઞાનવિના પણ તેની લાંબો કાલ અભ્યાસ કરેલી વાસનાથી થઇ શકે છે. ૪૯

आरब्धकर्मणि क्षीणे व्यवहारो निवर्तते ।
कर्माक्षये त्वसौ नैव शाम्येद्ध्यानसहस्रतः ॥ ५० ॥

आरब्धकर्मणि क्षीणे [सति] व्यवहारः निवर्तते, तु कर्माक्षये असौ ध्यानसहस्रतः न शाम्येत् एव ॥

પ્રારબ્ધકર્મ ક્ષીણ થવાથી મનુષ્યનો વ્યવહાર નિવૃત્ત થાય છે, પણ પ્રારબ્ધકર્મનો ક્ષય થયા વિના આ વ્યવહાર હજારો ધ્યાનથી પણ શાંત થાય નહિજ. ૫૦

विरलत्वं व्यवहृतेरिष्टं चेद्ध्यानमस्तु ते ।
अबाधिकां व्यवहृतिं पश्यन्ध्यायाम्यहं कुतः ॥ ५१ ॥

व्यवहृतेः विरलत्वं चेत् इष्टं ते ध्यानं अस्तु, अहं व्यवहृतिं अबाधिकां पश्यन् कुतः ध्यायामि ? ॥

વ્યવહારનું વિરલપણું જો તમને ઇષ્ટ હોય તો ભલે તમને બ્રહ્મધ્યાન હો, હું શાસ્ત્રીયદૃષ્ટિવડે પ્રાપ્તવ્યવહારને આત્મજ્ઞાનનો બાધ કરનારો નહિ અનુભવતો છતો શામાટે બ્રહ્મધ્યાન કરું ? ૫૧

विक्षेपो नास्ति यस्मान्मे न समाधिस्ततो मम ।
विक्षेपो वा समाधिर्वा मनसः स्याद्विकारिणः ॥ ५२ ॥

यस्मात् मे विक्षेपः न अस्ति ततः मम समाधिः न, विक्षेपः वा समाधिः वा विकारिणः मनसः स्यात् ॥

જેથી મારા અપરિણામી આત્મસ્વરૂપમાં વિક્ષેપ નથી તેથી મને સમાધિ

પણ નથી. મનની ચંચલતારૂપ વિક્ષેપ અને મનની સ્થિરતારૂપ સમાધિ તો વિકાર પામનારા મનનાં છે. (મનના ધર્મરૂપ છે.) આત્માનાં (આત્માના સ્વભાવરૂપ) નથી. ૫૨

नित्यानुभवरूपस्य को मे वाऽनुभवः पृथक् ।
कृतं कृत्यं प्रापणीयं प्राप्तमित्येव निश्चयः ॥ ५३ ॥

नित्यानुभवरूपस्य मे वा पृथक् अनुभवः कः ? कृत्यं कृतं, प्रापणीयं प्राप्तं इति एव निश्चयः [ अस्ति ] ॥

હું જે સ્વભાવથીજ નિત્યાનુભવરૂપ છુ તે મારો મારાથી ભિન્ન અનુભવ કયો છે ? અર્થાત્ મારા જ્ઞાનસ્વરૂપથી ભિન્ન બીજો કોઇ પણ અનુભવ નથી. મેં મારા હિતમાટે કરવાયોગ્ય સર્વ કર્યું છે, અને મારે પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ મેં પ્રાપ્ત કર્યું છે એવોજ મારો દૃઢ નિશ્ચય છે. ૫૩

व्यवहारो लौकिको वा शास्त्रीयो वाऽन्यथापि वा ।
ममाकर्तुरलेपस्य यथारब्धं प्रवर्तताम् ॥ ५४ ॥

अकर्तुः अलेपस्य मम लौकिकः वा शास्त्रीयः वा अन्यथा अपि वा व्यवहारः यथारब्धं प्रवर्तताम् ॥

અકર્તાસ્વભાવવાળા અને નિર્લેપસ્વભાવવાળા મારો ભોજનાદિ તથા કૃષિ આદિ લૌકિકવ્યવહાર વા સ્વાધ્યાયજપાદિ શાસ્ત્રીયવ્યવહાર વા બીજા પ્રકારનો કોઇ વ્યવહાર પણ જેમ મારું પ્રારબ્ધકર્મ હોય તેમ ભલે થાઓ, એમાં મને લગારે હર્ષશોક નથી. ૫૪

अथवा कृतकृत्योऽपि लोकानुग्रहकाम्यया ।
शास्त्रीयेणैव मार्गेण वर्तेऽहं का मम क्षतिः ॥ ५५ ॥

अथवा अहं कृतकृत्यः अपि लोकानुग्रहकाम्यया शास्त्रीयेण मार्गेण एव वर्ते [ तथा च ] मम का क्षतिः ? ॥

અથવા આત્મજ્ઞાનવડે હુ કૃતકૃત્ય છતાં પણ જો લોકના ઉપર અનુગ્રહ કરવાની ઇચ્છાવડે શાસ્ત્રીય માર્ગેજ વર્તું તો તેમાં પણ મારી શી હાનિ છે? કાંઇ હાનિ નથી. ૫૫

देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां वपुः ।
तारं जपतु वाक् तद्वत्पठत्वाम्नायमस्तकम् ॥ ५६ ॥

वपुः देवार्चनस्नानशौचभिक्षादौ वर्ततां, तद्वत् वाक् तारं जपतु [वा] आम्नाय-मस्तकं पठतु ॥

અન્યને પ્રતીત થતું મારું સ્થૂલશરીર હરહરિરૂપ દેવની પૂજા, સ્નાન, શૌચ અને ભિક્ષા આદિમાં ભલે પ્રવૃત્તિ કરો, તેમ વાણી ભલે પ્રણવનો જપ કરો, વા વેદના મસ્તકરૂપ ઉપનિષદ્‌નો ભલે પાઠ કરો. ૫૬

विष्णुं ध्यायतु धीर्यद्वा ब्रह्मानंदे विलीयताम् ।
साक्ष्यहं किंचिदप्यत्र न कुर्वे नापि कारये ॥ ५७ ॥

यद्वा धीः विष्णुं ध्यायतु, [ वा ] ब्रह्मानंदे विलीयताम्, अहं साक्षी अत्र किंचित् अपि न कुर्वे न अपि कारये ॥

અથવા બુદ્ધિ સર્વવ્યાપક પરમાત્માનું ધ્યાન કરો, કિંવા તે બ્રહ્માનંદમાં વિલીન થાઓ, હું સાક્ષી પોતે અહીં કાંઇ પણ કર્મ કરતો નથી, અને આજ્ઞા કે પ્રેરણા કરીને કોઇની પાસે કાંઇ પણ કર્મ કરાવતો પણ નથી. ૫૭

કૃતકૃત્યપણાવડે અને પ્રાપ્તપ્રાપ્યપણાવડે પરમસંતોષ પામેલા તે બ્રહ્મ-વેત્તા હવે પછી કહેવાશે તેમ સર્વદા માને છે એમ જણાવે છેઃ—

कृतकृत्यतया तृप्तः प्राप्तप्राप्यतया पुनः ।
तृप्यन्नेवं स्वमनसा मन्यतेऽसौ निरंतरम् ॥ ५८ ॥

कृतकृत्यतया पुनः प्राप्तप्राप्यतया तृप्तः असौ तृप्यन् स्वमनसा निरंतरं एवं मन्यते ॥

કૃતકૃત્યપણાવડે અને પ્રાપ્તપ્રાપ્યપણાવડે સંતોષ પામેલા આ બ્રહ્મવેત્તા સંતોષ પામતા છતા પોતાના મનવડે નિરંતર આવી રીતે ( નીચેના છ શ્લોક-માં જણાવેલી રીતે ) માને છે. ૫૮

તે બ્રહ્મવેત્તા નીચેના છ શ્લોકમાં જણાવેલી રીતે પોતાને કૃતાર્થ માને એમ જણાવે છેઃ—

धन्योऽहं धन्योऽहं स्वात्मानं नित्यमंजसा वेद्मि ।
धन्योऽहं धन्योऽहं ब्रह्मानंदो विभाति मे स्पष्टम् ॥ ५९ ॥

[अहं] स्वात्मानं नित्यं अंजसा वेद्मि, [अतः] अहं धन्यः [अस्मि,] अहं धन्यः [अस्मि,] मे ब्रह्मानंदः स्पष्टं विभाति [अतः] अहं धन्यः [अस्मि] अहं धन्यः [अस्मि]॥

હું મારા આત્માને નિરંતર યથાર્થરીતે જાણું છું તેથી હું કૃતાર્થ છું, હું

કૃતાર્થ છું. મને બ્રહ્મસ્વરૂપભૂત આનંદ સ્પષ્ટ પ્રતીત થાય છે તેથી હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું. ૫૯

धन्योऽहं धन्योऽहं दुःखं सांसारिकं न वीक्षेऽद्य।
धन्योऽहं धन्योऽहं स्वस्याज्ञानं पलायितं क्वापि ॥ ६० ॥

अद्य सांसारिकं दुःखं न वीक्षे [अतः] अहं धन्यः, अहं धन्यः, स्वस्य अज्ञानं क्व अपि पलायितं [अतः] अहं धन्यः, अहं धन्यः ॥

આજ હું સંસારસંબંધી ત્રિતાપને મારા પરમાનંદસ્વરૂપમાં જોતો નથી તેથી હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું, મારું પોતાનું અનાદિ ને વિવિધ દુઃખ ઉપજાવનાર અજ્ઞાન આત્મજ્ઞાનથી ભય પામી ક્યાંઇક ભાગી ગયું તેથી પણ હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું. ૬૦

धन्योऽहं धन्योऽहं कर्तव्यं मे न विद्यते किंचित्।
धन्योऽहं धन्योऽहं प्राप्तव्यं सर्वमद्य संपन्नम् ॥ ६१ ॥

मे किंचित् कर्तव्यं न विद्यते [अतः] अहं धन्यः, अहं धन्यः, अद्य सर्वं प्राप्तव्यं संपन्नं [अतः अपि] अहं धन्यः, अहं धन्यः ॥

મારે કોઇ પણ પ્રકારનું કાંઇ પણ કર્તવ્ય હવે બાકી રહ્યું નથી તેથી હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું, આજ મને પ્રાપ્ત કરવાયોગ્ય સર્વ પ્રાપ્ત થયું છે તેથી પણ હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું. ૬૧ .

धन्योऽहं धन्योऽहं तृप्तेर्मे कोपमा भवेल्लोके।
धन्योऽहं धन्योऽहं धन्यो धन्यः पुनः पुनर्धन्यः ॥ ६२ ॥

अहं धन्यः, अहं धन्यः, लोके मे तृप्तेः का उपमा भवेत्? अहं धन्यः, अहं धन्यः, धन्यः, धन्यः, पुनः पुनः धन्यः ॥

હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છુ. આ લોકમાં મારા નિરુપમ સંતોષની શી ઉપમા આપી શકાય? અર્થાત્ કોઇ પણ ઉપમા નજ આપી શકાય. હું કૃતાર્થ છું, હું કૃતાર્થ છું, કૃતાર્થ છું, કૃતાર્થ છું, વારંવાર કૃતાર્થ છું. ૬૨

अहो पुण्यमहो पुण्यं फलितं फलितं दृढम्।
अस्य पुण्यस्य संपत्तेरहो वयमहो वयम् ॥ ६३ ॥

अहो! पुण्यं अहो! पुण्यं फलितं, दृढं फलितं, अस्य पुण्यस्य संपत्तेः वयं अहो! वयं अहो! ॥

મને બ્રહ્મસાક્ષાત્કાર કરાવનારું મારું પુણ્ય સર્વોત્કૃષ્ટ હોવાથી આશ્ચર્યરૂપ છે! મારું તે પુણ્ય આશ્ચર્યરૂપ છે! તે પુણ્ય ફલવાળું થયું છે. બ્રહ્મના દૃઢ સાક્ષાત્કારરૂપ અત્યંત દૃઢ ફલવાળું થયું છે. આ પુણ્યની સંપત્તિથી (પ્રાપ્તિથી વા શુભ સામગ્રીથી) અમે (બ્રહ્મવેત્તાઓ) આશ્ચર્યરૂપ છીએ. અમે આશ્ચર્યરૂપ છીએ. ૬૩

अहो शास्त्रमहो शास्त्रमहो गुरुरहो गुरुः ।
अहो ज्ञानमहो ज्ञानमहो सुखमहो सुखम् ॥ ६४ ॥

शास्त्रं अहो ! शास्त्रं अहो ! गुरुः अहो ! गुरुः अहो ! ज्ञानं अहो ! ज्ञानं अहो ! सुखं अहो ! सुखं अहो ! ॥

અદ્વૈતતત્ત્વનો ઉપદેશ કરનારું આ વેદાંતશાસ્ત્ર આશ્ચર્યરૂપ (સર્વશાસ્ત્રોના શિરોમણિરૂપ) છે! આ વેદાંતશાસ્ત્ર આશ્ચર્યરૂપ છે! અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કરનારા પરમદયાળુ સદ્ગુરુ આશ્ચર્યરૂપ (સર્વદા સર્વથા ઉપાસ્ય) છે! એવા સદ્ગુરુ આશ્ચર્યરૂપ છે! સર્વ સાધનોના અંતિમ ફલરૂપ અદ્વૈતજ્ઞાન આશ્ચર્યરૂપ (પરમાવધિરૂપ) છે! અદ્વૈતજ્ઞાન આશ્ચર્યરૂપ છે! નિરતિશય બ્રહ્મસુખ અવર્ણનીય હોવાથી આશ્ચર્યરૂપ છે! તે બ્રહ્મસુખ આશ્ચર્યરૂપ છે! ૬૪

હવે ગ્રંથકારશ્રી આ વિદ્યાનંદનામના પ્રકરણની સમાપ્તિ કરે છેઃ—

ब्रह्मानंदाभिधे ग्रंथे चतुर्थोऽध्याय ईरितः ।
विद्यानंदस्तदुत्पत्तिपर्यंतोऽभ्यास इष्यताम् ॥ ६५ ॥

इति श्रीमद्भारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां ब्रह्मानंदे विद्यानंदः ॥ १४ ॥

अन्वयः—ब्रह्मानंदाभिधे ग्रंथे विद्यानंदः चतुर्थः अध्यायः ईरितः, तदुत्पत्तिपर्यंतः अभ्यासः इष्यताम् ॥

બ્રહ્માનંદનામના ગ્રંથમાં આ વિદ્યાનંદનામનો ચોથો અધ્યાય કહ્યો છે. પોતાના અંતઃકરણમાં વિદ્યાનંદનો આવિર્ભાવ થતાંસુધી મુમુક્ષુએ બ્રહ્મસ્વરૂપના સતત અનુસંધાનરૂપ અભ્યાસ સ્વીકારવો જોઈએ. ૬૫

એ પ્રમાણે શ્રીમદ્ભારતીતીર્થસ્વામિવિરચિત પંચદશીના બ્રહ્માનંદમાં વિદ્યાનંદ એ નામના ચૌદમા પ્રકરણની શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થદીપિકા-ટીકા પૂરી થઈ. ૧૪

---

## બ્રહ્માનંદગત વિદ્યાનંદનો સાર

વિષયાનંદ જેમ બુદ્ધિની વૃત્તિરૂપ છે તેમ વિદ્યાનંદ પણ બુદ્ધિની વૃત્તિરૂપ છે. એ વિદ્યાનંદ ચાર પ્રકારનો કહ્યો છે. ૧ દુઃખનો અભાવ, ૨ ઇચ્છિતની પ્રાપ્તિ, ૩ કૃતકૃત્યપણું ને ૪ પ્રાપ્તપ્રાપ્યપણું. દુઃખ બે પ્રકારનાં છે, આ લોકસંબંધી દુઃખ ને પરલોકસંબંધી દુઃખ. અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનું સ્વરૂપ જાણવાથી બ્રહ્મવેત્તાનાં આ લોકસંબંધી દુઃખોની નિવૃત્તિ થાય છે એમ શ્રીબૃહદારણ્યકોપનિષદ્‌માં કહ્યું છે. આત્મા બે પ્રકારનો છે, જીવાત્મા ને પરમાત્મા. ચેતનરૂપ આત્માને સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ આ ત્રણ શરીરની સાથે એકપણાની ભ્રાંતિ થવાથી તે આત્મા ભોક્તા થાય છે. એ ભોક્તાને જીવ કહેવામાં આવે છે. સચ્ચિદાનંદરૂપ આત્મા નામરૂપની કલ્પનાનું અધિષ્ઠાન થઇ તેની સાથે એકપણાને પામ્યાજેવું થઈ ભોગ્ય થાય છે. ત્રણ શરીરોથી અને નામરૂપાત્મક જગતથી ચેતનરૂપ આત્મા ભિન્ન છે એવું જ્ઞાન થવાથી તેમાં ઉપજેલી ભોક્તાપણાની ભ્રાંતિ અને ભોગ્યપણાની ભ્રાંતિ દૂર થાય છે. કલ્પિત ભોક્તામાટે કલ્પિત ભોગ્યની ઇચ્છા કરનારો જીવાત્મા શરીરના સંતાપોવડે સંતાપયુક્ત થાય છે. સંતાપો અથવા જ્વરો સ્થૂલાદિ ત્રણ શરીરોના ધર્મો છે, આત્માના ધર્મો નથી. વાત, પિત્ત અને કફ એ ત્રણ ધાતુમાંના કોઇ પણ ધાતુના વિષમપણાવડે થનારા રોગો એ સ્થૂલદેહમાં રહેલા જ્વરો છે, કામક્રોધાદિ એ સૂક્ષ્મશરીરમાં રહેલા જ્વરો છે, અને એ બંને પ્રકારના જ્વરોનાં બીજ એ કારણશરીરમાં રહેલા જ્વરો છે.

માયાના કાર્યરૂપ નામરૂપાત્મક જગતથી સચ્ચિદાનંદસ્વરૂપ બ્રહ્મને પૃથક્ જાણવાથી પ્રતીત થતું જગત્ મિથ્યા છે એવો નિશ્ચય થાય છે. પછી જગતને મિથ્યા જોનારો પુરુષ કોઇ પણ ભોગ્ય પદાર્થની ઇચ્છા કરતો નથી. આત્મા અસંગ, અવિકારી ને ચેતનરૂપ છે એવો દૃઢ અનુભવ થવાથી ભોગ્ય પદાર્થોની કામના કરનારો ભોક્તા પણ અવશેષ રહેતો નથી. આત્મસ્વરૂપનો દૃઢ અનુભવ થવાથી આત્માની સાથે ત્રણે શરીરોના જ્વરોનો સબંધ રહેતો નથી. મેં પાપ શામાટે કર્યું અને મેં પુણ્ય શામાટે ન કર્યું ? આવા પ્રકારની મરણના સમયમાં મનુષ્યને જે ચિંતા થાય છે તે પરલોકસબંધી દુઃખ છે. બ્રહ્મવેત્તા પુણ્યને અને પાપને પોતાના આત્માથી પૃથક્ જોતા નથી તેથી તેમને પરલોકસંબંધી દુઃખ થતું નથી. કમલના પાંદડાને જેમ પાણીનો સ્પર્શ થતો નથી તેમ બ્રહ્મવેત્તાને બ્રહ્મજ્ઞાન થયા પછી તેમનાથી થનારાં ક્રિયમાણકર્મોનો સ્પર્શ થતો નથી. બ્રહ્મવેત્તાનાં સંચિતકર્મો બ્રહ્મજ્ઞાનવડે બળી જાય છે એમ કૌષીતકિ-ઉપનિષદ્‌માં અને ભગવદ્‌ગીતા આદિમાં કહેલું છે.

બ્રહ્મવેત્તાને બ્રહ્મજ્ઞાનવડે સર્વે ઇચ્છિતની પ્રાપ્તિ થાય છે એમ ઐતરેય, છાંદોગ્ય ને તૈત્તિરીય આદિ ઉપનિષદોમાં કહ્યું છે. તૈત્તિરીય અને બૃહદારણ્યક-ઉપનિષદ્‌માં ચક્રવર્તી રાજાથી માંડીને હિરણ્યગર્ભસુધીના ઉત્તરોત્તર સો સો ગણા આનંદો કહીને તે સર્વ આનંદો બ્રહ્મવેત્તાને એકકાલે પ્રાપ્ત થાય છે એમ જણાવ્યું છે. તે બ્રહ્મવેત્તા ચક્રવર્તી રાજાથી માંડીને હિરણ્યગર્ભપર્યંતના આનંદને બ્રહ્માનંદના લેશરૂપ સમજે છે. ચક્રવર્તી રાજાને સર્વ ઇચ્છિત વિષયો પ્રાપ્ત હોવાથી તેમને વ્યાવહારિક વિષયની ઇચ્છા થતી નથી, અને બ્રહ્મવેત્તા સર્વ વિષયોને અસત્ ને તુચ્છ માને છે તેથી તેમને પણ વ્યાવહારિક વિષયની ઇચ્છા થતી નથી, તેથી તે બંનેનો સંતોષ સમાન છે. બ્રહ્મવેત્તા પુરુષ વેદાદિ શાસ્ત્રોથી ભોગ્ય પ્રાણિપદાર્થમાં રહેલા દોષોને જાણે છે તેથી તેમને તે ભોગ્ય પ્રાણિપદાર્થની ઇચ્છા થતી નથી. મૈત્રાયણીશાખામાં બૃહદ્રથરાજર્ષિએ શ્રીશાકાયન્યમુનિપાસે શરીરમાં રહેલા દોષો, ચિત્તમાં રહેલા દોષો અને ભોગ્યમાં રહેલા દોષો વર્ણવેલા છે. કૂતરાએ ઓકેલો દૂધપાક ખાવામાં જેમ વિવેકી મનુષ્યની ઇચ્છા થતી નથી તેમ બ્રહ્મવેત્તાને ભોગ્ય પ્રાણિપદાર્થની દૃઢ ઇચ્છા થતી નથી. રાજાને અને બ્રહ્મવેત્તાને મર્ત્યલોકના વિષયોની ઇચ્છાના અભાવવડે થનારી તૃપ્તિ સરખી છતાં પણ રાજાને ભોગનાં સાધનો એકત્ર કરવામાં બહુ શ્રમ કરવો પડેલો હોય છે, અને ભવિષ્યમાં તેના નાશની ચિંતા ને ભય પણ તેના મનમાં રહે છે. શ્રોત્રિય ને બ્રહ્મવેત્તાને વિષયનાં સાધનો મેળવવામાં શ્રમ કરવાનો હોતો નથી અને તેના રક્ષણને માટે પણ તેમના અંતઃકરણમાં ચિંતા તથા ભય રહેતાં નથી. એમ હોવાથી બ્રહ્મવેત્તાનો સંતોષ ચક્રવર્તી રાજાના સંતોષ કરતાં અધિક છે. મનુષ્યગંધર્વાદિકના ને બ્રહ્મવેત્તાના આનંદમાટે પણ એ પ્રમાણે સમજવું. બ્રહ્મવેત્તાનો નિરુપાધિક બ્રહ્માનંદ ચક્રવર્તી રાજાથી માંડીને હિરણ્યગર્ભના આનંદના કરતાં પણ અધિક છે. બ્રહ્મવેત્તાના મનમાં કોઇ પણ વિષયની ઇચ્છા ન રહેવાથી તેઓ સર્વકાલ નિરવધિ નિજાનંદનો અનુભવ કરે છે. આ તેમને સર્વ ઇચ્છિતની પ્રાપ્તિ કહી. વળી એ બ્રહ્મવેત્તા સર્વમાં સાક્ષિરૂપે રહેલા હોવાથી પણ સર્વ પ્રાણીઓના આનંદની તેમને પ્રાપ્તિ થયેલી છે. એવો આનંદ અજ્ઞાની મનુષ્યને પણ વાસ્તવિક રીતે પ્રાપ્ત હોય છે, પણ તેને હું સર્વ પ્રાણીઓના સાક્ષીરૂપે રહેલો છું એવું ભાન નથી તેથી તેને બ્રહ્મવેત્તાના જેવા અનવધિ સંતોષની પ્રાપ્તિ અનુભવાતી નથી. તૈત્તિરીય-ઉપનિષદ્‌માં પણ અન્નમયાદિ પાંચ કોશોરૂપ ગુફામાં રહેલા આત્માને જે જાણે છે તેને એકસાથે સર્વ ભોગોની પ્રાપ્તિ થાય છે એમ કહેલું છે. એવી રીતે બ્રહ્મવેત્તાની દુઃખાભાવરૂપ અને ઇચ્છિતની પ્રાપ્તિરૂપ એ અવસ્થા જણાવી બ્રહ્મવેત્તાના કૃતકૃત્યપણાનું અને પ્રાપ્તપ્રાપ્તવ્યપણાનું વર્ણન તૃપ્તિદીપના સારમાં જણાવ્યું છે એટલે તે અહીં જણાવ્યું નથી. જેમને તે જોવાની ઇચ્છા થાય તેમણે તે ત્યાં જોવું, વા આ પ્રકરણનો અંતિમભાગ વાંચવો.

એ પ્રમાણે પંચદશીના શ્રીમદ્‌ભારતીતીર્થસ્વામિવિરચિત બ્રહ્માનંદગત વિદ્યાનંદનામના ચૌદમા પ્રકરણનો શ્રીમન્નાથશર્મવિરચિત સાર:પૂરો થયો.૧૪



# १५ ब्रह्मानंदे विषयानंद ॥

## ટીકાકારકૃત મંગલ

### દોહરો

વિષયાનંદના મૂલરૂપ, બ્રહ્માનંદ સમજાય;
તો જિજ્ઞાસુ કૃતાર્થ થઇ, બ્રહ્મરૂપે સ્થિર થાય. ૧

આ બ્રહ્માનંદમાં વિષયાનંદનામના પાચમા અધ્યાયનો પ્રતિપાદન કરવાયોગ્ય વિષય નીચેના શ્લોકમાં ગ્રંથકાર કહે છેઃ—

**अथात्र विषयानंदो ब्रह्मानंदांशरूपभाक् ।**
**निरूप्यते द्वारभूतस्तदंशत्वं श्रुतिर्जगौ ॥ १ ॥**

अन्वयः—अथ अत्र ब्रह्मानंदांशरूपभाक् द्वारभूतः विषयानंदः निरूप्यते, तदंशत्वं श्रुतिः जगौ ॥

હવે આ વિષયાનદનામના છેલ્લા પ્રકરણમા બ્રહ્માનંદના અંશરૂપ અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિના સાધનરૂપ લોકપ્રસિદ્ધ વિષયાનદનુ નિરૂપણ કરવામા આવે છે આ વિષયાનદને બ્રહ્માનદનુ અશપણું છે એમ શ્રુતિએ કહેલુ છે. ૧

વિષયાનદ એ બ્રહ્માનદના એકદેશરૂપ છે એમ કહેનારી શ્રુતિને અર્થથી નીચેના શ્લોકમા કહે છે.—

**एषोऽस्य परमानंदो योऽखंडैकरसात्मकः ।**
**अन्यानि भूतान्येतस्य मात्रामेवोपभुंजते ॥ २ ॥**

यः एषः अखंडैकरसात्मकः अस्य परमानंदः, अन्यानि भूतानि एतस्य मात्रां एव उपभुंजते ॥

જે આ અખડ ને એકરસરૂપ આનંદ છે તે આ બ્રહ્મનો સ્વરૂપભૂત પરમાનદ છે. બીજા સર્વ પ્રાણીઓ આ પરમાનદના લેશનોજ અનુભવરૂપ ઉપભોગ કરે છે. ૨

વિષયાનદ બ્રહ્માનદના લેશરૂપ છે એમ સિદ્ધ કરવામાટે પ્રથમ વિષયાનંદના ઉપાધિરૂપ અંતઃકરણની વૃત્તિઓ કેટલી છે તે નીચેના બે શ્લોકોમા જણાવે છેઃ—

शांता घोरास्तथा मूढा मनसो वृत्तयस्त्रिधा ।
वैराग्यं क्षांतिरौदार्यमित्याद्याः शांतवृत्तयः ॥ ३ ॥
तृष्णा स्नेहो रागलोभावित्याद्या घोरवृत्तयः ।
संमोहो भयमित्याद्याः कथिता मूढवृत्तयः ॥ ४ ॥

शांताः घोराः तथा मूढाः [ इति ] मनसः त्रिधा वृत्तयः [ सन्ति, ] वैराग्यं क्षांतिः औदार्यं इत्याद्याः शांतवृत्तयः, तृष्णा स्नेहः रागलोभौ इत्याद्याः घोरवृत्तयः [ च ] संमोहः भयं इत्याद्याः मूढवृत्तयः कथिताः ॥

શાંત, ( સાત્ત્વિકી, ) ઘોર ( રાજસી ) અને મૂઢ ( તામસી ) એવી અંતઃકરણની ત્રણ પ્રકારની વૃત્તિઓ છે. વૈરાગ્ય, ક્ષમા અને ઉદારતા ઇત્યાદિ શાંતવૃત્તિઓ છે. દ્રવ્યાદિની તૃષ્ણા, પ્રાણિપદાર્થઉપર હેત, વિષયોમાં ખાટી આસક્તિ ને લોભ ( કંજુસાઇ ) ઇત્યાદિ ઘોરવૃત્તિઓ છે, અને અવિવેક ને ભય ઇત્યાદિ મૂઢવૃત્તિઓ શાસ્ત્રમાં કહેલી છે.

અંતઃકરણમાં સત્ત્વગુણના વધારાવડે શાંતવૃત્તિઓ–સાત્ત્વિકીવૃત્તિઓ ઉપજે છે, અંતઃકરણમાં રજોગુણના વધારાવડે ઘોરવૃત્તિઓ–રાજસીવૃત્તિઓ ઉપજે છે અને અંતઃકરણમાં તમોગુણના વધારાવડે મૂઢવૃત્તિઓ–તામસીવૃત્તિઓ–ઉપજે છે. ૩-૪

ઉપર જણાવેલી ત્રણે પ્રકારની વૃત્તિઓમાં બ્રહ્મનો ચેતનસ્વભાવ પ્રતીત થાય છે, અને શાંતવૃત્તિઓમાં ચેતન અને સુખ એ બંનેનું ભાન થાય છે એમ કહે છેઃ—

वृत्तिष्वेतासु सर्वासु ब्रह्मणश्चित्स्वभावता ।
प्रतिबिंबति शांतासु सुखं च प्रतिबिंबति ॥ ५ ॥

एतासु सर्वासु वृत्तिषु ब्रह्मणः चित्स्वभावता प्रतिबिंबति, शांतासु सुखं च प्रतिबिंबति ॥

અંતઃકરણની એ સર્વ વૃત્તિઓમાં બ્રહ્મનું ચેતનસ્વભાવપણું પ્રતિબિંબિત થાય છે, અને અંતઃકરણની શાંતવૃત્તિઓમાં ચેતનસ્વભાવઉપરાંત સુખ પણ પ્રતિબિંબિત થાય છે. ૫

ઉપર કહેલા અર્થમાં શ્રુતિના વચનને અર્થથી કહે છેઃ—

रूपं रूपं बभूवासौ प्रतिरूप इति श्रुतिः ।
उपमा सूर्यकेत्यादि सूत्रयामास सूत्रकृत् ॥ ६ ॥

असौ रूपं रूपं प्रतिरूपः बभूव इति श्रुतिः [अस्ति, तथा] सूर्यकेत्यादि उपमा सूत्रकृत् सूत्रयामास ॥

આ પરમાત્મા પ્રત્યેક શરીરમાં તે તે શરીરપ્રમાણે થયેલા એટલે પ્રતિબિંબ પામેલા જણાય છે એવી શ્રુતિ છે. તેવી રીતે જલપાત્રોમાં પડતા સૂર્યના પ્રતિબિંબની ઉપમા છે એમ ભગવાન્ બ્રહ્મસૂત્રકારે (વ્યાસભગવાને) "अत एव चोपमा सूर्यकादिवत्" (આથીજ જલમાં પ્રતિબિંબિત સૂર્યાદિની ઉપમા-દૃષ્ટાંત-છે) એ સૂત્રવડે જણાવ્યું છે. ૬

પરમાત્મા એક છતાં પણ ઉપાધિના સબંધથી તેઓ અનેકપણાને પામેલા જણાય છે એમ નીચેની શ્રુતિવડે જણાવે છેઃ—

एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः ।
एकधा बहुधा चैव दृश्यते जलचंद्रवत् ॥ ७ ॥

एकः एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः [अस्ति,] जलचंद्रवत् एकधा च बहुधा एव दृश्यते ॥

એકજ એવા પ્રસિદ્ધ સર્વ ભૂતોના આત્મા પ્રત્યેક ભૂતમાં ભિન્ન ભિન્નરૂપે વ્યાપીને રહેલા પ્રતીત થાય છે. ઘડાઓના કે તળાવના જલમાં પ્રતીત થતા ચંદ્રપ્રતિબિંબપ્રમાણેજ તે બિંબરૂપે એક પ્રકારના અને પ્રતિબિંબરૂપે બહુ પ્રકારનાજ જણાય છે, તાત્પર્ય કે બિંબરૂપ પરમાત્મા એકજ છે, અને પ્રતિબિંબરૂપ જીવો ઉપાધિઓના અનેકપણાથી અનેક છે. ૭

અંતઃકરણની સર્વ વૃત્તિઓમાં એકજ બ્રહ્મ ચેતનરૂપે જણાય છે, અને શાંતવૃત્તિઓમાં તે ચેતનરૂપે અને સુખરૂપે જણાય છે એમ કહેવું અસભવિત છે એવી કોઇ શકા કરે તો નીચેના શ્લોકમાં ચંદ્રનુ દૃષ્ટાંત આપી તે શકાનું સમાધાન કરે છેઃ—

जले प्रविष्टश्चंद्रोऽयमस्पष्टः कलुषे जले ।
विस्पष्टो निर्मले तद्वद्द्वेधा ब्रह्मापि वृत्तिषु ॥ ८ ॥

[यथा] जले प्रविष्टः अयं चंद्रः कलुषे जले अस्पष्टः [च] निर्मले विस्पष्टः तद्वत् ब्रह्म अपि वृत्तिषु द्वेधा [भवति] ॥

જેવી રીતે જલમાં પ્રતિબિંબરૂપે પ્રવેશ પામેલો આ ચંદ્ર મેલા જલમાં અસ્પષ્ટ જણાય છે, અને નિર્મલ જલમા અતિસ્પષ્ટ જણાય છે, તેવી રીતે બ્રહ્મ પણ અંતઃકરણની વૃત્તિઓમા બે પ્રકારે પ્રતીત થાય છે. ૮

ઉપર જણાવેલી વાતને વિશેષ સ્પષ્ટ કરે છેઃ—

घोरमूढासु मालिन्यात्सुखांशश्च तिरोहितः ।
ईषन्नैर्मल्यतस्तत्र चिदंशप्रतिबिंबनम् ॥ ९ ॥

घोरमूढासु मालिन्यात् सुखांशः तिरोहितः, च ईषन्नैर्मल्यतः तत्र चिदंशप्रतिबिंबनं [ भवति ] ॥

અંતઃકરણની ઘોરવૃત્તિઓમાં અને મૂઢવૃત્તિઓમાં તે બે વૃત્તિઓના મલિનપણાથી બ્રહ્મનો સુખરૂપ અંશ તિરોધાન પામેલો થાય છે, અને તેમના થોડા નિર્મલપણાથી તેમાં બ્રહ્મના વા આત્માના ચેતનરૂપ અંશનું પ્રતિબિંબ થાય છે. ૯

ચંદ્રનો ઉપાધિ જે પાણી તે પાણી બે પ્રકારનું હોવાથી તેમાં સ્પષ્ટ ને અસ્પષ્ટ પ્રતિબિંબ જણાવું યુક્ત છે, પણ આત્માનો અંતઃકરણરૂપ ઉપાધિ એક હોવાથી બ્રહ્મના વા આત્માના એક અંશનું ભાન તેમાં સંભવતું નથી એવી શંકા ગ્રહણ કરીને બીજા દૃષ્ટાંતવડે તેનું સમાધાન આપે છેઃ—

यद्वापि निर्मले नीरे वह्नेरौष्ण्यस्य संक्रमः ।
न प्रकाशस्य तद्वत्स्याच्चिन्मात्रोद्भूतिरेव च ॥ १० ॥

यद्वा निर्मले नीरे वह्नेः औष्ण्यस्य संक्रमः स्यात्, अपि प्रकाशस्य न, तद्वत् च चिन्मात्रोद्भूतिः एव ॥

અથવા જેમ નિર્મલ પાણીમાં અગ્નિના ઉષ્ણપણાનું માત્ર સંક્રમણ—ગમન થાય છે, પણ તેમાં પ્રકાશનું સંક્રમણ થતું નથી તેમજ અંતઃકરણની ત્રણે વૃત્તિઓમાં માત્ર ચેતનનોજ પ્રાદુર્ભાવ થાય છે, પણ ઘોરવૃત્તિઓમાં અને મૂઢવૃત્તિઓમાં તેમની યોગ્યતાને અભાવે આનંદનો પ્રાદુર્ભાવ થઇ શકતો નથી. ૧૦

શાંતવૃત્તિઓમાં ચેતનની—જ્ઞાનની અને આનંદની પ્રતીતિ થાય છે તેના સંબંધમાં બીજું દૃષ્ટાંત આપે છેઃ—

काष्ठे त्वौष्ण्यप्रकाशौ द्वावुद्भवं गच्छतो यथा ।
शांतासु सुखचैतन्ये तथैवोद्भूतिमाप्नुतः ॥ ११ ॥

तु यथा काष्ठे औष्ण्यप्रकाशौ द्वौ उद्भवं गच्छतः तथा एव शांतासु सुखचैतन्ये उद्भूतिं आप्नुतः ॥

વળી જેમ સૂકા લાકડામાં ઉષ્ણતા અને પ્રકાશ એવા અગ્નિના બે સ્વભાવ ઉત્પન્ન થાય છે તેમજ શાંતવૃત્તિઓમાં સુખ અને ચૈતન્ય આ બન્ને આત્માના સ્વભાવો ઉત્પન્ન થાય છે. ૧૧

ઉપર જણાવ્યા પ્રમાણે વ્યવસ્થા કરવાનું કારણ કહે છેઃ—

**वस्तुस्वभावमाश्रित्य व्यवस्था तूभयोः समा ।**
**अनुभूत्यनुसारेण कल्प्यते हि नियामकम् ॥ १२ ॥**

वस्तुस्वभावं आश्रित्य उभयोः व्यवस्था तु समा, हि अनुभूत्यनुसारेण नियामकं कल्प्यते ॥

વસ્તુના સ્વભાવનો આશ્રય કરીને બંને વૃત્તિઓની વ્યવસ્થા તો સરખીજ છે, કેમકે અનુભવપ્રમાણે પ્રત્યેક વસ્તુનું નિયમન કરનારની કલ્પના કરાય છે. ઉભયોઃને સ્થાને કોઇ પ્રતમાં ભૂતયોઃ એવો પાઠ હોય તો તેનો અર્થ દૃષ્ટાંતસિદ્ધાંત બંનેની એવો કરવો. ૧૨

હવે ઉપર જણાવેલો અનુભવ કહે છેઃ—

**न घोरासु न मूढासु सुखानुभव ईक्ष्यते ।**
**शांतास्वपि क्वचित्कश्चित्सुखातिशय ईक्ष्यताम् ॥ १३ ॥**

सुखानुभवः घोरासु न, [ च ] मूढासु न ईक्ष्यते, शांतासु अपि क्वचित् कश्चित् सुखातिशयः ईक्ष्यताम् ॥

મનુષ્યાદિને સુખનો અનુભવ અંતઃકરણની ઘોરવૃત્તિઓમાં ( રાજસીવૃત્તિઓમાં ) થતો નથી, અને મૂઢવૃત્તિઓમાં ( તામસીવૃત્તિઓમાં ) પણ તે થતો નથી. શાંતવૃત્તિઓમાં ( સાત્વિકીવૃત્તિઓમાં ) પણ ક્યારેક ( પ્રિય આશ્રિતપદાર્થના સ્મરણવેલા કે તેની પ્રાપ્તિવેલા ) કોઇ પ્રકારના સુખનું અધિકપણું અનુભવવામાં આવે છે, ને ક્યારેક તે સુખનું ન્યૂનપણું પણ અનુભવાય છે. ૧૩

ઘોરવૃત્તિઓમાં સુખનો અનુભવ થતો નથી એમ નીચેના શ્લોકથી જણાવે છેઃ—

**गृहक्षेत्रादिविषये यदा कामो भवेत्तदा ।**
**राजसस्यास्य कामस्य घोरत्वात्तत्र नो सुखम् ॥ १४ ॥**

यदा गृहक्षेत्रादिविषये कामः भवेत् तदा अस्य राजसस्य कामस्य घोरत्वात् तत्र सुखं नो [ अस्ति ] ॥

જ્યારે ઘર અને ખેતર આદિ લૌકિક વિષયની મનુષ્યને ઇચ્છા થાય છે ત્યારે આ રાજસતૃષ્ણાના ઘોરપણાથી તેમાં સુખ થતું નથી. ૧૪

ઘોરવૃત્તિમાં સુખ શાથી થતું નથી તે જણાવે છેઃ—

**सिद्ध्येन्न वेत्यस्ति दुःखमसिद्धौ तद्विवर्धते ।**
**प्रतिबंधे भवेत् क्रोधो द्वेषो वा प्रातिकूलतः ॥ १५ ॥**

सिद्धयेत् न वा इति दुःखं अस्ति, असिद्धौ तत् विवर्धते, प्रतिबंधे क्रोधः भवेत् वा प्रतिकूलतः द्वेषः [ भवेत् ] ॥

મારી ગૃહાદિની ઇચ્છા પૂરી થશે કે નહિ થાય એવી રીતે ઇચ્છા કરનાર મનુષ્યના મનમાં દુઃખ થાય છે, અને જો એ ઇચ્છા પૂર્ણ ન થાય તો તેનું તે દુઃખ વધે છે. ઇચ્છિતની પ્રાપ્તિમાં જો કોઈ કારણથી પ્રતિબંધ થાય તો તેના મનમાં ક્રોધ ઉત્પન્ન થાય છે, અથવા તેની પ્રાપ્તિમાં પ્રતિકૂલતા થવાથી તે પ્રતિકૂલતા કરનારઉપર દ્વેષ ઉત્પન્ન થાય છે. ૧૫

જો ઇચ્છાનો અભિઘાત થવાથી ઉપજેલું દુઃખ દૂર કરવું અશક્ય હોય તો મનુષ્યના મનમાં ખેદ થાય છે, તે ખેદ તામસ હોવાથી તેમાં સુખ હોતું નથી એમ કહે છેઃ—

अशक्यश्चेत्प्रतीकारो विषादः स्यात्स तामसः ।
क्रोधादिषु महद्दुःखं सुखशंकाऽपि दूरतः ॥ १६ ॥

प्रतीकारः अशक्यः चेत् विषादः स्यात्, सः तामसः, क्रोधादिषु महद्दुःखं [ अस्ति, ] सुखशंका अपि दूरतः [ एव ] ॥

જો તે દુઃખનો યોગ્ય ઉપાય કરવો અશક્ય હોય તો મનુષ્યના મનમાં ખેદ થાય છે. તે ખેદ તમોગુણના કાર્યરૂપ છે. જ્યારે ખેદ થાય ત્યારે સુખ ન હોય એ સ્વાભાવિક છે. ક્રોધાદિમાં મોટું દુઃખ રહેલુ છે. તેમાં સુખની શંકા કરવી પણ દૂરજ રહે છે. ૧૬

શાંતવૃત્તિમાં ( સાત્ત્વિકીવૃત્તિમાં ) સુખાનુભવ થાય છે એમ જણાવે છેઃ—

काम्यलाभे हर्षवृत्तिः शांता तत्र महत्सुखम् ।
भोगे महत्तरं लाभप्रसक्तावीषदेव हि ॥ १७ ॥

काम्यलाभे हर्षवृत्तिः शांता, तत्र महत् सुखम्, भोगे महत्तरं, हि लाभप्रसक्तौ ईषत् एव ॥

ઇચ્છિત વસ્તુનો લાભ થવાથી હર્ષવૃત્તિ ઉપજે છે, તે શાંતવૃત્તિ છે, તેમાં મોટું સુખ પ્રતીત થાય છે. ઇચ્છિત વસ્તુનો ઉપભોગ થવાથી ઘણું મોટું સુખ ઉપજે છે, અને ઇચ્છિત વસ્તુના લાભના પ્રસંગમાં થોડુંજ સુખ થાય છે. ૧૭

સાત્ત્વિકીવૃત્તિમાં ચિત્તદોષની નિવૃત્તિ થવાથી સર્વોત્તમ સુખ થાય છે એમ જણાવે છેઃ—

महत्तमं विरक्तौ तु विद्यानंदे तदीरितम् ।
एवं क्षांतौ तथौदार्ये क्रोधलोभनिवारणात् ॥ १८ ॥

विरक्तौ तु महत्तमं [सुखं भवति,] तत् विद्यानंदे ईरितम्, एवं शांतौ तथा औदार्ये क्रोधलोभनिवारणात् [भवति] ॥

વૈરાગ્યવાળી વૃત્તિમાં તો સર્વોત્તમ સુખની પ્રાપ્તિ થાય છે એ વિદ્યાનંદનામના પ્રકરણમાં કહેલું છે. એવી રીતે ક્ષમામાં ને ઉદારતામાં ક્રોધની અને લોભની નિવૃત્તિ હોવાથી પણ ઘણો આનંદ થાય છે. ૧૮

મનુષ્યને જે જે સુખ થાય છે તે તે સુખ બ્રહ્મના પ્રતિબિંબરૂપ છે એમ જણાવે છેઃ—

यद्यत्सुखं भवेत्तत्तद्‌ब्रह्मैव प्रतिबिंबनात् ।
वृत्तिष्वंतर्मुखास्वस्य निर्विघ्नं प्रतिबिंबनम् ॥ १९ ॥

यत् यत् सुखं तत् तत् ब्रह्म एव भवेत्, प्रतिबिंबनात्, अंतर्मुखासु वृत्तिषु अस्य निर्विघ्नं प्रतिबिंबनम् [भवति] ॥

આ જગતમાં જે જે સુખ છે તે તે સુખ બ્રહ્મસ્વરૂપજ છે, કેમકે તે આનંદરૂપ બ્રહ્મનું પ્રતિબિંબ પડવાથી થાય છે. આત્માભિમુખ થયેલી મનોવૃત્તિઓમાં આ આનંદરૂપ બ્રહ્મનું વિઘ્નરહિત પ્રતિબિંબ થાય છે. ૧૯

સર્વત્ર બ્રહ્મસ્વરૂપનો અનુભવ દર્શાવવામાટે પદાર્થોમાં બ્રહ્મસ્વરૂપનું દર્શન કેવી રીતે કરવું તે જણાવે છેઃ—

सत्ता चितिः सुखं चेति स्वभावा ब्रह्मणस्त्रयः ।
मृच्छिलादिषु सत्तैव व्यज्यते नेतरद्वयम् ॥ २० ॥

सत्ता, चितिः च सुखं इति ब्रह्मणः त्रयः स्वभावाः, मृच्छिलादिषु सत्ता एव व्यज्यते, इतरद्वयं न ॥

સત્તા, ચેતન અને આનંદ આવા બ્રહ્મના ત્રણ સ્વભાવો છે. માટી અને પાષાણાદિમાં બ્રહ્મનો સત્તાસ્વભાવજ પ્રકટ થાય છે, યોગ્યતાને અભાવે તેમાં ચેતન અને આનંદનામના એ સ્વભાવો પ્રકટ થતા નથી. ૨૦

અંતઃકરણની વૃત્તિઓમાં રહેલા મિશ્રબ્રહ્મનું સ્વરૂપ કહે છેઃ—

सत्ता चितिर्द्वयं व्यक्तं धीवृत्त्योर्घोरमूढयोः ।
शांतवृत्तौ त्रयं व्यक्तं मिश्रं ब्रह्मेत्थमीरितम् ॥ २१ ॥

घोरमूढयोः धीवृत्त्योः सत्ता [च] चितिः [इति] द्वयं व्यक्तं, [तथा] शांतवृत्तौ त्रयं व्यक्तं, इत्थं मिश्रं ब्रह्म ईरितम् ॥

ઘોર અને મૂઢ એવી બે બુદ્ધિવૃત્તિઓમાં સત્તા અને ચૈતન્ય એવા બે બ્રહ્મના સ્વભાવ પ્રકટ જણાય છે, અને બુદ્ધિની શાંતવૃત્તિમાં સત્, ચિત અને આનંદ એ ત્રણે બ્રહ્મના સ્વભાવ પ્રકટ જણાય છે. એવી રીતે બુદ્ધિવૃત્તિની સાથે મળેલાજેવું બ્રહ્મસ્વરૂપ કહ્યું. ૨૧

હવે વૃત્તિરહિત બ્રહ્મનું જ્ઞાન કેવી રીતે થાય છે તે જણાવે છેઃ—

**अमिश्रं ज्ञानयोगाभ्यां तौ च पूर्वमुदीरितौ ।**
**आद्येऽध्याये योगचिंता ज्ञानमध्याययोर्द्वयोः ॥ २२ ॥**

अमिश्रं [ ब्रह्म ] ज्ञानयोगाभ्यां [ ज्ञायते, ] तौ च पूर्वं उदीरितौ, आद्ये अध्याये योगचिंता [ च ] द्वयोः अध्याययोः ज्ञानम् ॥

અમિશ્ર એટલે પાષાણાદિરૂપ ને બુદ્ધિવૃત્તિરૂપ ઉપાધિથી રહિત એકલું બ્રહ્મ જ્ઞાનવડે અને યોગવડે જાણવામાં આવે છે. તે જ્ઞાન અને યોગ પૂર્વે વર્ણવેલાં છે. બ્રહ્માનંદના પહેલા અધ્યાયમાં યોગનો વિચાર કર્યો છે, અને તે પછીના બીજા બે અધ્યાયમાં જ્ઞાનનો વિચાર કરેલો છે. ૨૨

હવે માયાનું સ્વરૂપ જણાવે છેઃ—

**असत्ता जाड्यदुःखे द्वे मायारूपत्रयं त्विदम् ।**
**असत्ता नरशृंगादौ जाड्यं काष्ठशिलादिषु ॥ २३ ॥**

असत्ता [ च ] जाड्यदुःखे द्वे [ इति ] इदं तु मायारूपत्रयं, नरशृंगादौ असत्ता [ तथा ] काष्ठशिलादिषु जाड्यम् ॥

અસતપણું તે એક અને જડતા ને દુઃખ આ બે એમ આ પ્રસિદ્ધ માયાનાં ત્રણ રૂપ છે. મનુષ્યનાં શિંગડાં આદિમાં અસતપણું અને લાકડાં તથા પાષાણ આદિમાં જડપણું છે એમ જાણવું. ૨૩

હવે માયાનો દુઃખનામનો સ્વભાવ ક્યાં જણાય છે તે અને મિશ્રબ્રહ્મનુ સ્વરૂપ નીચેના શ્લોકમાં જણાવે છેઃ—

**घोरमूढधियोर्दुःखमेवं माया विजृंभिता ।**
**शांतादिबुद्धिवृत्त्यैक्यान्मिश्रं ब्रह्मेति कीर्तितम् ॥ २४ ॥**

घोरमूढधियोः दुःखं, एवं माया विजृंभिता, शांतादिबुद्धिवृत्त्यैक्यात् मिश्रं ब्रह्म इति कीर्तितम् ॥

૧ અહીં કોઇ પ્રતિમાં मायारूपं त्रयं એવો પાઠ જેવામાં આવે છે.

ઘોરબુદ્ધિવૃત્તિમાં અને મૂઢબુદ્ધિવૃત્તિમાં દુઃખ જણાય છે. એવી રીતે માયા વિકાસ પામેલી છે. શાંત આદિ બુદ્ધિની વૃત્તિઓની સાથે બ્રહ્મનું એકપણું થવાથી તે બ્રહ્મને મિશ્રબ્રહ્મ એવું નામ આપેલું છે. ૨૪

જિજ્ઞાસુએ કેવી રીતે બ્રહ્મનું ધ્યાન કરવું તે કહે છે.—

**एवं स्थितेऽत्र यो ब्रह्म ध्यातुमिच्छेत्पुमानसौ ।**
**नृशृंगादिमुपेक्षेत शिष्टं ध्यायेद्यथायथम् ॥ २५ ॥**

एवं स्थिते अत्र यः पुमान् ब्रह्म ध्यातुं इच्छेत्, असौ नृशृंगादिं उपेक्षेत [च] शिष्टं यथायथं ध्यायेत् ॥

એવી રીતે નક્કી થવાથી આ લોકમાં જે જિજ્ઞાસુ પુરુષ બ્રહ્મનું ધ્યાન કરવા ઇચ્છતો હોય તેણે માણસનાં શિંગડાં આદિ મિથ્યા પદાર્થની ઉપેક્ષા કરવી, અર્થાત્ તેમાં બ્રહ્મનું ધ્યાન કરવાનું નથી, અને બાકી રહેલા જડ પદાર્થોમાં ને અંતઃકરણની વૃત્તિઓમાં બ્રહ્મતત્ત્વનું જેવી રીતે ઘટે તેવી રીતે (આગળ કહેલી રીતે) ધ્યાન કરવું. ૨૫

જિજ્ઞાસુએ કઇ વસ્તુમાં કેવી રીતે બ્રહ્મનું ધ્યાન કરવું તે જણાવે છેઃ—

**शिलादौ नामरूपे द्वे त्यक्त्वा सन्मात्रचिंतनम् ।**
**त्यक्त्वा दुःखं घोरमूढधियोः सच्चिद्विचिंतनम् ॥ २६ ॥**

शिलादौ नामरूपे द्वे त्यक्त्वा सन्मात्रचिंतनं [ कार्यं, तथा ] घोरमूढधियोः दुःखं त्यक्त्वा सच्चिद्विचिंतनं [ कार्यम् ] ॥

પાષાણાદિ જડ પદાર્થોમાં નામ અને રૂપ એ બેનો ત્યાગ કરીને બ્રહ્મનું સત્તામાત્રરૂપે ધ્યાન કરવું, અને ઘોરવૃત્તિમાં તથા મૂઢવૃત્તિમાં દુઃખનો ત્યાગ કરીને સદ્રૂપે અને ચેતનરૂપે બ્રહ્મનું ધ્યાન કરવું. ૨૬

હવે અંતઃકરણની શાંતવૃત્તિઓમાં બ્રહ્મનું કેવી રીતે ધ્યાન કરવું ઇત્યાદિ જણાવે છેઃ—

**शांतासु सच्चिदानंदांस्त्रीनप्येवं विचिंतयेत् ।**
**कनिष्ठमध्यमोत्कृष्टास्तिस्रश्चिंताः क्रमादिमाः ॥ २७ ॥**

शांतासु सच्चिदानंदान् त्रीन् अपि एवं विचिंतयेत्, इमाः तिस्रः चिंताः क्रमात् कनिष्ठमध्यमोत्कृष्टाः [ सन्ति ] ॥

શાંતવૃત્તિઓમાં સત્, ચિત્ અને આનંદ આ ત્રણે બ્રહ્મના સ્વભાવોનું ધ્યાન કરવું. આ ત્રણ પ્રકારનાં ધ્યાનો અનુક્રમે કનિષ્ઠ, મધ્યમ ને ઉત્તમ છે,

અર્થાત્ પ્રથમ પ્રકારનું ધ્યાન કનિષ્ઠ, બીજા પ્રકારનું ધ્યાન મધ્યમ અને છેલ્લા પ્રકારનું ધ્યાન ઉત્તમ છે. ૨૭

મિશ્રબ્રહ્મનું ધ્યાન કોને માટે કહ્યું છે તે જણાવે છેઃ—

मंदस्य व्यवहारेऽपि मिश्रब्रह्माणि चिंतनम् ।
उत्कृष्टं वक्तुमेवात्र विषयानंद ईरितः ॥ २८ ॥

व्यवहारे अपि मंदस्य मिश्रब्रह्माणि चिंतनं उत्कृष्टम् [इति] वक्तुं एव अत्र विषयानंदः ईरितः ॥

વ્યવહાર કરતાં છતાં પણ મંદબુદ્ધિવાળા મનુષ્યને મિશ્રબ્રહ્મનું ધ્યાન ઉત્તમ છે એમ કહેવામાટેજ અહીં (આ બ્રહ્માનંદનામના ગ્રંથમાં) વિષયાનંદ કહેલ છે. ૨૮

હવે અંતઃકરણની ત્રણ પ્રકારની વૃત્તિઓથી રહિત બ્રહ્મનું ધ્યાન કહે છેઃ—

औदासीन्ये तु धीवृत्तेः शैथिल्यादुत्तमोत्तमम् ।
चिंतनं वासनानंदे ध्यानमुक्तं चतुर्विधम् ॥ २९ ॥

औदासीन्ये तु धीवृत्तेः शैथिल्यात् वासनानंदे चिंतनं उत्तमोत्तमं, [ एवं ] चतुर्विधं ध्यानं उक्तम् ॥

અંતઃકરણની રાગદ્વેષાદિરહિત ઉદાસીનપણાવાળી સ્થિતિમાં તો બુદ્ધિવૃત્તિના શિથિલપણાથી વાસનાનંદમાં જે બ્રહ્મનું ધ્યાન તે બહુ ઉત્તમ છે, અર્થાત્ પૂર્વનાં ત્રણ ધ્યાનો કરતાં તે શ્રેષ્ઠ છે એવી રીતે ચાર પ્રકારનું બ્રહ્મધ્યાન કહ્યું. ૨૯

આ ધ્યાન ઉપર જણાવેલાં સવૃત્તિક ત્રણ ધ્યાનોથી ભિન્ન છે એમ જણાવે છેઃ—

न ध्यानं ज्ञानयोगाभ्यां ब्रह्मविद्यैव सा खलु ।
ध्यानेनैकाग्र्यमापन्ने चित्ते विद्या स्थिरीभवेत् ॥ ३० ॥

ज्ञानयोगाभ्यां ध्यानं न, सा ब्रह्मविद्या एव खलु, ध्यानेन ऐकाग्र्यं आपन्ने चित्ते विद्या स्थिरीभवेत् ॥

આ ધ્યાન જ્ઞાનયુક્ત અને યોગયુક્ત હોવાથી ઉપર જણાવેલાં ત્રણેમાંનું એકે ધ્યાન આ નથી, પણ તે પ્રસિદ્ધ બ્રહ્મવિદ્યાજ છે. ધ્યાનવડે એકાગ્રપણાને પામેલા અંતઃકરણમાં બ્રહ્મવિદ્યા સ્થિર થાય છે. ૩૦

આ ધ્યાનને બ્રહ્મવિદ્યા કહેવાનું કારણ કહે છેઃ—

**विद्यायां सच्चिदानंदा अखंडैकरसात्मताम् ।**
**प्राप्य भांति न भेदेन भेदकोपाधिवर्जनात् ॥ ३१ ॥**

विद्यायां सच्चिदानंदाः अखंडैकरसात्मतां प्राप्य भेदकोपाधिवर्जनात् भेदेन न भांति ॥

આ બ્રહ્મવિદ્યામાં સત્, ચિત્ અને આનંદ અખંડએકરસપણાને પામીને પ્રતીત થાય છે, પણ શિલા આદિરૂપ અને અંતઃકરણની ત્રણ પ્રકારની વૃત્તિઓરૂપ ભેદ કરનારા ઉપાધિઓના અભાવથી ભેદવડે તે સત્, ચિત્ અને આનંદ ભિન્ન ભિન્ન પ્રતીત થતા નથી. ૩૧

હવે આનંદાદિમાં ભેદ પાડનારા ઉપાધિઓને કહે છેઃ—

**शांता घोराः शिलाद्याश्च भेदकोपाधयो मताः ।**
**योगाद्विवेकतो वैषामुपाधीनामपाकृतिः ॥ ३२ ॥**

शांताः घोराः च शिलाद्याः भेदकोपाधयः मताः, एषां उपाधीनां योगात् वा विवेकतः अपाकृतिः ॥

શાંત, ઘોર અને શિલા આદિ આનંદાદિકનો ભેદ કરનારા ઉપાધિઓ માનેલા છે. આ ઉપાધિઓનું ચિત્તના નિરોધરૂપ યોગથી અથવા જડચેતનના પૃથક્કરણરૂપ વિવેકથી નિરાકરણ થાય છે. ૩૨

અદ્વૈતરૂપ બ્રહ્મમા ત્રિપુટી ન હોવાથી તે ભૂમાનંદ ( બ્રહ્માનંદ ) કહેવાય છે એમ જણાવે છેઃ—

**निरुपाधिब्रह्मतत्त्वे भासमाने स्वयंप्रभे ।**
**अद्वैते त्रिपुटी नास्ति भूमानंदोऽत उच्यते ॥ ३३ ॥**

स्वयंप्रभे अद्वैते निरुपाधिब्रह्मतत्त्वे भासमाने [ सति ] त्रिपुटी न अस्ति, अतः भूमानंदः उच्यते ॥

સ્વયંપ્રકાશ, અદ્વૈત અને ઉપાધિરહિત બ્રહ્મસ્વરૂપ પ્રતીત થયે સતે દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય ઇત્યાદિ કોઈ પણ ત્રિપુટી પ્રતીત થતી નથી. આ કારણથી ત્રિપુટીરહિત જે આનંદ તે ભૂમાનંદ ( દેશ, કાલ ને વસ્તુના પરિચ્છેદથી રહિત આનંદ ) કહેવાય છે. ૩૩

હવે આ પાંચમા અધ્યાયની સમાપ્તિ કરે છેઃ—

ब्रह्मानंदाभिधे ग्रंथे पंचमोऽध्याय ईरितः ।
विषयानंद एतेन द्वारेणान्तः प्रविश्यताम् ॥ ३४ ॥

ब्रह्मानंदाभिधे ग्रंथे विषयानंदः पंचमः अध्यायः ईरितः, एतेन द्वारेण अंतः प्रविश्यताम् ॥

બ્રહ્માનંદનામના ગ્રંથમાં આ વિષયાનંદનામનો પાંચમો અધ્યાય કહ્યો. આ સાધનવડે અંતઃકરણમાં રહેલ આનંદરૂપ બ્રહ્મમાં મુમુક્ષુએ પ્રવેશ કરવો. ૩૪

હવે આ બ્રહ્માનંદનામના ગ્રંથની સમાપ્તિ કરે છેઃ—

प्रीयाद्धरिहरोऽनेन ब्रह्मानंदेन सर्वदा ।
पायाच्च प्राणिनः सर्वान् स्वाश्रिताञ्शुद्धमानसान् ॥ ३५ ॥

इति श्रीभारतीतीर्थमुनिविरचितायां पंचदश्यां ब्रह्मानंदे विषयानंदः ॥ १५ ॥

अन्वयः—हरिहरः अनेन ब्रह्मानंदेन सर्वदा प्रीयात् च शुद्धमानसान् स्वाश्रितान् सर्वान् प्राणिनः पायात् ॥

મુમુક્ષુના અવિદ્યાદિ દોષોનું હરણ કરનાર શ્રીશંકર આ બ્રહ્માનંદ-નામના ગ્રંથની રચનાવડે મારા ઉપર ને મુમુક્ષુઓપર સર્વદા પ્રસન્ન થાઓ, અને પવિત્ર અંતઃકરણવાળા પોતાના આશ્રિત સર્વ પ્રાણીઓનું રક્ષણ કરો. ૩૫

દોહરો

જે મુમુક્ષુ આ ગ્રંથનું, મનન કરે ધરી પ્યાર;
તે દુઃખોથી રહિત થઈ, પામે સુખ અપાર. ૧

એ પ્રમાણે શ્રીભારતીતીર્થસ્વામિવિરચિત પંચદશીમાં બ્રહ્માનંદમાં વિષયાનંદ એ નામના પંદરમા પ્રકરણની શ્રીમન્નાથશર્મવિરચિત ભાવાર્થ-દીપિકાટીકા પૂરી થઈ. ૧૫

---

## બ્રહ્માનંદગત વિષયાનંદનો સાર

વિષયાનંદ એ બ્રહ્માનંદનો એક અલ્પભાગ છે. તે બ્રહ્મજ્ઞાનના સાધનરૂપ ગણાય છે, તેથી તેનું વર્ણન કરાય છે. તૈત્તિરીયોપનિષદ્‌માં બ્રહ્માનંદના એક અંશવડે બીજાં પ્રાણીઓ પોતપોતાની ઉપજીવિકા ચલાવે છે એમ કહેલું છે. શાંત, ઘોર અને મૂઢ એવી અંતઃકરણની ત્રણ પ્રકારની વૃત્તિઓ છે. વૈરાગ્ય, ક્ષમા અને ઉદારતા આદિ સાત્ત્વિકવૃત્તિઓ શાંતવૃત્તિઓ કહેવાય છે, અભ્યાસ-

અહીં કોઈ પ્રતિમાં हरिर्हरः એવો પાઠ જોવામાં આવે છે.

